REGISTERED No B 298

ॐ तत्सत् ।

# आर्यधर्मप्रकाश.

# ARYA-DHARMA-PRAKASHA

पुस्तक २८ मुं    संवत् १९५६

श्लोक

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥

गीता ४-३९

उत्तम औषधनी पेठे परिणामे गुण करनार

नीति धर्म तथा व्यवहारसबंधी बोध आपनार

છપાવી પ્રગટ કરનાર

वेदधर्मसभानी कार्यभारमंडळी

તરફથી

[ रा. रा. विश्वनाथ वि. प्रभुराम बी. ए.]

હે૦ ભુલેશ્વર અનંતવાડી

મુંબઈ

[illegible] પ્રીંટીંગ પ્રેસ

સંવત ૧૯૫૬ સન ૧૯૦૦ ઈસવી

वर्ष १ नो दोढ रुपियो



# वर्णानुक्रमणिका

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૮ મુ ] કાર્તિક, સવત ૧૯૫૬ [અંક ૧ લો

## ॥ यतो धर्मस्ततो जय ॥

## भक्तमाळ बावनी अने अपराध क्षमा स्तोत्र



सवैया

पूजन करी पुरूषोत्तमनु हु अक्षय सुखने पामु,
कमळापतिना चरण कमळमा वारवार शिशनामु,
अनेक भव भटकी भटकी हजी तया न दास तमारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो ॥ १ ॥
महा भक्त आसक्त बनी तुज परम गतिने पाम्या,
अनेक अवनितणी उपाधि अळगी करी विराम्या,
तोपण हु तो मूढ मति छोडु न कुत्तर्क विचारो,
ए अपराध क्षमाकरीने श्रीकृष्णकृपानिधि तारो ॥ २ ॥
भक्त भीड भजन करवाने आपे धरी अवतारो,
परम भक्त प्रल्हाद प्रतापी, नृसिंहरूपे उगार्यो,
भक्तोनो सद्भाव कदी में अतर नथी उतार्यो,
ए अपराध क्षमाकरीने श्रीकृष्ण कृपानिधि तारो ॥ ३ ॥
धर्म धुरधर धर्मरायनी सत्य टेक सचवावी,
चीर पुरीने शीयळ साचव्यु द्रौपदीवारे आवी,
एवी कथा विषे नथी केशव में विश्वास वधार्यो,
ए अपराध क्षमाकरीने श्रीकृष्ण कृपानिधि तारो ॥ ४ ॥
वामननो अवतार धरी प्रभु बळीरायने बाध्यो,
आपी पद पाताळ तणु निज भक्त अर्थने सार्यो,
में तो ममत धरी मायानी साधु अर्थ न सार्यो,
ए अपराध क्षमाकरीने श्रीकृष्ण कृपानिधि तारो ॥ ५ ॥

शा० कु० मुनी० अपूर्ण

# आर्यधर्मप्रकाशनी प्रशंसा.

हरिगीत.

जे देशना निःशेष दोषो दूर करवाने चहे,
कांता बनीने प्रेमथी हितकारी वचनो जे कहे;
आ लोकने परलोकनुं हित थाय छे जेणे करी,
ते आर्यधर्मप्रकाशनी चडती करो हेते हरि. ॥ १ ॥
जे चित्तनी चिंता शमावा एक औषध मुख्य छे,
प्रख्याति रूपी नर्तकीमां नृत्यनुं जे स्थान छे;
विद्वानना शुभ लेखनी जे छे कसोटी पण खरी,
ते आर्यधर्मप्रकाशनी चडती करो हेते हरि. ॥ २ ॥
शुभ ग्रंथनी सम जे दिसे हरिगीतथी मनहर वणुं,
गुण गान करवा छे नहि कवि शक्त पूरो जे तणुं;
जे वांचीने पण वांचवा वृत्ति वधे छे फरी फरी,
ते आर्यधर्मप्रकाशनी चडती करो हेते हरि. ॥ ३ ॥
जे पत्र[1] छे शुभवर्णथी[2] को[3] नगर जेवुं शोभतुं,
जे सांभळी कवि लोकनुं पण निरखवा मन लोभतुं;
सन्मार्गमां लइ जाय छे दुर्जन तणुं जे दिल हरी,
ते आर्यधर्मप्रकाशनी चडती करो हेते हरि. ॥ ४ ॥
शुभवृत्तथी[4] जे सभ्य सरखुं सर्वदा परिपूर्ण छे,
जे लोकने वश राखवा आश्चर्यकारक चूर्ण छे;
जे सांभळी जाता नथी जन तेमने कदि वीसरी,
ते आर्यधर्मप्रकाशनी चडती करो हेते हरि. ॥ ५ ॥

शा. के. रे.

---

१ वाहन અને કાગળ.   २ સારા અક્ષરો અને ઉચ્ચ વર્ણના લોકથી.
३ કોઈક.   ४ સારાં છંદથી અને સારા આચરણોથી.

# आर्यधर्मप्रकाश



દેશ અને કાળ એ વસ્તુ ઉપર આ વખત હુ જે ધ્યાન આપુ છુ તો મને તે વિચિત્ર પ્રકારનો માલમ પડે છે તે સબધે એક વિદ્વાનના વચનો મને યાદ આવે છે "મનુષ્યના ભાગ્યમા સપત્તિ વિપત્તિના પ્રવાહો અવળા સવળા વહન કરે છે તેમજ મનુષ્ય સમુહથી ભરેલા દેશોના ભાગ્યમા પણ થાય છે" આ સપત્તિ વિપત્તિના અવળા સવળા પ્રવાહો વર્ત્તમાન સમયમા આર્યાવર્ત્તમા દૃશ્યમાન થાયછે વાચકવૃદને જણાવવાની જરૂર નથી કે ગયા ચાર વર્ષમા શુ વિદ્વાન કે શુ અજ્ઞ, શુ શ્રીમત કે શુ નિર્ધન સર્વના મનો ચિન્તામય બન્યા છે ચાર વર્ષમા બે વખત દુકાળની આવૃત્તિ, મરકી જેવા રોગનો ઉપદ્રવ આ સઘળુ આ દેશ ઉપર વાદળ ચડેલુ છે તેમા ધીરજ રાખી ભારતવર્ષીયોએ પોતાનો વખત પસાર કર્યો છે અગરજો કે પ્રારબ્ધને માનનારી આર્ય પ્રજા તો ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી પોતાના મનમા આશ્વાસન લે છે કે તે દુ ખદ વાદળુ થોડાક વખતમા નષ્ટ થશે અને પાછો સારો સમય આવશેજ હુ પણ તેમ ઈચ્છુ છુ અને જગન્નિયતૃ ઇશ્વર પાસે તેજ યાચુ છે અને "તે પ્રમાણે થાઓ" એમ આશિર્વચન ઉચ્ચારૂ છુ

આશિર્વચન ઉચ્ચાર્યા પછી મારા વાચક વૃદને જણાવવા રજા લઉ છુ કે આજે મારી જન્મ ગાંઠનો શુભ દિવસ છે સત્યાવીશમુ વર્ષ સમાપ્ત કરી આજે અઠાવીશમા વર્ષમા પ્રવેશ કરૂ છુ સર્વ કોઈ જાણે છે કે મારૂ અસ્તિત્વ આર્યધર્મની ઉન્નતિ માટે છે તે હેતુ ધ્યાનમા રાખી ને માટે બાગથી બનતુ કરવુ તે મારી પ્રથમ ફરજ છે ઉન્નતિ માટે શુ શુ આવશ્યક છે અને તે માટે કેવા સાધનો યોજવા વીગેરે વિષય વાચકવૃદ સમક્ષ મુકુછુ અને મુખ્ય વાર્મિક લક્ષણને અગે કઈ વસ્તુની આવશ્યકતા છે તે પણ દેશકાળને અનુસરી બતાવુ છે તેથી મે ત્રણ હેતુ રાખ્યા છે ધર્મ, નીતિ અને વ્યવહાર આ ત્રણ વિષયમા આર્યબધુઓ કુશળ થાય એજ મારૂ કહેવુ અને કરવુ છે આવી ગહન કર્તવ્યતા બજાવતા મારે વિચિત્ર ઉદ્‌ગારો કાઢવા પડ્યા છે કોઈ વખત શોક સાથે કકળાટની લાગણી બતાવી બોધ કર્યો છે, તો કોઈ વખત અનમ સ્થિતિ ઉપર તિરસ્કાર બતાવી તે ગ્રહણ કરનાર તરફ ધમકી જાહેર કરી છે તેથી, મારૂ સર્વ કહેવુ

વાચકવૃંદને સર્વ વખતે અને સર્વ સ્થળે પ્રિય થયુંછે કે થાયછે કે થશે તેમ માની અભિમાન પણ કરવો જોઈએ નહિં. વળી વાચક વર્ગમાં ભિન્ન ભિન્ન જનોની ભિન્ન ભિન્ન વૃતિ હોય છે તો સાર્વજનિક અભિનંદન પ્રાપ્ત કરૂં છું એમ માનવું તે પણ માત્ર મિથ્યા આત્મ ગૌરવ છે. તેથીજ સામાન્ય રીતે નિરર્થક આડંબર માટે કોળાહળ ન કરતાં મારૂં લક્ષ ધર્મ નીતિ અને વ્યવહાર તરફ રાખી, ધર્મજ્ઞાન સાથે આ ભારતવર્ષીયોની ઉન્નતિની અભિવૃદ્ધિ થાય તેટલા માટે મારૂં કામ શાન્તપણે કર્યા કરૂં છુ. તેટલા માટે, તે સંબંધી બોધમાં મારે શામાટે પાછું પડવું જોઇએ? સત્ય વસ્તુ જણાવતાં ભયની પણ દરકાર શામાટે હોય ? વાચકવૃંદને ઉત્સાહ પ્રાપ્ત થાય કિંવા શોક પ્રાપ્ત થાય તે માટે પણ શોધ ખોળની જરૂર નથી. કદાચ કોઇ વખતે આક્ષેપ કરવામાં આવે તો તેનો ઉત્તર એટલો છે કે કાંતો મારામાં અવલોકન તથા કથન પદ્ધતિની ખામી છે અથવા શોક ઉત્પન્ન કરનારા વાચકની અમુક વિષયમાં અરૂચિ છે. ભલે ! ગમેતેમ હોય પણ મને જે અવલોકન થયું છે અને થાય છે તે મારી ચાલતી કથન પદ્ધતિમાં કહેવામાં હું આંચકા ખાઈશ નહિ. અને સત્યવસ્તુ હશે તે અધિકારી સમક્ષ મુકીશ કારણ યોગ્ય અધિકારી યોગ્ય વસ્તુ ગ્રહણ કરશે તેમાં મને ડર પણ નથી. ત્યારે ગયા વર્ષમાં ચર્ચેલા વિષય સંબંધી બોલતાં કહીશ કે અદ્વૈતામૃત, પ્રમાણવિચાર વિગેરે વિષયો વાંચી વાંચનારે સ્વમત બાંધ્યુ હશે. વળી નીતિ અને વ્યવહારિક વિષયોનો પણ તેવો સંસ્કાર થઇ અભિપ્રાય બંધાયો હશે. આ વર્ષમાં અધુરા રહેલા વિષયો ઇશ્વરેચ્છાનુસાર પૂર્ણ કરવા ધારૂં છું કારણ કાળની ગતિ કોઈ જાણતુ નથી.

અહીં મારી ઉત્પાદક અને પોષક માતા **વેદધર્મસભાને** અભિવદન કરવું જોઇએ, કારણ કે મારા તરફનો તેમને કેટલોક ખર્ચ માથે પડે છે તથાપિ મને નિરૂત્સાહ નહિ કરતાં ખત રાખી કર્ત્તવ્યતા બજાવવાની ભલામણ કરે છે. મારે મારા ગ્રાહકોનો પણ આભાર માનવાનો છે કારણ તે ધર્માભિમાની ધર્મરક્ષકો મારા પોષક છે. વળી વેદ ધર્મ સભાના અગ્રણીઓ અને સભાસદોનો પણ આભાર માનું છું અને તેમને નિવેદન કરવા રજા લઉં છું કે તેમના આશ્રયથી ચાલતી **વેદધર્મસભાનું** બાળક પોતાની કર્તવ્યતા બજાવ્યાં કરે છે. વિશેષ મારી માતાએ પણ મારી માફકજ પોતાની કર્તવ્યતામાં પાછી પાની ફરી નથી તે જણાવતાં હું તેમના ઉત્સાહમાં ભાગ લઉં છું. તથાપિ

આટલુ તો વિદિત કરૂં છુ કે હજુ આપણા ભારતવાસીઓ ધર્મવિષયમા મદ સ્થિતિજ ભોગવે છે તેઓ જેટલા ધર્મવિષયમા મદ છે તેટલાજ નીતિ અને વ્યવહારીક વિષયમા પણ મદ છે પરદેશીઓના સમાગમથી તેમના સારાં ગુણોનુ અનુકરણ કરવાનુ ભૂલી ગયા છે પણ ફક્ત તેમનાં ઉપલા દેખાવનુ અનુકરણ કરવાને વોળાયા છે આથી સાદી અને શાન્ત સ્થિતિમા કરવાના ઉન્નતિના પ્રયત્નો દ્વારે મુકી દાભિક અને અશાન્ત સ્થિતિમા થતા પ્રયત્નો અધો ગતિ ઉપર જાય છે આ સર્વનુ પરિણામ ચાખવાનો વખત આવી લાગે તે પહેલા મારી પ્રથમ પ્રકૃતિ પ્રમાણે હુ તો શોચ કરી કહીશ કે મારા ભારત વાસી મધુઓએ હવે તે અનુકરણ છોડી દેવુ જોઇએ આટલુ કહી એ સર્વનુ ભવિષ્ય માટે શ્રેય ઇચ્છી વિરામ પામુ છુ

---

# અદ્વૈતામૃત

(સાધણુ ગયા અકને પાને ૨૬૮ થી)

આ સ્થૂલ સૂક્ષ્માદિ દેહથી ભિન્ન આત્મસ્વરૂપને જાણી લીધા પછી, તથા સ્ત્રી, પુત્ર, ધન વિગેરે પદાર્થો કેવળ માયામાત્ર છે એમ નિશ્ચય થયા પછી, હવે મારે બીજો શો પ્રયાસ કરવાનો રહ્યો છે, હુ અહીં એકાન્તમા બેશીને, તે પરમ બ્રહ્મસ્વરૂપનુ મનન કર્યા કરૂ છુ મને દીવસનુ કે રાત્રીનુ પણ ભાન નથી અને સવ અધારૂ માત્ર દેખાય છે પરતુ જેટનુ અધારૂ જણાય છે તે પણ માયામાત્ર છે આતર્ચક્ષુથી તો હુ તેજોમય સ્વરૂપને જ જોયા કરૂ છુ

અહો પિતાજી! તમે રામને ભજો છો પરતુ હુ તો પોતાનેજ રામનામથી ઓળખુ છુ આમ હોવાથી મને ધન અને પુત્રાદિકમા કામના નથી મન મોહની વાત પણ જણાઈ નથી કર્મ કરતો નથી તેથી સસારનુ બીજ મારામા નથી આમ હોવાથી આ ભવસાગરનુ નામ પણ કયા રહ્યુ? હુ સૂર્યને નથી જાણતો, તેમ નથી જાણતો ચદ્રને, ત્યારે અગ્નિને તો કયાથીજ દેખુ પરાપદેશ પણ મને નથી આટનુ છતા પણ આ મારા અત કરણમા જે પરમ શ્રેષ્ઠ તેજ ઝળકી રહ્યુ છે તેનુજ હુ ધ્યાન કયા કરૂ છુ જ્ઞાનાગ્નિથી પ્રજ્વલિત થએલુ મારૂ મન, જાણે જેમ તેલ વગરનો દીવો બળે તેમ ઝળકી રહ્યુ છે આમા, મારા જો કાઇ કમ હોય તો તે પતગીઆ માફક પડીને બળી જાય છે

હવે પિતાજી! આપને કાઇક હિતનુ વચન કહુ છુ તે સાભળો જો એ વચનને અનુસરશો તો વિષયના સગથી છુટીને પરમ પદને પામશો પિતાજી!

અયોધ્યામાં થઈ ગએલ **રામ**ના નામનો જપ કરવા કરતાં હુ પોતે **રામ** છું એવું જ્ઞાન સંપાદન કરો એમ કરશો તો એમાં એવો ચમત્કાર છે કે તેનાથી તમારામાં હુંપદ છે, તથા "આ મારૂં, આ તારૂં" એવી જે મમતા છે, તે જતી રહેશે અરે! અસંખ્ય દુઃખતાપમાં બળતા આ સસારને જોઇને પણ તમને અહંતા મમતા નથી જતી, એજ મને આશ્ચર્ય થાય છે પિતાજી! તમારૂ મન કેવુ મૂર્ખ છે કે સુખરૂપ આત્માને મુકીને વિષયોથી મળતાં સુખ મેળવવા સારૂ આટલાં આટલાં કષ્ટ ભોગવો છો! અરે! તમે અખડ પ્રવાહવાળી ગગાના તીર ઉપર બેઠા છો, અને તૃષા લાગતાં હાથે ખોદેલ કુવાને ગોતવા જાઓ છો! અરે સત્યરૂપે ચૈતન્યરૂપ અને પરમ આનંદરૂપ આત્મતત્વ તમને પ્રાપ્ત થાય તેમ છે. ત્યારે તમારે વિષયના સુખોની ઇચ્છા પણ શામાટે કરવી જોઇએ? જો ઘી, દુધ, સાકર વિગેરે ખાવાં મળતાં હોય તો રાબડી પીવાની કોઇ ઇચ્છા કરે? જેના સંગથી આ અખિલ વિશ્વનો વ્યવહાર સારી રીતે ચાલે છે એવા પરબ્રહ્મનુ ધ્યાન મુકીને તમારૂં મૂર્ખ મન તુચ્છ વિષયોમાં કેમ લપટાઇ રહે છે? શું એ વિષયોના સગથી આ સસારમાંથી મુકત થવાશે? એનાથી પરમ આનંદ મળશે? કહો પિતાજીના આ ભવસાગરના કલેશનો તમને શો ઉપાય સુઝે છે? જે વાત મનમાં હોય તે કહી દ્યો. પિતાજી! જે ઉજ્વલ તેજથી તમારા મનમાં અનંત પ્રકારની ઇચ્છાઓ થાય છે તથા તેમની પ્રાપ્તિ થાય છે, તે ઉજ્વલ આંતરીય તેજને છોડી દઇ તમને આ જગતના ક્ષણિક તેજમાં કેમ પ્રીતિ થાયછે

બ્રહ્મશર્મા (સ્વગત) અહો! આ પુત્ર હવે પંડિતમન્ય થયો ખરો. મને પણ ઉપદેશ આપવા માંડયો

પ્રજ્ઞાવાન—પિતાજી! તમારા મુખ ઉપરથી હુ સમજી ગયો કે તમારા મનમાં એમ થાય છે કે બહુ ડહાપણ ડોળુ છુ, અને નાને મોઢે મોટી વાતો કરૂં છું; પરંતુ ખરા જ્ઞાનનો પ્રકાશ થતાં એવો વિચાર નહિ થાય. આ બાળક છે, આ મોટો છે, આ પરમહસ છે, આ પશુ છે એ બધા વિચાર આ દેખાતા સ્થૂલ દેહ માટે છે, તેમાં સાક્ષી રૂપે રહેતા આત્મા માટે નથી. આપ શાસ્ત્રમાં પંડિત છો તો આપજ કહો

બ્રહ્મશર્મા—પુત્ર! એમ કેમ કહેવાય? પુરૂષ અને પશુમાં ભેદ નથી એમ કેમ કહેવાય? પુરૂષ વિવેકવાન (સારાસાર વિચારનાર) છે, પશુ વિવેક રહિત છે

પ્રજ્ઞાવાન્—વિવેક અને અવિવેક એ માત્ર મનના પરિણામ છે તે ચૈતન્યથી ભાસેછે પણ તે પોતે કાંઇ ચૈતન્ય નથી ચૈતન્ય આત્મા પોતે તો સર્વમાં સમાન છે એ એકમાં છે અને બીજામાં નથી એમ નજ બને. પ્રાણીઓમાં જે ઉચ્ચ અને નીચ સ્થિતિ જણાય છે તે તો આત્મા નથી એતો કેવળ માયામાંજ છે; પરંતુ ભ્રાન્તિથી લોકો ઉચ્ચતા તથા નીચતા આત્મામાંછે એમ માની લેયછે.

બ્રહ્મશર્મા—પુત્ર ! જન્મ મરણ થાય છે એ પ્રત્યક્ષ જણાય છે તે માન વાજ લેઇએ

પ્રજ્ઞાવાન—પિતાજી ! જન્મ કેવા અને મરણ કેવા !! એ કેવળ અજ્ઞાન છ આપે કુવા ઉપર ઘટ બાંધેલા જોયા હશે મે તો કેવળ સાભળ્યા છે આ રેટમા ઘણાક વડાઓ બાંધેલા હોય છે આ સર્વ ઘટના પોલાણમા આકાશ છે હવે આકાશ સ્વત ભેદ રહિત છે પરતુ ઘટના વતુલમા રહેલ તેથી ભિન્ન જણાય છે વસ્તુત ભિન્ન નથી વળી એકાદ વડો તેમાથી છુટીને પડે તો એટલો આકાશ તેમાથી પણ ભિન્ન થયો એમ જણાય પરતુ એ ભેદ દેખવા માત્ર છે સાચો નથી પિતાજી ! આ રીતે મારે પ્રાર્થના કરવાની છે કે આપનુ મન કામ ક્રોધ મોહ આદિ મલિન ગુણોથી ભરેલુ છે તેની શુદ્ધિ કરો યાદ રાખજો, પિતાજી ! કે વિષયનો સગ રાખીને ઇશ્વરની ઉપાસના નહિ થાય

પિતાજી ! કામક્રોધ વિગેરેના સાક્ષી થનારા તમે તેનાથી લેપાયમાન નથી થતા તમે તો આત્મસ્વરૂપે સૂયના જેવા છો તેમા લીલા, પીળા વિગેરે રગ દેખાય છે, પરતુ તે રગથી તેને બાધ નથી થતો કામ, ક્રોધ, શોક, મોહ વિગેરે તો મનના ગુણ છે તેમ જરા, મરણ વિગેરે આ દેખાતા સ્થલ શરીરના ગુણ છે શરીરમા પ્રાણ જણાય છે તેને ક્ષુધા અને તૃષા લાગે છે એ સર્વ વિકારો તમને નથી થતા તમે શુદ્ધ સત્યરૂપ ચૈતન્ય આત્મા છો

બ્રહ્મશર્મા—જો એમજ હોય તો શોક, મોહ, જરા, મરણ વિગેરેથી મને પીડા કેમ થાય છે ?

પ્રજ્ઞાવાન્—અહ ! એની સમજ તો સહજ થાય છે પારકો પદાથ આપણો માની લઈએ તો દુખ થાયજ ચોર બીજાનો પદાથ ચોરીને પોતાનો કરીને રાખે છે માટે તે પીડા પામે છે, તેમ તમે ચૈતન્ય રૂપ છતા જડ પદાર્થના સગી, શોક, મોહ, જરા, મરણ વિગેરે મારામા છે એમ માનો છો માટે તમને પીડા થાય છે પિતાજી ! હવે આપને સમજાયુ હશે કે એ આતર પ્રકાશવાળુ સત્યરૂપ ચૈતન્ય તેજ એજ, નાશ રહિત ખરૂ ચક્ષુ અને એવી આખ જેને હોય તેજ આખવાળા કહેવાય, નહિ કે આમડાની આખવાળા હવે મારા દીકરાએ પુર્વ જન્મના પાપ કરેલા તેથી તે અધ થયો છે, એવા અજ્ઞાનના વિચારનો ત્યાગ કરો અને તમારા પોતાનાજ ચક્ષુને નિમળ કરો મુખ્ય ખરૂ ચક્ષુ તો આત્મા જ છે તે સર્વ દેખાતા પદાથને દેખાડનાર છે તેમા ચિત્તના આવરણથી જે મલિનતા જણાય છે તે મલિનતા કાઢી નાખો

આ રીતે પુત્રે ઉપદેશ કર્યો ત્યારે પિતા વિચાર કરીને પુછે છે

‘ પુત્ર આ તુ “આત્મા, આત્મા” કહે છે તે આત્મા કોણ ? આ શરીરમા દેહ, ઇન્દ્રીય વિગેરેના સમૂહમા તારો આત્મા કયા છે ?

પ્રજ્ઞાવાન—પિતાજી ! જેનાથી તમે રૂપને જુઓ છો, જેનાથી શબ્દો સાંભળો છો, જેનાથી ગંધ સુંઘો છો, જેનાથી સ્પર્શનો અનુભવ કરો છો, જેનાથી રસને ચાખો છો, તેજ આત્મા એમ જાણો. ક્ષુધા તથા તૃષા, શોક તથા મોહ, જરા તથા મરણ વિગેરે સર્વ આ લોક અથવા અન્ય લોકના વિકારોથી જે રહિત છે તેજ આત્મા છે

ચિત્તવૃત્તિ ! આ રીતે વારવાર પુત્રે ઉપદેશ કરતાં કેટલેક સમયે તેના પિતા બ્રહ્મશર્માને આત્મતત્વનું ખરૂં જ્ઞાન થયું અને, પછી એ વંજશના સંગમ ઉપર રહેતાં રહેતાં કેટલેક દીવસે પરમપદને પામ્યા. હે સુભગે ! મેં આ અંધનું આખ્યાન તને કહ્યુ તેનું બરાબર ધ્યાનથી મનન કરીને આ તને ચોંટી રહેલા વિષયોનો ત્યાગ કર.

દ્વિતીય કવલ સમાપ્ત.

## आर्य बंधुओ! जागृत थाओ.

( દુર્લભજી વિ ત્રિભુવનદાસ ઝવેરી. )

( સાધણ ગયા અંકને પાને ૨૮૧ થી. )

દરેક વાંચનાર ! પોતાના કુટુંબમાંથી બાળલગ્નનો ખરાબ રીવાજ નાબુદ કરવા મથે તો બે ચાર વર્ષે પણ તેની મુરાદ પાર પડે અને આ આર્યાવર્ત દેશ પાછો ચડતીમાં આવી જાય. નવા હુન્નરો વિગેરે શોધી કાઢવાની શક્તિ અર્વાચીન આર્યોમાં નથી તેનું મુખ્ય કારણ તો બાળલગ્નજ છે કારણ તેથી તેઓનાં મગજ ખવાઇ ગયેલાં હોવાથી અને સંસારનું તત્વ વિશેષ હરાઇ ગયેલું હોવાથી તેઓની તર્ક શક્તિ આગળ દોડાવી શકતા નથી. અરે વિવેકી વાંચનારાઓ !

કાચાં શાને ફળ તોડો છો ? તેમાં શો છે સ્વાદ ?
સ્વાદ તો મદ માતિ જોડી, જયારે માંડે વાદ.

એક આંબાનું કાચું ફળ ખાઈ જુઓ ને તેજ જાતનું એક પાકું ફળ ખાઈ જુઓ—પછી વીચારો કે વધારે સ્વાદિષ્ટ તમોને કયું લાગે ! અલબત પરિપકવ ફળજ વધારે મીઠું લાગશે. તેમજ ઉમ્મર પણ પરિપકવ થયા વિના અને વીર્ય પણ પરિપકવ થયા વિના તેનો ઉપયોગ કરવો તે ભવિષ્યમાં હાની છે. કારણ જયારે પરિપકવાવસ્થા થાય ત્યાર પહેલાં તો વીર્યનિધિ કયારનો ઘટી ઓછો થઇ ગયો હોય છે.

નાની ઉમ્મરમા છોકરા થવાથી બાળક માબાપોમા જોઇએ તેવી હોશિયારી આવતી નથી, તેથી તેઓના તન મનની ખરાબી થઇ જાય છે, અને વખતે કોઈ મહારોગ પણ થઈ જાય છે વટો તેની પ્રજા પાછળથી કેવી નીપજે ? 'બાપ તેવા બેટા એ કહેવત અનુસાર બવી પ્રજા નિર્બળ થતી જાય, અને અંતે પોતાના વ્યવહારમા ઘણુ દુખ વેઠે છે પરતુ આજના વખતમા યોગ્ય વખતસુધી રાહ જોનાર કોઈ મળી શકતુ નથી પોતાના સતાનના સસાર સુખ સામુ જરા પણ વિચારવુ નહીં અને શાસ્ત્રની વાણીનુ અપમાન કરી તે શુ કહે છે તે લક્ષમા ન રાખી પોતાની મરજી મુજબજ લાકડે માકડુ વળ ગાડી દેવુ એ કેવુ વિપરીત ? કેટલી નીચતા ? કેટલો દોષ?

આપણા લોકો ગાડરીઆ પ્રવાહની પેઠે રૂઢીનુ મુળ પકડી બાળકોનો ભવ બગાડે છે, એ કેવી શરમની વાત છે ? એક સાધારણ વસ્તુ ખરીદવામા જેટલી ચોકસી રાખવામા આવે છે તેથીદશ ગણી ઓછી ચોકસી પણ આપણા પ્યારા બાળકોના જન્મારાના સુખને માટે ન રાખવી એ કેટલી મુર્ખાઈ ?

આખી દુનિયામા એક વખત સર્વોત્તમતાના શિખરે ચડેલો આ આર્યાવર્ત હાલના આવા નઠારા રીવાજોથી કેવી દયામણી દુખદાયક સ્થિતિએ પહોચ્યો છે ! દેશોદ્ધાર માટે દરેક દેશીજનની ફરજ છે કે આ દુષ્ટ રીવાજ તરત અટકે તેવા પગલા ભરવા માટે દરેક સુજ્ઞ ગ્રહસ્થોએ કાળજી રાખવી ઘટે છે કારણ વખતસર ચેતવામાજ માલ છે અગ્નિ લાગ્યા પછી કુવો ખોદવા બેસવુ પડે એવો ખરાબ અનુભવ આ દુષ્ટ રીવાજથી પાછળથી લેવો પડેતે ઠીક નહિ

આ દુસ્તર સસારમા ઝપનાવવાની તૈયારી કરવી તેમા પુખ્ત વિચારની પુરતી આવશ્યકતા છે અનુભવી માર્ગદર્શકો વિના તેનો માર્ગ આપણને માલુમ પડી શકતો નથી

એક રાજા પોતાના રાજ્યને માટે પોતાને મદદ કરવા એક પ્રધાન શોધવામા જેટલી કાળજી રાખે છે તેટલી કાળજી પુરૂષોએ સ્રીરૂપી પ્રધાન શોધવા માટે રાખવી જોઈએ કારણ સ્રી " कार्येषु मत्री " છે એમ આગળ પણ જણાવવામા આવ્યુ છે

રોગથી મરણનો ભય જેટલો નાની વયમા હોય છે તેટલો મોટી વયમા હોતો નથી કારણ નાનપણમા બાળકોને ઓરી, માતા, અછબડા વીગેરે કેટલીક વ્યાધિઓની દેહશત વધારે છે અને તેથી મરણનુ પ્રમાણ પણ વધારે આવે છે,

કદાચ સૈયડ વીગેરેના કારણોથી વર લુલો અથવા આંધળો થાય તો બીચારી બાળાનો જન્મ વ્યર્થ જાય છે ને તેથી નઠારા કર્મોનો ઉદય થાય છે. સ્વભાવ અને પ્રકૃતિનું પરિપકવપણું પણ યોગ્ય ઉમ્મર થયા પછીજ થાય છે તો જો નાનપણમાં સગાઈ કરી દીધી હોય અગર પરણાવી દીધાં હોય અને પાછળથી વર જુગારી, ચોટો, વ્યસની, ક્રોધી વીગેરે થાય તોપણ તે જાણ્યા છતાં તેજ વર સાથે કન્યાને પરણાવી દેવી જોઇએ છીએ. આવાં કારણો હોય તોપણ વાણીઆ બ્રાહ્મણોને લગ્ન કરવાં પડે છે. માટે જો બાળવયથીજ સગપણ કરવાનો રીવાજ બંધ પાડવામાં આવે તો લગ્ન તોડવાજ શા વાસ્તે પડે? નાનપણમાં પરણાવ્યાથી પ્રેમ શબ્દનો કુદરતી, અનુપમ અને કેળવાયલો લ્હાવો, સ્ત્રીપુરૂષથી લેવાતોજ નથી. અને તેથી સ્ત્રીપુરૂષ સ્નેહ અને ધર્મથી કેવળ અજાણજ રહે છે.

વળી નાનપણમાં લગ્ન થઈ ગયું હોય અને વર મરી જાય ત્યારે પુનર્વિવાહના સુધારકોને બહુ બોલવાનું અને કહેવાનું મળે છે. હિંદનું આટલુ હતભાગ્ય કે મુળ બાબત સુધારવાને બદલે નવી બાબત દાખલ કરવાનો પ્રયત્ન ચાલે છે. અગર જો કે બાળલગ્નથી ઉત્પન્ન થતું દુઃખ બાળલગ્ન કાઢી નાખી ઓછું કરાવવાને બદલે પુનર્વિવાહથી ઓછું કરાવવાના પ્રયત્ન માટે અત્રે બોલવું વાજબી નથી.

બાળલગ્નમાં એક વિદ્વાનના ઉમદા વિચાર જાણવા આપણે અત્રે ભુલી જવું ન જોઈએ. "બાળલગ્નથી પીડાતી કેટલીક બાળાઓ પીયર અને મોસાળમાં પડી રહી પોતાની જીંદગી પુરી કરે છે, વર બીચારો જીવતે મુવા જેવો પડી રહી, પોતાની જીંદગી પુરી કરે છે. લોકમાં હલકો ગણાય છે. સ્વભાવ ન મળવાથી ને ન બનવાથી પેલો જો એક ઉપર બીજી કરે છે તો શોકયથી થતા ગેરફાયદાઓ તેને વહોરી લેવા પડે છે. વળી બાળપણમાં પરણ્યાથી હીણવરૂં પડે છે તો પહેલવહેલાં તો પેલો તાલીમ કસરત કરીને અથવા દવા ખાઇને જોર આણે છે, પરંતુ કુદરતી બાંધા વિના કસરત અને ઓસડથી તે કેટલો ફરક પડે? તે કેટલું સુખ કરે? આવીજ રીતે સ્ત્રીની પ્રકૃતિ, મિજાજ અને ટેવ નઠારાં નીકળેથી વરનું દિલ તેના ઉપરથી ઉઠી જાય છે. પ્રીતિરૂપી ગુલાબકળીને ખીલાવી પ્રફુલ્લિત કરવી એ એક પુખ્ત વયના માણસનું કામ છે. બાળવયમાં લગ્ન કર્યાથી આ કળી કરમાઈ જાય છે અને તેથી

વળી દુરાચારને ઉત્તેજન મળે તેમા નવાઇ જેવુ નથી આથી બીચારી બાળ કન્યાઓને પરાધીનતામા તરફડી આ ભારી જીંદગી પુરી કરવી પડે છે ”

અરે વિવેકી વાચનારાઓ આટલુ જોયા છતા છોકરીઓને આવા દુ ખમા રીબાતી જોતા તમારા હૃદયમા દયાના ઝરણો નથી ફૂટતા ? વીંટીની શોભા તો હીરો જ્યારે કુ દનમા જડાય ત્યારેજ વધે છે તેવીજ રીતે સરખા સ્વભાવથી અને સરખી ગુણજ્ઞ ભક્તિથી ને સરખી પ્રીતિથી સ્ત્રીપુરૂષના સબધમા સર્વ રીતનુ સુખ સમાયેલુ છે નાનપણમા પરણાવી છોકરાઓના બાવા તોડી નાખી સસારને માટે તેઓને નદ્દન નાલાયક બનાવી તેઓને નિ સતાન કરવાનુ મહાપાપ તમો જાણી જોઇને કા વહોરી લ્યો છો ? અર્વાચીન સમયમા ઉદ્યોગની બહુજ જરૂર થતી જાય છે તે માટે બાળકોને નાનપણમા નજ પરણાવવા કારણ ઉદ્યોગમા મન તથા તન કૌવતની વધારે જરૂર છે, પણ બાળલગ્નથી આ કૌવત નાશજ પામે છે

હાલમા કેટલાએક આબરૂવાળા અને પૈસાવાળા ગૃહસ્થોને જો નાનપણમા બચ્ચાઓના લગ્ન કરવા બાબત ના પાડીએ છીએ તો તેઓ એવી વવી દલીલ મુકે છે કે, જો મોટી ઉમ્મર થતાસુધી અમારા છોકરાઓ કુવારા રહે તો અમારી આબરૂ જાય અમારે તો ઘોડીઆમાજ સગપણ થાય તો અમારી શોભા મોટી ઉમ્મરે થતા અમારા છોકરાઓના સગપણ ન થયા હોય તો તેનામા કાંઈ ખોડ ખાપણ હશે તેમ ધારે છે, માટે અમો નાનપણમાજ સગપણ કરી નાખીએ છીએ પણ ગૃહસ્થો ! સગપણ કરવાવાળાની કાંઈ આંખો તો નથી ફુટી ગઇ કે મોટી ઉમ્મરે તમારા છોકરામા ખોડ ખાપણ કાઢશે ? ઉલટા મોટે થય તેઓનો શરીરનો બાંધો વીગેરે એવા ખીલશે કે પાચશો રૂપીઆ હોશેથી ગુજે ઘાલવા આવશે ઉતાવળ શામાટે કરવી જોઇએ ? ગૃહસ્થો ! વિચારો ! જો નાનપણમાથીજ તમોએ સગપણ કર્યું હશે તો બચ્ચાઓને નાનપણમાજ તમારે પરણાવવાની ફરજ પડશે ને વળી સગાઇ થયાપછી સસુરતુ, હારડા ઘરેણા, લુગડા વીગેરેની આપનેમાજ તમો કટાળી જશો ને તમારે ખર્ચના બોજામા ઉતરવુ પડશે માટે ઉપર પ્રમાણે ચારે તરફથી વિચાર કરતા વિદ્યાભ્યાસ પુરો થયા પછીજ પોતાના બાળકોને પરણાવવાનો ઠરાવ રાખવો જો નાનપણમાથીજ પરણાવી દીધા હશે તો તમારે ઉપર પ્રમાણે વિચારવાનો વખત આવશે

વળી કન્યાઓનું નાનપણથી સગપણ કરી દેવાની બાબતમાં એવી દલીલ લાવવામાં આવે છે કે જો કન્યાઓનું નાની વયમાંથીજ સગપણ ન કરીએ તો તેને લાયકનો વર મોટી ઉમ્મરે મળવો આજના વખતમાં મુશ્કેલ થઈ પડે છે. તેની સાથે નાની વયમાંથીજ કન્યાને તો ઘરેણાં લુગડાં જોઇએ. કારણ અમારા ઘર પ્રમાણે જો યોગ્ય ઘરેણાંવિના દીકરી બહાર નીકળે તો અમારી આબરૂ જાય. આના જવાબમાં એટલુંજ કહેવું બસ છે કે, ચીથરે બાંધેલું રત્ન છાનું રહેતું નથી. જો તમારી પુત્રીમાં યોગ્યતા હશે તો મોટી ઉમ્મરે પણ તેણીનું સગપણ થયાવિના રહેશે નહીં. તમારા પાસેથી તમારા ઘરની યોગ્યતા પ્રમાણે તમારી દીકરીઓને ઘરેણાં પહેરાવો તો તમોને કોઈ ના કહેશે નહીં, વળી તમારે પણ તમારા પુત્રોના નાનપણથી સગપણ કરી બીજાને ત્યાં ઘરેણા દેવા પડે છે ને હવે જો આ કુધારો બંધ પાડવામાં આવે તો તમારે બીજાને ત્યાં ન દેવા પડે અને તમારી પુત્રીઓ વાસ્તે તમારા ઘરમાંજ રહે.

ઉપર પ્રમાણે જે જે દલીલો લાવવામાં આવે છે તે કેટલેક દરજ્જે હાલ સાચી પણ છે. આજ જો કુલીન ઘરમાં કન્યા મોટી રહી ગઇ હોય તો તરત યોગ્ય વર તથા ઘર મળતું નથી ને તેથી માબાપો મુંઝાય છે. તેથી બીજા બાળકોના તેજ વાસ્તે નાનપણમાંથીજ સગપણ કરી નાંખે છે, પણ જો તમામ જગ્યાએ મોટી ઉમરેજ સગપણ કરવાનો રીવાજ દાખલ કરવામાં આવે તો ઉપર પ્રમાણે માબાપોને મુંઝાવું ન પડે, ઉપર કહ્યા પ્રમાણે પૈસાદારના છોકરાઓનાં નાનપણથીજ સગપણ થઇ ગયાં હોય છે ને તેથી કોઇ પૈસાદારની દીકરીને માટે મોટી ઉમ્મરે યોગ્ય વર ન મળે એવું ઘણીવાર બને છે. જો કોઇ વર રાંડે તોજ આવી કન્યાઓનો વારો આવે છે. આવી સર્વ અડચણો દુર કરવા બાળલગ્ન પ્રથમ અટકાવવા.

જો કોઇ ગરીબ બીચારે આ ધારો ધ્યાનમાં રાખી દીકરી ને બાર તેર વર્ષસુધી કુંવારી રાખી હોય તો હાલના લોકોમાં વાતો ફેલાશે કે તેને તો ખાવા વાસ્તે દીકરીના કાંઇ પૈસા લેવાના છે, માટેજ નાનપણથી સગપણ કર્યું નથી. વાંચનાર! ઉપલી સર્વ તરખડો અને અડચણો દુર કરવામાટે "બાળ લગ્નનો કુધારો નાબુદ કરવો, એ એક ઉત્તમ રામબાણ ઔષધ છે તો તેમાટે સર્વ કોઇએ ઉત્સાહપુર્વક યત્ન કર્યો કરવોજ.

સમાપ્ત.

---

# मावापनी सेवा करवी

## સુપુત્રોના ધર્મ અને ચાલતો જમાનો

( કૃપાશંકર જાદવજી યાજ્ઞિક )

આર્ય બધુઓ ! માબાપ એ દેવ તુલ્યના પ્રતિનિધિ છે અને આ સસારમા તેઓ બ્રહ્મા અને સાવિત્રીજી જેવા છે જેમ બ્રહ્માસાવિત્રી આખી સૃષ્ટિને ઉત્તપન્ન કરનારા છે, તેવાજ માબાપ પણ આપણને ઉત્તપન્ન કરનારા છે, માટે તે માતાપિતાની આજ્ઞામા રેહવુ, તેમની સેવા કરવી, તેમને જીવતાસુધી વૃદ્ધાવસ્થામા પાળવા તથા મુવા પછી અજવાળવા એ સુપુત્રોનો ધર્મ છે પણ હાલમા ઉછાછળી બુદ્ધિના હાલના જુવાનીયાઓ એ નિયમને અનુસરી નહિ વર્તતા વિશેષ કરીને જોવામા આવે છે આવી ઉલટી રીતે ચાલનારા નિર્દય હૃદયના દુષ્ટો ઠેકાણે ઠેકાણે બહુ જોવામા આવે છે કેટલાકો લાયક ઉમરે પોહચ્યા પછી અને સ્ત્રી ઘેર આવી એટલે વૃદ્ધ થએલા માબાપને ધિક્કારે છે વળી તરછોડી કહે છે કે તમે તે શુ સમજો ? ઘરડા થયા એટલે ડાગળી ખસી આખો દિવસ એજ પ્રકારે લવ, લવ, કરશો તો મારે નહીં પોસાય, હુ તો હવે જુદો થઇશ, એ પ્રમાણે માતાપિતાને કહે છે વળી તેજ વખતે સાસુ સસરા પ્રત્યેના પોતાના ધર્મ નહિ સમજનારી તેની સ્ત્રી પણ તે વાતને ટેકો આપે છે અગ્નિમા કેરોસીન પડતાજ અગ્નિ સતેજ થાય, તે મુજબ વિશેષ અગ્નિ ઉમન્ન થઇ ઝાળ સળગે છે તેના માબાપો આવા ઉછાછળા અને હલકાઈ ભરેલા શબ્દો સાભળી નેત્રોમા આસુ લાવી કહે છે કે, ભાઇ નોખા થવાય નહીં, એમ અનેક પ્રકારે ગરીબાઇના વાકયો કહી સમજાવે છે, પણ તે અજ્ઞાન ક્રુર મનના પુત્રોને તેની કશી અસર થતી નથી તેઓ કહે છે કે તમો કુવામા પડો, મે કાઇ તમારૂ દેવુ કર્યું નથી આમ કહી સામો પોતાનો ભાગ લેવા માટે તકરાર કરે છે, અને બોલે છે કે, મારો હીસ્સો આપો એટલે તમાર લેવાદેવા નહી આ બોલોથી વૃદ્ધ માવિત્રો ગદગદીત થઈ પરસ્પર એક બીજાને કહે છે કે, અમારી વૃદ્ધાવસ્થા થઇ છે, હાડ અને ત્વચા માહેલુ રૂધિર ગળતુ જાય છે, તો આ જીર્ણ દેહની માદા સાજા ચાકરી કોણ કરશે ? તમને પાળીપોષી અનેક સકટો વેઠી મોહટા કર્યા, અને ભાઇ આજ મોટા થાય કાલે મોહટા થાશે

પછી ઘરનો કારભાર પોતાની મેળે ઉપાડી લેશે ત્યારે આપણને કોઈ પ્રકારની ફીકર નહી રહે, એમ આશારૂપી માળા જપતાં હતાં. પણ તમો મોહટા થયા અને બદલો વાળવાનો વખત આવ્યો કે. તું કોણ ને હું કોણ!! તમ તારાને મગ મારા એમ કહો છો. પણ એમાં તમારો દોષ નથી એતો અમારાં કર્મનો દોષ છે. એમ ગણી મનનું અનેક પ્રકારે સમાધાન કરી અચાલતાં જુદા થવા કબુલ કરે છે. હવે આ (દીકરો) પોતાનો હીસો લઇ જુદો થયા પછી પણ વૃદ્ધ માવિત્રોની કાંઇ પણ દરકાર રાખે નહિ એ કાંઇ વાસ્તવિક કહેવાય નહીં.

અરે! ભાઇઓ! વિચારો, વિચારો. જે માબાપોએ આ સંસારનાં અમુલ્ય મનુષ્ય દેહનો જન્મ આપ્યો, તમોને જ્યારે સ્તનપાન કરવાની શક્તિ નોહતી ત્યારે તેમણે તે ધીરે ધીરે શીખવ્યું, તેમજ તમોને જ્યારે મળ, મુત્ર, માટે પણ કાંઇ જ્ઞાન નોહોતું, ત્યારે તમોને શરદી થશે ધારી ભીનામાં પોતે સુઇ તમોને સુકેલામાં સુવાડયા, અને તેવીજ બીજી અનેક માવજતો કરી દુઃખ સહન કર્યાં હતાં. વળી તમો જ્યારે રોતા ત્યારે ને તમારો રોવાનો અવાજ સાંભળી, ઘરના સઘળા કામોને તજી તત્કાળ તમારી પાસે આવી પારણામાંથી ખોળામાં લઇ અનેક મધુર વચનોથી બોલાવી તમોને શાન્ત કરતાં હતાં, એવા વખતમાં એ સાચા સગા હતાં. અને તમો તે માવિત્રોની છાયા નીચે રહી ભણી ગણી હુશીયાર થયા. એટલે તેને તમોએ તમારાપર કરેલા ઉપકારનો બદલો ભુલી જઇ જુનાં જોડા સમાન ગણી ફેંકી નાખ્યા. વાહ! વાહ! તેણે તમારાપર કરેલા ઉપકારનો બદલો કેવો સારો વાળ્યો? જે મુખે મા, મા, અને બાપુ કરતાં શ્વાસ પણ મુકતો એજ મોઢે અર્થ સર્યો એટલે તમો તે માતાપિતાને તરછોડો છો. કઠોર શબ્દો બોલોછો. જે હાથે આંગળી ઝાલી પા પા અને થૈ થૈ કરતા, તેજ હાથે ઘરમાંથી કાઢી મુકવા તૈયાર થયા તે બહુ અફસોસની વાત છે. અરેરે! ઉપકારને બદલે અપકાર! યશને બદલે જુતીયાં! અને આજે તમો જે સારી સ્થિતિમાં સારા દિવસો ભોગવો છો. તે વિચારો તો ખરેખરો એમનોજ પ્રતાપ છે. અને કૃતઘ્ની અને વિશ્વાસઘાતી ન બનો. જુઓ આગળ ભોજરાજ વનમાં મૃગીયા કરવા ગયો તે ત્યાં રાત્રિ પડી જવાથી એક ઝાડ ઉપર ચડીને બેઠો અને રાત્રિએ પોતાના તિમિર સહીત દેખાવ દીધો ને વખતે ઝાડની ટોચપર બેઠેલો એક વાંદરો તેનીપાસે આવી વિનયથી કહેવા લાગ્યો, કે હે ભોજરાજા! આ અઘોર વનમાં તું ક્યાંથી આવ્યો? આ વનમાં તો એક મોહટો સિંહ એવો

છે ને તે સાથે મારે બાર વર્ષ થયા વેર ચાલે છે, માટે તમો ઉપર ચડી આવો, નહી તો નુકશાન કરશે આના વાદરાના વચન સાભળી, રાજા વાદરા સાથે ઉપર ચડયો તટલામા તે પાપી સિહ આવીને વાદરાને અનેક પ્રકારે કહેવા લાગ્યો ,કે તુ એ રાજાને ફેકી દે પણ વાદરો કહે કે હુ એવો પાપી નથી કે મારે ત્યા મેમાન તરીકે આવેલા માણસને દગો દઉ એ મુજબ સિહને કહી રાજાને કહેવા લાગ્યો કે હુ તમોને જોઇ ઘણોજ ખુશી થયો છુ મે બાર વર્ષ થયા નિદ્રા કરી નથી માટે આપ વચન આપો તો રાત્રિના આગલા બે પોહોર સુખેથી વિશ્વાસ રાખીને આપ નિદ્રા લ્યો અને હુ ચોકી કરૂ ને તેમા કૃતઘ્ની થાઉ તો મને બાળહત્યા, બ્રહ્મહત્યા, અને ગૌહત્યા આ હત્યાઓ મોહટી છે તેનુ પાપ મને તમો રાત્રિના બે પોહોર નિદ્રા લઇ જાગશો, ત્યારે તમો મારી ચોકી કરજો કારણકે મે બાર વર્ષ થયા રાત્રિએ નિદ્રા લીધી નથી તેથી હુ સુખેથી નિદ્રા લઇશ અને આપનો મોહટો આભાર માનીશ

આ પ્રમાણે અરસપરસ સોગન ખાઇ, ભોજરાજા નિદ્રાવશ થયો અને કપિરાજ (વાદરો) પોતાના ખોળામા તેનુ માથુ રાખી ચોકી કરવા બેઠોછે તેને જોઇ સિહ કહેવા લાગ્યા કે અરે વાદરા ! તુ એ રાજાને નીચે પડતો મુકી દે તો તારે મારી સાથે જે બાર વર્ષ થયા કજીયા ચાલે છે તે છુટે, અને હુ ઘણા દિવસનો ભુખ્યોછુ, તેથી તૃપ્ત થઈશ વળી રાજા, વાણીઓ, સ્ત્રી, અને વેશ્યા, એ કોઇના સગા થયા નથી ને થશે પણ નહી, માટે તુ એ રાજાને નીચે ફેકી દે એટલે હુ સુખેથી સતોષ પામી ચાલ્યો જાઉ આવી રીતે અનેક પ્રકારે સમજાવ્યો પણ તે એકનોબે થયો નહી તેણે રાજા ભોજને પોતાના ખોળામા સુખેથી નિદ્રા કરવા દીધી અને બે પોહોર પુરા થયા એટલે રાજાભોજને જગાડયો અને તે આળસ મરડી બેઠો થઈ બોલ્યો, હે કપિરાજ ! હવે સુખેથી તુ મારા ખોળામા માથુ રાખી ઘણા દિવસથી રોકાએલી નિદ્રા મેળવી આરામ પામ

વાદરો રાજાના આ પ્રમાણે વચન સાભળી બોલ્યો ભાઈ હુ નિદ્રા તો લઇશ પણ જોજો ભુલ ખાઇ મને જમીનપર ફેકી દેતા નહી, હુ તમારા વિશ્વાસપર સુખ પામવા તૈયાર થાઉ છુ આ પ્રમાણે અનેક પ્રકારે ભળામણ કરી રાજાભોજના ખોળામા માથુ રાખી નિદ્રાવશ થયો અને ઘણા દિવસના ઉજાગરાને લીધે નિદ્રા દેવીને આધિન થયો, તે જોઇ સિહ રાજાને અનેક

પ્રકારે બીવરાવવા લાગ્યો ને બોલ્યો, અરે ! વાંદરાની તારે દોસ્તી શાકામની ? હું તને અહિંથી હવે જીવતો જવા દઈશ નહીં; માટે જો જીવવાની આશા રાખતો હો તો, તારા ખોળામાં જેનું માથું લઈ સુતો છે તે વાંદરાને જમીન પર ફેંકી દે. એવા અનેક પ્રકારનાં વચનો કહી રાજા ભોજને ભોળવ્યો. તે રાજા ભયને લીધે તત્કાળ જેમ હાથમાંનો દડો ફેંકે તેમ ખોળામાંથી ઉપાડી તેને જમીનપર ફેંકયો. તે વાંદરાને જમીનપર પડતો જોઈ સિંહે પોતાનું મોઢું ફાડી મોઢામાં જીતી લીધો, તેટલામાં વાંદરાની આંખ ખુલી ગઇ અને પોતાની ચપળતાથી ખડખડાટ હસવા લાગ્યો.

આ પ્રમાણે કાળરૂપી સિંહ વાંદરાને પોતાના મુખમાં સપડાયલો છતાં ખખડાટ હસતો જોઈ બોલ્યો, અરે ! તું હવે કાળને આધિન થઈ ચુકયો છે ! તારો કાળ જે હું તે હમણા ખાઇ જાઇશ, છતાં તું આટલું બધું શા કારણસર હસ્યો તે મને ખુલાસો કરે એટલે તને કાળને શરણ પોહચાડું.

વાંદરો:–(સિંહનાં વચન સાંભળી) તું જે બાબત જાણવા માગે છે તે ખરૂં, પણ હું તારી વિક્રાળ ડાઢોની અણી સાથે દબાણો છું તેથી તે ખુલાસો કરવાને મારામાં શક્તિ નથી માટે તારે જાણવાની ઇચ્છા હોય તો તેં જે તારી ડાઢોથી મને દબાવ્યો છે, તેને પોહળી કર. એટલે તને મારા હસવાનો ખુલાસો કરૂં.

આ પ્રમાણે વાંદરાનાં વચન સાંભળી સિંહે પોતાનું મોઢું જરા ઉઘાડયું. તેવોજ તે કપિરાજ ( વાંદરો ) પોતાની ચપળતાથી ઠેક મારી ઝાડ ઉપર ચડી ગયો. અને બોલ્યો હે ! સિંહ ! હવે તું જે રસ્તેથી આવ્યો તે રસ્તે ચાલ્યો જા. આવાં અનેક કઠોર વચનો કહયાં તેથી સિંહ નિરાશ થઇ વનમાં ચાલ્યો ગયો અને તે વાંદરો ભોજરાજા પાસે ગયો તેથી રાજા બહુજ ઝંખવાણો થયો અને વિશ્વાસઘાત માટે પ્રશ્ચાતાપ કરવા લાગ્યો. વળી તેજ વખતે તે પ્રાણનો ત્યાગ કરવા તૈયાર થયો, ત્યારે વાંદરાએ અનેક રીતે સમજાવી તેમ કરતાં અટકાવ્યો અને પ્રાતઃકાળ થતાં, ઝાડપરથી નીચે ઉતરી વનની બહાર નીકળી ધારા નગરીનો રસ્તો બતાવી બોલ્યો, મહારાજ ! આ તમારી ધારા નગરીનો રસ્તો છે. માટે હવે સુખેથી ત્યાં પધારો, અને સુખેથી રાજમાં વીચરો. અપૂર્ણ.

---

# चंड-कौशिक नाटक

(સાધણુ ગયા વર્ષને પાને ૨૭૨ થી)

(ભાષાતર કર્તા—લાલશંકર ૮રપ્રસાદ)

विश्वामित्र-(આશ્ચર્યથી) અહા ! કેવો ચમત્કાર !

વસતતિલકા

મન્ત્રે-પુનીત હવિ આ ઝટ અગ્નિ લે છે,
તોએ ન એ કયમ પ્રસન્ન જરાય થાયે,
કાયા-પ્રભાવથી ગ્રહી અહિ આણ્યો જ છે,
વિદ્યા ત્રણે વશ મને નહિ કા બને છે ૧૮[1]

(સમાધિ ચડાવી બેસે છે)

विद्या-(અરે આર્યો વિગેરે ઉપર કહ્યા પ્રમાણે બોલે છે)

राजा-(જલદીથી આગળ જઈ) ભયાકુળને અભય છે ! અભય છે ! (વિશ્વામિત્ર તરફ જોઈ) અરે દુરાત્મા ! અરે નીચ ! પાખડી ! ! ઉભો રહે ! ઉભો રહે ! ! તુ તારૂ રાક્ષસીરૂપ છુપાવી શુ માયા પ્રપચ માંડી બેઠો છો? જો-

સ્રગ્ધરા

તુ અગે વટકલોને ધરી કર વલયી-ભૂત રૂદ્રાક્ષ-માળા,
માથે મોટી જટાને, મુનિ સમ ધરિને વેશ તુ આહિ ઘેલા,
સુર્ખા શુ આજ કેવી તુજ મતિ બની છે ગ્રઝી અતિ કઠોર,
નિંદ્યસ્ત્રી ઘાત યોજે ફળ નિજ કૃતિનુ ભોગવે આહિ ઘોર ૧૯[2]

विश्वामित्र-(સાવધ થઈ ક્રોધથી)

---

૧ મન્ત્રેપુનીત=મત્રથી પાવન થયલુ હવિ=હોમનુ દ્રવ્ય પ્રભાવ=બળ

૨ વલયી ઇ૦=હાથમા કડા રૂપે બની રહેલી રૂદ્રાક્ષમાળા રાખીને નિંદ્ય ઇ૦=સ્રીહત્યાને શાસ્ત્રવેત્તાઓએ નીંદા કરવા યોગ્ય ગણેલી છે અને તુ શાસ્ત્ર જાણનારનુ રૂપ ધારણ કરીને અત્રે બેઠો છે, માટે તારા એ અયોગ્ય કૃત્યનુ ફળ બીજે સ્થાને ભોગવવા જવુ પડશે નહિ, મતલબ કે હુજ તને એનુ ફળ ચખાડીશ

શાર્દૂલવિક્રીડિત.

આ મારો કટુ વાણી સૂણી જનમ્યો જે ક્રોધ તે તો હવે,
અંતર્ક્ષોભ થયે સમાધિ બગડયે જ્વાળા વધારી જળે;
તે લીલા ઝટ લૈ ક્ષયાનિલ-ફુંક ઉત્તેજીતાંગારની,
તૃષ્ણા શાન્ત પમાડશે ગ્રસિ ત્રણે-લોકો જરૂરે ક્ષણે.—૨૦[1]

**विद्या**—( સહર્ષ ) હમારૂં પ્રિય થયું ! હમારૂં પ્રિય થયું ! ! મહારાજ હરિશ્ચંદ્રનો જય થાઓ ! જય થાઓ ! !

( નીકળી જાયછે )

**विश्वामित्र**—( જોઇને ક્રોધથી ) અરે ! શું આ દુરાત્મા હરિશ્ચંદ્ર ? હમારા કલ્યાણના માર્ગમાં આડે આવ્યો ? અરે ! નીચ ક્ષત્રીય ! ઉભો રહે ! ઉભો રહે ! ![2]

વસંતતિલકા.

રે મૂર્ખ હો હરિ કદી, અથવા તું ચંદ્ર,
ચંદ્રાર્ધમૌલિ અથવા હર હો તથાપિ,
વિદ્યા-વિનાશથી વધી બહુ ઝાળવાળા,
( મારા ) ક્રોધાગ્નિથી શું બચશે ? ન કદી નમાલા.—૨૧[3]

---

૧. કટુ=કડવી. અંતર્ક્ષોભ=હૃદયનું ઉંચું નીચું થવું તે. જ્વાળા=ઝાળ. જળે=બળે. લીલા=રૂપ ક્ષયાનિલ-ફુંકે=પૃથ્વીના લય થતી વખતના વાયુની ફુંકે. ઉત્તેજીતાંગાર=ધગધગતા અંગાર. ગ્રસિ=ગળી. ભાવાર્થ=શ્લોક ૧૯ માં જે વાણી બોલાઈ છે તે વિશ્વામિત્રને પોતાનું કાર્ય નષ્ટ થતાં કડવી લાગી અને તેથી તેના હૃદયમાં ઉથલપાથલ થઇ ગઇ તથા સમાધિ છુટી ગઈ તેથી જે ક્રોધ ઉત્પન્ન થયો તેમાં વળી વિદ્યા વશ નહિં થવાથી બળતામાં ઘી હોમાયું તેથી ક્રોધે તિવ્રરૂપ પ્રકટયું છે તે આ ક્ષણે ત્રણે લોકને ગળી જઇ એટલે બાળી નાંખીને શાંત થશે

૨. નીચ-ક્ષત્રીયનો ધર્મ રૂષિઓને તેઓના કાર્યમાં મદદ કરવાનો છે, છતા તેની સિદ્ધિ નાશ કરી માટે નીચ.

૩. હરિ=વિષ્ણુ. ચંદ્રાર્ધમૌલિ=શંકર. હર=શંકર નમાલા=નિર્માલ્ય. ભાવાર્થ—અરે મૂર્ખ ! તું કદી વિષ્ણુ હો અથવા ચંદ્ર હો અથવા જેના કપાળમાં અર્ધચંદ્ર છે એવો શકર હો તોપણ વિદ્યા ન પ્રાપ્ત થવાથી જે મારા ક્રોધરૂપી અગ્નિની ઝાળ વધી છે તેમાંથી શું તું બચી જશે ? ના, નિર્માલ્ય પ્રાણી કદી નહિં બચશે.

મૂર્ખ ! સાભળ વળી,

શાર્દૂલવિક્રીડિત,

કાન્તા કેલી નિમગ્ન શાન્ત, કરૂણા પ્રાણી પરે તોય તે,
ખોઇ શાન્તિ સમાધિ-ભગ થકીને, ઉચા ચડાવી ભવા,
ત્રીનેત્રે બહુ ક્રોધ-યુક્ત બનીને, બાળ્યો ન શુ કામને?
તે રીતે મુજ ક્રોધથી દહન હુ તારૂ કરૂ કૌશિક 	૨૨ [1]

राजा— ( ગભરાઇ જઇ પોતાના મનમા ) અહો ! શુ આ ભગવાન્ કૌશિક ? અને પેલી ભગવતી વિદ્યાઓ છે ? અરેરે ! ! એની સિદ્ધિમા મારાથી પાપી અતરાય થયો ? વગર વિચારે મે આધળાએ, જે અગ્નિ જ્વાળા બહુ છે તેમાંજ પગ મૂકયો [2]

कौशिक—( ક્રોધથી )

શાર્દૂલવિક્રીડિત

આરભેલુજ કર્મ નાશ કરતા વાધ્યો ઘણો ક્રોધ જે,
તેથી ઉછળી હાથ મુજ જમણો શ્રાપો તને આપશે,
ઝાઝો કાળ વહ્યો છતાય સ્મરતા જાતી હુ ક્ષત્રીયની,
ડાબો હાથ વળે ધનૂષ ગ્રહવા જેથી ચુરો તુ થશે 	૨૩ [3]

( એમ કહી ઉભો થાય છે )

---

૧ કાન્તા=પાર્વતી કેલી=ક્રીડા નિમગ્ન=ડુબી રહેલા ત્રીનેત્રે=ત્રણ નેત્ર છે જેને એવા શકર ભાવાર્થ—શકર કે જે હમેશ શાન્ત રહેનાર, પાર્વતીના રમણમા મશગુલ અને સર્વે પ્રાણીપર દયા રાખનાર, જયારે કામે તેની સમાધિમા વિક્ષેપ નાખતા, શુ ક્રોધી બની તેને બાળી ના'તો નાખ્યો ? તેજ પ્રમાણે હુ પણ આજે તને ભસ્મ કરીશ

૨ ગભરાવાનુ કારણ માત્ર એટલુજ કે રાજા પોતે જાણતો હતો કે વિશ્વામિત્ર બહુ ક્રોધી છે તેમજ ધાર્યુ કર્યા વગર ન રહે એવો છે છતા તેને પોતે ઓળખી શકયો નહિ

૩ ભાવાર્થ—મે જે વિદ્યા મેળવવા કર્મ આરભ્યુ છે તે તે નાશ કીધુ તેથી મારો ક્રોધ બહુજ વધી ગયો છે અને રૂષિઓએ શાત રહેવુ જોઇએ તે છતા જે ક્રોધ ઉત્પન્ન થયો છે તેથી મારો જમણો હાથ તને શ્રાપ આપવા તલપાપડ થઇ રહયો છે અને અસલ હુ ક્ષત્રી હતો તે વાત યાદ આવતા મારો ડાબો હાથ ધનુષ લઇ તને ધુળમા રગદોળવા તત્પર થઇ રહયો છે

વિચારી પ્રેરે કે દુર્દશાને પણ છેડે ગએલી હતભાગ્ય હિંદની પ્રજા, અને પશુઓનું રક્ષણ જલદી કરવાને વિશેષ ઉત્સાહવાન થાય. નવાણો કરાવી જળની સગવડ થાય તેવા સાધનો જલદીથી યોજવાં શરૂ થાય તેજ આપણી માગણી છે. પરદેશ ખાતે જતા અન્નનો હાલ તુરત અટકાવ થાય તેવો કાયદો થાય એજ આપણું કહેવું છે. અરે હજુ પણ વધારે ભાર દઇને કહીએ કે દેશમાં પણ સરકાર તરફથી અન્ન ઉપર પડતા કરો એકદમ કાઢી નાંખે, રેલ્વેની માતબર કંપનીઓ હલકે દરે કિંવા મફત દુકાળવાળા ભાગમાં અન્ન પહોંચાડે તો કેટલેક અંશે તે વ્યથા ઓછી થાય પણ અવાજ કોણ કરેછે ? અનાજની જકાત કઢાવવા વિચાર કોણ ચલાવેછે ? દુકાળવાળા ભાગોનું ગણોત માફ કરાવો. તેમને શીયાળુ પાકો કુવેત્તરથી કરવા મદદ કરી સાધનો આપો. અરેરે ! શોધીને વિચાર કરવાનો પણ હવે વખત કયાં રહ્યો છે. હવે તો જેમ બને તેમ જલદી તેવા વર્ગને બચાવી લેવા. સરકારે ઉપાયો લેવા. અરેરે ! વળી આ દેશનેજ પૈસે માતબર થએલી રેલ્વે કપનીઓ પણ કયાં કહેછે કે તેઓ દુકાળવાળા ભાગમાં અન્ન, વગર અથવા ઓછે ભાડે લઇ જશે ? સ્વાર્થપરાયણ લોકોએ પણ ભવિષ્યની લાભની આશાથી ઘણી છૂટો મુકવી જોઈએ છીએ. અનાજ ભરી રાખી નફો કરનાર વણીઆને સુબોધ આપો કે અનાજ સસતું વેચે. બધા જાણે છે કે આ વર્ષે દુકાળની આફત મોટી છે, તો ખરા ઉપાયો વિના ઉપર ચોટીયા થોડા ઉપાય કાંઈ સાધન ગણાય નહિ. અસલના વખતમાં દુષ્કાળના વખતમાં રાજા અન્નનું ગણોત માફ કરતા. દુકાળી પ્રજાને પોતાને ખર્ચે નિભાવતા. અને અન્ન જળની બહુ સગવડ આપતા. હાલ નો દયાળુ સરકારને અજ્ઞ હિંદવાસીઓનાં દુઃખો કાને નાંખો. પ્રજા અને સરકારના હૃદય એકત્ર થઇ જાઓ અને એકત્ર થઈ દેશી સરકારને છાજે તેવા ઉપાયો લેવાનું તેમના ધ્યાનમાં બરોબર બેસાડો એટલુંજ ઈશ્વર પાસે માગીએ છીએ.

શ્રીમંતો એ પણ યથા શક્તિ પરોપકાર શરૂ કરવાની જરૂર છે. તેઓ તરફથી આ વખતે કેટલાંક કામો કાઢવાં અવશ્યનાં છે. આથી એક પંથથી બે કાજ કરી શકાશે. મુગા પ્રાણિઓ અને મનુષ્યોને બચાવવા માટે જળ અને અન્નથી સગવડ જલદી કરવી જોઈએ છીએ. દયાળુ સરકારની બાજુમાં રહી સર્વ રીતે યથાશક્તિ પોતાનો ભાગ આપવો ઘટે છે. હાલ આટલું કહી વિરામ પામીએ છીએ.

---

## महात्मा चाणक्य

(શાસ્ત્રી પ્રાણજીવન હરિહર)



( સાધણુ ગયા વપને પાને ૨૭૭ થી )

જે લોકો વાગ્વાર વિઘ્નોને લીધે આરભેલુ કાર્ય છોડી દે છે, તેઓને મધ્યમ જાણવા અને જેઓ વારવાર વિઘ્નોથી હણાયા છતા પણ આરભેલુ કાર્ય પુરૂ કરે છે, તેઓને ઉત્તમ કોટીના જાણવા માટે આરભેલા કાર્યને કાયર પુરૂષની પેઠે છોડી દેવુ એ તમારા જેવા મહાપુરૂષને છાજે નહીં આપ જેવા મહાપુરૂષને એ કલકદાયક થઇ પડશે

જે રાક્ષસમત્રી વિશ્વાસુ સેવકોના વિયોગથી હમણાસૂધી શોકાતુર થઇને બેઠો હતો અને પોતાના શરીરનુ પણ ભાન ભુલી ગયો હતો તે આ વખતે વિરાધગુપ્તનો અતિ ઉત્સાહ તથા ઐકાતિક ભાવ જોઈને પાછો પોતાના ખરા સ્વરૂપમા આવ્યો તેને પાછી આસપાસની ઘટના દૃષ્ટિ આગળ ખડી થઈ ગઈ અત કરણ ખેદથી વ્યાકુળ બની ગયુ અને પૂર્વનુ વૈર સાભરી આવ્યુ તેણે વિરાધગુપ્તને કહ્યુ, મે જે કામ આરભેલુ છે તે કામ પૂર્ણ કર્યાવગર કોઇ પણ રીતે હુ તેથી પાછો હઠીશ નહિ હુ હમણા જે કાયરતા ભર્યા બોલો બોલ્યો છુ તે જે આરભેલા કામની નબળાઈ બતાવે છે તે તો માત્ર શોકના આવેગથીજ બોલ્યો છુ અસ્તુ ! હવે ચાણક્ય ચદ્રગુપ્તનુ રાજ્ય નિષ્કટક કરવા માટે કયા ઉપાયોની યોજના કરે છે તે જરા જણાવ

વિરાધ બોલ્યો, મહારાજ ! ચાણક્ય પેહેલા કરતા હમણા વધારે સાવધાન રહે છે, જે મનુષ્યો ઉપર રાજદ્રોહ કરવાની જરા પણ શકા આવે છે, તેને તુરતજ કેદ કરે છે અથવા તો દેશપાર કરે છે કુસુમપુરમા જેટલા લોકો નદરાજના માનીતા અને અન્તરગ હતા તેઓને તેણે નગરમાથી બહાર કાઢી મૂકયા છે

વિરાનનુ આ પ્રમાણે સઘળુ બોલવુ સાભળી મત્રી અધીરો થઈ પડયો અને તેણે ચાણકયની કરડ્રદ્રષ્ટિ તળે આવેના લોકોના નામ પૂછયા, એટલે વિરાધ તે લોકોના નામ ગણાવતો બોલ્યો, મહારાજ ! પહેલા તો ક્ષપણક જીવસિદ્ધિને સપડાવ્યો છે, તેના ઉપર વિષ કન્યા મોકલવાનુ આળ મૂકીને તેને નગરમાથી બહાર કઢાવી મૂકયો છે તમારા પરમ મિત્ર શકટદાસ ઉપર

ચંદ્રગુપ્તને મારી નાંખવા માટે છૂપા દૂતો મોકલવાનો આરોપ મૂકયો છે અને તેને શૂળીએ ચઢાવવાનો હુકમ કરવામાં આવ્યો છે. પોતાના મિત્ર ઉપર આવું ભયંકર તહોમત મૂકાવું સાંભળીને મંત્રી રડતાં રડતાં તુરત બોલી ઉઠયો, ઓ મિત્ર શકટદાસ !, તું પણ અકાળે કાળનો કોળીઓ થઈ પડયો. ચંદ્રગુપ્તનો નાશ કરવા જતાં પોતાનાજ પ્રાણ ખોવા તૈયાર થયો. તારી અનુપમ સ્વામિભકિત અને ઉંચી જાતના મોટા ગુણોનું શું આવું પરિણામ આવ્યું ? તારા વિરહથી મારૂં સઘળું બળ ખરેખર નાશ પામ્યું છે. હું જ્યાંસુધી રહીશ ત્યાં સૂધી કોઇ પણ દિવસ તારા વિયોગનો શોક વિસરી શકીશ નહિ. તેં તારા ધણીના કામ માટે પોતાના વહાલા પ્રાણને પણ સમર્પણ કરીને પોતાના જન્મને સફળ કર્યો છે. ધન્ય છે તારા પવિત્ર જીવનને. અમે ધણીના કુળનો સંહાર નજરે જોયા કરીએ છીએ, છતાં પણ તેનો ઉપાય કરી શકતા નથી. ધિકકાર છે અમારા ફોકટ જીવનને, અમે માત્ર દેહનો ભારજ ઉપાડીએ છીએ અમારૂં જીવન તદ્દન વ્યર્થ છે.

વિરાધ ઉપર પ્રમાણે શોકના ઉદ્ગાર કાઢતાં મંત્રીને શોકને પ્રવાહમાં તણાતો જોઇ બોલ્યો, મહારાજ! આપ જાતે પોતાનું અપમાન કરો છો, તે આપને ઘટતું નથી. આપે ધણીનું કામ પાર પાડવા માટે ભોજન અને નિદ્રા તજી દીધાં છે. અને રાત દહાડો તેને માટેજ પ્રયત્ન કર્યા કરો છો, તેથી લોકોમાં આપ કોઈ પણ રીતે નિંદાપાત્ર થશો નહિ. તમે તમારૂં કર્તવ્ય યથાર્થ રીતે બજાવી રહ્યા છો.

તે પછી મંત્રીએ પોતાના બીજા બાંધવોની હકીકત જાણવાની ઇચ્છા કરી એટલે વિરાધ કહેવા લાગ્યો, મહારાજ! આપનો મિત્ર ચંદનદાસ મોટી આપત્તિમાં આવી પડયો છે, તેણે પોતાના ઉપર આવનારી વિપત્તિની અગાઉ તમારા કુટુંબને બીજી જગ્યાએ છૂપી રીતે રવાના કરી દીધું છે. એક દિવસે ચાણકયે ચંદનદાસ ઝવેરીને બોલાવીને પૂછયું કે મંત્રીનું કુટુંબ કયાં છે તે મને કહો. અને તે જલદી રાજાની પાસે હાજર કરો. પરંતુ મિત્રભકત ચંદનદાસે તમારા કુટુંબનો બીલકુલ પત્તો આપ્યોજ નહિ. તે ઉપરથી કુટિલબુદ્ધિના ચાણકયે બહુ ગુસ્સામાં આવી જઇને ચંદનદાસને તેના કુટુંબની સાથે કેદ કરાવ્યો. તે સાંભળીને રાક્ષસમંત્રીના મનમાં ઘણોજ ખેદ થયો અને તેણે પોતાનો અતિ સંતાપ પ્રગટ કરતાં કહ્યું, ઓ મિત્ર ચંદનદાસ ! તને કેદખાનામાં ગયો સાંભળીને મારા મનમાં જેટલું દુઃખ થાયછે તેટલું દુઃખ તેં મારૂં કુટુંબ શત્રુને સોંપી આપ્યું હોત તોપણ થાત નહિ. તારા દુઃખથી મારા દુઃખમાં વધારો થયો છે.

---

અપૂર્ણ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૮ મુ ] માર્ગશીર્ષ, સંવત ૧૯૫૬ [અંક ૨ જો

## ॥ यतो धर्मस्ततो जय ॥

## भक्तमाळ बावनी अने अपराध क्षमा स्तोत्र



साधण गया अंक पाने १

सवैया

पारथना सारथी थईने दासपणु दरसाव्यु,
पांडवनी पीडा हरवाने कपटी नाम कहाव्यु,
वहाला वहाल करो छो तदपि ए रस गणु अकारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो ॥ ६ ॥
ध्रुवजीना तपनो आदर करी अविचळ पदवी आपी,
बाळतणा प्रतिपाल थया प्रभु क्लेश दोपने कोपी,
शरणागत वत्सल छो स्वामि हु अवगुण गणनारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो ॥ ७ ॥
सत्यवादी नृप हरिश्चंद्र पर अनेक आफत आवी,
संकट समये सहाय करी श्रीहरि निजभक्त बचावी;
सत्य शब्द समज्यो नथी सेवक असत्य करी उच्चारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो ॥ ८ ॥
अतीशे तातु तेल करीने सुधनवाने नाख्यो,
भक्तजाणी भगवान भेर करी सेवक सद्य बचाव्यो,
आश्रय आप तणो अविनाशी नथी टेकथी धार्यो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो ॥ ९ ॥

व्यास सरीखा समर्थने शान्ति उपजी नहिं ज्यारे,
ज्ञान संहिता ग्रंथ रची भगवद् गुण गाया सारे;
समज्यो नथी भगवद् गुणमां हुं जन्मी जन्म हजारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो. ॥१०॥

शा० कु० गुनी० अपूर्ण.

## दि० बा० मणिभाई यशभाईनी वर्तमान शिक्षण पद्धतिमां सुधारानी सूचनाओ.



"આ પુસ્તક અવલોકન માટે અમને મળ્યું છે. આ સુચનાઓ અંગ્રેજી ભાષામાં હોવાથી તેનું અવલોકન અમારા તરફથી થાય તે પહેલાં અમારા વાચકવૃંદને તે ગુજરાતીમાં સંક્ષેપમાં જણાવવાની જરૂર છે, તેટલા માટે તે જો આ સ્થલે દાખલ કરીએ તો તે નિષ્પ્રયોજન છે એમ નહિ કહેવાશે; વળી અમારા વાચકનું પણ આ વિષય તરફ ધ્યાન ખેંચીએ છીએ. અને જો કોઈ યથેચ્છ પોતાના વિચાર દર્શાવી ચર્ચા કરવા ધારશે તો આ માસિકમાં તે દાખલ કરવામાં અમે લાભજ સમજીશું."

વિદ્યાવિલાસી દિવાન બહાદુર મણિભાઇ યશભાઇ આપણા દેશની સ્વભાષાનો ઉપયોગ કેલવણીખાતામાં લાભકારક રીતે કરવાને સૂચના કરતાં એક નિબંધ લખી વિદ્વત્સમૂહ આગળ મુકી તે ઉપર વિવાદનું આમંત્રણ કરે છે. આ નિબંધ ધ્યાનપૂર્વક અધ્યયન કરવા યોગ્ય હોવાથી તે ઉપર કાંઈ પણ વિવાદ કર્યા પહેલાં તેનો સાર અમારા વાચક વર્ગ આગળ મુકશું. આ સંબંધે કેટલાક વિદ્વાનોના મતનો સંગ્રહ કરી તેઓ કહે છે કે:—

"આપણા ઇલાકામાં એક વિદ્યાર્થિ ગુજરાતી પ્રાથમિક ચોથું ધોરણ પુર્ણ કર્યા પછી અંગ્રેજી ગુજરાતી શાળામાં દાખલ થવાનો લાભ લઈ શકે છે. ગુજરાતી શિક્ષણ તેને ચાર વર્ષ સુધી ચાલે છે. ત્યાર પછી અંગ્રેજી ગુજરાતી શાળામાં તે ત્રણ વર્ષમાં ત્રણ ધોરણોનું શિક્ષણ લે છે. અહીં તે પહેલા ધોરણથી અંગ્રેજી ભાષાનું જ્ઞાન ભાષા તરીકે લેવું શરૂ કરે છે. પણ આ સ્થળે અંગ્રેજી

ભાષાજ્ઞાનનુ શિક્ષણ સ્વભાષા મારફતે લે છે, પણ ત્રીજુ ધોરણ સમાપ્ત કર્યા પછી તે હાઈ સ્કુલમા દાખલ થાય છે અને ત્યા અગ્રેજી ભાષા દ્વારાએ, સર્વ વિષયોનુ અને ઇગ્રેજી ભાષાનુ શિક્ષણ લે છે એટલે જ્ઞાનના એક ચક્ર તરીકે તે ( અગ્રેજી ) ભાષા દ્વારા સર્વ શીખે છે અહીંઆ ચોથુ, પાચમુ, છઠુ અને સાતમુ ધોરણ ચાર વર્ષ સુધીમા શિખવવામા આવે છે અને ચાર વર્ષ સુધી ફતેહ મેલવી અભ્યાસ કરનાર મેટ્રીકયુલેસનની પરીક્ષામા દાખલ થઇ શકે છે, તો હવે પ્રશ્ન ઉદ્ભવે છે કે —

૧ અગ્રેજી ભાષા શિક્ષણના દ્વાર તરીકે કયાથી શરૂ થવી જોઈએ ?

૨ અગ્રેજી ભાષા જ્ઞાન ભાષા તરીક કયારથી આરભવુ જોઇએ ?

૩ વર્ત્તમાન સમયમા એક વિદ્યાર્થિ ત્રણ જુદી જુદી શાળામા અગીઆર વર્ષ સુધી શિક્ષણ લઇ યુનીવર્સીટીના દ્વારે પહોચે છે તો હાલ પ્રાપ્ત થતા કોઈપણ લાભોનુ બળિદાન શિવાય તે વખ્તત ઓછો થઈ શકે તેમ છે કે નહિં ?

આ પ્રશ્નો અગ્રેજી ભાષા જ્ઞાન મેળવવાને અગ્રેજી શાળામા દાખલ થતા વિદ્યાર્થિઓને લાગુ પડે છે

પણ પ્રાથમિક ધોરણોમાજ વિદ્યાર્થિઓનો જે મોટો ભાગ પોતાનો અભ્યાસ સમાપ્ત કરે છે તેવા વિદ્યાર્થિઓ માટે નીચેના પ્રશ્નો ઉપર વિચાર કરવાની બહુ જરૂર છે

૪ લગભગ પચાસ વર્ષ ઉપર કપનીના રાજ્યમા કોર્ટ ઓફ ડાયરેકટર્સે સાધારણ જનસમુહની કેળવણી માટે જે યોજના સ્પષ્ટ અને ભાર મુકીને અમલમા મુકવા દર્શાવી હતી તેનો અમલ સતોષ ઉપજાવે તેમ થયો છે કે નહિ ?

૫ , સને ૧૮૫૪ના દસ્તાવેજમા શિક્ષણ પદ્ધતિના યોજકોની યોજનાથી પ્રચલિત દેશી ભાષાના સાહિત્યની એમણે જે આશા રાખી હતી તેવી આશા ફળીભૂત થઇ છે ?

૬ ઉપલા ૪, ૫ પ્રશ્નોનો ઉત્તર હકાર હોય તો હાલ જણાતી ખામી દુર કરવા અને ભવિષ્યમા વધારે સારી અભિવૃદ્ધિ માટે શા ઉપાયો યોજવા ?

આ સ્થળે આપણે બે વર્ગના વિદ્યાર્થિઓના સબન્ધમા વિચાર કરવાનો છે, એક વર્ગ એવો છે કે જે અગ્રેજી જ્ઞાન લે છે અને બીજો વર્ગ સ્વભાષાનુ જ્ઞાન લઈ પોતાનુ શિક્ષણ સમાપ્ત કરે છે પહેલા વર્ગના વિદ્યાર્થિઓમાના અગ્રેજી

ભાષા જ્ઞાન લઈ તે અભ્યાસમાં આગળ વધેલા માટે તો કબુલ કરીએ કે અંગ્રેજી ભાષા શિક્ષણના દ્વાર તરીકે વાપરવામાં અડચણ નથી. પણ આપણી ચર્ચાને ઉપર જણાવ્યા પ્રમાણે તેની સાથે એ સંબધ છે કે તેવા વિદ્યાર્થિઓને પ્રાથમિક મૂળતત્વના વિષયોનું શિક્ષણ પ્રચલિત પદ્ધતિથી દેવાના કરતાં સ્વભાષાના વધારે ઉપયોગથી દેવામાં આવે તો અભ્યાસમાં ઘણી સરળતા મળે તેમ ધારવામાં આવે છે. બીજા વર્ગના વિદ્યાર્થિ માટે પ્રાથમિક કેળવણીના શિક્ષણ ક્રમમાં ફેરફાર અને વધારા સુધારાની બહુ જરૂર છે."

૧

"અંગ્રેજી ભાષા શિક્ષણના દ્વાર તરીકે કયાંથી શરૂ થવી જોઇએ?"

આ પ્રશ્ન પ્રથમ ચર્ચતાં દિ. બ. મણિભાઇ યુવાન વિદ્યાર્થિઓના શિક્ષણમાં દેશી ભાષાનો અધિક ઉપયોગ કરવાની સૂચના કરે છે. અને પંજાબના લેફટેનંટ ગવર્નર સર ડોનલ્ડ મેક્લિઓડનું અનુમોદક મત ટાંકી, તેઓ જણાવે છે કે અનુભવથી પણ એમજ સિદ્ધ થાય છે કે થોડા વખતમાં વાયવ્ય પ્રાંતમાં અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે પણ તે ફતેહમંદ નથી નીવડી. વળી તે સંબંધી તે સ્થળ નિવાસી સાક્ષર ભીશેશ્વરમિત્ર વારંવાર એમજ કહે છે. પરંતુ મધ્ય પ્રાંતમાં દેશી ભાષાદ્વારા શિક્ષણ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે તો ત્યાં પદ્ધતિ ફતેહમંદ નીવડી જણાવે છે. વળી બંગાળમાં આ બંને પદ્ધતિ દાખલ કરવામાં આવી છે તો તે પણ તપાસી જોતાં દેશી ભાષાદ્વારા શિક્ષણ પદ્ધતિ વધારે ફતેહમંદ નીવડી હોય તેમ જણાય છે પરંતુ તે વિચારમાં ત્યાં સર્વ એકમત થયા નથી તોપણ ઢાકા કેળવણી સમાજમાં એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે "ઈતહાસ, ભુગોળ, ભુમિતિ, ગણિત આદિ વિષયો દેશી ભાષામાં શીખતાં વખત બચવાનો સંભવ છે અને તે વખતનો ઉપયોગ અંગ્રેજી ભાષા સારી રીતે શીખવામાં થઇ શકશે. પણ આ વિરૂધ તેઓ એક દલીલ સત્ય માને છે તે એ છે કે "આ પદ્ધતિથી કેળવણીના સમયમાં એકાદ વર્ષ વધારવાની જરૂર પડશે." પણ દિ. બા. મણિભાઇ જણાવે છે કે તેવી ધાસ્તીની જરા પણ હસ્તી નથી. પણ ઉલટું વખતમાં બચાવ થવાનો સંભવ છે.

આ સંબંધે અગર જોકે આપણી વડી સરકારે પણ દેશી ભાષાનો વધારે ઉપયોગ કરવાના ઠરાવો કર્યા છે, અને આપણા ઈલાકાની સરકારે પણ તે

અનુસાર ઠરાવ બહાર પાડયા છે અને વારવાર તે ઠગવને અનુમોદન આપનારા બીજા ઠરાવો પણ કર્યાછે, પણ સને ૧૮૯૨–૯૭ સુધીના મુ બઇ ઈલાકાની કેળ વણીના અવલોકનમા કેળવણીખાતા તરફથી સને ૧૮૯૯–૯૭ ના—રીપોર્ટમા વિરૂદ્ધ મત પ્રદર્શિત કરવામા આવેલ છે કે " હાનની અગ્રેજી શાળામા જે રીતે શિક્ષણ આપવામા આવે છે તે પસદ કરવા લાયક છે અને કાઇ પણ ફેરફાર કરવાની જરૂર નથી " આ મતની તરફેણમા એવી દલીલ લાવવામા આવેછે કે "સમજુ ઈન્સ્પેક્ટરો અગ્રેજી ચોથા ધોરણના છોકરા પાસેથી તે ભાષામા ઝડપથી ઉત્તર મેળવી શકશે તેવી આશા રાખશે નહિ પણ ચાલતી પદ્ધતિમા લાભ એ છે કે નિરતર તે ભાષા બોલવાની ટેવ પડતા ને વનારે સારી રીતે શીખી શકશે અને કુલ સાત વર્ષ સુધી સ્વભાષાદ્વારા જ શિક્ષણ મળેછે તે થોડુ નથી " તો દિ બા મણિભાઇ આ સબધે કૉન્ફરન્સદ્વારા પુન વિચાર કરવાનુ સૂચન કરેછે

હવે દિ બા મણિભાઇ સ્વભાષાનો પ્રચિલિત શિક્ષણ પદ્ધતિમાં વધારે ઉપયોગ કરવાની આવશ્યકતાના સબધમા કહેછે કે –" હુ આશા રાખુ છુ કે કાચી વયના વિદ્યાર્થિને વિષયના મૂળતત્વનુ જ્ઞાન પરદેશી ભાષાદ્વારા આપવાના કરતા સ્વભાષા દ્વારાએ આપવાથી પરિણામ વધારે સતોષકારક આવશે તે તો સર્વ કોઇ કબુલ કરશે, અને એતો સ્વીકારવુ જ પડશે કે જુવાન વિદ્યાર્થિ ઘણી ત્વરાથી સ્વભાષા મારફત ગમે પણ વિષય જલદી ગ્રહણ કરી શકે છે, અને તેમા અર્થગત થઇ સઘળુ સમજી શકેછે વળી લાબા વખત સુધી તે સભારી પણ શકે છે, તેથી એમ થાય છે કે સ્વભાષા પ્રાથમિક, સહેલુ અને કુદરતી દ્વાર છે, અને તે દ્વાર વડે વિચારો પેહેલે સપાટે ગ્રહણ કરી શકાય છે પણ પરદેશી ભાષા દ્વારાના શિક્ષણથી જુવાન વિદ્યાર્થિને તેનુ ભાષાતર કરી સમજવાની ફરજ પડેછે આથી તેને એક વધારે બોજો થાય છે અને વળી તેથી યોગ્ય લાભ ન મળે તેવો પણ સદેહ રહેછે વિદ્યાર્થિને પરદેશી ભાષાનુ સપૂર્ણ જ્ઞાન હોય તે વખતે તે ( પરદેશી ) ભાષાદ્વારા શિક્ષણ તેને વધારે શ્રમ અને અડચણમા નાખે છે ત્યારે શુ હાઈસ્કુલમા અભ્યાસ શરૂ કરનારા વિદ્યાર્થિઓ આ સ્થિતિમા નથી ? અને તેટલા માટે સ્વભાષાનો વધારે ઉપયોગ ધોરણમા બહુજ આવશ્યક છે " તે સબધમા મિ અમાલાલ સાકરલાલ, રા બા ગોપાળજી સુરભાઇ, મિ જસ્ટીસ તેલગ, મિ જસ્ટીસ રાનડે, મિ

નહીં થયાં છતાં અજ્ઞાન લોકોનાં વિનાશકારક પ્રવાહમાં તણાઇ જઇ પોતાના આત્માને છેતરે છે તેવા લોકોને પ્રખ્યાત અંગ્રેજી કવિ એમર્સન ચોરની અને વિશ્વાસઘાતીની ઉપમા આપે છે.”

લોકાપવાદનો અનીતિવાળો લજ્જારૂપી પડદો ફેંકી દઇ સંસારમાં ચાલતાં અસંખ્ય ભ્રષ્ટ આચારોથી વિમુખ થવા દરેક વાંચનારે કોશેશ કરવી. એક બાળલગ્નનો ધારો તમારા ઘરમાંથી તમો કાઢી નાંખશો તેમાં શુ તમારી આબરૂ જવાની છે? ના. ના. કદીજ નહી. ખરાબ રીવાજોથી તો માણસ જાતના નીતિ, બળ અને સદાચારની લાગણી ઉપર શીલ મરાયું છે.

દરેક વાંચનાર વિના આનાકાનીએ કબુલજ કરશે કે જો એક ખેતરમાં સડેલાં અને કાચાં બી રોપવામાં આવ્યા હોય તો તેમાંથી જોકે રોપા તો જમીન બહાર ઉગી નીકળે છે પરંતુ તે બીમાંથી જીવન તત્વ તેને બહુજ ઓછું મળવાથી ફળ્યા પહેલાં અગર કુમળી વયમાંજ તે રોપો નાશ પામેછે. આથી સારા પાકવાનાં બીને તેટલી જગ્યાની ખામી પડેછે ને ઉલટું આ બીમાંથી આવી રીતે નુકસાન થાય છે. આજ દાખલો બાળલગ્નના સંબંધમાં પણ અતિ ઉપયોગી છે. અપક્વ વીર્યમાંથી ઉત્પન્ન થયેલું બચ્ચું, કાચાં, સડેલાં બીમાંથી થયેલા રોપાની ઉપમાને યોગ્ય છે.

આવી રીતે સંસારમાં વંશ વૃદ્ધિની તો ખરાબી થાય છે તેની સાથે બાળાઓ બિચ્ચારી કદી પોતાનાં ઘર તજી બહાર નીકલેલી નહીં હોવાથી સાસરાઓના ઘરમાં ગોંધાઈ રહેવું તેમને કોઇ પણ રીતે પસંદ પડતું નથી. કારણ હમેશાં તેને લાજના પડદામાંજ ગુંગળાઈ રહેવું પડે છે ને નાની વયમાંજ ગળાને શીવી દેવું પડે છે. આથી તેમની શારિરીક ઉન્નતિ ઉપર અંકુશો મુકાવા શરૂ થાય છે. સ્ત્રીઓની આવી પાયમાલીથી ઘર સંસારમાં એક જબરી ખોટ આવી પડે છે અને દેશ ઉપર મોટી આફતોનું વાદલું તુટી પડે છે. કારણ બાળ માતાઓ પોતાને થયેલા બાળકોની માતા તરીકેની પુરતી આવજત કરી શકતીજ નથી. હાલમાં લાખો જોડાંઓ અને કુટુંબો આ દુઃખ સહન કરતાં નજરે પડે છે. નાનાં નાનાં બાળકો, બાળમાતપિતાને ચિંતાસાગરમાં ડુબાવી મુકે છે. ભરણ પોષણની વ્યાધિ ઉત્પન્ન થાય છે. તેથી ગજા ઉપરાંત મહેનત કરી તેમના પેટ ભરવાં પડે છે. આથી વખતે કમોત પણ થઈ જાય છે. આવી નમાલી સંતતિથી દેશના ઉદયની આશા તો કયાંથીજ રાખવી?

ડોકટર ડન્કન નામે વિદ્વાન કહી ગયો છે કે—"બાળલગ્નથી શરીરની ખીલવણી (વૃદ્ધિ) નો નાશ થાય છે, તદુરસ્તીને હાની પોહોચે છે અને સામાન્યરીતે સુવાવડમા સ્ત્રીનુ શરીર દુર્બળ થઈ જાય છે બાળ વિવાહને લીધે પુખ્તવય પહેલા પ્રસવ થવાથી પ્રસવની પીડા અને ક્રિયામા દુ ખ વધે છે"

વાચનાર ! આપણી આસપાસ હાલમા આટલા બધા વિવિધ પ્રકારના અસખ્ય દુ ખોના ઝાડ ઉગી નીકળ્યા છે તે બાળલગ્નરૂપી અપક્વ સડી ગયેલ બીજનાજ રોપાછે એમ આપ કબુલ નહીં કરો ? બાળલગ્નથી પ્રજા દુર્બળ, દીન, ખિન્ન, બીકણ, બાયલી, રોગી, વળી બુદ્ધિહીન અને તેજહીન થાય છે એમ વાચનાર તમારૂ અત કરણ શુ કબુલાત નથી આપતુ ? આ ઈશ્વરી સજાજ છે જ્યારે આપણે કુદરતના નિયમોનુ ઉલ્લઘન કરીએ છીએ ત્યારે આપણે સ તને પાત્ર પણ છીયે ને તે પ્રમાણે ઉપર મુજબ આપણને સજા થયા કરેછે

છેવટ હીંમત ધરી હુ એટલુ પણ કહીશ કે આ દુનિયામા જેટલા જેટલા રોગો, જેટલા જેટલા મહા પાપો, જેટલા જેટલા અનિવાર્ય દુર્ગુણો, અને જેટલા જેટલા ઉન્માદો જોવામા આવે છે તે સર્વનુ મુખ્ય કારણ બાળ લગ્નજ છે એ પાપાચરણનુજ આ સાક્ષાત ફળ છે

એક વિદ્વાન કહે છે કે કુસપ, કલેશ, ક્રોધ, ઉન્માદ વીગેરે બાળલગ્નના બાયલા પુત્રો છે બુદ્ધિહીનતા, દીનતા, દુર્બલતા વીગેરે તેની પુત્રીઓ છે અને અવૈર્ય, અજ્ઞાન, આળસ, ભીરૂત્વ વીગેરે તેની પૌત્રાદિક બીજી નપુસક પ્રજા છે"

આ ઉપરથી વાચનારને વિશેષ ખાત્રી થઇ હશે કે બાળલગ્ન થવાથી જોડાયેલા કાચી વયના જોડામાથી ઉત્પન્ન થયેલી પ્રજામા ઉપલા સર્વ દુર્ગુણો હોય છે

ઉત્સાહ, બળ, બુદ્ધિ, આગ્રહ, ઉદ્યોગ, નિગ્રહ, નિયમ, નિશ્ચય, અને નીતિ જેવા ઉમદા આભૂષણોથી પોતાના શરિર શોભાવવાનો લાભ કદી બાળવિવાહના ભોગ થઇ પડેલા બચ્ચાઓને મળતો નથી પર તુ તેને બદલે તેમનામા આળસ, નિર્મળતા, બુદ્ધિહીનતા, વિહ્વળતા, વ્યગ્રતા, ઉન્માદપણુ, અસ્થિરતા, બીકણપણુ, અનિશ્ચિતપણુ, મુર્ખપણુ, સાહસ, અવિચાર, કુસપ, કલેશ, અને બૈરીક સ્વભાવ (womanly spirit) આવીને સદાને માટે વાસ કરે છે કહો, ત્યારે ઉપલા દુર્ગુણોથી ભરપુર માણસ આ હિદના ઉદયને માટે શુ કરી શકે ? ઉદયને બદલે અસ્ત કરવામાજ તેઓના દુર્ગુણો ઉપયોગી થઇ પડે

વિવેકી વાંચનાર ! ઉપર પ્રમાણે મેં સત્યનુંજ શોધન કરી લખેલુ છે છતાં તેની સખ્તાઇથી લેખક તરફ અભાવ લાવનારને એમર્સનનું નીચેનું વાક્ય યાદ રાખવા ભલામણ કરી પછી આગળ ચાલવા મારો વિચાર છે.

"જેવું હોય તેવું કહી દેવામાં હરકત શી છે ? સાચાને સાચો, જૂઠાને જૂઠો, અને હરામીને હરામીજ કહેવો. સાચું બોલવાથી કદાચ કોઇને માઠું લાગશે, તોપણ સત્યને તો કલંક નહિં આવે. તમારો સખ્ત પણ સાચો આવકાર કદાચ તેમને અપ્રિય થઈ પડે, તોપણ આડંબર કરતાં સત્ય વધારે સુંદર છે. તમારા હૃદયની સરળતાને થોડી તીક્ષણ ધાર પણ હોવી જોઈએ, નહિતો તે સરળતા નથીજ એમ સમજજો." પાશ્ચિમાત્ય વિદ્વાન એમર્સનના અભિપ્રાયને અનુસરી લખેલા આ લેખમાં-જવર નાશક કરીયાતુ સદા કડવુંજ હોય એ યાદ રાખી વાંચકો ફરીથી પોતાની ચિત્તવૃતિ તેમાં પરોવશેજ એમ લેખક ઈચ્છા ધરાવે છે. "વખત પ્રમાણે વર્ત્તવું" એ વાક્ય અનુસાર બાળલગ્નના સંબંધમાં પ્રાચીન આર્યોએ સ્થાપેલા નિયમોમાં કાંઇક યોગ્ય ફેરફાર કરવા ઘણા વિદ્વાનો તરફથી સુચના થઇ છે અને આ સુચનાને ધ્યાનમાં લેતાં પ્રથમ પુરૂષની પચ્ચીશ અને બાળાની સોળ વરસની ઉમ્મર સંયોગ માટે ઠરાવવામાં આવીછે તેમાં દેશકાળ અનુસાર પુરૂષની વીશ વર્ષની અને બાળાની બારથી ચૌદ વર્ષની ઉમ્મર સંયોગ માટે હાલ બહાલ રાખવામાં આવે તો અનર્થ થવાની કશી ભીતિ નથી. કારણ ઋતુ પ્રકટ થયા પહેલાં સંગ કરવાની શાસ્ત્રકારોએ મના કીધેલી છે. પણ આજકાલ બાર વર્ષની બાળાઓને ઋતુ પ્રકટ થાય છે તેથી તે ઉમ્મરે લગ્ન કરવા સામે કશો અટકાવ કરવો તે દેશકાળથી વિરૂધ વર્ત્તન ગણી શકાય.

જુલમી મુસલમાન પાદશાહોના રાજ્યોમાં કન્યાઓનું રક્ષણ કરવા આ બાળલગ્નના રીવાજનું ક્ષય બીજ રોપાયું છે અને આર્યોની અજ્ઞાનતાથી તે બીજ આજ અનર્થ ફળ આપે તેટલું વૃદ્ધિ પામ્યું છે. હાલ બ્રીટીસ રાજ્યના નેક વાવટા નીચે કશી ભીતિ રાખવાનાં કશાં કારણો નથી, છતાં હિંદુઓ પોતાની બાળકીઓને બાળવયમાં પરણાવે છે તેનું એક બીજુંજ કારણ જણાવવામાં આવે છે. તે અલબત ધ્યાન આપવા લાયકનું છે. ઉંચ્ચ કુળના આબરૂદાર કેટલાંક કુટુંબો જો કેટલાંક કારણસર પોતાની બાળકીઓનાં સગપણ તેની આઠ દશ વર્ષની ઉમ્મરે કરી નથી શકતાં, તો પછી પોતાના જેવા આબરૂદાર કુટુંબના જમાઇ શોધવામાં તેને ઘણીજ મેહેનત પડેછે, અને વખતે પંદર સોળ કે વીશ વર્ષ સુધી બાળકીઓને વાંઢી રાખી કોઈ હલકા કુળના વરને

તે સોપવી પડેછે અલબત તેઓની આ દરખાસ્ત ભુલી જવી નથી જોઇતી બાળલગ્નનો અર્થ બાળવયમા એટલે બાળકોની પરીક્ષા કરી શકાય તેવી ઉમ્મરે સગપણ ન કરવા એમ નથી બાળલગ્નનો મૂળ ઉદ્દેશ તો એજ છે કે ઉપર જણાવેલી ઉમ્મર પહેલા તેઓનો સયોગ ન બને તેનો પૂરતો જાપતો રાખવો બાળક છોકરો ગુજરાતી સાત ચોપડી આશરે અગીઆર કે બાર વરસની ઉમ્મરે પુરી કરેછે તે વખતે પૂર્વોક્ત ગમે તે તપાસ થઇ શકવા ઉપરાત તેના ભવિષ્ય વીશે પણ ખબર પડી શકે છે તો તેવા છોકરાનુ સગપણ કરવા જો દેશ રૂઢી વિરુદ્ધ ન ગણાતુ હોય તો કશો બાધ નથી ફક્ત કન્યા, પુત્ર કરતા ચાર પાચ વર્ષે નાની હોય તેની માબાપોએ તપાસ રાખવી, પણ ઘરમા આવી જલદી કામ કરી આપે એવો લોભ રાખતી સાસુની માફક પુત્રના જેવડીજ અગર તેથી મોટી ઉમ્મરની કન્યા કદી ન શોધવી

આ ઉપરથી મારો કહેવાનો હેતુ એ છે કે કદાચિત્ દેશરૂઢીને અનુસરીને સગપણ અથવા વિવાહ કાઇ ઉપર જણાવેલી ઉમ્મર પહેલા કરવા પડે તોપણ તેમનો મેલાપ નાની ઉમ્મરે ન થવો જોઇએ રજોદર્શન થયે સ્ત્રીમા સ્ત્રીત્વ અને પુરૂષમા મૂછો આવ્યા પછી પુરૂષત્વ આવેછે તો તે પહેના સસારી સમાગમમા જોડાવુ કોઈપણ રીતે ફાયદાકારક નથી પરતુ આ સર્વે ધ્યાનમા ન રાખી, લગ્ન કર્યા પછી તરતજ અર્થાત્ રજોદર્શન પ્રાપ્ત થયા પહેલા તેઓના મેલાપને માટે રજા આપી સુખની ઇચ્છા રાખવી અને સતીત્વની હિમાયત કરવી એ જહાગીર પાદશાહની પેઠે પોતે હદ ઉપરાત દારૂ પી લોકોમા દારૂ પીનારને સજા કરવી તેના જેવુ ગણી શકાશે

વળી સર્વ કોઈ વગર સવાલે કબૂલ કરશે કે પૂર્વોક્ત ઉમ્મર પહેલા, સમાગમની રજા આપવાથી, વિવેકબુદ્ધિના વિચારની ખામીને લીધે, તે દમ્પતીમા પ્રેમનુ તત્વ નિ સત્વ થાય છે અને તેથી પરસ્પરના દિવ્ય પ્રેમનુ સુખદ સ્વરૂપ જોવાનુ બાળવયમા બધાઈ ગયેલા મત પ્રમાણે યૌવાવસ્થામા પણ નહિ બનતુ હોવાથી પશુ પેઠે જીદગી ગાળવી પડે છે ઇતિહાસોના પાના ફેરવતા આપણા પૂર્વજોના બળ અને દીર્ઘાયુષ્યની આપણને સાબીતિ મળે છે જે સાબીતિને તેઓની ગૃહસ્થાશ્રની સુખવૃદ્ધિ સબળ ટેકો આપે છે

પરિપકવ ફળમાથી જેટલો સ્વાદ આપણે મેળવી શકીએ તેનો અશ માત્ર અપરિપકવ ફળમાથી મેળવી નજ શકીએ તેમ પરિપકવ વીર્યવિના સ્ત્રીસગથી થતા ફળની ઉમદા આશા રાખવી તે વગર સવાલે ખારો મરવો

ખાતાં મધુર કેરીના રસની આશા રાખવા જેવું ગણી શકાય. પાશ્ચિમાત્ય પ્રજા, પારસી, અને હિંદના દક્ષિણાત્ય લોકોમાં રજોદર્શન પહેલાં રાહવટનો રીવાજ નહિં હોવાથી આપણા કરતાં સર્વે વાતે તેઓ સુખી જણાય છે.

"અ ધાધુંધી અનીતિ અદકિ, અનાચાર અત્યારે,
બાળલગ્નથી બળતી બાળા, કુપંથ કરમાં ધારે."

સર્વ કોઇ વિવેકી વાંચનાર એટલું તો કબૂલ કરશે કે એવું તો સિદ્ધ થઈ ચુકયું છે કે આવા આવા સુધારા એકલાના કરતાં જનસમુહ ઉપર વધારે આધાર રાખે છે. કારણ જ્યાંસુધી જનસમુહ તમારા જેવા વિચારને અનુમોદન ન આપે ત્યાંસુધી સર્વ શ્રમ મિથ્યા સમજવો. જો આ બાળલગ્નનો ધારો નિર્બીજ કરવામાં આવે તો પુનર્વિવાહના સંબંધમાં કોઇને તસ્દી લેવી ન પડે. યાદ રાખજો કે એક વખત મારા આ બોલો તમોને સત્ય લાગશે. જવર નાશક કરીઆતુ સદા કડવુંજ હોય છે. રોગને દુર કરનારી ઔષધી સદા કડવીજ હોય છે તેમ સાચવટ સદા સખ્તજ હોય છે.

કજોડાંવાળી સ્ત્રીઓની અકળામણ, તેઓને માથે પડતું બાળકોનું મહા પાપ, અકળામણમાં માબાપોને અનિવાર્ય શ્રાપો, કજોડાંની ખુલ્લી આંખે ન જોવાય તેવી ફજેતી, વિદ્યાભ્યાસમાં આવી પડતી અડચણો, બાળલગ્નથી વંશવૃદ્ધિની આશામાં નિરાશા, બાળલગ્નથી થયેલી સ્ત્રીઓની ક્ષુદ્રતા, બાળકીઓને સાસરાની શુળીની વેદના, નાના વરની વિટંબણા, બાળલગ્નમાં સંતાન થવાથી બાળાની ખરાબી, તે સમયે ફજેતી, બાળલગ્નથી થતું બાયલાપણું, સંતાનોની મન શક્તિ અને ઉન્નતિનો નાશ, શરીરની નિર્બળતા અને ખરાબી, પતિની ખરાબી ને અનિતિની વૃદ્ધિ, બાળલગ્નના આ મહા અધર્મો છે. શાસ્ત્રોએ બાળલગ્નથી થતાં અસંખ્ય, અનીવાર્ય નુકસાનોનો આ ઉપસંહાર કર્યો છે.

"એટલું એજ હું માગું છુ આપે, વાંચો વિચારો વિચારોરે,
વાંચી વિચારે વિચારી વર્તે, નર તે તોડે કુધારોરે."

બસ! મારી ઉપલી ઈચ્છા પરીપૂર્ણ થાય, અને દરેક વાંચનાર મારી ઉપલી સવિનય નમ્ર વિનતિ પ્રમાણે આ નિબંધ પોતાના કુંટુંબ ન્યાત વીગેરેમાં વાંચી તે ધારો જડમુળથી નાબુદ કરવા કોશેશ કરે તો આ બાબતમાં પડેલા પરિશ્રમને ઉત્તમ ફળ મળ્યું એમ હું માનીશ. આશા છે કે દરેક વિવેકી વાંચનાર આ નિબંધનો સાર ગ્રહણ કરી લેખકની ઇચ્છા પરિપૂર્ણજ કરવા પ્રયત્ન કરશે. આવી ઉમદા આશા અત્યારે લેખકને ઉત્સાહીત બનાવેછે. ઇશ્વર મારી આ ધારણા પાર પાડો! અને દરેક વાચક તેવું ઈચ્છો! કિંબહુના.

# દુષ્કાળદુ ખ ટાળવા શ્રીમતોને પ્રાર્થના

## कविता

### દોહરા

દુકાળ મોટો દેશમા, વર્ત્યો હાહાકાર,
અન જળ કેરી આપદા, તૃણ વિન ઢોર સહાર ૧
રીલીફ્ વર્કથી રાકનો, ટળતો કાઇ સતાપ,
જન સાધારણ સ્થીતિના, મળીયા પુરણ પાપ ૨
નહીં ધ ધો નહીં ચાકરી, નહિ ધન નહિ માલ,
અજાચકની ટેકથી, દુખીયા હાલહવાલ ૩
અન્ન અતી મોઘુ મળે, ગાઠે મળે ન ગર્થ,
મરણ શરણ વિણ આ સમે, એક સરે ન અર્થ ૪
શ્રીમ તો સૌ શેઠીઆ, ધગ ધર્મની ઢાલ,
કરો મતાબી મદદની, કોણે દીઠી કાલ ૫
સુખ સપત્તિ સાહેબી, ઢગલા ધન ને માલ,
ધર્યા રહે ધગ્ણી પરે, કોણે દીઠી કાલ ૬
જીવ જતુ ને માનવી, શિરપર ઉભો કાળ,
કા પકડયો કા પકડશે, કોણે દીઠી કાલ ૭
આયુષ્ય ઓછુ થાય છે, જેમ ફુટેલ પખાલ,
હાથે તે સાથે સદા, કોણે દીઠી કાલ ૮
દેહ ગેહ નહીં આપણા, પચ તત્વના એહ,
મમતાળુ થઈ મરવુ કા, અતે મળશે ખેહ ૯
સ્વપ્ન આ સસાર છે, ખનવુ નહી ખખીલ,
વાસે વિમાસણ થશે, ધર્મ કાજ નહીં ઢીલ ૧૦
ધનવાનો ધન મેલીને, વહી ગયા ઘણા વડીલ,
ધન જોબનનો મદ તજી, ધર્મ કાજ નહી ઢીલ ૧૧
મેડી મદીર માળીયા, સુવા સેજ પલગ,
જાશુ મેલી સર્વને, પુન્ય પાપ દો સગ ૧૨

ખરચ્યું ખાધું જેટલું, સુકૃત કીધું કામ;
આવે સાથે એટલું, રહેશે પડયું તમામ. ૧૩
લક્ષ્મી ચપળા છે સદા, ધરતી ફરતી જાય;
રાખી નહીં રહેશે કદા, જેમ વાદળની છાંય. ૧૪
પુરવજોના પૂણ્યથી, પામ્યા પુરણ સુખ;
સહસ્ત્ર ગણું ભાતુ થશે, ટાળે દીનના દુઃખ. ૧૫
તંગ વખતને જોઇને, આણી અતિ ઉમંગ;
હાથ લંબાવો હેતથી, ફરી ન મળે પ્રસંગ. ૧૬
કુદરતના કોપથી, અવસર આવ્યો હાલ;
ઓળખી આપો દીનને, કોણે દીઠી કાલ. ૧૭.
સકળ જનોની સન્મુખ, અરપુ આ અપીલ,
વીત્ત વાવરો વેગથી, ધર્મકાજ નહી ઢીલ. ૧૮.

ગ૦ જે૦

## विवाहनो क्यो समय ?

અથવા

## બાળવિવાહ.

(લખનાર શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.)

હમણા ઘણાખરા બાળલગ્નની સાથે બાળવિવાહની રીતને વખોડી કાઢે છે. આતો સત્ય છે કે, યોગ્ય વિચાર કરીને વર્તવામાં આવે નહી તો બાળલગ્નથી બહુજ હાનિ થવાનો સંભવ છે, એમાં જરા પણ સંદેહ નથી; પરંતુ બાળવિવાહમાં જેમ કેટલાએકને દોષોજ દૃષ્ટિએ પડેછે તેમ નથી, પણ કેટલાએક ફાયદાઓ પણ જોવામાં આવે છે. જેઓ તેના તરફ વિરોધ ધરાવે છે તેઓની દૃષ્ટિમાં તેના ફાયદા આવતા નથી પણ કેવળ દોષજ જોવામાં આવે છે. આવા બાળવિવાહના વિરોધીને આપણે યુરોપીયનના અનુકરણ કરનારા કહીએ તો તેમાં તેઓને અન્યાય આપ્યો ગણાય નહીં.

થોડા દિવસ પહેલાં મારે એક સરજન અને બહુશ્રુત-દેશી ઇંગ્રેજની સાથે બાળવિવાહ વિશે વાતચિત થઈ હતી. તેમણે જરા વિચાર

કર્યા પછી મને કહ્યુ કે "બાળવિવાહના યોગ્યથી નાતજાતમા શાંતિનો અને વ્યક્તિમા અધિક સુખનો લાભ થાય છે, અને મોટી ઉમ્મરે સ્વેચ્છિત વિવાહ કરવાના ધારણથી નાતજાતમા ઉદ્યમનો અને વ્યક્તિમા અનિ તેજસ્વીપણાનો લાભ થાય છે" આટલુ કહ્યા પછી ફરી તેણે કહ્યુ "આ બન્ને ધોરણોને સરખા કરવા માટે બહુ બહુ વિચાર કર્યા છતા પણ અમુક નિશ્ચિત માર્ગઉપર આવી શકાતુ નથી" તેનો ઉત્તર આપતા મે તેને જણાવ્યુ કે, અમારા ધર્મશાસ્ત્ર રચનારાઓએ તમે જણાવેના બન્ને ધોરણને સમાન કરવા માટે સ્ત્રીની ઉમ્મર નાની રાખી છે અને પુરૂષની ઉમ્મર મોટી રાખી છે અને તે નિયમ ઉપર સ્ત્રી પુરુષના લગ્નનુ ધોરણ સ્થાપન કરેલુ છે અમારા ધર્મશાસ્ત્ર રચનારાઓ કહે છે કે "त्रिंशद्वर्षा वहेत्कन्या हृद्या द्वादशवार्षिकीम् ॥ "ત્રીશ વર્ષના પુરૂષે બાર વર્ષની કન્યાસાથે લગ્ન કરવા," પેલો વિદ્વાન તે સાભળીને બોલી ઉઠયો, "તેમ કરવાથી પણ મારા કહેલા બન્ને યોગ્યોનો ઉદ્દેશ સચવાશે નહીં અપક્વ અવયવવાળી માતાથી ઉત્પન્ન થયેલુ બાળક શરીરે આરોગ્ય તથા બળવાન્ થાશે નહીં" મે તેને ઉત્તરમા જણાવ્યુ કે તમારી ભાષામા જે ગ્રંથો હમણા શારીરીક વિષયના છે તેમા સ્પષ્ટ લખ્યુ છે કે જો પિતાનુ શરીર સપૂર્ણ અવયવવાળુ હોય છે તો બાળકનુ પણ શરીર સપૂર્ણ અવયવવાળુ થાય છે બાળકના અવયવોની રચના તેના પિતાના અવયવોના પ્રમાણમા થાય છે તે પછી તે ઇંગ્રેજ જરા વિચાર કરીને કહ્યુ, "પુરૂષોના કરતા સ્ત્રીઓની બુદ્ધિ નાની ઉમ્મરમાથીજ પરિપક્વ થાય છે એટલામાટે લગ્નના ધોરણમા પુરૂષ કરતા સ્ત્રીની ઉમ્મર નાની રાખવામા આવી છે અને પુરૂષની ઉમ્મર મોટી રાખવામા આવી છે અને તેજ ધોરણથી બન્ને પક્ષનો અભિપ્રાય સિદ્ધ થઇ શકે છે પ્રણય, શાતિ, અને સુખનો વધારો થાય છે, ઉદ્યમ અને સ્થિરતાને પણ ઉદય પામવાનો અવકાશ મળે છે અને સતાનો પણ બળવાન અને મજબૂત બાંધાના થાય છે આર્યજાતિના દપતીઓના માતાપિતાઓ ભાવિ પરિણામનો જરાપણ વિચાર કરે અને બ્રહ્મચર્ય પળાવે તો તેઓ ઉપર કહેલા શુભ ફળો ચાખનારને ભાગ્યશાળી બને"

હવે મોટી ઉમરમા સ્ત્રી પુરૂષોનો સ્વેચ્છિત વિવાહ પરિણામે કેવો નિવડે છે તે વિશે સામાન્ય વિચાર કરીએ ઓગણીશ વીશ વર્ષની તરૂણ સ્ત્રીઓ વીસ પચીસ વર્ષના તરૂણ પુરૂષને પરણ્યા પછી પોતાના માતાપિતાનો,

ભાઈ બેહેનનો અને બીજા સ્નેહી વર્ગનો ત્યાગ કરીને ચાલ્યાં જાય છે. તે તરૂણ સ્ત્રીમાં લાજ-મર્યાદા કેવાંછે, તેનો ગુરૂજન તરફ કેવો ભક્તિભાવ છે, નવલ વધૂ તરીકે તેનો કેવો વિવેક હોયછે, તેનો કોઈ પણ કાંઇઅનુભવ કરી શકતું નથી. માતપિતા છોકરાંઓ જન્મ્યા પછી આપણામાં ચાલતા રિવાજ પ્રમાણે વિવાહથી તેઓને જોડી દે છે. તે પછી તેઓ પરસ્પરમાં એક બીજાનો પરિચય વધારી. મૂકીને અનુક્રમે લતાની પેઠે પરસ્પર જોડાઇ જાયછે, કુમળી લતાના જેવાં આ બાળકોમાં શુદ્ધ પ્રણય થવાનો સંભવ રહેછે તેવો પ્રણય મોટી ઉમ્મરે સ્વેચ્છિત વિવાહ અને લગ્નનાં સંબંધથી જોડાયલાં જોડાઓમાં થવાનો સંભવ રહેતો નથી. મોટી ઉમ્મરના સ્ત્રી-પુરૂષોનાં મન એકાંત જીવન ગાળવાથી કઠોર થઈ જાયછે. તેઓની વર્તણુક પણ એક માર્ગ ઉપરજ આધાર રાખી રહેછે. વળી તેઓનું મન પણ પોતાના અભ્યાસી માર્ગ ઉપરજ વહ્યા કરેછે. આ પ્રમાણે ભિન્ન પ્રકૃતિનાં જોડાંઓ શું એક મનનાં થઈ શકેછે કે? વર વહુ વચ્ચે અધિક પ્રેમ ઉત્પન્ન કરાવવાનો આજના વિવાહના ધોરણનો ઉદ્દેશ હોય તો મોટી ઉમ્મરના કરતાં બાળવિવાહનું ધોરણ વધારે ફાયદા કારક નિવડશે તેમાં જરા પણ સંદેહ નથી. બાળકો નાની ઉમરમાં એક બીજા સાથે પળોટાયાથી તેઓની વચ્ચે જે પ્રેમ થાયછે તે નિર્દોષ નિઃસ્વાર્થ પ્રેમ હોય છે. બાલ્યાવસ્થામાંથીજ માતપિતા તરફ, ભાઈ બેન તરફ, અને પોતાના બાળમિત્રોની તરફ નાના બાળકોનું મન જેવું હેતાળ અને મમતાળ રહેછે તેવું હેતાળ અને મમતાળ મન મોટી ઉમ્મરે સંબંધમાં આવેલા સ્નેહીઓના તરફ રહેતું નથી. નાનાં નાનાં બાળકો પોતાના ભાઈ ભાડુંના દોષો શોધવા તરફ જરાપણ લક્ષ આપતાં નથી. પરંતુ તેઓનું બોલવું બહુજ સ્નેહથી સાંભળે છે. અને તેઓ જે કંઇ કરે છે તે તેને બહુજ સારૂં લાગે છે. અને જ્યારે તેઓ પોતાના બાળસ્નેહીઓમાંના કોઈને પણ જુવે છે કે તુરત તેઓનું હૃદય અખંડ આનંદથી ઉભરાઇ જાય છે અને પ્રણય રસથી કોમળ થઇ જાય છે. આવી બાલ્યાવસ્થામાંથીજ જો નિર્દોષ વર કન્યાઓમાં દાંપત્ય પ્રણયનું બીજ વાવવામાં આવે નહીં પણ તેને માટે વિલંબ કરવામાં આવે તો તેઓ ખરા સ્નેહ રસનો ઉપભોગ કરી શકતાં નથી.

નવીન મતાનુસારીઓ કહે છે કે—બુદ્ધિ અવસ્થાએ પરિપક્વ થાય છે અને પછી તરૂણ સ્ત્રી અને પુરૂષ એક બીજાના આરોગ્ય અને બુદ્ધિની પરીક્ષા

ડગીને પરસ્પર વિવાહના બધનથી બવાય છે આ તેમનુ માન કહેવુંજ છે, તેઓ એક બીજાના ચરિત્ર અને સ્વભાવની પરીક્ષા કરવાની વાત કહે છે, તે આપણે એક ક્ષણ ભર માન્ય કરીએ, પરતુ તે પેહેના એટલો પણ વિચાર કરવાની જરૂર છે કે એક બીજાના ચરિત્ર અને સ્વભાવની પરીક્ષા કેવી રીતે કરવી? તે કામ બહુજ કઠિણ છે બુદ્ધિશાળી પુરૂષો પણ તે કામમા ડગલે ડગલે નિષ્ફળ નિવડયા છે ત્યાં ઓગણીશ વીસ વર્ષની કન્યા અને ચોવીસ પચીસ વર્ષનો પુરૂષ મનુષ્યના ચરિત્ર અને સ્વભાવની પરીક્ષા કેમ કરી શકે? એ વાતજ અસભવિત છે તરુણ અવસ્થામા ઈંદ્રિયોની વૃત્તિઓ મહા પ્રબળ હોય છે કામના શક્તિ ઘણીજ તેજ હોય છે, અને અનુરાગ ઉન્માર્ગ ગામી હોય છે પરતુ એક બીજાના સ્વભાવની પરીક્ષા કરવામા જે વિવેકની અને ધૈર્યની જરૂર હોય છે તેનો તો આ અવસ્થામા તદ્દન અભાવ હોય છે અથવા તેઓ પોતાનુ કામ યથાર્થ રીતે કરવાને અસમર્થ હોય છે એક બીજાની વચ્ચે મદમદ તીક્ષ્ણ કટાક્ષ, મંદ મદ હાસ્ય, અને શરીરનો મોહ ઉપજાવનારો બાધો આ સર્વ એક બીજાના મનને નિર્બળ કરી નાખે છે અને સ્વભાવની કે ચરીત્રની પરીક્ષા કરવાનો અવકાશ આપતા નથી માટે મોટી ઉમરના સ્ત્રી-પુરૂષનો વિવાહ લાબા વખતસૂધી ટકી શકતો નથી, અને નિર્દોષ પ્રણયને પણ ઉત્પન્ન કરી શકતો નથી

જે દેશમા મોટી ઉમ્મરે વિવાહ પ્રણય કરવાનું ધોરણ રાખવામા આવ્યુ છે તે દેશમા લગ્ન તોડી નાખવા માટે પણ વ્યવસ્થાઓ કરવામા આવી છે જો મોટી ઉમરના ધોરણથી સ્વભાવ વગેરેની યથાર્થ પરીક્ષા થઈ શકતી હોય તો પછી લગ્નોચ્છેદન વ્યવસ્થાઓ શામાટે રાખવામા આવે? અર્થાત્ અને પ્રણયથી થયેના લગ્ન વિરુદ્ધ પ્રેમ ક્વચિતજ ઉત્પન્ન કરે છે યૂરોપીયનોમા મોટી ઉમરે લગ્ન કરવાનો ધારો છે તો તેઓમા લગ્ન તોડવાનો ધારો પણ ચાલુ કરવામા આવ્યો છે તેઓમાના ઘણા વિદ્વાનો પ્રસગોપાત્ત કહે છે કે અમારુ આ ધોરણ સપૂર્ણ નથી પણ હજી અપૂર્ણ છે અમેરિકામા પણ સ્ત્રી પુરૂષો મોટી ઉમ્મરે લગ્ન કરે છે પરતુ હમણા તે વિવાહની પ્રથાને એકદમ બધ કરી દેવામાટે ઘણા લોકો પોતાના વિચારો જાહેરમા પ્રકટ કરે છે જો તે દેશમા વિવાહનુ બધન સુખકારી હોય તો તેઓ પોતાના વિવાહ બધનને તોડવામાટે યત્ન અને આટલો આગ્રહ શામાટે કરે? વસ્તુત જો

દેશમાં મોટી ઉમરે વિવાહ કરવાનો ચાલ છે, તે દેશમાં તેવા વિવાહોમાંથી મોટી ગડબડ ઉઠવાનો પણ સંભવ રહે છે. અને તે ઘોટાળો તેજ મોટી ઉમરે થયેલા વિવાહનું ફળ કહેવામાં આવે છે.

સ્પેન, ઈટલી, ગ્રીસ વગેરે દેશોમાં સ્ત્રીઓ પણ લખવા ભણવા શીખે છે, પરંતુ ઇગ્લંડ અને અમેરિકાની પેઠે એ સર્વ દેશમાં હજી સુધી સ્વેચ્છિત વિવાહની રીત ચાલતી નથી. એ સર્વ દેશોમાં મારા વિચાર પ્રમાણે જો નાની ઉમરમાં વિવાહ થાય તો જોડાંઓ વચ્ચે અધિક પ્રણય ઉત્પન્ન થવાનો આશા રાખી શકાય.

કોઇ કોઈ ઇંગ્રેજ પ્રવાસીઓ કહે છે કે,–સ્પેન ઈટલી વગેરે દેશોમાં બાળ વિવાહની રીત ચાલે છે તેને લીધેજ ત્યાં આગળ વિવાહનું બંધન બહુજ શિથિલ થઇ પડયું છે. તેઓ કહે છે કે એ સર્વ દેશનાં સ્ત્રી પુરૂષો ઉચ્છૃંખલ અને આચાર ભ્રષ્ટ છે. તે પ્રવાસીઓ માત્ર તે દેશ ઉપરજ તેવો આરોપ મુકતા નથી; પણ જયાં આગળ સતી સ્ત્રીઓનો નિવાસ છે, એવા પવિત્ર ભારતવર્ષ ઉપર પણ તેવોજ આરોપ મુકે છે, તે ઉપરથી તેઓને લઘુ પ્રકૃતિના સમજીને તેઓના બોલવા ઉપર શ્રદ્ધા રાખવી નહી એજ સુતરો ઉપાય છે.

જે દેશમાં મોટી ઉમ્મરનાં સ્ત્રી–પુરૂષોના વિવાહ કરવાનો ચાલ છે, તે દેશમાં પણ વિવાહનું બંધન દૃઢ હોતું નથી, પણ શિથિલ હોય છે. અને દંપતી વચ્ચે જે આંધળો પ્રેમ ઉત્પન્ન થાય છે, તે થોડા કાળ સુધીજ ટકી રહે છે. કૃત્રિમ પ્રણય ચિરં કાલ ટકી રહેવાની આશા બહુજ થોડી હોય છે.

---

## मावापनी सेवा करवी.



### સુપુત્રોના ધર્મ અને ચાલતો જમાનો.

( કૃપાશંકર જાદવજી યાજ્ઞિક. )

( સાંધણ ગયા અંક પાને ૧૬ થી )

ભોજ રાજા આવાં તે વાંદરાંનાં વચન સાંભળી બોલ્યો હું શેહરમાં નહીં જાઉ: હું મોહટો **વિશ્વાસઘાતી કૃતઘ્રી** છું, માટે તે બાબતની શિક્ષા કર. આમ રાજા ભોજ બહુ પ્રકારે કહેવા લાગ્યો; ત્યારે વાંદરાએ એક વડનું પાન લઇ તેનો રસ કાઢી ભોજ રાજાની જીભપર "**વિશ્વેમેરા**" એવા ચાર અક્ષર

લખ્યા અને રાજા ભોજ ધારા નગરીના રસ્તા તરફ ચાલ્યો અને વાદરો વનમા ચાલ્યો ગયો

રાજા ભોજ શેહરમા ગયો, અને ત્યા સર્વ પુછવા લાગ્યા કે માહારાજા કયા હતા ? ત્યારે તેના જવાબમા બોલ્યા કે, "**વિશ્વેમેરા**" આ શિવાય કશો જવાબ દીધો નહી તેજ મુજબ દરબારમા, રાજ સભામા, રાણી વાસમા, સર્વ ઠેકાણે જે પુછે તેને **વિશ્વેમેરા** શિવાય કશો જવાબ આપ્યો નહી તેથી સૌ વિસ્મય પામવા લાગ્યા, ને વિચાર કરવા લાગ્યા કે ભોજ રાજાએ કાળીદાસ કવિને કાઢી મેલ્યો છે તેની શોધ કરી તેડી લાવે તો બધુ સારૂ થાય

આમ સઘળાએ વિચાર કરી **કાળીદાસ** કવિની શોધ કરી તેડી લાવ્યા તેણે 'વિશ્વેમેરા'એ ચાર અક્ષરના એકેકા અક્ષરોપર "**વિશ્વાસઘાત**" કરવાના દોષ ઉપર એક એક શ્લોક કહ્યો એવા ચાર શ્લોક કહેવાથી ભોજ રાજાની જીભ ખુલી અને તેને જે વનમા વિત્યુ હતુ તે સઘલુ કહી બતાવ્યુ, અને તેજ વખતે **કાળીદાસ** કવિ બીજા સ્વરૂપમા હતો તે પ્રગટ થયો અને ભોજરાજાએ પોતાનો **વિશ્વાસઘાત** અને કૃતઘ્નીપણાનો દોષ નિવારણ થવાની માફી માગી દડવૃત કર્યા અને ત્યારપછી કેટલાક દાનપુન્યો કરી પાપથી નિરમુક્ત થયા

કારણકે તમારા વૃદ્ધ માવિત્રો નહોતા જાણતા હતા કે તમો આવા કૃતઘ્ની થશો તેને ખબર નહતી કે સુવાવડ માથે પડશે તેમને જેના માટે મોટી ઉમેદો હતી કે તે લાયક ઉમરનો થશે ત્યારે આપણે સર્વ વ્યાધિથી નિર્મુક્ત થઈ સુખના દિવસો ભોગવીશુ તેમ એ કમાશે ને આપણે ખાશુ ને આપણુ ઘડપણ પણ એજ પાળશે પણ એ સઘળી આશાઓ પડી ભાગી અને આથીતો ઉલટ તેમની વૃદ્ધવસ્થામા વ્યાધિનો વધારો થયો, જેમ મોરલી વાગે ને સર્પ નાચે તેમ પુત્ર તેની કુટીલ સ્ત્રીના કહેવા મુજબ નાચવા લાગે છે જે પુત્રમા સસારનુ સુખ માની બેઠા હતા, તે સઘળુ નાસ પામ્યુ પણ એમા એનો દોષ નથી, એ આ **ચાલતા જમાના**નો દોષ છે, હાલમા તો સઘળે ઠેકાણે અને ઘેર ઘેર એજ મુજબ ચાલી રહ્યુ છે

માટે આ ચાલુ જમાનામા તો **સાસુ એ વહુ** થઈ રહે, અને બાપ એ દીકરો થઈ રહે તોજ ઘરનો ફજેતો થાય નહીં અરે ! કેવો જમાનો આવ્યો છે,

ધિરાજની અધ્યક્ષતા નીચે મોટી સભા મેળવી સત્ય ઉત્સાહથી અમે આ પ્રયત્ન કરીએ છીએ. તેઓ સાહેબને પ્રીતિ અને અભિન્ન ભાવ છે. તેઓ આવી સઘળી વ્યવસ્થામાં ઉત્સાહથી ભાગ લે છે. તે કારણને માટે તેઓ લાયક નર તરીકે નીકળી આવ્યા છે. આ સભામાં વિવાદિત પ્રશ્નોની સ્વતંત્ર, ખુલ્લી અને સંપૂર્ણ ચર્ચાથી નિર્ણય કરવામાં આવશે. તેથી જે સઘળા પોતાની બુદ્ધિથી નિર્ણય ઉપર આવી શકતા નથી તેઓ તે સત્ય જાણશે અને તે પ્રમાણે તેઓની જીંદગીમાં વર્તી શકશે.

અમે ઈશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે ભિન્ન ભિન્ન સંપ્રદાયો અને જાતિથી વસેલા આર્યવર્તમાંના લોકોને સત્ય ભક્તિ અને સ્વધર્મની શક્તિ સર્વ શક્તિમાન ઇશ્વર આપે અને તેથી અસત્ય અને પાપની શિક્ષાએ હાલ તેમના ઉપર હુમલો કર્યો છે તેમાંથી મુક્ત થાય. અને તેઓને સત્ય અભ્યુદય અને સુખ આપવા માટે અંગ્રેજી સરકારને ઇશ્વર, શક્તિ અને ડહાપણ પ્રેરે. આથી સઘળા મનુષ્યો અને ખાસ કરીને વિદ્યામાં પ્રીતિ રાખનારા અને તત્વ જ્ઞાનીઓને તેઓના શ્રમમાં સફળતા મળે."

---

## ધર્મશ્રદ્ધાળુ પરોપકારી શેઠ કાનજી ધર્મસિંહનો સ્વર્ગવાસ.

અમને જણાવવાને ખેદ ઉપજે છે કે સોરઠીયા જ્ઞાતિના ધર્મશ્રદ્ધાળુ શેઠ કાનજી ધર્મસિંહ પોતાની ૫૬ વર્ષની ઉમરે ગયા કાર્તિક શુદ ૧૨ મંગળવારે રાત્રીએ ગુજરી ગયા છે. અમને વિશેષ ખેદ તો એટલાજ માટે છે કે મરકી અને દુષ્કાળના બારીક સમયમાં તેમના જેવા પરોપકારી પુરૂષની ગેરહાજરી અસહ્ય છે. આ સ્થળે તેમનું તે જીવન દૃશ્ય કરવાને અમારા જીજ્ઞાસુ વાચકવૃંદ સમક્ષ ટુંકમાં મુકીએ છીએ.

મર્હુમ શેઠ મુંબઈ શહેરમાં પોતાની નાની ઉમરમાં નિર્ધન સ્થિતિમાં આવ્યા હતા. આવતાં વારને તેઓ કાપડ બજારમાં જુજ પગારમાં ૧૨-૧૩ વર્ષની ઉમરે ચાકરીમાં રહ્યા હતા. થોડા વખતમાં ચાકરીમાં તેમની ચતુરાઇ અને વ્યાપાર વિષયમાં તેમની કુશળતા અને તન્મયતા બજારના અન્ય ગૃહસ્થોને નજરે પડી. તેનું પરિણામ એ આવ્યું કે થોડા સમયમાંજ તેઓ શેઠ રૂગનાથજી તારાચંદના ભાગીયા થયા. અહીં પણ તે વસ્તુએ પૂર્ણતા

દેખાડી અને વ્યાપારસાગરમા વિજય થયો લક્ષ્મીની પ્રસન્નતા દૃશ્યમાન થઈ આથી બજારના વ્યાપારીઓમા મોભો વધતા ગયો સ્વાશ્રયી પુરૂષોને જેમ જેમ વિજય મળતો જાયછે તેમ તેમ તેઓ વધારે ઉત્સાહી બને છે અને કાઇજ નવીન વસ્તુઓને જન્મ આપે છે હવે તેઓએ વિલાયતી ધોએલા કાપડનો પણ વ્યાપાર વધાર્યો અને શેઠ કાવીદાસ ધર્મસિહની પેઢીના આગેવાન ભાગીયા થયા આ વખતે કાપડના વેપારીઓને વિલાયતના વેપારીઓ સાથે લેણેદેણમા બહુ અડચણો પડતી તેથી મર્હુમ શેઠને એવુ સુઝી આવ્યુ કે જો હુડાની પદ્ધતિ આ વ્યાપારમા પણ દાખલ કરવામા આવેતા વેપારીઓની કેટલીક અગવડો દુર થાય આ પદ્ધતિ કાપડ બજારમા તેમના શ્રમ અને યુક્તિથી દાખલ થઇ તેનો લાભ હાલ કાપડના વેપારીઓ લે છે વળી વ્યાપારમા ઐક્યની બહુ જરૂર છે તો દેશી વ્યાપારીઓ તેમા ઐક્ય રાખેતો અનેક લાભ થાય તેમ બજારમા કેટલાક અગ્રણી પુરૂષો ધારતા હતા આ વખતે માસ્તર દામોદરદાસ ગોકળદાસ વીગેરેની સાથે વ્યાપારીઓનુ તેવુ મ ડળ ઉભુ કરવામા પોતે મ દ કરી તેનુ પરિણામ હાલની મુબઈની પીસગુડ એસોસીએશન છે અને તેના આનરરી સેક્રેટરી તરીકે તેમના પુત્ર મી૦ મોતીલાલ કાનજી કાપડીયા બી એ એલ એલ બી કામ કરે છે આથી સિદ્ધ થાય છે કે તેઓને સપ વસ્તુનુ બહુ ભાન હતુ તથા તેમા પ્રીતિ હતી આવા તેમના સ્તુત્ય પગલાથી દેશી વેપારીમા તેમનો મોભો વધતો ગયો તે વખતે યુરોપીયન વ્યાપરીઓમા પણ તેઓ તેવોજ મોભો ધરાવતા હતા ગ્રેહામ અને રાયલીની આગેવાન પેઢીઓના પ્રતિનીધિ સાથે ગાઢ પરિચયમા આવ્યા હતા અને ગ્રેહામની ઓફીસતો તેમના માનમા એક દિવસ બધ રાખવામા આવી હતી તથા ગ્રેહામ અને રાયલીની ઓફીસના પ્રતિ નીધિઓ તેમના મરણથી તેમના કુટુમ્બને ગએલી ખોટ માટે તેમના પુત્રોને તેમને ઘરે આશ્વાસન દેવા આવ્યા હતા કેટલીક વખત સ્વાશ્રયી માણસો માટે કહેવામા આવે છે કે પોતાના પરસેવાથી દ્રવ્ય ભેગુ કરેલુ હોવાથી તેઓ તેનો ઉપયોગ અને ઉપભોગ કરી શકતા નથી પણ મર્હુમ શેઠ કાનજીભાઈના સબધમા તે અસત્ય નીવડયુ હતુ પોતે મેળવેલા દ્રવ્યનો પોતેજ સારો ઉપયોગ કરવો એ તેમનો હેતુ હતો તેઓએ ધર્માનુસાર બે વખત મહાયાત્રા કરી હતી અને એક વખતે ધર્મસ્થાનમા રૂા ૧૦૦૦૦ ખર્ચ્યા હતા

તેઓએ શ્રી નાથજીમાં રૂ. ૧૫૦૦૦ ખર્ચી રૂપાના કમાડ વીગેરે તેમજ અહીંના બાબુલનાથજીના દેરામાં પણ રૂા. ૧૫૦૦૦ ખર્ચી રૂપાના કમાડ વીગેરે કરાવ્યાં હતાં. આ કાર્યે પોતાના ધર્મનાં હતાં પણ તેઓ મનુષ્ય પ્રત્યેના સર્વમાન્ય ધર્મમાં પણ પાછળ પડયા નહોતા. મુંબઈમાં દુષ્ટ મરકીના ઉપદ્રવ વખતે પોતાની જ્ઞાતિના આગેવાનો સાથે મળી, સારી રકમ એકઠી કરી, સરકારી અમલદારો સાથે મળી, મરકીની આસ્પીટાલ પોતાના જ્ઞાતિબંધુને અન્ય જ્ઞાતિનો આશ્રય ન લેવો પડે તેટલા માટે ઉભી કરી. અહી પણ તેઓએ પોતાની ઉદાર વૃતિ દેખાડી. એટલે કે કોઇ પણ જ્ઞાતિના દરદીને તેઓ ત્યાં દાખલ કરતા હતા.

તેઓને જ્ઞાતિ તરફ પ્રીતિ હતી તેની એટલેથીજ હદ વળતી નથી પણ સં ૧૯૫૩ માં પડેલા દુષ્કાળ વખતે દ્વારકા, ચીમણ વીગેરે સ્થળે પણ તેઓએ પોતાની જ્ઞાતિમાં અને બીજા ગરીબોને પણ અન્ન વીગેરે આપવાની ગોઠવણ કરી હતી. અને ચાલતા દુકાળમાં તો પોતે પોતાનાં તે કામ ઉપર ખાસ માણસો રાખી પોતાની જ્ઞાતિના નિરાધારને છ માસનું અન્ન આપે છે. આ ધર્મકાર્ય તેઓએ કાઠીયાવાડ અને કચ્છ જ્યાં તેઓના સ્વજ્ઞાતિ બધુ રહે છે ત્યાં ચાલુ કર્યું છે. વળી તેઓ ખાનગી રીતે પણ ધર્મ કાર્યો કર્યા કરતા હતા. વિદ્યા સંબંધી પણ ગરીબોને યોગ્ય મદદ આપતા હતા. આવી રીતે તે ધર્મશ્રદ્ધાળુ શેઠનું મૃત્યુ દુષ્કાળ અને મરકીના બારીક વખતમાં સર્વને ખેદ ઉપજાવનાર છે.

હવે અમે એટલુંજ યાચીશું કે તે ધર્મપરાયણ શેઠના આત્માને સ્વર્ગનું શાશ્વત સુખ મળો અને તેમના પુત્રો અને કુટુમ્બીઓ તેમને પગલે ચાલી તેવાંજ સુકૃત્યોમાં મન પરોવે ! અસ્તુ !

---

## वेद धर्म सभाने मळेली भेटनो स्वीकार.

સ્વર્ગવાસી શેઠ **કાનજી ધરમસીના** પૂણ્યાર્થે વેદધર્મ સભાને રૂા. ૫૧) ભેટ તરીકે તેમના સત્પુત્ર શેઠ **મોતીલાલ કાનજી** કાપડીઆ બી. એ. એલ. બી. તરફથી મળ્યા છે. તે રકમ વેદધર્મસભાના ધર્માઉ ફંડ ખાતે જમે કરવામાં આવીછે. તો તે રકમનો સદુપયોગ થશે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૮ મુ ] પૌષ, સવત ૧૯૫૬ [ અંક ૩ જો

## ॥ यतो धर्मस्ततो जय ॥

## अबुजने गतिज्ञान सहित शिखामण



( साधण गया वेपना अक १२ माले पान २६५ )

छद महिदीप

कौस्तुभ विद्रुम मणि गुरख तें न जाणी,
ककर कर ग्रह्यो मुद्ध मति तो तणाणी—११
अवसर गयो एज इश भज्या तणु टाणु,
भोज शोख माणी खूब वृद्धपणु आण्यु—१२
वृद्ध थए थर थर थइ अग उठयु धुजी,
तोय नहि टेव टळी देव सेवन सूजी—१३
पाख टळी[1] झाख वळी आखथी न सूजे,
जोष्टिका करे ग्रही पण जर कमावा जुजे—१४
कामाधीन थइने केवळ कामनीने सेवी,
दात गया धोळा[2] थया खात राखी जेवी—१५
तन्वी[3] के तनुज सर्व गणे तरुण तोले,
तोय तेहमा तणाई तुच्छ तर्क खोळे—१६
बाळयौवन भोगळ तन थयो छेक बूटो,
पण नहीं लगार सार ग्रह्यो अर्थ गूटो—१७
कानथी न श्रवण करी हरि कथा कदापि,
तेम नहीं देवने नमाव्यु शिश पापी—१८
श्वास कास कफ सर्व देह लीधो घेरी,
तथापि न टळ्यो ताप तन तणो न मेगी—१९
चेतरे अचेत काइ सकेत नहीं जाणी,
कान[4] कहे बुळधाणी कीधी मौ कमाणी—२०

१ पगरपी पाख २ वाळधोळा ३ स्त्री ४ कवितु नाम

કરેલા અર્થને અનંગી કરવો એ અયોગ્ય. આવા અનુભવથીજ સિદ્ધ થતા અર્થમાં પ્રમાણની વાત કરવી અથવા તેવા આનંદનો અનુમાનાદિ પ્રમાણથી વિરોધ સમજાવવો એ મૂર્ખતા જ છે. એવા ખોટા અર્થ કરનારાઓને નર નહિ પણ 'વા-નર' સમજવા. એવા પુરૂષોને તો ગધેડે ચડાવવા જોઇએ. અદ્વિતીય ચૈતન્યના શ્રુતિ પ્રતિપાદિત અર્થમાં ભેદ જોનારાઓનું મોઢું પણ ન જોવું જોઈએ. એવા દુષ્ટ જનોને ગામમાંથી પણ કાઢી મુકવા જોઈએ. એક સ્ત્રી વાંઝણી રહે તે સારૂં; વ્યાઘ્ર જેવાં હિંસક પ્રાણીને જણે તે સારૂં; પરંતુ કોઇ સ્ત્રી આવા ભેદવાદીને જન્મ ન આપશો: જેમ કોઇ પુરૂષ મદ્ય પીને તેના કેફમાં ગમે તેમ બકે, તેમ કાર્યકાર્યના વિચાર શૂન્ય ભેદવાદમાં ઉન્મત્ત થઇ ગએલા પુરૂષોને દ્વિજ ન કહેવા. એ પણ મદ્ય પીનારાના જેવા શૂદ્રજ સમજવા. શાસ્ત્રકારો દ્વિજના બે અવતાર કહે છે. પ્રથમ અવતાર તેમના જન્મ સમયનો. બીજો, સંસ્કાર થઈ ઉપનયન સમયનો છે. પણ ભેદવાદમાં ઉન્મત્ત થઈ વેદાન્તનો અવળો અર્થ કરનારાઓનો આ ત્રીજો અવતાર સમજવો. અહો ચિત્તવૃતિ ! આત્માના આનંદસ્વરૂપમાં આવી આવી શ્રુતિઓનું પ્રમાણ છે ત્યાં બીજા ત્રણ ( પ્રત્યક્ષ, અનુમાન તથા ઉપમાન )ન હોય તેથી શું આનંદપણુ મટવાનું છે?

**ચિત્તવૃતિ**—સ્વામિજી ! આતો કેવળ ગાલી પ્રહાર થાય છે. એ કંઇ પ્રમાણ યુક્ત વાત નથી થતી. જે વાત સત્ય હોય તે પ્રમાણથી સિદ્ધ કાં ન થાય?

**વિવેકાશ્રમ**—આમ છે તથાપિ હે ચિત્તવૃત્તિ ! તુને એ નૈયાયિકોના પ્રમાણોમાં વધારે શ્રદ્ધા હોય તો તેમના પ્રમાણથી પણ હું તને આનંદપણું સિદ્ધ કરી તારા અજ્ઞાનનો નાશ કરીશ. પ્રથમ તો તું પણ સમજી શકીશ કે પ્રાણિ માત્રને પોતાનો આત્મા પ્રિય છે. આ રીતે સમજતાં આત્મા પ્રિય છે, એટલે શું? એજ સમજવાનું છે.

**ચિત્તવૃત્તિ**—સ્વામિજી ! આત્મા પ્રિય છે તેથી આત્મા આનંદરૂપજ છે એમ શામાટે સમજવું? એમ પણ કાં ન હોય કે, (૧) આત્મા સુખની ઉત્પત્તિનું કારણ છે તેથી પ્રિય છે. અથવા (૨) આત્મા સુખનો આશ્રય છે (૩) અથવા સુખનું જ્ઞાન થવામાં આત્મા કારણરૂપ છે, માટે આત્મા પ્રિય જણાય છે.

વિવેકાશ્રમ—ચિત્તવૃત્તિ ! તે બહુ ચાતુર્યવાળા પ્રશ્ન કર્યા પણ તે સર્વનુ હુ સમાધાન કરી આપીશ, તારો પ્રથમ પક્ષ લઇએ, અને તને ન્યાયશાસ્ત્ર ઉપર શ્રદ્ધા હોવાથી તેને પચાવયવવાળા અનુમાનમા ગોઠવીએ

પ્રતિજ્ઞા—આત્મા પ્રિય છે

હેતુ-(કારણકે) સુખની ઉત્પત્તિનુ કારણ છે

ઉદાહરણ—ઇંદ્રિયની પેઠે

ઉપનય—પ્રિયત્વવાળા સુખની ઉત્પત્તિના કારણવાળો આ આત્મા છે

નિગમન—(માટે) આત્મા પ્રિય છે

ચિત્તવૃત્તિ ! ન્યાય રીતિથીજ આ અનુમાન દોષયુક્ત છે તુ નૈયાયિકોના સગમા રહી અનુમાનનુ પ્રતિપાદન કરે છે, તો જો કે આ હેતુમા વ્યભિચાર દોષ છે મને હસવુ તો એટલામાટે આવે છે કે એ દોષને સ્પષ્ટ કરનાર પદાર્થ ઇંદ્રિયનુ તુ ઉદાહરણ આપ છે આ અનુમાનમા પ્રિય એ સાધ્ય છે અને તેમા સુખનુ સાધન એ હેતુ છે આ હેતુ ઈન્દ્રીયમા પણ રહે છે પરતુ ઇંદ્રીય પ્રિય નથી અર્થાત આત્મામા જે પ્રિયતાનુ પ્રતિપાદન કરવુ છે તે પ્રિયતા ઇન્દ્રિયમા નથી માટે આત્મામા સુખનુ સાધન છે માટે એ પ્રિય છે એમ કહેવુ મિથ્યા છે

ચિત્તવૃત્તિ—સ્વામિજી ! તમે માની શામાટે રયો છો કે ઇંદ્રિયો પ્રિય નથી ?

વિવેકાશ્રમ—માતાજી ! ! પ્રિય એટલે શુ એ પણ સમજો છો કે નહિ ?

અપૂર્ણ

---

## दि० वा० मणिभाई यशभाईनी वर्त्तमान शिक्षण पद्धतिमा सुधारानी सूचनाओ

( સાધણ ગયા અંક પાને ૨૬ થી )

### ૨

" અગ્રેજી ભાષાજ્ઞાન ભાષા તરીકે કયારથી આરભવુ જોઇએ "

પરદેશી ભાષા શીખતા પહેલા સ્વભાષાનું સપૂર્ણ જ્ઞાન હોવુ જોઇએ, અને સ્વભાષાના સપૂર્ણ જ્ઞાનથી પરદેશી ભાષા જલદીથી શીખી શકાય છે, તે સબધી કેટલાક સાક્ષરોના ઉચ્ચારેલા વિચારો ટાકી, દિ બ મણિભાઇ જણાવે છે કે ઉપલા પ્રશ્ન તરફ પહેલુ ધ્યાન ખેચવાની જરૂર છે કારણ તે શિક્ષણ શરૂ ક્યારે કરવુ ? અને તેનુ પરિણામ સતોષકારક કેમ થાય ?

અંગ્રેજી અભ્યાસથી તે પોતાને સારી ભુમિકામાં મુકી શકશે. કારણ કે હાલની ગોઠવણથીજ તે અંગ્રેજી અભ્યાસ માટે ત્રણ અથવા ચાર વર્ષ ગાળી શકશે. વિદ્યાર્થિને ચોથા ધોરણને બદલે છઠ્ઠા ધોરણમાંથી દાખલ કરવાની સૂચનાને પણ હું પસંદ કરતો નથી. કારણકે તેથી અંગ્રેજીદેશી શાળા અને હાઇસ્કુલના ધોરણોમાં ફેરફાર કરવો પડે, અને વિદ્યાર્થિઓને અંગ્રેજી ભણેલા શિક્ષકોના શિક્ષણનો લાભ મળી શકે નહિં. કારણ તેવા શિક્ષકો અંગ્રેજી સ્થાપિત પુસ્તકોના આધારે સ્વભાષામાં વિષયો શિખવતાં સંપૂર્ણ ખુલાસો કરી શકે. વલી મારી સૂચનાથી તો થોડાજ ફેરફારની જરૂર છે. હાલ ચાલે છે તેમ વિદ્યાર્થિને દાખલ કરવા અને પેહેલા બે વર્ષસુધી સ્વભાષાનું શિક્ષણ આપવું. આથી અંગ્રેજી અભ્યાસમાં જે અંતર પડશે તે સ્વભાષાના આગળ વધેલા અભ્યાસને લીધે વિદ્યાર્થિઓ તે અંતર નવા ધોરણના ક્રમ પ્રમાણે પુરૂં કરી શકશે. પણ અસર એ થશે કે વિદ્યાર્થિ પોતાનો અંગ્રેજી અભ્યાસ ૧૨ અથવા ૧૩ વર્ષે શરૂ કરશે, અર્થાત પહેલાં છ વર્ષ સ્વભાષાના અભ્યાસમાંજ તે રોકી શકશે. આ યોજના મી. કોમીનસની આગલા વખતની કેળવણીની યોજનાને મળતી છે. મારી અને તેની બંને યોજનામાં સ્વભાષામાં છ વર્ષની કેળવણી લીધા પછી પરભાષાનું શિક્ષણ શરૂ કરવાનું છે. બે વર્ષ સુધી અંગ્રેજી અભ્યાસ મુલતવી રાખવાની મારી સૂચના સંબંધી હું થોડી ટીકા કરવાને આ સ્થળે લલચાઉં છું આગલા દિવસોમાં જ્યારે અંગ્રેજી કેળવણીની માત્ર શરૂઆતજ હતી ત્યારે થોડું ઘણું અંગ્રેજી જાણનારાને પણ સારી નોકરી મળી શકતી. તે એટલે સુધી કે માત્ર ઈંગ્રેજી કાગળોની નકલ કરી જાણનારા પણ નોકરી મેળવવા ભાગ્યશાળી થતા અને મેં એક જણનું સરટીફીકેટ વાંચ્યું છે તેમાં લખેલું હતું કે તે જે નકલ કરતો તે સમજી શકતો હતો. તે દિવસો ચાલ્યા ગયા છે અને હવે તો મેટ્રીકયુલેશનમાં પાસ થએલાં અથવા તેવા બીજા, સારી જગ્યા મેળવી શકતા નથી. સરકારી ચાકરીમાં દાખલ કરવાને જે પરીક્ષા છે તે પરીક્ષામાં વિદ્યાર્થિ ૫ મું ધોરણ સમાપ્ત કર્યા પછી બેસી શકે છે. ઉપલો સુધારો મેં જણાવ્યો છે તેમાં જે કાંઇ ફેરફાર કરવાનો છે તે ફેરફાર પણ તે ધોરણની અંદરજ કરવાનો છે. અને હાલ માફકજ એક વિદ્યાર્થિ ૫ મા ધોરણસુધી તેટલા વખતમાં પહોંચી શકશે. હાલની પદ્ધતિ અને મારા સુધારામાં ફેર માત્ર એટલોજ પડશે કે હાલની પદ્ધતિથી વિદ્યાર્થિ પાંચ વર્ષના ઈંગ્રેજી અભ્યાસ પછી તે ધોરણો સમાપ્ત કર

શકે છે જ્યા મારા સુધારા પ્રમાણે ૩ વર્ષના અભ્યાસથી તે ભુમિકામા પહોચશે આ ઉપરથી માલમ પડશે કે ઉપલા ફેરફારથી વિદ્યાર્થિને કાઇ નુકશાન થશે નહિ અને આગલા વખતમા જે વિરૂદ્ધ મત દર્શાવવામા આવ્યુ હતુ તેમ થશે નહિ કારણકે તે સમયમા તો ઈંગ્રેજીનુ ઉપર ચોટીયુ જ્ઞાન પણ પુરતુ ગણવામા આવતુ હતુ ચાલુ ભાષાદ્વારા શિક્ષણનો નિયમ થવા માટે, અગ્રેજીને અભ્યાસ મોડો શરૂ કરવા માટે, અગ્રેજી દેશી શાળાના ધોરણોમા ફેરફાર કરવા માટે અને માતૃ ભાષાના ધોરણોમા સુધારો કરવામાટે સૂચવેલા સૂધારા ઉપર વિચાર ચલાવવાની જરૂર છે '

૩

" વર્તમાન સમયમા એક વિદ્યાર્થિ ત્રણ જુદી જુદી શાળામા અગી આર વર્ષ સુધી શિક્ષણ લઈ યુનીવર્સીટીના દ્વારે પહોચે છે તો હાન પ્રાપ્ત થતા કોઈ પણ લાભોનુ બળિદાન શિવાય તે વખત ઓછો થઇ શકે તેમ છે કે નહિ ? "

દિ બ મણિભાઈ આ સમયે જણાવે છે કે " હુ સૂચવુ છે કે માતૃ ભાષાના મૂળાક્ષર ા શિક્ષણથી મેટ્રીક સુધીના શિક્ષણ સુધી વિદ્યાર્થિ જે સમય ગાળે છે તે ઓછો થઇ શકે તેમ છે કે નહિ તે સમયે પણ ધ્યાન આપવુ જોઇએ મુબઈ ઇલાકામા હાલમા તે સમય અગીઆર વર્ષનો છે જ્યારે હિન્દુસ્તાનના બીજા ભાગોમા તે સમય નવ વર્ષનો અને વધારેમા વધારે દશ વર્ષનો છે જોહાલ મળતા જ્ઞાનને તેથી ધક્કો પહોચે તેમ હોય તો શિક્ષણના સમયમા ઘટાડો કરવાને કદી પણ હુ હિમાયત કરતો નથી પણ હુ એમ ધારૂ છુ કે જો વિદ્યાર્થિને પ્રાથમિક ભૂમિકામા જ્ઞાનનો મજબુત પાયો નાખી શિખવવામા આવે તો તે આગળના અભ્યાસમા જલદીથી આગળ વધી શકે આપણે આશા રાખીશુ કે કેળવણી કોન્ફરન્સ ભરાય અને તે અગ્રેજી દેશી શાળાના ધોરણોમા યોગ્ય ફેરફાર કરવાનુ ધ્યાનમા લે અને સઘળી વિવાદિત બાબતો વિવાદમા આગળ લાવવામા આવે વળી કેળવણી કમીશનના રીપોર્ટમા શિક્ષણ સમય સબધી નીચેની સૂચના કરવામા આવી છે "એવુ જણાયુ છે કે મુબઇ ઇલાકામા માતૃભાષાના મુળાક્ષરથી મેટ્રીક સુધીનો શિક્ષણ સમય મદ્રાસ અને બગાળા કરતા વધારે લાબો છે, અને મિડળ સ્કુલ અને બીજા ખાતાના શિક્ષણ સાથે સુકાબલો કરતા મુબઇ ઈલાકાના શરૂઆતના અને છેલ્લા ધોરણમા જરા વધારે અઘરાપણુ હોય તેમ માલમ પડી આવ્યુ છે "

" આ અને આગળ સૂચવેલા સુધારાથી કેવી અસર થશે તેનો ખુલાસો કરવો આ સ્થળે ઠીક થઈ પડશે. હાલના અભ્યાસથી વિદ્યાર્થિ મેટ્રીક સુધો અભ્યાસ કરે છે તેને માટે એવી ફરીયાદ ઉઠાવવામાં આવે છે કે નિશાળમાં નાખવામાં આવતા બોજાથી વિદ્યાર્થિઓની તંદુરસ્તી તદન લથડી જાય છે, તે છતાં પણ ઘણાખરા દાખલામાં પરિણામ એ આવે છે કે બીજા વિષયોના ઉપર ચોટીયા જ્ઞાનથી તેઓ અધુરા જ્ઞાનવાળા માલમ પડી આવે છે. અપૂર્ણ તૈયારીથી અંગ્રેજી શિક્ષણ શરૂ કરે છે તેથી વિષય જ્ઞાન અને ભાષા જ્ઞાન એવી રીતે મળી જાય છે કે તે અનુભવ અને નિયમોથી વીરૂદ્ધ હોય છે. અઘરી પરદેશી ભાષાની ખાસયતો અને શબ્દકોશ પણ સામાન્ય જ્ઞાનના લાભમાંથી વિદ્યાર્થિનું ધ્યાન બીજી તરફ ખેંખી જાયછે. અને પરિણામ એ આવે છે કે તે બાબત શું છે તે સંપૂર્ણ રીતે સમજ્યા વિના તે બાબત મોઢે કરી જાય છે. તેની અસર એ થાય છે કે તે ઘણો અપૂર્ણ જ્ઞાનવાળો રહેછે. અગર જો કે મેટ્રીક વીગેરે પરીક્ષા પસાર કરવામાં તે અડચણ કરતું નથી, તથાપિ તેની ભવિષ્યની કેળવણીમાં તે ખામી બહુજ જણાઇ આવે છે. અને તે ભાગ્યેજ સાધારણ પક્ષ કરતાં ઉપર આવી શકે છે. સુચવેલા સુધારાથી ભવિષ્યમાં શાળા શિક્ષણ પદ્ધતિ વધારે મજબુત અને શાસ્ત્રીય પાયા ઉપર રચાશે. અંગ્રેજીનો અભ્યાસ શરૂ કરવા પહેલાં તે માતૃભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવશે અને તેથી પરદેશી અઘરી ભાષાનો અભ્યાસ બુદ્ધિ અને સમજણથી શરૂ કરી વધારે ખીલાવશે. વળી તે સ્વભાષા મારફતે સારૂં સંપૂર્ણ વિષય જ્ઞાન મેળવશે. આથી પરિણામ એ આવશે કે વખતનો બચાવ થશે. અને તે વખતનો અંગ્રેજી ભાષાના અભ્યાસમાં ઉપયોગ થશે. સામટી રીતે તેને અભ્યાસમાં સહેલાઇ મળશે અને તેની તંદુરસ્તીને ખરાબ અસર થશે નહિ. અહીંઆ આપણે બે જુદી જુદી પદ્ધતિથી કામ કરવાનું છે તેથી તે બંનેનો ખરો અનુભવ કરવાની જરૂર છે. અને પછી પરિણામનો વિચાર કરવાનો છે."

" એવી કહેવત છે કે 'પ્રયોગ જેવું બીજું કાંઈ નથી.' જો હાલની ચાલતી પદ્ધતિમાં તેવી અનુકુળતાનો ભરોસો રહેતો હોય તો તે જારી રાખવી. પણ એમ જણાય છે કે આ નવી પદ્ધતિ કેટલીક પસંદ કરેલી શાળામાં દાખલ કરવી. અને તેવો અનુભવ કેળવણીનું કોન્ફરન્સ ભરી તેમાં સૂચવવો."

---

અપૂર્ણ.

# भक्तमाळ बावनी अने अपराध क्षमा स्तोत्र

( साधण गया अक पाने २६ )

## સવૈયા

આપ કૃપાએ વાલ્મિક જેવા આદ્ય કવિ કહેવાયા,
શત કોટિ રામાયણ કીધી જશ ગાઈ જગરાયા,
પામર પ્રાણી કેમ કરી શકુ તુજ જશના વિસ્તારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૧૧
ભક્ત શિરોમણિ તુલસીદાસની ટેક પ્રભુ ન તજાવી,
રામ સ્વરૂપે દર્શન દીધુ કૃષ્ણ રૂપ બદલાવી,
ટેક વિવેક તણા નથી કેશવ અમ પાસે આધારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૧૨
અજા મેળ મહા પાતકીએ નારાયણ સુત સભાર્યો,
નારાયણના નામ માત્રથી અંત સમે ઉદ્ધાર્યો,
એવા પૂણ્ય પ્રભુ પ્રકટે કયમ, છુ પાતક કરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૧૩
દુર્વાસાએ અંબરીશ અશક્ત ભક્ત દુભાવ્યો,
ચક્ર સુદરશન ચડાવ્યો આપે ઋષિનો રોષ તજાવ્યો,
દીનતા વહાલી દેવ આપને તોય ન દીન થનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૧૪
પરમ પરિક્ષત પુણ્યશાળી, ઋષિ શ્રાપ વિષે સપડાયો,
મહામુનિ શુકદેવ સમર્થે મોક્ષ માર્ગ દરશાવ્યો,
એવા શ્રાપ સમાન અનેક અઘોર કૃત્ય કરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૧૫

લા૦ કુ૦ મુની૦ અપૂર્ણ

# માબાપની સેવા કરવી.

## સુપુત્રોના ધર્મ અને ચાલતો જમાનો.

( કૃપાશંકર જાદવજી યાજ્ઞિક. )

( સાંધણુ ગયા અંક પાને ૪૪ થી. )

માબાપના કરેલા ઉપકારનો બદલો કોઈ રીતે વાળી શકાય તેમ નથી. તેઓની કૃપાથી સૃષ્ટિમાં મનુષ્ય રત્નપણાની ગણનામાં ગણાયે છીએ. માતપિતાનો તો આદિથી તે અંત સુધી અંતઃકરણનો ખરો પ્રેમ બદલાતો નથી. આપણે કાઇ કારણને અર્થે હજારો કોષપર છેટે ગયા હોઇએ તે સમયે તેઓ ઘરમાં બેઠાં પણ દિવસ અને રાત્રિ આપણી ચિંતા કર્યાં કરે છે કે- ' મારો લાડકવાયો પ્યારો પુત્ર સુખી હશે કે દુઃખી ' ? ગામમાં કોઈ કામના પ્રસંગને લીધે રાત્રિના વખતે ઘેર આવતાં પાંચ મિનિટનો વધારે વખત જાય તો જેમ જળમાંથી માછલી બહાર કાઢી જુદી કરો ને જેવી જળ વિના તરફડે છે તેવી સ્થિતિ તે સમયે માતપિતાનીજ થાય છે. આવે પ્રસંગે આંખે દેખાતું ન હોય તોપણ જેમ સતિ સાવિત્રીનો પતિ સત્યવાન વનમાં સમિધ લેવા માટે ગયેલો તે ત્યાં તેને મોડી રાત્રિ થઇ જવાથી તેના અંધ માબાપો હાથમાં લાકડી લઇ હે સત્યવાન ! હે સત્યવાન ! એવા પ્રકારની બુમો મારતાં વનના અંધકાર મય પ્રદેશમાં ગોતતાં, તેમ માતા પિતા પુત્રની શેહેરમાં શોધ કરવા નીકળે છે. વળી જયારે પુત્ર પોતાને ઘેર આવે છે ત્યારે તેઓ તેને શિખામણ દેવા કહે છે કે:– ' ભાઈ ! આટલી બધી વાર કેમ થઈ ! આટલી બધી મોડી રાત્રિ સુધી કોઇ પણ કામ માટે હવેથી રોકાતો નહિ. તને આવતાં મોડું થાય છે તેથી અમોને બહુ ફીકર થાય છે ને અમારે તને ગોતવા સારૂ નિકળવું પડે છે '.

પણ આ ચાલતા જમાનાના પુત્રો તો શિખામણનો અવળો અર્થ કરી, તેઓ તેને ગણકારતા નથી એટલું નહી પણ તેના બોલવાને તરછોડી કાઢી કહેછે કે ' તમારે મને ગોતવા કયાંય નહી જવું. હું કાંઈ હવે અણસમજુ નથી. તેમ હું કયાંય ભાગી નહોતો ગયો. ' આ તોછડા ઉત્તરથી તેમની લાગણી દુખાશે તેનો વિચાર પણ કરતા નથી તેમનો પ્યાર અને પ્રિતિ કેવાં છે

તેની જરાપણ ગણના નહિ કરતા, પોતાનાજ પગન ઉપર ચાલેછે અને તેપર ગુસ્સે થાયછે પણ માતાપિતાના પ્રેમનુ આ કારણ છે તે સમજતા નથી આ સબધે નીચેનો દોહરો વાચવા યોગ્ય છે અને કવિની માતાપિતા તરફના પ્રેમની લાગણી ત્યા બેહદ છે

દોહરો

માતાના મોટા ઉપકાર, પ્યાર પિતાનો અપરપાર,
ભાઈબેનનુ હેતજ ઘણુ ઈશ્વરની એ કરૂણા ગણુ

આ સઘળુ પેલા ઉર શૃખળ વૃતિના પુત્રોને જરાપણ ધ્યાનમા બેસતુ નથી તે માતા પિતાના બોલવાપર પણ જાણે કાંઈ વિશ્વાસ ન હોય તેમ વર્તણુક ચલાવે છે માબાપો અત્યત હેરાન થતા હોય તોપણ તેમની સભાળ નહિ લેવી તે તો હાલ તેમનામા મુખ્ય લક્ષણ હોયની તેમ થઈ પડયુ છે અને તેથીજ આ ચાલતા સમયમા માબાપોને પુત્રો છના ઘણીજ હેરાન સ્થિતિમા આપણે ઘણે ઠેકાણે અવલોકીએ છીએ વળી જેઓને બે ચાર પુત્રો હોય છે તેઓની તો અત્યત વિપરીત દશા થાય છે પુત્રો મોહટા થયા ઘરમા વહુઓ આવી એટલે તો ગૃહસસાર વિચિત્ર રૂપ પકડે છે અને જાણે અરસપરસ કુસપનુ બીજ ઘરમા રોપાયુ હોયની, તેવુ થઇ રહે છે આથી વૃદ્ધ માબાપો પણ કટાળીને સયુક્ત કુટુબ તોડી, સઘળા પુત્રોને જુદા કરે છે અહી કહેવાની જરૂર છે કે પુત્રો માતા પિતાની વૃદ્ધ વય ઉપર ધ્યાન નહિ આપતા તેમણે મેળવેલી મીલકત માટે પણ તેમની સ્થિતિ કફોડી કરે છે વૃદ્ધ માબાપો શા આધારે પોતાનો નિર્વાહ કરશે તેનો વિચાર પણ કરતા નથી અને તે વખ્તે મિલકતના જુ દા જુદા ભાગ કરી દરેક જણ વેહેચી લે છે આવી સ્થિતિમા વૃદ્ધ માબાપો કેટલીક વખ્ત નાના દીકરા સાથે રહેછે પણ તેની સ્ત્રીને તેના વૃધ્ધ સાસુ સસરો એક સાલ જેવા લાગે છે એટલે વૃદ્ધ સાસુ સસરાને દુનિયાની દૃષ્ટિમા અકારા કરી તેમને પજવે છે અને નહિ છાજતી રીતે તેમની સાથે વર્તણુક ચલાવે છે વાત એટલી બધી વધી જાય છે કે પુત્ર પણ તેની પત્નીની ખટ પટમા મળી જાય છે છેવટ બીચારા વૃદ્ધ માબાપને હાથ ઝાલી ઘરમાથી બહાર કાઢી મુકવાની તૈયારી કરેછે પણ તે પુત્ર આ ચાલતા જમાનાને લીધે કશુ પણ ધ્યાન આપતો નથી કે જેઓએ આ સસારમા જન્મ આપી મોહટો કર્યો છે, તે ઉપકારને ભુલી જઈ તેણે તેની સ્ત્રીને અટકાવી નહિ એટલુજ

નહિં પણ તેની સાથે ઉલટી રીતે મળી જઇ માબાપને અકારાં કરે છે. આથી તે બીચારાં વૃદ્ધ **માબાપો** લબાચા ઉપાડી બીજા પુત્રને ત્યાં જાયછે ત્યાં પણ ઉલમાંથી નીકળી ચુલામાં પડવા જેવું થાય છે. તે બીજા છોકરાની વહુ તથા તેનાં છોકરાં બોલવા લાગે છે કે 'અમે કાંઈ તમારૂં દબાવ્યું નથી. એમ ત્યાં પણ મોઢામાં કોળીઆને માથામાં ઠુબો દેવા લાગે છે. તે પણ તે વૃદ્ધ **માબાપોથી** સહન ન થઈ શકવાથી ત્રીજા દીકરાને ત્યાં જાય છે. તે તો વળી પેલાથી એક ખાસડું સરસ મારતો જણાય છે અને તેને ત્યાં બે ચાર દિવસ પુરા થયા ન હોય ત્યાં તો અનેક પ્રકારની જુની ગઈ ગુજરી વાતોના ઉખેળા કાઢવા માંડેછે જેથી ત્યાં પણ રહેવું ભારે થઇ પડે છે. અને ચોથો તો નોખો થયો ત્યારથીજ રૂષ્ણા લઈ બેઠો હોય એટલે ત્યાંહાં જવાનું મનજ કેમ થાય? આ પ્રમાણે ઝાઝા પુત્રોના માબાપની સ્થિતિ આપણે ઘણે ઠેકાણે અવલોકીએ છીએ. એ વૃદ્ધ **માવિત્રો** ઘર, ઘર ફરે તોપણ કોઇએ ધડો કરતું નથી. અને તેઓ લક્ષ્મી રૂપી હથીયાર તો છોકરાંને જુદી કરતી વખતેજ ખોઈ બેઠાં હોય તેથી કોઇ ભાવ પુછતું નથી, કારણ કે જો પાસે પૈસા હોય તો સૌ માવિત્રોને બોલાવા આવે પણ તે તો હોય નહિ તેથી કોઇ દિવશ કયાં તે કોઈ દિવસ કયાં એમ જેટલા દિવસો તેઓની જીંદગીમાં બાકી હોય તે પુરા કરી મૃત્યુને વશ થાયછે.

આવા તાજેતર દાખલાઓ ઘણા બનેલા છે ને ઘણે ઠેકાણે હાલમાં એવું બહુ રીતે જોવામાં આવે છે, તેનું કારણ એજ છે કે આ હાલના ચાલતા જમાનામાં પતિ પત્નીના સંબંધમાં વિપરીતતાજ જોવામાં આવે છે. એટલે વિશેષ વાત સ્ત્રીની મરજી ઉપર રહે છે. તેથી વડિલોના બુરા હાલ થાયછે. પણ એ બહુ અફસોસની વાત છે.

માબાપો કોઇ વખતે આપણા હિતની ખાતર કડવા વાકયો કહેશે પણ કોઈને કહેવા દેશે નહી. વળી તે પોતાની અજ્ઞાન સ્ત્રીના કહેવાથી ભુલ ખાઇ **માબાપ** ભાઈ બેન વગેરે કુટુંબીઓ સાથે કુસપના બીજ રોપે છે. અને હાલના સમયમાં બેનને તો એક કમખો સરખો પણ આપતા નથી પણ જો સ્ત્રીની બેન. (સાળી) આવશે તો તે સાડલો લઇ જશે. તે માટે કહેવતમાં પણ કોઈ કોઈ વખતે બોલાય છે કે "કળોઈ કમખા વિના જાય ને સાળી સાડલા પેહેરી જાય" પણ તેમાં કોઈનો દોષ નથી કારણકે ટુંકી બુદ્ધિવાળી સ્ત્રીના પાશમાં

મોહટા માળવાના રાજા ભતૃહરિ જેવાએ પણ ભુન ખાઈ વગર વાકે એમના લઘુ બાધવને દેશવટો દીધો હતો અને ખરા ખોટાનો વખત આવ્યો ત્યારે પોતે પીગળા રાણીના મોહમા લુબ્ધ થઈ કરેલા માઠા કૃત્યથી બેહ દીન ગીર થયો હતો કહ્યુ છે કે "જે કામ વિચાર્યા વગર અતિ આવેગથી કરવામા આવે છે તેનુ પરિણામ ઘણુજ દુખદાયી થાય છે અને મૃત્યુના છેવટના વખત સુધી હૃદય બાળ્યા કરે છે એ પ્રમાણે રાજા ભતૃહરિ કેટલોક પશ્ચાતાપ કરી અને છેવટે આ સમાર છોડી ભેખ લઇ ચાલી નીકળ્યો આવી રીતે ટુકી બુદ્ધિવાળી અજ્ઞાન સ્ત્રીઓથી સસારના છેડો આવે છે માટે એ વાત લક્ષમા નહિ રાખી ટુકી બુદ્ધિવાળી અજ્ઞાન સ્ત્રીના બોલવાનો ભરૂસો કરી માવિત્રોને જે પુત્રો દુખી કરે છે ત અત્યત નિંદાને લાયક છે

માટે માબાપની સેવા કરવી વડીલોને રોટલે તેમ કોઇ પ્રકારે દુખી થવા ન દેવા, જેથી જગતકર્ત્તા ખુશી થશે, અને યશ અને કીર્તિ વધશે



અપૂર્ણ

## महात्मा चाणक्य

( શાસ્ત્રી પ્રાણજીવન હરિહર )

( સાધણ ગયા કાર્તિકના અકને પાને ૨૪ થી )

રાક્ષસ મત્રી ચદનદાસ ઝવેરીને માટે આ પ્રમાણે શોક કરવા લાગ્યો એટલામા દ્વારપાળે હાજર થઈ મત્રીને નિવેદન કર્યું, 'મત્રીજી! શકટદાસ દેવડી ઉપર આવીને ઉભો છે અને આપને મળવાની ઇચ્છા રાખે છે,' તે સાભળીને મત્રી આશ્ચર્યમા પડી ગયો અને તેણે તુરત દ્વારપાળને કહ્યુ 'તુ શુ કહે છે ? તે તેને તુ નજરે જોયો ? શુ શકટદાસ હજી જીવતો છે ? ચાણક્યે તેનો નાશ કરવામા શુ વિજય મેળવ્યો નથી' ? દ્વારપાળે નીચા નમીને કહ્યુ, 'મત્રીજી! આપ જાતે તેને મળીને આપનો સદેહ દૂર કરો આમ કહીને દ્વારપાળ તુરત દેવડી ઉપર ગયો, વિરાધગુપ્ત આવી અદ્ભુત ઘટના જોઈને આશ્ચર્યમા પડયો અને પ્રફુલ્લિત નેત્રે મત્રીની તરફ દૃષ્ટિ કરીને બોલ્યો, મહારાજ! દેવ ક્યારે કોના ઉપર અનુકુળ થાય છે? અને ક્યારે કોના ઉપર રૂઠે છે ? તે જરા પણ જાણી શકાતુ નથી દૈવની ગતિ ગહન છે હજી તો હમણાજ આપ અને હુ, શકટદાસના મરણ માટે વિલાપ કરતા બેઠા હતા પરતુ એટલામા તો ન્યાયી ઇશ્વરે કરીને આપણો શકટદાસની સાથે મેળાપ કરાવ્યો

ઉપર પ્રમાણે વિરાધગુપ્ત અને મંત્રીની વચે વાત ચાલતી હતી એટલામાં શકટદાસ એક અજાણ્યા પુરૂષને સાથે લઇને મંત્રીની પાસે હાજર થયો. રાક્ષસ મંત્રી મિત્ર શકટદાસને જોતાં વારનેજ આનંદથી વિહ્‌વળ થઈ ગયો અને તુરત ઉભો થઇને પ્રિય મિત્રને પ્રીતિ ભેર કોટી કરીને પાસેના આસન ઉપર બેસાર્યો અને પછી પૂછયું, 'મિત્ર ! તું દુરાત્માના હાથમાંથી કેવી રીતે છટકી શકયો તે વાત મને કહે.' આ વેળા શકટદાસે પોતાની સાથે આણેલા એક અપરિચિત મનુષ્યના તરફ આંગળી કરીને કહ્યું કે, 'મંત્રીજી ! આ પુરૂષે મહાપરાક્રમ કરીને ભયંકર સ્મશાન ભુમિમાં ઉઘાડી તરવારો લઈને ઉભેલા નરપિશાચ મારાઓના હાથમાંથી મારો બચાવ કર્યો છે. અને આજ વીર પુરૂષ સ્મશાન ભુમિમાંથી મને અહી નસાડી લાવ્યો છે. આ પુરૂષનું નામ સિદ્ધાર્થક છે.

રાક્ષસ મત્રીએ સિદ્ધાર્થકની સાથે માધુર્યભરી વાતચીત કરતાં તેને કહ્યું, 'ભાઈ ! તમોએ મારા ઉપર અપાર ઉપકાર કર્યો છે. તે ઉપકારનો બદલો વાળવાની જો કે મારામાં કોઇપણ રીતે શકિત નથી તોપણ પોતાની યથાશકિત ઉપકારીનો સત્કાર કરવો જોઈએ. કારણ કે જ્યાં સૂધી ઉપકારી પુરૂષનો સત્કાર કરવામાં આવતો નથી, ત્યાં સૂધી સામા મનુષ્યનું મન ક્ષુબ્ધ રહ્યા કરે છે. માટે હું તમને હમણા આ ત્રણ ઘરેણાઓ ભેટ કરૂં છું, તે સ્વીકારીને તમે મને કૃતાર્થ કરશો.' આટલુ કહીને રાક્ષસે પોતાના શરીર પરનાં સુવર્ણનાં ત્રણ આભૂષણ ઉતારીને સિદ્ધાર્થકને ભેટ આપ્યાં. સિદ્ધાર્થક આ વેળા ચાણકયનો ઉપદેશ સંભારી પ્રણામ પૂર્વક મત્રી પ્રત્યે બોલ્યો, 'મહાશય મંત્રીજી ! એ મારો જે સત્કાર કર્યો છે તે સત્કાર મારા જેવાએ અવશ્ય સ્વીકારવોજ જોઇએ. પરંતુ હું અહીના સ્થળથી અને માણસોથી અજાણ્યો છુ માટે મારા ઉપર કૃપા કરીને આપેજ હમણા આ અલંકારો આપની પાસે રાખવાની કૃપા કરવી. કારણકે હુ અજાણ્યો પુરૂપ એકાએક કોનો વિશ્વાસ કરૂં ? આ ઘરેણાઓને પેટીમાં મુકીને તેના ઉપર આ મોહરની સીલ મારજો. મારે જયારે તેનો ઉપયોગ હશે ત્યારે હુ આપની પાસેથી લઇ જાઇશ. આ પ્રમાણે કહીને સિદ્ધાર્થક ચાણકયની આપેલી મહોર (વીંટી) તુરત મંત્રીના હાથમાં મૂકી. રાક્ષસ મત્રી તે વીટી જોઈને આશ્ચર્યમાં પડી ગયો અને વિચાર કરવા લાગ્યો કે અહોહો ! કેટલુંબધું આશ્ચર્ય ! મારી પ્રિયાએ મારા વિયોગના દિવસોને આનંદમાં

ગુજારવા માટે મારી આગળીમાથી જે વીંટી કાઢી લીધી હતી તેજ આ વીંટી પરતુ તે આના હાથમા આ કેવી રીતે આવી હશે ? તે કઇ પણ સમજી શકાતુ નથી કેટલોક વિચાર કર્યા પછી તેણે સિદ્ધાર્થકને તે વીંટી કેવી રીતે તેના હાથમા આવી તે વિષે પૂછ્યુ એટલે તે ડાવકુ મ્હોડુ કરીને બોલ્યો, 'મત્રીજી ! હુ કુસુમપુરમા ચ નદાસ ઝવેરીના ઘર તરફથી જતો હતો એટલામા મે આ વીંટી રસ્તામા પડેલી દીઠી હતી, તે લઇને મારી પાસે રાખી હતી તે હમણા આપને નિવેદન કરવામા આવી છે ' રાક્ષસે થોડો વખત વીંટીના તરફ નિહાળીને શકટદાસના તરફ દૃષ્ટિ કરી એટલે શકટદાસે સિદ્ધાર્થકને સબોધીને કહ્યુ, 'મિત્ર ! જોયુ કે મત્રીના નામાક્ષરોથી મુદ્રિત આ મુદ્રિકા—વીંટી અમારા સુભાગ્યને લીધે તમારા હાથમા આવી ચઢી હવે તમારે આ વીંટી તેના ધણીને અર્પણ કરીને તેમના તરફથી યોગ્ય સત્કાર સ્વીકારવો એવી મારી માગણી છે '

સિદ્ધાર્થકે કૃતજ્ઞતા સાથે કહ્યુ, 'જો આ વીંટી મત્રીજીને ઉપયોગી થઈ પડે તેમ હોય તો તેટલાથીજ અમારો સત્કાર થઇ ચૂકયો એમ હુ માનીશ '

તે પછી રાક્ષસ મત્રીએ શકટદાસના હાથમા તે વીંટી સોપીને કહ્યુ કે, 'તુ આ નણ ઘરેણા ઉપર આ વીંટીની સીલ મારીને મારા ભડારમા હમણા મૂકી દે જ્યારે સિદ્ધાર્થક માગે ત્યારે પાછા તેને તેના ઘરેણા સોપી દેજે તથા હવેથી જે જે રાજકીય કાર્ય કરવાના હોય તેના ઉપર પણ આ વીંટીનીજ મોહર છાપ મારવી તથા આ સિદ્ધાર્થક આપણો પરમ હિતકારી છે, તેથી તારે નિત્ય તેને કામકાજ કરતી વેળા સહાયમા રાખવો' આટલુ કહીને તે બન્નેને ત્યાથી વિદાય કર્યા

શકટદાસ સિદ્ધાર્થકની સાથે વિદાય થયા પછી રાક્ષસ મત્રીએ વિરાધ ગુપ્તને કુસુમપુરનુ વર્ણન કરવા માટે આજ્ઞા કરી એટલે વિરાધ બોલ્યો, 'મહારાજ ! ચદ્રગુપ્તની સાથે ચાણકયનુ ઉચક મન કરાવવાનો સમય હવે પાસે આવી લાગ્યો છે કારણકે હમણા ચદ્રગુપ્ત પોતાના રાજ્યને નિષ્કટક જાણીને ચાણકય ને પ્રથમના જેવુ માનાદિ આદર આપતો નથી, પણ તેના તરફ શિથિળ પ્રેમ ભક્તિ દર્શાવે છે ચાણકય સ્વભાવથીજ તેજસ્વી અને ઉદ્ધત છે, તે કઈ ચદ્રગુપ્ત તરફનો અભાવ સહન કરી શકશે નહીં તેથી થોડા સમયમાજ બન્ને વચ્ચે ખચીત વિરોધ ઉપજશે ' એ વાત સાભળીને રાક્ષસ મનમા બહુજ પ્રસન્ન થયો અને સ્નેહપૂર્વક વિરાધના તરફ જોઈને બોલ્યો, 'ભાઈ વિરાધ ! તુ ફરીને એકવાર ગારુડીના વેશમા કુસુમપુર જા અને ત્યા હાજર થઇને સ્તનકળશ નામના

બંદીજનને મળીને તેને આપણી કપટનીતિ કહી આવ એટલે તે ચંદ્રગુપ્તની સાથે ચાણક્યને વિરોધ ઉપજે એવા પ્રયત્નો રાત દિવસ કર્યાં કરે.

રાક્ષસે એ પ્રમાણે વિરાધની સાથે વાતચિત કરીને તેને પણ વિદાય કર્યો અને પછી પોતાનાં કર્તવ્યકર્મ વિષે વિચાર કરવા લાગ્યો. એટલામાં ફરીને દ્વારપાળ અંદર આવીને વિનતિ કરી, બોલ્યો, 'મંત્રીજી ! કોઇ એક અજાણ્યો બ્રાહ્મણ ત્રણ ઘરેણા વેચવામાટે આવ્યો છે, તેથી આપનો જો હુકમ હોય તો અંદર આવવા દઉં ? શકટદાસનો મત એવો છે કે મંત્રીજી જાતે જોઈ એ ખરીદ કરે તો વધારે ઠીક.' મંત્રીએ ઉત્તર વાળ્યો કે 'ઠીક, આવવા દે અંદર.' દ્વારપાળે મંત્રીની આજ્ઞા પ્રમાણે બ્રાહ્મણને મંત્રીની પાસે જવા દીધો.

રાક્ષસ મંત્રી હમણા રાજાએ આપેલાં ઘરેણાઓ સિદ્ધાર્થકને ઇનામમાં આપીને પોતે ઘરેણા વિનાનો થઇ પડયો હતો. તેથી હમણા તેની પાસે રાજાના ઉપયોગમાં આવે તેવાં યોગ્ય ઘરેણાં રહ્યાં ન હતાં માટે પેલા આગતુક બ્રાહ્મણની પાસે સારાં ઘરેણાઓ જોઈને મંત્રીના આનંદની સીમા રહી નહી, તેણે તે ઘરેણા યોગ્ય કિંમતે વેચાતાં લેવામાટે તુરત શકટદાસને દ્વારપાળ મારફતે કહાવ્યું.

પેલો ઘરેણા વેચનાર બ્રાહ્મણ વિદાય થયા પછી રાક્ષસ મંત્રી મનમાં અનેક વિચાર કરવા લાગ્યો, વિચારૂપી મેઘમંડળથી તેનું મન એકવાર આચ્છન્ન થઈ ગયું. પરંતુ કોઈપણ વિચારનો કિનારો હાથ આવ્યો નહીં. કેટલોએક વખત જુદા જુદા વિચારમાં ગાળ્યા પછી ચાણક્ય અને ચંદ્રગુપ્તના વિરોધ વિષે મંત્રી વિચાર કરતો મન સાથેજ બડબડવા લાગ્યો;—'આટલે દાહાડે કદાચ દૈવ આપણા તરફ અમી દૃષ્ટિ કરે એમ લાગે છે. હમણા ચંદ્રગુપ્ત રાજા થયો છે, તેથી હવે તેને રાજ્યમદ થયો હશે, તેમ ચાણક્ય પણ સ્વભાવે અહંકારી છે તેથી તે રાજાનો અનાદર સહન કરે એ વાત અશક્ય છે. પોતે ઉછેરેલા ચંદ્રગુપ્તની પોતાના તરફ જરા પણ અપ્રીતિ કે અનાદર જોશે એટલે ચાણક્ય તુરત તેનો ત્યાગ કરીને ચાલ્યો જશે. ચાણક્ય રાજમાંથી દૂર ખસી ગયો કે પછી ચંદ્રગુપ્તનો પરાજય કરવો એ વાત કંઈ કઠિણ નથી. અહાહા ! કેટલો બધો ચમત્કાર ! તે બંન્નેની અભિપ્રેત સિદ્ધિ એક બીજાના અમંગળમાં કારણભૂત થઈ પડી. ચંદ્રગુપ્ત જ્યારે રાજ્યાસન ઉપર બેસીને પોતાને કૃત કૃત્ય માને છે ત્યારે ચાણક્ય નંદકુળનો સંહાર કરીને તથા ચંદ્રગુપ્તને રાજા કરીને પોતાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરી સમજે છે, આવો વિચાર કર્યા પછી મંત્રી આગળ ઉપર કર્તવ્ય કર્મવિષે વિચાર કરવા લાગ્યો.

---

અપૂર્ણ

## दुष्काळनी आपत्तिमा इश्वरने प्रार्थना

શાને રહે છે તુ સુદરી—એ ગ.



હાય ! હરિ ! દાદ સાભળો, અમ દુ ખનીરે આજ,
જુલ્મ કાળ ઘણો આકરો, જાય મુનીવર લાજ—હાય—૧
ધાટ, પાટ, પેટી, પાટીયા, ગઇ વટી પણ એક,
પેટી,[1] મજુસ, પાગરણ વળી, ગયા ઠામ ન ઠેક—હાય—૨
ગાયો, ભેંસો, આના તેરમા, જુઓ વેચાઇ જાય
રાખે નહિ કોઈ જન પછી, રઝળી રઝળીજ ખાય—હાય—૩
પુત્રો પુત્રીઓ વેચાઈ રહ્યા, જુઓ દીવની માય
તે ધન પણ સર્વ ખાઇ ગયા, હવે કરવુ શુ હાય—હાય—૪
યત્ન કરી બહુ થાકીયા, મળે ભાખરી ન પેર
અધમ દશા આવી ગઈ, પૈસો ખાવા ન ઝેર—હાય—૫
ખાવા મળે નહિ હોકડો, લોકો મુકે છે પોક,
એથી બળે છે રે કાળજા, ભાળી દુ ખીયાજ લોક—હાય—૬
છે હદ આવી મનુષ્યની, હાડ ચર્મ દેખાય,
ગામો ગામ ઉજડ થયા, જન સહુ ભાગ્યાજ જાય—હાય—૭
કાળ રે ભુડા તને શુ કૈયે, ન આવી તુજને મયા,
લુટયા ગરીબોના ગાભલા, ના કાઈ લાગ્યો દયા—હાય—૮
પદડોતરો આગળ થઈ ગયો, ત્યારે હતો જગડુ તન,
તેપને બહુ તાગીયા, છપને થાશુ દફન—હાય—૯
બહાગ્ગુલસુલ[2] વિનવે, ઘ લ્યો તમ હાથ,
કાઈ કાઇ કૃપા કરો, નહિ તો થશુ ભુમિ સાથ—હાય—૧૦

૧ અગરખુ ૨ કવિનું નામ

## कन्या विक्रय.

૧. કન્યાવિક્રય, બે બોલનો બનેલો સામાસિક શબ્દ છે. વિક્રય શબ્દમાં 'वि' ઉપસર્ગ સહિત 'क्री' ધાતુ છે. અને ધાત્વર્થ વેચવું થાય છે. કન્યાવિક્રય એટલે કન્યાને વેચવી તે. અર્થાત કે કન્યા આપી તેના બદલામાં વેવિશાલ અને પરણેતર અથવા બંને વખતે અમુક નાણા લેવાની રીતિને કન્યા વિક્રય કહેવામાં આવે છે. આજકાલ આ રીતિ એટલી બધી પ્રસરી ગઈ છે કે તે એક રીવાજ રૂપે થઇ પડી છે. વિચારની સ્ફૂર્ણા થશે કે દૃષ્ટિ પાસે ખડો થએલો વિષય એક જુલમી રીવાજનું ભાન કરાવે છે. તથા આ રીવાજ પ્રચલિત થવાના કારણોનું સંશોધન કરવાને પ્રેરીત કરે છે. તે રીવાજનો નિષેધ કરવાનું શાસ્ત્રમાં પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે સૂચન છે. કન્યાવિક્રય રીતિથી થએલા દંપતીમાં સાહજીક પ્રેમ ઘણે થોડે અંશે હોય છે, કારણકે કન્યાવિક્રયની અસર તેને વિફળ કરવાને બહુ પ્રબળ છે. આપણાં સ્રીગીતોમાંથી બહુ શીખવાનું છે. તેમાં કુદરતી પ્રેમ બાંધવાના કન્યાના હકનું દર્શન થાય છે. તેથી આપણી સ્રીઓ કન્યાવિક્રય નિર્મુળ કરવામાં સાહાયભૂત થવી જોઈએ. વળી કન્યાદાનનું રહસ્ય જોતાં કન્યાવિક્રય બીન ઉપયોગનો થઈ પડેછે. શાસ્ત્રમાં કન્યાદાન દેનારને તે કીયાનું યજ્ઞ કર્મોના પૂણ્ય જેટલું પુણ્ય કહેલું છે. હવે સિદ્ધ થઇ શકશે કે કન્યાવિક્રય કુદરત અને શાસ્ત્ર વિરૂદ્ધછે. આપણા શાસ્ત્રમાંના આઠ જાતના વિવાહમાંથી કન્યાવિક્રયથી થએલા વિવાહને આસુરવિવાહ ગણવામાં આવે છે. આ આસુરવિવાહ પ્રચલિત થતાં ગેરફાયદા ઘણા થયાછે અને દેખીતા ફાયદા બહુજ થોડા છે. આ ખરાબ રીવાજ દુર કરવાને ઉપાયો લેવાની જરૂર છે. આવી રીતે અનેક વિચાર મનના અંતર્ભાગમાં દૃષ્યમાન થાય છે, તે સર્વે વિચારોનું યથામતિ વિવેચન કરી છેવટે અવલોકનથી આ વિષય સપૂર્ણ કરતાં સુધી પ્રિયવાચકવૃંદ વિષય પરત્વે ધ્યાન ખેચી યોગ્યસાર લેશે એવી આશા હૃદયમાં સ્ફૂરે છે.

૨. આપણા શાસ્ત્રમાં આઠ જાતના વિવાહ કહેલા છે—બ્રાહ્મ, દૈવ આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ. રાક્ષસ, અને પૈશાચ. અહીં વિદ્યાવિનોદી વાચકને તેની વિધિ કહેવાને વિષયની બહાર નહિ જતાં ફક્ત જણાવીશુ કે આપણામાં હાલ કન્યાવિક્રયથી જે વિવાહ થાય છે તેને આસુર વિવાહ કહેવા. કારણકે તે વિવાહમાં વર પૈસા આપી કન્યાને ખરીદે છે. અને આસુર

વિવાહમા પણ એજ વિધિથી વિવાહ થાય છે ત્યારે કન્યાવિક્રયથી થતા વિવાહને પણ આસુરવિવાહ કહેવામા બાદ નથી કારણકે ક્રીયા બનેમા એકજ છે આસુરવિવાહ તે દંપતીની પ્રીતિમા અત્યત ખરાબ અસર કરેછે, અને કન્યાદાનનુ મહાત્મ્ય બહુજ ઘટાડી દેછે, વળી સ્વાર્થિ પ્રેમ દંપતીમા પ્રકટ કરેછે સાહજીક પ્રેમનો લોપ કરે છે લગ્ન વખતે અગ્નિ સમક્ષ લીધેના સોગનનો મોટા પ્રમાણમા ભગ કરાવે છે, તથા બીજા કેટલાક કારણો કન્યા વિક્રય નિષેધ કરવાનુ આપણને આમત્રણ કરેછે

૩ કન્યાવિક્રય એક જુલમી રીવાજ છે તે તો કોઈ પણ માન્ય કરશેજ ગુલામ વેચવાના ધધાના રીવાજની માફક કન્યાવિક્રય પણ માણસને ઇશ્વરનો અપરાધી બનાવે છે ગુલામ વેચનાનો ધધો કરનાર તો બીજા માણસોને પકડીને વેચતા પરતુ આપણે તો આપણા પુત્રીરૂપી અમુલ્ય રત્નને પોતાને હાથેજ વેચીએ છીએ આપણામા કહેવત છે કે 'કન્યા અને ગાય જ્યા આપે ત્યા જાય' ગાય વાચાળ પ્રાણી નથી તેથી તેનો ધણી પોતાની મરજી પ્રમાણે ઉપભોગ કરેછે કન્યા વાચળ છે પણ શરમાળપણાને લીધે પોતાના વડીલો પાસે પોતાની ખરી લાગણી જાહેર કરતી નથી તેથી જુલમી પિતા દ્રવ્ય લોભને લીધે તેનો વિક્રય કરેછે સત્ય છે કે જો એમજ છે તો સ્ત્રીએ પોતાની જાતિના વેચાણ વખતે શરમાળપણુ રાખવુ જોઇતુ નથી કારણકે મુર્ખ પિતા તેના શરમાળપણાનો રેરવાજબી રીતે ઉપયોગ કરે છે અને નિર્દોષ અબળાને સ્વેર ઠાએ પૈસા લઈ પરણાવે છે વેચતી વખતે પિતા પુત્રીનો સાહજીક પ્રેમ પણ કોણ જાણે કયા દબાઈ જાય છે અને પિતા સાહજીક પ્રેમ વિનાનો થઇ જાય છે કહીતુ કે સાહજીક પ્રેમ દેશવટો લેછે દયાની પણ તેવીજ દુર્ગતિ થાય છે વિચાર શક્તિ પણ મડી જાય છે સાહજીક પ્રેમ દયા અને વિચારશક્તિ રહીત આપણુ અતકરણ પેલા ગુલામ વેચવાનો ધધો કરનારના પાષાણના અતઃકરણ કરતા પણ વધારે કઠણ સ્થિતિ ભોગવે છે અરેરે ! આપણો આર્યદેશ એક વખત સાહજીક પ્રેમ, દયા અને વિચારશકિતથી ભરપુર હતો તે અત્યારે તે સર્વેથી રહીત થયો છે આર્યદેશની અત્યારે આ સ્થિતિ ! ! ! આપણી આર્યતા ( સસ્કૃતતા ) ને માથે આપણે પાણી ફેરવ્યુ છે અને ફેરવીએ છીએ ! ઈતિહાસદ્વારા માલમ પડે છે કે આર્યદેશમા વિચારવાન, સાહજીક પ્રેમી અને દયાળુ પુરૂષો અગણિત હતા તેઓના આ ખાસ ગુણોના દ્દષ્ટાત રૂપ આપણા શાસ્રો છે અને તેના મગાગ

કહેનત છે કે 'અનર્જિતમાન ભવેત્ સાધુ ' પૈસા કમાનાને અશક્ત માણસોએ આ રીતિ શરૂ કરી છે પણ વિચિનતા એ આલમ પડે છે કે સાધારણ લોકોએ પણ પોતામા તે રીતિ દાખલ કરી દીધી છે આજકાલ તેને એટલી બધી પ્રસરાવી દીધી છે કે તેના તરફ તિરસ્કારવૃતિ પણ અદૃશ્ય થઈ છે આપણા પુરાણો શાસ્ત્રોમા કન્યાવિક્રયની અત્યત નિંદા કરેલી છે તેથી કહી શકીએ કે તે રીતિ ઘણા જુના કાળથી શરૂ થયલી હોની જોઈએ રીતિ આટલી મજબ થઈ છે તેથી પણ અનુમાન થાય કે તેને મજબ થવાને લાગો વખત લાગેલો હોવો જોઈએ કન્યાવિક્રય અભિમાન સહજ કારણથી ઉત્પન્ન થએલ છે પણ સજબ થઈ જવાનુ કારણ આપણી ગરીબ સ્થિતિ છે આપણે દહાડે દહાડે સાધન વિનાના થતા જઇએ છીએ અને કન્યા રૂપી સાધન બનાવી દ્રવ્યોપાર્જન કરીએ છીએ

૫ આ ગુન્હો પોતે કર્યા નથી એમ જણાવવાને માણસો એક યુક્તિ વાપરે છે તેઓ કહે છે કે કળિયુગ છે તેથી મનુષ્ય આવા કૃત્ય કરે છે ' આ સુન જ્યારે કોઈ કુદરત અને દુનીઆ વિરુદ્ધ કૃત્ય કરે છે ત્યારે કરનારને મુક્ત કરવા ખોટી રીતે લાગુ પાડવામા આવે છે જે માણસ કન્યાવિક્રય કરે છે, તે પણ ધારે છે કે તે ખોટુ છે ત્યારે પણ તે માણસને દોષિત નહિ કરવા બીજાઓ કહે છે કે 'તેમા શુ નવાઈ ! કળિયુગ છે તેથી આવુ કૃત્ય થાય છે' અને કૃત્ય કરનાર માણસને મુક્ત કરે છે સત્ય તો એ છે કે મનુષ્યેજ પોતાના ખરાબ કૃત્યોથી કાળને કળિયુગ બનાવ્યો છે અર્થાત કે માણસના કૃત્યોથીજ કાળ કળિયુગ બન્યો છે કળિયુગને સત્યયુગ બનાવવો માણસના હાથમા છે કારણકે સત્યયુગને યોગ્ય કૃત્યો મનુષ્ય હમણાં કરે તો તેને મન સત્યયુગજ છે અને કાળ તેને સત્યયુગ રૂપે દેખાય છે કાળને દોષિત કરવો તે માત્ર મન વાળવાનુ છે માણસો પોતાને માથે આવેલો દોષ બીજા ઉપર કે કી દેવા બહુજ આતુર હોય છે એક સાદી અને સરળ કહેવત છે કે 'માથેથી ઉતરતી સગા બાપને માથે જજો' અર્થાત માણસ જાત એવી સ્વાર્થિ છે કે પોતાના બચાવમાટે પિતાને પણ જોખમમા મુકવાનુ બને તો મુકવાને આચકો ખાતા નથી આ દેશમા આ કહેવત એવા કૃત્ય કરનાર સ્વાર્થિ માણસને ઠપકાને માટે લાગુ પાડવામા આવે છે હવે તે સૃષ્ટિની દરેક ચીજને વિષે પણ લાગુ પડવી જોઇએ આપણે કાળને દોષિત કરી મુક્ત થઇએ તે ઉપલી કહેવત જેવુ છે હાયેજ કરેલા કૃત્યો માટે કાળને દોષિત કરવો તે તો ખોટુ જ છે દીર્ઘ દૃષ્ટિ પરમેશ્વરે, વાચા અને તર્કશક્તિ બને આપણને આપેલા

છે, પરંતુ તેણે તેનો ઉપયોગ આપણી મુનસફી ઉપર સોંપેલો છે. અને ઉપયોગ કરતાં ખોટું કૃત્ય કરીએ છીએ, અને જયારે માલમ પડે છે કે ખોટું કૃત્ય થયું ત્યારે કહીએ છીએ કે, કાળ કરાવે છે. એ તો તદન વિરૂદ્ધજ છે. કેટલાકના કહેવા પ્રમાણે કળિયુગ છે તેથી બનવાનો સંભવ છે પણ એ લુલી દલીલ રજુ કરી માત્ર જગન્નિયંતાના ગુન્હેગાર થવાનું છે.

૬. ઉપર પ્રમાણે કન્યાવિક્રયથી પરમેશ્વરના દોષિત થઈએ છીએ. વળી કન્યાવિક્રય દંપતીનો સ્નેહ નિઃસાર કરી મુકે છે.

व्यतिषजति पदार्थानान्तर्कोपिहेतु
नैखलु वहिरुपाधिः प्रीतयो नाश्रियन्ते.

"પદાર્થોને અંદરનો કોઇ પણ હેતુ (કારણ) પ્રીતિમાં જોડોદે છે. ખરેખર પ્રીતિ બહારના કોઇ પણ હેતુનો આશ્રય કરતી નથી"
પદાર્થોમાં પ્રીતિનું સધાણ અંદરનું કોઇ પણ કારણ હોય છે. ત્યા રે આપણે કેમ માની શકીએ કે પૈસાની આપલેથી બંધાયલી પ્રીતિ અંતકરણના કારણથી બંધાયલી પ્રીતિ છે? પૈસાની આપલે ફકત બહારનું કારણ છે. બહારનું કારણ કોઇ દિવસ પ્રીતિને જોડી શકતુ નથી. ત્યારે કન્યાવિક્રયથી થએલ દંપતી પ્રીતિ રહિત હોય તેમાં શી નવાઇ? તેઓના ઘરમાં નિરંતર કજીયાના ભવાડા હોય તેમાં શું આશ્ચર્ય? કુસંપ રૂપી કટ્ટા શત્રુનું ગૃહમાં દર્શન થાય તેમાં શી અચરત? દરેક ઠેકાણે ગેરવ્યવસ્થા માલમ પડે તે તો કહેવુંજ શું? લક્ષ્મી, વિદ્યા અને જ્ઞાન તે સ્થળેથી અદૃશ્ય થઇ જાય છે. એવાં અનેક દૃષ્ટાંત સંસાર અવલોકનથી માલમ પડી આવે છે. તથાપિ આર્ય મહિલાની કેટલીક ચાતુર્યતાથી કોઇક ઠેકાણે સ્ત્રી પુરૂષનો સંબંધ સારો જોવામાં આવે છે. કારણ માત્ર એજ છે કે વિદ્વદ્ર્ય વડીલોના કેટલાક સારા નિયમ તથા ગુણો છે, જેવાકે, કરકસર, ઉદારતા. પ્રમાણીકપણું. એક સુપ્રસિદ્ધ ગ્રંથમાં કહેછે તેમ આર્ય ભગિનીઓને લગ્નોચ્છેદક કોર્ટમાં જવાની જરૂર નથી. તેઓ તેજ, નમ્રતા, પ્રમાણિકપણુ, સુશીળતા અને શીયળતા એટલાં તો ધરાવે છે કે પોતાના પ્રાણપ્રિય પતિઓને પોતાના તનમનથી સુધારવા તૈયાર છે અને સુધારી શકેછે. તેઓ પોતાના અજ્ઞ પતિસાથે પણ સંસાર ચલાવવા સમર્થછે. યુક્તિથી પ્રાણાધિક પતિને સુધારી સંસારરૂપી સમુદ્રમાં પોતાનું વહાણ ઈચ્છિત તીરે લઇ જવા ચલાવવું શરૂ કરે છે અને ફતેહમંદ રીતે ઇચ્છિત તીરે પહોંચાડે છે.

અપૂર્ણ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૮ મુ ]     માઘ, સવત ૧૯૫૬     [અંક ૪ થો

## ॥ यतो धर्मस्ततो जय ॥

### भक्तमाळ बावनी अने अपराध क्षमा स्तोत्र



( साधण गया अक पाने ५९ थी )

सवैया

अखिलाशा शाश्वत समजी शुकजी नाठा जन्म धरीने,
व्यास पिताए बहु बहु बोध्या नाव्या निकट फरीने,
सद्उपदेश गुरुजनोनी गणना नथी गणनारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —१६
जनक विदेही जेवाए ज्ञाने हरि महिमा जाण्यो,
राजपाट सुख संपत के मायानो मोह न आण्यो,
मोहन मोह न मुकयो मनथी तृष्णा उर धरनारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —१७
अरजुनने उपदेश्यु आपे उत्तम ज्ञान गीतानु,
विराट रुपे दर्शन दीधु कोट्यवधि सवितानु;
गीता शास्त्रनो सार न समजु भारतणो भरनारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —१८
आप कृपाए उद्धवजी अति ज्ञान विषे गथाया,
परम कृपालु पुरुषोत्तमना स्नेह विषे सधाया,
अज्ञानी हु ज्ञानी जननो संग नथी करनारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —१९
धाम द्वारिका पुरी तजी आपे डाकोर पधारी,
बोडाणा भाविक भक्तपर केवी कृपा वधारी,
भाव धरी भगवद् गुणनो में शब्द नथी उच्चार्यो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —२०

शा० कु० मुनी अपूर्ण

# प्रमाण विचार.

( યોજક શાસ્ત્રીજી જીવનરામ મહીધર. )

( સાંધણુ ગયા વર્ષના અંક ૮ માને પાને ૧૮૮ થી. )

[1]અનુમિતિનું કરણુ એટલે અસાધારણુ કારણુ પરામર્શ છે [2]તેથી તેને અનુમાન કહે છે. પરામર્શનું નામ લિંગપરામર્શ પણુ છે.

---

( વિવરણકાર રા. વિ. પ્ર. વૈદ્ય. )

૧ 'અનુમિતિનું કરણુ એટલે અસાધારણુ કારણુ પરામર્શ છે' આ વાકય લખતાં ગ્રન્થકર્તાના પુર્વ લેખમાં વિરોધ આવે છે. અનુમિતિ પ્રકરણના આરંભમાં શાસ્ત્રીજી લખે છે કે 'અનુમિતિનું કરણુ અનુમાન'[1] तर्ककौमदी કાર કહે છે, કે પરામર્શ એ વ્યાપાર છે.[2] तर्कसग्रह ની ટીકા न्यायबोधिनीकार પણુ કહે છે, કે અનુમિતિમાં વ્યાપ્તિજ્ઞાન એ કરણુ છે. પરામર્શ એ વ્યાપાર છે તથા અનુમિતિ એ ફલ છે. આગળ આપણે વ્યાપારનું લક્ષણુ આપી આવ્યા છીએ કે 'એક પદાર્થથી ઉત્પન્ન થતો હોય અને વળી એજ પદાર્થથી ઉત્પન્ન થનારને પણુ ઉત્પન્ન કરે તે વ્યાપાર,[3]. એ લક્ષણુ અહિ પણુ લાગુ પડશે પરામર્શ એ વ્યાપાર છે. એ પરામર્શ વ્યાપ્તિજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને વળી એજ વ્યાપ્તિ જ્ઞાનથી થનાર અનુમિતિને પણુ ઉત્પન્ન કરે છે, માટે પરામર્શ વ્યાપાર છે. આ પરામર્શ તે પાશ્ચિમાત્ય ન્યાય શાસ્ત્રમાં જેને deduction કહે છે તે છે. આ રીતે જોતાં પરામર્શ વ્યાપ્તિ તથા હેતુ એ ઉભયનો સંયોગ છે. પરંતુ એ સંયોગ વિશેષ્ય વિશેષણુ ભાવથી થવો જોઈએ. એક વાકયમાં હેતુ અને વ્યાપ્તિ કેવળ બોલી ગયા તેથી પરામર્શ થતો નથી. પરંતુ તે વાકયમાં એવી યોજના થવી જોઇએ કે એ ઉભયનો વિશેષ્ય વિશેષણુ ભાવ હોય. આ રીતે વ્યાપ્તિ અને હેતુનો વિશેષ્ય વિશેષણુ ભાવ થતાં વ્યાપ્તિવાળો હેતુ એ પરામર્શ થશે.

૨ 'તેથી તેને અનુમાન કહે છે' આ વાકયનો અર્થ એમ થાય છે કે પરામર્શને અનુમાન કહે છે; પરંતુ આગળ આપણે કહી આવ્યા છીએ કે કરણુને અનુમાન કહે છે અને કરણુ એ પરામર્શ નહિ પણુ વ્યાપ્તિ છે. એ રીતે જોતાં પરામર્શ અનુમાન નહિ કહેવાય. આમ છતાં પણુ પરામર્શને અનુમાન એટલે deduction કહી શકાશે. કારણુ એ અનુમાન ( deduction ) વ્યાપ્તિ અને હેતુ ઉભયના સંબંધથી થાય છે.

---

૧ જુઓ આ. ધ. પ્ર પુ. ૨૭ અં. ૮ પા. ૧૯૫.

૨ વન્હિ જેમાં વ્યાપ્ય એવો ધુમવાળો આ; એ રીતે ત્રીજા લિંગને પરામર્શ કહે છે

૩ જુઓ આર્યધર્મપ્રકાશ પુસ્તક ૨૭ અં. ૫. પા. ૧૧૫.

# હેતુ

લિંગનો અર્થ હેતુ છે લિંગ ³ત્રણ પ્રકારનુ છે

( १ ) अन्वयव्यतिरेकि ( २ ) केवलान्वयि ( ३ ) केवलव्यतिरेकि ⁴અન્વય એટલે જેના હોવાથી જેનું હોવાપણુ, જેમ મૃત્તિકા હોવાથી ઘટનુ હોવાપણુ વ્યતિરેક એટલે જેના અભાવથી જેનો અભાવ, જેમ મૃત્તિકાના અભાવથી ઘટનો અભાવ वह्निमान् धूमात् એ અનુમિતિમા ધૂમરૂપ હેતુ અન્વયવ્યતિરેકિ છે, કારણ કે ધૂમના હોવાથી વન્હિનુ હોવાપણુ મહાન

---

૨ હેતુ

૩ અનુમિતિનુ કરણ વ્યાપ્તિ છે એમ કહિ વ્યાપ્તિનુ સ્વરૂપ આપણે જોઇ આવ્યા અનુમિતિ પુર્ણ કરવામા વ્યાપ્તિ સિવાય બીજુ અંગ હેતુ છે આ હેતુ એજ પાશ્ચિમાત્યોના અનુમાનમા middle term કહેવાય છે અનુમિતિનુ નિગમન ( conclusion ) ખરૂ આવે તેમા હેતુ ઉપર બહુ આધાર છે એ હેતુ સારો સાચો હોય તો નિગમન સારૂ અથવા સાચુ આવે, જો હેતુ ખોટો હોય તો નિગમન પણ તેવુજ આવે આવા ખોટા હેતુઓને આપણે આગળ જતા હેત્વાભાસના વિભાગમા તપાસશુ

૪ હેતુ અથવા જેને લિંગ કહે છે તે ત્રણ પ્રકારના કહ્યા છે ૧, અન્વય વ્યતિરેકિ ૨ કેવલાન્વયિ ૩ કેવલવ્યતિરેકિ

૫ આ ત્રણ પ્રકારના હેતુ સમજવામા અન્વય અને વ્યતિરેકનો ભાવ સમજવાની આવશ્યકતા છે એક પદાર્થના અસ્તિત્વથી બીજા પદાર્થનુ અસ્તિત્વ ગ્રહણ થાય તે અન્વય, જેમકે ધૂમ જો હોય તો અગ્નિનુ ગ્રહણ થવુ જ જોઇએ આ જ્ઞાન અન્વયથી થાય છે સાહચર્ય ( સાથે રહેવાપણુ ) પણ હોય તો તેવું વાકય અન્વયવ્યાપ્તિ વાકય કહેવાય છે એક પદાર્થના અભાવે બીજા પદાર્થના અભાવનુ ગ્રહણ થાય તે વ્યતિરેક કહેવાય છે જેમકે જો અગ્નિ ન હોય તો ધુમ પણ ન હોય આવા બે અભાવદર્શક પદાર્થોનુ સાહચર્ય ( સાથે રહેવાપણુ ) પ્રદર્શક વાકય તે વ્યતિરેક વ્યાપ્તિ છે અન્વયિ હેતુ એટલે જે હેતુ, હેતુ અને સાધ્યના અન્વય વ્યાપ્તિમા આવી શકે આપણે ન્યાયશાસ્ત્રમા અપાતુ સામાન્ય અનુમાન લઇએ

પ્રતિજ્ઞા—આ પર્વતમા વન્હિ છે

હેતુ—ધમથી ( છે તેથી )

ઉદાહરણ—( વ્યાપ્તિસાથે ) જ્યા જ્યા ધમ છે ત્યા ત્યા અગ્નિ છે, જેમકે રસોડામા

સાદિમાં છે. તેમજ વન્હિના અભાવથી ધૂમનો અભાવ મહાહૃદાદિમાં છે, તેથી ધૂમ રૂપ લિંગ અન્વયવ્યતિરેકિ છે. જ્યાં કેવળ અન્વય વ્યાપ્તિવાળું લિંગ હોય તે કેવલાન્વયિ કેહેવાય, જેમ 'घटोऽभिधेयः प्रमेयत्वात्, અહિં પ્રમેયત્વ હોવાથી અભિધેયત્વનું હોવાપણું ઘટાદિમાં પ્રસિદ્ધ છે. તેથી અન્વય આવ્યો પણ કોઈ વસ્તુમાં અભિધેયત્વના અભાવથી પ્રમેયત્વનો અભાવ આવતો નથી; કારણ કે સર્વ વસ્તુમાં અભિધેયત્વ છે.

---

ઉપનય–અગ્નિ સાથે રહેનાર ધૂમવાળો આ ( પર્વત ) છે.
નિગમન–(માટે) આ પર્વતમાં વન્હિ છે.

આ અનુમિતિમાં અન્વય વ્યાપ્તિ છે. એ આપણે ત્રીજા અંગ ( ઉદાહરણ ) થી સમજીએ છીએ. પરંતુ એજ ભાવ વ્યતિરેક વ્યાપ્તિમાં પણ થઇ શકે. જેમકેઃ જ્યાં જ્યાં અગ્નિ નથી ત્યાં ત્યાં ધૂમ પણ નથી. ઉદાહરણ. તળાવ. આમાં અગ્નિ નથી માટે તેમાં ધૂમ પણ નથી. આ વ્યાપ્તિવાળુ અનુમાન આવું થાય.

પ્રતિજ્ઞા–પર્વતમાં અગ્નિ છે.
હેતુ–ધૂમ ( છે તેથી )
ઉદાહરણ–(વ્યાપ્તિ સાથે) જ્યાં વન્હિ નથી ત્યાં ધૂમ નથી. જેમકે તળાવ.
નિગમન ઉપનય–વન્હિના અભાવવાળો ધૂમાભાવ આમાં નથી. ( ધૂમછે ) ( માટે )–પર્વતમાં વન્હિ છે.

હવે આ ઉભય અનુમાનમાં આપણે ધૂમ એ એકજ હેતુનો ઉપયોગ કર્યો. પરંતુ એ હેતુ એવો છે કે જે સાધ્ય પદાર્થ ( અગ્નિ ) સાથે એકમાં અન્વય વ્યાપ્તિથી અને બીજામાં વ્યતિરેક વ્યાપ્તિથી રહી શકે છે. આવી રીતે જે હેતુ અન્વય તથા વ્યતિરેક બેય વ્યાપ્તિવાળો થાય તે હેતુ અન્વય–વ્યતિરેકિ કહેવાયછે.

૬ જે હેતુ સાધ્ય પદાર્થની સાથે કેવલ અન્વય વ્યાપ્તિવાળો થઈ શકે તે કેવલાવન્વયિ હેતુ કહેવાય. અનુમાન.

પ્રતિજ્ઞા–ઘડો નામવાળો છે ( એવો પદાર્થ છે કે જેને નામ હોઇ શકે )
હેતુ–જ્ઞાનમાં આવી શકે છે ( તેથી ).
ઉદાહરણ–(વ્યાપ્તિ સાથે) જ્યાં જ્ઞાનમાં આવવાપણુ હોય ત્યાં નામ હોય.
ઉપનય–જ્ઞાનમાં આવવાપણા સાથે રહેનાર નામવાળો આ ( ઘડો ) છે.
નિગમન–( માટે ) ઘડો નામવાળો છે.

આ રીતે અન્વય વ્યાપ્તિથી આ અનુમાન થયું. પરંતુ આપણે જોઇએ કે એજ હેતુ અને એજ સાધ્યનો વ્યતિરેક વ્યાપ્તિ થાય છે કે નહિં ? એ વ્યાપ્તિ આવો થાય, "જ્યાં નામનો અભાવ હોય ત્યા જ્ઞાનમાં આવવાપણુ ન હોય." આ વ્યાપ્તિ સભવતો જ નથી; કારણ કે પદાર્થ માત્ર નામવાળો તથા જ્ઞાનમાં

[b]જ્યા કેવળ વ્યતિરેકવાળો હેતુ હોય તેને કેવળ વ્યતિરેકિ કહેવાય છે જેમ जीव शरीरसात्मक प्राणादिमत्वात् જીવતુ શરીર આત્માવાળુ છે પ્રાણાદિવાળુ છે તેથી અહિ જ્યા જ્યા પ્રાણાદિમત્વ છે ત્યા ત્યા સાત્મકત્વ છે એવો અન્વય આવતો નથી કારણ કે જીવતુ શરીર પક્ષ હોવાથી તેથી જુદો કોઇ પણ પદાર્થ સાત્મક નથી, વાસ્તે દૃષ્ટાંત નથી કેવલ વ્યતિરેક સંભવે છે જેમ સાત્મકપણાનો અભાવ હોવાથી પ્રાણાદિમત્વનો અભાવ ઘટાદિમા પ્રસિદ્ધ છે

એ રીતે હેતુ, અન્વયવ્યતિરેકિ, કેવલાન્વયિ, કેવલવ્યતિરેકિ એ ત્રણ પ્રકારનો છે

---

આવે તેવો છે એ ઉભયનો અભાવ છેજ નહિ માટે તેના અભાવદર્શક વ્યાપ્તિ થાય નહિ વ્યાપ્તિ સાથે ઉદાહરણ જોઇએ અહિ ઉદાહરણમા એવો એક પણ પદાર્થ નથી મળી શકતો કે જેમા નામ ન હોય અથવા પ્રમેયત્વ ( જ્ઞેયત્વ ) ન હોય આમ હોવાથી આ અનુમાનમા પ્રમેયત્વ અથવા જ્ઞાનમા આવવાપણુ એ હેતુ કેવલાન્વયિ છે

૭ જે હેતુ, સાધ્યની સાથે વ્યતિરેક વ્યાપ્તિથીજ રહી શકે તેને વ્યતિરેકિ હેતુ કહેવાય છે અનુમાન

પ્રતિજ્ઞા—જીવતુ શરીર આત્માવાળુ છે

હેતુ—પ્રાણ છે માટે

ઉદાહરણ—(વ્યાપ્તિ) જ્યા આત્માનો અભાવ હોય ત્યા પ્રાણનો પણ અભાવ હોય જેમકે ઘડામા

ઉપનય—પ્રાણના અભાવવાળા આત્માના અભાવવાળુ આ ( જીવતુ શરીર ) નથી

નિગમન—(માટે) જીવતુ શરીર આત્માવાળુ છે

આ રીતે વ્યતિરેક વ્યાપ્તિથી અનુમાન થયુ પરંતુ આપણે જોઇએ કે એજ હેતુ અને એજ સાધ્યનો અન્વય વ્યાપ્તિ થાય છે કે નહિ અન્વય વ્યાપ્તિ આવો થાય જ્યા પ્રાણ છે ત્યા આત્મા છે આ વ્યાપ્તિ લેતા કદાચ પ્રાણ આત્માનુ અત્યંત સમાનતાથી નિત્ય-સાહચર્ય હોય, તોપણ આ અનુમાનમા એ વ્યાપ્તિ ઉપયોગી નથી કારણ કે એ વ્યાપ્તિ લેતા એ વ્યાપ્તિને સમર્થન કરનાર કોઇ ઉદાહરણ મળતુ નથી ઉદાહરણમા આપણે જેમા પ્રાણ તથા આત્મા હોય તેવો કોઇ પદાર્થ લેવો જોઇએ તે તો કોઈ જીવતુ શરીરજ હોય અને જીવતા શરીરને તો આપણે અહિ પક્ષ ધાર્યો છે, અને જે પક્ષ હોય તે ઉદાહરણ ન જ થઇ શકે

અપૂર્ણ

# दि० बा० मणिभाई यशभाईनी वर्त्तमान शिक्षण पद्धतिमां सुधारानी सूचनाओ.

( સાંધણ ગયા અંક પાને ૫૩ થી.)

૪

“ લગભગ પચાસ વર્ષ ઉપર કંપનીના રાજયમાં કોર્ટ ઓફ ડાયરેકટર્સે સાધારણ જનસમુહની કેળવણી માટે જે યોજના સ્પષ્ટ અને ભાર મુકીને અમલમાં મુકવા દર્શાવી હતી તેનો અમલ સંતોષ ઉપજાવે તેમ થયો છે કે નહિં ? ” આ પ્રશ્ન અને તે પછીના બીજા બે પ્રશ્નો ચર્ચતાં દિ. બ. મણિભાઇ સાધારણ જનસમુહની કેળવણી અને માતૃભાષાના સાહિત્ય સંબંધી કેટલાક વિદ્વાનોના અને સરકારી ઠરાવોના અનુમોદક મતો ટાંકી જણાવે છે કે “ આગલાં પાનામાં બીજી ભુમિકાના શિક્ષણ વિષે કહેતાં કહી જવામાં આવ્યું છે, તોપણ પુનઃ માતૃભાષામાં શિક્ષણ આપવાથી વિદ્યાર્થિને અભ્યાસ જલદી અને ફતેહમંદ બનશે. હવે પ્રાથમિક ભુમિકાના શિક્ષણના સવાલ ઉપર ધ્યાન આપવાનું છે. આ ભુમિકા, બીજી ભુમિકા કરતાં નીચેનું શિક્ષણ છે તે વાત સત્ય છે; તથાપિ તે શિક્ષણનો જેટલો સમુહ લાભ લે છે તે મોટા પ્રમાણવાળો છે. વળી તે પહેલુંજ પગથીયું છે. કારણકે પ્રજાની સામાન્ય કેળવણીની પદ્ધતિનો તે પાયો છે. તે સંબંધને લીધે માતૃભાષાનો હક શિક્ષણના દ્વાર તરીકે સંપૂર્ણ છે, અને સઘળાએ તે કબુલ પણ કર્યું છે. પ્રાથમિક ભુમિકામાં માતૃભાષાને શિક્ષણના દ્વાર તરીકે દાખલ કરવાથી એમ નથી સમજવાનું કે તે દ્વાર અંગ્રેજી શિક્ષણદ્વારને અડચણ કરશે. કારણકે અંગ્રેજી શિક્ષણદ્વાર અંગ્રેજી ત્રીજા અથવા તે ઉપરાંતના ધોરણમાં તેમજ કોલેજમાં બહુજ અગત્યનું છે અને તે સત્ય પ્રત્યક્ષ પ્રમાણ તરીકે સ્વીકારીએ તોપણ સાધારણ જનસમુહની કેળવણીમાં તો માતૃભાષા સંભવીત અને ફતેહમંદ દ્વાર છે. તેથી તેની સંપ [illegible] ાનાતા છે. કારણકે જ્ઞાનના ચક્રને તેની પવિત્ર ફરજ બજાવવા તે સંપ [illegible] ારશે. આ પ્રમાણે જનસમુહની કેળવણી અને માતૃભાષા અ [illegible] ડા તરીકે જોડાયલાં છે તેથી તેઓ સાંસારિક ફરકસર અ [illegible] દયમાં ઘણાં ઉપયોગી સાધનો તરીકે છે. તે સાધનોની [illegible] માં અકૃત્રિમ સ્વદેશાભિમાનની લાગણી રહેલી છે તેથી

રતિ સુ સંયુક્ત રસ સાર્વજનિક અભ્યુ વિશેષ હિમાયત કરવા

તે હિમાયતને ખોટે સ્વરૂપે દેખાડવામા આવે છે વળી તેટના માટે એવી દ લીલ લાવવામા આવે છે કે તે હિમાયતથી ચડતી કેળવણીમા અને અંગ્રેજી ભાષાના વિસ્તાર યુક્ત અભ્યાસમા નિરાશા અને બેદરકારીનો પાસ લાગશે પણ આ કરતા એકે બીજી મોટી ભુન હોઇ શકે નહિ આવા ભુલ ભરેલા વિચારની સપૂર્ણ સભાળ લેવી જોઈએ તથા મજબુત રીતે તે વિચારની સામે થવુ જોઈએ કારણ ઉત્તમ કેળવણીના પ્રવાહને તેના રસ્તામા અડચણ કરવાની ઇચ્છા રાખવાથી તો આપણા દેશનો શત્રુ આપણને જેટલુ નુકશાન ન કરે તે કરતા વધારે નુકસાન તેથી આપણે પોતેજ કરીએ છીએ એમ ગણાય ઉત્તમ કેળવણી અને પ્રાથમિક કેળવણીની યોગ્યતા અને સ્થિતિના સબધમા ભિન્ન ભિન્ન મતો હાલ ચાલે છે અને હાલ આપણે જે સ્થિતિમા છીએ તે તરફ જોતા તો એ તો ચોકસ છે કે ઉત્તમ કેળવણીને કાઈ પણ નુકસાન થાય તો આપણી પ્રજાકીય આબાદીને અવળે રસ્તે મુકી ગણાય પ્રજાના પ્રકાશીત દીપકો—કેળવણી પામેલા આગેવાનો—આપણા દેશના અવાજ અને અકલ છે અને પ્રજાકીય વ્યવસ્થામા તેઓ સત્વ અને તત્વ છે એનજીન વગરની રેલ્વે ગાડી અથવા આગળ ચાલવાની ગતિ વગરની ગાડી માફક જીવ રહિત શરીર લાભકારક તેમજ આનદદાયક નથી, તેમ એ વર્ગવિના આપણી સ્થિતિ છે વિદ્વદ્વર્ય વેદાન્ત તત્વવેતા રા રા મનસુખરામ સૂર્યરામ કહે છે તેમ "પ્રજાના આગેવાનો પ્રજાના આત્મા છે તેમનાથીજ જીવીએ છીએ પ્રજાનુ નિર્માણ તેના આગેવાનોના આધારે છે"

દિ બ મણિભાઈ પ્રાથમિક તથા ઉત્તમ ભુમિકામા શિક્ષણ લેતા વિદ્યાર્થિઓના આકડા આપે છે તે ઉપરથી જણાઇ આવે છે કે પ્રાથમિક ભુમિકામા શિક્ષણ લેનારાની સખ્યા પણ અન્ય સુધરેલા દેશમા તે શિક્ષણ લેતા વિદ્યાર્થિની સખ્યા કરતા ઓછી છે અને ઉત્તમ ભુમિકાનુ શિક્ષણ પણ બહુજ ઓછા પ્રમાણમા આપણા દેશમા લેવામા આવે છે વળી અંગ્રેજી ભાષા જ્ઞાન ઘણી રીતે ઉપયોગી અને કીમતી છે તે સબધી લખાણથી ચર્ચા કરવામા આવી છે, તે સિદ્ધ કરતા એવા નિર્ણય ઉપર આવે છે કે સાધારણ જનસમુહને માતૃભાષા દ્વારા પ્રાથમિક શિક્ષણ પદ્ધતિની બહુજ જરૂર છે ને પછી ઉપલો પ્રશ્ન ચર્ચતા પહેલા ૧૮૫૪મા કપનીના રાજ્યમા કોર્ટ ઓફ ડાયરેકટર્સે સાધારણ જનસમુહની કેળવણી માટે જે યોજના સ્પષ્ટ

અને ભાર મુકીને જણાવી છે તે યોજનાના અગત્યના કેટલાક ઠરાવો ટાંકી, દિ. બ. મણિભાઈ ફરીયાદ કરે છે કે " અગર જો કે ઉપલી યોજના સ્તુતિપાત્ર છે પણ તેને અમલમાં મુકવાની રીતિ સંતોષકારક નથી." તે સંબંધમાં સુધારો કરવાને સને ૧૮૬૯ માં લૅાર્ડ મેયોની સરકારે પણ મત જણાવ્યું હતું અને ખાસ કરીને કૃષિ શિક્ષણને માટે તો જણાવ્યું હતું કે 'પંદર વર્ષ પહેલાં જ્યારે તે યોજના ઘડી કહાડવામાં આવી હતી. તે સમયે કૃષિ શિક્ષણ મળતું હતું તેના કરતાં વધારે સારી રીતે તે શિક્ષણ મળતું નથી.' અને ડૅા. વોલ્કર, સર જોન સ્ટ્રાચી, સર જેમ્સ પીલ, સર રેમંડવેસ્ટ, અને ખા. બા. કાજીશાહબુદ્દિન વીગેરે વિદ્વાનોએ તેવું જ્ઞાન વિસ્તારવાની તેવી સૂચના કરી હતી. તથા સરકારી ઠરાવોમાં પણ આ બાબત અમલમાં મુકવા ભાર મુકી જાહેર કરવામાં આવ્યું હતું તથા એજ્યુકેશન કમીશને પણ પ્રાથમિક કેળવણીને સવિશેષ રીતે મદદ કરવાની સરકારને ભળામણ પણ કરી હતી. વળી પ્રચલીત પદ્ધતિથી ખામી એ રહી છે કે માતૃભાષાદ્વારાએ અપાતી પ્રાથમિક કેળવણી સંપૂર્ણ નથી. તે સંબંધી અમદાવાદ એસોશીએશન અને મધ્ય પ્રાતની પ્રાંતીક કમીટીએ કેળવણી કમીશનને સૂચનાઓ પણ કરી હતી. અને સરકારે પણ કેળવણી કમીશનને જે જે સૂચનાઓ આપી હતી તેમાં પણ તેવોજ અભિપ્રાય હતો. અને કેળવણી કમીશને પણ સરકાર જોગ નીચેની ભલામણો કરી હતી કેઃ—

૧ " પ્રાથમિક કેળવણી એવી જોઈએ કે સાધારણ જનસમુહ તેઓના જીવનને અનુકુળ વિષયોનું માતૃભાષાદ્વારા શિક્ષણ લઈ શકે. પણ તે કેળવણી એવી નહીં હોવી જોઈએ કે તે માત્ર યુનીવરસીટીના દ્વારે પહોંચાડી શકે."

૨ " દરેક શાખાની કેળવણીને ઉછેરવાની રાજ્યની ફરજ છે. અને દેશની હાલની સ્થિતિમાં તો આવશ્યક છે કે સાધારણ જનસમૂહની મૂળતત્વની કેળવણી તથા તેના ઠરાવો તથા વધારો સુધારો વીગેરે જાહેર કરવાં તેમજ આજ દિવસ સુધી લેવાયલા ઉપાયો કરતાં વધારે મોટા પ્રમાણમાં સરકારે ઉપાયો લેવા."

૩ " દરેક પ્રાંતની સ્થિતિને અનુકુળ આવે તેવી પ્રાથમિક કેળવણીના વધારા માટેના કાયદો ઘડવામાં સંપૂર્ણ યોગ્ય ઠરાવો કરવાને પ્રયત્ન કરવો."

૪ " દરેક પ્રાતમા પ્રાથમિક પરીક્ષાના ધોરણોને સાધારણ કરવા અને તેમા વ્યવહારીક વિષયોનો વધારો કરવા પુન અવલોકન કરવુ જોઈએ દેશી રીતિ પ્રમાણે ગણિત, હીસાબ, ક્ષેત્રમાપ, પ્રકૃતિ અને પદાર્થોના શાસ્ત્રો, અને તેઓનો કૃષિમા ઉપયોગ, આરોગ્ય વિદ્યા અને હુન્નર કળા વીગેરે વિષયો દાખલ કરવા જોઇએ પણ આખા હિ દુસ્તાનમા એક સરખી રીતનુ શિક્ષણ દાખલ કરવાને પ્રયત્ન કરવો જોઇએ નહિ "

૫ "પ્રાથમિક કેળવણી સાધારણ કેળવણીનો એક ભાગ ગણી શકાય અને તેથી તેનો હક કેળવણી માટે કાઢેના સ્થાનીક ફડો ઉપર છે, તેમજ વધારે હક તો પ્રાતીક આવક ઉપર છે"

ઉપલી ભલામણો હિ દુસ્તાનની સરકારે સ્વીકારી હતી અને તે સબધી ૧૮૮૮ મા એક એ ઠરાવ પણ બહાર પાડયો હતો વળી ઈ સ ૧૮૮૬ મા મુબઈ સરકારે પણ 'હુન્નર વિદ્યા' કોને કહેવી તથા તેમાથી ફળ સિદ્ધિની આશા કેટલી રાખવી એ બતાવી તે વિષયને ખેતીવાડી વીગેરે નવ વિભાગમા વહેચી નાખી, લાબી ચર્ચા કરી હતી ખેતીવાડી માટે "પૂનાની" કૉલેજ ઓફ્ સાયન્સ"મા જે કેળવણી અપાય છે તેમા જોઈતા સુધારા કરવા તથા રાયસ્કુલમા તે વિષય વધારવા નિશ્ચય કર્યો હતો રસિકકળાની અભિવૃદ્ધિ માટે સર જમશેદજી જીજીભાઈ સ્કુલ ઑફ આર્ટને ઉપયોગમા લેવાની તથા અન્ય હુન્નર હિ દુસ્તાનમા પ્રચનીત કરવા માટે એક ટેકનોલોજીકલ ઇન્સ્ટીટયુટ" સ્થાપવા ઈચ્છા બતાવી હતી આવી રીતે આ સઘળી સ્થિતિ ઉપર વિચાર કરતા પ્રચનીત પ્રાથમિક કેળવણીની પદ્ધતિમા મુખ્ય શુ ખામી છે તે સબધે દિ૦ બ૦ મણિભાઈ વદે છે કે –

"આ ઉપરથી જોવામા આવશે કે પ્રાથમિક ધોરણોમા હુન્નર સબધી શિક્ષણ વધારવાની અગત્યતા માટે બીનમરતી સપૂર્ણ સ્વીકાર કરવામા આવે છે આજ દિવસ સુધી એવુ ધારવામા આવતુ અને તે સત્ય પણ હતુ કે પ્રાથમિક કેળવણી માત્ર યુનીવર્સીટોના ઉચા ધોરણોની હલકી ભુમિકા રજુ કરે છે હુન્નર શિક્ષણ રજુ કરતી કોઇ પણ શાખા સિવાય સાહિત્ય શિક્ષણ પણ જ્ઞાન વૃક્ષનો સીધો મુખ્ય ભાગ હતો આથી પરિણામ એ આવતુ કે માત્ર થોડાજ વિદ્યાર્થિઓ ઉચી ભુમિકામા પહોચવાને ભાગ્યશાળી બનતા હતા. પર તુ વિદ્યાર્થિનો મોટા ભાગ તો સાહિત્યની ભિન્ન ભિન્ન બાબતોમા લાભ

લઈ શકતો નહિ. પરંતુ જેટલું જ્ઞાન તેઓ મેળવતા તે લાભકારક તો હતું, કારણ કે જ્ઞાન તો નિરંતર ફાયદાકારકજ હોય છે. પણ તે એટલું બધું અપૂર્ણ રહેતું કે કોર્ટ ઓફ ડાયરેકટર્સના ઠરાવમાં જણાવ્યા પ્રમાણે હિંદુસ્તાનના લોકોના જીવનની જુદી જુદી ભુમિકામાં અને જ્ઞાન વ્યવહારમાં તે ઉપયોગી થાય તેવું હતું નહિ. વળી જીવનની સ્થિતિમાં વિદ્યાર્થિને તે વધારે ઉપયોગી થાય તેવું પણ હતું નહિ. હુન્નર જ્ઞાન મેળવવાની એક શાખાની ખામી માલમ પડી અને તે પ્રાથમિક કેળવણીમાં એક ગંભીર ખામી ગણવામાં આવી. વળી ઈચ્છવામાં આવ્યું કે, વિદ્યાર્થિ જે જ્ઞાન મેળવવાને ઈચ્છે તે પસંદ કરવાની તેમને સ્વતંત્રતા મળવી જોઇએ. તે પ્રમાણે વિદ્યાર્થિને કઈ કેળવણી ભવિષ્યમાં તેની જીંદગીને ઉપયોગી થઈ પડશે તેનો તેને અને તેના રક્ષકોને નિશ્ચય કરવો દેવો. એક વિદ્યાર્થિ સુતારી કામ કરવાને અથવા કૃષિવૃતિ કરવાને નિર્માણ થએલો હોય તેને એવી વસ્તુનું શિક્ષણ મળે કે જે વસ્તુઓનો ઉપયોગ તેના ભવિષ્યના ધંધામાં થઈ શકે નહિ તો શ્રમ, વખત અને પૈસાનો તેમાં ગેર ઉપયોગ ગણાય નહિ શું ? શિક્ષણની શરૂઆત કરનારા ગમે તો તે સાહિત્યમાં અથવા બીજી શાખામાં જીંદગી ગાળવા ધારે અથવા યુનીવર્સીટીના ધોરણો સુધી પહોંચવા ધારે અથવા ન ધારે, તોપણ અમુક ધોરણ સુધી જ્ઞાનવૃક્ષના મુખ્ય ભાગનું શિક્ષણ અલબત એક સરખી રીતે મળવું જોઇએ. પણ તે ધોરણ સુધી પહોંચ્યા પછી જુદા શિક્ષણની શાખાઓ શરૂ થવી જોઇએ. વળી દરેક ખાતાં માટે અનુકુળ ધોરણો સ્થાપવા જોઈએ. તે ખાતામાં કૃષિશિક્ષણ, વ્યાપારીક શિક્ષણ, હુન્નર શિક્ષણ તથા પ્રાથમિક ઉત્તમ શિક્ષણ મળવું જોઇએ. આમાં પ્રાથમિક ઉત્તમ શિક્ષણ સાહિત્યનું ખાતું જાળવી રાખશે. વળી ચઢતા હુન્નર શિક્ષણની નિયમિત પદ્ધતિ પણ યોજી કાઢવી જોઈએ. અને તેને માટે અગત્યનાં સ્થળો પસંદ કરવાં જોઇએ, જેથી તે સ્થળે તે શાળા સ્થાપવાથી જોઇતું જ્ઞાન મળી શકે."

"કૃષિ શિક્ષણનો પ્રશ્ન ઘણો અગત્યનો છે, કારણ કે તે પ્રશ્ન સાથે આપણા ઈલાકાની પ્રજાના મોટા સમુહને ઘણું લાગતું વળગતું છે. કૃષિ એ આપણા હુન્નરોમાં ઘણો પહેલો અને વિસ્તાર પામેલો હુન્નર છે. તેથી એ ખાતાના તે શિક્ષણના ધોરણમાં તેની અનુકુળ વ્યવસ્થા કરવાનું પહેલે વિચારે હાથમાં ધરવાની જરૂર છે. હું.ડૉ૦ વોલ્કરના રીપોર્ટ ઉપર

ખાસ કરીને ધ્યાન આપવાને આમત્રણ કરછુ તેમા વિસ્તારથી કૃષિ શિક્ષણના સવાલનુ વર્ણન કરવામા આવ્યુ છે, તેથી જોવામા આવશે કે કૃષિ ખાતાએ પોતે કૃષિ સબધી ખેડુતને શિક્ષણ આપવાને સભવીત ઉપાયો લેવાની ફરજ બજાવવાનુ ચોકસ રીતે માથે લીધુ છે સર એડવર્ડ બક ૧૮૯૦ ના ‘ સીમલા કૃષિ કોન્ફરન્સ ’ મા બરોબર જણાવ્યુ હતુ કે કૃષિ ખાતાએ કૃષિવિષય ઉચકી લેવો કે નહિ તે સબધે હવે વિવા રહ્યોજ નથી, પણ તે ખાતાની હવે તો તે સબધે એક સભવીત ફરજ છે, અને તેણે તે દુર કરવી જોઈતી નથી તે વિષયની અગત્યતા બારીક ધ્યાનથી પ્રકાશીત કરવામા આવી હતી અને તે સબધી કેટલાક ઠરાવો તે વખતે પસાર કરવામા આવ્યા હતા હાલ જેની સતાવાર ખબર ઉપરથી એવુ જણાય છે કે તે બાબત ઉપર મુબઈ સરકારનુ ધ્યાન ખેચવામા આવ્યુ છે ”

“ તે પછી વ્યાપાર અને હુન્નરના ખાતાની પણ એટલીજ અગત્યતા છે પ્રકૃતિ અને પદાર્થોના શાસ્ત્રોના મૂળતત્વો તથા આરોગ્યવિદ્યા અને હુન્નર કળામા તેમનો ઉપયોગ કરવાની, કેળવણી કમીશને પણ ખાસ કરીને ભળા મણ કરી છે, અને તે વ્યાવહારીક વિષયો તરીકે પ્રાથમિક ધોરણમા દાખલ કરવા જણાવ્યુ છે આ બાબતમા કયા ચોકસ પગલા લેવામા આવ્યા છે તે જણાયુ નથી આપણુ ટેકનીકલ ઈન્સ્ટીટ્યુટ, મુબઈના બીજા તેવાજ ખાતા, જી’ નાના પણ તેવા ખાતા ઉપરથી, તેમજ વાર વાર સરકાર તરફથી બહાર પડેલા ઠરાવો ઉપરથી માલમ પડી આવે છે કે મુબઈની સરકાર હુન્નર શિક્ષણ અનુકુળ રીતે વધારે દાખલ કરવાને બહુજ ઇન્તેજાર છે પ્રજાનો વ્યાપારી વર્ગ પણ તેવોજ મોટો છે, તેથી વ્યાપારી નિયમિત શિક્ષણ પણ ઘણુજ ધ્યાન ખેચનાર છે તેટલા માટે તેના ઉપર પણ ધ્યાન આપવાની બહુજ જરૂર છે આ શાખા બના સુધારેલા દેશોની શિક્ષણ પદ્ધતિમા પહેલી જગ્યા રોકેછે આથી એ વશે કે અર્થશાસ્ત્રના મૂળતત્વો વગર શક આ ધોરણોનો એક ભાગ બનશે તેમા વળી ચડતા ક્રમના મૂળતત્વના ગ્રથો ઘણો અર્થ સારશે ”

અપૂર્ણ

---

# मरकीनी शान्ति माटे प्रभु प्रार्थना.

झुलना छंद.

જુલમ જુગદિશ આ થાય શું જગતમાં, સાંભળી લોક સૌ શોક પામે;
રોગ આ જોગ દુષ્કાળનો ઠીક જોઈ, પાછો ઉત્પન્ન થયો ઠામ ઠામે. ૧
પેટ અર્થે પીડા ભોગવી લોક તો, માંડ ધંધા વિષે હાથ નાંખે;
કાળ વિક્રાળ ભરી ફાળ લે જાળમાં, તે થકી કારમા દાખી નાંખે. ૨
અન્ન ઉદક તણું દુઃખ જાતે સહી, પુત્રને સાચવે પ્રેમ આણી,
શોધી યુવાનીયા કાળ કરે કોળીઆ, કૈક ઘરને કર્યા ધુળધાણી ૩
ભ્રાત માતા પિતા શોક સિંધુ વિષે, શાંતિ પામે કહો ક્વણ રીતે;
ઉલટો તાપ પરિતાપ વાધે ઘણો, વન્હિ પ્રગટાય દુઃખદાયી ચિત્તે. ૪
ઉત્પાતના જોરથી શોક કરતાં સહુ, હામ મુકી કહો કયાં વિરામે;
મુખથી 'ત્રાહિ, તોબા' પુકારો કરી, સર્વ નાસી જતાં ઠામ ઠામે. ૫
હાસ કરી બેસતાં નાશ પામે તદા, માનવી જાતને લે છે તાણી,
શું થયું શું થશે શું થવાનું પ્રભુ, એ કૃતિ અમ થકી છે અજાણી. ૬
પ્યારી વસ્તુ અમારી પડાવી પ્રભુ, દુઃખ આ શું અહો દીનદયાળા;
શાંન્તિ કર શાન્તિ કર, આટલું માગીએ, જેથી નવ દેખીએ દિન દુખાળા. ૭
બહુ થઈ આટલાં દુઃખ દેખ્યાં અમે, તાણીએ કેમ તે હદ ભરાણી;
મેહેર કર માનવી ઉપરે ઈશ્વરા, દુઃખ ડુબેલ દીન દાદ જાણી. ૮
પ્રાણિ પીડાય સૌ રોગના ભોગથી, લેશ નથી દેશમાં સુખી કાયા;
શું કરે માનવી કામ ધધા વિના, જઈ પડે વન્હિમાં વરજી માયા. ૯
કાંઈક કરૂણા કરો તો હવે ઠીક છે, દુઃખ જાતાં નથી શિર વેઠયાં;
ઠામ ઠામે રહ્યો રોગ તે ટાળશો, તો સહુ બેસશે લોક હેઠા. ૧૦
સર્વ ઉપર હરિ સૌમ્ય દૃષ્ટિ કરી, શાન્તિ કર, શાન્તિ કર, રોગ કહાડી;
દોષ સૌ દાસનાં કર ક્ષમા કર ક્ષમા, કારમો કાળ કુદે કબાડી. ૧૧
દુઃખ કર સર્વનાં દુર કરૂણાનિધિ, કાર્ય શુભકર કરૂણા કરીને;
શાન્તિ કર કાંન્તિમય સુખ આપી સદા, કાપ સૌ કષ્ટ વિનતિ ધરીને. ૧૨

રે'મ આણી કરો દૂર આ રોગને, માનવી પાડ માને તમારો,
સ્થિતિ સારી કરો હિંદ મુંબઈ તણી, જેથી સારા વધે રોજગારો ૧૩
રંક પોષણ કરે છે મહા પ્રેમથી, સદ્ગુણી સદ્ગૃહસ્થો વસી ત્યાં,
રાખ કુશળ કૃપાનાથ કરીને કૃપા, થાય ઉપકાર કોટિ સદા જ્યાં ૧૪
તે પરે કેમ નિર્દયપણું રાખ તું, લેશ રાખી નહિ રંચ છાટો,
કેર જાળો કરે રોગ આકારમાં, તોય આવે નહિ કેમ ફાટો? ૧૫
નિર્દયા ઉરમાં આણી અવિનાશી તું, શું વિચારી રહ્યો? કેમ બેશી?
દ્રૌપદી નારીની વાર કરી વિઠના, ચીર પૂર્યાં તમે અંગપેશી ૧૬
વાર કરી દાસ નરસિંહ તણી પ્રેમથી, હાર કંઠે ધર્યો પ્રગટ થઈને,
છાબ પુરી છબીલા કુંવરબા તણી, વણીક વેષે પ્રભુ સંઘ જઈને ૧૭
દાસ પ્રહ્લાદ પ્રેમે ઉધાર્યો પ્રભુ, પ્રગટ પોતે થઈ નૃસિંહ રૂપે,
દેવ દાનવ તણા યુદ્ધ માંહે ધશી, વિખ પાયું તદા સ્ત્રી સ્વરૂપે ૧૮
કાળિનાગ નાથીઓ, પેસી પાતાળમાં, કંસ, માશી તણા પ્રાણ લીધા,
ભક્તવત્સલ પ્રભુ, ભક્ત ઉધારીયા, પ્રાક્રમો તે ઘણા પ્રૌઢ કીધા ૧૯
અખિલ બ્રહ્માંડના લોક વાણી વદે, હાય ઉત્પાતની ઉત્પત્તિ શી?
અવમ અદૃશ્ય આની મળ્યા સર્વને, ચડપ બે ચેપીઓ રોગ ચુરી ૨૦
લોકને શિશ ઉગ્યા દ્રુમો દુઃખના, દુઃખમાં કાંઈ નથી ન્યુન રાખી,
મેહેર કર માનવીની સ્તુતિ સાંભળી, તો હુને ઠીક કહે કાન ભાખી ૨૧

---

## कन्या विक्रय

---

આવા દાખલા આપણા 'સતી મંડળ' માંથી માલમ પડે છે વિદ્વાન આની બીસાન્ટ પણ આર્યના કેટલાક નીયમોને બહુ માન આપે છે અને તે પળાવવાની ભળામણ કરે છે આટલું છતાં પણ એટલું તો નિઃસંદેહ કબુલ કરવું પડશે કે કન્યા વિક્રયની રીતિએ આપણા સંસારમાં અનેક અડચણો લાવી મુકી છે તેણે આપણા ગૃહસંસારમાં કુસંપ અને અપ્રીતિ દાખલ કર્યાં છે દરેક મનુષ્યને પ્રીતિની જરૂર છે અને સાહજીક પ્રીતિ દંપતીમાં થવી જોઈએ, નહિ કે પૈસાની આપલેથી પૈસાની આપલેથી વર કન્યામાં સાહજીક પ્રીતિ ઉત્પન્ન થતાજ નથી

હવે કન્યા વિક્રયથી સાહજીક પ્રેમની આશા નથી માટે પ્રીતિ વિનાનું તો લગ્નજ ન કહેવાય. આપણે વારંવાર સાંભળીએ છીએ કે અમુક દંપતીને બનતુ નથી, અમુક દંપતી એક બીજા ઉપર દ્વેષભાવથી જુએ છે. આથી થાય છે એમ કે તેમના વગોણા અન્ય માણસો કરે છે અને કેટલોક તો ફીટકાર પણ આપે છે. વળી કોઈ કોઇ વખત ઉપરચોટીયો પ્યાર આપણી દૃષ્ટિએ પડે છે. પણ તે પ્યાર માત્ર "પ્યાર તો પ્યાર પણ ધુળ જેવો પ્યાર" કહીએ તો ચાલે. તેથી સાહજીક પ્રીતિનો અંશ પણ જોવામાં આવતો નથી. સ્વાર્થિ પ્રેમ ઠેકાણે ઠેકાણે માલમ પડે છે. દંપતીને પરસ્પર જ્યાંસુધી પોતાનો સ્વાર્થ હોય ત્યાંસુધી સંસારરૂપી સાગરમાં હોડી અણછૂટકે ઉપરથી ઠીક ઠીક ચલવે છે, પણ જ્યારે સ્વાર્થ સરેછે એટલે સ્વાર્થિ પ્રેમનો અંત આવે છે. 'સ્વાર્થ સર્યો કે વૈદ્ય વેરી' એ આપણી જુની કહેવતને તેઓ ખરી પાડી આપે છે, તે એટલે સુધી કે અક્ષરસઃ તે પ્રમાણેજ થાય છે. આ સર્વ કન્યા વિક્રયથી થાય છે. કન્યા વિક્રય કુદરતી પ્રેમ તોડવાને સમર્થ છે. તે શત્રુથી સદાને માટે દુર રહેવું જોઇએ. તેનાથી દુર રહેવામાં ફાયદો છે અને તેનાથી તદન નિરાળા થવું વધારે ફાયદાકારક છે. તેને માટે તિરસ્કાર બતાવવો યોગ્યજ છે. દરેક માણસે તે રીતિ છોડી દેવાની પ્રતિજ્ઞા લેવી વાજબી છે.

૮ કન્યાદાન શબ્દમાં ઘણોજ ઉચ્ચભાવ રહેલો છે. આસુર વિવાહનું આવાહન કર્યા છતાં બ્રાહ્મ વિવાહનો શબ્દ વાપરીએ છીએ, પણ શબ્દથી મોટપ લેવાની નથી પણ ખરી રીતે તો વર પાસે દ્રવ્ય લીધા સિવાય પુત્રીને પરણાવીએ ત્યારેજ કન્યાદાન કહેવાય. કન્યાદાન આપનારને શાસ્ત્રોમાં યજ્ઞ કરનાર કરતાં પણ વધારે પુણ્યફળનો અધિકારી ઠરાવ્યો છે. એ ફળ છોડી દઇ કન્યા વિક્રયથી ક્ષણભંગુર લાભ ખાતર મુર્ખતા દેખાડવી કોઇ પસંદ કરશે નહિ. નિઃસ્વાર્થથી પુત્રીને ગૃહસંસારમાં જોડવી તેના કરતાં વધારે આનંદ આપનાર મનુષ્યને બીજુ કાંઈ છેજ નહિ. સાંભળવામાં આવે છે કે કન્યા વિક્રયથી વરકન્યાના માતા પિતાને વારંવાર મતભેદ થાય છે. સાધારણ સ્ત્રી ગીતમાં પણ કન્યા વિક્રય કરનાર પક્ષને શરમાવા માટે તથા બોધ કરવા માટે કહેવામાં આવે છે કે "છોતા જેટલી છોકરીના છસે કોરી લીધી વેવાઈ ઉખતડીરે કીધી" આ સ્ત્રીગીતમાં ઘણો અર્થ છે. તેનો ભાગ્યેજ કોઈ વિચાર કરે છે. છસે કોરી જેટલી નાની સુની રકમ તરફ પણ કન્યા વિક્રય કરનાર

માટે તિરસ્કાર દેખાડવામા આવે છે તો મોટી રકમો ગણવામા આવે તેને માટે ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થાય તેમા નવાઈ શુ ! સ્રીગીતનુ આટલુજ પદ કન્યા વિક્રય તરફ ઘણો તિરસ્કાર ઉત્પન્ન કરે છે અને મડપમા બેઠેના કન્યાના માબાપને મોટી શરમમા નાખેછે આ પદમા સિદ્ધાત એ છે કે આર્યસસારમા કદિ પણ નહિ સ્વીકારવા યોગ્ય રીતિ માન કન્યા વિક્રયજ છે કન્યા વિક્રય કન્યાદાનનો કટ્ટો શત્રુ છે, તે સત્ય છે કન્યાવિક્રય કરી કન્યાદાન આપુછુ એમ કહેવુ તે અયોગ્ય છે કોઈ કહેશે કે કન્યાવિક્રય થયા છતા કન્યાદાન શબ્દ તો બોલીએ છીએ ઉત્તર એજ છે કે "સાપ ગયા અને લીસોટા રહ્યા" તે કહેવત પ્રમાણે શબ્દોપયોગ રહી ગયો છે વાજબી છે કે આપણા મનમાથી તે વિચાર જતો રહેતો નથી તેનુ કારણ આપણી અને આપણા પુરોહિતની અવિદ્યા છે ભુદેવોએ હાલ વિદ્યાનુ અધ્યયન છોડી દીધુ છે, ફક્ત પેટભરા થયા છે કેટલાક શબ્દો અર્થ જાણ્યાવિના બોલે છે લગ્ન સમયે તેઓ ગાજી ઉઠે છે કે 'કન્યાદાનનો સમય, કન્યાદાનનો સમય છે કન્યાને લાવો' આવી રીતે પુરોહિત બ્રહ્મવિવાહની ખોટી ક્રિયા કરાવે છે, અને પોતે ક્રિયાને માટે દોષિત થાય છે શાસ્રનુ મહાત્મ્ય ઓછુ કરાવે છે સાધારણ લોકો પેલા પુરોહિત અને યજમાનના અવગણના નહિ કરતા શાસ્રની અવગણના કરે છે તેઓ જણાવે છે કે શાસ્રમા ગપ્પા મારેલ છે તેથી એમ થાય છે આવી રીતે કન્યાવિક્રયી યજમાન અને પેટભરા પુરોહિતે દરેક રીતે આપણને હલકા કરી નાખ્યા છે પુરોહિતો આપણને આટલુ નુકસાન કરી અટકયા નથી પણ હવે તો તેઓ યજમાનના ગૃહસસારમા પણ માથુ મારવા આગળ ચાલ્યા છે વરકન્યાનુ વેવિશાળ તેમની મારફતે થાય છે, તેઓ વેવિશાળ કરવામા દલાલનુ કામ બજાવે છે બને પક્ષને પોતાની મરજી મુજબ સમજાવે છે વરકન્યાની ખામીઓ સતાડી ખોટુ સાચુ કહી લાકડે માકડુ વળગાડી દે છે પોતાના ઉદર માટે દ્રવ્ય પણ તે કર્તવ્યમાથી પેદા કરે છે કેટલેક ઠેકાણે પતી સપમા નથી જોવામા આવતા, તેનુ કારણ પેલા પુરોહિતે તેની ખામીઓ જણાવા નહિ દીધી તેજ ગણીએ તો ખોટુ નથી જ્યારે બને એક બીજાની ખામીઓ જાણી લે છે, ત્યારે મન ખાટા થાય છે, અત કરણની તો શુ પણ ઉપર ઉપરની પ્રીતિ પણ રહેતી નથી અને ઉઘાડા ભવાડા થતા માલમ પડી આવે છે હવે જણાશે કે તેઓની દલાલી કન્યાવિક્રયને કેવડી

મોટી સહાયકારક છે અને આપણા ગૃહસંસારમાં કેટલું નુકસાન કરે છે. આ સ્થળે આપણે તપાસીશું તો જણાશે કે આપણાં સ્ત્રીગીતો એથી ઉલટો બોધ આપે છે. પુત્રી સ્વેછિત વર અથવા પોતાને યોગ્ય વર સાથે પરણાવવા એક સ્ત્રીગીતમાં માતાપિતા પાસે અથવા પોતાનાં વડીલ પાસે માગણી કરે છે. રૂપ, વય, વિદ્યામાં પોતાને યોગ્ય વરને પસંદ કરી તેની સાથે પરણાવવા પોતાના વડીલ પાસે માંગણી કરવી તેમાં અયોગ્ય કાંઇ નથી.આથી સાબીત થાય છે કે પુત્રીને સ્વેચ્છિત વર સાથે પરણાવવાને વડીલો પાસે માંગણી કરવાનો હક છે. હવે સિદ્ધ થશે કે કન્યાવિક્રય અને સ્વેચ્છિત વર શોધી તેની સાથે પરણાવવાની માંગણી એ બન્ને પરસ્પર વિરોધી છે. સ્ત્રીગીતમાં એવું છે કે પુત્રી પોતાના દાદાને કહે છે કે "દાદા મારા એ વર પરણાવ એ વર છે વહેવારીયો." આમાં પુત્રી પોતાને માટે વર શોધી કાઢે છે અને પોતાના વડીલોને જાહેર કરે છે કે મને તે વર સાથે પરણાવો. મે અમુક વરની શોધ કરી છે, તેનીં રૂપ, વય અને વિદ્યામાં પરીક્ષા કરી છે અને તે યોગ્ય છે તેથી મને તે વર સાથે પરણાવો. એ પ્રમાણે સ્વેછિત વર વરવાને માગણી કરે છે "કુમારી ચડીરે કમાડ સુંદર વરને નિરખવા." આ બીજા સ્ત્રીગીતમાં પણ તેવીજ રીતિનું અને તેવીજ પ્રથાનું ભાન કરાવે છે. આથી થશે એમ કે હાલ રૂઢ થએલી કન્યાવિક્રયની રીતિ સમૂળી નાશ પામશે અને કન્યાવિક્રય આપણા ગૃહસંસારમાં પ્રવેશ કરી શકશે નહિં અને કન્યાદાનનું રહસ્ય શું છે તે સમજાશે, અને કન્યાવિક્રયના દોષ માલમ પડી આવશે.

૯. કન્યાવિક્રયના પૈસાથી ક્ષણભંગુર સુખ થાય છે ખરૂ પણ અંતે તે દ્રવ્યની અને તે લેનારની દુર્ગતિ થાયછે તે લેનારની આબરૂ એક કેફી માણસ કરતાં પણ ઓછી ગણાય છે એટલુંજ નહિં પણ ઈશ્વરનો મોટો અપરાધી થાયછે. સંસારના વ્યવહારની હદનું ઉલ્લંઘન કર્યું સમજાય છે અને તેની બુદ્ધિની ભ્રષ્ટતા ચોખી રીતે સમજાય છે. કન્યાવિક્રય મનુષ્યને ક્ષુદ્ર કરી મેલેછે. આપણો સારો ગૃહ સંસાર પણ રગડ રેંટીયા રૂપ બનાવી દેછે. તેના પ્રવેશથી ગૃહમાં કંકાસ અને કલેશ દેખાઇ આવે છે. અને અનીતિને પ્રગલે ચલાવે છે. સંસાર સાગરમાં તરવાને શક્ત ધારવામાં આવતાં નાતને પણ ડુબાડી દે છે. તેથી ઈચ્છિત માર્ગમાં મોક્ષથી દુર રાખવાને તે સમર્થ થાય છે અને મનુષ્યના અમુલ્ય આત્માને ક્ષુદ્રવત બનાવે છે. તે સ્વાર્થબુદ્ધિ

ઉત્પન્ન કરેછે, તેથી પૃથ્વીની સપાટી ઉપર પ્રીતિની આપલે કરી શકાતી નથી "પ્રીતિની આપને કર્યાવિના હૈયાને ચેન પડતુ નથી" એ સૂત્રનો અનુભવ કન્યાવિક્રય કરનારને બહુજ સારી રીતે થાય છે સુખ પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરવા છતા પણ સગા સબધીથી વેગળા થવુ પડેછે મિત્રવર્ગ પણ તેની તરફ તિરસ્કારથી જુવેછે કન્યાવિક્રયનો ભોગ થઈ પડનાર પુત્રી તો પિતાને અથવા તે કૃત્ય કરનાર વડીલને નિરતર શ્રાપજ આપ્યા કરેછે કન્યાવિક્રયથી કન્યાના પતિનુ સર્વ દ્રવ્ય લુટી લીધા પછી ભવિષ્યની સ્થિતિ દપતીને વધારે ફીકરમા નાખેછે વખતે એવી પણ દશા આવી જાય છે કે સવારે શુ ખાશુ ? પોતાનુ દ્રવ્ય લુટી લેનારને અતકરણથી શ્રાપો આપેછે અત કરણ માથી આપેલા શ્રાપો વારવાર ઘણા દાખલામા સત્ય પડતા જોવામા આવેછે પરમેશ્વર પણ તેનો નિયમ તોડવા માટે અવકૃપા દેખાડે છે આવી રીતે પરોક્ષ અને પ્રત્યક્ષ દરેક હાની જ્યારે કન્યાવિક્રય કરનારની નજર પડેછે, ત્યારે તે પશ્ચાતાપ કરેછે વિષેશ પશ્ચાતાપ તો જ્યારે પુત્રીનો પતિ દ્રવ્યની અત્યત ચિન્તાથી પ્રાણ છોડેછે ત્યારે થાય છે વળી તેમની ખરી ફજેતી તો પુત્રીજ જ્યારે ઉઘાડી રીતે પિતાના વગોણા કરે છે અને શ્રાપ આપે છે ત્યારે થાય છે પુત્રી નિર્ધન હોવાથી તેને કોઇ કોઈવાર પિતાનુ ગૃહ સેવન કરવાની ફરજ પડેછે અને ત્યા તે દુખી જીવન પુરૂ કરેછે કોઈ વખત તો તે અનીતિને માર્ગે ચડી જાયછે, તેથી પિતા બમણો દોષિત થાયછે આવી રીતે સગ્રહ કરેલુ પાપ પોતે દરેક જન્મમા ભોગવે છે મહાન્ આર્યો!!! કન્યાવિક્રયથી આટલુ આપણે સહન કરીએ છીએ આપણા વડીલોના નામને બટ્ટો બેસાડીએ છીએ અન્યવર્ણને આપણા ગૃહસસારની બાબતમા બોલવાનુ અને હાથ ઘાલવાનુ કારણ આપીએ છીએ

૧૦ કેળવણીના ફેલાવાથી આ અનાચાર દુર થવાની આશા રહે ખરી માણસોને જો વિદ્યા હોય તો પોતાની ફરજ તેના સમાગમથી જાણે છે પોતામા દેખીતા અનાચારથી દુર રહેવા પ્રયત્ન કરે છે બનતાસુધી સુધારવા પણ પ્રયત્ન કરે છે વિદ્યા એ અનાચાર અને અનિતિથી દુર રહેવાનુ સાધન છે તેથી સ્ત્રીઓને પણ વિદ્યા તથા જ્ઞાનની જરૂર છે કેટલાક કહે છે કે તેને વિદ્યાની જરૂર નથી વિદ્યાનુ તો ફક્ત પુરુષનેજ કામ છે, પરતુ સ્ત્રીને પણ ગૃહસસાર ચલાવવામા વિદ્યાનો બહુજ ખપ પડે છે, વિદ્યા બનેને જ્ઞાનનુ

સાધન છે અને જ્ઞાન મોક્ષનું સાધન છે, માટે તે બાબતમાં પુરૂષ અને સ્ત્રીને વિદ્યાનું સરખું કામ છે. કેટલાક ઉપલી દલીલ જેવી બીજી એવી દલીલ જાહેર કરે છે કે સ્ત્રીને ભણવું નહિ એટલે કારણકે તેને રળવા જવાની જરૂર નથી. આપણે તેમને ઉપલો પ્રત્યુતર આપીશું અને વધારે ઉમેરીશું કે ભણવાથી અક્ષરજ્ઞાન થાય છે અને અક્ષરજ્ઞાનથી વિદ્યા અને જ્ઞાન પુસ્તકોદ્વારા મેળવી શકાય છે. અક્ષરજ્ઞાન ન હોય તો વધારે વિદ્યા અને જ્ઞાન મળવું મુશ્કેલ છે, તેથી ભણવું અગત્યનું છે. તથાપિ એ પણ સત્ય છે કે ભણેલજ વિદ્વાન અને જ્ઞાનવાળા હોય એમ કાંઇ નથી. ભણેલા પોતાના અક્ષરજ્ઞાનનો ઉપયોગ કરે નહિ તો પછી વિદ્યા અને જ્ઞાન વધારી શકતા નથી. કેટલાક એવા દાખલા મળી આવે છે કે અક્ષરજ્ઞાન રહિત કેટલાક માણસોએ વિદ્વાનના સમાગમ અને વાતચીત વીગેરેથી વિદ્યા અને જ્ઞાન મેળવેલાં છે. ફેર માત્ર એટલોજ છે કે અક્ષરજ્ઞાનવાળો માણસ પોતે સમજે છે અને કેટલુંક વિદ્વાનો પાસે સમજી શીખી લે છે તેથી વારંવાર અવલોકનથી વિદ્યા અને જ્ઞાનમાં વધારો કરે છે. અભણ માણસ અમુક ગ્રંથમાંથી સાંભળે છે પણ તે એક વખતને માટે, કારણકે તેને અક્ષરજ્ઞાન નહિ હોવાથી તાજું કરવાની શક્તિ નથી. આપણે વારંવાર જોઇએ છીએ કે અક્ષરજ્ઞાનવિનાની આર્ય માતાઓ પોતાનું ગૃહ યંત્ર વાજબીજ સરેરાશથી ચલાવે છે. તેઓ ઘણીક બાબતમાં અક્ષરજ્ઞાનવાળી પુત્રીઓ કરતાં વધારે સરસ જ્ઞાન ધરાવે છે અને પોતાના પતિને ગૃહસંસાર સહેલો કરી દેખાડે છે. જ્યારે અક્ષર જ્ઞાનવાળી પુત્રીઓ 'એકનું જોવાથી બીજા ઉપર અસર' ની માફક

અનસુયા, સુકન્યા, સાવિત્રી, દેવહુતી અને ગાર્ગીને અક્ષરજ્ઞાન હતુ તેનુ પરિણામ એ થયુ હતુ કે તે આર્ય મહિલાઓએ પોતાના પતિને શાસ્ત્ર બનાવવામા તથા બીજા પરોપકારીક કાર્યોમા મદદ કરી હતી તેથીજ તેઓની વિદ્વતા શાસ્ત્રમા શણગાર રૂપ રહી છે ગૃહસસાર જ્ઞાતિ અને દેશનો ઉત્કર્ષ કરવા માટે પુત્રીઓને ભણાવવાની જરૂર છે જો કોઇકાળે કન્યાવિક્રયનો અનાચાર નાશ પામે તો તે સ્ત્રી અને પુરૂષની કેળવણીથીજ !!!

૧૧ સસારના દ્વારપાળ પુરોહિત ઉપર કન્યાવિક્રયનો અનાચાર નાશ થવાનો આધાર પણ છે હાલ તેઓએ પોતાની વિદ્વતાને દેશવટો આપ્યો છે શાસ્ત્રથી વિમુખ થયા છે કોઇક પુરોહિત તો ખોટા સાચા, ખપના શ્લોક શીખી સર્વ કામ ગોઠવે છે યજમાન વિદ્યાર્થી વિમુખ હોય તેથી ભુલચુકની અડચણ રહેતી નથી તેઓની ઉન્નતિ નથી તેનું કારણ માત્ર એટલુજ કે તેઓ કન્યાવિક્રયમા સાધનભૂત છે, તો હવે તેમને પણ કેળવણીની જરૂર છે વળી વેવિશાળ સબધી કામમા થતી ગડબડ અટકી જાય તોજ કન્યાવિક્રયનો અનાચાર બધ થઇ શકે બાળલગ્નનો ચાલ બધ થાય તો કન્યાવિક્રયનો રીવાજ મોળો પડવાનો સભવ રહે ખરે સહુ કરતા વિશેષ અસર કરનાર તો તે વિષયનુ વાચન, ચર્ચા, વીગેરે છે વળી ખાસ કન્યાવિક્રયનાજ સુધારા માટે ખાસ મડળીઓ ઉભી થવી જોઇએ છીએ પ્રસગોપાત મડળીએ તે વિષયો ચર્ચાવવા જોઇએ છીએ જ્ઞાતિની સ્ત્રી સમાજો થાય, સ્ત્રીઓને ઉપદેશ અપાય, શ્રીમાન લોકોએ પોતાની સ્ત્રી, ભગિની, પુત્રી, વીગેરેને ઉપદેશ કરવાના ઉપાયો શોધવા જોઇએ છીએ આર્ય લોકમા એ પદ્ધતિ દાખલ થાય તો શ્રીમાન અને વિદ્વાન વર્ગની સ્ત્રીઓ અન્ય સ્ત્રીઓ સાથે ભળી સુધારો કરી શકશે હાલના વખતમા શ્રીમાન સ્ત્રીઓ વધારે ઘરેણાથી પોતાની જાત અલકૃત કરી અન્ય વર્ગની સ્ત્રીઓ સાથે તોછડાઇ દેખાડે તેના કરતા તે વર્ગની સ્ત્રીઓ સાથે હળીમળી કામ લે તો સારી રીતે ફાયદો થાય તેમ છે તેઓ કન્યાવિક્રય રૂપના કુચાલને દેશવટો દેવામા સાધન તરીકે નીવડી આવશે એ પ્રમાણે થાય તો અનાચારમાથી તરી જવુ પણ અસભવિત નથી ત્યારે કહીનુ કે આ સર્વ ઉપાયો યોજવામા આપણુ કલ્યાણ રહેલુ છે

---

# માબાપની સેવા કરવી.

## સુપુત્રોના ધર્મ અને ચાલતો જમાનો.

( કૃપાશંકર જાદવજી યાજ્ઞિક. )

### સોરઠો.

" ધારી પ્યાર અપાર, મોર પોકારે મેઘને;
જળધર ધરે ન ધાર, તેવો પુત્ર શા કામનો."

ઉપલા પદ્ય ઉપરથી માલમ પડશે કે જે વસ્તુ સંપાદન કર્યા છતાં તેના તરફથી ધારેલો લાભ ન મળે તો તે બીનઉપયોગી છે. તેવી રીતે તેવા પુત્રો મહા દુઃખકારક અને અંતકરણમાં સંતાપદાયક છે. જે પુત્ર માટે માતાપિતાની અપૂર્વ પ્રીતિ છે તેવા પુત્રો તેમનાપર પ્યાર ન રાખે તો તેમને માટે શું સમજવું ? જે માતાપિતાએ પ્રીતિરૂપી દ્રવ્ય અંગ ઉધારે આપેલું છે, તે વ્યાજ સહીત પાછાં વાળવાનું તો શું પણ મુદ્દલ પણ પાછું ન વળાય તે કાંઈ થોડું શોચનીય નથી. અરે! એટલું એ ખર્ચ્યુ પણ થોડું ઘણું વાળશે એવી આશાના ચિન્હો માતાપિતાની દૃષ્ટિએ રાખવાને તેવા પુત્રોથી ન બને તો તેથી તો અધિકાધિક ગ્લાની અને ખેદ પામવા જેવું છે.

જગત્કર્તાએ આપણને એવી સ્થિતિમાં મુકયા છે કે, **માબાપના** આશ્રય સિવાય આ સંસાર ચલાવવાનું ઘણુ વિકટ થઈ પડે. વળી એ તો ખુલ્લું છે કે જ્ઞાનોદય, વ્યાપારોદય અને દેશોદય ઇત્યાદિ સુખવસ્તુ સાધ્ય કરવામાં **માબાપજ** મુખ્ય શિક્ષક છે. તેવિના કશું કામ પાર પડતું નથી. માટે નાના મોટા, માતબર ને ગરીબ, અર્થાત સર્વને સુખદુઃખમાં સત્ય સલાહ આપનાર પણ તેજ છે, તેમની કૃપા એજ અખિલ જગતના નિયંતાની કૃપાછે.

### સવૈયા ઇંદવિજય.

આગ વિના ન પ્રકાશ કરેજ, ભરેલ રહ્યું અર પાત્ર દિવેલે;
ઇંજીન જોર કરી ન શકેજ, વરાળવિના કદી આપની મેળે;
વહાણ બરાબર ચાલી શકે નહિ, વાયુવિના જળની જયમ રેલે.
તેમ **માવિત્રવિના** જગમાં સુખશાંતિ સદામળે નહી સેહેલે.

ખરૂ પુછાવો તો માબાપ પરજ આપણા સુખદુ ખનો આધાર છે અસ્તોદયનુ કુ'રતી ચક્ર જેમ ફર્યાં કરેછે અને તેતો સત્ય નિયામક ઈશ્વર છે, તેમ માણસના વિચાર સદા એક ધોરણે કે ખરા પાયાપર સ્થિર રહે એમ પણ બનતુ નથી એ ઉપરથી સિદ્ધ થાયછે કે તેવે સમયે દરેક મનુષ્યનો ખરો નાવિક માબાપ છે, માટે માવિત્રોની ખાસ કરીને અગત્યતા છે એ અગત્યતા એક સાચા માવિત્રવિના બીજા કોઇથી મનમાનતી રીતે પાર પડવાની નથી આફત, તગી અને ઉદાસીનતાના વખતે ઉમેદ, હિમત અને મદદ આપનાર માબાપ ન હોયતો દુનીઆમા આગળ વધાયજ કેમ ?

પુત્ર એ જગતકર્ત્તા તરફથી ઉમદા બક્ષીસમાની એક અમુલ્યમા અમુલ્ય બક્ષિસ છે પુત્રવિના સસાર નથી, પુત્રવિના આ સસારમા જીવિત સર્વ વૃથા છે અર્થાત્ પુત્ર વગર સસાર શૂન્ય લાગેછે માટે દરેક મનુષ્યને પુત્ર એ અમુલ્ય રત્ન છે પર તુ સુપુત્રોની તો બલિહારી છે એ સ્વત સિદ્ધ છે

અપૂર્ણ

---

## आयुर्वेद विद्यालय

ગય વર્ષે અમોએ આ વિદ્યાલય સબધી કેટલીક હકીકત આપી અમા ગ વાચક વૃ દનુ તે તરફ ધ્યાન ખેચ્યુ હતુ અગર જો કે તે સબધી પુન સ્મરણની જરૂર નથી તથાપિ દિ બ મણિભાઈ યશભાઈએ સરકારી વર્તમાન શિક્ષણ પદ્ધતિમા સુધારો કરવાની સૂચનાનો ઉલ્લેખ જે બહાર પાડયો છે અને તે સુચનાનો સાર આ માસિકના થોડાક અ કમા આવી પણ ગયો છે તે સબ ધે તેઓ સાહેબે વર્ત્તમાન શિક્ષણ પદ્ધતિમા માતૃભાષાનો વધારે ઉપયોગ કરવાની તથા કેટલાક શાસ્ત્રીય વિષય વિદ્યાર્થિને માતૃભાષામા શિખવવાની સૂચનાઓ કરી છે હવે તે સુચનાઓ કેટલે અ શે ફળીભૂત થશે તેને માટે કાંઈક ખાસ અભ્યાસ કરવા યોગ્ય દૃષ્ટાત જોઇતુ હોય તો આયુર્વેદ વિદ્યાલય છે અહીં દેશી અને વિદેશી વૈદક શાસ્ત્રીય જ્ઞાન વિદ્યાર્થિઓને માતૃભાષામા આપવામા આવે છે વિદ્યાર્થિઓ કેવી સગવડથી તે જ્ઞાનનો લાભ લે છે, કેટલે અશે વિજય મેળવે છે, વીગેરે તપાસવાનુ આ વિદ્યાલયમાથી મળી આવે તેમ છે આટલુ પણ યાદ રાખવાનુ છે કે આ વિદ્યાલય થોડાજ સમય ઉપર ખાનગી ગૃહસ્થોની વાર્ષિક સખાવતથી હાલતો સ્થાપિત થયુ છે, અને શિ ક્ષણ સાધનોની ખાનગી સાહસને લીધે પહેલે સપાટે સગવડ ન હોઇ શકે તે ધ્યાનમા રાખી તેનુ પરિણામ જોતા તે સૂચના બહુ આશાજનક દેખાય છે

દિ. બ. મણિભાઈ જેઓ આ વિદ્યામંદિરના કાર્યભાર મંડળમાં ઉપપ્રમુખ છે, તેઓનો તો આ ખાતાં તરફ વધારેજ પ્યાર વધશે, અને કેળવણીના શુભેચ્છકોના અંતઃકરણમાં આ દૃષ્ટાંત, વિચાર માટે સારૂં સ્થળ લેશે, એવી આશા છે. આ ખાતાના ઉત્પાદક વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામનો અમે એકવાર ઉપકાર માનતાં જણાવીશું કે તેઓએ લીધેલા શ્રમનેજ આ ખાતું આભારી છે. વળી તેમની સાથે તે ખાતામાં તેમના બન્ને વિદ્વાન પુત્રો રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય તથા ડા. પોપટભાઈ પ્રભુરામ જે ઉત્સાહ લેછે તેપણ બીજાને માટે અનુકરણીય દૃષ્ટાંત છે. આ વિદ્યાલય સાથે જોડાયલા અગ્રગણ્ય પુરૂષોએ જે ખંત અને ઉત્સાહ દેખાડયો છે અને વિદ્યા મંદિરના કાર્યભારીઓ, વ્યવસ્થાપકો અને અધ્યાપકો તેને હાલની સ્થિતિમાં સંતોષકારક રીતે મુકવા સામર્થ્યવાન થયા છે તે તેમનેજ આભારી છે. આવું મોટું ખાતું ચલાવવા, અગર જોકે હજુ પણ પૈસાની ઘણીજ સગવડો કરવાની છે, અને તેને માટે હજુ મોટો શ્રમ તેના કરતા કારવનારાઓને કરવાનો છે, પણ આટલું સંતોષકારક પરિણામ તેઓનો ઉત્સાહ વધારશે, તેમજ કેટલાક શ્રીમાન રાજા અને શેઠીઆ તેમની મદદે ધાશે એમ અમે આશા રાખીએ છીએ.

પૈસા સંબંધી અમે અમારા ગયા વર્ષના આષાઢ માસમાં જણાવેલી સ્થિતિમાં કાંઈ સુધારો થએલો જણાતો નથી. કેટલાક કેળવણીના ઉત્સાહીક શ્રીમાન ગૃહસ્થો તરફથી પ્રસગોપાત નાની મોટી મદદ મળેછે. આ વર્ષમાં શ્રીમાન શેઠ ખીમજી જેરામ નારણજીએ પોતાના પુત્રની જનોઇ આપવાને પ્રસંગે રૂા. ૧૫૦ ની કીમતનું એક સૂક્ષ્મદર્શક યંત્ર વિદ્યાલયને બક્ષીસ કર્યું હતું અને તે સાધન વિદ્યાર્થિઓના અભ્યાસમાં બહુ ઉપયોગી થઈ પડયું હતું. તેમજ શેઠ દ્વારકાદાસ ધરમસી તરફથી તેમની પુત્રીના વિવાહ પ્રસંગે રૂા.૧૭૫-૦-૦ની કીમતનો રસાયન શાસ્ત્રના યંત્રોનો સટ ભેટ તરીકે આપવામાં આવ્યો હતો તે પણ વિદ્યાલયને બહુ ઉપયોગી સાધન થઈ પડયું હતુ.

ગયા ડીસેમ્બરમાં બીજા વર્ષના વિદ્યાર્થિઓની વૈદ્યકની પહેલી પરીક્ષા લેવામાં આવી હતી. પરીક્ષકો વનસ્પતિશાસ્ત્રમાં ડૉ. સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર, ડૉ. અનંત નારાયણ સાંબારે; શારીર-ઈન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્રમાં ડૉ. ચુનીલાલ ગોરધનદાસ ગુંદરીયા, ડૉ. વિષ્ણુકૃષ્ણ પરૂળકર, ઔષધિ ક્રિયા અને ઔષધિ ગુણદોષ અને રસાયનશાસ્ત્રમાં ડૉ. મોરેશ્વર ગોપાળ

દેશમુખ, ડૉ પોપટ પ્રભુરામ, વાગ્ભટઅષ્ટાંગહૃદયમા ડૉ રૂસ્તમજી નાનાભાઈ રાણીના, વૈદ્યરાજ વિશ્વનાથ વિઠ્ઠલજી, ચરકમા વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ, વૈદ્યરાજ શંકર દાજી શાસ્ત્રી પદે, એટલા હતા તે વર્ષમા વિદ્યાલયમા તેર વિદ્યાર્થિ હતા તેમા ૧૧) અગીઆર વિદ્યાર્થિઓએ પરીક્ષામા હાજરી આપી હતી જ્યારે બે ઉમેદવાર ગેરહાજર રહ્યા હતા ઉપના અગીઆર વિદ્યાર્થિમાથી ચાર વિદ્યાર્થિ સર્વ વિષયોમા સતોષકારક માર્ક ૪૮ ફતેહમદ ઉતર્યા હતા તેમા મીર જમનાદાસ લીલાધર સારી માર્ક લઈ પહેલે નબરે આવ્યા હતા બીજા ત્રણ વિદ્યાર્થિઓ વનસ્પતિશાસ્ત્ર સિવાયના સર્વ વિષયોમા સારી માર્કસથી ફતેહમદ નીવડયા હતા જ્યારે વનસ્પતિ વિષયમા ઘણી થોડીક માર્કસ માટે નાપાસ થતા તેઓને ઉપના વર્ગમા એવી સરતે ચડાવવામા આવ્યા હતા કે તેઓએ તે વિષયમા ફરીથી પરીક્ષા આપવી આ રીતે સાત ૭ વિદ્યાર્થિઓને ઉપના વર્ગમા ચડાવવામા આવ્યા હતા

સાધનોની ખામી છતા વિદ્યાલયના અધ્યાપકોએ વિદ્યાર્થિઓને પ્રત્યક્ષ જ્ઞાન અને ભાષણદ્વારા સારૂ શિક્ષણ આપવાને સારો શ્રમ લીધેલો જણાય છે હાલ જોઈતા સાધનોમા શારીર શાસ્ત્રનુ પ્રત્યક્ષ જ્ઞાન આપવા એક ઓસ્પીટાલની જરૂર છે તેમજ ઔષધક્રિયા માટે એક મોટા પાયા ઉપર તેને લગતુ એક ખાતુ સ્થાપવાની જરૂર છે આ બે સાધનોની સગવડ થાય તો વિદ્યાર્થિ ઘણી સારી રીતે શિક્ષણનો લાભ લઇ શકે તેમ છે પણ તે કાર્યમા શ્રીમત રાજાઓ અને ગૃહસ્થોની મદદની જરૂર છે કોઇ સખી ગૃહસ્થ નીકળી આવે અને તેવી સગવડ કરી આપે તેવુ ઇચ્છી આ વિદ્યાલય સબધી વધારે કહેવુ બીજા પ્રસગ ઉપર મુલતવી રાખીયે છીએ

---

## खेदकारक अकाळ मृत्यु

---

અમને જણાવતા દીલગીરી ઉપજે છે કે મોગીબાઈ તે શેઠ રામજી દામજીના પુત્રી ગયા પોષ માસમા સુ ૧ બુધવારે પોતાની માત્ર તેર વર્ષની ઉમરે ગુજરી ગયા છે તેમની માતુશ્રી પુરીબાઇએ પ્રથમ સ્વર્ગવાસ કરવાથી તેઓ તેમના મામા લક્ષ્મીદાસ નથુભાઈ રામજી સાથે રહેતા હતા તેઓમા વર્ષ કેળવણીનો સારો પાયો નાખવામા આવ્યો હતો તે એ ઉપરથી જણાઈ

આવે છે તેમની માત્ર તરૂણ અવસ્થા છતાં તેઓ વિશેષ કરીને ધર્મમાં દાન આપતાં હતાં. વળી અમને જણાવવામાં આવ્યું છે કે સ્વર્ગવાસી બાળા પોતે વેદધર્મ સભાને મદદ કરવા રૂ. ૨૫) ની રકમ આપવાને તેમના મામા શેઠ લક્ષ્મીદાસને ફરમાવી ગયા હતા. વળી તેઓ આયુર્વેદ વિદ્યાલય જેવા સાર્વજનીક હિત કરનાર ખાતાને પણ પોતાની કેળવણીનું તેટલું સંભારણું મૂકી ગયા છે. આ દૃષ્ટાંતથી અમને તો લાગે છે કે ભવિષ્ય ધર્મ કેળવણી સ્ત્રી-ઉપર સારીજ અસર કરશે. કુમારીકાની આ આસ્થાનું દૃષ્ટાંત સભા અને તેના કાર્યભારીને આનંદ સાથે મગરૂબી લેવરાવે છે. અમે તો ઈચ્છીશું કે તેવા હજારો દૃષ્ટાંત અમારી નજરે પડો. જેથી ધર્મ કેળવણીનું રૂડું ફળ આવે અને અને અમારા વાચકવૃંદ સમક્ષ મુકવા સમર્થ થઈએ. છેલ્લે અમે ઈશ્વર પાસે એટલીજ પ્રાર્થના કરીશું કે તેમના આત્માને સ્વર્ગનું શાશ્વત સુખ મળો !

---

## वेद धर्म सभाने मळेली भेटनो स्वीकार.

સ્વર્ગવાસી બાઈ મોંઘીબાઈ—તે શેઠ રામજી હીરજી અને પુરી બાઈની પુત્રીના પુણ્યાર્થે તેમના મામા શેઠ લક્ષ્મીદાસ નથુભાઈ શામજી તરફથી વેદ ધર્મ સભાને ભેટ તરીકે રૂ. ૨૫) આપવામાં આવ્યા છે તે સભના મંત્રીઓ ઉપકાર સાથે સ્વીકારે છે. અને જણાવે છે કે રકમનો સભાના ધાર્મિક કામમાં સદુપયોગ થશે

## आयुर्वेद विद्यालयने मळेली भेटनो स्वीकार.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૮ મુ ]  ફાલ્ગુન, સંવત ૧૯૫૬  [અંક ૫ મો



## ॥ यतो धर्मस्ततो जय ॥

### जीवने जागवाने बोध

प्रभात— जाग तु मानवी, वात सुणतु नथी ए राह

जाग अज्ञानथी जीव जो ज्ञानथी, जीवने शिवना नामरुप,
एक अल्पज्ञ ने एक सर्वज्ञ छे, भाग त्यागे बधु ब्रह्मरुप जा० टेक
एक राजा अने एक को रांकडो, वेउनो वेष लेजो उतारी,
केद कीधा पछी रंक को राय को, वेउ मनुष्य छे जो विचारी जा० २
तेम शिव जीव उपाधिथी थया, जाय उपाधि तो थाय एक
एकमां भेद भ्रमथी थयो भाळजो, टाळी जो मळ विक्षेप छेक जा० ३
कंठनु कंकण गयु हाथमां जो रह्यु, शीद भ्रमथी करे शोध भारी,
जाग तु, जाग तु, जीव अज्ञानथी, भेद भ्रमथी थयो जो विचारी जा० ४
जाग मायाथकी जीव तु क्यां रह्यो, जन्म मृत्यु जरा छे ज कोने,
पंच महाभूतथी उपज्यां पुतलां, पंच भूते शमाता न जोने जा० ५
दृष्टांत तु जो वळी उर्ण नाभितणु, तेम माया करी तु फसायो,
छोड झट तोड कर दुष्ट मायातणो, मूळरुपे अभेद समायो जा० ६
कर्म निष्काम कर मेलने टाळवा, टाळवा दोष विक्षेप माटे,
साध उपासना निर्गुणी प्रेमथी, संचरी नित्य विवेक वाटे जा० ७
सत्य वस्तु जडे सत्य विवेकथी, टेकथी था असत्ये विरागी,
साध षट् संपत्ति था मुमुक्षु पछी, श्रवण मननादि कर टेक राखी जा० ८
दोष आ वर्णनो टाळशे सद्गुरु, सद्गुरू शोध ब्रह्मनिष्ट श्रोत्री,
तेह शरणे जई शिश चरणे धरी, प्रेमथी पूछजे गोप्य गोष्टि जा० ९

ज्ञान देशे गुरू तेज तुं तेज तुं, तुंने तेमां नथी कांई भेद;
भेद तोडी अभेद ज ब्रह्म खोळशे, जो हशे पात्र योग्य अभेद. जा० १०
रज्जुमां सर्प ज्यम छीपमां रूपुं जेम, तेम जीव देह आत्मा ज माने.
खात्री कीधाविना भ्रांति भागे नहीं, सत्य स्वानुभवे ब्रह्म माने. जा० ११
अल्प अज्ञान जीव वादने छोडीदे, जोईले भावथी ब्रह्म भासे;
नाम हरिलाल सौ ब्रह्म विर्वत छे, ज्ञानथी नामरुप जगत नासे. जा० १२

---

## दि० बा० मणिभाई यशभाईनी वर्त्तमान शिक्षण पद्धतिमां सुधारानी सूचनाओ.

( સાંધણુ ગયા અંક પાને ૮૭ થી.)

### ૫.

"સને ૧૮૫૪ ના દસ્તાવેજમાં શિક્ષણ પદ્ધતિના યોજકોની યોજનાથી પ્રચલિત દેશી ભાષાના સાહિત્યની એમણે જે આશા રાખી હતી તેવી આશા ફળીભૂત થઇ છે"?

આ પ્રશ્ન ચર્ચતાં પહેલાં દિ. બ. મણિભાઇ વદે છે કે "માતૃભાષાનાં સ્થાપિત પુસ્તકોની જરૂર છે અને તેને માટે તૈયારી કરવી જોઇએ." પણ આ સૂચના પહેલાં તેઓ એક અગત્યનો પ્રશ્ન એવો ઉઠાવે છે કે "આપણી પ્રાંતીક માતૃભાષા મરાઠી, ગુજરાતી, કેનેરી વીગેરે યાંત્રિક અને સાહિત્યના જ્ઞાન માટે અનુકુળ થઈ પડશે કે નહિ"? હવે તે બાબતનો વિચાર કરતાં એમ માલમ પડી આવે છે કે તે માતૃભાષા તે જ્ઞાન માટે અનુકુળ થઇ પડવી જોઈએજ. કારણ કે તે સંબંધે બંગાળી ભાષાએ સપૂર્ણ ખાત્રી પણ આપી છે. અને તે ભાષા તેવું જ્ઞાન આપવામાં ખામી ધરાવતી નથી તેવું જાહેર રીતે કબુલ પણ કરવામાં આવ્યું છે. વળી બંગાળના લેફટેનંટ ગવર્નર સર અલેકઝાંડર મેકેનજીએ ૧૮૯૬ ના નવેમ્બરની ૩૦ મી તારીખે ડફ કાલેજમાં વાર્ષિક ઇનામ વહેંચવાને પ્રસંગે બંગાળી ભાષા ઉત્તમ જ્ઞાન માટે શિક્ષણ દ્વાર તરીકે લાયક થઇ છે તેવું કબુલ પણ કરેલું છે. પૂર્વદેશની ભાષાના ખાસ અભ્યાસી મી. કસ્ટે પણ હિંદુસ્તાનની પ્રચલિત ભાષા માટે તેવુંજ અનુમોદક મત આપ્યું છે.

અને સર ડગલ્સ મોનીયર વીલીઅમ્સે આપણી પ્રચલિત માતૃભાષાની શક્તિ વિષે તેવુજ મત ઉચાર્યું છે વળી આપણા લોકપ્રિય ગવર્નર મર બાર્ટલ ફ્રિયરે તે ભાષાની એટલી પ્રશસા કરી છે કે તે માટે હવે શક જ રહ્યો નથી અહીની સ્મોલકોઝ કોર્ટના માજી વડા જડજ મી હાર્ટે પણ તેવુ મત ઉચાર્યું હતુ હવે અગર જો કે એવો વાંધો ઉઠાવવામા આવે કે પ્રચલીત દેશી ભાષામા ઉપલા ફેરફાર માટે જોઈતુ સાહિત્ય અત્યારે નથી તેથી તે ફેરફાર થઈ શકે નહિ, તો તેનો ઉત્તર આપવો સહેલો છે કે સાહિત્ય નથી માટે તે ઉત્પન્ન કરવાનો યત્ન કરવો જોઈએ વળી અમુક ભાષાનુ વિશેષ શિક્ષણ એજ એના સાહિત્યને વધારવાનુ સાધન છે કારણ કે તે ભાષાઓ તે કામ માટે પૂર્ણ છે તે તો ખાની થઈ છે ત્યારે "ખપ પ્રમાણે છત" એ નિયમ પ્રમાણે ક્રમે ક્રમે એવુ સાહિત્ય ઉત્પન્ન થશે વળી એવુ પણ બનારે જણાવવામા આવે છે કે તેવી, ખામી જરા તરા હશે તો સસ્કૃત ભાષા દુર કરી આપશે તે સબધે નીચેના દૃષ્ટાતથી આપણી ખાત્રી પણ થઈ શકે છે ઈંગ્રેજી ભાષાનુ સાહિત્ય પ્રથમ એવી દરિદ્રાવસ્થામા હતુ પણ જે રીતે લેટીન, ગ્રીક, ઇત્યાદિ ભાષાથી પોષણ મળતા ધીમે ધીમે એના સાહિત્યનો વધારો થયો તેજ રીતે અગ્રેજી, સસ્કૃત વીગેરે ભાષાની મદદ આપણી પ્રચલીત સ્વભાષાઓને મળતા તે પણ ખીલશે આ બાબતમા મી૦ ટેટે અગ્રેજી અને દેશી ભાષા વચ્ચે સમાનતાનુ નિરૂપણ કરી ઉપનો વિચાર બહુ સારી રીત દર્શાવેલો છે

[ બ મણિભાઈ વદે છે કે "પ્રચલીત દેશીભાષાના વધારા માટે કોર્ટ ઓફ ડાયરેકટર્સે પોતાના સ્તાવેજમા ઘણી સભાળ ભર્યો ઠરાવ કર્યો હતો કે, 'પાશ્ચિમાત્ય ગ્રથોના ભાષાન્તરથી અથવા જે લોકોમા પાશ્ચિમાત્ય ચડતુ જ્ઞાન રમી ગયેલુ છે તેમના તરફના અસલ ગ્રથોથી સાહિત્યનો વધારો થવો જોઈએ' આથી જોણવામા આવશે કે સ્વભાષાની કેળવણીમા સાહિત્ય અને હુન્નર શિક્ષણ માટે ચડતી પદ્ધતિની સસ્થા તરફ કોર્ટ ઓફ ડાયરેકટર્સની આતુર આશા છતા તો ઇચ્છિત પરિણામ ઉત્પન્ન કરી શકી નથી પ્રથમ એમ ધારવામા આવતુ કે સ્વભાષા મા સુન્દર સાહિત્યની માગણી પુષ્કળ થશે પણ તેવી માગણીએ અસ્તિત્વ પણ ભોગવ્યુ નથી એવુ ખરાબ પરિણામ આવ્યુ છે તેથી વધારે નિષ્ફળતા એ મળી છે કે આપણી સ્વભાષાનો કગાળ દેખાવ રજુ કરવામા આવે છે, અને કહેવામા આવે છે કે આગ સાહિત્યની પ્રસુતિ

નહી હોવાથી તે હજુ વંધ્યા છે, તેથીજ યુનીવર્સીટી પણ વારંવાર સ્વભાષાને ઉત્તમ કેળવણીના ધોરણમાં દાખલ કરવાને ના પાડે છે. આપણી તરફ સારી લાગણી ધરાવતો એક યુરોપીયન દોસ્ત, આર્યાવર્ત્તની દેશીભાષાના સાહિત્યની અસંતોષકારક સ્થિતિ તરફ દીલગીરી બતાવતાં આપણને ગંભીર સલાહ આપે છે કે 'આર્યાવર્ત્તના લોકો કેટલા પ્રમાણમાં અને કઇ રીતે આ દોષનું નિવારણ કરી શકે તેમ છે તેનું તેઓએ અવલોકન કરવું જોઈએ. કારણ કે પરદેશી ભાષા અને પરદેશી શિક્ષકો પાસેથી પણ તે દેશના પુત્રો સૌથી સરસ શિક્ષણ લઇ શકે છે. હિંદુસ્તાનની દેશી ભાષાઓમાં પુરતી સંખ્યામાં યુનીવર્સીટીના ઉત્તમ ધોરણોમાં ખપ લાગે તેવું પુરતી યોગ્યતાવાળું સાહિત્ય નથી. આવા સાહિત્યના અભાવે દેશી ભાષા મારફતે આપવાનું ઉત્તમ શિક્ષણ અસંભવીત છે.' વળીમધ્ય પ્રાંતોની પ્રાંતીક કમીટીએ કેળવણી કમીશનને કરેલા રીપોર્ટમાં પણ જણાવ્યુ હતું કે 'અમે સારી રીતે જાણીએ છીએ કે તેવી રીતે ફેરફાર કરેલા શિક્ષણથી પણ વધારે આશા રાખવી જોઇએ નહિં, કારણ કે હિદુસ્તાનમાં હજુ સાહિત્યની ખામી છે.' આ સ્થળે આપણે એક નાજુક અને કઢંગી સ્થિતિમાં હોઈએ તેમ માલમ પડે છે. સુધરેલા સાહિત્યની માગણી ઉત્પન્ન કરે તેવી શિક્ષણ પદ્ધતિનો અભાવ એજ દિલગીરી ભરેલું છે."

"પ્રજાકીય સંતોષકારક સાહિત્ય, જ્ઞાનવૃદ્ધિની એક સરખી અનુક્રમણિકા છે. જે દેશમાં પ્રજાકીય સાહિત્ય નથી, અથવા જે દેશમાં તે નહિ જેવું છે તે સંબંધે કારલાઈલ કહેછે કે "તે લોકોની રહેણી કરણીને કાંઈ ચિન્હ અથવા અવાજ હોતાં નથી. આપણે તેઓને બોલી અથવા ભાષણથી જાણી શકતા નથી, પણ માત્ર દેખાવ અને બાહરના અવલોકનથી તેઓની રહેણી કરણી અને કામ કરવાની રીતિ જાણીએ છીએ.' સાહિત્યની અભિવૃદ્ધિની સ્વાભાવિક ઉપયોગીતા સિવાય પણ તે એકદમ સુધારાની બાબતમાં પ્રજાકીય મોટાઈ અને અગત્યતાની નિશાની જણાવે છે. દરેક સ્વદેશાભિમાની પુરૂષને સાધારણ રીતે ઇચ્છા થાય કે પોતાના પ્રજાકીય સાહિત્યમાં યોગ્ય વૃદ્ધિ થાય અને થોડે કાળે તે એવી સ્થિતિમાં જઈ પહોંચે કે ઉત્તમ કેળવણીના ધોરણોમાં પણ દાખલ થવાને પુરતું બળ મેળવે. અલબત આવું સાહિત્ય ધીમે ધીમે ઉત્પન્ન થવું જોઇએ. અને હું ધારૂં છું કે જે પુરૂષો તેવી અભિવૃદ્ધિ માટે મદદ કરેછે તે પુરૂષને પ્રજાના કલ્યાણ કરનાર પુરૂષ તરીકે ગણી તેનો આભાર

માનીશુ આ પ્રમાણે શ્રેષ્ઠ કાર્યમા તે મદદ કરેછે, એટલુ નહિ પણ અજ્ઞાન તારૂપી અધારૂ દુર કરવાને અને જ્ઞાનરૂપી દીપકને પ્રગટ કરવાને મદદ કરેછે વળી તેથી તે, પ્રજાને સુધારામા મુકવાને સાધનની પણ મદદ આપે છે જે જે લોકોએ ઉતમ કેળવણીનો લાભ લીધો છે, તેઓની ખાસ ફરજ છે કે તેવી કેળવણી નહિ લીધેના પોતાના દેશીબધુને સ્વભાષા મારફતે તેવુ જ્ઞાન આપવુ વડોદરાના વિશુદ્ધ માહારાજાધિરાજ સયાજીરાવ મહારાજે સ્વભાષાના સાહિત્યમા દૃષ્ટાતીક મદદ આપીને આ પ્રાતને અનહદ લાભ કર્યોછે તેઓ સાહેબે સ્વભાષામા ઉતરતી ચડતી પક્તિના શાસ્ત્રીય ગ્રથોની તૈયારી કરાવવા માટે દોઢ લાખ રૂપીયા જુદા કઢાડયા છે અને સખ્યાબધ કીમતી ગ્રથ ઘણે ખરચે તેઓ સાહેબની સૂચનાથી બહાર પાડવામા આવ્યા છે તેઓ સાહેબે વળી સાહિત્યની અભિવૃદ્ધિ માટે ગુજરાત વર્નાકયુલર સોસાયટીને પણ મોટી રકમ આપી છે વળી લાયક દેશી ગ્રથકર્ત્તાને યોગ્ય મદદ પણ આપે છે 'પ્રાચીન કાવ્યમાળા' નામના ૪૨ ગ્રથો જેમા વડોદરાના જુના કવિઓની કવિતાઓ છે તે ગ્રથોજ મહારાજા સાહેબના સ્વદેશના કીમતી સાહિત્ય માટે લીધેના સ્વદેશાભિમાની શ્રમનો જયસ્થભ છે અને કચ્છના મહારાજા શ્રી ખેગારજી સવાઇ બહાદુર પણ સ્વભાષાના સાહિત્ય તરફ તેટલીજ પ્રીતિ ધરાવે છે તેઓ સાહેબે પણ તેવા સાહિત્યમા મદદ માટે ઇનામો સ્થાપ્યા છે વલી બીજા દેશી રાજ્યકર્ત્તાઓ પણ તેવી ઉદારતા દેખાડે છે તેમ કેટલાક ખાનગી ગ્રહસ્થોપણ તેવી મદદ કરે છે"

દિ બ મણિભાઈ સાહિત્યના બે ભાગ પાડે છે–'૧ શાળાસાહિત્ય, ૨ સાધારણ સાહિત્ય અને જણાવે છે કે "શાળા સાહિત્યમા ચોકસ સ્થાપિત ગ્રથો હોવા જોઈએ વળી તે સરકારી અધિકારીઓએ પ્રસગે પ્રસગ મુકરર કરવા જોઈએ તથા તેઓએ તેની સસ્થા કરવી જોઇએ સાધારણ સાહિત્ય સબધમા 'મરેઠી સાહિત્યના અભિવૃદ્ધિના ઈતિહાસની શોધ' એ વિષયમા મી જસ્ટીસ રાનાડેએ જણાવ્યુ છે કે 'સાધારણ સાહિત્યનો અભાવ શિક્ષણ પદ્ધતિની ખામીને લીધે છે અને વિશેષ કરીને તો યોગ્ય સૂચનાના અભાવને લીધે છે' બીજુ નિરાશાનુ ચિન્હ એ છે કે 'શાસ્ત્રીય ગ્રથોનુ અને શેકસપીયરના નાટકોનુ અનુકરણ અથવા ભાષાન્તરની બાબત સિવાય કેટલાક અન્ય વિષયમાં ઉત્તમ

કેળવણી પામેલા યુનીવર્સીટીના ગણ્યા ગાંઠયા ગ્રેજ્યુએટો સિવાય બાકીનાઓ સાહિત્યમાં હિસ્સો આપી શકતા નથી. સ્વભાષા શણગારવાને જે કાંઈ સાહિત્ય થાય છે તેનું સઘળું માન યુનીવર્સીટીમાં નહી ગએલા અથવા તો માત્ર યુનીવર્સીટી જોઈ આવેલાજ લઇ જાય છે.' આ સઘળી નિષ્ફળતાનું કારણ માત્ર વર્તમાન શિક્ષણ પદ્ધતિ છે એમ તેઓ જણાવે છે." ત્યારે કહીશું કે હજુ સુધી જે પરિણામ આવ્યું છે તે સંતોષકારક નથી, અર્થાત કે મૂળ હેતુ પાર પાડવા તે સતોષકારક સ્વીકારી શકાય તેમ નથી. તથાપિ કબુલ તો કરવુંજ પડશે કે થોડો ઘણો તો વધારો થયો છે. આથી સિદ્ધ થાય છે કે અત્યારે જો કે સ્વભાષાઓમાં પુરતું સાહિત્ય નથી તોપણ તેવા વિષયો દાખલ કરી તે તૈયાર કરાવવાના ઉપાયો લેવા જોઈએ.

૬

"ઉપલા ૪ થા અને ૫ મા પ્રશ્નોનો ઉત્તર હકાર હોય તો હાલ જણાતી ખામી દુર કરવા અને ભવિષ્યમાં વધારે સારી અભિવૃદ્ધિ માટે શા ઉપાયો યોજવા"?

૧ આ પ્રશ્ન ચર્ચતાં દિ. બ. મણિભાઇ 'દક્ષિણા ફેલોશિપ' તેના મૂળ હેતુમાટે વાપરવા ભળામણ કરે છે. મી. વામન આબાજી મોદકે જણાવ્યું હતું કે "જાહેર કેળવણીના માજી ડાયરેક્ટર મી. હોવર્ડે પ્રચલીત સ્વભાષાનું સાહિત્ય વધારવા દક્ષિણા ફેલોશિપ સ્થાપી હતી. અને એવો નિયમ હતો કે દક્ષિણા ફેલોએ પૂના કૉલેજમાં ભાષણો આપવા ઉપરાંત વર્ષ દિવસમાં એક પુસ્તક લખવું. પણ તે દક્ષિણા ફેલોશિપ હાલ વ્યર્થ પ્રાય થઇ પડી છે તેમ ન થવા દેતાં તેનો મુળ હેતુ સફળ થાય તેમ ઉપયોગમાં લેવા યત્ન કરવો.

૨ ૧૮૫૪ ના કૉર્ટ ઓફ ડાયરેક્ટર્સના દસ્તાવેજમાં તે સંબંધે જુદી જુદી સૂચના કરવામાં આવી હતી. તેમાં એક સૂચના એવી હતી કે "ચોકસ ગ્રંથોનાં ઉત્તમ ભાષાન્તરો અથવા સ્વભાષામાં મુળતત્વના સારાં ભાષાન્તરો માટે જાહેર ખબર આપવી જોઇએ અને ઉદાર રીતે બદલો આપવો જોઇએ. તેમાં એમ પણ જણાવ્યું હતું કે સ્વભાષામાં શાસ્ત્રીય ગ્રંથોના ભાષાન્તરો માટે કોલેજો પણ ઉપયોગમાં લેવી જોઈએ.

૩ ડૉ. મેકીકન બતાવે છે તેમ અને 'યુનિવર્સીટી એક્સ્ટેશનસ્કીમ' ને મળતી એક યોજના ઉભી કરવાનું છે એટલે કે જેઓ યુનીવર્સીટીની કેળ-

વણી લેવા અશક્ત હોય તેમને સગળ ભાષામા તે,તે વિષયો,ઉપર વિદ્વાનો તરફથી યુનીવર્સીટીને અગે ભાષણો,મળવા જોઇએ

૪ લૉર્ડ રેએ એવી સુચના કરી હતી કે તેને, સ્વતત્ર વિષય તરીકે યુનિવર્સીટીમા સ્વીકારવો અને તે વિષે મદ્રાસ યુનીવર્સીટીમા રીતસર વિચાર ચાલે છે આ પણ,એક બની શકે,તેવો,ઉપાય છે

૫ આપણા ઉત્સાહી જાણીતા શેઠેગી મી દીનશા એદલજી વાછાએ વડોદરાના રાજ્યમા ભલામણ કરી છે કે મુબઇ ઇલાકાની મુખ્ય મુખ્ય ભાષાઓમા પાસ થનારને ડીગ્રી આપના વર્નાક્યુલર યુનિવર્સીટી સ્થાપવી તેવીજ યુક્તિ પુનાવાળા પ્રો ગોખેલેએ દેશી રાજ્યના સબધમા સૂચવી છે.

ઉપના સઘળા પ્રશ્નો સબધે દિ બ મણિભાઇ કહે છે કે "કેળવણી કોન્ફરન્સે જણાવ્યુ છે તેમ પ્રાથમિક ધોરણોમા વધારો સુધારો દાખલ કરવાથી કેટલાક ગ્રથોનો વધારો થશે કારણ કે છેના થોડા વર્ષની સ્થિતિ ઉપરથી જણાઇ આવે છે કે તેવો ધીમો વધારો થયો છે અને કેટલાક સ્વભાષામા ઉપયોગી ગ્રથો પણ થયા છે અને મધ્યમ ધોરણોમા સ્વભાષાને બધા વિષયોમા શિક્ષણના દ્વાર તરીકે કાયમ રાખવામા આવે તો કેટલીક ચોકસ ગ્રથોની ખામી જણાય ખરી પણ તે ગ્રથોનો ખાસ કરીને સ્વભાષામા ઉમેરો થશે એવુ માનવામા આવે છે કે શાસ્ત્રીય અને હુન્નર વિષયોના ગ્રથોની હાલ બહુ જરૂર છે અર્થાત હાલ યુરોપમા ચાલતા જુ । જુદા વિષયોના સ્વભાષામા તે પુસ્તકો હોવા જોઇએ આપણા દેશની હાલની સ્થિતિ જોતા આવા પુસ્તકોથી ગ્રથકર્ત્તાને કાંઇ લાભ મળી શકે નહિ તેથી તે ગ્રથ તૈયાર કરાવવાને ખાસ ગોઠવણો અનુકુળ સૂચના સાથે કરવી જોઇએ આ પ્રમાણે હુન્નર કળાના શિક્ષણ સાથે પ્રાથમિક કેળવણી અને સ્વભાષાના સાહિત્યનો વધારો બને જોડીયા થશે અને પ્રજાકીય સાહિત્ય વધારવાનુ સાધન બનશે વળી આ સબધે જે જે પ્રશ્ન ઉભા થયા છે તેના ઉપર ઘણુ ધ્યાન દઇ યોગ્ય નિવેડા ઉપર આવવુ ઘટે છે અને તેટલા માટે પણ કેળવણી કોન્ફરન્સની બહુજ જરૂર છે વળી છેવટે એક વગવાળી સભા પણ થવી જોઇએ તેનો ઉદેશ એવો હોવો જોઇએ કે આપણી દિન પ્રતિ દિન વધતી જતી પ્રજામા કેળવણીની અભિવૃદ્ધિ તરફ ધ્યાન આપતા રહેવુ તથા સ્વભાષાના સાહિત્યના વધારા માટે યુક્તિ જણાવવામા આવે તેના ઉપર પણ ધ્યાન આપવુ જોઇએ સરકારે પણ

કેળવણી પામેલા યુનીવર્સીટીના ગણ્યા ગાંઠયા ગ્રેજ્યુએટો સિવાય બાકીનાઓ સાહિત્યમાં હિસ્સો આપી શકતા નથી. સ્વભાષા શણગારવાને જે કાંઈ સાહિત્ય થાય છે તેનું સઘળું માન યુનીવર્સીટીમાં નહી ગએલા અથવા તો માત્ર યુની-વર્સીટી જોઈ આવેલાજ લઇ જાય છે.' આ સઘળી નિષ્ફળતાનું કારણ માત્ર વર્ત્તમાન શિક્ષણ પદ્ધતિ છે એમ તેઓ જણાવે છે." ત્યારે કહીશું કે હજુ સુધી જે પરિણામ આવ્યું છે તે સંતોષકારક નથી, અર્થાત કે મૂળ હેતુ પાર પાડવા તે સંતોષકારક સ્વીકારી શકાય તેમ નથી. તથાપિ કબુલ તો કરવુંજ પડશે કે થોડો ઘણો તો વધારો થયો છે. આથી સિદ્ધ થાય છે કે અત્યારે જો કે સ્વભાષાઓમાં પુરતું સાહિત્ય નથી તોપણ તેવા વિષયો દાખલ કરી તે તૈયાર કરાવવાના ઉપાયો લેવા જોઈએ.

૬

"ઉપલા ૪ થા અને ૫ મા પ્રશ્નોનો ઉત્તર હકાર હોય તો હાલ જણાતી ખામી દુર કરવા અને ભવિષ્યમાં વધારે સારી અભિવૃદ્ધિ માટે શા ઉપાયો યોજવા"?

૧ આ પ્રશ્ન ચર્ચતાં દિ. બ. મણિભાઇ 'દક્ષિણા ફેલોશિપ' તેના મૂળ હેતુમાટે વાપરવા ભળામણ કરે છે. મી. વામન આબાજી મોદકે જણાવ્યું હતુ કે "જાહેર કેળવણીના માજી ડાયરેક્ટર મી. હોવર્ડે પ્રચલીત સ્વભાષાનું સાહિત્ય વધારવા દક્ષિણા ફેલોશિપ સ્થાપી હતી. અને એવો નિયમ હતો કે દક્ષિણા ફેલોએ પૂના કૉલેજમાં ભાષણો આપવા ઉપરાંત વર્ષ દિવસમાં એક પુસ્તક લખવું. પણ તે દક્ષિણા ફેલોશિપ હાલ વ્યર્થ પ્રાય થઇ પડી છે તેમ ન થવા દેતાં તેનો મુળ હેતુ સફળ થાય તેમ ઉપયોગમાં લેવા યત્ન કરવો.

૨ ૧૮૫૪ ના કૉર્ટ ઑફ્ ડાયરેક્ટર્સના દસ્તાવેજમાં તે સંબંધે જુદી જુદી સૂચના કરવામાં આવી હતી. તેમાં એક સૂચના એવી હતી કે "ચોકસ ગ્રંથોનાં ઉત્તમ ભાષાન્તરો અથવા સ્વભાષામાં મુળતત્વના સારાં ભાષાન્તરો માટે જાહેર ખબર આપવી જોઇએ અને ઉદાર રીતે બદલો આપવો જોઇએ. તેમાં એમ પણ જણાવ્યું હતું કે સ્વભાષામાં શાસ્ત્રીય ગ્રંથોના ભાષાન્તરો માટે કોલેજો પણ ઉપયોગમાં લેવી જોઈએ.

૩ ડૉ. મેકીકન બતાવે છે તેમ અત્રે 'યુનિવર્સીટી એક્સ્ટેશનસ્કીમ' ને મળતી એક યોજના ઉભી કરવાનું છે એટલે કે જેઓ યુનીવર્સીટીની કેળ-

વળી, લેના અશક્ત હોય તેમને સગળ ભાષામા તે, તે વિષયો, ઉપર વિદ્વાનો તરફથી યુનીવર્સીટીને અગે ભાષણો મળવા જોઇએ

૪ લૉર્ડ રેએ એવી સુચના કરી હતી કે તેને, સ્વતન્ત્ર વિષય તરીકે યુનિવર્સીટીમા સ્વીકારવો અને તે વિષે મદ્રાસ યુનીવર્સીટીમા રીતસર વિચાર ચાલે છે આ પણ એક બની શકે તેવો ઉપાય છે

૫ આપણા ઉત્સાહી જાણીતા શેઠેગી મી દીનશા એદલજી વાછાએ વડોદરાના રાજ્યમા ભલામણ કરી છે કે મુબઇ ઇલાકાની મુખ્ય મુખ્ય ભાષાઓમા પાસ થનારને ડીગ્રી આપના વર્નાક્યુલર યુનિવર્સીટી સ્થાપવી તેવીજ યુક્તિ પુનાવાળા પ્રો ગોખેલેએ દેશી રાજ્યના સબધમા સૂચવી છે.

ઉપના સઘળા પ્રશ્નો સબધે દિ બ મણિભાઇ કહે છે કે ''કેળવણી કોન્ફરન્સે જણાવ્યુ છે તેમ પ્રાથમિક ધોરણોમા વધારો સુધારો દાખલ કરવાવી કેટલાક ગ્રથોનો વધારો થશે કારણ કે છેલા થોડા વર્ષની સ્થિતિ ઉપરથી જણાઇ આવે છે કે તેવો ધીમો વધારો થયો છે અને કેટલાક સ્વભાષામા ઉપયોગી ગ્રથો પણ થયા છે અને મધ્યમ ધોરણોમા સ્વભાષાને બધા વિષયોમા શિક્ષણના દ્વાર તરીકે કબુલ રાખવામા આવે તો કેટલીક ચોકસ ગ્રથોની ખામી જણાય ખરી પણ તે ગ્રથોનો ખાસ કરીને સ્વભાષામા ઉમેરો થશે એવુ માનવામા આવે છે કે શાસ્ત્રીય અને હુન્નર વિષયોના ગ્રથોની હાલ બહુ જરૂર છે અર્થાત હાલ યુરોપમા ચાલતા જુદા જુદા વિષયોના સ્વભાષામા તે પુસ્તકો હોવા જોઇએ આપણા દેશની હાલની સ્થિતિ જોતા આવા પુસ્તકોથી ગ્રથકર્ત્તાને કાંઇ લાભ મળી શકે નહિ તેથી તે ગ્રથ તૈયાર કરાવવાને ખાસ ગોઠવણ અનુકુળ સૂચના સાથે કરવી જોઇએ આ પ્રમાણે હુન્નર કળાના શિક્ષણ સાથે પ્રાથમિક કેળવણી અને સ્વભાષાના સાહિત્યનો વધારો બને જોડીયા થશે અને પ્રજાકીય સાહિત્ય વધારવાનુ સાધન બનશે વળી આ સબધે જે જે પ્રશ્ન ઉભા થયા છે તેના ઉપર ઘણુ ધ્યાન દઇ યોગ્ય નિવેડા ઉપર આવવુ ઘટે છે અને તેટલા માટે પણ કેળવણી કોન્ફરન્સની બહુજ જરૂર છે વળી છેવટે એક વગવાળી સભા પણ થવી જોઇએ તેનો ઉદેશ એવો હોવો જોઇએ કે આપણી દિન પ્રતિ દિન વધતી જતી પ્રજામા કેળવણીની અભિવૃદ્ધિ તરફ ધ્યાન આપતા રહેવુ તથા સ્વભાષાના સાહિત્યના વધારા માટે યુક્તિ જણાવવામા આવે તેના ઉપર પણ ધ્યાન આપવુ જોઇએ સરકારે પણ

તે બાબતમાં તન મનથી મદદ કરવી જોઇએ. કારણ કે આ કાર્યમાં આપણા દેશી રાજ્યસહિત આપણા આખા ઈલાકાના લાભો સમાયલા છે. તેથી આપણા ઈલાકાના ઉત્તમ કાર્યમાં સર્વેએ ભાગે પડતો હિસ્સો લેવાની જરૂર છે. સૂચવેલા કાન્ફરન્સમાં સંપૂર્ણ ચર્ચા થયા પછી જે બાબતો અહીં જણાવી છે અને જે જે બાબતો તે સ્થળે જણાવવામાં આવે તેનો જે પ્રમાણે નિશ્ચય થાય તે પ્રમાણે અમલમાં મેલાવવા યત્ન કરવો જોઈએ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, તથા ડકન ટ્રાન્સલેશન એસોસીએશન પણ નિસંદેહ મદદ કરવા બહાર આવશે. કોર્ટ ઓફ ડાયરેક્ટર્સે પણ હિંદુસ્તાનની જુદી સ્વભાષામાં સારૂં સાહિત્ય તૈયાર કરાવવાને તેવો નિરંતર પ્રયત્ન કરવાનું સૂચવ્યું છે. તે સારા વિચારથી અને સંપૂર્ણ ગણતરીથી યોજેલી ઉમદા યુક્તિ છે. તેથીજ પ્રજાકીય આબાદી વધી શકે તેમ છે. અને તેની પુનઃ શરૂઆત માટે આપણે વિનતિ કરીશું તેમજ તે પદ્ધતિપુર્વક બરોબર અમલમાં મેલવાને આશા રાખીશું."

અપૂર્ણ.

---

## भक्तमाळ बावनी અને अपराध क्षमा स्तोत्र.

( साधण गया अक पाने ७३ थी )

### सवैया.

સુદામાજી સખા આપના થયા દરિદ્રિ સરખા
તાંદુલ અર્થે ત્રિભુવન પતિ અષ્ટસિદ્ધિ સુખ અરપ્યાં;
આપ અર્થમાં ગર્થ ન ખરચ્યો વ્યર્થ ખર્ચ કરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૨૧
નૃસિંહ મેહેતા આપ વિષે આસક્ત સદા સંતોષી,
સહાય કરી શ્રીહરિ ખરી નિજ પરમ ભક્તને પોષી;
આપ વિષે અવિનાશી હું નથી આસક્તિ કરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૨૨
ભોજનનું આમંત્રણ દીધું દુર્યોધને અવિનાશી,
પાપીનું પકવાન તજી ભાજી વિદુરની પ્રાશી;
ભક્તજનોના ભાવ તણો હું અભાવ ઉર ધરનારો,

એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૨૩
સુજ્ઞ ભક્ત સુરદાસ તણા પ્રેમી પદ રહ્યા અધુરા,
સુર શામનુ નામ નાખી પ્રભુ પદો કર્યા એ પુરા,
પદ પ્રબંધ હુ શુ સમજુ આપ૦મા ઉચ્ચરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૨૪
મીરાબાઈએ આપ સ્મરણમા મોહ થકી મન દીધુ,
ઝેર ધર્યું તો પણ પ્રીતમજી પ્રેમ ધરીને પીધુ,
પ્રેમ નેમનો પક્ષ ન સમજુ લક્ષ નહિ નેનાનો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૨૫

શા૦ ૩૦ મુની૦ અપૂર્ણ

---

# मावापनी सेवा करवी

---

## સુપુત્રોના ધર્મ અને ચાલતો જમાનો

( કૃપાગર જાદવજી ચાનિક )

( સાધણ ગયા અંકને પાને ૯૩ થી )

માબાપની લાગણી જ્યાં સદા આવીજ રહે ત્યારે આવા ઉમદા પ્રેમને શુ ધિક્કારી કહાડવો જોઈએ ?

માબાપને સંસારનુ જીવન એ પુત્રજ છે જેમ લુણ વગરનુ અન્ન મીઠુ, તેમ પુત્ર વગરનો સંસાર તેમને મન સૂનો છે એવા માબાપની યાથી આપણે સર્વ વૈભવો મેળવીએ છે

મનહર છંદ

મળ્યુ ખાન પાન ગાન તાન શુનતાન મળ્યુ,
મનુષ્યમા માન મળ્યુ વિશ્વમા વિશેષ જે,
દ્રવ્યની દુકાન પડી પડીત પિછાન દીધુ,
ાન થયું ધ્યાન રોજ ગજી નિજ દેશ જે,

પૈસો પ્રમદાને પુત્ર આરોગ્યતા અંગ માંહી,
ખમા છડીદાર બોલે હજુરમાં હમેશ જે;
( પણ ) ઉમળકો આણી અંગકષ્ટ હરવાનું કામ,
માવિત્રો વિના કોઈ નહિ ઈચ્છે સુખ લેશ જે. ૧

જીંદગીનું મધુર સુખ તે **માબાપ** છે. જીંદગીમાં મીઠાશ આણનારી સાકર તે પણ **માબાપ** છે. આ અવનિની અનેક આપત્તિથી દગ્ધ થતા અંતઃકરણને શાંતિ પમાડનાર તે **માબાપ** છે, નિરાશને આશાવંત કરનાર તે **માબાપ** છે. પડી ગયેલ મનને ટટાર કરનાર તે **માબાપ** છે. નિર્જીવને સજીવન કરનાર તે **માબાપ** છે. અને સુખસાગર સંપાદન કરાવનાર પણ **માબાપ** છે. **માબાપ** એ કાંઈ નજીવી, નકામી કે નાલાયક ચીજ નથી. **માવિત્રોનો** મહિમા ઘણોજ મોહોટો છે. **માવિત્રો** એ એક **ઇશ્વર** રૂપછે. અને તેઓ વિકારરૂપી મોજાઓને અને તોફાનને શાંત પાડી રળિઆમણો દિવસ કરી દે છે. એટલે ખરાબ વિચારોનાં અંધકાર અને ગભરાટ દૂર કરી બુદ્ધિ ઉપર તે પ્રકાશ નાખેછે.

## ગીતિ.

ઘટ ઘટ જ્ઞાન વધારે, પ્રગટ **માવિત્રો** પવિત્ર ચરચાથી,
ઘટ ઘટ પાન કરાવે, સરસ હર્ષનું વિનોદ વિદ્યાથી.

**માબાપ** એ સર્વ પ્રકારે સુખ આપનાર અને સંસારમાં મદદગાર છે. **માબાપનું** સુખ એ સુખનું શિખર છે. ખરેખર તે એક સુખ સુતરું છે. એ સુખની બલિહારી છે. **જેને માબાપના સુખની બક્ષીસ મળી નથી** તે ખરેખર અનાથ છે. **માવિત્રો** ઉદયના, અત્યુત્તમ માર્ગમાં સહાયક છે.

**માબાપની** પ્રીતિ અમુલ્ય છે. અને તેઓ કેટલીક વખતે પુત્રવિયોગથી પ્રાણને પણ છોડી આપે છે. **માબાપના** અપૂર્વ હેતની સીમા નથી જેમકે?

દોહરો.

હેત નકામું હંસનું, પીડા પડયે ઉડી જાય;
સારી પ્રીત શેવાળની, જળ સાથે સૂકાય. ૧
ઝાડ સુકાણું જે સમે, ઉડયાં વાસી વિહંગ;
પણ કોમળ કિશલય બધાં, સૂકાણાં તે સંગ. ૨

માટે માબાપ એ આ સંસારમાં વિશ્રામ તરૂ છે તે આધિવ્યાધિ મટાડી આપણને શાંત બનાવે છે દુર્ગુણથી છોડાવી, સુગ્રવણથી અનગો કરી પ્રેમથી પોષણ કરેછે આ દુનિઆમાં માતાપિતા જેવા હિતકારી બીજા કોઇ નથી દુર પરદેશમાં હોઇએ તોપણ પત્રથી અનેક વાતની આપદા અને અડચણો દુર કરવાને યોજનાઓ કરેછે, તેમજ ગુંચવણના વખતમાં તેમની શાન્તિજનક સલાહ મળે છે, એ અનુભવ સિદ્ધ છે

માબાપની શીખામણ આવી અમૂલ્ય છે, માટે તેના વચન કદાપિ કડવા લાગે તોપણ તે ઔષધની પેઠે હિતકારક છે, એમ ગણીને તે સદા ગ્રહણ કરવા જોઇએ કારણકે જેને આપણા વિષે સારી લાગણી હશે, તેજ આપણને માઠુ લગાડીને પણ આપણુ કલ્યાણ કરવા સુમાર્ગ બતાવશેજ

લોકો કહે છે કે ઘેર બેઠા ગંગા તો તે માબાપજ છે કે જેના ચર્ણો દકનુ પાણી તેજ ગંગા છે માટે આવા માબાપના કરેલા ઉપકારનો બદલો જેઓ નથી વાળતા તેઓની કૃતઘ્નતાનો ગુન્હો પરમેશ્વર કોઇ રીતે સાંખનાર નથી, માટે ખરે સુપુત્રોને ધર્મ માતપિતાને સંતોષ આપવો અને તેમની આજ્ઞામાં રહી દરેક કાર્ય કરવુ તથા તેમની વૃદ્ધાવસ્થામાં તેમના પોષક થઈ તેમને સર્વ રીતે રાજી રાખવા આ અસાર સંસારમાં આ કર્તવ્યતાની ખરી ભૂતતા એજ મોક્ષ એમ કહીએ તો ચાલે

સમાપ્ત

---

## दंपती प्रेम

---

લેખક શાસ્ત્રી—પ્રાણજીવન હરિહર

પ્રેમ એ શી વસ્તુ છે? આનો ઉત્તર સર્વ લોકોમાં માન્ય થઈ પડે તેવો આપવો એ ઘણીજ કઠિન વાત છે પ્રેમના વર્ણનને માટે કવિયોએ ઘણા કાવ્યો અને ઘણી નવલ કથાઓ લખેલી છે, તે સર્વ રચનાઓ ઇશ્વરથી લઈને ઠેક સાધારણ મનુષ્યોની વાતો ઉપર રચવામાં આવી છે

પ્રેમરસથી ઉભરાઈ જતી તે તે કથાઓમાં અતિશયોક્તિ અને અલંકારો ઠેક ઠેકાણે દૃષ્ટિએ પડે છે કોઇપણ આખ્યાયિકા એવી નહી હોય કે જેમાં અતિશયોક્તિનો થોડો અંશ પણ નહી હોય, ત્યારે હવે આપણે કવિયોની તેવી રચના તરફ જરા દૃષ્ટિ કરીએ, તેઓ શું કહે છે — 'જગદીશ્વર

પ્રેમમય છે.' 'પ્રીતિ પુષ્પજ પરમેશ્વરને આપવા યોગ્ય પવિત્ર ભેટ છે.' 'પ્રેમજ જીવતનું જીવન છે.' 'પ્રાણનો પ્રાણ છે.' 'પ્રેમસુખજ સ્વર્ગસુખ છે.' 'જેના શરીરમાં પ્રેમ છે. તે જીવન્મુક્ત છે' આવાંજ સર્વ વાક્યો જાણવા પ્રમાણે સર્વ દેશની ભાષામાં પ્રચલિત છે. પરંતુ તે સર્વ વાકયોપરથી સાધારણ બુદ્ધિના લોકો સહજમાં જાણી શકે તેવો કોઇ વિશેષ ભાવાર્થ મળતો નથી. 'જગદીશ્વર' 'પરમેશ્વર' 'સ્વર્ગ' 'મુક્તિ' આ બધા શબ્દો અનાદિ અને અનંત છે અને તે સર્વ પદાર્થને લક્ષ્ય કરનારા છે. પરંતુ મનુષ્યોની બુદ્ધિને અવધિ હોય છે, તેથી તે સીમાવિનાના ગભીરભાવવાળા સર્વ પદાર્થના ગૂઢ ભાવને જાણવાને સમર્થ હોતી નથી.

ઉપર કહેલા શબ્દોથી ચાલતા પ્રસગમાં ઘણું કરીને કોઇ પણ પદાર્થનો યથાર્થ રીતે બોધ થઈ શકતો નથી. 'જીવનનું જીવન' અને 'પ્રાણના પ્રાણ' એ શબ્દો પણ એવાજ દોષવાળા છે. જીવન અને પ્રાણ એ શી વસ્તુ છે? તેજ પ્રથમ તો આપણે સમજતા નથી, ત્યાં જીવનનું જીવન અને પ્રાણના પ્રાણ તે શું? તે તો કેમજ સમજીએ?

માટે સાધારણ રીતે પ્રેમ શબ્દ ઉપરથી શું સમજવું તે વિશે કહેવાનો પ્રયત્ન ન કરતાં મેં મારી નજરે જે ઘણામાં ઘણો ગાઢ પ્રેમ જોયો છે તેના સ્વરૂપનુંજ હું અહીં વર્ણન કરીશ. સસારી જીવોના સબધમાં સર્વ પ્રેમ કરતાં દાંપત્ય પ્રેમજ ઉત્તમ ગણાય છે. શાસ્ત્રકર્તાઓ, કવિયો અને ઉપન્યાસ રચનારાઓ પવિત્ર એવા દાંપત્ય પ્રેમનેજ સ્વર્ગીય પ્રેમનો એક આદર્શ કહે છે. આવો પ્રણય (પ્રેમ)જો જીવાત્મા અને પરમાત્મા વચ્ચે થાય તો જીવન્મુક્તિ થાય છે. આમ ભક્તિ માર્ગીયોનું માનવું છે, દાંપત્ય પ્રણય કેવો છે? અને તે જો સ્વીકાર કરવા યોગ્ય છે તો તેને ઉત્પન્ન કરનાર મુખ્ય ઉપાદાન કારણ કોણ છે? આનો ઉત્તર આટલોજ છે કે દંપતીનાં પરસ્પર મનનું આકર્ષણ થવું એજ દંપતીનાં પ્રેમનું મુખ્ય આકર્ષણનું લક્ષણ છે અને તે મુખ્ય હેતુ દેહધારી જીવનો શારીરિક ધર્મ છે. એ ધર્મ સ્વતઃ સિદ્ધ વસ્તુ છે—મૌલિક પદાર્થ છે. આ વિના બીજું કોઈપણ સૂક્ષ્મ કારણ જાણવામાં આવતું નથી.

એક બીજાના મનનું આકર્ષણ થવામાં બીજું કારણ પરસ્પરના સૌંદર્યનું જ્ઞાન છે. પતિ પત્નીને અને પત્ની પતિને સુદર દેખે—બીજા બધા પુરૂષો કરતાં અને બીજી બધી સ્ત્રીઓ કરતાં એક બીજા એક બીજાને અધિક જુવે

આને પ્રાયનુ ઉપા઼ાન કારણુ કહેવામા આવે છે પણ આ ઉપા ાન સ્વત સિદ્ધ મૌલિક પદાર્થ છે આમ જાણવા પ્રમાણે કહી શકાય નહી જુઓ પૃથ્વી ઉપર વસનાર સર્વ દેશના લોકા એક રીતેજ સૌન્દર્યને જાણી શક્તા નથી સવળાને એ- સરખી રીતે જાણવાની વાત તો દૂર રહી, કિતુ બે જણા પણ એક પદાર્થના સૌદર્યને સપૂર્ણ અને સરખી રીતે જાણા શકતા નથી જો એક સ્ત્રી અને એક પુરુષ ચિત્રવિદ્યામા પારગત હોય અને તેઓ ચિત્રો આળેખે તો તેના ચિત્રો પણ સપૂર્ણ રીતે એક સરખા થશે નહી કોઈ પણ જાતના સૌંદર્યને જાણવા માટે અત કરણમા સ્નેહ, ભક્તિ, કૃતજ્ઞતા વગેરે મર્મ મનો ભાવ ગૂઢ રહેના હોવા જોઈએ સૌ ર્ય જાણવાની શક્તિ સર્વ પ્રાણિઓમા સ્વાભાવિક રીતેજ હોય છે પરતુ તે શક્તિ પ્રતિવ્યક્તિમા ભિન્ન ભિન્ન હોય છે તમે મનમા વિચાર કરો કે તમે જ્યારે પાચ વરસના હતા તે વખતે તમારી માએ તમારા કોઈ પાડોશીની પુત્રી સાથે તમારૂ વેવિશાળ કરવાની વાત કરી હોય, તે કન્યા તમારી બાળક્રીડાની સહચરી હોય અને તમે વર કન્યા બન્ને ખાઇ પીને ખેલ્યા કરતા હો અને પરસ્પર ઉપર પ્રેમ કરતા હો તે દાહાડા હમણા તો વીતિ ગયા છે, પરતુ હમણા તે બાળક્રીડા અને બાલ્ય સહવાસનો મનમા વિચાર કરી જુઓ! પેલી કન્યાનુ તે સુદર અને મુગ્ધ મુખ તથા તેની બે નિર્દોષ આખો હજી સુધી પણ તમારા મનમા સુદર મુખના અને સુદર નેત્રના એક આદર્શ રૂપ થઈ રહેની હશે કહેવાનુ તાત્પર્ય એ છે કે, અવસ્થા, શિક્ષા, સગ, વગેરેના ગુણોને લીધે જુદા જુદા મનુષ્યોના મનમા ભિન્ન ભિન્ન સૌદર્યનુ જ્ઞાન થાય છે આજ મુખ્ય વાત છે આ જગતમા કોઈ પણ વસ્તુ સુદરતા વિનાની નથી નારાયણ-વિશ્વવ્યાપી અને લક્ષ્મીદેવી, શોભાદેવી નારાયણના વક્ષસ્થળ ઉપર વિરાજે છે પ્રેક્ષકોમાથી કોઈની દૃષ્ટિ તેના કોઈ અગને પ્રસન્ન કરે છે ના કોઈની દૃષ્ટિ કોઈ બીજા અગનેજ પ્રસન્ન કરે છે કોઈ તેના મનોહારી કપોળ ઉપર મોહિત થાય છે તો કોઈ તેના આનદદાયી વિશાળ નેત્રો તરફ લુબ્ધ થઈ જાય છે કોઈ તેના સુકોમળ બાહુઓ જોઈને પ્રસન્ન થાય છે તો કોઈ હાથીની સુઢ જેવા ગોળાકાર તેના બે ચરણો જોઈને મોહી પડે છે પરતુ તેની અ ર રહેવા પદાર્થા ઉપર કોઈની પણ પ્રીતિ હોતી નથી તમ કોઈ સપૂર્ણ સૌન્દર્ય જાણવાને પણ ભાગ્યશાળી થતો નથી પૂર્ણ જ્ઞાનાનદ અને પૂર્ણ શોભા એ બન્ને એકજ રૂપ છે

સ્ત્રી પુરુષોને પરસ્પર પ્રેમથી આકર્ષણ કરનારા બીજો હેતુ એક બીજાના ગુણનુ જ્ઞાન ગણાય છે જે વાત પ્રથમ સાદર્યના સબધમા કહી છે, તેજ વાત ગુણના સબધમાપણ જાણવી પૃથ્વી ઉપર કોઈ પણ વસ્તુ ગુણ વિનાની હોતી નથી જે વસ્તુનો તમને ઉપયોગ પડે છે તે વસ્તુ તમારી ખોટ પુરી પાડે છે તેથી તે તમારી આગળ ગુણવાન થઈ પડે છે તમે ત્યારે ગુણો જોઈ

શંકા છો, અને ગુણો જોવાથી તમે તેને વશ થઈ જાઓ છો. વસ્તતુઃ ગુણનું જ્ઞાન સૌંદર્યના જ્ઞાનની પેઠે મનુષ્યની અવસ્થા પ્રમાણે ભિન્ન ભિન્ન રીતે થતું જોવામાં આવે છે. જુદી જુદી અવસ્થા પ્રમાણે જુદી જુદી રીતે જાણવામાં આવતી હોય તેવી વસ્તુના ઉપદેશની અવશ્ય અવશ્યકતા છે અને જે શિક્ષા મનુષ્યના પ્રયત્નને અધીનછે.

અપૂર્ણ.

---

# मरकीनी शान्ति माटे प्रभु प्रार्थना.

( સાધણ ગયા અંક પાને ૮૫ થી.)

માલિની છંદ.

શિવ શિવ શિવ આ શી, ઉત્પત્તિ બહુ અકારી;
ગતિ સહુ જન કેરી, થઇ ખરે છે નઠારી. ૧
અતુલ અનળ ઝેરી, જોઈ સંપૂર્ણ શોકો;
થર થર થર કંપે, દેશના સર્વ લોકો. ૨
ફડ ફડ ફડ ફુટે, જારની જેમ ધાણી;
તડ તડ તડ તૂટે, પ્લેગથી સર્વ પ્રાણી. ૩
જડ જડ જડ હોળી, છાતી માંહે બળે છે;
હરનિશ દુઃખ જવાળા, અંગથી નીકળે છે. ૪
નહિ નહિ નજરેથી, કષ્ટ આ જાય જોયું,
ખલક પલક માંહે, ધુળમાં રત્ન રોળ્યું. ૫
દુરબલ દુખીયાની, ઓ પ્રભુ પીડ જાણી;
કર ગ્રહી કર રક્ષા, સર્વમાં સ્નેહ આણી. ૬

मनहर छंद.

મુંબઈ ! થઇ શું તારી ભારી આ નઠારી દશા,
દેખું ભરપુર વળી રોગના વિકારથી;
ઈંદ્ર પુરી વિષે દીએ હોટ ધર્મદુત બહુ
હવે છેક ખાલી પડી ભૂતના આહારથી;
ભારી ભયકારી અરે રોગ તણી સ્વારી કરી,
રક્ત પાન કરે ખરે મ્હોટા ભૂતો મહારથી;
'કાન' કહે મુંબઈ ! તુ હેરાન હેરાન થઈ,
પ્રથમ દુષ્કાળ અને મરકી થયાં જ્યારથી.

કા. ધે. સંપૂર્ણ.

# आयुर्वेद विद्यालय



આ વિદ્યા મંદિર સબંધી કેટલીક હકીકત અમે અમારા ગયા અંકમા આપી ગયા છીએ અત્ર વખત તા૦ ૨૭ ફેબરવારી બુધવારે શ્રીમાન શેઠ મુળજી જેઠા કાપડ બજાર હોલમા બોલાવેલી તેની વાર્ષિક સભા અને તે વખતે થયલા કામકાજની નોંધ લેતા અત્યંત આનંદ ઉપજે છે વિદ્યાલયના કાર્યભાર મંડલના માનવંતા મંત્રીઓ શેઠ દ્વારકાદાસ ધરમસી જે પી તથા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બી એ ની સહીથી સુશોભિત કાર્ડ ઉપર નીકળેલી આમંત્રણ પત્રિકાએ તે સભાના કામ સબંધે સભામા હાજર થનારાઓની જીજ્ઞાસા વધારી મુકી હતી આમંત્રણ પત્રિકા વિદ્યાલયના કાર્યભાર મંડળના દરેક સભાસદને પાઠવવામા આવી હતી તેમજ આ ( મુંબઈ ) શેહેરના બીજા પ્રતિષ્ઠિત ગ્રહસ્થોને તથા વિદ્યાલયમા ખાસ કરીને ઉત્સાહ લેતા અન્ય ગ્રહસ્થોને પણ મોકલવામા આવી હતી આ સભામા શ્રોતાનો જમાવ સારો થયો હતો દાખલ થતાજ સભાસ્થાન સારી રીતે શણગારેલુ જોઈ શ્રોતા કોઈક નવીન જીજ્ઞાસા તૃપ્ત કરવાના હોય તેમ જણાતુ હતુ સભામા પ્રતિષ્ઠિત ગ્રહસ્થોએ હાજરી આપી હતી તેમના મુબારક નામ નીચે મુજબ હતા

મી૦ જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડે, શેઠ ગોરધનદાસ સુંદરદાસ મુળજી, શેઠ કલ્યાણદાસ કેશવદાસ, શેઠ મનમોહનદાસ રામજી, વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ, ખાનબહાદુર કાસમ હાજી મીઠા, રાવબહાદુર વસનજી ખીમજી, શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાલા, રા રા સુંદરનાથ દીનાનાથ ખોટે, રા રા એકનાથ રઘુનાથ ખોટે, રાવબહાદુર હરીશ્ચંદ્ર કૃષ્ણ જોશી, રાવબહાદુર દલપતરામ પ્રાણજીવન ખખર, રાવબહાદુર ગણેશરામ નીલકંઠ નાડકરણી, રાવસાહેબ નારાયણ ત્ર્યંબક વૈદ્ય, શેઠ લક્ષ્મીદાસ ભીમજી, ડાકટર પોપટ પ્રભુરામ, શેઠ ફરામજી દેમુલજી મીરઝા, રા રા બાબુરાવ રામચંદ્ર રલીકર, શેઠ પ્રાણજીવનદાસ દુર્લભદાસ, શેઠ મદનલાલ લલુભાઈ, રા રા શીવજી વરમાજી, શાસ્ત્રી રણછોડજી ઉદ્ધવજી, વૈદ્ય શંકર દાજી શાસ્ત્રી પદે, વૈદ્ય જટાશંકર પ્રેમજી, વૈદ્ય ઉત્તમરામ ઇચ્છાપોરીયા, શાસ્ત્રી વાસુદેવ એનાપુરે, વીગેરે આશરે ૧૦૦ ગ્રહસ્થો હાજર હતા ઓનરેબલ મી૦ બમનજી દીનશા પીટીટ અને સર ભાલચંદ્ર કૃષ્ણ ભટવડેકર સભામા દાખલ થતા ખુશીની તાલીઓથી વધાવી લેવામા આવ્યા હતા તેમજ મી૦ જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડે પણ સભામા દાખલ થતા સભ્યોએ આનંદની તાળીઓથી વધાવી લીધા હતા

સભાનુ પ્રમુખપણુ વિદ્યાલયના કાર્યભાર મંડળના પ્રમુખ મી૦ જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડેએ લીધા પછી સભાનુ કામ શરૂ કરવામા આવ્યુ હતુ

પ્રથમમાં માનવંતા મંત્રી રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યે ગયા વર્ષનો રીપોર્ટ વાંચ્યો હતો તે અમારા વાચકવૃંદની જીજ્ઞાસા તૃપ્ત કરવા જેવો ને તેવો દાખલ કરીએ છીએ.

"આ વિદ્યાલય સન ૧૮૯૬ મા વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામના ઔષધાલયમાં ઉઘાડવામાં આવ્યું હતું તેનો ઉદ્દેશ એ છે કે આર્યવૈદ્યક સાથે ઇંગ્રેજી વૈદ્યકનો મુકાબલો કરી દેશીભાષામાં વૈદ્યક શાસ્ત્રનો અભ્યાસ કરાવવો. પ્રથમ ત્રણ વર્ષમાં વિદ્યાર્થિઓનો અભ્યાસ પૂરો થાય તેવી યોજના કરવામાં આવી હતી એક વર્ષના અનુભવ પછી એવું સમજાવા લાગ્યું કે ત્રણ વર્ષમાં અભ્યાસ પૂરો કરતાં વિદ્યાર્થિઓને મેહેનત બહુ પડશે તેથી એ મુદ્દત ચાર વર્ષની કરવામા આવી હતી. આટલામાં એટલે સન ૧૮૯૭ ની આખર સાલમાં વિદ્યાર્થિઓની સખ્યા વધવા માંડી તે સાથે બીજી સગવડો પણ કરવાની જરૂર પડતાં એ શાળા વૈદ્યરાજના ઔષધાલયમાંથી ગીરગામ રોડ ઉપર આવેલાં એક મકાનમાં લઈ જવામાં આવી હતી. આ મકાનમાં ભોયતળીએ, એક દવાખાનું તથા વિદ્યાલયની સગવડ માટે ત્યાં રહેતા વૈદ્યને રહેવાની સગવડ કરી આપવામાં આવીછે. પેહેલે માળે એક લેકચર હૉલ, એક લાઇબ્રેરી, નાનું સરખુ મ્યુઝીઅમ, ઑફીસ રૂમ, સ્ત્રીવિદ્યાર્થી માટે રૂમ તથા રસાયન પ્રયોગ માટે એક ઓરડો રાખવામાં આવ્યાંછે ત્રીજા માળ ઉપર જે વિદ્યાર્થિઓ માટે શાળામાં રહેવાની સગવડ કરી શકાય તેમને માટે રહેવાનુ રાખવામાં આવ્યું છે. હું આગળ ઉપર જણાવીશ તેમ આ મકાન પણ હવે નાનું પડેછે અને અમારી કમીટી બીજા સારાં સગવડવાળાં મકાનની શોધમાં છે.

૨ આ વિદ્યાલયમા પ્રથમ બે વૈદ્ય અને બે ડાકટરો શિક્ષણ આપતા હતા વખત જતાં શાળાના વર્ગ વધારવા પડયા છે તેથી ગયા વર્ષમાં ત્રીજા વર્ષનો વર્ગ વધારતાં એક વધારાના શિક્ષક તરીકે ડાકટર માણેકલાલ મુરલીધર ગોદી એલ એમ. એંડ એસ ની નિમણુક કરવામાં આવી છે. જેઓ રસાયન શાસ્ત્ર તથા ન્યાય વૈદ્યક વિશે શિક્ષણ આપે છે આ રીતે ડા. અનંત નારાયણ સાંબારે, ડા પોપટ પ્રભુરામ, ડા વિષ્ણુ કૃષ્ણા પરૂલકર, ડાકટર માણેકલાલ મોરલીધર ગોદી, વૈદ્યરાજ શંકર શાસ્ત્રી પદે, વૈદ્યરાજ વાસુદેવાચાર્ય એનાપુરે તથા શાસ્ત્રીજી શ્રીનિવાસાચાર્ય અધ્યાપકો છે તેઓ બહુજ જુજ, નામના ખર્ચથી વિદ્યાલયમાં શિક્ષણ આપે છે અને તેટલામાટે મારે આ સમય જાહેરમાં તેમનો ઉપકાર માનવાની તક લેવી પડી છે.

૩. ગયા વર્ષની શરૂઆતમાં શાળામાં ૩૮ વિદ્યાર્થિઓ હતા. આ વર્ષમાં એ સખ્યા વધીને ૪૮ની થઇ છે. તેમાં હીંદુ પારસી, મુસલમાન અને યાહુદી

આદિ સર્વ કોમના વિદ્યાર્થિઓ શિક્ષણ લે છે એક સ્ત્રી વિદ્યાર્થિ ગયા વર્ષમા દાખલ થયલી પરતુ તે બીજે વર્ષે સ્વદેશ ગયલી તે આવી શકી નથી

૪ ગયા વર્ષમા શેઠ દેવકરણ નાનજી જેવણે આયુર્વેદ સસ્કૃત વર્ગ સ્થાપેલો તે બધ કરી તેમના ત્રણ વિદ્યાર્થિઓને શાળામા મોકલી આપ્યા હતા તથા 'ચરક' સસ્કૃત વૈદક ગ્રન્થનુ શિક્ષણ તેમને અહિ મળ્યા કરે તે માટે પોતાને ખરચે એક શાસ્ત્રીનો બદોબસ્ત આપણી વિદ્યાલયમા કરી આપ્યો છે તથા પોતે મોકલેલા ત્રણ વિદ્યાર્થિઓને સ્કોલરશીપ આપે છે આ વિદ્યાર્થિઓ ચરકનો અભ્યાસ કરતા પણ આપણા ધોરણ પ્રમાણે નિયમિત અભ્યાસ કરે છે

૫ અભ્યાસના વિષયો ગયા વર્ષના રિપોર્ટમા જણાવેલા છે તેમા કાંઈ ફેરફાર કરવામા આવ્યો નથી પરતુ તે અભ્યાસ વિશેષ નિયમથી થાય તેને માટે વિદ્યાર્થિઓની હાજરીના સબધમા તથા શિક્ષકોએ આપવાના ભાષણોના સબધમા કેટલાક નિયમો કરવાનુ કમીટીને સૂચવવામા આવ્યુ છે અને તે બાબત કમીટી વિચાર ચલાવે છે

૬ વિદ્યાલયને ઉપયોગી પડતા હથિયારો તથા બીજા સાધનો વિગેરે રકની જોગવાઈ પ્રમાણે પુરા પાડવામા આવે છે ગયા વર્ષમા આ બાબતમા અમને શેઠ ખીમજી જેરામ નારાણજી તથા શેઠ દામોદરદાસ વરમસીએ સારી મદદ આપી છે પહેલા ગૃહસ્થે વનસ્પતિશાસ્ત્ર શિખવવા માટે ઉપયોગી થતા સુક્ષ્મદર્શક યત્ર રૂ ૧૫૦ ) ને ખર્ચે શાળાને ભેટ આપ્યુ છે તથા શેઠ દ્વારકાદાસે આશરે રૂ ૧૭૫ને ખર્ચ રસાયન શાસ્ત્ર શિખવવાના કાચના હથિયારો તથા ઓષધો અપાવ્યા છે

૭ આ વર્ષે વિદ્યાલયની પ્રથમ પરીક્ષામા ડાકટર ભાલચદ્ર, ડા મો ગો દેશમુખ, વૈદ્યરાજ પ્રભુરામ, ડા ચુનીલાલ સુદરીઆ, ડા રૂ ના રાણીના, વૈદ્યરાજ વિશ્વનાથ વિઠ્ઠલજી ભટ્ટ એમણે શાળાના અધ્યાપકોની મદદથી કામ કર્યુ હતુ આ પરીક્ષામા ચાર વિદ્યાર્થિઓ પાસ થયા છે જેમાના વિદ્યાર્થિ જમનાદાસ લીલાધરને સર ભાલચદ્ર સ્કોલરશીપ તથા બદ્રીનાથ કેશવરામને વૈદ્યરાજ પ્રભુરામ તરફનુ કડુભાઈ ઇનામ મળ્યા છે આ શિવાયની બીજા વર્ગોની વાર્ષિક પરીક્ષા શાળાના અધ્યાપકોએ લીધી છે જેનુ પરિણામ પણ સતોષકારક આવ્યુ છે વિદ્યાલય તરફથીજ સારે નબર પાસ થનાર તથા વિદ્યાલયના કામકાજમા ઉપયોગી થનાર ૩ વિદ્યાર્થિને સ્કોલરશીપ આપવામા આવે છે તે શિવાય ઉપર જણાવ્યુ તેમ શેઠ દેવકરણ નાનજી તરફથી બે દરેક રૂ ૧૨ ની તથા એક રૂ ૬ ની એ રીતે ત્રણ સ્કોલરશીપ આપવામા આવે છે તેમ સર ભાલચદ્રે પોતાની તરફથી અપાતી સ્કોલરશીપ ગયા વર્ષમા ચાલુ રાખી હતી તથા આ વર્ષમા પણ ચાલુ રાખી છે વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે પોતાની તરફથી એક

ઈનામ રૂા. ૫નું વિદ્યાલયમાં ઉપર નંબરે પાસ થનાર વિદ્યાર્થિને દર વર્ષે પોતાની પુત્રીના નામથી અપાય એવો બંદાબસ્ત કર્યો છે ભાવનગરના દીવાન સાહેબ રા. વિજયશંકર ગૌરીશંકર ઓઝાએ પોતાની જ્ઞાતિના વિદ્યાર્થિને રૂા ૮ની સ્કોલરશીપ ગયા વર્ષથી ચાલુ કરી છે. કચ્છના મહારાવ શ્રી ખેંગારજી બહાદુરે એક કચ્છી વિદ્યાર્થિને રૂ ૨૦ ની સ્કોલરશીપ ચાલુ અપાતી રાખી છે. શેઠજી ખેમરાજ શ્રીકૃષ્ણે પોતાના તરફથી રૂ ૩૦૦) ની શિક્ષક વૃત્તિ ચાલુ રાખી વિદ્યાલયને મદદ કરી છે

૮. વિદ્યાલયના સ્થાયી ફંડમાં પણ આ વર્ષે ઠીક વધારો થયો છે જો કે મરકી તથા દુકાળને લીધે મુબઇ તથા દેશાવરની થઇ પડેલી નબળી સ્થિતિને લીધે તેમાં સારો વધારો થઈ શક્યો નથી. એ ફંડ હજી ઉઘરાવેલુ નથી પરતુ એ ભરાએલી રકમ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ સર દીનશાજી માણેકજી પીટીટ.... ... .... | રૂા. ૧૨૫૦૦ |
| ૨ શેઠ ચતુર્ભુજ મુરારજી.... .... .... .. | ,, ૭૫૦૦ |
| ૩ શેઠ મુળજી જેઠાની કુંપની .... .... ... | ,, ૫૦૦૦ |
| ૪ રા. રા ભાઈશંકર નાનાભાઈ ... .... | ,, ૨૦૦૦ |
| ૫ વૈદ્યરાજ મથુરામ જીવનરામ .... ... .... | ,, ૨૦૦૦ |
| ૬ સ્વામી શ્રી પૂર્ણાનંદજી .... .... ... | ,, ૧૦૦૦ |
| ૭ શેઠ હીમતલાલ મોતીલાલ ... ... .... | ,, ૧૦૦૦ |
| ૮ શેઠ વિઠલદાસ દામોદર ઠાકરશી ... ... .... | ,, ૧૦૦૦૦ |
| | ૪૧૦૦૦ |

## દવાખાનાના ખરચ માટે ચાલુ વર્ષમાં મળેલાં વચનો.

| | |
|---|---|
| ૯ શેઠ ગોરધનદાસ હલુના ટ્રસ્ટીઓ શેઠ દ્વારકાદાસ ધરમસી તથા રામજી લક્ષ્મીદાસ એક વર્ગ ઉઘાડવાને ... | ,, ૩૦૦૦૦ |
| ૧૦ વૈદ્ય મથુરામ જીવનરામે પોતાને પૌત્ર પ્રસવ થયો તેની ખુશાલીમાં ... ... ... ... ... | ,, ૧૦૦૦ |
| | ૭૨૦૦૦ |

આ ફંડને વધારવા માટે ગયા વર્ષમાં શ્રી. ગ્રા. પ્ર. મહારાજા ગાયકવાડ સરકાર અત્રે પધારેલા ત્યારે તેમને એક ડેપ્યુટેશન મારફતે અરજ કરવામાં આવેલી, તે સમયે તેમણે સારી મદદ આપવા મરજી બતાવી છે તેમજ જુનાગઢના ખુદાવિંદ નવાબ સાહેબ રસુલખાનજીને તેમના પુત્રના લગ્ન સમયે એક ડેપ્યુટેશન મારફત અરજ કરવામાં આવેલી છે અને તેમણે પણ સારી મદદ કરવા કબુલાત આપી છે પરતુ હાલ ચાલતા ખરાબ વખતને લીધે તેઓ તરફથી આ બાબતનો નિવેડો આવ્યો નથી. આ ઉપરાંત ચાલુ વર્ષમાંજ શેઠજી ત્રિભુવનદાસ મંગલદાસ નથુભાઈએ સેક્રેટરી ઉપર ચીઠી લખી પોતાનું એક ઘર જે વાલકેશ્વર તરફ આવેલુ છે તથા જેનું ભાડું દર માસે રૂ ૪૦ને આશરે આવે છે અથવા જેની કીમત આશરે રૂા ૬૦૦૦)ની થવા જાય છે તે ઘર વિદ્યાલયને ભેટ આ-

૧વા મરજી બતાવી છે અને તેમા કેટલીક સાધારણ શરતો કરી છે આ ભેટ તેઓએ પોતાના બીના નામના સ્મરણાર્થે કરી છે આ ભેટ કમીટીએ સ્વીકારી છે અને તેમા કરેલી શરતો વિગેરે અમલમા લાવવાની તજવીજ ચાલે છે આ રીતે આ ફંડ રૂ ૭૬૦૦૦) સુધીનુ થયુ છે અને તેમા આ મૈ મતાબ ગાયકવાડ સરકાર અને નવાબ સાહેબ તરફથી મદદ મળતા સારૂ રૂપ પકડવાની આશા છે વધારે વધવાની હજુ પણ ખાનગી ગ્રહસ્થોની મદદની પણ આશા છે

## જોઈતી મદદ

વિદ્યાલય માટે એક આસ્પીટલ કરવાની જરૂર છે અને તેટલામાટે હાલનુ મકાન બદલાવી એક વિશાળ મકાન લેવાની જરૂર છે આ સબધ જો કોઈ ચાલુ આસ્પીટલ સાથે બની શકે તો બદોબસ્ત કરવાની પણ તજવીજ ચાલે છે તેમજ ઔષધો તૈયાર કરતા શિખવવાનો એક વર્ગ સ્થાપવાની જરૂર છે જેને માટે પણ તજવીજ ચાલે છે

૧૦ આ વિદ્યાલય સાથે જોડેલુ ધર્માદા દવાખાનુ સારી સ્થિતિમા ચાલેછે વૈદ્યરાજ મણુરામ જીવનરામ તેમાના ઓષધોનો જથો પુરો પાડે છે બીજો ખર્ચ વિદ્યાલયના ફંડમાથી કરવામા આવેછે તેનુ કામકાજ વિદ્યાલયના શિક્ષક વૈદ્યરાજ એનાપુરે તથા તેમના હાથનીચે વિદ્યાલયના ઉપલા વર્ગના વિદ્યાર્થિઓ કરેછે

૧૧ નાણા સબધી સ્થિતિ આ પ્રમાણે છે ગયા વર્ષમા શેઠ નેમચદ રાયચદ, કેશવજી જાદવજીના ટ્રસ્ટીઓ, નામદાર સરકાર ઇચલ કરંજીકર એઓ દરેક રૂા ૧૦૦) ના વાર્ષિક સભાસદ થયાછે તથા રા રા ગણેશ ત્રીબક વૈદ્ય તથા સ્વામી શ્રી પૂર્ણાનદ દરેક રૂા ૫૦) ના વાર્ષિક મેમ્બર થયા છે તથા તે શિવાય બીજા ૧૧ ગ્રહસ્થો નાની રકમો આપનારા વાર્ષિક મેમ્બર થયા છે એ રીતે વાર્ષિક રકમ રૂા ૩૨૨૧ ની થાયછે જે કે કુલ ખર્ચને પોચી વળી શકે તેવી નથી ગયા વર્ષમા ભેટ દાખલ જુદા જુદા ગ્રહસ્થો પાસેથી રૂા ૨૧૬ ની રકમ આવી છે

આટલો સામાન્ય હેવાલ આપની આગળ રજુ કરી હુ જણાવવાની રજા લઉછુ કે હમેશ પ્રમાણે આ વિદ્યાલયના કામકાજમા મને શેઠ દ્વારકાદાસ વસનજી તરફથી ઘણીજ મદદ મળીછે પોતાના સ્વભાવિક ચપળતા અને ઉદારતાથી મને ઘણી વખત કાર્ય કરવામા સહેલાઈ કરી આપી છે વૈદ્યરાજ મણુરામની સહાયતા જેમની તેમ ચાલુજ છે તેજ પ્રમાણે ડાક્તર દેશમુખ હમેશા મારેક પોતાની સલાહ તથા જરૂર પડતા અમારી પાસે ન હોય તેવા નમુના વિગેરેના પોતાના સાધનો વારવાર અમને પુરા પાડેછે સર ભાલચદ્રે પોતાની સર્વ ઠેકાણેની રૂઢી પ્રમાણે અમારી દરેક મીટીંગોમા હાજર થઈ, તેમજ ખાનગી વારવાર પોતાની સલાહ આપી સેક્રેટરીઓને પોતાના આભારમા દાખી દીધા છે

રીપોર્ટ વંચાઇ રહ્યા બાદ મંત્રી રા. વિશ્વનાથ પ્રભુરામે જણાવ્યું કે આપણે જે મુખ્ય કામ માટે ભેગા મળ્યા છીએ તે કામ બજાવતાં આપણને આનંદ ઉપજે છે મારે એટલુંજ જણાવવાની જરૂર છે કે ડા૦ સર ભાલચંદ્રે પોતાની નિરંતરની રીતિ પ્રમાણે આ વિદ્યાલયના એક ઉપપ્રમુખ થઇને કીમતી સેવા બજાવી છે, અને તેમની મદદ વિદ્યાલયને બહુજ ઉપયોગી થઇ પડી છે. તેમને નામદાર મહારાણીની સરકારે 'સર નાઇટ' નો માનવંતો ખિતાબ આપી જે માન આપ્યુ છે તે તેમને યોગ્ય છે. અને તેમને મળેલા માન માટે આપણે મગરૂર થવાનુ છે. બીજો શુભ પ્રસંગ એ છે કે સર દીનશા માણેકજી પીટીટે આ વિદ્યાલય તરફ પોતાની નિરંતરની ઉદારતાનો ઝરો વહેતો કરી નાંણા સંબંધી બહુ સારી મદદ કરી છે તેવા ગ્રહસ્થના પુત્ર મી૦ બમનજી દીનશા પીટીટ, આ વિદ્યાલયના એક બીજા ઉપપ્રમુખ છે તેઓને મુંબઇની નામદાર સરકારે સ્થાનીક ધારા સભામાં નીમણુક કરી જે માન આપ્યું છે તેને માટે પણ આપણે મગરૂર થવાનું છે, અને તે બંને ગ્રહસ્થો તે માન ભોગવવા લાંબી જીંદગી ભોગવો.

ત્યાર બાદ પ્રમુખ મી૦ જસ્ટીસ મહાદેવ ગોવીંદ રાનડેની આજ્ઞાથી ડા. સર ભાલચંદ્રને આપવાનું માનપત્ર રાવબહાદુર વસનજી ખીમજીએ વાંચ્યું હતું. તે માનપત્ર નીચે મુજબ હતું.

---

## सर भालचंद्र कृष्ण भाटवडेकर,

### નાઈટ, એલ. એમ., જે. પી.,

### આયુર્વેદ વિદ્યાલયના ઉપાધ્યક્ષ.

**આર્યવર.**

આપને શ્રીમતી ચક્રવર્તિની પરમ દયાલુ મહારાણી વિકટોરીઆએ બહુ માનવાળુ નાઈટનું પદ આપ્યું તે સબંધમાં અમો આયુર્વેદ વિદ્યાલયના ઉત્પાદક અને સહાયકો આપને મુબારકબાદી આપીયે છીયે

આપે આપના વૈદ્યના કાર્યમાં કુશળતા અને દયાળુતાથી લોકપ્રીતિ મેળવી છે, એટલુંજ નહિ, પરંતુ મુબઇ નગરીની મ્યુનિસિપાલ કૌંસીલમાં નગરસેવા તથા કાયદાકોન્સિલમાં દેશસેવા, નિષ્પક્ષપાત, સરલ, અને લોકહિતના વિચારો પ્રદર્શિત કરી, ઉત્તમ પ્રકારે બજાવી છે આ કાર્યમા સત્ય તેમજ પ્રિય વચનો કહી, રાજા તથા પ્રજા ઉભયના પ્રીતિપાત્ર થયાછો.

અમારી આયુર્વેદ વિદ્યાલય સાથે જ્યારથી આપનો સબંધ થયો ત્યારથી આપ તે લોકોપયોગી વિદ્યાલયને, તન મન તથા ધનથી પણ મદદ આપતા રહ્યાછો તથા તેના સબધમા વારવાર સલાહ આપી એ વિદ્યાલયને ઉન્નતિમા લાવવા પ્રયાસ કરતા રહ્યાછો અમારી મડળીઉપર થએલા એ ઉપકારના ચિન્હમા આ માનપત્ર આપતા, અમો ઇચ્છીએ છીએ કે આપ, આપને, આપના શુભ ગુણુથી મળેલુ નાઇટનુ પદ ભોગવવા દીર્ઘાયુષી થાઓ, તથા આ વિદ્યાલયના સબધમા રહી, જે રીતે સહાય કરતા રહ્યાછો તે રીતે ક્યા કરો

તા૦ ૩ ૭ ફેબ્રુઆરી સને ૧૯

દ્વારકાદાસ ધરમશી
વિશ્વનાથ પ્રભુરામ

લ આયુર્વેદ વિદ્યાલય મડળના
પ્રમુખ,
**મહાદેવ ગોવિંદ રાનડે**

પહેલુ માનપત્ર વચાઇ રહ્યા બાદ ઑનરેબલ મી૦ બમનજી દીનશા પીટીટને આપવાનુ માનપત્ર શેઠ ગોરધનદાસ સુદરદાસે વાચ્યુ હતુ જે નીચે મુજબ હતુ

---

**શ્રીમાન આનરેબલ શેઠજી શ્રી**

## बमनजी दिनशाजी पीटीट जे पी

આયુર્વેદ વિદ્યાલયના ઉપપ્રમુખ

**શેઠજી સાહેબ,**

આપને મુબઈની નામદાર સરકારે પોતાની કાયદા-કૌન્સિલમા સભાસદ નીમ્યા તે સબધમા અમો આયુર્વેદ વિદ્યાલયના ઉત્પાદક તથા સહાયકો આપને ખરા દિલથી મુબારકબાદી આપીએ છીએ

આપ નામદાર એક કુશળ વ્યાપારી તથા સુતરના કારખાનાઓના માલિક તરીકે આખા હિન્દુસ્તાનમા પ્રસિદ્ધ છો તથા આપના જેવા મોટા વ્યાપારીથી દેશને બહુ ફાયદો થયો છે

આપના મુરબ્બી **સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ**ની ઉદારતા જગતમા ફેલાઇ રહી છે અને આપણા આખા દેશમા તે કીર્તિને ફેલાવનારા ઘણા ભવ્ય મકાનો ઉભા થયા છે આપે તથા આપના બીજા કુટુબીઓએ એ માનવતા વૃદ્ધ પુરૂષને પગલે ચાલી કીર્તિ મેળવવા માડી છે એ જોઇ અમને બહુ આનદ થાય છે

વનપાત્ર હોવા સાથે દેશ લાભ તથા લોક લાભ હૈયે રાખી સદા કામ કરતા રહેવાથી નામદાર સરકારે કાયદા-કૌન્સિલમા આપને આમત્રણ કરી, દેશ સેવા

બજાવવાની તક આપી છે, અને તે તકનો આપ કેવો સારો ઉપયોગ કરો છો તે કૌન્સિલમાં આપે પુછેલા સવાલો તથા આપે કરેલાં ભાષણોથી જણાઇ રહે છે.

આપના મુરબ્બી શેઠજી સર દીનશાજીને દેશી વૈદક ઉપર બહુ પ્રીતિ છે તે તેમણે 'વૈદક ટુચકા' નામનું મોટું પુસ્તક બહાર પાડી ઘણાં દેશી વસાણાઓનો પોતાનો જાતિ અનુભવ લોકોને બતાવ્યો છે.

**આયુર્વેદ વિદ્યાલય** જે દેશી વૈદક, તથા અંગ્રેજી વૈદકનો મુકાબલો કરી વૈદ્ય વિદ્યા શિખવવાને સ્થાપવામાં આવેલ છે, તે લોકોપયોગી કામને આપના મુરબ્બી શ્રીએ રૂ ૧૨૫૦૦) ની મોટી રકમ આપી, સ્થાપના કરવામાં સાધનભૂત થયા છે. તેમજ આપે પણ તે વિદ્યાલયની કમીટીના ઉપપ્રમુખ થઇ અમોને મોટું માન આપ્યું છે.

અમો સર્વે જણ ઇચ્છીએ છીએ કે આપ કૌન્સિલમાં નિષ્પક્ષપાતપણાથી રાજા પ્રજા બેયનું હિત સાચવી એવી સારી રીતે કામ કરો કે નામદાર સરકાર તથા લોકના પ્રીતિપાત્ર થાઓ. તેમજ જે ઉદારતાના ઝરાને આપના મુરબ્બી શેઠજી સર દીનશાજીએ વહેતો મુકયો છે તેને આપ પણ વહેતો રાખો. તેમજ આયુર્વેદ વિદ્યાલય જેવાં લોકોપયોગી ખાતાંને સારી રીતે મદદ આપી તેને આજ છે તેનાથી પણ સારી સ્થિતિમાં લાવવામાં મદદગાર થાઓ.

તા૦ ૩જી ફેબ્રુઆરી સન ૧૯૦૦

લા૦ આયુર્વેદ વિદ્યાલય મંડળ તરફથી,

**મહાદેવ ગોવિંદ રાનડે,**
પ્રમુખ.
આયુર્વેદ વિદ્યાલય.

દ્વારકાદાસ ધરમશી
વિશ્વનાથ પ્રભુરામ } મંત્રીઓ.

---

પ્રમુખ મી. જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડેએ દરેક માનપત્રો ચાંદીના નકસીદાર દાબડીમાં મેલી એક સર ભાલચંદ્રને અને બીજું આનરેબલ મી૦ બમનજી દીનશા પીટીટને તાળીઓ અવાજો વચ્ચે અર્પણ કરયાં હતાં. પ્રમુખ સાહેબે માનપત્રો અર્પણ કર્યા પછી જણાવ્યું કે "આજે આપણે આયુર્વેદ વિદ્યાલયના બે ઉપપ્રમુખો સર ભાલચંદ્રને તથા આનરેબલ મી૦ બમનજી દીનશા પીટીટને મળેલાં માન માટે મુબારકબાદી આપવા ભેગા મળ્યા છીએ. સર ભાલચદ્રને 'નાઇટ' બનાવી સરકારે જે માન આપ્યુ છે તે માનને તેઓ પુરતી રીતે યોગ્યજ છે. સર ભાલચંદ્ર દેશની જે સેવા બજાવે છે તે તેમને માન ભર્યું છે. તેમજ આ વિદ્યાલયને જે રીતની મદદ આપે છે તે મદદ પણ ઉપયોગી અને વખત સરની છે. આપણને તેમને મળેલા માન માટે ખુશાલી ઉપજે છે. સર

દીનશા માણેકજી પીટીટે વિદ્યાલયના ફંડમા રૂ ૧૨૫૦૦ ની મોટી રકમ ભરી કીમતી મદદ આપી છે એવા એક પરોપકારી અને દરેક ભલા કામમા મદદ કરનાર ગ્રહસ્થના પુત્ર આનરેબલ મી બમનજી દીનશા પીટીટે આ વિદ્યાલયના ઉપપ્રમુખ તરીકે સારી સેવા બજાવે છે તેમને ધારા સભામા આપણી માલિક સરકારે બેઠક આપી આપેલા માન માટે આપણને વિશેષ આનંદ ઉપજે છે મારે કહેવુ જોઈએ કે તેમના ઉદાર પિતાની નાણાની કીમતી મદદ મળી ન હોત તો આ વિદ્યાલયનુ અસ્તિત્વ પણ હોત નહિ માટે આ વિદ્યાલય એવા આગેવાન મોભો વરાવનારા ગ્રહસ્થોને ઉપરી તરીકે વરાવવા માટે મગરૂર છે” છેવટે દરેક જણને આમ ઉપયોગી ખાતાને વધુ ઉત્તેજન આપવા વિનતિ કરી પોતાનુ ભાષણ સમાપ્ત કર્યુ હતુ

સર ભાલચંદ્રે માનપત્રનો પ્રત્યુત્તર આપતા ઉપકાર માની જણાવ્યુ કે “મારે માટે જે સ્તુતિ કરવામા આવી છે તે, સ્તુતિ કરનારની મોટાઈ જણાવે છે હુ તે માનને બીલકુલ લાયક નથી તેમજ સરકારે આપેલા માનને માટે પણ હુ યત્કિંચિત લાયક નથી આપણા માનવંતા પ્રમુખ સાહેબે કહ્યુ છે કે સરકારે મને જે માન આપ્યુ છે તે યોગ્યજ છે પણ હુ તેમ માનતો નથી યોગ્ય સ્થળ કોને કહેવુ કે જ્યા લક્ષ્મી અથવા સરસ્વતીનો વાસો હોય, તે સ્થાન લક્ષ્મી તો મારા મિત્ર આનરેબલ મી બમનજીને પ્રસન્ન છે તો તેમને મળેલુ માન યોગ્ય છે તેમજ સરસ્વતી આપણા ન્યાયમુર્તિ પ્રમુખ સાહેબને પ્રસન્ન છે તો તે સ્થાન પણ યોગ્ય ગણાય, પરંતુ ચક્રવર્તિ મહારાણીશ્રીએ જ્યારે મારા ઉપર મેહેરબાની કરી છે, અને આપ સાહેબોએ તે માટે ખુશાલી બતાવી, મને જે માન આપ્યુ છે તે માટે હુ આપનો આભારી થયો છુ અને તે આભાર જન્મ સુધી પણ ભુલનાર નથી અને આ વિદ્યાલયને તન મન અને ધનથી મદદ કરવા હુ ચુકીશ નહિ વૈદરાજ પ્રભુરામ જીવનરામના અથાગ શ્રમથી આ વિદ્યાલય સ્થપાયુ છે અને તેનુ અમૃતફળ હવે આવવા લાગ્યુ છે વિદ્યાલયનુ સ્થાયી ફંડ એક લાખનુ થવા આવ્યુ છે વળી થોડા વખતમા સર દીનશાજી પીટીટ પાસે ડેપ્યુટેશન જવાનુ છે તો તેમના તરફથી ઉત્તેજન મળશે તેવી આશા છેજ વળી નામદાર ગાયકવાડ સરકાર અને જુનાગઢના નવાબ સાહેબે તેનો ટેકો આપ્યો છે આ અગત્યના ખાતાની કેટલી જરૂર છે તે વિષે મારે કહેવુ જોઈએ કે જ્યારે હુ વડોદરાના રાજ્યમા નોકરી હતો ત્યારે રાજા સર ટી માધવરાવ અને મારા મિત્ર રાવબહાદુર વિનાયક જનાર્દન કીર્તને એ આવુ ખાતુ સ્થપાયલુ જોવાની ઉત્કંઠા દેખાડી હતી છેવટે એટલુજ કહીશ કે 'જે રીતની મદદ હુ આ ખાતાને મારા તરફથી આપુ છુ તેવી મદદ આપવાને ચાલુ રાખવાને હુ મારાથી બનતુ કરીશ અને પરમ કૃપાળુ પરમેશ્વર પાસે મારી એટલીજ પ્રાર્થના છે કે મને તેમ કરવાને સદ્બુદ્ધિ આપે ”

ઓનરેબલ મી૦ બમનજી દીનશા પીટીટે પોતાને આપવામાં આવેલા માન-પત્રનો પ્રત્યુત્તર આપતાં ઉપકાર માની જણાવ્યું કે "તમો સાહેબોએ આજ સભા કરી મને મુબારકબાદી આપવાનુ માન આપ્યું છે તે માટે આપનો ઉપકાર માનું છુ એક હોદાનો અખત્યાર લેવી વખતે અને તેજ હોદો છોડતી વખતે ઘણી વેળા તે આસામી વિષેના પ્રજા મતમાં આસમાન જમીનનો ફેર પડી જાય છે કૌન્સીલના મેમ્બરની મુદત દરમીયાન મારા આચાર વિચાર તેમજ મારાં કામો લોકપ્રિય નીવડે અને જે રૂડાં વચનો હાલ હુ સાંભલુ છુ તેવાંજ વચનો હોદો છોડતી વખતે પણ સાંભળવાને નશીબવાન થાઉ એ મારી ઇશ્વર પાસે પ્રાર્થના છે કૌન્સીલમાં લોકોપયોગી સવાલો પુછવાની મારી વાજબી કોશિશ માટે તમો સાહેબોએ જે સંતોષ બતાવ્યો છે તે માંટે તમારો ઉપકાર માનું છુ મારા બુજરગ મુરબી પિતાજીની ઉદારતા સારૂ તમોએ જે રૂડાં વચનો ઉચાર્યાં છે તે માટે હું મગરૂર છું અને ઇશ્વર પાસે એવી દુવા ચાહું છુ કે તેઓને નેક પગલે ચાલવાને મને શકિત આપે કાબેલ વૈદો તથા તેમના ઉત્તમ ધંધાનું જ્ઞાન મેળવવાને મારા મુરબી પિતાજીને અસલથી શોખ છે તે મુલાકાતે તથા તેમાં થયલી વાતચીતનુ પુસ્તકરૂપી ફળ 'વૈદ્યક ટુંચકા સગ્રહ' છે હુ આશા રાખુ છુ કે સામાન્ય ગરીબ પ્રજાને તે લાભકારક થઇ પડશે વૈદ્ય તરફ તેમના માન અને ભાવનો પુરાવો તેમણે આયુર્વેદ વિદ્યાલય સ્થાપવા સારૂં રૂ. ૧૨૫૦૦) ની રકમ ભરી સાબેત કરી આપ્યોછે અને તેવા અગત્યના ખાતાનો ઉપપ્રમુખ હોવાથી હુ મગરૂર છુ" છેવટે તે ખાતાની ફતેહ અને લાંબી જીદગી ઇચ્છી તેમણે પોતા તરફથી એ ખાતાંને રૂ. ૧૦૦૦) ની રકમ ભેટ તરીકે આપી હતી. તે વખતે તાળીઓથી તેમને વધારી લેવામાં આવ્યા હતા.

વૈદ્ય પ્રભુરામ જીવનરામે પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત કર્યા પછી જણાવ્યુ કે સર ભાલચંદ્રે મારે માટે જે વચનો ઉચાર્યાં છે. પણ ખરૂ જોતાં તે વચનો સર ભાલચંદ્રનેજ લાયક છે. કારણ કે તેઓ આ ખાતાંને ઉપયોગી મદદ આપતા આવ્યા છે અને તેથીજ આ ખાતુ આટલે દરજ્જે ચડ્યું છે અને તેનું માન સર ભાલચદ્રનેજ ઘટે છે

મી૦ દામોદરદાસ ગોરધનદાસે ઉપલી દરખાસ્તને ટેકો આપ્યા પછી જણાવ્યું કે હિંદુઓમાં પહેલવહેલા સર મંગળદાસ એવું માન પામ્યા હતા અને હાલ સર ભાલચદ્ર બીજા નાઇટ થયા છે. જેમાન તેમને યોગ્ય છે અને થોડા વખતમાં પ્રમુખ સાહેબને તેવું માન મળેલું જોઇ આપણે રાજી થઇશુ.

સર ભાલચદ્ર ઓનરેબલ મી૦ બમન દીનશાજી પીટીટ અને પ્રમુખ સાહેબને ફુલના હારો પહેરાવી તોરા ભેટ આપ્યા બાદ સભાજનોમાં ફૂલના દડા વહેંચી મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૮ મુ ] चैत्र, सवत १८५६ [ અંક ૬ ઠો


## ॥ यतो धर्मस्ततो जय ॥

### भक्तमाळ बावनी अने अपराध क्षमा स्तोत्र



( साधण गया अक पान १०५ थी )

सवैया

रूप अनुप सुभद्रानु नीरखी अरजुन मुर्छाया,
सुभद्रानु रुप धरीने प्रभु नीरपाय आव्या,
अहो! भाग्य, भाविक जनोनो एम न ख्याल उताया,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —२६
ग्रुड अने गजराज तणो झघडो जोरावर जाम्यो,
सकट समये श्रीहरि स्मरीने गजेंद्र मुक्ति पाम्यो,
सहाय करो शु कृष्ण मने, हु नथी स्मरण करनारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —२७
सादीपन गुरु पत्नीए प्रभु! पुत्रशोक वहु का यो,
यमराजा पासेथी लावी ते ऋपि पत्नीने दीधो,
कर्त्तृ अकर्तृ अने अन्यथा कर्तृ तने विसार्यो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —२८
पुडरीक पितु भक्तिमा, भगवान मान नहि दीधु,
भक्त वचनने माटे मोहन इटे आसन लीधु,
दाम विनानु काम तथापि नाम नहि रटनारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —२९
सतोषी साधु जनने दुष्टोनु दमन करो छो,
ए अर्थ युगे युग अविनाशी अवतार धरो छो,
पार न पाम्यो हु अद्यापि अनत धर्या अवतारो,
ए अपराध क्षमा करीने श्रीकृष्ण कृपानिधि तारो —३०

शा (कु० मुना) अपूर्ण

# દિ૦ બા૦ મણિભાઈ યશભાઈની વર્ત્તમાન શિક્ષણ પદ્ધતિમાં સુધારાની સૂચનાઓ.

( સાંધણ ગયા અંક પાને ૧૦૪ થી.)

અમારા વાચકને હવે એટલુજ જણાવવાનું કે દિ. બા. મણિભાઇએ દરેક સૂચનાઓ સામાન્ય છ પ્રશ્ન કરીને તે દરેકના વિસ્તારયુક્ત પ્રત્યુત્તર આપતાં દર્શાવી છે. અને તે સંબંધી સિદ્ધાંત ઉપર આવતાં છેલ્લા પ્રકરણને તે સઘળાનું સિદ્ધાંત ઠરાવ્યું છે એમ કહેવામાં કાંઇ ખોટું નથી. તેથી દિ. બા. મણિભાઈનાજ શબ્દો અમારા વાચકની દૃષ્ટિએ રાખવા અમે તે આખું પ્રકરણ જેમનેતેમ દાખલ કરીએ છીએ.

" આગલા પાનામાં સૂચવેલી જુદી જુદી સૂચનાઓનું બારીક દૃષ્ટિથી અવલોકન કરતાં જણાશે કે પ્રાથમિક મૂળાક્ષરથી અંગ્રેજી પ્રવેશક પરીક્ષા સુધીની આપણી પ્રજાકીય કેળવણીની આખી શિક્ષણ પદ્ધતિ સાથે તે સંબંધ ધરાવે છે. અર્થાત્ કે કોલેજના અભ્યાસને જુદો પાડી શાળાઓના અભ્યાસ સંબંધી તે પ્રશ્નો યોજેલા છે. શરૂઆતના વખતમાં આર્યાવર્ત્તના સ્વદેશીઓ, અભણ સ્વબંધુઓને પાશ્ચિમાત્ય જ્ઞાન ફતેહમંદીથી આપી શકે તેવી આ અભ્યાસની ગોઠવણ તદન અસ્તિત્વ ધરાવતી નહોતી. તેમજ સ્વભાષામાં જોઇતા ગ્રંથોની પણ ખામી હતી. અંગ્રેજી ભાષા યુરોપના સાહિત્યની કુંચી તરીકે છે અને તેમાં પ્રવીણતા મળી શકે તેવી રીતે આરંભ કરી ઉત્તમ કેળવણી મેળવવી જરૂરની છે. કારણ કે ૧૮૫૪ ના દસ્તાવેજમાં જણાવ્યું છે તે પ્રમાણે તે સમયે હિંદુસ્તાનની સ્વભાષામાં પાશ્ચિમાત્ય ગ્રંથોના ભાષાન્તર અને અનુકરણની ખામી હતી. તેમજ પૂર્વની સંસ્કાર પામેલી ભાષાઓના કોઇ પણ પુસ્તકમાં પાશ્ચિમાત્ય જ્ઞાન માલમ પડતું તે અપૂર્ણ સ્વરૂપનું હતું. આ સઘળું ૪૪ વર્ષ ઉપર લખવામાં આવ્યું હતું. પરંતુ તે દરમીયાન કેળવણીમાં ઘણો સારો વધારો થએલો જોવામાં આવે છે. વળી આજે ચાલતો સાધારણ અભિપ્રાય એ છે કે હાલની ચાલતી સ્થિતિને અનુકુળ પડે તેવી સારી રીતે જુની પદ્ધત્તિનો લાભ લઇ તેમાં બીજા સારા ફેરફારો કરવાનો વખત નજદીક આવી લાગ્યો છે. અગત્યની ત્રણ બાબતો છે. ૧ પ્રાથમિક ધોરણોમાં અનુકુળ હુન્નર-શિક્ષણ દાખલ કરી તેમાં વધારો

સુધારો કરવો ૨ સ્વભાષાનું મજબુત ગિક્ષણ મળી અંગ્રેજી અભ્યાસનો પાયો મજબુત થાય તેવી રીત મ યમ ભૂમિકાની ગિક્ષણ પદ્ધતિમા ફેરફાર કરવો ૩ સ્વભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવી

"પ્રથમ અગત્યની બાબત તો એ છે કે એક કેળવણી કોન્ફરન્સ મેળવવુ જોઇએ અને તેની સમક્ષ આ બાબત અને તેની સાથે સબધ ધરાવતા બીજા અસખ્ય પ્રશ્નો જે ખાસકરીને જરૂરના છે તે વીષે લબાણથી ચર્ચા થવી જોઈએ પ્રજાકીય શાળા ગિક્ષણની પદ્ધતિમા પુન ફેરફાર કરવાને જરૂરનુ આ પ્રથમ પગલુ છે આ પગલુ કેટલી અગત્યતા વગવે છે તે સમવી લબાણથી લખવાની જરૂર નથી તે કાયની સર આલફ્રેડ ક્રોફ્ટ જેવા ઘણા અનુભવી અને કેળવણીમા પ્રવીણ નરે પણ ભળામણ કરી છે છેવટે પ્રતિનીધિઓની બનેલી કોન્ફરન્સમા તેઓના પરસ્પરના અનુભવવી, મતભેદની બાબતોમા સપૂર્ણ નિર્ણય ઉપર આવવાને બને, તેટલામાટે જરૂર સવાલોની અગત્યની ચર્ચા માટે આ રસ્તો લેવામા કાઈ અડચણ પણ હોઈ શકે નહિ કેટલીક એવી બાબતો છે કે જેનો સપૂર્ણ નિર્ણય થઈ ફાયદાકારક જણાય તો તે બાબતમા પણ આનાકાની કરનાર છે ' દાખલા તરીકે કોલેજની ફેલોશીપનો પ્રશ્ન મરહુમ મી હાવર્ડે ૧૮૫૭ ૫૮મા લગભગ ૪૨ વર્ષ ઉપર તે સૂચના કરી હતી અને જે ઉત્તમ સૂચના તેણે કરી હતી તે તેના બતાવ્યા પ્રમાણે અમલમા મેલવામા આવી હોત તો આપણી સ્વભાષાના સાહિત્યમા દર વર્ષે શાસ્ત્રીય અથવા તો બીજા અગત્યના વિષયોના બે ગ્રથો એટલે ૪૨ વર્ષ ૮૪ ગ્રથોનો લાભ થયો હોત તો કાઈ જેવો તેવો લાભ થયો કહેવાત નહિ મી૦ જેકબ, સર ડબલ્યુ લીવાનર અને મી૦ જસ્ટીસ તેલગ જેવા કેળવણીમા પ્રવીણ પુરુષોની બનેલી પ્રાતીક કમીટીએ તે બાબતમા અભિપ્રાય આપ્યો છે કે 'આ કોલેજની ફેલોશીપો ચાલતા સ્વરૂપમા કોઈ પણ રીતે ઉપયોગી નથી' અને ભળામણ કરી છે કે 'બે અથવા ત્રણ ફેલોશીપો તો ખાસકરીને સ્વ ભાષાના સાહીત્યના વધારા માટે ઉપયોગમા લેવી જોઈએ,' ત્યારે શુ તે બાબત ઉપર પુન ધ્યાન આપવુ જોઇતુ નથી ' આપણને સ્વભાષાના વિશેષ અને સુધરેલા સાહીત્યની બહુજ જરૂર છે સાહિત્યની ખીલવણી માટે હાલ દર વર્ષ રૂ ૧૦૮૦ ખર્ચવામા આવે છે તેને બદલે દર વર્ષ રૂ ૧૫૦૦૦ ખર્ચવા માટેની માગણી વખતસરની નથી? હુનર કળાની શાખાઓ માટે -

પ્રાથમિક કેળવણીના વધારાની અગત્યતા તો હાલ એક પ્રત્યક્ષ પ્રમાણ રૂપે ગણવામાં આવે છે. કોર્ટ ઓફ ડાયરેકટર્સે તેની મંજુરી આપી હતી. અને તેને અમલમાં મુકવાને લાંબા વખતથી સૂચવ્યું હતુ. ત્યાર પછી ત્રીશ વર્ષે કેળવણી કમીશને પોતાની ભળામણમાં પણ આ લોકપ્રિય ગોઠવણ અમલમાં મુકવા માટે ખાસ કરીને ભાર મુકીને સૂચવ્યું હતું. વળી હિંદુસ્તાનની સરકારે પણ તેની મંજુરી આપી હતી. અને સ્થાનીક સરકારોએ તેને અમલમાં મુકવાને હુકમો પણ બહાર પાડયા હતા. આ સમય ૧૮૮૪ નો હતો. થોડા વર્ષ પછી વડી સરકારે આ દેશના કૃષિ ખાતાઉપર કૃષિ સંબંધી કેળવણી, ગામડાના લોકમાં આપવાને ચોકસ ઉપાયો લેવાની ખાસ ફરજ પાડી હતી. સર રેડવર્ડ 'ખાસ ફરજ'નો અર્થ એવો કરે છે કે 'હિદુસ્તાનની સરકારનો સેક્રેટરી તે ખાતાઉપર મુકેલા બોજામાંથી જ્યાંસુધી તે ખાતાને મુક્ત કરે નહી ત્યાંસુધી તેઓથી તે (ખાસ ફરજ) દુર કરી શકાય નહિ.' સને ૧૮૯૦ ના સીમલા ખાતે ભરાયલા કૃષિ કોન્ફરન્સમાં આ વિષયની અગત્યતા ઉપર પુનઃ અવલોકન કરવામાં આવ્યું હતું. તે સંબંધમાં ઘણું ધ્યાન આપવામાં આવ્યું હતું. આ પછી તરતજ ડા. વોલ્કરનો રીપોર્ટ તૈયાર થઈ બહાર પડયો હતો, તેમાં તેણે ખેડુત વર્ગમાં કૃષિ કેળવણીની જલદીથી શરૂઆત કરવાની માગણી કરી હતી તેમજ તે વિષયના શિક્ષણ માટે ઉપયોગમાં આવતા ગ્રથોની પણ તૈયારી કરવા માગણી કરી હતી. સને ૧૮૯૫-૯૬ ના રીપોર્ટ ઉપરથી જણાય છે કે સને ૧૮૯૬ માં પુનામાં છેલ્લું કોનફરન્સ ભરવામાં આવ્યું હતું. અહીઆ આપણે સને ૧૮૯૮ ની આખેરી સુધી આવી પહોંચીએ છીએ. ત્યારે સર્વ ગામડાની શાળાઓમાં કૃષિ કેળવણીની ખરેખરી શરૂઆતના સ્વરૂપનું વ્યવહારીક પરિણામ માટે નમ્રતાથી માગણી કરવી તેમાં આપણે સાહસ કરીએ છીએ તે ભાગ્યેજ કહી શકાય આ ઉપરાંત વ્યાપારી કેળવણીની શરૂઆતના ચિન્હો પણ દૃષ્ટિએ પડતાં નથી. આથી શું એમ સિદ્ધ નથી થતું કે જુદી જુદી શાખાઓની હુન્નર કળાની કેળવણીના સઘળા અગત્યના સવાલોનો નિર્ણય કરવા એક કેળવણી કોનફરન્સની સંપૂર્ણ અગતયતા જણાય છે? મધ્યમ કેળવણીના ધોરણોમાં હાલની ચાલતી શિક્ષણ પદ્ધતિમાં જે જે ફેરફારો સૂચવવામાં આવે છે તેની પણ સંભાળ ભરી ચર્ચા, કેળવણીના કામમાં ખાસ રોકાયલા અને તેની સાથે

પ્રવીણતા ધરાવતા પુરૂષોથી થવી જોઈએ છે હાલની શિક્ષણ પદ્ધતિને એવી ધારવામા આવે છે કે તે શાસ્ત્રીય નથી તેમજ નિયમોમા પણ ભૂલચુક વાળી છે તે વળી વિદ્યાર્થિ ઉપર ગજા ઉપરાંત બોજો નાખે છે, તેથી તેનુ પરિણામ સારૂ આવતુ નથી હવે આવી પદ્ધતિને ઠેકાણે એક એવી સારી પદ્ધતિ દાખલ કરવાનુ સૂચવવામા આવે છે કે જે સર્વ ઠેકાણેથી પ્રત્યક્ષ પ્રમાણ તરીકે સ્વીકારવામા આવી છે આ સબધમા કેટલાક પ્રશ્નો ઉત્પન્ન થાય છે પણ તે પ્રશ્નોનુ ધ્યાન પૂર્વક પ્રવીણ પુરૂષોએ મનન કરવુ જોઇએ દાખલા તરીકે અહીં સૂચવ્યુ છે તે પ્રમાણે હાલની શિક્ષણ પદ્ધતિ ફેરવવાનો નિશ્ચય કરવામા આવે તો જુદા જુદા ધોરણોને અનુકુળ પડતી નવી પદ્ધતિની ગોઠવણનુ કામ કાંઈ થોડા શ્રમથી થઇ જાય તેવુ નથી તેમજ તેમા ઘણા અનુભવીઓની પણ જરૂર છે સ્વભાષાના સાહિત્યની ખીલવણી કેવી રીતે કરવી ? અને ઉપર જણાવેલી રીતિઓમાની કઇ રીતિ આપણી જરૂરીયાતોને અનુકુલ થઈ પડશે ? તે સવાલો પણ ગુચવણભરેલા છે, તેટલા માટે જે પુરૂષો જાહેર કામોનુ જ્ઞાન ધરાવે છે તેવા વિચારવત સુપ્રસિદ્ધ પુરૂષોના ગભીર વિચારોને ઉપયોગમા લેવા બહુ ઉચિત છે કરવાની બાબત એટલી છે કે હાલ જે જે કાંઈ અનુકુલ છે તે કાયમ રાખી આખી પ્રજાકીય શાળા કેળવણીની પદ્ધતિનુ અવલોકન કરવુ અને ફેરફાર કરવો તેમજ અભ્યાસમા જોઇતા ચોકસ ગ્રથો તૈયાર કરાવવા આ સઘળા માટે કેળવણી કોનફરન્સે સારી રીતે વિચાર ચલાવવો જોઇએ ”

“ સરકારની પૈસાની બાડ સબધી પણ વિચાર કરવાની જરૂર છે કારણકે દરેક સુધારા કરવામા તે અગત્યની બાબત છે હવે ઉપર સૂચવેલા સુધારા બે વિભાગમા વહેચી શકાય ૧—એક વિભાગ એવો થઇ શકે જેમા વધારાનો ખર્ચ કરવો પડે ૨—બીજો વિભાગ એવો થઈ શકે કે જેમા માત્ર નાણા સબધી કોઇપણ જાતના વધારાના ભાગની આવશ્યકતા વગર વર્ત્તમાન પદ્ધતિમા ફેરફાર થઇ શકે તેમ છે બીજા વિભાગનો આધાર તેઓની સાહજીક સત્યના અને અમલના નિર્ણય ઉપર છે અને વાર્ષિક બજેટના આંકડાઓ ઉપર ધ્યાન નહિ આપી તેનો છેવટ નિર્ણય કરી તેને અમલમા મુકવા જોઇએ પહેલા વિભાગ સબધી તો પ્રતિનીધિઓથી બનેલા કેળવણી કોનફરન્સે નિર્ણય કરવો જોઇએ કે કોઇપણ ચોકસ સાધનના સબધમા—દાખલા તરીકે સ્વભાષાના

સાહિત્યની ખીલવણી-દેશી રાજ્યોસહીત પ્રજા તરફથી નાણાની મદદ મળી શકે તેમ છે કે નહી ? અને જો તેમ થઇ શકે તેમ હોય તો જોઈતાં નાણાં એકઠાં કરવાને કયાં કયાં પગલાં ભરવાં ?"

"આ કોનફરન્સ સરકારી કેળવણીખાતાના પ્રતિનિધિઓ સહીત સરકારના હુકમથી અને તેની આગેવાની નીચે ભરવામાં આવે તો તે ખરેખર અસર કરનારૂં બની શકે. કોનફરન્સમાં કરવાના કામ માટે એક અંતરંગ સભા બનાવવી. અને તે સભા ચોકસ વિષયો ઠરાવે તેનો વિચાર કરવો."

"હવે ત્યારે સવાલ એ થાય કે સુચવેલા સુધારા હાથ ધરવાને સરકારને કોણ સુચવે ? એવું જણાય છે કે એકાદ આદમી કરતાં એક વ્યવસ્થીત મંડળી જો અરજ કરે તો તે વધારે સારૂં છે. હાલની અસ્તિત્વ ધરાવતી કોઇ પણ મંડળી જેના ઉપર પ્રજાનો વગ અને વિશ્વાસ હોય તે તેવી અરજ કરી શકે. પણ કદાચ સારો રસ્તો એ છે કે આગેવાન કેળવણી પામેલાઓ જેઓ આ કામમાં ઉમંગ ભર્યો ભાગ લેતા હોય તેઓએ એક વ્યવસ્થીત મંડળ ઉભું કરવું અને વખતો વખત ઠીક લાગે તેવાં પગલાં ભરવાં. આ મંડળ ઉભું કરવામાટે પહેલાં ખર્ચ માટે થોડું ફંડ કરવુ. 'મુંબાઈ ઈલાકાની આર્ય સ્ત્રી કેળવણી'ના મારા ઉલ્લેખમાં મે જે જણાવ્યુ છે કે આપણાં મંડળના કેળવણી પામેલા ઉપર આપણે આધાર રાખીએ છીએ કે આ સારો વિષય ચર્ચામાં લાવી જેમ યોગ્ય લાગે તેવાં પગલાં ભરવાં. કુદરતી રીતેજ સમજાય છે કે આ સ્વદેશાભિમાની અને પરગજુ ફરજ છે."

"પ્રાથમિક કેળવણીની પદ્ધતિમાં ફેરફાર માટે પુનઃ અવલોકન કરવા ખરી હીમાયત કરવાથી આ ઇલાકાના લાખો અભણ પુરૂષોને લાભ થશે. વર્તમાન સમયમાં તેઓ અને તેઓના પુત્રો માત્ર શાળામાં શીખીને એક રસ્તો લે છે, તે એ છે કે તે આગળ વધીને માત્ર જ્ઞાનજ પ્રાપ્ત કરે છે. કારણ કે હુન્નરકળાના શિક્ષણ માટે કોઈ પણ શાખાઓનું અસ્તિત્વ નથી. અને મનુષ્ય જાતિની કુદરતી ઇચ્છાજ એવી હોય છે કે જેમ બની શકે તેમ સારી વસ્તુ મેળવવી. આથી તેઓ એક જાતીના સાહિત્યનો રસ્તો લે છે. અને જ્યારે તેઓ ઉપલા ભુમિકામાં ચઢતાં ચઢતાં અટકે છે ત્યારે તેઓ સરકારની ચાકરી શોધવાનીજ તજવીજ કરે છે. તેઓને માત્ર સાધારણ જ્ઞાન મેળવેલું હોય છે તેમ બીજા કોઈ ખાસ ધંધાને લગતા હુન્નરની કેળવણી મેળવેલી નહી હોવાથી

આમ બને છે જો લાબા વખતથી મજુર કરેલી હુન્નર કેળવણીની જુદી જુદી જુદી શાખાઓ સ્થાપીત થાય તો આ જુવાનીઆને સાહિત્ય કેળવણીના એક રસ્તા સિવાય બીજા શાખા રસ્તાઓ પણ મળે, હુન્નર કેળવણીના શાખા રસ્તા તેઓના બાપદાદાના ધધામા પડવાને તેમને ઉપયોગી નીવડી શકે, તેમને કેળવણી સબધી પોતાનો રસ્તો પસદ કરવાને હક મળે, અને એમ પણ આશા રાખવી વાજબી છે કે કેટલાક વખત સુધી શાળામા શિક્ષણ લીધા પછી તેની યોગ્ય ભુમિકામા ભવિષ્ય માટે તેનુ ધધો કરી શકશે તે નિશ્ચય કરી તેનો અભ્યાસ આગળ વધારી શકે આ પ્રમાણે વખત અને શ્રમનો ગેરઉપયોગ થતો અટકશે સરકારી ચાકરી માટે હજારો પુરૂષો માગણી કરે છે તે કેટલેક દરજ્જે ઓછી થશે, અને વ્યવહારીક લાભો થશે, વળી જેઓ હુન્નર કેળવણી લેવાની ઇચ્છા બતાવે છે તેમને તે પુરી પાડવામા આવશે ”

“ હુ સૂચવીશ કે જોઈતા ચોકસ ગ્રથોનો સપૂર્ણ ક્રમ જેમ બની શકે તેમ તૈયાર કરાવવાને ઘણોજ પ્રયત્ન કરવાની જરૂર છે અને સરકારી ફડની મદદમા એક ખાસ ફડ તે કારણમાટે ઉભુ કરવુ જોઇએ વળી જુદી જુદી શાખાઓના ગ્રથો અને ભાષાન્તરો તૈયાર કરાવવા માટે એક સારી આડત પસદ કરવી જોઈએ છીએ તેમજ આ ઇલાકાના દેશી રાજાઓને મદદ માટે પણ આમત્રણ કરવુ જોઇએ તે એક સ્વદેશાભિમાની કાર્ય છે તેમજ તે પ્રજાકીય છે તે કાર્ય જો સતોષકારક થાય તો સ્વભાષાના સાહિત્યને સારે સ્થાને મુકવાને યોગ્ય પ્રસગ મળશે ”

“ આપણી માતૃભુમિના યુવાનોના લાભમા કરેલા અરજ માટે ઈશ્વરનો આશિર્વાદ માગી આ લેખ સપૂર્ણ કરૂ છુ ” સમાપ્ત

---

## ચાલતા દુષ્કાળના સકટ માટે સદ્ગ્રહસ્થોને વિનતિ

(કૃપાશકર જીવરામ યાજ્ઞિક)

શાર્દૂલ વિક્રિડિત છદ

આવ્યો આ વિકરાળ કાળ, છપ્પનો, પાપીજ પુરો ખરે,
ગાયો બેન અને મનુષ્ય જનને, દુઃખીજ દેખુ અરે !
જાગો સર્વે શ્રીમત ખત વરીને, પૂરા પ્રયત્નો કરી,
તારો હિંદ સતાપથી ઈદુ થઇને, આપ સ્વહસ્તે તરો ૧

## ( ગુરૂ ગોવિંદના મહીનાનો રાગ. )

કરો પશુતણી રક્ષાય, સહુ નર નારીરે,
તો દેશ આબાદજ થાય. અતિ સુખકારીરે. ૨
થયો ભારત આ દુર્ભાગ્ય, છેક ભિખારીરે;
લાગી નિર્ધનતારૂપી આગ, અતિ દુઃખકારીરે.
નથી કોઇ ઠેકાણે સાર, એવું સુણીયેરે;
ભારે પડયોજ આ દુષ્કાળ, દયા ઘણી ધરીયેરે. ૩
કરો પ્રજા નિભાવની શોધ, સાધનો શોધોરે;
આપો ખેડુતને શુભ સહાય, પશુઓ નિભાવોરે; ૪
ગાય બળદ ને ઘોડા ભેંસ, દુર્બળ દીસેરે;
વાગે ઠેસ ચાલે નહી લેશ, પડતાં ચીસેરે. ૫.
ઘણી ગાય ગરીબ રીબાય, બહુ દુઃખદાયીરે;
તેના રક્ષણ માટે ઉપાય, કરો ને કાંઇ રે ! ૬
ધરો પ્રાણી પશુની દયાજ, દીલ તો દાઝેરે;
ધર્મ સાથેજ અર્થ સધાય, એકજ કાજેરે. ૭
આજ અન્ન પાણીની તાણ, જ્યાં ત્યાં સુણીયેરે,
થાય પશુ માણસની હાણ, કારણ ગણીયેરે. ૮
પડયો કાળો મહા દુષ્કાળ, જે આજ સાલેરે;
મરે લોક પશુ બેહાલ, દિલ તે સાલેરે ! ૯
થયાં કેવળ સ્વારથી દીલ, એકલપેટાંરે;
ખરા સ્વારથ માંહિ બખીલ, નાસે છેટાં રે ! ૧૦
વધી ઈર્ષા ને આળસ અંગ, બાળકો વેચેરે;
જુઓ ભારત પ્રજાનો એ રંગ, આજ આ વખતેરે. ૧૧
પડયું દુઃખ અતિ વિશેષ, દીનતા આવીરે;
હવે સત્વર થાઓ તૈયાર, વેશ ભજાવીરે. ૧૨
લીઓ આર્ય પ્રજાની સંભાળ, પશુઓ પાળોરે;
કરો સુખના અતિ ઉપાય, દુઃખજ ટાળોરે. ૧૩
કરો ધનવતાજ સંભાળ, ફરજ વિચારીરે;
ખાનપાન પૂરો તત્કાળ, દર્દ વિદારીરે. ૧૪

પણ પ્રજા ઉગર્યાથી ભ્રાત, સહુ સુખ થાશેરે,
માટે કરો તમે ઉત્તમ સહાય, દીલ ઉલ્લાસેર ૧૫
જેનુ કામ આપણથી લગાર, ટીએ ન થાયેરે,
ભલે હુન્નર હોય હજાર, પગ ન ભગએર ૧૬
માટે કરોને અનેક ઉપાય, તન મન ધનથી,
તેથી રસ કસ દેશ સોહાય, શુભ સાધનથીરે ૧૭

## હરિ ગીત છંદ

ખરચો ખરી ખતે કરી, શ્રીમત તન ધન જો તમે,
તો ખરો હેતુ પાર પડશે, સત્ય સમજો આ સમે
ઈશ્વર તણી કરૂણા થશે, દારિદ્ર દુ ખો નાસશે
આ ભારત ભૂમિને વિષે, સુખ સૂર્ય પૂર્ણ પ્રકાશશે ૧
રિદ્ધિ ઘટી સિદ્ધિ ઘટી, લક્ષ્મી ઘટી દુષ્કાળથી
અન્ન તૃણ ને ઔજત ઘટી, દુર્બળતા વધી સામટી
ઘટપટ સમૂળો જો ખસેડી, ઝટપટ ઉપાયો આ કરે,
તો હિંદ હિતેચ્છુ જનો, દુષ્કાળને દુર્જ કરે ૨
મુલ્તવી રાખો નહિ જરા, પ્રાણી પળમા બહુ મરે,
શુભ કામ ને શુભધર્મ છે, વનવત તમારા આ સમે
તો એક ટકે એક મપે, અક ચિત્તે આ સમે,
જે એક પણ ઉપાય લે તે, મહાન ઈશ્વરને ગમે

---

## ધર્મ શિક્ષણ

---

ધર્મ શિક્ષણ એટલે આર્યોને બ્રહ્મ સમધી શાસ્ત્રીય જ્ઞાન આપવાનુ શિક્ષણ આ તો સર્વ કોઈ જાણે છે કે હાલના સમયમા તે શિક્ષણનો આર્યા વર્ત્તમા સપૂર્ણ અભાવ છે વળી એમ પણ આપણે જાણીએ છીએ કે આપણી આગલી શિક્ષણ વ્યવસ્થા અને વર્ત્તમાન શિક્ષણ વ્યવસ્થામા આકાશ પાતાળ જેટલો તફાવત છે વળી આપણા ધર્મ સબ ધી શાસ્ત્રીય જે જે ગ્ર થો રચાયેલા છે તે પ્રાચીન શિક્ષણ વ્યવસ્થાને કાઇક અશે વધારે અનુકુળ પડે તેમ છે તથાપિ એમ તો નહીજ કહી શકાય કે તે ગ્ર થોનો વર્ત્તમાન શિક્ષણમા ઉપ

યોગજ ન થઇ શકે. વળી એમ પણ આપણે માની લઈએ કે તે જુના ધર્મસંબંધી શાસ્ત્રીય ગ્રંથોને વર્તમાન શિક્ષણ વ્યવસ્થામાં અનુકુળ પડે તેવી રીતે ગોઠવી, ધર્મ શિક્ષણમાં ઉપયોગી બનાવવામાં પણ કાંઈ અડચણ નથી. ત્યારે હવે પ્રશ્ન માત્ર એટલોજ રહે છે કે તેનો ઉપયોગ તેવી રીતે કાં કરવામાં આવતો નથી?

આ પ્રશ્નનો ઉત્તર આપવો સહેજ છે કે મનુષ્ય માત્રને ખાસ કરીને શિક્ષણદ્વાર બે છે. એક ગ્રહ અને બીજું શાળા. આ બે દ્વારજ મનુષ્ય માત્રને સહજ અને સુલભ છે. હવે અહિ એમ કહેવામાં આવે કે વર્તમાન સમયમાં ગ્રહશિક્ષણ એવી વસ્તુ તો રહીજ નથી અથવા તો જે કાંઈ લીસોટા રહ્યા છે તે માત્ર સારી અસરને બદલે ખરાબ અસર કરવાને રહ્યા છે. આગલા સમયમાં એક વિદ્યાર્થિથી જો તે બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યમાંથી હોય તો પિતાગ્રહનું ગ્રહશિક્ષણ જનોઇની ક્રીયા થાય ત્યાંસુધી તેનાથી લઈ શકાતુ. ત્યાર પછી તેને ગુરૂને ઘરે શિક્ષણ માટે સોંપી દેવામાં આવતાં તે સ્થળે તેનું ગ્રહશિક્ષણ સાથે શાળાશિક્ષણ શરૂ થતું, અને સર્વ શિક્ષણ માટે એકજ ગુરૂ હોવાથી ગુરૂ પાસે જેટલી વિદ્યા હોય તે સંપાદન કરવામાં આવતી. અર્થાત કહીએ કે ગુરુની વિદ્યાનો માલીક પોતે થવાથી તેનું વિદ્યાનું તેજ બહાર પડતું. ગુરૂ તેને ધર્મશિક્ષણ ઉપર બહુ સારી અસર કરી દેતા, અને ધર્મની આસ્થા સાથે આપેલું વ્યવહારીક જ્ઞાન બહુ સારૂં પરિણામ લાવતુ. પણ આ વ્યવસ્થા વર્તમાન સમયમાં તો લોપજ થઈ છે, અર્થાત કે ઉપનયન ક્રીયા પછી શિક્ષણ શરૂ થાય છે એવો પણ નિયમ રહ્યો નથી, તેમજ અમુક ગુરૂને હાથેજ શિક્ષણ આપવામાં આવે છે તેમ પણ નથી. માબાપના ગ્રહમાં રહી શાળા શિક્ષણ વર્તમાન વ્યવસ્થાથી લઇ શકે છે-તેથી-તેમજ શિક્ષણ આપનારાના અપૂર્ણ જ્ઞાનના પરિણામે આવી ખામી સહજ છે, પણ અહિ આપણે વિચાર કરવાનો છે કે જે શાળાશિક્ષણ મળે છે તે જુની વ્યવસ્થામાં-જેટલુંજ લાભ કરતું તેટલુંજ લાભ કરતું માલમ પડેછે કે કેમ? આ પ્રશ્નના ઉત્તરમાં બેધડક સર્વ કોઈ પ્રત્યુત્તર આપશે કે તે શિક્ષણ જુના શિક્ષણ જેટલું લાભ કરી શકતું નથી. ત્યારે બીજો પ્રશ્ન ઉભો થાય કે તેમાં એવી કઈ ખામી રહેલી છે? આ પ્રશ્નનો વિચાર કરતાં જણાઈ આવે છે કે વર્ત્તમાન શિક્ષણ પદ્ધતિમાં ધર્મશિક્ષણની જરા પણ ગોઠવણ નથી, અને બાળકોના કુમળા અંતઃકરણમાં તે વિષે

જરા પણ અસર કરવામા આવતી નથી તેનુ આ પરિણામ છે કેટલાકોનુ એવું કહેવુ છે કે આર્યાવર્ત્તમા પચરંગી પ્રજા છે તેથી વર્ત્તમાન સરકારી શિક્ષણ પદ્ધતિમા તેવી ગોઠવણ થઈ શકેજ નહિ તેમ સરકારે પણ આજ દિવસ સુધી શિક્ષણપદ્ધતિ માટે લીધેલા પગલાથી એવા કાંઈ ચિન્હ દેખાડયા નથી કે તેવી ગોઠવણ કરવાને તે સમર્થ છે કેટલીક વખતે સરકારે જે કાંઈ મત દર્શાવ્યુ હોય અથવા ઠરાવ બહાર પાડયો હોય તો તે ઉપરથી એટલુજ જણાય છે કે તેવી ગોઠવણ કરવાને સરકાર અશક્ત છે, આથી ધર્મશિક્ષણ માટે સરકારે તો પોતાને માથેથી જરૂરની ફરજ દૂર કરી છે, એટલુજ નહિ પણ આડકતરી રીતે તેને મળતી જોઈતી મદદ માટે તે આંખ આડા કાન કરેછે તેથી વર્ત્તમાન શિક્ષણપદ્ધતિ ધર્મસબધી શિક્ષણની ખામીને લીધે ઘણેભાગે હાનીકારક નીવડી છે આપણને ફરીયાદ કરવાનુ કારણ એટલાથીજ મળે છે કે ખ્રીસ્તી ધર્મના શિક્ષણ માટે સરકાર પૈસા ખર્ચી શકે છે તે સમયે આર્યાવર્તની અન્ય પ્રજાના તે શિક્ષણના સાધન માટે સરકાર પોતાના નબળાઈ બતાવે છે આર્યાવર્તના કેટલાક યુવાનોને પોતાના ધર્મના તત્વ જાણવાને વખત મળતો નથી અથવા તો સગવડ મળતી નથી તે પરદેશી નરોને ખ્રીસ્તી ધર્મના તત્વો જાણવાનો વખત અને સાધન મળેછે પોતાના ધર્મના તત્વો જાણવાને વખત અને સાધન મળે તે પહેલા તેના અતઃકરણમા એકના અન્ય ધર્મના તત્વોજ રોપાયા કરે છે અને છેવટે તેની વૃત્તિ એક તરફીજ તે તરફ દોરાઇ જાયછે તેનુ પરિણામ ગમે તેવાને પણ તે ધર્મ સ્વીકારવામા આવે છે ત્યારે અભણ માણસોથી કહેવામા આવે છે કે અમુક માણસ બી એ થઈ સારૂ જ્ઞાન મેળવ્યા પછી ખ્રીસ્તી થયોછે, કારણ કે તેને તે ધર્મના તત્વો સાચા લાગ્યા છે પણ અત્ર વિચાર કરવાનો એ છે કે તે પુરૂષ ગમે તે પદવી ધરાવે તેની સાથે ધર્મને સબધ નથી પણ જે ધર્મ તે વર્જે છે તે ધર્મના તત્વ તે બરાબર જાણે છે કે નહિ તે શોધવાનુ છે કદાચ એમ પણ જણાઈ આવે કે તે તત્વોનુ થોડુ ઘણુ ઉપર ચોટીયુ અવલોકન થયુ હોય તો તેથી પણ એમ ઠરતુ નથી કે તે ધર્મ તત્વો તેના અતઃકરણમા સારી અસર કરવા પામ્યા છે શિશુવયમા મળેના શિક્ષણથી રમી રહેલા તત્વોજ અતઃકરણમા પ્રબળતા ભોગવે છે જ્યારે ઉપર ચોટીયા અવલોકનથી મળેલુ જ્ઞાન તેને અસર કરવાને શક્તિમાન થતુ નથી તેથી એમ કહેવામા આપણે અસત્ય નથી કહેતા કે

કેળવવું તે હાલનું ગ્રહશિક્ષણ છે. તે કોઈ પેલું હાલરડું નથી કે જે આત્મા શું છે તે હાલરડામાંથી અસર કરે.

शुद्धोसि बुधोसि निरंजनोसि
संसार माया परिवर्जतोसि
संसार स्वप्नं कर मोहनिद्रा
मदालसा वाक्यमुवाच पुत्रम्.

આ તે ગ્રહશિક્ષણ ! આવું ગ્રહશિક્ષણ ઉત્તમ રત્નો ઉપજાવી સૃષ્ટિની પહેલી ભુમિકામાં મુકે. પણ વર્તમાન સમયમાં તેવું ક્યાં છે. હાલતો બાલકોને પશુશિક્ષણ જેવું પણ ગ્રહશિક્ષણ મળતું નથી. જ્યાં ત્યાં કજીઆ અને કાળો કકળાટ. છોકરાં રમતાં રમતાં પણ અધમતા કરે. નીતિ અનીતિ, સારૂ નરસું તેનો તો જરા વિવેક પણ નહિં. ગાળાગાળી ખોટું બોલવું વીગેરે પરિચયમાં છોકરાંને ઉછેરવામાં આવે છે, તેમાં અધુરામાં પુરૂં આસપાસના સંજોગોમાં નિંદા કરવાનું જ્ઞાન મળે અને તેમાં એક બીજાને વઢાડી મારવાની કુંચી મળે તો પછી શિક્ષણમાં કાંઇ બાકી ન સમજવું. ત્યારે હવે ગ્રહશિક્ષણમાં ક્યાં વિચાર શુદ્ધિ રહી કે ક્યાં તે આત્મા અને ઈશ્વર સંબંધી જ્ઞાન રહ્યુ ! આવું ગ્રહશિક્ષણ જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી આર્યકુટુંબમાં જોઇએ તેટલી ઉચ્ચતા આવવી મુશ્કેલ છે. તથાપિ આપણને સતોષ લેવાનું બની આવશે કે શાળાશિક્ષણમાં જો ધર્મ શિક્ષણ દાખલ કરવામાં આવે તો ભવિષ્યમાં ગ્રહશિક્ષણ પણ સારૂં બનશે. તો આપણે એટલુંજ ઈચ્છવાનું કે નાના બાળકોને શાળા શિક્ષણની સાથે અથવા બીજી કોઇ રીતે ધર્મશિક્ષણ મળવું જોઈએ.

---

## अद्वैतामृत.

( સાધણ પાને ૫૩ થી. )

ચિત્તવૃત્તિ—સ્વામિજી ! કહો, તમારા મતથી પ્રિયનું લક્ષણ શું છે ?

વિવેકાશ્રમ—બાઈ ! એ લક્ષણ નિષેધ વાક્યથી એમ થાય છે કે, 'જેની ઇચ્છા થાય, પરંતુ જેની ઉપલબ્ધિમાં અન્ય વસ્તુની આકાંક્ષા ન રહે અને અનુકુલ હોય તેનું નામ પ્રિય.' ઈન્દ્રિયોમાં આ ગુણ નથી, ઈન્દ્રિઓની પોતાની ઈચ્છા નથી થતી.

ચિત્તવૃત્તિ–ઈન્દ્રિઓની નહિ પરંતુ, વિષયોની તો ઇચ્છા થાય છે માટે તે પ્રિય છે

વિવેકાશ્રમ–એ પણ તારી ભ્રાંતિજ છે એ પદાર્થોની ઇચ્છા થાય છે પરંતુ એ સ્વત પ્રાપ્ત નથી એ વિષયો પણ પ્રિય થવામા અન્ય પદાર્થ ઉપર આધાર રાખે છે અનુકુળ પદાર્થો પણ સ્વત સિદ્ધ ન હોય તો તે પ્રિય નથી

આ રીતે જોતા તો કેવળ આત્માજ પ્રિય છે

ચિત્તવૃત્તિ–સ્વામિજી ! ત્યારે તો આત્મા સુખનો આશ્રય હશે અને તેથી પ્રિય છે

વિવેકાશ્રમ–આશ્રય એટલે શુ ? તુ એમ માને છે કે આત્મા સુખનુ ઉપાદાન કારણ છે કે આત્મા સુખનો કેવળ આધાર છે આત્મા ઉપાદાન કારણ તો નજ થાય કારણકે તેમ થાય તો તે પરિણામી થાય, અને જો પરિણામી થાય તો તે નાશવત થાય જો કેવળ આધાર માત્રજ હોય તો આત્મા સુખનો આધાર, સુખ આત્માનો આધાર એમ અન્યોન્યાશ્રય થાયછે

ચિત્તવૃત્તિ–ત્યારે સુખનુ જ્ઞાન થવામા તો આત્મા કારણરૂપ છેજ

વિવેકાશ્રમ–તેમ હો અને તુ તેમ સમજતી હોતો કાંઇ હાનિ નથી આ રીતે આત્માનેજ પ્રિય સમજી તુ વિષયથી થતા સુખનો ત્યાગ કર એમ કરવાથીજ તને મોક્ષની પ્રાપ્તિ છે

ઇતિ તૃતીય કવન સમાપ્ત

---

ચતુર્થ કવન

શ્રીવિવેકાશ્રમના મુખચદ્રમાથી જ્યોત્સના જેવા આ શાન્તાનંદ પ્રસારતા વાકયો સાભળી અતિ પ્રસન્ન થએલી ચિત્તવૃત્તિ ફરીથી પણ નમ્રતાથી નીચે પ્રમાણે કહેવા લાગી

ચિત્તવૃત્તિ–ભાઇ વિવેકાશ્રમ ! આત્મા આનદરૂપ છે એ વાત આપે બહુ યુક્તિથી મને સમજાવી અને મ્હારી પણ ખાતરી થઇ પરંતુ એક વાત મનમા રહી જાય છે તે પુછુ છુ આપ શાન્ત તથા સમાર્દ્ર હૃદય રાખી ઉત્તર આપજો

આપ કહોછો કે વિષયથી થતું સુખ મુકી દે. આપનું-કહેવું યથાર્થ છે. પરંતુ તેમ કરવાનું હું પ્રયોજન જોતી નથી. બહુ આનંદ મળ્યો માટે અલ્પ આનંદ છોડી શા માટે દેવો ? એક પુરૂષને સાર્વભૌમ રાજ્ય મળે માટે તેણે પોતાના નાનાં ઝુપડાં વિગેરે હોય તે છોડી દેવાનું પ્રયોજન નથી. ચૈતન્ય-આનંદસ્વરૂપમાં લીન થઇછુ છતાં વિષયોથી થતા આનંદને શા માટે મુકી દઉં ? ગમે તેવો પંડિત હોય તે પણ પોતાની અભિવૃદ્ધિ થતાં સંતોષ નથી પામતો. ત્યારે હું તો વિષયોના સુખથીજ ઉછરીને મોટી થઇ છું. આજ વળી ચિદાનંદની પ્રાપ્તિ થઇ. આજે જો હવે આગલા આનંદને છોડી દઉં તો તેમના અપરાધ રૂપી દોષમાં આવું. અને એ દોષથી મને હાનિ થાય. સારા અથવા ખરાબ, કોઇ પણ પ્રાણીએ આપણું સારૂ કર્યું હોય તેનો, તેના અપરાધ વિનાજ ત્યાગ કરવો એથી સમૃદ્ધિ અને વૃદ્ધિ ઉભયનો નાશ થાય છે. મને તો આમ લાગે છે. માટે આપ વિદ્વાન છો અને અનુકરણીય છો, તે માટે એ ત્યાગ શી રીતે કરવો તે કહો.

---

## संसारना प्रपंच छोडी ईश्वर साथ सगाई राखवा विषे.

---

( કાહનજી વેલાભાઇ જીવલા. )

### પદ ઠુંમરી.

ગોવીંદ ગાંઠ ગુમાઇ ભાઈ તેં ગોવીંદ ગાંઠ ગુમાઇરે.—ટેક
સગાં સબંધી રાખે સરવે સ્વારથ સુધી સગાઈરે.
લોભી લાભ તજ્યો ન લક્ષ્મીનો લાલચમાં લપટાઇરે.—ગો૦
દેખે છે દુનિઆ દુખ દરીયો, છતાં ન છોડે છેલાઈરે.
ફોગટ ફંદ તણી ફાંસીમાં, ફેલ કરે છે ફુલાઇરે.—ગો૦
પરમારથમાં પ્રેમ ન પ્રગટયો, વ્હાલી આપ વડાઈરે.
ચાડીયો થઈને ચાડી કરે છે લોકની સાથે લડાઇરે.—ગો૦
"કાન" કહે કેમ વિષય કેદથી ઠોકર ખાય ઠગાઈરે.
માયા મોહ તજી માધવથી સાચી રાખી સગાઇરે.—ગો૦

## ससारना ढोग अने अभिमान छोडवा शिखामण

૫૬

ભુલ્યો ભમે છે ભોગી ભમરો ભુલ્યો ભમે છે ભોગીરે —ટેક
દેવા સબધ સુગધની સાથે રાખે ઔષધી રોગીરે
મરે ભલે પણ માન ન મુકે જુઠો જગવૃત્ત જોગીરે —ભુ૦
જ્યોતવિષે ખદ્યોત જળે છે, વા'લા વિષય વિયોગીરે
પ્રેમીજન મન પ્રેમ ન પામ્યો નિરખી નાથ નિરોગી —ભુ૦
મુક્તિપ્રદાન વસ્તુ મળે કોઈ, સધે છે સજોગીરે
નામ વિના નિજ કામ સરે તો અનગી કે ઉપયોગીરે —ભુ૦
"કાન" કહે ઓ માની મુરખ મન ઢોગ છોડ તુ ઢોગીરે
હાથ થકી ખોયો હરી હિરો નરદેહ નીરૂપયોગીરે

## मरकीनी जणाती शान्ति

ગયા ચાર વર્ષથી હિદુસ્તાન અને ખાસ કરીને મુબઈ ઈલાકામા મરકીના રોગનો ઉપદ્રવ એટલો બધો વધી પડયો છે કે શુ શ્રીમત કે નિર્ધન, વિદ્વાન કે અજ્ઞ સર્વને તે સમય ત્રાસદાયક થઈ પડયો છે એટલુજ નહિ પરતુ કેટલીક અસહ્ય હાનીઓમાથી પસાર થવુ પડયુ છે મુબઈમા ચાર વર્ષથી સર્વ લોકના મન ઉચક થયા છે આ વર્ષમા આ શેહેરમાં મરકીનુ જોર લાબા વખતસુધી મોટા પ્રમાણમા રહ્યુ હતુ કાર્ત્તિક માસથી ધીમા પ્રમાણમા વધતા પોષમા ઘણુ જોર કાઢયુ હતુ, અને ચૈત્ર માસમા તે રોગની ધીમી શાન્તિ જણાય છે આવી રીતે શિયાળાની ૠતુમા શરૂ થઈ ઉનાળાની ૠતુમા તેની શાન્તિ માલમ પડે છે તેનો વખત લગભગ ૭ માસનો ધારવામા આવે છે ચાર વર્ષના અનુભવ ઉપરથી એમ પણ જણાય છે કે તે રોગ દર વર્ષે વધારે વધારે જોરથી પ્રવર્ત્તે છે, પહેલા વર્ષ કરતા બીજા વર્ષમા વધારે અને બીજા કરતા ત્રીજામા અને ત્રીજા કરતા ચોથાએ તો હદવાળી છે આ વર્ષમા કેટલાક વખત સુધી દરરોજનુ મરણનુ પ્રમાણ ૪૦૦ ઉપર રહ્યુ હતુ તેમજ ઘણા ખરાનુ એમ પણ માનવુ છે કે તે રોગ આ વર્ષે જરા વધારે વખત સુધી

જોરમાં રહ્યો છે. આ રોગ હજુ કેટલો વખત સુધી રહેશે તે માટે પણ નકી મત નથી. ચીનમાં મળેલા અનુભવ ઉપરથી કેટલાકોનું કહેવું એવું છે કે તે લગભગ સાત વર્ષ સુધી રહશે વળી બીજા કેટલાકો એવું મત ધરાવે છે કે તે દશ વર્ષસુધી રહેશે. પણ એવું કાંઇ નિશ્ચય મત નથી. તેમજ તે રોગ સંબંધી નિશ્ચિત ઉપચાર પણ બહાર આવ્યો નથી. કોલેરા વીગેરે રોગના ઉપચારો તો મળી આવ્યા છે. પણ આ રોગનો હજુ ફતેહમંદ ઉપચાર મળી આવ્યો નથી તેથી હાલ જે ઉપચાર કરવામાં આવે છે તે ફક્ત પ્રયોગજ રૂપે છે. રસીનો ઉપચાર મરકી અટકાવવા માટે કરવામાં આવે છે પણ તે કેટલે દરજે ફતેહમંદ છે તે નકી થયું નથી. તેમ વળી હાલ જેમ કેટલેક ઠેકાણેથી કહેવામાં આવે છે તેમ તેની પછવાડેથી ખરાબ અસર થાય છે. આ જો સત્ય હોય તો તે બાબતમાં બહુ વિચારવા જેવું થાય છે. ગમે તેમ હોય તો પણ હવે તેના નિશ્ચિત ઉપાય માટે હજુ બહુ કરવાનું અને શોધવાનું છે. ઈશ્વર તે બાબતમાં આપણને ફતેહ આપે તેજ ઈચ્છીએ છીએ.

વળી આર્યવર્ત્તની પ્રજા જે દૈવને માની પ્રારબ્ધ ઉપર આધાર રાખી બેસે છે તેથી તેઓને કેટલેક દરજે દુઃખમાં પણ આશ્વાસન મળે છે. તેઓ તો માને છે કે આવો ઉપદ્રવ એક પ્રજાના દોષનું પરિણામ છે. લંડન ટાઈમ્સ જેવાં વગવાળા અને પાશ્ચિમાત્ય ધર્મની સદા બાજુ રાખનારા પત્રે પણ કબુલ કર્યું હતું કે આવાં દુઃખો પ્રજાના સામાન્ય દોષોનું પરિણામ છે. હવે કહેવાનું કે તે દુઃખોના પરિણામમાંથી સાર એટલોજ કાઢવાનો કે આપણા દોષના ફળરૂપ જે કાંઈ ઉપદ્રવ આપણા ઉપર આવી પડે તે ધીરજ રાખી સહન કરવા. આ રોગથી જે સારૂં પરિણામ આવ્યું છે તે એ કે કેટલાક તરફથી એવું કહેવામાં આવે છે કે હાલની ઉછરતી પ્રજા કેટલેક અંશે ઈશ્વર તરફ અનાદર રાખતી હતી તે ઠેકાણે આવી ગઈ છે. અર્થાત તેઓ પણ હવે કબુલ કરે છે કે ઈશ્વર તરફ કરેલા દોષોથી આવા અચાનક ઉપદ્રવો પેદા થાય છે તેથી ઈશ્વર તરફ કાંઈક સારા ભાવથી જોવા શીખ્યા છે. દયા વીગેરે સારા ગુણો દેખાડતાં શીખ્યા છે. આવા ઉપદ્રવો વખતે જ્યારે માણસો પોતાના સગાના પણ સગા થતા ન હોય તે વખતે આપણી ઉછરતી પ્રજા દુઃખી તરફ દયા દૃષ્ટિથી જુવે છે તેમજ મનુષ્ય પ્રત્યે મનુષ્યની શી ફરજ છે તે પણ જાણવા શીખ્યા છે આથી તેઓના મન દયામાં ખેંચાતાં જાય છે. આવા વર્ગમાં ધર્મોપદેશની ખામી છે પણ જો

આવા વખતમા ધર્મના આગેવાનો તેમને ધર્મોપદેશ કરી મરકી અને દુષ્કાળ જેવા વખતમા મનુષ્ય જાતિને ઉપયોગી સહાય કરવાને તેમના મનનુ આકર્ષણ કરે તો સારૂ પરિણામ થાય અર્થાત કે દુધમા સાકર ભઠળ્યાનુ પરિણામ આવશે એમ પણ જાણવા જેવુ છે કે આવા દુ ખના વખતમા તેઓના અ ત કરણ દયાથી ભીંજાયેલા હોય તેમા ધર્મોપદેશથી તેઓ બહુ ફરી શકે તેમ છે આથી કહેવાનુ એટલુ છે કે ધર્મના અગ્રેસરોએ આવા સમયનો લાભ લઈ મનુષ્ય જાતિને બનતી મદદ કરવી એ તેમની મુખ્ય ફરજ છે ગમે તેમ હોય તો પણ આતો સિદ્ધ છે કે તેવા ઉદ્દેશથી ધર્મોપદેશ શરૂ થાય તો સારૂ પરિણામ આવે ખરૂ એવી ઉમેદ બાંધવામા આપણે ખોટુ કરતા નથી

મુબઈની પ્રજા જોકે આ રોગના ઉપદ્રવથી હેરાન હેરાન થઇ છે અને અગર જો કે તે ઉપદ્રવથી વેપાર રોજગાર ત ન મોળા થયા છે તોપણ મનુષ્યો સારા વખતની આશાએ હજુ પણ ધીરજ રાખી રહ્યા છે પહેલા વર્ષમા મરકી દેખાવાથી માણસો ઘણા ખરા પોતાને વતન ચાલ્યા ગયા હતા બીજા વર્ષ પેહેલા વર્ષ કરતા ઓછી નાસભાગ થઈ હતી, તેમ ત્રીજા વર્ષમા તે કરતા પણ ઓછી થઇ હતી પણ આ વર્ષમા તેથી ઉલટુ જ બન્યુ હતુ, તેનુ કારણ દુષ્કાળ જણાવવામા આવે છે દેશાવરમાથી દુષ્કાળને લીધે કેટલાક બાનરોજગારીઓનુ અહીં આવવુ થયુ તેમ અહીંયા રહેનારાઓ પણ દુષ્કાળનો સમય હોવાથી પોતાને વતન ગયા નહિ તેથી શેહરમા વસ્તી સારી રહી હતી તેમ જણાવવામા આવે છે અને તેથી મરકીનુ જોર વધ્યુ હતુ તેમ કેટલાકનુ માનવુ છે આવી રીતે બે કારણ માનવામા આવે છે ૧ દર વર્ષ જોર વધતુ જાય છે તે અને બીજુ દુષ્કાળને લીધે વસ્તી વધી હતી તેમ ગણવામા આવે છે ગમે તેમ હોય પણ આટલુ તો સિદ્ધ છે કે મરકીએ આ વર્ષે બીજા આગલા વર્ષોને પણ ભુલાવી દે તેવો ઘાણ વાળ્યો છે અને બીજા વર્ષોની સાથે આ વર્ષની અસર પણ કેટલાક કુટુબને બહુ ભારી પડી જશે અને કેટલેક વખત સુધી તે અસર રહેશે એ તો નિશ્ચયપૂર્વક છે મરકીની અસરમા કેટલાકને શોચ કરવાનુ કારણ એ છે કે જે લતામા તે રોગ લાગુ પડે છે તે લતામા લોકોનો ઘાણ કાઢી નાખ્યો છે અને જે ઘરમા અથવા માલામા લાગુ પડે ત્યા પણ તેવુ ભય કર પરિણામ ઉપજાવે છે કેટલીક વખત તો એક કુટુ બ ઉપર તે રોગ ઉત્તરે છે તેથી તે કુટુબને પહેલેથી છેલ્લે સુધી માર

કુશળતા ઉપરથી આપણે કહી શકીએ ગમે તેમ હો પણ આટલુ તો સિદ્ધ છે કે કચ્છ અને વડોદરા જેવા મોટા રાજ્યની દીવાનગીરીથી તેમને મળેલો અનુભવ બહુ દ્રષ્ટાંતરૂપ થઈ સર્વ રાજ્યદ્વારીઓને તે બહુ સહાયકારક થઈ પડત અત્યારે મુબઇ ઇલાકે તેમા ખાસ કરીને કચ્છ, ગુજરાત અને કાઠીયાવાડે એક અત્યુત્તમ હોહિતુર ખોયો છે, એમ કહેવામા અમે અતિશયોક્તિ ઉપર ગયા છીએ એમ અમે ધારતા નથી રાજા અને પ્રજામા વિશ્વાસ કેમ ઉત્પન્ન કરવો અને તેને માટે શુ કરવુ તેનો મર્હુમ દિ બ મણિભાઇ કરતા વિશેષ વર્તમાન સમયમા કોઇ ભાગ્યેજ અનુભવ ધરાવતા હશે વળી ગુજરાત, કચ્છ કાઠીઆવાડની પ્રજા તેના ઉપર મીદા ફીદા થઈ હતી તેનુ કારણજ તેમની રાજદ્વારી કુશળતા હતી શુ શ્રીમત કે નિર્ધન, વિદ્વાન કે અજ્ઞ, સર્વે એક જીભે તેઓની સ્તુતિજ ગાયા કરે છે, અને તે પ્રજા માને છે કે તેમના મૃત્યુથી ભારે ખોટ ગઈ છે, તેમજ લોકો દીલગીરીમા ડુબી ગયા છે

તેઓએ ધર્મ સબધી વિષયમા પણ સારૂ મનન કર્યું હતુ કેટલાક આચાર્યો અને વિદ્વાનોની થએલી એક મડળીમા તેઓએ સારો ભાગ લીધો હતો આ ઉપરથી એટલુ પણ સિદ્ધ છે કે તેઓને આર્ય ધર્મ ઉપર બહુજ આસ્થા હતી અને તે એટલે સુધી સજડ હતી કે તેઓ આર્ય ધર્મની મહત્વતા માટે બહુ સારૂ મત ધરાવતા અગર જોકે આ વિષયમા પણ તેમના તરફથી એક ગ્રથ મળ્યો નથી પરતુ તેવા ગ્રથ સબધી પણ તેમની પાસે માગણી થએલી હતી એમ કહેવાને અમે હિમત ધરીએ છીએ સુદર્શનના વિદ્વાન તત્રીએ તેમના હમણા બહાર પાડેલા ઉલ્લેખનુ અવલોકન કરતા ધર્મસબધી લેખની પણ માગણી કરી હતી જેમ મહાજન મડળના કર્ત્તાએ દિ૦ બહાદુરના રાજ્યદ્વારી લેખની આશા રાખી હતી, તેમ સુદર્શનના તત્રીએ ધર્મસબધી લેખની માગણી કરી હતી, તેથી મર્હુમશ્રીએ કદાચ તેવા લેખો લખી રાખ્યા હોય તો તે બહાર પડવાથી ગુજરાતી પ્રજા તેને અત્યત હર્ષથી વધાવી લેશે એમા તો સદેહ નથી વળી અત્યારે ગુજરાતી સાહિત્યમા તેવા લેખોની બહુજ જરૂર છે એવા માનનીય પુરૂષ તરફથી બહાર પડેલા લેખો ગુજરાતી પ્રજાને અનુકરણીય બની શકે તેથી અમારી નમ્ર વિનતિ છે કે દિ૦ બ૦ ના તેવા લેખોની પ્રસાદી તેમના વિદ્વાન પુત્રોએ અધીકારી ગુજરાતી પ્રજાને જલદીથી આપવી

તેઓ સાસારીક વિષયમા પણ તેવાજ કુશળ હતા અગર જોકે તે સબધે તેઓ ભાષણદ્વારા વારવાર અત્યુતમ વિચારો પ્રજા સમક્ષ રજુ કરતા તેની પ્રસાદી તેઓએ "આર્યસ્ત્રીનુ શિક્ષણ' એ ઉલ્લેખમા આપી છે આર્યોની સાસારીક ઉન્નતિ કેવી રીતે થાય તે પ્રશ્ન તો તેમના અતઃકરણમા વારવાર ઘોળાયા કરતો હતો તેઓએ સ્ત્રી કેળવણી માટે લખેલો લેખ પણ તેવોજ ઉપયોગી છે તેથી એમ કહી શકાય કે સાસારીક વિષયમા તેઓની

કુશળતાએ તે લેખને જન્મ આપ્યો હતો. તેનું ફળ ભવિષ્યની પ્રજા ભોગવશે. આ લેખ જોકે ઇંગ્રેજી ભાષામાં છે તથાપિ તેનું ગુજરાતી ભાષામાં ભાષાન્તર થવાની બહુજ જરૂર છે અને લાગતાવળગતાને અમારી વિનતિ છે કે તેઓ તેનું ભાષાન્તર કરાવશે. તેઓ આર્યોના ઐકય માટે બહુ બહુ કહેતા અને તેમ કરવા વારંવાર સૂચના કરતા.

તેઓ સદા પ્રવૃતિમાંજ રહેતા તેથી નિરંતર પોતાનું કામ ખંત રાખી આગળ વધારતા. વડોદરેથી દીવાનગીરી છોડયા પછી પણ તેઓને દેશનું હિત હૈડે હતું, અને ત્યાર પછી ધાર્મિક અને સાંસારીક હીલચાલમાં તેઓએ બહુ સારો ભાગ લીધો હતો. વલી તેઓએ ભાષા સાહીત્ય કેમે વધે તે પ્રશ્ન બહુ સારી રીતે હાથ ધર્યો હતો અને તે એટલે સુધી ચર્ચ્યો છે કે ભાષા સાહિત્ય માટે અનેક ઉપાયો યોજવા સૂચના કરી છે. દેશી ભાષા ઉત્તમ અભ્યાસમાં સ્વીકારવા લાયક બનવી જોઇએ તે માટે તેઓએ હાલ બહાર પાડેલા ઉલ્લેખમાં બહુ જણાવ્યું છે. વડોદરાના રાજ્યમાં જુના સાહિત્યની શોધ અને નવું સાહિત્ય ઉત્પન્ન કરવાની યોજનામાં તેઓનો ભાગ હતો. તેમજ કારલાઈલના કહેવા પ્રમાણે 'જે પ્રજાને પોતાનું સાહિત્ય નથી તે પ્રજા નથી' તેમ દિ. બ. મણિભાઈનું માનવું હતું. તેથી તેઓના ઉલ્લેખમાં તે બાબત બહુ સારી રીતે ચર્ચી છે. તેઓ એક રાજ્યદ્વારીને છાજે તેવી રીતે દરેક બાબતનું બહુ અવલોકન કરતા. વર્ત્તમાન સમયમાં અને ભવિષ્યમાં પ્રજા ઉત્તમ ગુણો કેમ ધરાવી શકે અને તે મેળવવા હાલ તેમની પાસે કયાં કયાં સાધન નથી તે સંબંધી પણ તેમાં તેમણે સારા વિચારો દર્શાવ્યા છે.

તેમના તે બે ઉલ્લેખ દેશી વર્ત્તમાન પત્રોએ ઉપાડી લીધા છે. તેમજ અંગ્રેજી વર્ત્તમાન પત્રોએ આવકાર આપ્યો છે. તેથી સરકાર તરફથી પણ થોડું ઘણું ધ્યાન આપવામાં આવશે તેવી આશા રહે છે. તેઓ સરકારને ઘણી યુક્તિથી મધ્યમ ફેરફાર કરવા સૂચના કરતાં અનુભવીઓને બહુ માન આપી તેમના અનુભવ પ્રમાણે કામ લેવા સુચવે છે. આ સર્વનું પરિણામ દિ. બ. મણિભાઈને જોવા વખત આવ્યો નહિ એ અત્યંત શોચનીય છે.

તેઓના સ્વર્ગવાસથી એક કુશળ રાજદ્વારીની ખોટ પડી છે. તેઓના સારા ગુણોથી ફીદા થએલી પ્રજાની દીલગીરીમાં, અને તેમના કુટુંબ ઉપર આવી પડેલી દુ:ખમાં અમે ભાગ લેતાં ઈશ્વર પાસે યાચીએ છીએ કે દિ: બ. મણિભાઈને સ્વર્ગનું શાશ્વત સુખ મળો ! તેમજ તેમના વિદ્વાન પુત્રોમાં તેમની જેવીજ શક્તિ મુકો ! જેથી દિવાન બહાદુરને પગલે ચાલી ભવિષ્યમાં પ્રજાપ્રિય કામો કરવામાં સારો ભાગ લે !

---

# शास्त्रीजी हरिदत्त करुणाशंकरनो स्वर्गवास

અમો જાણીને અત્યંત દિલગીર થયા છીએ કે જુનાગઢના સરકારી સંસ્કૃત પાઠશાળાના અધ્યક્ષ શાસ્ત્રીજી હરિદત્ત કરુણાશંકર પોતાની ભરજુવાનીમાં સ્વર્ગવાસી થયા છે શાસ્ત્રીજીનું કુટુંબ વિદ્વત્તામાટે પ્રસિદ્ધ છે તેમના પિતા શાસ્ત્રીજી કરુણાશંકર ઉર્ફે મટુભટ્ટજી પોતાના સમયમાં સમર્થ વિદ્વાન ગણાતા, તેમના કાકા વૈદ્યરાજ રઘુનાથજી વનસ્પતિશાસ્ત્રના ઉત્તમ વિદ્વાન છે તથા તેમના સ્વર્ગવાસી કાકા પંડિત ભગવાનલાલ આખા જગત પ્રસિદ્ધ લેખના સંશોધક તરીકે પ્રસિદ્ધ છે

શાસ્ત્રીજી હરિદત્તની વિદ્વતા તેમની નાની વયમાંજ જણાઈ હતી વીશ વર્ષની વયેજ તેમને જુનાગઢ હાઈસ્કુલમાં સંસ્કૃત શિક્ષક ઠરાવવામાં આવ્યા હતા પરંતુ થોડા વર્ષમાંજ તેમના પિતાએ પેનશન લેતા, તેમની જગાએ, એટલે સંસ્કૃત પાઠશાળાના અધ્યક્ષની જગાએ તેમને નિમવામાં આવ્યા હતા જે જગા ઉપર તેઓ પોતાના છેવટના સમય સુધી હતા, શાસ્ત્રીજીનું અધ્યયન વ્યાકરણ ન્યાય અને વેદાન્ત શાસ્ત્રમાં પરિપૂર્ણ હતું સર્વ શાસ્ત્રોના વા ગ્રંથો પણ તેમણે એવી રીતે વિચાર્યા હતા, કે અન્યદેશના વિદ્વાનો તેમની મુલાકાત લેતા, તેમનું જ્ઞાન જોઈ આશ્ચર્ય થતા હતા

અધ્યયનમાંજ લીન થએલા કેટલાક સમર્થ વિદ્વાનો, પોતાની પાછળ પોતાની વિદ્વાનું ફળ મુકી જઈ શક્તા નથી તેમ આ શાસ્ત્રીજીને પણ થયું છે એક ઉત્તમ પ્રકારનું, ભગવદ્ગીતાનું ભાષાન્તર જે અમારી સભાએ પ્રકટ કર્યું છે તથા બીજા એક બે નાના પત્રો સિવાય શાસ્ત્રીજીના કોઈ લેખ જણાતા નથી તેમના શિષ્યો ઘણા છે શાસ્ત્રીજી વિદ્યાસંપત્તિમાં જેવા ભરપુર હતા તેવાજ શરીર સંપત્તિમાં તથા ધન સંપત્તિમાં નબળા હતા શરીર બહુ નબળા હોવાથી તેઓ બહુ પ્રયાસ કરી શકતા નહિ પોતાની સ્ત્રી પ્રથમ સ્વર્ગવાસી થએલા હોવાથી નમાયા પાંચ બાળકોને મુકી ગયા છે આપણને જાણીને સંતોષ થાય છે કે, જુનાગઢના પુરાવિ નવાબ સાહેબે, શાસ્ત્રીજીની સેવા ઉપર નજર કરી, તેમના કુટુંબને આ સમયે સારી મદદ કરી છે

# खेदकारक अकाळ मृत्यु.

શેઠ જગજીવનદાસ તે શેઠ વસનજી મનજી નરશીના જ્યેષ્ટ પુત્ર ગયા ફાગણ માસમાં શુદ ૧૫ ને ગુરૂવારે પોતાની માત્ર ૩૧ વર્ષની ઉમરે મૃત્યુ પામવાથી, અમે દીલગીરી સાથે નોંધ લઈએ છીએ. શેઠ જગજીવનદાસના અકાળ મરણથી શેઠ વસનજીના કુટુમ્બમાં આવી પડેલા અચાનક દુઃખમાં અમે ભાગ લઈ જણાવીએ છીએ કે શેઠ જગજીવનદાસનો સ્વભાવ આર્ય-કુટુંબના એક શખ્સને દીપાવે તેવો હતો. તેમનો જન્મ સવત ૧૯૨૧ ના માહા શુદ ૨ ને દિવસે થયો હતો. અમને જણાવવામાં આવ્યું છે કે શેઠ જગજીવનદાસ તેમના માતાપિતાની આજ્ઞાં પાળવામાં સદા તૈયાર હતા. તેઓ પોતાના દાદા શેઠ મનજી નરશી તથા પિતા શેઠ વસનજી મનજીની ઇચ્છાને અનુસરી સદા કામ કરતા. તેમજ તેમની ધર્મ ઉપર આસ્થા સારી હતી. વળી પોતાના દાદા તથા પિતા તરફથી કરવામાં આવેલાં ધર્મ કાર્યોમાં બહુ સારૂં ધ્યાન આપતા. તેઓ દ્વારકામાં જુદા જુદા ત્રણ પ્રસંગે યાત્રા કરવા ગયા હતા તેમજ ડાકોરમાં ધર્મશાળા બાંધવામાં આવી હતી તેનું વાસ્તુ કરવામાં પોતે સારો ભાગ લીધો હતો. માધવરાયજીના મંદિરનો તેમના વડીલોએ જીર્ણોધાર કરાવી તેનું વાસ્તુ કરવામાં શેઠ જગજીવનદાસજ હતા. આવી રીતે ધર્મ કાર્યમાં બહુ સારૂં ધ્યાન આપતા હતા.

અમને વધારે ખેદ એટલા માટે છે કે શેઠ જગજીવનદાસને સંતતિ નહિં હોવાથી તેવા સદ્ગુણી પુરૂષની વંશવૃદ્ધિ અટકીછે તેમનું બીજી વખતનું લગ્ન શેઠ ખટાઉ મકનજીની પુત્રી બાઇ રતનબાઇ સાથે થયું હતું તેમને પેટે પાંચ છ સંતાન થયાં પણ તેમાંનું એક હૈયાત નહિ હોવાથી ઈશ્વર મરજીને આધીન થઇ બેય કુટુંબોએ ધીરજ રાખી મરનાર શેઠ જગજીવનદાસના પુણ્યાર્થે સારા કાર્યમાં મન પરોવવું. છેવટે અમે ઇશ્વર પાસે એટલુંજ માગીએ છીએ કે સદ્ગુણી શેઠ જગજીવનદાસના અમર આત્માને સ્વર્ગનું શાશ્વત સુખ મળે ! તેમજ તેમનાં બંન્ને કુટુંબના સબંધીઓ તેમના પૂણ્યાર્થે સારા કાર્યો કરવામાં તેમનું ચિત્ત દોરવે.

# आर्यधर्मप्रकाश.

पुस्तक १८ मु ] वैशाख, संवत १९५६ [ अंक ७ मो

## ॥ यतो धर्मस्ततो जय ॥




### कायजुगुप्सा

श्लोक (अनुष्टुप)

मानुषी जारमी काया, रूपी पिप्पल वृक्ष आ,
उगेलु रान ससारे प्राटा याहु दिसे लता
हस्त गुच्छा अति सारा, पादडा अग मात्र जे,
पवने चालता शोभे, चिता कुपळीया हमे
वृक्ष भारे नमी जाता, स्थभ गोठणना कर्या,
इद्रिया रूपनां पक्षी, स्वाधार ममजा ठर्या
दुपूर पेट पोलाणे, तृष्णा सर्पिणी जर्इवमी,
घण कीडारूपी दु खो, नाखे छे मर्वदा खणी
असख्यात अनादि जे, वासना वाग्री मूळमा,
कापता काढ थाके तो श्रम सघळो छे धूळमा
चचळा चित्तवृत्ति ते, मर्कट थैथै नाचतो,
पाप पुण्य तणी टेर्गे, मुखे दु खेथी चावतो
क्रोध रूपी कृष्ण काग, काका करी कचवावतो,
युवावस्था तणी छाया, पान्थ कामी सुसेवतो
अहकारी गीध मोहु माळो नाखी रह्यु दिसे,
उडाडी मूकवा टाणे,† लक्ष्य राखो मति विषे
गीध जो ए उडी जाशे तोतो भाग्यवान छो,
मिथ्या समार आ थाता नगिमा मोज माणशो

* लाकडु कोतरनार कीडा † तरनार

## મનઃસૃષ્ટિ.

શિવરાત્રીનો દિવસ એ મુખ્ય તહેવાર ગણાય છે. તે દહાડે મોટા મોટા યાત્રાના સ્થળોમાં મેળા ભરાય છે. તેવોજ એક મેળો કાઠીયાવાડમાં આવેલા જુનાગઢ શેહેરમાં શ્રીભવનાથ મહાદેવનો ભરાય છે, તે દહાડો પવિત્ર હોવાથી હું વેહેલો ઉઠી શૌચ સ્નાન કરી દામોદરજી તેમજ ભવનાથનાં દર્શન કરવા ગિરનારની તળેટી તરફના રસ્તાપર ચાલ્યો, એવા વિચારથી કે તે પવિત્ર દહાડો દેવ દર્શન ભજન અને મહાત્મા લોકોના દર્શનમાં ગુજારવો. જેમ જેમ હું આગળ ચાલતો ગયો તેમ તેમ માણસોના ઠાઠ માઠજોઈ, મનુષ્ય જીવનની મગરૂબી કેટલી બધી છે તેના વિચારમાં હું પડયો. અને મનુષ્ય માત્ર છાયા જેવો છે અને જીવન તે એક સ્વપ્ન સમાન છે એમ મનમાં ઉદ્‌ગાર નીકળવા માંડયા.

દામોદરજીની સામેના ડુંગરા ઉપર જેવી મારી નજર પડી કે ત્યાં એક મોટા પત્થરના ખડક ઉપર એક ભવ્ય પુરૂષને મેં બેઠેલા જોયા. તે સ્થાનમાં મહાત્મા અશ્વત્થામા રહે છે એમ ઘણાના મુખથી મેં અગાઉ સાંભળ્યું હતું. તે ચીરંજીવી હોવાથી કદાચ તે કુરૂક્ષેત્રના વીર યોદ્ધાને તથા જેને પરમાત્મા શ્રીકૃષ્ણનાં દર્શન થયાં હતાં તેવા પુરૂષને મારા સદ્‌ભાગ્યે મલવું થાય તો કેટલો બધો આનંદ થાય, એવા વિચારમાં હું હતો તેટલામાં તે પુરૂષે મને હાથવતી તેની પાસે જવાની સૂચના કરી.

મહાત્માને મળવું થતાં તેમને વિશે જે માનની લાગણી સ્વાભાવિક થાય તેવી માનની લાગણીથી તેમની તરફ હું ઉંચે ચડવા માંડયો અને તેમની પાસે જઈ દ્રવતે હૃદયે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો—તે મહાત્મા દયાર્દ્ર દૃષ્ટિથી મારા સામું જોઇ હસ્યા કે તરત મારા હૃદયનો ભય માત્ર દૂર થયો, તેણે મને હાથ પકડી બેઠો કર્યો અને કહ્યું.

"વત્સ તું જે રસ્તામાં વિચાર કરતો હતો તેની મને ખબર છે; મારી પાછળ ચાલ."

તે મને ડુંગરપર ઉંચે ખડકપર લઇ ગયા અને તેપર બેસારી મને કહ્યું "પૂર્વ દિશા તરફ દૃષ્ટિ કરી જો અને જે દેખાય તે મને જણાવ." મેં કહ્યું "ભગવાન હું એક ઉંડી ખીણ જોઉછું અને તેમાં વહેતો પુર જોસવાળો

મહાન્ નદ જણાય છે" તેણે કહ્યુ જે ખીણ દેખાય છે તે દુ:ખની ખીણ છે અને જે જબરો પ્રવાહ જણાય છે તે અનન્તતાનો છે ત્યારે મે પ્રશ્ન કર્યો "મહરાજ જે પ્રવાહ જણાય છે તે જ્યાથી નીકળે છે ત્યા ધાટી ઝાકળ જેવુ દેખાય છે ને જેની તરફ જાય છે ત્યા પણ ધાટી ઝાકળ દેખાય છે પણ તેની પેલીપાર બેઉ બાજુએ શુ છે તે કઈ દેખાતુ નથી તેનુ શુ કારણ હશે ?" તેણે કહ્યુ કે જે તુ દેખે છે તે અનન્તતાનો એક ભાગ જેને કાળ કહે છે તે છે અને કેટલો કાળ ગયો તે સૂર્યપરથી માપી શકાય છે, અને તે જગત્‌ની ઉત્પત્તિથી તે અતસુધી રહે છે હવે જેને બેઉ છેડે ગાઢ અંધકાર છે એવા આ સમુદ્ર તરફ નિહાળ અને જે દેખાય તે મને જણાવ" મે કહ્યુ તે જળના મગખર મ પમા હુ એક પૂલ જોઉ છુ" તેણે સૂચવ્યુ કે જે સેતૂ દેખાય છે તે મનુષ્ય જીવન છે માટે તે તરફ બારીક ધ્યાન રાખવુ

તેનાપર બારીક નજર કરતા જણાયુ કે તે સેતુના તાક લગભગ સીતેર હતા તે સઘળા આખા અને સારા હતા અને બીજા કેટલાક જર્જરીત અને ભાગલ તુટલ મળી લગભગ સોએક તાક હતા જ્યારે હુ તે તાક ગણતો હતો ત્યારે તે મહાત્માએ જણાવ્યુ કે અગાઉ સત્ય યુગમા તે સેતુના હજારો તાક હતા પણ કાળના પ્રવાહે કરી કેટલાક તણાઈ ગયા અને બાકીના જર્જરિત થઈ જઇ આ કળીયુગમા આટલી સખ્યા રહી છે પણ તે પૂલ ઉપર શુ દેખાય છે તે જણાવવાનુ મને કહ્યુ ત્યારે મે જોયુ તો હજારો લોકો તે પૂલપર થઈને જતા હતા અને તે પૂલને બેઉ છેડે ધાટા વાદળાના સમૂહ હતો

જેમ જેમ હુ ધ્યાનપૂર્વક જોતો ગયો તેમ તેમ ઘણાં માણસોને પૂલ સોસરા થઇને તેની નીચેના મોટા પ્રવાહમા મે પડતા જોયા અને બારીક પરિક્ષા પછી માલમ પડયુ કે પૂલમા કેટલાક ચોર બારણા છુપા રાખવામા આવ્યા હતા અને જેવો એક પાન્થ તેનાપર પગ મૂકી ચાલવા જાય કે તરતજ તે સોસરો થઈ પાણીમા પડી જતો અને ફરીથી દેખાતો નહીં આવા છુપા ખાડાઓ પુલના પ્રવેશ માર્ગમા ઘણા નજદીક ગોઠવેલા હતા એટલા માટે કે લોકોનુ ટોળુ ધસીને જેવુ પૂલપર આવે કે તેમાના ઘણા તેમાથી નીચે પડી જાય પૂલના મધ્ય ભાગમા તે ખાડાઓ પાખાપાખા હતા પણ જે તાક સહીસલામત હતા તેના છેવટના ભાગમા તેવા ખાડાઓ ઘણા હતા અને પાગે પાગે ગોઠવેલા હતા—

એવા થોડાએક માણસો હતા જેઓ લગડાતા લંગડતા પણ ભાગેલા પૂલના ભાગપર પોતાની યાત્રા જારી રાખતા પણ આવી લાંબી મુસાફરીમાં થાકી અને કંટાળી ગયેલા હોવાથી એક પછી બીજો એમ નીચે પડતા.

આ અજાયબ ( સેતુ ) પુલની બાંધણી અને તેપર દેખાતી જુદી જુદી વસ્તુ જોવામાં થોડો કાળક્ષેપ કર્યો—જે લોકો હર્ષસહિત આવતા હોય તે અચાનક નીચે પડી જાય અને પોતાના બચાવ માટે જે દેખાય તે પકડે એ જોઈ મારૂં હૃદય ભરાઈ આવ્યું.—કેટલાક વિચારશીલ મુખમુદ્રાથી આકાશ સામું જોતા હતા તેવામાં નીચે પડી અદ્રશ્ય થતા. સૂર્યના કિરણ પડવાથી ચળકતા અને રાતા પીળા રૂપેરી અને સોનેરી લાગતા પાણીના પરપોટા જે નજર આગળ નાચતા હતા તે જોઈ કેટલાક અજ્ઞાની લોકો સમજતા કે સમુદ્ર મથન કરી પરમાત્માએ ચૌદ રત્નો કાઢયાં પણ હજુ આપણે માટે બાકી રહેલાં છે તે આપણે મેળવીએ તેમ વિચારી જેવા તે પરપોટા પકડવા દોડતા અને જેવા પકડવાની તૈયારીમાં હોય તેટલામાં પગ મૂકવો ચુકી જતા અને નીચે ગબડી પડતા. આવી ધમાલ ચાલી રહી હતી તે દરમ્યાન કેટલાક આંજણના પહાડ જેવા કાળા વિકાળ પુરૂષોને હાથમાં ભયાનક દંડ સહિત સેતુને આ છેડેથી પેલે છેડે દોડતા જોયા. તેઓ કેટલાક માણસને ગળચી પકડી પરાણે તે ચોરદ્વારમાંથી નીચે નાખી દેતા હતા. જો તેઓએ જબરદસ્તીથી તેમને નાંખી ન દીધા હતનો તે બિચારા તે ખાડાઓને સહિ સલામત ઓળંગી જાત.

આવું ભયંકર દૃશ્ય જોવામાં મને ગરકાવ થયેલો જોઇ તે મહાત્માએ કહ્યું. "સેતુ પરથી તારી દૃષ્ટિને ખસેડીને નિહાળ અને બીજું કાંઈ દેખાય તે જણાવ" મેં જ્યારે મારી દૃષ્ટિ ઉંચી કરી-ત્યારે કેટલાક પક્ષીને સેતુ પર સતત ઉડતાં અને કોઇ કોઈ વખતે તેના પર વિશ્રામ કરતાં જોયાં, તેમાં ગીધ શાન કાગડા વિગરે પક્ષીયો હતાં, તે શું હશે એમ પૂછતાં ઉત્તર મલ્યોકે ઇર્ષ્યા, લોભ, વહેમ, નિરાશા, કામ, અને મનુષ્ય જીવનમાં જેજે ચિંતા અને જંજાળ છે તે એ સઘળાં છે.

આ વખતે મેં લાંબો નિશ્વાસ મૂકયો અને કહ્યું "મનુષ્યનો જન્મ મિથ્યા છે. તેને માટે દુ:ખ અને મરણ, જીવનમાં ક્લેશ અને અંતે મૃત્યુના મુખમાં ગ્રાસ થવું એજ કલ્પાયેલું છે? તે મહાત્માને મારા તરફ દયા આવી

અને કહ્યુ "એ દુ સહ દેખાવ તરફ ન જો, મનુષ્ય જન્મની પેહેલી સ્થીતિ, તેનુ અનાદિ વસ્તુની શોધમા ગમન ઈત્યાદિ હમણા ન વિચાર પણ પેલી ઘાટીઝાકળ જેમા મરણશીલ જીવોને તાણી જતી અનતતા ની વહેતી જણાય છે તે તરફ જો" આજ્ઞા પ્રમાણે મે મારી દૃષ્ટિ ફેરવી અને (ગમેતો તે મહાત્માએ મારામા દિવ્ય બળ મેર્યુ તેથી અથવા જે ઝાકળ રહેવા બહુજ ઘાટી હોવાથી અ દર દૃષ્ટિપાત પણ થતા નહોતો તે ઓછી થવાથી) ખીણની પેલી બાજુએ મારી લાબી દૃષ્ટિ પડી અને ત્યા મહાન્ સમુદ્ર મે દીઠો અને તેની વચમા એક મોટુ લાબુ ખડક હતુ જેથી તે સમુદ્રના બરાબર સરખા બે ભાગ પડી ગ્યા હતા

" અડધા ભાગ ઉપર હજુ ઘાટા કાળા વાદળા ઝૂમી રહ્યા હતા તેથી તેની અ દર શુ છે તે કઈપણ હુ જોઇ શકતો નહોતો પણ સમુદ્રના બીજા ભાગમા મે અસખ્ય ટાપુઓ દીઠા અને તેમા ઘણા ફળના વૃક્ષો પુષ્પલતાઓ અને મધુરગાન કરતા ખળખળ વહેતા ઝરણાઓ જણાણા—તેની અદર દિવ્યવસ્ત્ર આભૂષણ પહેરેલા, સુગધી પુષ્પોની માળા ધારણ કરનારા કેટલાક મનુષ્યોને જળના ઝરણ પાસે બેઠેલા, પુષ્પનીશય્યાપર સુતેલા મે જોયા તેઓ કોકિલાદિ પક્ષિઓનુ નૃત્ય અને ગધર્વનુગાન અને મૃદગ વિગેરે દિવ્ય વાદિત્રો સાભળતા હતા આવો મનોહર દેખાવ જોઇ મારૂ મન આનદ મગ્ન થયુ અને ઈચ્છા થઇ કે જો પરમેશ્વરે ગરુડજી જેવી મને પાખો આપી હતો ઉડીને તે સુખી લોકમા હુ જાત પણ મહાત્મા અશ્વત્થામાએ મને જણાવ્યુ કે "જે મૃત્યુના દ્વારો તે સેતુ પર દરેક ક્ષણે ઉઘડતા દીઠા છે તે દ્વારમાથી નીકળ્યા વગર આ લોકમા પોચાતુ નથી

' ત્યારે જેટલા સેતુપરથી ઓસરા પડી જતા હતા તે સઘળા તે દિવ્ય લોકમા પોચવા જોઇએ એવી મારી સહજ કલ્પના જોઈ તે મહાત્મા તેના નિવારણમા બોલ્યા કે "સર્વને ત્યા જવાનો અધિકાર નથી જે સેતુ છે તે વેદ વિહીત અને લોક સિદ્ધ પુણ્ય કાર્યોના પાટીયાથી બાધવામા આવેલ છે અને તેપર ચાલતા ચકર ન આવે યા પડી ન જવાય તે માટે બેઉ પડખે જ્ઞાન અને ભક્તિનો કઠોડો કરવામા આવેલ છે, વચમા જે સડેલ પાટીયા વા ખાડા આવે છે તે પાપ કર્મ અને માયાના અતરાયો છે ત્યારે ભક્તિ અને જ્ઞાન એ કઠોડાને હાથ રાખી પુણ્યના પાટીયા ઉપર સભાળીને પગ મેલી

ચાલે તો પેહેલે પાર જઇ દિવ્ય લોકમાં જાય અને જે પાપરૂપી જે વચમાં ખાડા છે તેમાં પ્રમાદથી પગ આવ્યો, અથવા વિષયો રૂપી બાણથી ચળકતાં રત્નોને લેવામાટે જાણી જોઇને માંહે ઝંપલાવે તો મહા મોહ રૂપી મોટા મગર મોં ફાડી બેઠોજ હોય છે તે ગળી જાય છે. ને તેમાંથી પાછું કિનારે આવવું એ મહા દુર્લભ છે.

તેઓ આગળ બોલ્યા કે જે મનોહર અને સુંદર દ્વીપો દેખાય છે અને જેનાથી આ અનંતતાનો સમુદ્ર છવાઈ રહ્યો છે તે ઘણા છે. જેટલા તારાથી દેખાય છે તે કરતાં પણ ઘણા છે, અરે તારી કલ્પનામાં આવે તે કરતાં પણ અનંત છે. સત્પુરૂષોનું સ્થૂળ શરીર પડયા પછી તેમને રહેવાનાં તે સ્થાનો છે જેજે મનુષ્યો જેટલા જેટલા અને જેવા જેવા સદગુણોથી અલંકૃત હોય છે તે ને પ્રમાણમાં આ દિવ્ય લોકમાં તેમને સ્થાન મળે છે.

અને દરેક મનુષ્ય તેતે લોકમાં પોતાને સ્વર્ગ સમાન સુખ ગણેછે વહાલાવત્સ આ લોક મેળવવાની તને ઉત્કટ ઇચ્છા નથી ? જે જીવનમાંથી આવું ફળ મળેછે તે તને દુખી જીવન લાગેછે? આવી ઉચ્ચ સ્થીતિમાં જે દ્વારા જવાય છે એ મૃત્યુ તને ભયંકર લાગેછે? તેટલા માટે હવે મનુષ્ય કે જેને માટે આટલા અનંત સુખો સરજાયેલ છે, તેનો જન્મ નિરર્થક છે એમ કદી વદીશ નહિ"

આ સુખમય દ્વીપો ઉપર હું અવર્ણનીય આનંદથી નિહાળતો હતો. આખરે મેં વિનતિ કરીકે "હે પૂજ્ય મહાત્મા આ ખડકની પેલીમેરનો સમુદ્ર જે કાળાવાદલથી છવાયેલો છે તેની તરફ શું ગુપ્ત રહેલું છે તે કૃપા કરી બતાવશો ?" ને મહાત્માએ કંઈ ઉત્તર ન આપ્યો. હુ તેને ફરીથી બીજીવાર વિનતિ કરવા જતો હતો તેટલામાં મને માલૂમ પડયું કે તે દિવ્ય પુરૂષ મને છોડી ગયા છે—ત્યારે જે દૃશ્ય તરફ આટલા વખતથી હું જોયાકરતો હતો તે જોવા ગયો પણ ઉછળતો સમુદ્ર, ઝુલતો સેતુ અને સુખમય દ્વીપોને બદલે ગિરનારની લાંબી પહોળી ખીણ અને તેની બાજુએ ચરતાં ગાયો ભેંસો અને રસ્તાપર દેવદર્શનને માટે દોડતા અને મેળામાં અથડાતાં લોકો શિવાય કંઇ દીઠું નહિં.

---

# विश्वावलोकन

આ વિસ્તીર્ણ વિશ્વના ચમત્કારોનુ અવલોકન કરવાને માટે સમાન વેષ અને સમાન આકારવાળા બે ગન્ધર્વોએ આકાશમાર્ગ વિમાનમા બેસી મુસાફરી શરૂ કરી તેમા એકનુ નામ કૃશાનુ અને બીજાનુ નામ વિશ્વાવસુ હતુ તેમા જે કૃશાનુ નામનો ગન્ધર્વ હતો તે અતિ ઈર્ષ્યાવાળો હોવાથી પદાર્થોમા ગુણ હોય તોપણ માત્ર દોષનેજ દેખવાવાળો હતો અને જે વિશ્વાવસુ નામનો હતો તેને વિશ્વના ગુણ ગ્રહણ કરવામા તેમજ તે ગુણનુ વર્ણન કરવામા અતીવ કૌતુક હતુ તે બેઉજણા મિત્રો હતા ને દેવયોની હોવાથી સાત્વિક પ્રકૃતિના હોવાથી ગુણ ગ્રાહીજ હતા પણ દરેક વસ્તુમા પહેલુ દોષારોપણ કરી પછી તેનો નિરાસ કરવાથીજ જે ગુણો તે વસ્તુમા હોય છે તે વધારે દીપી નીકળે છે તે હેતુથીજ માત્ર કૃશાનુએ દોષદૃષ્ટિ ધારણ કરી હતી અને વિશ્વાવસુ તે તે દોષોનુ નિરાકરણ કરી માત્ર ગુણોનુજ પ્રતિપાદન કરવામા તત્પર હતો વસ્તુત બેઉ ગુણવાળાજ હતા

સવારના સમયમા ભગવાન અરવિન્દ બાન્ધવ સૂર્યને સામેથી ઉદય થતા જોઈને સકલવેદાર્થ જ્ઞાતા વિશ્વાવસુએ નમસ્કાર કર્યા કે—"ચક્રવાકના કુળના વિરહાગ્નિને શમાવનાર અને ભગવતી ગાયત્રીમા જેનો મહિમા પ્રતિપાદન કરેલ છે એવા સૂર્ય ભગવાન્ હુ આપને વન્દન કરૂછુ"

આ પ્રમાણે સૂર્યનુ વર્ણન કરતા વિશ્વાવસુને જોઈને જગતને સતાપ આપવારૂપ તેનો દોષ મનમા લાવીને કૃશાનુ બોલ્યો—"અરે વિશ્વાવસુ! આખા વિશ્વને સોષણ કરનાર અને તપાવનાર સૂર્યને શુ પ્રણામ કરે છે? કારણ કે—આ રસ્તાના શ્રમથી થાકી ગયેલા દીન મુસાફરને આ સૂર્ય તડકાના પ્રકાશે કરી દૃષ્ટિહીન કરે છે જેઓ સપત્તિવાળા હોય છે તે તો છત્ર શકટાદિક સાધને કરી આતપને દૂર કરી શકે છે, પણ આ બિચારા દીનજનોને ક્લેશ દેવો એ મોટા પુરૂષને અયુક્ત છે પૃથ્વીને શુષ્ક, જલહીન કરે છે અને ઔષધીઓને શોષીને સત્વહીન કરી મૂકે છે એટલુજ નહી પણ મુસાફરો રસ્તે જતા જળ પ્રાપ્તિથી પોતાને ક્લેશ મટાડી શકે તેવા શ્રમની શાન્તિ કરવાવાળા સરોવરનો જળરૂપી વૈભવ છે તેનો પણ નાશ કરે છે, એવા સ્વભાવથી નિશ્ચે જે આ સૂર્ય દેખાય છે તેના સદ્ગુણના લેશની પણ શુ કથા કહેવી?

તેનાં વચન સાંભળીને તે સમ્યક્ વિચાર કરી નથી બોલેલ એમધારી તિરસ્કારપૂર્વક વિશ્વાવસુ બોલ્યો "અરે ભગવાન્ અરવિંદબાધવ સૂર્યની પણ તું નિંદા કરેછે ? તોહે દોષદૃષ્ટિ કૃશાનુ સાંભળ જેસૂર્ય દેવતા પોતાના કિરણોથી જલ ખેંચી પાછી તેની વૃષ્ટિ કરી આખા વિશ્વને અતિશય સંતોષ આપે છે, અને જે મનુષ્યની દૃષ્ટિને પોતાના ઉદયવખતેંજ વિશેષે કરી પોષણ આપેછે, અને રાત્રીને વિષે વ્યાપી રહેલ જે અંધકાર તેને ચૂર્ણ કરી નાખેછે અને યથાર્થતાથી તેના મહિમાને જાણનાર પંડિતોને જે મોક્ષમાર્ગ આપનાર છે, અને લક્ષ્મીના નિવાસસ્થાન રૂપ જે કમલો તેનો જે વિકાસ કરેછે અને અપેક્ષારહિત સમસ્ત લોકના સુહૃદ અને આકાશના આભૂષણરૂપ એવા જે સૂર્ય તેની સ્તુતિ કોણ ન કરે ? સર્વે લોક તેને વદે છે. વળી

### ઉપેન્દ્રવજ્રા.

સરવરોમાં કમલો બધાં જે
ખીલાવનારા તપથીજ તે છે
મનુષ્યની વ્યાધિ મટાડનાર
ગાઢાન્ધકારોજ ખસેડનાર
જ્યારે જુએ નહિ રવીને જનો આ
દુર્દિન આ છે વદતા સહુત્યાં

વળી

### માલિની

વરૂણ યમ [1]નભસ્વાન્ ઇંદ્ર [2]ઇશાદિદેવ
નિશદિન દિગપાલો સ્વાધિકારે રહેલ
તદપિ નમનરૂપે અર્ધ્યદાનો અપાય
રવિમય [3]ત્રયીવિદ્યા બ્રાહ્મણોથી ભજાય

એવા પ્રકારના મહિમાવાળા સૂર્યને નમસ્કાર કરવો એ કલ્યાણકારક છે માટે વળી ટુંકામાં કહુંછુ કે જેનાથી દેવતાનું પોષણ થાયછે, જેનાથી ચક્રવાકને આનંદ મળેછે, પિશાચ ચોર ઈત્યાદિકને જેનાથી ભય થાયછે, ઘાટ અંધકારનો જેથી નાશ થાય છે, અનન્ય ભક્તિથી શરણ આવેલાનાં રોગના જે નિવારક છે, કમળનો જેથી વિકાસ છે અને આકાશ સ્થળના ભૂષણરૂપ સૂર્યનારાયણને સર્વ નમસ્કાર કરો.

એ પ્રમાણે સૂર્યની સ્તુતિ કરીને વિશ્વાવસુએ હાથ જોડી કૃશાનુ સાથે વિમાનથી સૂર્યની પાસે પોચીને તેના મંડળ મધ્ય રહેલ અને પ્રમાણથી પણ બહાર જેનો મહીમા છે તેવા પરમાત્મા નારાયણને પ્રણામ કર્યા.

---

૧ વાયુ ૨ શિવ ૩ વેદવિદ્યા.

# प्रमाण विचार

(યાજક શાસ્ત્રીજી જીવનરામ મહીધર)

(સાધણ આ વર્ષના અંક ૪ થાને પાને ૭૭ થી)

અન્વય–વ્યતિરેકિ હેતુ પાંચ[1]રૂપવાળો થઈને સાધ્યને સિદ્ધ કરેછે તે પાંચ રૂપ આ પ્રમાણે છે

(૧) पक्षधर्मत्व (૨) सपक्षेसत्व (૩) विपक्षाद्व्यावृत्ति (૪) अबाधितविषयत्व (૫) असत्प्रतिपक्षत्व

જ્યાં [2]સાધ્યનો સંદેહ હોય તે પક્ષ, જ્યાં નિશ્ચય કરીને સાધ્ય રહે તે [3]સપક્ષ અને જ્યાં સાધ્યનો અભાવ હોય તે [4]વિપક્ષ [5]વ્યાપ્યને પર્વતાદિમાં રેહેવા પણુ તે પક્ષધર્મતા वन्हिमान् धूमात्, અહિ ધૂમરૂપ હેતુને પર્વતમાં રેહેના-

(વિવરણકાર રા વિ મ વૈદ્ય)

૧ અન્વય–વ્યતિરકિ હેતુમાં પક્ષધર્મત્વ આદિ પાંચની આવશ્યકતા છે વાસ્તવિક રીતે અનુમિતિ બરાબર થવા માટે આ પાંચ સ્થિતિ હોવીજ જોઈએ એમાંથી એક પણ સ્થિતિમાં ભ હોય તો અનુમિતિ દોષવાળા થાય

૨ આ પાંચમાંના ત્રણનો પક્ષની સાથે જ સબંધ છે પક્ષ એટલે જેમાં સાધ્યનો અનિશ્ચય હોય અને અનુમાન કરીને સાધ્યનો નિશ્ચય કરવાનો હોય, જેમ કે 'પર્વતમાં અગ્નિ છે' એમ સિદ્ધ કરવાનુ છે તેમાં અગ્નિ એ સાધ્ય છે અને પર્વત એ પક્ષ છે જ્યાં સુધી અનુમાનથી સિદ્ધ નથી કર્યું કે, પર્વતમાં અગ્નિ છે, ત્યાં સુધી પર્વતમાં અગ્નિના હોવાનો નિશ્ચય નથી

૩ સપક્ષ એટલે તે પદાર્થ, જેમાં સાધ્યનો નિશ્ચય છે જ મહાનસ (રસોડુ)માં અગ્નિ હોય એ નિશ્ચય છે માટે એ પદાર્થ (મહાનસ) પર્વતનો સપક્ષ થયો આવી રીતે સપક્ષ થવાથી, મહાનસ, પર્વત સબંધી અનુમાનમાં અન્વય વ્યાપ્તિમાં ઉદાહરણ થવાને યોગ્ય છે

૪ જે પદાર્થમાં સાધ્યનો સબંધ હોવાનો સંભવ જ નથી તેને વિપક્ષ કહેછે પર્વત સબંધી અનુમાનમાં અગ્નિ સાધ્ય હોવાથી, અગ્નિ જેમાં ન જ રેહી શકે એવો પદાર્થ, તળાવ અથવા સમુદ્ર, એ પર્વતના વિપક્ષ કહેવાય

૫ વ્યાપ્ય અને વ્યાપક એ બે શબ્દ એક બીજાના સબંધી છે વ્યાપ્યતા એટલે એક મોટા પદાર્થમાં સર્વપણાના સબંધથી રહેનારા નાના પદાર્થનો સબંધ 'જ્યાં ધૂમ હોય ત્યાં અગ્નિ હોય જ' અહિં ધૂમ એ નાનો પદાર્થ, મોટા પદાર્થ અગ્નિમાં, સર્વ ભાગથી રહેછે, અને તેથી જ એમ કહેવાય કે જ્યાં ધૂમ હોય

પણું છે તેથી પક્ષધર્મતા થઇ. [6]સપક્ષ, મહાનસમાં, હેતુને હોવાપણું છે તેથી સપક્ષેસત્વછે. વિપક્ષ, મહાહ્રદમાં, હેતુ નથી તેથી [7]વિપક્ષ્યાદ્વ્યાવૃત્તિ થઈ. વ્યાવૃત્તિ એટલે જુદાઈ.

---

ત્યાં અગ્નિ હોય જ: કારણ કે ધૂમ નાનો પદાર્થ, અગ્નિ મોટો પદાર્થ હોય, તો જ હોઇ શકે એમ ન કહી શકાય કે 'જ્યાં અગ્નિ છે ત્યાં ધૂમ છે.' કેટલાંક સ્થાન એવાં પણ છે કે, જેમાં અગ્નિ છે છતાં ધૂમ નથી હોતો. તપાવીને લાલ ચોળ કરેલ લોખંડના સળીઆમાં અગ્નિ છે પણ તેમાં ધૂમ નથી

સાધ્યનો નિશ્ચય કરાવનાર હેતુ છે, તે વ્યાપ્ય હોયછે. અમુક પક્ષ ઉપર સાધ્યનો નિશ્ચય દર્શાવનાર હેતુ હોવો જોઈએ; અર્થાત્ પક્ષના ધર્મની રીતે હેતુ રહે છે; માટે હેતુમાં પક્ષધર્મતા છે એમ કહેવામાં આવે છે. જો હેતુમાં પક્ષધર્મતા જ, એટલે પક્ષની સાથે રહેવાપણું, ન હોય તો તે હેતુથી સાધ્યનો નિશ્ચય જ ન થાય

૬ એ હેતુ એવો હોવો જોઇએ કે સપક્ષમાં પણ હોય પર્વત અને અગ્નિનું પ્રચલિત અનુમાન લેતાં,

પ્રતિજ્ઞા—પર્વતમાં અગ્નિ છે

હેતુ—ધૂમ છે તેથી.

વ્યાપ્તિ—ઉદાહરણ—'જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં અગ્નિ છે'; જેમ રસોડામાં. અહિં રસોડું એ સપક્ષ છે, એટલે રસોડું એવો પદાર્થ છે કે જેમાં સાધ્યનો નિશ્ચય છે: અર્થાત્ તેમાં અગ્નિ હોય જ; પરંતુ પર્વતમાં અગ્નિ છે એમ નિશ્ચિત કરવાને, જેનાથી નિશ્ચય થવાનો છે એવો હેતુ—ધૂમ, તે સપક્ષ રસોડામાં પણ હોવો જોઈએ. એ હોય ત્યારે જ એમ કહેવાય કે જેમ રસોડામાં ધૂમ છે તેમ પર્વતમા પણ છે. રસોડામાં ધૂમ હોવાથી અગ્નિ છે, માટે પર્વતમાં પણ ધૂમ હોવાથી અગ્નિ છે.

જો રસોડામાં ધૂમ ન હોય તો બે પ્રકાર થાય. ૧ કાંતો તેમા અગ્નિ ન હોય (૨) અથવા ધૂમ તથા અગ્નિનો વ્યાપ્ય વ્યાપક સંબંધ ન હોય. જો અગ્નિ ન હોય તો તો તે રસોડુ સપક્ષ જ ન થાય, તેથી તે ઉદાહરણ ન થઇ શકે. (૨)જો અગ્નિ તેમાં હોય, પણ તેનો અને ધૂમનો વ્યાપ્ય વ્યાપક સંબંધ ન હોય તો ધૂમ એ હેતુ જ ન થઇ શકે; અર્થાત્ ધૂમ—હેતુ, રસોડામાં જોઇએ એમ હોય તો જ અનુમિતિ થાય.

૭ વિપક્ષાદ્વ્યાવૃત્તિ, એનો અર્થ એમ થાયછે કે, હેતુ વિપક્ષમા ન હોવો જોઇએ. પર્વત અને અગ્નિનું પ્રચલિત અનુમાન લેતાં,

પ્રતિજ્ઞા—પર્વતમાં અગ્નિ છે

હેતુ—ધૂમ છે તેથી.

વ્યતિરેક વ્યાપ્તિ—ઉદાહરણ—'જ્યાં અગ્નિ ન હોય ત્યાં ધૂમ ન હોય' જેમ તળાવમાં. અહિં તળાવ એ વિપક્ષ છે, એટલે તળાવ એવો પદાર્થ છે કે, જેમાં

જેના વિષયનો બાધ ન થાય તે, 'અબાધિત વિષયત્વ' જેમ "વન્હિઃશીતઃ દ્રવ્યપણુ હોવાથી" એ અનુમિતિમા વન્હિનુ શીતપણુ પ્રત્યક્ષ બાધવાળુ છે તેથી દ્રવ્યત્વ હેતુ બાધિત હોવાથી બાધિતવિષયત્વ થયો પણ वह्निमान्धूमात् અહિ ધમ હેતુમા કોઇ બાધ આવતો નથી, તેથી અબાધિતવિષયત્વ છે

જે સાધ્યના અભાવને સાધક બીજો હેતુ હોય તે, 'સત્પ્રતિપક્ષ' કહેવાય જેમ शब्दोनित्य श्रावणत्वात् शब्दत्ववत् એ અનુમિતિમા શ્રાવણત્વ હેતુથી સિદ્ધ થનાર નિત્યત્વરૂપ સાધ્યના અભાવને સિદ્ધ કરનાર બીજો હેતુ છે જુઓ शब्द अनित्य कार्यत्वात्, વાસ્તે શ્રાવણત્વ હેતુ સત્પ્રતિપક્ષ થયો એમ वह्निमान् धूमात् અહિ ધમરૂપ હેતુને સાધ્યાભાવ સાધક બીજો હેતુ નથી આ હેતુને 'અસત્પ્રતિપક્ષત્વ છે કેવલાન્વયિ હેતુને વિપક્ષાદ્વ્યાવૃત્તિ નથી, કારણકે વિપક્ષ અપ્રસિદ્ધ છે કેવલવ્યતિરેકિને સપક્ષેસત્વ નથી કેમકે સપક્ષ છે નહી

---

સાધ્ય ન જ હોય અર્થાત્ તળાવમા અગ્નિ ન જ હોય પરંતુ પર્વતમા અગ્નિ છે એમ નિશ્ચિત કરવાને, જેનાથી નિશ્ચય થવાનો છે એવો હેતુ, ધૂમ, તે વિપક્ષ તળાવમા હોવો ન જોઇએ એમ હોય ત્યારે જ એમ કહેવાય કે, ધમાભાવ છે માટે તળાવમા અગ્નિનો અભાવ છે પણ પર્વતમા ધમાભાવ નથી, અર્થાત્ ધૂમ છે, માટે અગ્નિનો પણ અભાવ નથી અર્થાત્ અગ્નિ છે

જો તળાવમા ધમ હોયતો બે પ્રકાર થાય ૧ કાતો તળાવમા અગ્નિ હોય (૨) અથવા અગ્નિના અભાવ તથા ધૂમાભાવનો વ્યાપ્ય વ્યાપક સબંધ ન હોય જો તળાવમા અગ્નિ હોય તો તે વિપક્ષ જ ન કહેવાય તેથી તે, આ વ્યતિરેક વ્યાપ્તિમા ઉદાહરણ ન જ થઇ શકે જો તેમા અગ્નિનો અભાવ હોય તો પણ અગ્નિનો અભાવ અને ધમાભાવનો વ્યાપ્ય વ્યાપક ભાવ ન હોય તો ધમ, એ વ્યતિરેકી હેતુ જ ન થઇ શકે અર્થાત્ ધમ હેતુ, વિપક્ષ તળાવમા હોવો ન જ જોઇએ એમ હોય તો જ અનુમિતિ થાય

૮ આ બે રૂપનુ વિવેચન હેત્વાભાસના પ્રકરણમા થશે

અપૂર્ણ

## ભક્તમાળ બાવની અને અપરાધ ક્ષમા સ્તોત્ર

( માઘણ ગયા અક પાને ૧૨૧ થી )

### સવૈયા

ગમસ્વરૂપે આપ અચ્યુત કેઇ ભક્તને તાર્યા
મહાજનોને મોક્ષ આપીને દુષ્ટ તુજ વિ ાર્યા
મોક્ષ કદી અપરોક્ષવિના અવિનાશી નથી થનારો
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૩૧

અભિમાની લંકા પતિએ ઓળખ્યા નહિ રઘુરામ,
ભક્ત જાણી વિભીષણને આપ્યું લંકા સુખધામ;
અભિમાનીનો નહિ આશરો તોયદર્પ ધરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૩૨
હીરા, માણેક, મોક્તિકની પારખ કરનારો કાચો,
હરિ હીરાની ખરી પારખ કરનાર ઝવેરી સાચો;
અજ્ઞાની હું હીરાને પણ કાચ તુલ્ય ગણનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૩૩
શબરીએ પ્રભુ ગણી આપને નિજ આશ્રમમાં રાખ્યા,
સ્નેહ સહિત ઉચ્છિષ્ટ બોર રઘુનંદન આપે ચાખ્યાં.
ઓળખવાને અશક્ત હું છું અંધશ્રદ્ધા ધરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૩૪
અહલ્યા શલ્યા રૂપ થઇને પડી હતી ત્રેતામાં,
ઉદ્ધારી દશરથ સુત આપે તુર્ત્તજ સ્પર્શ થતામાં;
પાપ અમાપ ઉદ્ધારનાર શું આપ મને ઉદ્ધારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૩૫

શા૦ કુ૦ મુની. અપૂર્ણ.

---

## ब्रह्म जिज्ञासा.

---

### (સંવાદ)

### જ્ઞાની અને જિજ્ઞાસુ.

જીજ્ઞાસુ—આ દુનિયાં નશ્વર છે, વિષયભોગ નરકમાં નાંખનાર છે, આ બધી ઇશ્વરની માયા છે, ભજન કે જ્ઞાન વિના કલ્યાણ નથી, ઇત્યાદિક તમારી બધી વાતો સાંભળી; પણ હું હવે ટુંકામાં પુછુછું તેનો ઉત્તર સ્પષ્ટ અને યથાર્થ આપજો. હું હવે પુછુ છું કે મૃત્યુ પછી મારૂ શું થશે ?

જ્ઞાની—સર્વ થશે તેમજ કાંઇ નહિં થાય.

જીજ્ઞાસુ—હું એમજ ધારતો હતો. મેં તમારી પાસે સદિગ્ધ વિવાદનો વિષય રજુ કર્યો અને વિરોધી વચનોથી તમે તેનું સમાધાન કરો છો. આવી રીતે ઉત્તર આપવાની યુક્તિ એ ઘણા જુના વખતથી ચાલી આવે છે કે જે વિષયમાં આપણને સાચી ખબર ન હોય તેમાં 'હા' તેમજ 'ના' વાળો સંદેહ ભરેલો જવાબ દેવો.

જ્ઞાની—તમે કહ્યુ તે સત્ય છે, તથાપિ તમારા જે પ્રશ્ન છે તે ઇંદ્રિયાતીત, અરે અનુભવાતીત પ્રશ્નો છે, અને તેનો ઉત્તર મારે મનુષ્યથી સ્વાભાવિક રીતે સમજી શકાય તેવી ભાષામા આપવો એમ તમે આશા રાખો છો ત્યારે તેવા પ્રશ્નોના ઉત્તરમા વચન વિરોધ આવે એમા કઈ આશ્ચર્ય નથી

જીજ્ઞાસુ—'તે ઈંદ્રિયાતીત- અનુભવાતીત પ્રશ્નો છે' અને સ્વાભાવિક જ્ઞાનવાળા એટલે સાધારણ સમજવાળા મનુષ્યથી તે જણાય એમ નથી એમ તમે કહો છો તેનો અર્થ શુ ? "તે વાત અનુભવવિના જણાય તેમ નથી, અગીયારે ઇંદ્રિયોથી પણ અગમ્ય છે, મનવાણી પણ પોચતા નથી," એમ ઘણા પંડિતમન્ય પાસેથી મે વારવાર તેવા શબ્દો સાભળ્યા છે- મને તે કાંઈ નવા નથી લાગતા- ઘણા વિદ્વાન લોકો અને ધર્મગુરૂને જ્યારે પુછવામા આવે છે કે ઇશ્વર કયા છે ? પરમાત્મા એ કેવા છે? શુ વસ્તુ છે? આવા પ્રશ્નોના ઉત્તરમા પરમાત્માનુ વર્ણન કરતા તેઓ જણાવે છે કે यत्र वाचो निवर्तन्ते अप्राप्य मनसासह ઇત્યાદિક વચને કરીને સૂચવે છે કે તે પરમાત્મા એવા છે કે જ્યાં વેદ પણ નેતિ, નેતિ કરી વિરામ પામે છે ત્યા આપણી વાણી કે મલીન વાસનાવાળુ મન શીરીતે પોચે ? તે સઘળી સમજાવવાની યુક્તિઓ ઠીક છે પણ તે ઘણા જુના વખતથી ચાલી આવે છે એટલે તેમાથી મનને આકર્ષણ કરવાની શક્તિ ઓછી થઇ છે હાનમા જ્યારે ગાસડે ને પોટલે ઇંગ્રેજી જ્ઞાનનો પ્રસાર છે તેવા સુધારાના વખતમા એ પ્રમાણે નહીં ચાલે, પ્રત્યક્ષ પ્રમાણ જોશે, કાન પકડીને બતાવવુ જોશે કે આ રહ્યુ

જ્ઞાની—(સ્વગત) 'ઇંગ્રેજી જ્ઞાનથી થએલો કુધારો અને અનાસ્થા' એમ કહેવાનો તેનો આશય જણાય છે

જીજ્ઞાસુ—હવે મોટા મોટા સુધારકો, સત્યશોધકો થયા છે ને થાય છે- આ જમાનામા અમે એવા અર્થ વગરના ટાયલા છોડી દીધા છે અમે વિચારમા એટલા બધા આગળ વધ્યા છીએ કે એવી વાત અમારાથી સહન નહીં થાય- એ સઘળુ શુ ઉપયોગનુ છે ! તમે જે કહોછો તે સઘળાનો અર્થ શુ થાય છે?

જ્ઞાની—ઈંદ્રિયાતીત જ્ઞાનની મે જે વાત કરી તે એવા પ્રકારનુ જ્ઞાન છે કે જે સાધારણ અનુભવની હદ બહારનુ જ્ઞાન છે અને તેના જ્ઞાનથી દરેક પદાર્થ વસ્તુત શુ છે તે યથાર્થ રીતે જાણી શકાય છે બીજી તરફ તપાસતા સ્વાભાવિક જ્ઞાન એ એવુ જ્ઞાન છે કે જે મનુષ્યના સાધારણ અનુભવની હદમાજ રહેલ છે, તેથી તે જ્ઞાનથી પ્રત્યક્ષ દૃષ્ય વસ્તુ શિવાય બીજુ સમજી શકવું બહુ મુશ્કેલ છે

જ્યાસુધી તમે એક વ્યક્તિ છો, એક મનુષ્ય છો, ત્યાસુધી તો તમારો અંત મૃત્યુથી થશે પણ તમારી વ્યક્તિતા, મનુષ્યપણુ,—એ તમારો સાચો

અને આંતરનો સદ્ભાવ કે સ્થીતિ નથી. તે માત્ર આંતર સદ્ભાવનો બહારનોજ દેખાવ છે, તે ખરી વસ્તુ નથી, પણ કાળના રૂપમાં જણાતું માત્ર એક દૃશ્ય છે; અને કાળથી પરિચ્છિન્ન હોવાથી આદિઅંતવાળુ છે. પણ તમારૂં સાચું અસ્તિત્વ—સત્તા કે સદ્ભાવ—તે એવી વસ્તુ છે કે જેને કાળનો પણ બાધ નથી તેથી આદિ અંત રહિત છે. તેમજ દેશ અને વસ્તુથી પણ પરિચ્છિન્ન નથી તેથી કોઈપણ વ્યક્તિ કે મનુષ્ય શરીરની હદમાં પણ સમાઈ શકે એમ નથી. તે સત્તા સર્વ વ્યક્તિમાં—પ્રાણી માત્રમાં—સ્થાવર જંગમ સચરાચરમાં રહેલ છે; અને કોઈપણ વ્યક્તિ તેનાથી જૂદી રહી શકેજ નહીં. તેથી જ્યારે મૃત્યુ પ્રાપ્ત થાય છે ત્યારે એક રીતે, એક મનુષ્યવ્યક્તિ રૂપે તમારો નાશ થાય છે અને બીજી રીતે તમે સર્વ રૂપછો અને તે રૂપે રહેવાના છો—જ્યારે મેં તમને કહ્યું કે " મૃત્યુ પછી તમે કંઈ નથી ને સર્વ છો " એ વખતે મારા કહેવાની ધારણા ઉપર પ્રમાણેનીજ હતી—તમારા પ્રશ્નનો એથી વધારે સ્પષ્ટ અને ટુંકો ઉત્તર જડવો એ મુશ્કેલ છે. હું કબૂલ કરૂંછું કે મારા જવાબમાં વચનનો વિરોધ આવે છે; પણ એમ થવાનું કારણ માત્ર એટલુંજ છે કે તમારી જીંદગીનો સવાલ એ કાળને આધીન બાબત છે અને તમારો નિત્ય સાશ્વત જે સ્વભાવ છે તે નિત્યતા અને અનાદિતાનો વિષય છે; ઉપર કહેલાંનો સાર આટલોજ સમજવાનો છે કે તમારૂં જે નિત્ય અને સિદ્ધ સ્વરૂપ તે એવી વસ્તુ છે કે જે કાળની હદમાં નથી અને તે છતાં અવિનાશી છે; પણ આવી બાબતનું વિવેચન કરતાં ઉપરઉપરથી વચન-વિરોધતો લાગવાનોજ—અનુભવ બહારની વાતોને આપણી સ્વાભાવિક સમજની વાતોની હદમાં લાવવાનો પ્રયત્ન કરવાથી શું થાય છે તે તમે જોયું. સાધારણ જ્ઞાનથી કે સામાન્ય સમજથી પરમાત્માના તત્વ જ્ઞાનની વાતો સમજાતી નથી માટે તેવી બાબતો તેવા સાધારણ જ્ઞાનમાં આવી શકશે એમ ગણના કરવી એ અન્યાય યુક્ત છે.

જીજ્ઞાસુ—બરાબર ધ્યાન રાખજો કે જ્યાંસુધી હું એક માણસ એક વ્યક્તિ—તરીકે રહીશ ત્યાંસુધી તમારી અમરપણાની કે અવિનાશીપણાની વાતોની કિંમત બે ઢીંગલા જેટલી પણ હું નહીં ગણુ.

જ્ઞાની—બહુ સારૂં, કદાચ આ બાબતમાં તમને સંતોષ આપવાને હું શક્તિવાન થઇશ. તમે એમ ધારો કે મૃત્યુ પછી પણ તમે એક નોખી વ્યક્તિ રૂપે રહેશો, પણ શરત માત્ર એટલી કે પહેલા ત્રણ માસ પૂર્ણ બેભાન અવસ્થામાં રહેવું એમ કબુલ કરવામાં તમને કંઈ અડચણ છે?

અપૂર્ણ.

# સત્સગ

{સવત ૧૯૫૬ ના માહ વદી ૧૧ રવીવારે વ વમ સભામા વવરાજ નભુરામ જીવણરામે આપેલુ વ્યાખ્યાન}

સજ્જન ગૃહસ્થો, સદ્ધર્માભિમાની ગૃહસ્યો અને સભાસદો ! આજે આપની પાસે સત્સગ શુ છે તે વિશે મારે યથામતિ કઈ બોલવાનુ છે—આર્ય બધુઓ ! જ્યારે આ જગતમા આપણા બધુઓ, આપણા સ્નેહીઓ, તથા સ્ત્રી વર્ગમા આપણી માતાઓ, બ્હેનો તથા પ્રિય પુત્રીઓને પુછીએ કે ધર્મની બાબત તમો શુ જાણો છો અથવા તો કઈપણ સત્સગ કરો છો ? ત્યારે તેઓ ઉત્તર આપશે કે "અમો સત્સગ કરીએ છીએ, અમારો ધર્મ શુ છે તે અમે જાણીએ છીએ" પરતુ ધર્મવાન અને સત્સગી ગૃહસ્થો ! મારે તમોને કહેવુ જોઇએ અને ખાત્રી આપવી જોઈએ કે 'સત્સગ' એ ત્રણ અક્ષરનો શબ્દ છે છતા એટલો ગભિર અર્થ તેમા સમાયેલ છે કે તે સત્સગથી મહાપાપી માણસો પુણ્યવાન થાય છે, તે સત્સગથી નીચ માણસો ઉચ પદવીને પામે છે, તે સદા પ્રતાપી સત્સગથી અધર્મી માણસો ધર્મવાન થાય છે આપણે ઘણા શાસ્ત્રોમા વાચ્યુ છે અને સાભળ્યુ પણ છે કે ઘણાજ નીચ અને હલકા પ્રાણીઓ તેમજ કેટલાએક ધન અને કુળથી મોટા માન મેળવેલા પુરૂષો પણ સત્સગ વડેજ આ જગતમા ઉચ્ચ પદવીને પામેલા છે, અને અતે અખડ સુખરૂપ જે મોક્ષ તે સત્સગથી મેળવી ગયા છે જગતમા સત્સગ વિશે ઘણુ વિચારવાનુ, જાણવાનુ અને તપાસવાનુ છે મારા બધુઓ અને સન્મિત્રો ! જેને આપણે સત્સગ કહીએ છીએ તે શબ્દમા ઘણો અર્થ સમાયેલો છે સત્ અને સગ એ બે શબ્દો મળી સત્સગ શબ્દ થએલ છે હવે સત્ એટલે સત્યરૂપ એટલે કોય અવસ્થામા અથવા કોઈ સમયમા જેનો નાશ થતો નથી તે સત્ કહેવાય છે—જેમકે જાગ્રત અવસ્થા, સ્વપ્નાવસ્થા અને સુષુપ્તિ અવસ્થામા જે જ્ઞાનરૂપ રહેલ છે અથવા ભૂતકાળ, ભવિષ્યકાળ તથા વર્તમાન કાળમા જેનો નાશ થતો નથી, એટલે જે પરમાત્મા, હમણા જે આપણે જાણીએ છીએ અને સર્વ વ્યવહાર કરીએ છીએ તેને જે જાણનાર છે, તે સત્ કહેવાય છે—અને સ્વપ્નાવસ્થા એટલે સુતા પછી, જે કઈ દીઠામા કે સાભળવામા આવ્યુ તેનુ નિદ્રામા ભાન થાય અને અનેક જાતના સ્વપ્નો આવે છે તે સ્વપ્ન અવસ્થા કહેવાય

છે. તેમજ આપણને જે ઘોર નિદ્રા આવે છે તેનું નામ સુષુપ્તિ અવસ્થા કહેવાય છે અને જાગ્રત અવસ્થા તો શું છે તે સૌ કોઈ જાણે છે—હવે ઉપર કહેલ જે જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાને વિશે જે જાણનાર છે તેજ જીવાત્મારૂપ નારાયણ પરમાત્મા સત્ રૂપ કહેવાય છે. આ સ્થાવર જંગમરૂપ અથવા પિંડ બ્રહ્માંડરૂપ જે જગત ભાસમાન થાયછે તે જગત જ્યારે કંઇ પણ ભાસમાન નહીં હતું તથા પરિદ્રશ્યમાન કંઈ પણ પ્રપંચ નહીં હતો ત્યારે જે પરમાત્મા નારાયણ સત્યરૂપ પ્રભુ તે, સર્વ પ્રપંચના જ્ઞાતા રૂપે સત્ય હતા; તેમજ આ વર્તમાન કાળમાં પરિદૃશ્યમાન આ સમગ્ર પિંડ બ્રહ્માંડરૂપ, સ્થાવર જંગમરૂપ જગત જે સ્પષ્ટપણાથી દેખાય છે તેનાપણ જ્ઞાતા એટલે જાણનાર સત્યરૂપ નારાયણ પરમાત્મા છે; તેમજ સમગ્ર નામરૂપાત્મક પ્રપંચનો પ્રલય થવાથી પ્રલય કાળને અંતે જે નારાયણ પરમાત્મા એકલાજ સાક્ષી રૂપે રહે છે તે પરમાત્મા સત્ રૂપ કહેવાય છે. માટે મારા પ્રિય મિત્રો અને વિદ્વાનો! મારે જણાવવું જોઇએ કે એવી રીતે જે જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા તેમજ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળ તે સર્વને જાણનારા પુરૂષ, તેમજ પિંડ બ્રહ્માંડ સર્વ નામ રૂપ જગત તેના સાક્ષી સર્વના નિયંતા જે શુદ્ધ, અવિનાશી અને અચલ છે તેજ નારાયણ પરમાત્મા સત્ છે. તે અવિનાશી અખંડ સત્રૂપને કોઈ શ્રીકૃષ્ણ રૂપે ભજે છે, કોઈ બ્રહ્મ સ્વરૂપે ધ્યાન કરે છે, કોઇ શિવ અથવા શંકર એવા નામથી ભજે છે. એટલે ટુંકામાં કહેવાનું કે આ સર્વનું જે કારણ, આપણી બુદ્ધિને પ્રેરનારા અને સાક્ષી તે પરમાત્મા પરબ્રહ્મ નારાયણ એજ સત્ શબ્દવડે કહેવાય છે, કારણ કે યજુર્વેદના તૈત્તિરીય ઉપનિષદની બીજી બ્રહ્માનંદવલ્લીના પ્રારંભમાં 'ॐ ब्रह्म विदाप्नोति परं' એ પ્રમાણે પ્રારંભ કરીને 'सत्यं ज्ञान मनंतं ब्रह्म' એ પ્રમાણે અતમાં કહેલું છે, આટલા પ્રમાણો ઉપરથી તમારા જાણવામાં તો આવ્યુંજ હશે કે સત્ એટલે સત્ય એ શબ્દ પરબ્રહ્મ પરમાત્મા નારાયણ પરત્વે વપરાયેલ છે—હવે આપણી મૂળ બાબત સત્સંગ ઉપર આવીયે.

સત્ એટલે નારાયણ પરમાત્મા, તેનો સગ તે સત્સંગ કહેવાય. એટલે પરમાત્માના સંગથી એમજ સમજવાનું છે કે તેની શુદ્ધ ભક્તિએ કરી, તે પરમાત્માના નિર્મળ જ્ઞાને કરી તેના સહજ પદમાં પ્રાપ્ત થવું, એટલે તદ્રૂપ થવું તે સત્સંગ ખરેખરો છે.

અપૂર્ણ.

---

# શિયળ સંરક્ષણ

## મુક્તાગૌરી

### ( એક બોધક વાર્તા )

( કૃપાશંકર જાદવજી યાજ્ઞિક )

### ગીતિ

શિયળ રક્ષણ કાજે, સહ્યું કષ્ટજે મુક્તાગૌરીયે
તે હું વર્ણવું પ્રીતે, આર્ય મહીલા સુબોધ સારો લ્હે

પ્રાત કાળનો સમય થતો હતો સૂર્ય દેવતા પ્રકાશવાની તૈયારીમા હોવાને લીધે કુદરતના દેખાવમા કાંઈ વિચિત્ર રંગ દેખાતો હતો આકાશ સ્વચ્છ થઈ રહ્યુ હતુ, દિશાઓમા પણ નિર્મળ દેખાવ થઈ રહ્યો હતો, અને પૂર્વ દિશામા સૂર્ય દેવતા પાસે કાંઈક લાલ લાલ ધામા દેખાતા હતા કે જેથી આકાશમા એવી રમણીયતાપથરાઈ રહી હતી કે જાણે સૂર્યદેવતા પ્રાત સ્નાન કરવા માટે જળમા ઉતર્યા ન હોય ! વૃક્ષોની ડાળમા વિવિધ પક્ષીઓનો કાંઇ વિચિત્ર અને વિવિધ જાતનો કિલકિલાટ થઇ રહ્યો હતો અને પાંદડામાથી જળનો ઝીણો વરસાદ ( રાતના ભેગા થયેલા ઝાકળમાથી ) પડયા કરતો હોય, એમ લાગતુ વળી રાત્રીના શિશિર બિંદુથી ઘાસ અને ખેતરના પાતરા ઉપર જાણે મોતીનો ગાલીચો પાથર્યા હોય એવો દેખાવ થઈ રહ્યો હતો નાની ચકલીઓ જાણે એવા તો એ હર્ષમા આવી ગઈ હતી કે આનદમા મલકાઇને અભિમાનથી ચકચક કરી રહી હતી અને વળી ચચળતા તથા ચપળતાથી આ ઝાડ ઉપરથી પેલા ઝાડ ઉપર કુદકા મારી રહી હતી ! જાણે પ્રકૃતિ દેવીએ પ્રાત કાળના દરબારના બદોબસ્તનુ કામ એમનેજ સોપ્યુ હોય ! જળમા પણ સૂર્યદેવતાની પડતી લાલિમાના ઝકઝકાટથી તેને રક્ત છે એમ ધારી, માછલીઓ આકુળવ્યાકુળ થઇ પાણીમા બુદબુદો પ્રત્યે મો મારી ઉપર નીચે ડુબકીઓ માર્યા કરતી હતી આવા સમયમા ગિરનાર નામના પર્વતની ઉત્તમ શોભીતી તળેટીમા આવેલા એક જીરણગઢ નામનુ શેહેર હતુ, તમા લક્ષ્મીશકર નામે એક ધનાઢય નાગર કોમનો ગ્રહસ્થ વસતો હતો તેનુ કુટુબ પેઢી દર પેઢીયોજ વેપારમા શાણાવટીનો ધધો કરતુ હતુ તે સ્વભાવે

ભોળો, ભલો ને ખુલ્લા દિલનો નાગર હતો. તેણે કુડ કપટકરીને કાંઇ પૈસો પેદા કર્યો ન હતો. તેનો પૈસો પેઢી દર પેઢી ચાલ્યો આવ્યો હતો. એની દોલત એટલી હતી કે તેણે ને તેના બાપદાદાઓએ ઘણી વાર રાજ્યને લડાઈને વખતે કે એવે બીજે પ્રસંગે નાંણાની મદદ કરીને, ડુબતી રાજધાની રાખી હતી. તેથી રાજ દરબારમાં પણ તેનું માન વિશેષ હતુ. મોટી ઉંમર થયા પછી તેને એક દીકરો થયો હતો. તેનું નામ છેલશંકર પાડયું હતું. ધનવાન નો દીકરોને વળી મેં જોયો એટલે તે લાડમાં ઉછેર્યો હતો. છેલશંકર મોટો થયો ત્યારે એક માસ્તર રાખી તેને લખતાં વાંચતાં શીખવ્યું હતું.

છેલશંકર ઉજ્વલ વર્ણનો સુંદર ચહેરાનો તથા સારા મજબુત બાંધાનો હતો. કુદરતે એનામાં સ્વાભાવિક બુદ્ધિ મૂકેલી હતી. જેવો તે દેખાવડો હતો તેવોજ તે દયાળુ અને ઉદાર મનનો હતો. છુટ હાથે પૈસો વાપરવામાં એ લાડકવાયો હોવાથી એને કોઈ અડચણ કરતું નહિ, તેથી તેના દયાળુ સ્વભાવે કરીને તેનું ઉદારમન ઉડાઉ જેવું થઇ ગયુ હતું. તે પંદર શોળ વરસનો થયો ત્યાંસુધી તેને દુકાનના કામના વહીવટમાં નાખ્યો નહોતો. દુકાનનો વહીવટ કરવાનું તેને કોઇ કહેતુ નહોતું. દુકાનમાં જુના અનુભવી ઘણા નોકર ગુમાસ્તા હતા, તે પોત પોતાનું કામ ઈમાનદારીથી કરતા હતા. લક્ષ્મીશંકર વૃદ્ધ થયા હતા તો પણ તેમનું શરીર મજબુત હતુ ને દુકાનનું કામકાજ કરી શક્તા હતા. તેમ તે ગુમાસ્તા ઉપર દેખરેખ રાખતા ને ગુમાસ્તાઓને કામને માટે હુકમ આપતા ને જણાવતા. ગુમાસ્તાઓનું વરસ કાંઇ મોટું ન હોતું. પણ કોઇને બાર મહિને સો, કોયને બસે, કોઇને ત્રણસેં ને મુનીમને પાંચસે રૂપિઆનું વરસ હતું. પણ તેમને વાર તહેવારે લક્ષ્મી-શંકર સરપાવ આપે, વિવાહ આદી લગ્નનો જે ખરચ આવે તે બધો પોતે ઉપાડે અને સારી નોકરી કરનારને વખતે ઇનામ પણ આપે, તેથી દુકાનના બધા નોકરો નેકીથી ને ભાવથી નોકરી કરતા.

છેલશંકરને મંગલપુરના એક સાધારણ ઘરના શંકરપ્રસાદ નામના નાગરની દીકરી સાથે પરણાવ્યો હતો. શંકરપ્રસાદે દોકડો દોકડો કરીને પૈસો એકઠો કર્યો હતો. તે પૈસો એટલો ન હોતો કે તે છેલશંકરની જાનનું ખરચ પણ ઉપાડી શકે. શંકરપ્રસાદની દીકરી બહુ રૂપાળી હતી તેથી એ જાણતો હતો કે આ કન્યા પાદશાહ કે કોઇ રાજા રજવાડાની નજરે પડશે તો,

એને જનાનખાનામા લેઈ જશે માટે એને એવે ઠેકાણે પરણાવવી કે કોઇ એનુ નામ લેઈ શકે નહિ એવુ ઠેકાણુ માત્ર જીરણગઢમા લક્ષ્મીશકર મેહતાનુ ઘર હતુ લક્ષ્મીશકર મેહતાએ પણ એ કન્યાના રૂપના વખાણ સાભળ્યા હતા કે જેથી વિવાહ વગેરેનુ સઘળુ ખરચ પોતે ઉપાડી લેવાનુ ઠેરાવી ઝેવરશકરને પરણાવ્યો હતો એ કન્યાનુ નામ **મુક્તાગૌરી** હતુ

**મુક્તાગૌરી** જેવી રૂપાળી હતી તેવીજ તે સગુણી હતી તેનો સ્વભાવ શાત ને મનોરજક હતો, ને નાજુક ને કોમળ મનની હતી પતિવ્રતા સ્ત્રીઓમા શોભે એવુ એનુ મન ઘડાયુ હતુ, એ કાઈ પુરતુ ભણેલી ન હોતી પણ નાનપણમાથીજ તેની ધર્મ અને નીતિ ઉપર સારી આસ્થા હતી, અને તે આસ્થામા સાસરે આવ્યા પછી વધારો થયો હતો કારણ કે લક્ષ્મીશકર મેહતાના ઘરના સઘળા પૂર્ણ આસ્તિક હતા ઝેવરશકર પાસે એણે ભણતરમા વધારો કરવા મરજી જણાવી અને તેથી થોડે થોડે તે ઉત્તમ ધર્મ પુસ્તકો વાચતા શીખી

ઝેવરશકરનુ સૂવા બેસવાનુ મકાન અલગ હતુ અને એજ મકાનમા ઝેવરશકર રાત દિવસ **મુક્તાગૌરીને** અભ્યાસ કરાવવામા વાદવિનોદમા ને આનદ વિલાસમા પોતાનો વખત કહાડતા **મુક્તાગૌરીની** ચાતુર્યતા તથા ગુણ, અને રૂપથી મોહાધ થયો હતો તેને **મુક્તાગૌરીથી** જરા પણ અલગ રેહેવુ ગમતુ નહોતુ **મુક્તાગૌરી** પણ રૂપાળીતો હતીજ, અને વિદ્યાના અભ્યાસે કરીને અને સારા સારા પુસ્તકો વાચી સાભળીને એટલી હોશીયાર અને ગુણવાન થઇ હતી કે છેવરશકર **મુક્તાગૌરીમા** તદ્રૂપ થઈ ગયો હતો લક્ષ્મીશકર મેહતા પણ એકના એક લાડકવાયા ઝેવરશકરનુ નામ દેઈ શક્તા નહિ એનો પડતો બોલ ઉપાડતા હતા

એક વખત વર્ષા ઋતુના દિવસમા આશાડ માસના અધારીઆમા વીજળીઓના ચમકારા થતા હતા, આકાશ વાદળાથી ઘેર ઇ ગયુ હતુ, તારો નામે એક પણ દેખાતો ન હોતો અને ચારે બાજુથી પવન બધ પડેલો કે જેથી વૃક્ષોમાનુ એક પણ પાદડુ હલતુ ન હોતુ તેથી **મુક્તાગૌરી** અને ઝેવરશકરને ઘણો ઘામ થવા લાગ્યો તેથી તેઓ બને અગાશીમા સેતરજી બીછાવી ખુલ્લી હવામા પવનની રાહ જોતા બેઠા બને જણા ઈશ્વરના ઘરની લીલાની વાતો કરે છે એટલામા એક રસ્તાઉપર ભૂખે મરતો ભીખારી ભીખ માગવા

આવ્યો, તેની આવા સમયે કરૂણામય આજીજી સાંભળી તથા અંધારામાં વીજળીઓના ચમકારા શિવાય બીજો કોઇપણ જાતનો પ્રકાશ જોવામાં આવતો નથી એવી આ રાત્રિના વખતે ભીખ માગતો જોઈ છેલશંકરને દયા ઉપજી, અને તેના મનમાં તેનું દુઃખ ભાંગવાનો વિચાર થઇ આવ્યો. અને તેથી તેણે તેને બોલાવીને પોતાના હાથની સોનાની રત્ન જડીત એક પોંહચી કાહાડીને આપી; તે લઇ પેલો ભીખારી ખુશી થતો થતો પોતાના ઘર ભણી ચાલ્યો. ને તેણે જાંણ્યું કે હવે આપણી ભવની ભાવઠ ભાંગી, આપણે ભીખારી મટીને શાહુકાર થયા, સવારના પહોરમાં પોંહચી વેચીને તેના રૂપિઆ લઇ આવી તેમાંથી આપણા લાયક ઘર બંધાવીશું, છોકરાં છૈયાંને માટે લુગડાં ઘરેણા લાવીશું, જમવા માટે ભાતભાતનાં અનાજ લઇશું, અને ફરવા માટે ગાડી ઘોડા રાખીશું; આમ **શેખશલ્લીની** માફક વિચાર કરતાં એને કાંઈ લાંબો વખત ગયો નહિ. માત્ર એ સઘળું પાંચ મિનિટનું કામ હતું. છેલશંકરની મેડી પાસેથી એ કાંઇ વધારે દૂર ગયો નહોતો. છેલશંકર બોલાવે તો સાંભળે એટલે છેટે તે ગયો હતો એટલામાં છેલશંકરે તેને પાછો બોલાવ્યો, ને સાંભળતાજ પેલા ભીખારીના ગાળા નરમ થઈ ગયા. તે વિચાર કરવા લાગ્યો કે હવે નખોદ ગયુ, આપણા સઘળા મનના મનોરથ મનમાં રહ્યા. કોણ જાણે શામાટે પાછો બોલાવતો હશે? આવી કીમતી પોંહચી આપી તો આપી પણ હવે તે મનમાં વિમાસતો હશે. તેના મનમાં તે પાછી લેવાનો વિચાર આવ્યો હશે અને તેથીજ તે પાછો બોલાવતો હશે. હું નાસી જાઉં તો એ કાંઈ મને પકડી શકે તેમ નથી પણ ભલા ભગવાન! ના, એમ તો નજ કરવું, જવું તો ખરૂં. જેણે મને આવી કીંમતી પોંહચી આપી લક્ષાધિપતિ કર્યો છે ને તે બોલાવે તો પાછું કેમ ન જવું? આ પોંહચી એને પાછી લેવી હોય તો ભલે લે, એણે આપી છે તેઓ પાછી લેશે એમાં મારૂં શું જવાનું છે?

હું ભીખારી છું ને ભીખારી રહીશ એમાં શું? માટે જાઉં તો ખરો, જોઇએ શું કહે છે, એમ વિચારી પાછો વળ્યો, ને આવી બોલ્યો કે બાપજી શું કહોછો એમ બોલતો બોલતો પાછો આવી અગાશી આગળ ઉભો રહયો. તે વખતના ધનવાનો જેવા ધર્મીષ્ટવાન હતા તેવા ભીખારીઓ પણ સંતોષી અને ભોળા હતા.

ભીખારીને પાછો આવેલો જોઈ છેવશકરે કહ્યુ કે લે ભાઈ આ બીજા હાથની પોહચી પણ લેતો જા મારે એની જોડવિના કાઇ કામની નથી, ને તારૂ દારિદ્ર એથી સપૂર્ણ નાશ પામશે, એટલુ કેહેતાજ ભીખારીએ ગળ્જી થઈ ખોળો ધર્યો તેમા એ બીજી પોહચી પણ નાખી એ બને પોહચીઓને લઈ તે ભીખારી ગળ્જી રાજી થતો, ને આશિર્વાદનો વરસાદ વરસાવતો ચાલતો થયો પ્રથમ ભીખારી ગયો ત્યારે છેવશકરને વિચાર થયો કે આ આ પોહચી કોઇ કામની નથી, તેમ જોઇશે તો બીજી એથી પણ વધારે કીમતી જોડ હુ કરાવી શકીશ પણ જો આ પોહચી હુ ભીખારીને આપુ તો એનુ તો આખા ભવનુ દળી ર જાય તેની એને પાછો બોલાવી આ બીજી પોહચી પણ આપી આ કામ દયાનુ તો ખરૂ પણ તે વગર વિચાર્યુ હતુ એ પોહચીઓ વડે તો એવા ભીખારીઓને માટે ઉચમાલય ખોલી શકત પણ આવી જાતના ઉમદા વિચાર તે વખતના નહિ સુધરેલા ધનાઢ્યોના મનમા આવવાની શી આશા ! આજના ચાલતા જમાનાના સુધરેલા ધનવાનોના મનમા પણ એવા વિચારતો કવચિતજ આવે છે

છેવશકરની આવી ઉડાઉ ઉદારતા જોઈ તેની સ્ત્રી પ્રાણવલ્લભા **મુક્તાગૌરી** ચકિત થઇ ગઇ જાતે નાગરાણી હતી, તો પણ તે સાધારણ ઘરમા ઉછરેલી હતી તેમ એના બાપે કજુસાઈ કરી પેસો એકઠો કરેલો એણે જોયો હતો, તેથી તેનુ મન જુદાજ પ્રકારનુ હતુ, તે દયાળુ હતી તોપણ છેવશકરના આવા કામને તે ઉડાઉપણુ ગણવા લાગી ભીખારીને ખાવાનુ આપવુ તે ઠીક, ભીખારીઓ તો રોજ ઘણાએ ભીખ માગવા આવે તેને આવી રીતે કીંમતી દાગીના આપી દેવા તે કાઈ **મુક્તાગૌરી**ને ઠીક લાગ્યુ નહિ એ તો ચારે દાહડે જોગી થવાનો ધધો માટે તેના મનમા છેવશકરને બે વચન શીખામણ દાખલ કહેવાને વિચાર થયો ને તે બોલી કે હુ આપના પગની રજછુ ને આપને શીખામણ દેવાને હુ યોગ્યનહી તો પણ મારામનમા જ બે બોલ કહેવાને ઉભરાણા છે તે માટે માગીને કહુ છુ માટે અજ્ઞાન અબળાના બોલવાપર ગુસ્સો કરશો નહિ એમ બોલી કહુ કે પ્રાણનાથ ! તમે આટલી બધી ઉદારતાને દયા પેલા ભીખારી તરફ બતાવી તે શાથી ? પૈસો કમાતા કેટલી મેહનત પડે છે, ને તેમનો સગ્રહ કેટલુ કષ્ટ સહન કરવાથી થઇ શકે છે ને પૈસોશુ ચીજ છે, તેનો વિચાર આપણા મનમા આવતો નથી આપણા બાપ દાદા કમાયલા છે, એટલે આપણે તો તૈયાર રસોઈ પર જમવાનુ છે પણ તે રસોઈની સાનગ્રીનો ચીજો પેદાકરનારાને અને પકવનારાને કેટલો પરીશ્રમ પડયો હશે, તેને કેટલોપરસેવો ઉતર્યો હશે તે આપણને કેમ માલમ પડે, અને તે વગર તેની કામતની બુજ પણ આપણાથી થાય નહિ તે તો તેજ જાણે જેને વીતે તે જાણે, આપે એક પળમા બે અમુલ્ય પોહચીઓ બક્ષિસ આપી

દીધી પણ તે કરાવતાં કમાવનારાને કેટલી મેહનત પડી હશે, તેનો આપે જરા-પણ વિચાર કર્યો નહિ. આપણે મેહનત કરવાની નથી એટલે આપણા મનમાં તે વિચાર આવતો નથી. પણ પ્રાણનાથ એ મુજબ દાન આપતાં તો ઉલેચ્યો સમુદ્રપણ ખુટી જાય. આપ જાણોછોકે, કાંકરે કાંકરે પાળ બંધાય છે, ને ટીપે ટીપે સરોવર ભરાય છે. કમાનારાએ દમડો દમડી કરીને પૈસો એકઠો કરેલો છે. તે આપણેજ આ પ્રમાણે ઉદાર થઈ આપી દઇએ તો છેવટે આપણેજ દુખી થવાનો વખત આવે અને તેવા સમયે આપણા અવિચારનો આપણેજ પસ્તાવો કરવો પડે. માટે કોઇ પણ કામ કરતાં પેહેલાં પૂરતો વિચાર કરવામાં આવે તો ઠીક કેપાછળથી પસ્તાવું ન પડે. આ ઉપરથી મારૂં કહેવું એમ નથી કે, દાન ધર્મ નજ કરવાં પણ તે હરવખતે સમયાનુસાર વિવેકની સાથે કરવામાં આવે તો સારૂં કહેવાય. આ પ્રમાણે સાંભળી તે બંનેની પ્રીતીમાં વિયોગ થવાનું બીજ રોપાણું.

---

## परमेश्वरनी प्रार्थना.

### ( વૈતાલીય છંદ )

જગદિશ્વર વિશ્વનાપતિ, તમને છે વશ સર્વની ગતિ;
વિનવું પ્રણતિ કરી કરી, સુખ દેજો સહુ દુ:ખને હરી. ૧
ધન ધામ કલત્ર ને ધરા, સુત ભાઇ ન પિતા ગણું ખરાં;
પર અન્ય ન આપથી જરી, સુખ દેજો સહુ દુ:ખને હરી. ૨
જનમાં સુખ જે જણાય છે, સહુ તે આપથી સિદ્ધ થાય છે;
તમ અન્યન વાતકો ખરી, સુખ દેજો સહુ દુ:ખને હરી ૩
સ્થિર જંગમ સર્વ લોકના, હરનારા પ્રભુ આપ શોકના,
કરવા સહુ શક્ત છો હરી, સુખ દેજો સહુ દુ:ખને હરી ૪
નિયમો તમથી થયેલ જે, નહિં તે દાનવ દેવ કો તજે.
તમથી પણ કાળ રહે ડરી, સુખ દેજો સહુ દુ:ખને હરી ૫
નિરખી શુભ આપની કૃતિ, જનની મોહિત થાય છે મતિ;
નહિં પાર દિસે દિલે કરી, સુખ દેજો સહુ દુ:ખને હરી ૬
તમરૂપ ગણ્યાથી સૌ ખરૂ, તમથી લેશ ન ભિન્ન ઓચરૂ,
નથી તત્વથી મિત્ર કે અરિ, સુખ દેજો સહુ દુ:ખને હરી ૭
જયમ ભક્તિથી અંબરીષને, જયમપાલ્યો અભિમન્યુ પુત્રને,
ત્યમ સાથ્ય કરો ફરીફરી, સુખ દેજો સહુ દુ:ખને હરી ૮

शास्त्री केशवलाल वि० रेवाशंकर.

# શ્યામ કુડનો જીર્ણોદ્ધાર

પરમ પવિત્ર ધામ વૃદાવનમા આવેલા શ્યામકુડનો જીર્ણોદ્ધાર કરવાનુ કામ કેટલાક પરમાર્થી પુરૂષોએ માથે લીધુ છે, અને તેને માટે ફડ એકઠુ કરવાની વ્યવસ્થા ચાલે છે તે બાબતના ખબર અમારા ઉપર આવતા જણાવવાનુ કે જેને આવા પુણ્યના કાર્યમા સહાય કરવાની ઈચ્છા હોય તેણે નીચેને નામે પોતાની ભેટ મોકલાવવી, અથવા પત્રથી હકિકત પુછાવવી

અતલ કુમારસેન–શ્યામકુડ જીર્ણોદ્ધાર ફડના સેક્રેટરી,

મુ૦ કલકત્તા

## પુસ્તકોની પહોચ

રા૦ રા૦ દીવાન બહાદૂર મણીભાઈ જશભાઈ સબધી શોકોદ્‌ગાર એ મથાળાવાળી શોકમય કવિતાઓ ગ રા છોટાલાલ સેવકરામ તરફથી મળેલ છે તે કૈલાસવાસી દિવાન બહાદૂર મણીભાઈના મર્મ ગુણોનુ હૃદયભેદક કાવ્ય છે

સ્વર્ગ અને નરક–ઉપના નામનુ પુસ્તક જે સ્વીડનબોર્ગ નામના માણસે ઈગ્રેજીમા લખેલુ છે તેને ગુજરાતીમા ઉતારનાર ગ મણીનકર રતનજી તરફથી મળેલ છે તે પુસ્તક ક્રીશ્ચયાનીટીવાળા, તેમા પણ ખાસકરી સ્વીડનબોર્ગને અનુસરનારાને વાચવા યોગ્ય છે, તે પુસ્તક સ્વધર્મનિષ્ઠ આર્યને કઇ નવીન શુભ શિક્ષણ આપી શકે એમ નથી, માટે તે વિશે વિવેચન કરવુ આ સ્થળે અયોગ્ય ગણાય,

ભાટીયાઓની પ્રાચીન સ્થીતિ–એ નામનુ નાજુક સુદર પુસ્તક અમને મળ્યુ છે તેના લેખક રા ગિરવર રતનસિહ સપ્પટ છે જે ભાટી રજપૂતોનુ રાજ્ય હાલ જેસલમીરમા છે તેજ ભાટી જાતના રજપૂતો હાલના ભાટીયા છે, અને તેઓ યદુવશના છે એમ ઐતિહાસિક પ્રમાણ તેમજ દતકથા ઇત્યાદિ કથી આ પુસ્તકમા સિદ્ધ કરવા પ્રયત્ન થયેલ છે ભાટીયા લોકોની જુદી જુદી નુખો કેમ બધાણી તેની પણ વિગત લખેલ છે દરેક ભાટીયા કુટુબમા રાખવા લાયક અને વાચવા યોગ્ય છે, તેમજ ઐતિહાસિક વૃત્ત જીજ્ઞાસુને પણ ઉપયોગી છે

## વેદધર્મ સભાને મળેલી ભેટનો સ્વીકાર.

લુવાણા જ્ઞાતિના સ્વર્ગવાસી શેઠ **રામદાસ રતનશીના** પૂણ્યાર્થે વેદધર્મ સભાને રૂા. ૫૦) ભેટ તરીકે તેમનાં પુત્રી બાઈ કેસરબાઇ તથા બાઈ બચ્ચીબાઈ તરફથી શેઠ મોરારજી ઉદ્ધવજી મારફત મળ્યા છે. તે રકમ વેદધર્મ સભાના ધર્માઉ ફંડખાને જમે કરવામાં આવી છે. તે રકમ અનામત રહી તેના વ્યાજનો ધર્મના કામમાં સદુપયોગ થશે.

---

લુવાણા જ્ઞાતિના સ્વર્ગવાસી શેઠ **ઉદ્ધવજી જાદવજીના** પૂણ્યાર્થે વેદધર્મ સભાને રૂા. ૫૦) ભેટ તરીકે તેમના સત્પુત્ર શેઠ મોરારજી ઉદ્ધવજી તરફથી મળ્યા છે. તે રકમ વેદધર્મ સભાના ધર્માઉ ફંડખાતે અનામત રહી તેના વ્યાજનો ધર્મના કામમાં સદુપયોગ થશે.

---

અંકલેશ્વરના શેઠજી **સુરજરામ મંછારામે** તેમના પુત્ર સ્વર્ગવાસી થવાથી તેના પૂણ્યાર્થે વેદધર્મ સભાની પાઠશાળાના ફંડમાં રૂા. ૧૦) ભેટ તરીકે મોકલાવ્યા છે. તે રકમનો પાઠશાળાના વિદ્યાર્થીઓને પુસ્તકો અપાવવામાં તેમજ તેમને ભણવાનાં બીજાં સાધનો પુરાં પાડવાનાં સત્કાર્યમાં સદુપયોગ થશે.

---

## आयुर्वेद विद्यालयने मळेली भेटनो स्वीकार.

લુવાણા જ્ઞાતિના સ્વર્ગવાસી શેઠ **રામદાસ રતનશીના** પૂણ્યાર્થે તેમનાં પુત્રી બાઈ કેસરબાઇ તથા બાઇ બચ્ચી બાઇ તરફથી શેઠ મોરારજી ઉદ્ધવજી મારફત આયુર્વેદ વિદ્યાલયને ભેટ તરીકે રૂા૦ ૫૦) આપવામાં આવ્યા છે, તે વિદ્યાલયના મંત્રીઓ ઉપકાર સાથે સ્વીકારે છે. તે રકમ વિદ્યાલયના અનામત ફંડમાં જમે રહી તેના વ્યાજની રકમનો આ વિદ્યાલય જેવા ધાર્મિક કાર્યમાં સદુપયોગ થશે.

---

લુવાણા જ્ઞાતિના સ્વર્ગવાસી શેઠ **ઉદ્ધવજી જાદવજીના** પૂણ્યાર્થે તેમના સત્પુત્ર શેઠ મોરારજી ઉદ્ધવજી તરફથી આયુર્વેદ વિદ્યાલયને ભેટ તરીકે રૂા. ૫૦) આપવામાં અવ્યા છે, તે વિદ્યાલયના મંત્રીઓ ઉપકાર સાથે સ્વીકારે છે. તે રકમ વિદ્યાલયના અનામત ફંડમાં જમે રહી તેના વ્યાજની રકમનો આવિદ્યાલય જેવા ધર્મના કાર્યમાં સદ્ઉપયોગ થશે.

# आर्यधर्मप्रकाश.



## ॥ यतो धर्मस्ततो जय ॥



### मनोमृगने चेतवणी

( राग धन्याश्री )

दोडे शाने दूर, मनोमृग! दोडे शाने दूर—दोडे-
जाळ पसारी काळ १पराधि, उभो पकडवा क्रूर—मनोमृग
त्रिविध तापथी तु छो तपेलु, गोते पाणी पूर—मनोमृग
२मरीचिजळनी पाछळ दोडे शाने थई चकचूर—मनोमृग
दोडी दोडी थाकी जाशे, सोसाशे सहु नूर—मनोमृग
शरीर सघळु तरडी जाशे, नाशे भोगी ४भूर—मनोमृग
तृष्णारुपी तृणथी छादित, खाडो आ छे पूर—मनोमृग
जन्मांतरना ते खाडामा, दोडी थाश चूर—मनोमृग
राम नामनु निर्मळ जल जे, सचराचर भरपूर—मनोमृग
तेमा नाही शीतळ थाने, वधशे तारु नूर—मनोमृग

---

१ पारधी   २ झांझवा   ३ भोग ( विषय ) रुपी   ४ [illegible]

# જગતના પદાર્થોની તુલના.

આ વિશાળ વિશ્વમાં નોખા નોખા પ્રકારનાં દ્વંદ્વ જોઇ, આ સારૂં હશે કે પેલું સારૂં હશે, આનાથી લાભ છે કે પેલા પદાર્થથી લાભ છે, સુખ ક્યા પદાર્થથી છે અને દુઃખ ક્યા પદાર્થથી મળે છે, માણુસ ઉત્તમ હશે કે સ્ત્રી ઉત્તમ હશે, ભક્તિથી ઉત્તમ ફળ છે કે જ્ઞાનથી કલ્યાણુ છે, ઈત્યાદિક બાબતોથી મારૂં મન ઘેળાયા કરતું હતું. તેમજ કેટલાક દુર્ગુણી દુરાચારીને આ લોકમાં સુખી જોઈ, તેમજ ગરીબ સદ્ગુણી મનુષ્યોને દુઃખી જોઈ એમ વિચાર આવતો કે સદ્ગુણ સારો હશે કે દુર્ગુણમાં લાભ હશે. આવી રીતના પરસ્પર વિરૂદ્ધ વિચારોથી મગજમાં મોટો ગુંચવાડો ઉભો થવાથી માથું દુખવા આવ્યું. ત્યારે આરામ લેવાથી મગજ શાંત થશે એમ વિચારી સુતો, થોડી વારમાં મસ્તકનો બોજો ઓછો કરવા નિદ્રા દેવીએ દયા દર્શાવી, પણ જાગ્રત અવસ્થામાં જેજે વિચારો આપણુને આવ્યા હોય તે તે વિચારો આપણને સ્વપ્નાવસ્થામાં આવવાનો સંભવ છે. તેવીજ રીતે મને પણ સ્વપ્ન આવ્યું.

મારી પાસે એક ટેબલ પડયું હતું, હું આરામ ખુરશીપર નિરાંત કરી બેઠો હતો, તેટલામાં તે ટેબલ ઉપર એક કાંટો ( ત્રાજવું ) દેખવામાં આવ્યો. સોના રૂપા જોખવાના કાંટા જેવા ચોકસ હોય છે કે એક વાલ કે રતીની પણ ભૂલ ન થાય તેવી રીતનો આ કાંટો પણ હતો. અને તેનાં પલ્લાં, દાંડી સાંકળ વિગેરે સર્વ પદાર્થ સુવર્ણમયજ હતા. થોડીવાર થઇ તેટલામાં તો તે બન્ને પલ્લાંની બેઉ બાજુએ તોળવાનાં વજન જેવાં કે હાલમાં રતલ, શેર, પાંચશેર, મણીકા, વિગેરેનાં તોલાં હોય છે તેવાંતોલાંનો ઢગલો થયો. તે ખાસ કોઈ વિચિત્ર ધાતુનાં બનાવેલાં હશે એમ લાગ્યું. તે તોલાં ઉપર દૈવિલીપીના અક્ષરો કોતરેલા હતા, તે વાંચતાં જણાયું કે મનુષ્યની દૃષ્ટિમાં જે જે પદાર્થ કે વસ્તુ ઉત્તમ અને કિમતી છે તે તે પદાર્થોનું નામ તેનાપર કોતરેલ હતું, અને વાસ્તવિક રીતે તે તે પદાર્થોની શું કિંમત અથવા તેથી જેટલો લાભ તે તે પ્રમાણમાં તે તે તોલામાં વજન હોય એમ મને લાગ્યું. મને સહજ વિચાર થયો કે જે બાબતથી હું મુંઝાઉછું, અને જેનો નિર્ણય નથી કરી શકતો કે દુનીઆમાં શું સારૂં હશે અને શું નઠારૂં હશે, તે નક્કી કરવાને આ સારી તક મને મળી છે. એમ વિચારી દરેક તોલાં લઈ સામસામાં તે કાંટાંમાં મુક

તેની યથાર્થ યોગ્યતા તપાસવા હુ તૈયાર થયો તે તપાસતા તે કાટામા નુ પરિણામ આવ્યુ તે હુ હવે તમને જણાવુ છુ

જે તોલાઉપર 'શાણપણ અથવા વિવેક' એવુ લખેલુ હતુ તે એક ત્રાજવામા મુકયુ અને બીજા ત્રાજવામા 'લક્ષ્મી' એવા નામવાળુ તોલુ મુકયુ, જે ઉપરથી લક્ષ્મી એ વિવેક અને બુદ્ધિ કરતા ઘણી હલકી છે એ બતાવવાને લક્ષ્મીનુ ત્રાજવુ ઉચુ ચડી જઈ ઠેઠ ડાડીમા ભટકાણુ અને વિવેકનુ ત્રાજવુ તળીયે જઈ બેઠુ

મારૂ તોલવાનુ કામ હુ આગળ ચલાવુ તે પહેલા મારે જણાવી દેવુ જોઇએ કે, જ્યા સુધી આ સઘળા તોલાને તે સુવર્ણના કાટામા મુકવામા ન આવતા, ત્યા સુધી તેનુ યથાર્થ વજન શુ છે તેની કદી ખબર પડતી નહિ જ્યા સુધી તે મારા હાથમા રહેતા ત્યા સુધી કયુ ભારે છે અને કયુ હલકુ છે તેનુ મને જરા પણ ભાન થતુ નહીં આવુ મે ઘણાક દાખલાઓથી જોયુ છે કારણકે જ્યારે મે એક તોલુ જેના ઉપર "અનાદિતા અથવા અનતતા" એવા અક્ષરો હતા તે એક ત્રાજવામા મુકયુ, અને બીજા ત્રાજવામા 'કાળ'નુ તોલુ મુકયુ, તે તોલમા ઓછુ થવાથી 'સિદ્ધિ' એ નામનુ તોલુ "કાળ" ના તોલાની સાથે મુકયુ, તો પણ એ બેઉ મળીને 'અનાદિતા' જેટલુ વજન ન થવાથી 'દુખ' નામવાળુ તોલુ મુકયુ મને ખાતરી હતી કે આથી ભાર ઘણો વધી જશે પણ તેમ નહિ થતા 'અનાદિતા'નુજ વજન વધારે રહ્યુ તેથી મે એકસામટા 'રિદ્ધિ,' 'દરિદ્રતા,' 'લાભ' અને 'આબાદિ' એવા નામવાળા તોલા એકજ ત્રાજવામા નાખ્યા, તેમજ બીજા પણ નાખ્યા છતા તે સઘળાના વજનથી પણ 'અનાદિતા'નુ છાબડુ ઉચકાણુ નહિ ત્યારે સમતોલમાતો કયાયીજ રહે આથી મારે કહેવાનુ એ છે કે તે ઉપર કહેલા સઘળા તોલા જ્યારે મારા હાથમા હતા ત્યારે તેનુ વજન મને ઘણુજ ભારી લાગતુ હતુ અને મારી ખાત્રી હતી કે સામેનુ ત્રાજવુ ઉપાડવાને માટે એક એક તોલુ બસ છે, છતા ત્રાજવામા મૂકયા પછી તે સઘળા સામુ ત્રાજવુ હલાવી શક્યા નહીં, અને હવે મારી ખાત્રી થાય છે કે તે ત્રાજવામા 'સૂર્ય,' 'તારાગણ' અને 'પૃથ્વી' એવા શબ્દો કોતરેલા જે વજન હતા તે મૂકયા હોત તો પણ તે 'અનાદિતા'નુ ત્રાજવુ ઉપડત નહિ, કેમકે તે અનતતામા હજારો તારા, હજારો, સૂર્ય, હજારો પૃથ્વી વહી ગઈ છે અને હજુ વહી જશે

તે ત્રાજવાનાં બેઉ છાબડાં ખાલી કરીને હવે બીજો તોલ કરવાનો મેં નિશ્ચય કર્યો. એક ત્રાજવામાં મેં ખિતાબ, માન, અને ફત્તેહના ચિન્હ જે જે તોલાં ઉપર લખેલાં હતાં તે મુક્યાં. તેમાં '**જી. સી. એસ. આઈ**' અને '**સી. એસ. આઈ**' અને '**બેરોનેટ**' ઈત્યાદિક ભપકાદાર નામ કોતરેલાં તોલાં હતાં. તેમજ '**રાવ બહાદૂર,**' '**જે. પી.**' '**એમ. પી.**' '**સર**' ઇત્યાદિક માનવંત ખેતાબો કોતરેલાં તોલાં હતા. તેમજ રણક્ષેત્રમાં કીર્તિ દેખાડતાં તોલાં જેવાંકે '**શમશેર બહાદૂર**' '**રણજંગ બહાદૂર**' ઈત્યાદિક પણ હતાં. કોઇ વિદ્યા વિલાસીને દુઃખ ન લાગે માટે મારે જણાવવું જોઇએ કે તેમાં "**ન્યાય રત્ન, ભારતમાર્તંડ, શીઘ્રકવિ, વાચસ્પતિ, શાસ્ત્રી,**" એ નામવાળાં પણ હતાં. તે સઘળાં તોલાંને મેં એક ત્રાજવામાં મૂકયાં, અને પડખે એક ચળકતું તોલું પડયું હતું તે કાકતાલીય રીતે મેં બીજા ત્રાજવામાં મૂકયું. પણ મારા ઘણા અચંબાની વચ્ચે તે નાનકડું ચળકતું તોલું ઉપરનાં સઘળાં તોલાનાં વજનની બરાબર થયું, અને કાંટો બરાબર સમતોલનમાં રહ્યો. આટલા નાજુક તોલામાં આટલો બધો ભાર શાનો હશે એમ જોવાની ઈચ્છા થવાથી તે ઉપરના કોતરેલા અક્ષર મેં વાંચ્યાં તો તેની કોર પર "**વૃથાભિમાન**" લખેલું હતું. આ તોલન કરવાથી મારી ખાતરી થઇ કે ઉપર કહેલા ખેતાબો કે માન તે સઘળું પોકળ છે, મિથ્યા છે, માત્ર આપણું અભિમાન સંતોષવાનાં સાધન છે. બાકી તેથી કંઈ આપણું પરમાર્થ સાધી શકાતુંજ નથી. મને તપાસતાં તપાસતાં માલૂમ પડયું કે બીજા પણ કેટલાંક વજન પડયાં હતાં, તે ઉપર પ્રમાણે તોલમાં ભારે હતાં; તે સામસામાં તોલી જોતાં એક બીજાનાં બરાબર સમતોલ હતાં. તેમાંનાં કેટલાંકનું મેં વજન કરી જોયુ. એક ત્રાજવામાં મેં '**તૃષ્ણા**' અને બીજામાં '**દરિદ્રતા**' એ મુક્યાં, તે તોલમાં બરોબર સરખાં થયાં. તે કાઢીને તરતજ મેં એક ત્રાજવામાં '**સંપત્તિ**'નું તોલું અને બીજા ત્રાજવામાં '**સંતોષ**'નું તોલું મૂકયું, તે પણ બરાબર તોલમાં સરખાં થયા. એ ઉપરથી મેં સાર એવી રીતે કાઢયો કે સંપત્તિ હોવા છતાં જો તૃષ્ણા મટે નહીં તો તેજ દરિદ્ર સમજવો. કારણ કે દશથી સો, અને સોથી હજાર, અને હજાર લાખ થાય તો ઠીક, એમ જેની તૃષ્ણા વધતીજ જાય તેજ દરિદ્રી. તેવીજ રીતે જો કંઇ ઈશ્વરે આપણને આપ્યું હોય તેમાંજ સંતોષ રાખીએ તો અગાઉ વર્ણવેલા તૃષ્ણાતુર પૈસાદાર કરતાં આપણે સંતોષી ગરીબ હજાર દરજ્જે

સુખી છીએ' सर्वा सपत्तयस्तस्य सतुष्ट यस्य मानसम् ॥

'જે માણસનુ મન સતોષવાળુ છે તેને સર્વ સપત્તિઓ છે'

બીજા પણ કેટલાક તોલા પડેના હતા, જેઓની આકૃતિ અને કદ લગભગ સરખા હતા, અને મને એમજ લાગતુ હતુ કે વજનમા પણ તેઓ સઘળા સરખા હોવા જોઈએ, પણ જ્યારે મે તેઓને ત્રાજવામા મૂકવા માડયા, ત્યારે તેઓના વજનમા મને આકાશ પાતાળ જેટલો ફરક લાગવા માડયો—તેમાના કેટલાક તોલા રૂપા અથવા સોનાના બનાવેલા હોય તેવા ઉપરથી ચળકાટ મારતા હતા, અને બાકીના હમેશના વપરાશમા આવતા આપણા સામાન્ય તોલા જેવા બહારથી ભપકા વિનાના હતા તેતે તોલાઓ ઉપર દેવ ભાષામા શુ શુ કોતરેલ હતુ તે હુ તમને જણાવવાની રજા લઉ છુ સરખા દેખાતા તોલાની જે જોડ પડેલી હતી તેના એક ઉપર 'સદ્ધર્મ' એમ કોતરેલ હતુ અને બીજા ઉપર 'ધર્મધ્વજ અથવા ઢોગ' એમ વખેલ હતુ તેવીજ રીતે બીજી જોડ તોલાની તપાસતા 'વિદ્વત્તા' અને 'વિદ્યાદભ' એવા નામો દેખાણા તોલાની ત્રીજી જોડ ઉપર શુ લખેલુ હશે એમ જીજ્ઞાસા થવાથી તેપણ વાચી જોયુ તો, 'ચાતુર્ય' અને 'ચપળતા' એ શબ્દો નજરે પડયા, તેમજ બીજા તોલાઓ તપાસતા 'શુદ્ધ ભક્તિ' અને 'તામસીભક્તિ' તેમજ બીજા તપાસતા 'ગભીરતા (ભારેખમપણુ)' અને 'જ્ઞાનદૃષ્ટિ' એમ શબ્દો કોતરેલા નજરે પડયા આવી જાતના માત્ર ઉપરથીજ સદૃશ દેખાતા પણ ખરેખરી રીતે ઘણાજ તફાવતવાળા બીજા અનેક તોલા હતા—ઉપલુ તોલન કરવાથી મે દૃઢ નિશ્ચય કર્યો કે જે અસત્ય વાત હોય છે તે ઉપરથી બહુ ભપકો રાખીને મનુષ્યને અવળે માર્ગે દોરી શકેછે, ને જે સનાતન સત્ય વાતછે તેતો સાદી મિથ્યાડબર વિના સરલ હોયછે, માટે તે જોવા અથવા જાતે જઇ અનુભવ્યા વગર આનદ આવી શકે નહિ, તેમજ ઉપરથી આકર્ષી પણ શકે નહિ એટલા માટેજ જે માલ વગરના તોલા હતા તેજ ચળકતા રૂપા સોનાના બનાવેલા હોય તેવા લાગતા હતા પણ ખરૂ જોતા તો તે ઉપર માત્ર ગીલીટ હતો કે જે થોડા કાળે ઘસાઇ જવાથી તે તોલા કથીર છે પણ કુદન નથી'એમ સિદ્ધ થઇ શકે, તેમજ જે વજનદાર તોલા હતા તે ઘણા લોકોમા અનાદિકાળથી વપરાતા હોવાથી જોકે ચળકતા બહુ નહોતા, પણ કસોટી ઉપર ચડાવી જોતા સોટચનુ સુવર્ણજ સાબિત થાય એમા કશો શક નથી આ

ઉપરથીજ આપણા ઉછરતા યુવાનો આપણો આર્યધર્મ, વેદોક્ત શુદ્ધ ધર્મ શું છે તેનો વિચાર કરવાવિના તેમજ તે સંબંધી પુસ્તકોનો અભ્યાસ કર્યાવગર યા કોઈ શિષ્ટ પુરૂષો પાસેથી તે સંબંધી કંઇ પણ જાણ્યા વગરજ બીજા પાખંડ ધર્મોના ઢોંગ અને લપકાથી લલચાઈ જાયછે. (અપૂર્ણ)

---

## विश्वावलोकन.

---

( સાંધણ ગયા અંકના પાને ૧૫૨ થી.)

વિશ્વાવસુ—(હાથ જોડીને) "સ્તુતિ કરવા યોગ્ય જેના દયા દાક્ષિણ્યાદી ગુણ છે એવા, શરણે આવેલાને બંધુરૂપ, સ્વતઃ જેના જન્માદીક છવિકાર રૂપી પાપ નાશ પામેલ છે એવા, સકલ પ્રાણીઓના અન્તર્યામી આત્મારૂપ. કમલવાસીની લક્ષ્મીના નયનને આનંદ આપનાર. અજ્ઞાનરૂપી અંધકારને શમાવવાના શીલવાળા, અને સૂર્યના બિંબ મધ્ય રહેલા, હે નારાયણ ! આપને હું નમસ્કાર કરૂં છું."

ફરીથી ભક્તિ પૂર્વક ધ્યાન કરીને—"હે કમળનયન, ભક્ત જનના સંસાર પાશને કાપનારા, લક્ષ્મીના પ્રાણનાથ, સુવર્ણ સરખા પ્રકાશમાન નારાયણ! સર્વ જગતને અને મને સુખ કરો."

એવીરીતે નારાયણની સ્તુતિ સાંભળીને તેમાં પણ નિર્દયતાનો દોષ કાઢીને કૃશાનુ બોલ્યો. "અરે વિશ્વાવસુ ! તમે સદસદ વિવેકવાળાછો છતાં નિર્દય નારાયણની સ્તુતિ શામાટે કરો છો ? કારણકે જે નારાયણની તમે સ્તુતિ કરો છો તેણે સૃષ્ટિના આદિકાળમાં પોતાના રજોગુણના ચતુર્મુખ બ્રહ્મા સ્વરૂપે આ જગતને ઉત્પન્ન કર્યું, તેમજ પોતાના સત્વ ગુણી વિષ્ણુ સ્વરૂપે તેનું પાલન કર્યું, અને તેજ જગતને પોતાના તમો ગુણી શિવસ્વરૂપે નાશ કર્યું. એટલું કરીને પણ વિરામ નહીં પામતાં 'મેં આ સારૂં કર્યું' એમ હર્ષ માને છેઃ માટેજ તે નિંદાને યોગ્ય છે, પણ સ્તુતિને યોગ્ય નથી. તમે એક લૌકિક દૃષ્ટાંત જોને કે એક ગાંડો માણસ પણ પોતે ઉત્તમ ફળના ઝાડોનાં બીજને પૃથ્વીમાં રોપીને, તેને અંકુરિત કરીને અને સુંદર જળનું સીચન કરી તેને વધારી મોટાં કરીને શું તે પોતે કાપી નાંખશે ? અને કદીક કાપેતો પાછળથી આનંદ પામે છે ? કદીજ નહીં. કાપે પણ નહી તો કાપીને આનંદ કેમજ

પામે ? અરે આ લોકમા એક માધારણ માણસ પણ ' विष वृक्षोऽपि संवर्ध्य स्वय छेत्तुमसाम्प्रतम् ' (વિષવૃક્ષને પણ મોટુ કરીને પોતે કાપવુ એ અયોગ્ય છે) એ ન્યાયથી પોતે ઉત્પન્ન કરેલ અને વધારેલ એવી કોઇ પણ વસ્તુનો ઉચ્છેદ કરવો એ અનુચિત સમજે છે, ત્યારે જે નારાયણ લોકોને ઉત્પન્ન કરે છે, અને પાલન કરે છે, તે નારાયણ શુ ઉપર કહેલ ન્યાય નહિ સમજતા હોય ? તે સમજે છે તથાપિ પોતે સર્જેલા લોકનો બુદ્ધિ પૂર્વક નાશ કરે છે તેટલામાટેજ હુ કહુ છુ કે તે અતિ નિર્દય છે વળી વિશ્વાવસુ સાભળો કોઈ પણ સેવક લૌકિક નૃપની સમતિવિના તેની આજ્ઞાનુ ઉલ્લઘન કરે તો તે રાજા કોપકરીને તે નોકરને શિક્ષા કરે છે, પણ કોઈ અનપરાધિને શિક્ષા કરતો નથી પણ આ નારાયણ તો હૃદયમા રહીને શુભાશુભ કર્મના પ્રેરક અતર્યામી છે કારણકે શ્રી ભગવદ્ગીતામા કહ્યુ છે કે ' ईश्वर सर्वभूताना हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन् सर्व भूतानि यन्त्रारूढानि मायया ' ॥ એ પ્રમાણે અન્તર્યામી છતા પણ સસારી જીવોને દુષ્કર્મમા પ્રવર્તે કરેછે, અને પછી પોતેજ તે દુષ્કર્મ કરનારાને ક્રોધ કરી નરકમા નાખેછે તે શુ નિર્દય ન કહેવાય ? નિર્દય કહેવાયજ—લૌકિક નૃપ હોય તે પણ નિરપરાધિ અને અપરાધીનો વિચાર કરી, અપરાધીનેજ દડ આપેછે અને કાયદા કાનૂનો પ્રસિદ્ધ કરી લોકોને નીતિ માર્ગનુ શિક્ષણ આપેછે, તો હવે આ નારાયણ જો અન્તર્યામી એટલે મનને ચલાવનારા હોય તો તેમણે પણ સર્વ લોકને સન્માર્ગમાજ પ્રવર્તાવવા જોઈએ, અને એમ કરવાથી સર્વ લોકો સત્કર્મો કરી સદ્ગતિનેજ પામે, કોઇપણ દુર્ગતિને પામે નહિ , પણ એમ કરવાને બદલે દુષ્કર્મમા પ્રવૃત્તિ કરાવીને દુર્ગતિ પમાડેછે ત્યારે તે અતિ નિર્દય છે એમ મારે કહેવુ પડેછે ”

એવી રીતે કૃશાનુએ ઉદ્ઘાટન કરેલા નિર્દયતાના દોષનો પરિહાર કરવા વિશ્વાવસુ બોલ્યો—હે કૃશાનુ ! તમારી મતિ અતિસ્થૂળ છે, સદસદ્વિવેકશૂન્યછે, કારણ કે અત્યન્ત દયાલુ, ષડ્ગુણ ઐશ્વર્ય સપન્ન, કમળવાસિની લક્ષ્મીદેવીના પ્રાણનાથ ભગવાન નારાયણને પણ તમારી નિન્દા સ્પર્શકર્યાવિના છોડતી નથી, તો હવે નારાયણની કરુણા કેટલી બધી છે તે પ્રતિપાદક મારા વચનો સાભળો

અપરિમિત દયાનાસાગર, અધોક્ષજ નારાયણને, સસારરૂપી સમુદ્રમા ઘણાકાળ પર્યંત દુ ખના પરિહારને માટે ભટકતા લોકો શુદ્ધ અત કરણપૂર્વક ભક્તિથી જ્યારે નમન કરેછે ત્યારે “આ મ્હારો છે” એમ તેનો સ્વીકાર કરીને

કર્તું અકર્તું અને અન્યથા કર્તું સમર્થ એવા જ પ્રભુ તે, શુદ્ધ ભક્તિવિના દુષ્પ્રાપ પોતાનું જે વૈકુંઠ સ્થાન તે તે લોકોને પ્રાપ્ત કરાવેછે, એ શું ઓછી દયાછે ?

કૃશાનું—નારાયણ કંઈ એવા ભોળા નથી કે એકવાર નમન કરવાથી પોતાનું વૈકુંઠ ધામ આપી દે. તેની બાબતનો પ્રસિદ્ધ દાખલો હોયતો તે કહો એટલે માનવામાં આવે.

( શાર્દૂલવિક્રીડિત )

વિશ્વાવસુ—[1]લીલાલોલ [2]રમા તજી ત્યમ તજી બીજી બધી પત્નિને
પૃથ્વી દેવી તજી. તજી શયનને શ્રીશેષનાં અંગને;
કહેતા "હિડ ત્વરાથકી" ગરુડને, વૈકુંઠથી ધાવીઆ,
હસ્તિ રક્ષણ માટ ક્રૂડ ગ્રહથી, પ્રેમે હરિ આવીઆ—

કૃશાનું ! તમને ખબર નથી કે એક વખત નહીં પણ વખતો વખત શ્રી નારાયણ પરમાત્મા અવતાર લઈ પોતાનાં ભક્ત જનનું સંરક્ષણ કરે છે ? જ્યારે મહા પ્રતાપી પ્રહ્લાદજીને તેના પાપી પિતા હિરણ્યકશિપુએ અતિશય દુઃખ દેવા માંડ્યું ત્યારે પરમાત્માથી તે સહન ન થઈ શક્યું. જેમ ગજ મદોન્મત્ત થઇને ઉદ્યાન ઉપવનાદિકનો નાશ કરે છે, તેવી રીતે આ હિરણ્યકશિપુરૂપ હસ્તિ મોટા મદથી છકી જઈને યજ્ઞયાગાદિક ક્રિયાનો ભંગ કરતો હતો. તેવા મહા ભયંકર રિપુને મારવાને માટે અતિ ઉત્કંઠા અને ત્વરાથી પોતાના ભક્તનાં વચન સત્ય કરવા શ્રી નારાયણ સભાના સ્તંભમાંથી પ્રકટ્યા, અને પોતાના પરમ ભક્ત પ્રહ્લાદજીનું રક્ષણ કર્યું એ શું ઓછી દયા દેખાડે છે ?

કૃશાનુ—એવી પ્રાચીન જુગની વાતકરો અને તેમાં પણ એકાદ અવતારમાં નારાયણે તેવી રીતે વર્તન કર્યું હોય તેથી શું થયું ? આધુનીક કાળની વાત કંઇ જાણતા હોતો જણાવો.

વિશ્વાવસુ—જુઓ ! ભક્તિમતી દ્રૌપદીનું કૌરવની સભામાં કેવીરીતે શીયળનું સંરક્ષણ પરમાત્મા શ્રીકૃષ્ણે કર્યું તે તો હજુ કાલની વાર્તા છે. જ્યારે દુષ્ટ દુઃશાસન કૌરવ સભામાં સતી દ્રૌપદીનાં ચીર ખેંચવા મંડ્યો, ત્યારે દ્વારિકાંવાસી શ્રીકૃષ્ણનું સ્મરણકરી સતી બોલી ઉઠ્યાં કે હે નાથ ! હે રમાનાથ ! व्रजनार्यार्तिनाशन ॥ कौरवार्णवमग्ना मा मुद्धरस्व जनार्दन ॥ હે હરિ કુરૂ સાગરમાં ડુબુછું. ડુબુછું તેનો ઉદ્ધાર કરો " આવાં કરૂણા જનક વચન સાંભળી પરમાત્માનું હૃદય દયાથી દ્રવી ગયું.

---

૧ કામનું ચાંચલ્ય ૨ લક્ષ્મી.

# ब्रह्म जिज्ञासा

(સવાદ)

## જ્ઞાની—જિજ્ઞાસુ

(ચાલુ ગયા અંકના પાને ૧૫૮ થી)

જીજ્ઞાસુ—જો હુ વ્યક્તિ તરીકે રહેતો હોઉ તો ત્રણમાસ પર્યંત ગાઢ નિદ્રાવાળી બેભાન સ્થીતિમા પડયા રહેવાને મને કઇ અડચણ નથી

જ્ઞાની—પણ યાદ રાખજો કે, જો લોકો તદન બેભાન હોય છે, તો કેટલો વખત ગયો અથવા શુ કાળ ચાલે છે તે વિશે તેમને બીલકુલ ખબર પડતી નથી તેથી જ્યારે તમારૂ મૃત્યુ થાય, ત્યારે તમે આ તમારા પ્રેમી ધનની-તમારી જાણુની-દુનીયામા ગમે તો ત્રણમાસ કાઢો, અથવા તો દશ હજાર વર્ષ કાઢો તે સઘળુ તમને સરખુ છે તમે આ જગતમા ત્રણ માસ કાઢયા હતા કે ત્રણ હજાર વર્ષ કાઢયા હતા એ, જ્યારે તમે જાગો ત્યારે બીજો જે કહે તે માનવુ ને તેનાપર ભરોસો રાખવાની માત્ર બાબત છે—એટલે તમે તમારી પોતાની મેળે તો નહી જ જાણી શકો કે તમે આટલો વખત આ દુનીયામા કાઢયો છે તેથી તમે મૃત્યુ પામો ત્યારથી તે તમારી એક વ્યક્તિરૂપે સ્થીતિ થાય ત્યા સુધીમા, ગમે તો, ત્રણમાસ વહ્યા જાગે, અથવાતો ત્રણ હજાર વર્ષનો કાળ નીકળી જાએ, તો પણ તમને તે બાબતની ફીકર કે ચિતા ન થવી જોઇએ એમ હુ માનુ છુ

જીજ્ઞાસુ—સત્ય છે, મૃત્યુ પછી, ભલે ગમે તટલે વખતે પણ પાછુ વ્યક્તિ રૂપે મારૂ અસ્તિત્વ સિદ્ધ રહેતુ હોય, તો મને કઈ અડચણ નથી

જ્ઞાની—અને કદાચ ભાગ્ય જોગે, મૃત્યુની ગાઢ નિદ્રામા તમને દશ હજાર, વર્ષ વીતી જાય, તથાપિ કોઇ પણ માણસ તમને તે નિદ્રામાથી જગાડવાનુ કદી પણ ધારે નહી, તો તેથી તમને કઇ મોટો ગેરલાભ નહી થાય એમ હુ ધારૂ છુ, કારણે દુનીયામા થોડા વર્ષો જીવનમા ગુજાર્યા પછી, ઘણો વખત અભાવની શન્ય સ્થીતિમા રહેવાથી તે સ્થીતિમા રહેવાની તમને ટેવ પડી જશે, અને તે અભાવની સ્થીતિની મોહિની લાગશે ગમે તેમ થાય તો પણ આ આખા જગત વિશે, તે તમારી અભાવની શન્ય સ્થીતિમા, તમે કઈ પણ

જાણશો નહિં. તે જગતથી તમે સાવ અજાણ રહેશો, કેમકે બેભાન સ્થીતિમાં હશો. તેવીજ રીતે જે દુર્બોધ ગુહ્ય સત્તાથી, તમે એક વ્યક્તિ રૂપે આ જગતમાં અસ્તિત્વ ભોગવો છો, તેની તેજ ગુહ્ય સત્તા, તમારી લાંબા કાળની ગાઢ નિદ્રા અને બેભાન અવસ્થામાં એક ક્ષણ પણ વિરામ વિન્યા, તમારા જેવાંજ બીજા દૃશ્ય ઉત્પન્ન કરે ને તે સઘળાંને જીવન આપે, અને એ વાતની જ્યારે તમને ખબર પડે, ત્યારે તમે જરાપણ કચવાશો નહી એમ હું ધારૂં છુ.

જીજ્ઞાસુ—ખરેખર! આ સઘળી મધુર વાતચીતથી મારૂં એક વ્યક્તિ એક મનુષ્ય તરીકેનું અસ્તિત્વ તમે રદ્દ કરવા ધારો છો. પણ તમારો સઘળો પ્રપંચ હું સમજી ગયો છું. એક વ્યક્તિ તરીકે, એક હાથ પગવાળા બોલતા ચાલતા મનુષ્યની સ્થીતિ વિના મારો સદ્ભાવ કે સ્થીતિ સંભવેજ નહીં, એ હું તમને જણાવી દઉ છું. તમે જે "દુર્બોધ ગુહ્ય સત્તા અથવા શક્તિ" અને જે તમે સઘળુ 'દૃશ્ય દૃશ્ય' કહો છો એવા શબ્દોથી ભડકી જઈને હું મારી તકરારમાં પાછો નહીં હઠું—એક મનુષ્ય તરીકે નોખી વ્યક્તિ વિના મારે ચાલેજ નહીં, હુ તે કદી નહીં છોડું.

જ્ઞાની—તમારો એક પૃથક્ મનુષ્યભાવ, એટલે તમારૂં એક વ્યક્તિ રૂપે રહેવું, એ બાબત તમને ઘણી આનંદકારી, ઘણીજ ભપકાદાર, અતિશય પૂર્ણતાવાલી, અને ઉપમા પણ ન આપી શકાય એવી લાગે છે; તેનાથી વધારે સારી વસ્તુ કંઈ નથી એમ તમે ધારતા હો એવું મને જણાય છે—જે સઘળું આપણે શાસ્ત્રદ્વારા અને મહાત્માના મુખથી સાંભળેલ છે તે દ્વારા વિચાર કરતાં, જે સ્થીતિ આનાથી ઉત્તમ છે, અને આ કરતાં વધારે નિત્ય છે, તેવી સ્થીતિ મેળવવાને માટે આ તમારી હાલની સ્થીતિ તમે છોડી દેવા તૈયાર નથી?

જીજ્ઞાસુ—શું તમે જોઇ નથી શકતા કે મારી હાલની સ્થીતિ, એટલે મારી મનુષ્ય વ્યક્તિ, ગમે તેવી હોય તોપણ તે 'હું' પોતે છું. આખા જગતમાં તે બાબત મને વધારે અગત્યની અને વધારે વહાલી છે. કારણકે, "ઈશ્વર તે ઈશ્વર, અને, હુ તે હું છું." મારે મારા અસ્તિત્વ હયાતીની જરૂર છે. જે "હું, હુ" બોલું છું તેને જરૂર છે. તેજ મુખ્ય બાબત છે—તમારા કહેવા પ્રમાણે અમુક સ્થીતિ મારી છે અથવા હોવી જોઇએ, એમ હું માની શકું તે પહેલાં તે મારી હોવા વિશે તમે જે જે સાબીત કરવા માગો તે તે નકામું છે; તેવી સ્થીતિ માનવાને મને કંઈ જરૂર નથી.

જ્ઞાની—તમે પોતે શુ કહો છો તેનો વિચાર કરો જયારે તમે કહ્યુ કે "હુ, હુ, એમ જ બોલુ છુ તેને હયાતી ભોગવવાની ઈચ્છા છે," ત્યારે એમ તમે એકલાજ નથી બોલતા, જેનામા જાણપણાનો ઝાપો પણ લીસોટો છે તે દરેક વસ્તુની એવીજ ઈચ્છા છે ત્યારે એમ સિદ્ધ થાયછે કે તમારામા જે "'હુ, હુ,' ગાર પ્રથક્ અસ્તિત્વ રહેવુ જોઈએ" એવી ઈચ્છા છે તે તમારી મનુષ્ય વ્યક્તિ તરીકેની પૃથક્ ઇચ્છા નથી, તેવી ઈચ્છાતો કઈ પણ ભેદ વગર દરેક પ્રાણી પદાર્થમા છે તે એકવ્યક્તિનો પ્રથક્ પોકાર નથી, પણ ખાસ અસ્તિત્વપણાનો પોકાર છે, એટલે તેવી ઈચ્છાને લીધેજ દરેક વસ્તુ અસ્તિત્વમા આવેછે જે કઈ વસ્તુ હયાત છે એવી દરેક વસ્તુનુ તે સ્વાભાવિક તત્વ છે, અરે વધારે શુ કહેવુ, દરેક વસ્તુને અસ્તિત્વનુ કારણ પણ તેજ 'હુ, હુ' છે આ ઇચ્છા તનપાપડ કરેછે અને સામાન્ય ભાવપણાને પામ્યા વિના શાંત થતી નથી, પણ ખાસ કોઈવ્યક્તિ રૂપે જુદા અસ્તિત્વથી તે સતોષ પામે છે એમ નથી નહીં, તે તેની ધારણાજ નથી ત્યારે સામાન્ય રૂપે તે ઇચ્છા આપણને ન દેખાતા માત્ર અમુક અમુક વ્યક્તિમાજ પૃથક્ પૃથક્ જણાયછે તેનુ કારણ એટલુજ છે કે આ ઇચ્છા—આ સકલ્પ—માત્ર પૃથક્ પૃથક્ વ્યક્તિમાજ જાણપણુ પ્રાપ્ત કરી શકેછે, અને તેટલા માટેજ વ્યક્તિ શિવાય બીજી કોઇ પણ વસ્તુ સાથે તેને સબધ ન હોય એવો આપણને ભાસ થાયછે ત્યાજ મોહ રહેલો છે કે જે મોહમા વ્યક્તિપણાનુ "હુ છુ, હુ એક છુ" એવુ બધન રહેલુ છે પણ મનુષ્ય જો વિચાર કરે તો તે બધનની સાકળો તોડી પોતાને પોતેજ છુટો કરી શકે છે દરેક વ્યક્તિને આવી જીવવાની પ્રબળ ઇચ્છા પરોક્ષ રીતેજ હોયછે એમ હુ કહુ છુ જીવવાની ઈચ્છા એટલે સસારનો સકલ્પ, એજ ખરેખરો અને સ્પષ્ટ અભિલાષ, સર્વ વસ્તુમા એક સરખો અને એક રૂપ સમાન છે ત્યારે આપણો સસારમા ભાવ, એ આપણા સકલ્પના ઉદયને લીધેજ છે, અને જ્યા જ્યા સસારીપણુ ત્યા ત્યા સકલ્પ વિકલ્પ પણ હોવાજ જોઈએ ટુકામા કહેવાનુ કે સર્વ મનોવિનાસ છે અને થોડા વખત માટે તે સકલ્પ, આપણે સસારમા અસ્તિત્વવાળા થયા, એટલે શાંત થએનો હોય એમ આપણને જણાય છે, પણ હુ તો વાર છુ કે જે વસ્તુ કદી વિરામ લેતી નથી ને આગળ ને આગળ હમેશા ધસ્યા કરેછે, તેવી વસ્તુ જે આપણુ મન, તેના સકલ્પ વિકલ્પો કદી પણ વિરામ પામેજ

નહીં—જે સંકલ્પ છે તેને અમુક વ્યક્તિની સાથેજ સંબંધ નથી—વ્યક્તિની સાથે તેનો વ્યવહાર નથી—જોકે અગાઉ હું કહી ગયો તેવી રીતે વ્યક્તિ સાથેજ તેનો સંબંધ હોય એમ લાગે છે, કારણ કે "મારામાં સંકલ્પનો ઉદય છે કે નહી" એવી ખબર કોઇ પણ વ્યક્તિને પોતાના દેહનીઅંદર શિવાય ક્યાંય પડતીજ નથી. આનું પરીણામ એ થાય છે કે દરેક પ્રાણી અથવા મનુષ્ય વ્યક્તિ પોતાનો પૃથક્ સદ્ભાવ અથવા સ્થીતિ નિભાવવાને બહુજ આતુર રહે છે. ને તેને કહેવામાં આવે કે 'તું જે કંઈ બોલે છે, ઉભો છે, તેવી કોઈ વ્યક્તિ છેજ નહી' ત્યારે આ વાત તેને ગળે ઉતરતી નથી. પણ જો આવો દુરાગ્રહ ન હોય તો દુનીયામાં જાતિ વિશેષ રહીજ ન શકે, ને વ્યવહાર માત્ર બંધ પડી જાય. એટલામાટેજ અજ્ઞાનીની સંખ્યા વધારે અને જ્ઞાની તો માત્ર કવચિતજ દેખાય છે.

આ ઉપરથી તમે જોયું હશે કે એક વ્યક્તિ તરીકે જે તમે પૃથક્ રહેવા માગો છો, તે તમારૂં પૂર્ણ રૂપ નથી પણ તે રૂપ તો પરિચ્છિન્નતાવાળું છે. માટે એવા પરિચ્છિન્નમાંથી મુક્ત થવામાં તમને લાભ છે, હાની બીલકુલ નથી. હવે તે બાબત વિશે ઝાઝો વિચાર કરીને તમારૂં માથું પકવશો નહીં.

તમે કોણ છો, શી વસ્તુ છો, તમારૂં સત્ય સ્વરૂપ શું છે, તે પહેલાં પૂર્ણ રીતે જાણો, તમારી સંસારમાં સ્થીતિ અથવા અસ્તિત્વ એ "હું હું" જે સ્ફુરણ ઉઠયું તેનુંજ કાર્ય છે, અને તેવો સંસારનો સંકલ્પ સર્વેને સાધારણ છે, આખી આલમને સાધારણ છે એમ જાણો, કે તરતજ આગહન વિષય પણ તમને માત્ર છોકરવાદ જેવો અને ઘણોજ હાસ્યાસ્પદ લાગશે.

જીજ્ઞાસુ—મને તો તમે પોતેજ છોકરવાદી લાગો છો, અને સઘળા તત્વજ્ઞાની જેવાજ હાસ્યાસ્પદ જણાઓ છો—અને મારા જેવો પુખ્ત ઉમરનો માણસ આવા જડ મનુષ્ય સાથે પા કલાક પણ વાતચીત કરવા દોરાય, તેનું કારણ માત્ર એટલુંજ છે કે તેથી આનંદ મળે છે અને વખતનો નિર્વાહ થાય છે, મારે આથી વધારે અગત્યનાં કામ કરવાનાં છે માટે હવે નમસ્કાર છે, રજા લઉં છું.

પ્રિય વાંચનાર ! જે જીજ્ઞાસુ નામનો માણસ છે તે મંદ અધિકારી હશે, અને પ્રવૃત્તિપરાયણ હોવો જોઈએ એમ લાગે છે.

---

# सत्संग

( સાથજ અપા અકના પાને ૧૬૦ થી )

જગતમા સગ ઘણા પ્રકારના થાય છે, અને તે તે સંગકરવાવાળા પોતે સત્સંગ કરે છે એમ માને છે તે લોકો ગમે તેમ માનતા હોયતેનુ આપણે કઇ કામ નથી જેના સગથી દુરાચારી નીચ કર્મો કરવાની આપણને ઇચ્છા થાય તેવા પામર, નીચ, વિષયી, ચોર, જુગારી, પરસ્ત્રી આદિકમા લપટ મનુષ્યોનો સગ તજી દેવો, અને સ્વપ્ને પણ તેવા નીચની પડખે ન ચડવુ એમાજ કલ્યાણ છે

આગળ વર્ણવેલ ઉત્તમ પ્રકારનો જે સત્સગ કહ્યો એટલે સતરૂપ જે પરમાત્મા તેનો સગ, તેનામા આસક્તિ થવી, એને માટે લૌકિક સત્સગની જરૂર છે, માટે તે અલૌકિક સત્સગ—પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ—માટે આ લોકમા મહાત્મા, જ્ઞાની, ધર્મવાન, ઇશ્વરભક્ત અને પરમાત્મતત્વના જ્ઞાની અને સદાચારી ઉત્તમ પુરૂષોનો સગ કરવો, તેજ સત્સગ કહેવાય છે આવા પ્રકારના મહાત્માનો સગ કરવાથીજ કલ્યાણ છે, બાકી ઉપર કહેલ નીચનો સગ કરવાથી નરક પતન અને આ ભવમા દુ ખવિના બીજુ દેખવાનુ નથી ભગવદ્ અવતાર શ્રીઋષભદેવજીએ યથાર્થ કહ્યુ છે કે

महत्सेवा द्वारमाहुर्विमुक्ते स्तमोद्वार योषितासगिसग

મહાત્માની સેવા કરવાથી મુક્તિનુ દ્વાર મળે છે, અને સ્ત્રીના સગી જે ભડવા તેના સગથી નરકના દ્વાર ખુલ્લા થાય છે એમ વિદ્વાન લોકો કહે છે" માટે એવા મહાત્માના સગથીજ કલ્યાણ છે આપણુ ઐહિક આમુષ્મિક કલ્યાણ સઘળુ તેવા સત્પુરૂષોનાજ સમાગમથી થાય છે

એવા મહાપ્રભાવવાળા સત્સગથી શુ શુ લાભ થાય છે તે હવે વિચારવાનુ છે તે વિશે એક મહાત્મા પુરૂષ નીચે પ્રમાણે કહે છે કે

सत्सगात्भवति हि साधुता खलाना
साधूना नहि खलसगमात्खलत्व ।
आमोद कुसुदभव मृदेव धत्ते
मृद्गध नहि कुसुमानि धारयन्ति ॥

### દોહરો.

સાધૂના સત્સંગથી, ખલ જન સાધૂ થાય,
સાધૂ ખલતા નહીં ગ્રહે, રહેતાં ખલની માંય.
સુંદર પુષ્પ–સુગંધને, માટી ધારે તોય,
માટી ગંધ જુઓ તમે, નહીં પુષ્પોમાં હોય

આ છલકપટ ભરેલા જગતમાં એવા વિરલાને ક્યાં ગોતવા, અને શા લક્ષણથી ઓળખી સમજવું કે તે મહાત્મા છે ને તેનો સત્સંગ કરવાથી આપણું કલ્યાણ થશે? તો ત્યાં પણ ભગવદ્અવતાર શ્રીઋષભદેવે નીચે પ્રમાણે પોતાના પુત્રોને બોધ કરતાં મહાત્માનાં લક્ષણ કહ્યાં છે.

**महांतस्ते समचित्ता प्रशांता, विमन्यवः सुहृदः साधवोये ॥**

"મોટા પુરૂષો તેવાને જાણવા કે જે સર્વપર સમાન દૃષ્ટિવાળા હોય, શાંત હોય, ક્રોધ રહિત હોય, પ્રાણીમાત્રના સુહૃદ હોય ને રૂડા પુરૂષ હોય." હવે તેવા પુરૂષો આ જગતમાં નથી એમ નથી, પણ કાળને પ્રભાવે કરી વિરલ વિરલ હોય છે. ન હોય એમ તો બનેજ નહીં કેમ કે बहुरत्ना वसुंधरा. હવે તેવા મહાત્માઓ કદી ન જડયા અથવા તો સદસદ્ વિવેક આપણામાં ન હોય તો સૌથી સરસ રસ્તો એજ છે કે પ્રાચીન કાળથી આખી દુનીઆ જેને માહાત્મા તરીકે ગણતી આવી છે તેનો સત્સંગ કરવો. એમ કરવાથી શોધવાનો શ્રમ, તેમજ આ સત્પુરૂષ હશે કે નહિ એવો આપણો સંદેહ મટી જશે—હાલના જમાનામાં તે હયાત નથી તો તેનો સંગ શી રીતે થાય? એમ શકા કરવાનો અવકાશ નથી કારણ કે તેવા મહાત્માઓએ ઘણાઘણા શ્રેયસ્કર ગ્રંથો રચી આપણને વારસામાં આપ્યા છે. તેવાં ધર્મશાસ્ત્રોને વાંચવાં, તેમનું મનન કરવું, ને તેમાં કહેલ નિયમ પ્રમાણે વર્તન કરવું એજ તેવા મહાત્માઓનો સત્સંગ કર્યો કહેવાય છે.

જુઓ સાક્ષાત્ બ્રહ્મરૂપ શ્રી શુકદેવજી, તેમજ મહાપ્રતાપી અને મહા પવિત્ર વસિષ્ઠ વામદેવ આદિ મહાત્માઓના સત્સંગથી ખળ, નીચ, અને મહાપાપી પુરૂષો પણ મહા શાંત સ્વભાવના સાધુ વિદ્વાન થયાછે અને થાય છે—અને જોવાનુંતો એ છે કે તેવા નીચ અને પામર પુરૂષોના સંગ, સંબંધ અને વ્યવહારમાં તેવા મહાત્માઓ રહેછે તોપણ પરમ વિવેકી મહાત્માઓને તે દુઃસંગ જરાપણ સ્પર્શ નથી કરતો—અગાઉ આપણે દૃષ્ટાંત તરીકે કહીને

ગયા છીએ કે કમળ, માલતી, જાઇ, મોગરા, મુચકુદ આદિ ઘણા સુગધી પુષ્પો છે, તે જે જે ક્યારામા ઉગેલા હોય, તે ત ક્યારાની માટી પણ તે તે પુષ્પોના સુગધથી સુવાસિત થાયછે, પણ ઉપર કહેલા કોઇ પણ એક પુષ્પમા મૃત્તિકાની જરા પણ ગધ પેસી શકતી નથી તેજ રીતે સત્સગવડે જેના અ ત કરણ મહા આન દવાન અને મહા સુખી તેમજ નીતિ માર્ગમા દૃઢ બધાઈ ગયા છે, તેવા મહાત્માઓને, આપણે ઉપર કહેલા મહા પવિત્ર પુરૂષોને, તેવા અજ્ઞાની અસત્સગી પુરૂષો બાધ કરી શકતા નથી

પર તુ તેવા પરમ દયાળુ પરમ પવિત્ર પુરૂષોના સત્સગે કરી નીચ મનુષ્યો ઉત્તમ સ્થીતિને પામે છે જુઓને પરમ ભગવદી પ્રહલાદજીનો દાખલો જો મહાત્મા નારદજીનો ઉપદેશ પોતાની માતાના ગર્ભમા હતા, ત્યારે પ્રહલાદજીએ ન સાભળ્યો હોત, તો એક દાનવી માતાને પેટે મહા પાપી હિરણ્યકશિપુ જેવા પિતાથી આવુ નિર્મલ ભક્ત રત્ન ઉત્પન્ન થવુ એ કોણ ધારી શકે ? કહેવાનો સાર એટલોજ કે તે મહાત્માના ઉપદેશ વચન રૂપી સત્સગ વડે જગતમા ભક્ત જનના શિરોપણાને પામ્યા, અને પરમ દયાળુ પરમેશ્વરના કૃપાપાત્ર થયા—

પોતાને થએલા સત્સગના શુભ ફળથી આન દ સાગરમા ઝુલતા રાજા ભર્તૃહરિ નીચે પ્રમાણેના આતરના ઉદ્ગારોથી સત્સગની શ્લાઘા કરે છે કે,

अघोघ प्राचीन विघटयति पुण्य प्रथयति
प्रमूते सद्बुद्धिं नवनव कला पल्लवयति ।
हरत्यज्ञानाध्य दिशति परमानदपदवीम्
सता सग कल्पद्रुम इवनाकिंकि वितनुते ॥

આ ઉપલા શ્લોકનો ભાવાર્થ નીચે પ્રમાણે છે—

" આપણા પ્રાચીન અનેક જન્મો પાર્જીત પાપ કર્મો સત્સગથી વીખાઇ ચૂર્થાઈ જાય છે, આપણુ પુણ્ય વધે છે, સત્સગથી આપણામા સદ્બુધિ ઉત્પન્ન થાય છે, નવી નવી કલાઓનો વિકાસ થાય છે, સત્સમાગમથી અજ્ઞાનરૂપી અધારો દુર થાય છે, અને પરમાનદનુ સ્થાન દેખાય છે, એવી રીતે કલ્પદ્રુમરૂપ જે સત્પુરૂષોનો સગ, તેથી શુ શુ ફાયદા આપણને નથી થતા ? સર્વે ફાયદા થાય છેજ તથાસ્તુ

---

### શિખરિણી

હરી પાપો સર્વ, પ્રસર કરતી પુણ્ય ગણુને,
વધારી સદ્બુધિ, શુભ નવ કલાનાજ ફણગા[1],
હરે [2]અજ્ઞાનાધ્ય, સુચવી પરમાન દ પદવી
[3]તરુ ભી રૂપી, સુજન જન સત્સગતિ નકી

૧ કોંટા ૨ અજ્ઞાનનો અધારો ૩ દેવલોક કલ્પદ્રુમ

## परोपकार विषे.

(का. पे.)

( ઝુલણા છંદ )

અવર નરને નહિં અવર પંથે કરી, લેશ ઉપદેશ દેવો ન ખોટો,
પણ સદા પારકાનું ભલુ કરવું એ, માનવી માત્રનો ધર્મ મોટો.

### પૃથ્વીનો સ્વભાવિક ગુણ. (ઉપેંદ્રવજા છંદ)

ભૂમી ઘણો ભાર સદા સહે છે, તડાગ [1]આદ્રિ તટિની વહેછે;
સુપાત્ર [2]કિલ્મિશ ગતિ કરે છે, તથાપિ તેના ઉરમાં ધરેછે. ૧
વનસ્પતિ ક્ષિતિ વિષેજ વારૂ, બહુ બને [3]શષ્પ અનાજ સારૂં;
રસે કસેથી ભરપૂર ભૂમિ, રહ્યાંજ જેથી જન સર્વ ઘુમી. ૨
જુઓ જનાર્ત્તિ જનની મટે છે, તરૂ નદી તે ભૂમિકા તટે છે;
રવિ પ્રભાને પણ ભૂ ગ્રહે છે, નિવારિ વહ્નિ શીતને સહે છે. ૩
અમુલ્ય જે જે અગણિત ચીજો, ક્ષિતિ વિશે અન્ય બને ખનીજો;
શિવાય જાણો ગુણતીવ્ર તેના, અનંત ભાઈ ઉપકાર એના. ૪

### નદીનો ગુણ (મનહર)

પાણી તાણી લાવે પાણીયારી ઘણી ટોળે વળી,
વિચાર વિનાની વામા વિષ્ટા ધોઇ જાય છે;
કેટલાક પંડને પખાળે વળી વસ્ત્ર ધુએ,
સદા મેલ સર્વનો સલીલમાં સમાય છે,
કેટલાક ગમતની ખાતરથી નાંખે ધુળ,
નગરની નષ્ટ ચીજ તે વિશે નખાય છે,
મંદમતી ધુએ મળ મુત્ર ગંદકી વગેરે,
તદપિ તે નદી નહિ ક્રોધ સુખી થાય છે.

---

૧ પર્વતની. ૨ પાપી. ૩ લીલું ઘાસ.

## વૃક્ષનો ગુણ (શાર્દૂલ વિક્રિડિત છંદ)

છાયાથી ઈશ્વરાઈ નિત્ય તરૂઆ, આપે સુખો આપને,
જેને છે ન લગાર ખાર મનમા, પેખે નહીં પાપને,
તેને જો જન કોઈ કોપ કરીને, કાપે કુવાડે કદા,
તોએ તે નહિ છોડશે નિજ ગુણો, સંતોષ રાખે સદા ૧
કાષ્ટો વૃક્ષતણા કહો સ્વજનને, કેવા દિસે કામના,
મોટા મ્હેલ મકાન થાય મહીમા, ઈત્યાદિ ઉદ્યોગના;
પેખો પન જણાય પૂર્ણ ખપના, મૂળો વળી તે તણા,
એવા એ ઉપકાર ઠેક કરતા, વેઠીજ વીટંબણા ૨

## સૂર્યનો ગુણ (દોહરા)

ભાસે ભૂતળમા ભલો, ભાસ્કરનો આ ભાસ,
ત્યારે તિમિર તમામ તે નિશ્ચે પામે નાશ ૧
કર તેમજ કીકી તણુ, મળે તનમા તેજ,
ત્યારે નૈન જુઓ સદા, જગત બનાવ જુવેજ ૨
હુન્નર ભરવા ઉદ્યમે, લાગે સરવે લોક,
વામવૂમથી ધન રળી, સદા ધરે સંતોક ૩
એ રીતે અતુલીત સુખ, આપે સૂર્ય પ્રકાશ,
પરઉપકાર કીધા પછી, નિજ સ્થળ કરતો વાસ ૪

## ગાયનો ગુણ (તોટક છંદ)

સુરભિ સુખદાયક સૌજનને, બહુ તૃપ્તિ કરે જનના મનને,
પય પાન કરાવતી પ્રેમ પુરો, મહિ માખણ સ્વાદ મહા મધુરો, ૧
વળી માખણથી ઘૃત થાય વધુ, પરમારથી કારજ ધેનુ તણુ,
પશુથી પરમારથ થાય પુરો, પણ માનવીમા નર કોક શુરો ૨

## સવૈયા–એકત્રીશા

ધર્મધ્વજ ધારી ધરણીમા, ધર્મ વિશે ધરીને ધનવાન,
પોતાની પ્રભુતા ન બતાવી, મેળવવુ મહીમા મન માન

અન્ન ઉદક દુર્બલને દેવાં, આનંદે કરવો ઉપચાર,
સૃષ્ટિ વિશે સંપૂર્ણ સ્નેહથી, સદા કરો સૌ પરઉપકાર. ૧
અભણ અતિ વિપતિમાં આવી, અવનીમાં અતિશે અથડાય,
એવાને સુખ દેવા સારૂ. સજવા એઇ અનંત ઉપાય;
અથડાતી અગણિત અબળાને, અટકાવો આપી આધાર,
સૃષ્ટિ વિશે સંપૂર્ણ સ્નેહથી, સદા કરો સૌ પરઉપકાર. ૨
જ્ઞાતિ કે પરજ્ઞાતિ કોઈ. કુઢંગ માંહે પામે કષ્ટ,
તો રાજી થાવું નહિં દિલમાં. સમજી તેઓને સંકષ્ટ
પણ તેને સત્પંથ બતાવી, પ્રેમેથી કરવા દુઃખપાર,
સૃષ્ટિ વિશે સંપૂર્ણ સ્નેહથી, સદા કરો સૌ પરઉપકાર. ૩
નથી સરખી હાલતમાં હરિએ. પ્રાણીને કીધાં ઉત્પન્ન,
જોતાં નિયમ જરૂર જણાએ, રહેવું સંપી અન્યોઅન્ય;
માટે બનતી મદદ કરીને, ભરો સદા યશનો ભંડાર,
સૃષ્ટિ વિશે સંપૂર્ણ સ્નેહથી. સદા કરો સૌ પરઉપકાર. ૪
સૃષ્ટિ રચનારે સૃષ્ટિમાં, પંચભૂતનો કીધો પંડ.
જાણો તે પરમારથ કરવા. દુર્બલને નહી દેવા દંડ
સબળાએ નબળાની કરવી. ધનવાને નિર્ધનની સાર.
સૃષ્ટિ વિશે સંપૂર્ણ સ્નેહથી, સદા કરો સૌ પરઉપકાર. ૫
સર્વ મનુષ્ય વિશે વ્યાપક છે, પશુ તણો પણ આત્મા એક,
માટે જાતિભેદ ન જાણો, કરો બચાવા યત્ન અનેક,
વળી જુઓ ડહાપણથી આપણ, સરવે એક પિતાપરીવાર,
સૃષ્ટિ વિશે સંપૂર્ણ સ્નેહથી, સદા કરો સૌ પરઉપકાર. ૬
ભૂખે રડતાં ભીખારીને, ભાવે કરાવવું ભોજન.
ભક્તિ સદ્ગુણ વિનય ધરીને, અનાધારને દેવું અન્ન,
બાઈ ! કદી ભુંડપથી બને "કાન" કહે નહીં દેશો બાર,
સૃષ્ટિ વિશે સંપૂર્ણ સ્નેહથી, સદા કરો સૌ પરઉપકાર.

---

# अद्वैतामृत

(સાધારણ પાને ૧૩૬ થી)

વિષયના સંગમાં લીન થએલી ચિત્તવૃત્તિના નમ્રતાપૂર્વક કહેલા વચનો સાંભળીને સ્વામી વિવેકાશ્રમે તેના અજ્ઞાનનો નાશ કરવા નીચે પ્રમાણે કહ્યું

બાઈ! વિષયોનું સ્વરૂપ શું છે તે મે તમને સમજાવ્યું છતાં તમને તેમાં પક્ષપાત રહે છે? શું આટલી વારમાં એ સર્વ વાત ભૂલી ગયા? જરા વિચારતો કરો કે, એક અત્યંત રંક મનુષ્ય પણ સ્વપ્નમાં પ્રાપ્ત થતા રાજ્યની ઇચ્છા કરતો નથી તો જેને ઘેર અખંડ સામ્રાજ્ય હોય તે તો સ્વપ્નના રાજ્યની ઇચ્છા ક્યાંથીજ કરે

ચિત્તવૃત્તિ–મહારાજ! સુખ, પછી તે અલ્પ હો કે મોટું હો, તોપણ તેની ઇચ્છા તો સૌ કોઈ કરે

વિવેકાશ્રમ–ખરી વાત છે પરંતુ તે પણ ખરું સુખ હોય તો સ્વપ્નના સુખની ઇચ્છા કોઈ નજ કરે એક રાજપુત્રને ભિલના ઘરમાં રાખ્યો હોય ત્યાં સુધી તે, તેરાંગીમ કુટુંબના સુખનો અનુભવ કરે, પરંતુ તેને એમ જ્ઞાન થાય કે હું રાજા છું ત્યારપછી તે તેભિલ્લ કુટુંબના અલ્પ સુખની ઇચ્છા નહિ રાખે એ રીતે એ રાજા એ અલ્પ સુખને છોડીદે, તો તેને શું પાપ લાગે? મોટું રાજ્ય ભોગવતો પુરુષ, એ રાજ્યને છોડી સ્વપ્નના રાજ્યની ઇચ્છાથી વનમાં જઈ નિદ્રા લેવાની ઇચ્છા કરે, એ તો ગાંડો હોવો જોઈએ અહો સ્ત્રિ! હાથમાં આ રેવા આત્માનંદને છોડીને, ભ્રમથીજ સુખરૂપ લાગતા વિષયોમાં લંપટ થવાની ઇચ્છા કરો છો? બાઇ! જો વાસ્તવિક રીતેજ વિષયો સુખરૂપ હોતતો તેનું નિવારણ કોણ કરત જો કોઇ હાથમાં પુષ્પમાલા છતાં તેમાં આનંદ ન માનીને, [illegible] પડેલા સર્પને માલા સમજી તેમાથી સુગંધ લેવા જાય તો કેવું સુખ પામે?

ચિત્તવૃત્તિ–વિષયો ભ્રમથી સુખરૂપ લાગે છે, એમ આપના વચન ઉપરથીજ માની લેવું કે?

વિવેકાશ્રમ–ના, હે માતુશ્રી! હું એકલો ક્યાં એમ કહું છું, સર્વ શ્રુતિ માત્ર એમ કહે છે કેવળ વિષય નહિ પણ આખું જગત્ ભ્રમમય છે, એમ શ્રુતિ વારંવાર પ્રતિપાદન કરે છે

આમ કહ્યા પછી વિવેકાશ્રમ સ્વામી, કઠવલ્લી, બૃહદારણ્ય વિગેરે ઉપનિષદોમાંથી, જગતનું મિથ્યાત્વ દર્શાવનારી શ્રુતિઓનું વિવેચન કરી, ચિત્તવૃત્તિના મનનું સમાધાન કરે છે અને પછી કહે છે કે,

'એ રીતે આ આખા વિશ્વને મૃગજળ જેવું મિથ્યા જાણીને, કાંઈ પણ અંતરાયવિના સચ્ચિદાનંદ આત્માનો આશ્રય કર. આ જગત તો ગંધર્વ નગર જેવું છે. તું કયાં આ સાચા જગતને છોડીને ગંધર્વ નગરના મેહેલમાં આનંદ કરવા જા તેવી મૂર્ખ છો ? આટલું સમજાવતાં તું ન સમજતી હો તો તારો કુતરી જેવો સ્વભાવ હોવો જોઈએ. તેને મારીએ, કુટીએ, બીજી રીતે વારીએ, તોપણ એ તો મક્ષિકાથી મણમણ થતાં અસ્થિનેજ વળગે છે, તેમ તુને પણ આટલું આટલું સમજાવ્યા છતાં, એ મલિન વિષયો છોડવાનું મન નથી થતુ. ચિત્તવૃત્તિ! ચૈતન્ય આત્મ સ્વરૂપમાં અજ્ઞાનથીજ કેવળ માની લીધેલા જગતને લઈને આત્માનો ત્યાગ કરીશ તો તારી ઠઠા થશે. સાચી પુષ્પમાલાને જોઇ, તેને ભ્રમથી સર્પ છે એમ માની ત્યાગ કરવા તુ તૈઆર થા, તો ત્હારી કોણ ઠઠા ન કરે ? માટે વિચાર કરી નિશ્ચય કર કે, આ જગત્ અજ્ઞાનથીજ ઉત્પન્ન થયું છે. છીપમાં રૂપાનું જ્ઞાન થાય તો તે અજ્ઞાન નહિ તો બીજુ શુ ? બાઈ! તને એમ શંકા થશે કે આ જગત્ સત્ય બ્રહ્મમાંથી થયું છે તેને અસત્ય કેમ મનાય ? પરંતુ તારો અનુભવજ તને કહે છે કે એ અસત્ય છે. એ અનુભવ આગળ આ નવા અનુમાનની શું કીમત? અનુભવથીજ તને જણાય છે કે જે વસ્તુ આજે છે તે કાલે નથી હોતી. આમ છે માટે આ નાશવત જત્ગમાં આસ્થા ન રાખ. શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ સ્વરૂપ, ઉત્પન્ન નથી થતું, વધતું નથી, લય નથી પામતું. તેને પૂર્વ કોઈ નથી, અપર કોઈ નથી અને અંતઃ કાંઇ નથી, બાહ્ય કોઇ નથી, એવા એ સર્વસાક્ષી આત્મા શ્રુતિમાત્રથી સિદ્ધ છે. જે ઉચ્ચતા વા નીચતા, નાનો, મોટો વિગેરે જણાય છે, તે માત્ર મિથ્યા પદાર્થોના સંબંધથી તેવો જણાય છે. હે ચિત્તવૃત્તિ ! માટે તું હવે સુખરૂપ ચૈતન્યને પ્રાપ્ત થઈ શોક મુકી દે.'

ઉપર પ્રમાણે પોતાના ભાઇએ ચિત્તવૃત્તિને ઉપદેશ કર્યો એટલે તે શાણી સ્ત્રીએ પણ વિષયોમાંથી પોતાનો સંબંધ મુકી દીધો. જેમ કોઇ મદોન્મત્ત હાથ ણી મેલા જલમાંથી કમલિનીને ખેંચી કાઢે તેમ ચિત્તવૃત્તિએ વિષયોમાંથી પોતાના મનની વૃત્તિને ખેંચી કાઢી. આમ થતાં એ ચિતવૃતિના અંતઃકરણનો અંધકારનો નાશ થતાં, જાણે એની અંદર પરંજ્યોતિ રૂપ દીવો થઇ રહ્યો.'

આ પ્રસગે કાર્યે કુશલ મુમુક્ષા નામની સ્ત્રી આવી યોગિરાજ વિવેકાશ્રમને નમન કરી કહેવા લાગી કે મહારાજ વૈરાગ્યતીર્થ સન્યાસી આ તરફ આવતા જણાય છે

અનાયાસે આવી પહોચેલી મુમુક્ષાને જોઈ વિવેકાશ્રમે તેનો સત્કાર કરી પ્રસન્નવદનથી કહ્યુ "અહિ જેમો જુઓ આ ચિત્તવૃત્તિ છે આ પાચજન્ય મઠમા રહેવામા અતરાય રૂપ એ થશે એમ આપણને ભીતિ હતી, પરતુ એને તો મે જ્ઞાનપાનથી બહુ પ્રસન્ન કરી છે હવે એ ખુશીથી તમારૂ સ્વાગત કરશે' આ પ્રકારની વાત સાભળી ચિત્તવૃત્તિ ઉભી થઈ, જેનુ નામ પોતે પણ સાભળ્યુ હતુ, તેને પોતાના મનમાની સર્વ શકાનો ત્યાગ કરી, દડવત પ્રણામ કર્યા મુમુક્ષાબાઈએ પણ તેને પ્રસન્ન તથા નિષ્કપટ મુખવાળી જોઇને મસ્તક ઉપર હાથ ફેરવી, 'બેન તને પરમાત્માનો પ્રસાદ મળો' કહી આશિર્વાદ દીધો

આટલામા વૈરાગ્યતીર્થ સન્યાસી આવી પહોચ્યા જન્મથી તે વિવેકાશ્રમના નાહના ભાઈ થાય તેમણે દડનો ત્યાગ કર્યો છે વસ્ત્રનો પણ ત્યાગ કરી દિગમ્બર રહે છે શયન સમયે ઉશીકુ હાથનુ કરે છે તથા પૃથ્વીને પોતાનો પર્યંક માને છે ભોજન માટે હાથ એજ એટલુ વાસણ છે પગમા પાદુકા નથી ઘરને માટે ગુફાથી કામ ચાલે છે તળાવ વિગેરે જલાશયનેજ કમડલુ માની લે છે જડ અને ઉન્મત્ત પિશાચના પેઠે અનત પૃથ્વી ઉપર ભટકતા, વિના જાચે જે મળે તેનુ ભોજન કરી લે છે એ શિવાય અન્ય ક્રિયા કરતા નથી શરીરનો બાહ્ય ભાગ ધૂળથી ભરેલો છે છતા તેમનુ આતર પરમાત્મ જ્યોતિ પ્રકાશથી સ્વચ્છ જ્ઞાનમય છે એવા યોગિરાજ આવી વિવેકાશ્રમને પ્રણામ કરી ઉભા, પછી તેમની આજ્ઞાથી તેમની પાસે બેઠા

વિવેકાશ્રમ–ભિક્ષુ! દડ તથા કમડલુ કયા ગયા છે? શરીરની કથા તથા કોપીનનો શામાટે ત્યાગ કર્યોછે?

વૈરાગ્યતીર્થ–તમે ઠીક પ્રશ્ન કર્યો સાભળો હુ તમને પરમહસોપનિષદનુ તાત્પર્ય કહુ છુ

એક સમયે દેવતાઓના ઋષિ નારદજી ભગવાન પરમેશ્વર નારાયણ પાસે જઈ સાષ્ટાગ નમસ્કાર કરી, તેમની પાસે બેસી ઉત્કઠાથી પુછવા લાગ્યા કે 'હે ભગવાન! પરમહસને વર્તવાનો માર્ગ શુ? તેમની ઉત્તમ સ્થિતિ કઈ કહેવાય, તે જાણવાની, મને ઇચ્છા છે માટે કૃપા કરી મને કહો'

શ્રી નારદ મુનિના વચન સાંભળી ભક્તવત્સલ શ્રી નારાયણ ઉચ્ચ સ્વરથી અને ગંભીર વાણીથી કહેવા લાગ્યા. 'નારદજી તમે જે માર્ગ વિષે પક્ષ કરો છો તે માર્ગ લોકમાં અતિ દુર્લભ છે, તથા તે માર્ગથી પ્રવર્તનારાઓતો અત્યંત દુર્લભ છે. વિદ્વાન પુરૂષો એમ કહે છે કે તે માર્ગથી જે પ્રવર્તે છે તેજ નિત્ય મુક્ત છે, તેજ સર્વ શ્રુતિ માત્રનો જાણનાર છે તથા તેજ પુરૂષ મહાત્મા છે. તે માર્ગે પ્રવર્તનારા પુરૂષનું મન સદા મારામાં લીન છે તથા તેવા પુરૂષના મનમાં હુંજ સદા વસું છું. આવો પુરૂષ પોતાનાં મિત્ર, પુત્ર, કલત્ર, ભાઈ, બાંધવો. શિખા. યજ્ઞોપવિત, યજ્ઞયાગાદિક સર્વનો, આખા બ્રહ્માંડનો ત્યાગ કરે છે.

નારદ—મહારાજ ! એવા વિરક્તે પણ પોતાના શરીરના ભોગ માટે તથા લોકના અનુગ્રહ માટે કૌપીન, કથા, દંડ તથા કમંડલુનો ત્યાગ ન કરવો એક શાસ્ત્ર વાકય છે.

શ્રી નારાયણ—નારદજી ! એ વિચાર લૌકીક રીતિથી ઠીક છે. પરંતુ પરમાર્થ રીતિથી યોગ્ય નથી. એ વિચાર મુખ્ય નથી પણ ગૌણ છે નારદજી' પરમહંસને મુખ્ય તો નિષ્ઠા છે. એ નિષ્ઠા પ્રાપ્ત થતાં તેમને નથી દંડની અપેક્ષા, નથી શિખાની ઈચ્છા, નથી ઉપવિતની આવશ્યકતા કે નથી કથાની ગરજ. એમને પાદરક્ષકની જરૂર નથી કે નથી કમંડલુની જરૂર. રહેવાને માટે ભૂમિની પણ તેને જરૂર નથી. એવા મહાત્માને ટાઢ ને તડકો અથવા સુખ દુઃખ, કે માન વા અપમાન કાંઇ પણ સ્પર્શ કરતાં નથી એવા પુરૂષો. શબ્દ. સ્પર્શ રૂપ રસ અથવા ગંધનું સ્મરણ પણ નથી કરતા. તથા નિંદા, ગર્વ. ઇર્ષા. દંભ દ્વેષ વિગેરે તો તેમની છાયામાં પણ આવતાં 'નથી. અપૂર્ણ.

---

## रोगग्रस्त भगिनीने दिलासो.

(હરીગીત)

હું રોગથી પીડાઉછુ દુઃખ દિલ વિશે બહુ થાય છે,
ચિંતા ઘણી મનને વિશે સુખ કયાંહી નહિ દેખાય છે?
ઈશ્વર હુકમથી આ ગજબ મુજ દીનપર કયાંથી થયો,
દુઃખ ભોગવી ક્ષય થાય છે આ દેહનાં પાપો તણો. 1

દુઃખ ભોગવી રહેવા વડી ક્ષય પાપનો જ્યારે થશે,
વળશે વખત સુખ ઓધનો ચિંતા બધી આઘે જશે,
રાખી ભરોસો ઇશનો સુખના પ્રભુ દેનાર જે,
ભાવે ભજો શ્રદ્ધા કરી દુઃખ માન હરી લેનાર છે 2
વખતો વખત રોગો નડયાતા જીવતા શાથી રહ્યા,
નટવર તણો નિર્મળ દયાથી પ્રસન વખતે ઉગર્યા,
તેમજ કુટુંબી ભાઈ કાકા બાપ રોગોથી બચ્યા,
તે દીનનાથ દયાલુ પ્રભુની શરણ ભક્તિમાં રહ્યા 3
વહાલો કદી વીસરે નહી જે શરણ તેને જઈ નમે,
ભગવાન, પોતાના ઠર્યા તેને કદી શુ તે દમે ?
સર્વદા આરૂ અને સુખ માન તે કરનાર છે,
વિશ્વબંધુ દીનબંધુ ભક્ત વ્હારે થાય છે 4
શળથી શૂળી તણી પીડા હરે છે દાસની,
ગણતા ગણાયે નહિ કદી ગુણ શેષજીભ હજારથી,
કેવી વિકટ આપત્તિમાંથી ઉગર્યો પ્રહલાદજી,
દુઃખ ડુંગરા ઓળંગી પાંડવ થ્યા સુખી સહુ માતજી 5
હાથી મુકાણો ગ્રાહથી (તો) વ્યાધિ બિચારો કેવડો,
પ્રભુના પ્રતાપે થાય નિર્મુળ હોય પર્વત જેવડો
નામ હરિનાથી રહે અરિ રોગ સઘળા વેગળા,
શાસ્ત્ર સઘળા શાખ દે સિધ્ધાંતમાં ત્યાં શુ મણા 6
"ભૂલી મને જાશો નહી સંસારના સુખ સાંપડયે"
"કાઢશો નહિ કાળ મિથ્યા અનસનાણી ચાપટે"
"રહેજો પરાયણ માહરી શુભ માર્ગને તજશો નહિ"
બોધ દેવા એમ ઈશ્વર દુઃખ આપે કદી કહી 7
પણ આપની દૃષ્ટી દયાતીથી ભરેલો પૂર્ણ છે,
વખત થોડો વીતતા દુખ દર્દ સઘળુ ચૂર્ણ છે,
દૈવિ ઉપાયો ચાલતા વૈદ્ય ઉપાયો તેમ ત્યાં,
ધીરજ ધરો મન વિષે, ભગિની ! રોગ તે રહેનાર કયાં ? 8

---

## पुस्तकोनी पहोंच.

**અર્વાચીન આર્યો**–એ નામના લઘુ નિબંધનું પુસ્તક અમારા અભિપ્રાય માટે મળેલ છે. જુદાં જુદાં પુસ્તકો વાંચી જે જે વિચારો સારા લાગ્યા તેને પદ્ધતિ પુરઃસર ગોઠવી આ લેખ લખાયેલ છે. તેમાં હાલના આર્યોના આચાર વિચાર કેવા છે, શું ખામી છે, તથા કેવા હોવા જોઇએ, અને કેમ સુધરે ઇત્યાદિક વિષયોનું સૂચન છે. કેળવણીની બાબત ઉપર આવતાં લેખકે, મોરબી નિવાસી પ્રસિદ્ધ શીઘ્રકવિ શાસ્ત્રીજી શંકરલાલનાં લખેલ 'વિદ્વત્કૃત્ય વિવેક' નામના પુસ્તકમાંથી લગભગ દશ પૃષ્ઠનો ઉતારો કરી તે બાબત સ્પષ્ટ રીતે દર્શાવી છે. આ લઘુ લેખ ઉછરતા યુવકને હાથે લખાયેલો જોતાં સારો છે.

---

**વાર્તાવારિધિ અને સરસ્વતિ**–એ નામનું માસિક હાલ અમદાવાદમાં નીકળવા માંડ્યું છે, તેમાં લેખો સારા આવેછે. તેના પ્રયોજકનો ઉત્સાહ જો એજ પ્રમાણે ચાલુ રહેશે તો થોડા વખતમાં ગૂજરાતમાં તે પત્ર સારી નામના મેળવશે. અમે તે સહયોગી માસિકપત્રને તેના પ્રયત્નમાં સફળતા ઇચ્છિએ છીયે.

---

## वेदधर्म सभाने मळेली भेटनो स्वीकार.

મેસાણાના રહીશ રા. રા. મૂળશંકર જીવનરામે, પોતાનાં શ્રી સૌ. બાઈ સમરથ સં. ૧૯૫૬ ના માહ વદી ૧૩ મંગળવારે ( મહાશિવરાત્રીએ ) સ્વર્ગવાસી થયાં, તેના પુન્યનિમિત્ત વેદધર્મ સભાને રૂ. ૩–૬–૦ ભેટ તરીકે મોકલાવ્યા છે–તે રકમ સભાના ધર્માઉ ફંડમાં જમે કરવામાં આવીછે. તે રકમનો ધર્મસંબંધી સત્કાર્યમાં સદુપયોગ થશે.

---

અંકલેશ્વરના શેઠજી શા. મોતીચંદ ઝવેરચદ તરફથી રૂા. ૧ાા)= વેદધર્મસભાને ભેટ તરીકે મળેલ છે. તે રકમ સભાના ધર્માઉ અનામત ફંડમાં જમે કરવામાં આવી છે. તે રકમનો ધર્મ સંબંધી સત્કાર્યોમાં સદુપયોગ થશે.

---

# आर्यधर्मप्रकाश.

पुस्तक २८ मु ] अषाढ, संवत् १९५६ [ अंक ८ मो


॥ यतो धर्मस्ततो जय ॥



## जाळमा जकडायेला जीवने बोध

( भैरवी-गझल )

चेत पामर प्राणिआ आ, जाळमा क्याथी फसाणो,
जाळमा क्याथी फसाणो, मोहथी तु जो ठगाणो-चेत-
वासनाना सूक्ष्म सूत्रे थी गुथेली जाळ आ छे,
सत्यता ससारनी ग्रथी, विशे क्याथी भराणो-चेत-
उच नीची जन्मयोनी, जाळना खानां वधा छे,
मारवा मस्तक विना मोते, भला शान मराणो-चेत-
विषय विषना चोपडी *कण, मोहथी लोभाववाने,
काळ †धीवर छे उभेलो, खेंचशे तु का तणाणो-चेत-
शुद्ध भक्ति ‡प्रखर कातर, लई हवे काप्याविना तो,
मार मा फांफा "मुने ते, तारशे आवी फलाणो"-चेत-
कृष्ण करुणामृततणा, सागर वधा सचराचरे छे,
लीन था ते पादपद्म, होय जो दु खथी घराणो-चेत-

न पा

---

* दाणा † माछीमार ‡ तीक्ष्ण

સ્ત્રીનુ સેવન માત્ર તેને ઋતુપ્રાપ્તિ થાય તે વખતેજ એટલે રજો દર્શનના પાચમા દીવસથી અમુક દિવસ સુધી કરવુ એ શાસ્ત્રના તેમજ વૈદકશાસ્ત્રના લેખને વીસરી જાયછે અને ઋતુઋતુનુ ભાન રાખ્યા વગર, તેમજ શાસ્ત્રમા નિષિદ્ધ કરેલી તિથિનો પણ વિચાર કર્યા વગર કામદેવને વશ થઇ પશુવૃત્તિના બની જાયછે એ તેટલે પણ અટકતુ નથી સ્ત્રીને ગર્ભ રહ્યા પછી પણ ગાડાઓ સ્ત્રીનો સગ છોડતા નથી અને આના પરિણામમા પોતાનુ સ્ત્રીરત્ન ગુમાવી વિધુરતા વહોરી લેછે આવી બાબત અજ્ઞાન માણસોમા બને અથવા સામાન્ય મનુષ્યોમા બને તો તેથી કઇ અજાયબી થાય નહી પણ વિદ્વાન લેખાતાને સારી રીતે શિક્ષણ મેળવેલ મા ણસોની બાબતમા પણ આમ બને એ વધારે શો પ્રશ્ને—અરે અમે તો એવુ જોઈએ છીએ કે જે જ્ઞાતિમા નગભગ ... આદમી વૈદકનો થોડોઘણો પણ અનુભવ ધરાવતો હોય અ જેના મેંગ છીક ! વગેરે પણ ગદ્રપ્રભાગુટી અને સુદર્શનચૂર્ણ એવા નામથી જાણીતા હોય તેવીજ જ્ઞાતિમા સ્ત્રીઓના મરણો વધારે થાય એ કેવુ ખેદકારક ગણાય ?

જેમ બાળવય કરવાથી સ્ત્રીને હાની છે એમ ઉપર અમે કહી ગયા તેમજ બાળ વરરાજા થનારાને ઓછી હાની નથી તે પણ બાળવયમા પર ણવાથી અપકવ વીર્યનો ક્ષય કરીને ક્ષય રોગના ભોગ થઈ પડે છે ના ના ા પ્રકારની વ્યાધિથી ઘેરાઈ જાયછે

ઉપર બાબતઅનો લેપ અટકાવવાને લગતા સૂચના ઘણાને અનુકુળ નહી આવે, અને ન આવે તેમા તેનો વાક પણ નથી કેમકે જની રૂઢી જલદી નીકળવી બહુ મુશ્કેલ છે તો નીચેના મહેલથી થઇ શકે એવા અને જે કરવાથી મ ! ઉનટુ પ્રસન્ન થાય એવા ઉપાયો સૂચવવાની રજા લઇએ છીએ

હમેશા તમારા પુત્રને માટે ઓછામા ઓછી તેના કરતા પાચ વર્ષ નાની ઉમરની કન્યાનો સબધ કરવો કેમકે તેમ કરવાથી ભલેને તે કન્યાને અગીયાર વર્ષનીજ પરણાવે તોપણ પુરૂષની ઉમરતો સોળ વર્ષની થાયજ, એટલે તે પુરૂષની બાજુ તો આપણે બચાવી શકયા, અને સોળ વરસે તેનામા એટલુ જ્ઞાન પણ હોવુ જોઈએ કે અપકવ બાળાથી સસાર સુખ ભોગવવાથી બેઉને હાની છે, અને એમ થવાથી થોડેઘણે અશે બીજી બાજુએ સ્ત્રીને પણ આપણે સભાળી શકશુ

સ્ત્રીઓએ પોતાએજ સમજવું જોઇએ અને જ્યાં સ્ત્રીઓ નાની ઉમરની હોય ત્યાં તેમનાં મુરબ્બી કહેવાતાં માણસ તરફથી તેમને સમજાવવાનો પ્રયત્ન થવો જોઈએ, કે ધર્મશાસ્ત્ર પ્રમાણે ફક્ત રજોદર્શન પછી સ્વામીનો સંગ કરવો જોઈએ, અને એવો પ્રસંગ માસમાં એકજ વખત આવે છે. અને એવીરીતે ધર્મશાસ્ત્ર પ્રમાણે ચાલવાથી પરમ કૃપાલુ પરમેશ્વર પ્રસન્ન રહેશે. તેથી તેમનું આ લોકમાં શરીર સુખ, રૂડી સંતતિનું સુખ, અને અંતે પરલોકમાં કલ્યાણજ છે. પણ સ્ત્રીને પરણ્યા પછી આવો ઉપદેશ દેનાર તેના પતિ કરતાં બીજું કોઈ વધારે લાયક નથી, માટે તેણે કામદેવને આધીન ન થતાં પોતાની પશુ વૃત્તિનો ત્યાગ કરી આવો બોધ સતત પોતાની ધર્મપત્નીને આપ્યા કરવો એમાંજ બેયનું શ્રેય છે.

રોગના ભોગ થઈ પડવાનું બીજું પણ કારણ એ છે કે આપણા આ કુટુંબની સ્ત્રીઓ બહુજ શરમાળ હોય છે. એટલે સાધારણ તાવ વિગેરે ત્યાં સહન કરી ઘરમાં કામ કર્યા કરે છે, ને પોતાનું દુઃખ જાહેર કરવાથી પોત પતિના મનમાં તેમજ બીજા સબંધીના મનમાં ચિંતા ઉત્પન્ન કરવી મહાપાપ ગણે છે, અને પોતાના સતીધર્મથી ઉલટું ગણે છે. પણ તે તે બહુજ ભૂલ છે. ધર્મશાસ્ત્રમાં સ્ત્રી પુરૂશોના ધર્મમાં તો એક બીજાના દુઃખમાં સાથી રહેવું, પોતા[illegible]ના સુખદુઃની વાત એક બીજાને કરવી આજ્ઞા છે. માટે પોતાનું સાધારણ [illegible] દુઃખ કોઇને ન જણાવવું એવો જે ભૂલ વિચાર છે તે સહુ સન્નારીઓએ પોતાના હૃદયમાંથી કાઢી નાખવો [illegible] કે [illegible] છે, ને વધ્યા પછી ઉલટી સં રોગ યા દુઃખ ગુમ રાખવાથી વધી જાય [illegible] કલ્યાણ કર્યાં આપણા પોતાના [illegible] ણી ચિંતા કરાવે છે. વળી સ્ત્રીઓના અકાલ [illegible] અગીયાર વર્ષ [illegible] દેશની સુયાણીઓ કંઈ ઓછો ભાગ બજાવતી નથી. પરમ કૃપાલુ પરમેશ્વરની જો સહેલથી પ્રસવ થઈ જાય તો તો તેને જશજ છે, નહિંતર કોઇ વખ એવું આડું વેતરે છે કે અવતરનાર બાલક અને તેની માતા બન્નેનું મૃત્યુ કરે છે. કારણકે શરીરના અવયવો કેવા છે અથવા ગર્ભાશયની શું સ્થીતિ છે બાબતોથી તે બિચારીઓ અજાણ હોય છે. છતાં પોતાનો ધંધાનો રાખીને વિદ્વાન ડાક્તર જેટલુ કામ કરવાની હિંમત ધરેછે. આવા [illegible]

[illegible]

છે ને જીવીત જાળવનાર છે માટે આપણુ અગ તે કેમ જુએ એમ શકા ન લાવવી ને એમા તેના સતી ધર્મમા કઈ પણ ખામી આવતી હોય તો તેનુ પાપ અમે વ્હોરી લેવા તૈયાર છીએ—માટે શરમ અને શકાનો ત્યાગ કરી એને સકટના સમયે કોઇ સારા દાક્તરની સલાહ લેવાથી લાભ થશેજ

વિશેષ કારણમા એ જણાવવાનુ કે આપણી સ્ત્રીઓને કોણ જાણે શા કારણથી ખટાશ અને તીખાશપર બહૂજ પ્રીતિ હોય છે અને એ પ્રીતિને યોગે ખાટાખાટા આથણા મરચા વગેરે બહુ ખાયછે ના પાડવાથી એકાતમા કાચી કેરીઓ આબનીના કાતરા વગેરે ખાય છે, ને પાછળથી જ્યારે પગ વગેરે ઝનાઈ જાય છે ત્યારે ભૂલ યાદ આવે છે, અથવા ગર્ભાવસ્થામા એવુ કુપથ્ય કર્યું હોયતો પ્રસૂતિના સમયમા સોજા ચડી આવેછે, આચકી થઈ આવેછે ને જાણી જોઇને પોતાની જીદગી જોખમમા નાખેછે—માટે તેવી ખટાશ તીખાશનો અતિયોગ ત્યાગ કરવાને તે સ્રીલોકને બહૂજ સમજાવવુ જોઇએ

વળી ઘણાખરી સ્ત્રીઓને ગર્ભાવસ્થામા ભાવા કભાવા થવાની ટેવ હોય છે તો તેવી અવસ્થામા ઘી દૂધ વગેરે ગુણકારી પૌષ્ટિક ખોરાકનો ભાવ થવાને બદલે તેનુ મન મેટની માટી અથવા રાખના ખોટારવામા જાયછે, અને એ પ્રમાણે ગર્ભમા રહેલ બચ્ચાને અને પોતાને પરિણામે નુકસાન થાય છે તે બરાબર સમજી એવી બુરી ટેવ સર્વ સ્ત્રીઓએ તજી દેવી જોઇએ—

અમુક સ્ત્રી પુરૂષોની નોખી નોખી સ્થીતિ અને પ્રકૃતિને લઇને સ્ત્રીઓના અકાળમૃત્યુ થવાના બીજા ઘણા કારણો હશે પણ મોટા મોટા જણાતા અમે અહી દર્શાવ્યા છે—તે વિશે આર્યબંધુઓ અને વિશેષે કરી આર્ય અબળાઓ વાચી ધ્યાન આપશે તો અમારો પ્રયત્ન સફળ થએલો સમજીશુ તથાસ્તુ

---

## ભક્તમાળ બાવની અને અપરાધ ક્ષમા સ્તોત્ર

(સાધણ સાતમા અકને પાને ૧૫૬ થી)

### સવૈયા

ગોપ ગોપીજનને ગોકુળમા ચરિત્ર બહુ દેખાડયા,
દાવાનળને ઇદ્રવૃષ્ટિ આદિક તનતાપ મટાડયા,
પાપ અમાપ કરૂ કરૂણાકર, કેમ તાપ ટળનારો
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૩૬

આપ થકી બે બંધુએ તરૂવરનાં સ્વરૂપ ધાર્યાં,
વૃક્ષ ઉખેડી વનમાળી નળ મણિગ્રીવ ઉદ્ધાર્યા,
કેમ થશે ઉદ્ધાર અમારો ભર્યો પાપનો ભારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૩૭
ગોપ અને અરજુન ઉદ્ધવજી સખ્ય ભક્તિ સુખ પામ્યા,
સ્મરણ અને કિર્તનમાં કેશવ પ્રલ્હાદ ભક્ત વિરામ્યા,
સખ્ય સ્મરણ કિર્તન સમજ્યો નથી ભ્રમણ મહીં ભમનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૩૮
પ્રેમી ભક્ત પરીક્ષત રાયે શ્રવણ ભક્તિ સુખ લીધું,
પૂજનઅર્ચન પ્રથુરાજાએ વંદન અક્રુર કીધું;
નૌત્તમ ગુણ નવધા ભક્તિનો ધ્યાન વિષે નહિ ધાર્યો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૩૯
બળિ રાજાએ આત્મનિવેદન વિષે અતિચિત અરપ્યું,
પ્રેમલક્ષણા વિષે ચિત્ત અતિ ગોપીજને સમર્પ્યું
પ્રેમલક્ષણા પામુ કયમ નથી પ્રપંચથી પરવાર્યો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૪૦

આ૦ કુ૦ મુની. અપૂર્ણ

## जगतना पदार्थोनी तुलना.

( સાધણ ગયા અંકના પાને ૧૬૦ થી..)

અથવા માત્ર વિષય વાસના તૃપ્ત કરવાને માટે કોઇ સ્ત્રી મળતી હોવાથી ( પછે ગમેતો તે સ્ત્રી સુરતી લાલાની હોય અથવા ગમે તો મહાર હોય ) આગળ પાછળનો વિચાર કર્યાવિના અંધ બની પતંગની પેઠે પોતાના નાશ રૂપ પાખંડ ધર્મમાં ઝંપલાવે છે. જુઓને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मा त्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

તવીજ રીતે દુનીઆમા મને અનુભવ મળયો છે અને હજુ મળતો જાય છે કે ખરી વિદ્વત્તાની ઠેકાજ જગ્યાએ ક ર થાય છે અને જે થાય છે તેપણ રૂપીઆ એક આનો માકી જો જીભે જોર હોય ને ઉપરચાપર કઈ સસ્કૃત વા ઇ ગ્રેજીનુ જ્ઞાન હોય, અને કોઇ સસ્કૃત નાટકના સ્વભાવમા ઉતારા કર્યા અથવા કોઇ ઈંગ્રેજી પુસ્તકનો ઉતારો કર્યો કે તરત 'સાક્ષર'મા ખપ્યા પરતુ જે પોતાની શક્તિથી નવા નવા ગ્રથો બનાવી શકે અને તેપણ સસ્કૃત ભાષામા બનાવી શકે તેને માન 'કવિ' એના કવનથીજ સતોષ માનવો અને બહુ થાયતો 'શીઘ્રકવિ' એવુ ઉપનામ મળ્યુ એટલે પછી તેને કઈ બાકી રહ્યુ જ નહિ લાગવગથી આગતી પક્તિના પુસ્તકો રાજદરબારમા અર્પણ થઈ શકે છે ને પાછળ વર્ણવેલા સુજ્ઞના પુસ્તકો અપૂર્વ અને અદ્વિતિય હોય તો પણ તે છપાવવા જેટલી પણ મદદ મેળવવા માટે વરસો સુધી મો વિકાસી બેસી રહેવુ પડે છે એ થોડા ખેદની વાત નથી તવીજ રીતે ખરી ચાતુરીવાળા કેટલાક કારીગર લોકો દેશમા ખુણે ખાચરે પડયા હોય છે અને તવાજ માણસોના હાથથી કામ કરાવતા કેટલાક ચાલાક પુરુષો જાહેર ખબરના છાપા મારફતે પોતાની હુશીયારી દેખાડે છે તમજ પરમાત્માને શુદ્ધ અને અનન્ય ભાવે ભજનારા એક માર્ગી ભક્ત દુનીયામા ક્યા છે, અથવા શુ કરે છે તેની કોઈ પરવા પણ નથી કરતુ, પરતુ જો વખત મળે તો ભગતડો થઇ ગયો, ઢોગી છે એમા કઇ વળશે નહિ ' ઇત્યાદિ આક્ષેપના વચન બોલે છે અને માન કીર્તિ લોભથીજ વા દેખાવનેમાટે જે ધર્મનો ડોળ કરે છે તેના વખાણ થાય છે, એ પણ દુનિયાની વિવેક દૃષ્ટિ ઝાખી થઇ છે એમ મને તો લાગે છે ટુકામા જે ઉપરથી અચ્છી હોય તેની ભીતરની રામ જાણી શકે, એટલે ઘણુ કરી તેમા સાર ન હોય માટે આપણે અનાદિકાળનો જે ધર્મ વા વિદ્યા હોય તેને માન આપવુ, તેમા શુ છે તે શિષ્ટ પુરૂશો પાસેથી સમજવા પ્રયત્ન કરવો અને અ જાઇ જાઇ અજાણ્યામા અથડાઈ મરવુ નહી

सहसा विदधीत न क्रियामविवेकः परमापदा पदम् ।
वृणुते हि विमृश्य कारिणं गुणलुब्धाः स्वयमेव संपदः ॥

(અર્થ)

કાંઈ પણ કામ વિચાર કર્યાવિના સહસા કરવુ નહિ વિચાર કર્યાવિના કામ કરવાનો સ્વભાવ એ અનેક પ્રકારની આપત્તિનુ સ્થાનક છે એટલે

વગર વિચારથી કરેલાં કામોમાં અનેક પ્રકારની આપત્તિઓ રહેલી છે અને જે વિચારી વિચારીનેજ કામ કરે છે તેને, ગુણમાં લોભવાળી સંપત્તિઓ પોતાની મેળેજ વરેછે.

મેં એક બીજું એવી જાતનું વજન જોયુ કે જેની બેય બાજુએ અક્ષર કોતરેલા હતા, અને જ્યારે તે અક્ષરો વાંચવાનો મેં યત્ન કર્યો ત્યારે તેની એક બાજુ ઉપર માનુષી ભાષામાં **"આપત્તિ"** એવું કોતરેલું હતું અને તેની બીજી તરફ દૈવિભાષામાં **'આશીર્વાદ'** એવા કોતરેલા અક્ષરો હતા. આ વજનની યથાર્થ કિમત મેં ધાર્યું હતુ તે કરતાં ઘણીજ વધારે થઈ કારણ કે બીજા તોલાં કરતાં બહુ ભારે લાગતાં, નીચેના અક્ષરો કોતરેલાં તોલાં કરતાં તે તોલાનું વજન ઘણુજ ભારે હતુ. તે બેય તરફ અક્ષરવાળાતોલાને એક ત્રાજવામાં અને તેની સામેના પલ્લામાં મે **"સ્વાસ્થ્ય, સંપત્તિ, સૌભાગ્ય,"** અને બીજાં ઘણાં તોલાં મુકયાં હતાં, છતાં તે સઘળાં કરતાં **" આપત્તિ અને આશીર્વાદ"**ના તોલાનું વજન વધી ગયું હતું–આ તુલના કરવાથી હું એવા અનુમાન ઉપર આવ્યો કે, મનુષ્યને તેના જીવનમાં જન્મથી માંડીને તે મરણ પર્યંત આપત્તિવિના બીજું છેજ નહિ તથાપિ જો તેમાં આપણાં સુકૃત અથવા સદ્ધર્માચરણથી પરમેશ્વરનો પ્રસાદ અને આશીર્વાદ મળે તો તો આજ દુ:ખી જીવનમાં શરીરનું સ્વાસ્થ્ય તેમજ ઐહિક સંપત્તિ અને સૌભાગ્ય મળી શકેછે–પણ એ બધું ઇશ્વરી આશીર્વાદને આધીન છે–એટલે ટુંકામાં જો આપણને આધિ, વ્યાધિ અથવા ઉપાધિરૂપ ગમે તે પ્રકારની આપત્તિ હોય તો આપણું શરીરસ્વાસ્થ્ય, સંપત્તિ, અને સૌભાગ્ય આપણને કડવાં ઝેર જેવાં થઈ પડેછે, એ તરફ જોતાં પણ એ પાછળના ત્રણે કરતાં આપત્તિનો તોલ વધારેછે–તેમજ ગમે તેવી ઉપલા પ્રકારની આપત્તિ હોય તે છતાં પણ તે એકદમ દૂર થઈ જઈ સાવ નબળો કંગાળ અને દુર્ભાગી માણસ પણ પરમ કૃપાલુ પરમેશ્વરની કૃપાદૃષ્ટિ અને આશીર્વાદથી તંદુરસ્ત, ધનવાન્ અને સૌભાગ્યવાન્ થાયછે. એ જોતાં ઇશ્વરી આશીર્વાદ સૌથી વજનમાં ભારે એટલે શ્રેષ્ઠ હોવો જોઇએ. એટલા માટે તે પરમ કૃપાલુ પિતારૂપ પરમેશ્વર કેવી રીતે પ્રસન્ન થાય એવા ઉપાય આપણે આદરવા જોઈએ. (અપૂર્ણ.)

# अध्यात्मज्ञान

લખનાર—જીવનલાલ અમરજી મહેતા

## (૧) પુનર્જન્મ

૧ જ્યા સુધી મોક્ષપ્રાપ્તિ થઈ નથી, ત્યા સુધી જે જૂના જૂના જન્મ આત્માને લેવા પડે છે તેને પુનર્જન્મ કહે છે આ પુનર્જન્મ અમુક પ્રાણીવર્ગમા થવો, અથવા ઓછું વત્તુ સુખદુઃખ મળવુ એ જેના તેના કર્મપર અવલબીને રહે છે આ સબધે થઇ ગયેલા મહાત્મા પુરૂષોએ ઘણોજ વિચાર કરેલા છે તે ઉપરથી એવુ સ્પષ્ટ થયુ છે કે,

૨ જ્યા સુધી એક માણસના સત્કૃત્યો તેના દુષ્કૃત્યો કરતા બહુજ વધારે હોય છે ત્યા સુધી તેને મનુષ્ય યોનીમા જન્મ મળે છે, અને મનુષ્યવર્ગને માટે ઇશ્વરી નિયમ અનુસાર જે વધારેમા વધારે સુખ નિર્માણ થયેલુ છે, તે ઘણે અશે તેને મળે છે

૩ જ્યારે સત્કૃત્યો અને દુષ્કૃત્યોનુ પ્રમાણ સરખુજ હોય છે ત્યારે તેનો પુનર્જન્મ મનુષ્ય યોનીમા થાય છે, અને તેને આરોગ્ય, ધન, કીર્તિ ઇત્યાદિ સુખના સાધનો મધ્યમ પ્રમાણમા પ્રાપ્ત થાય છે

૪ જ્યા સત્કૃત્યના કરતા દુષ્કૃત્યનુ પ્રમાણ થોડુ વધારે હોય છે ત્યા મનુષ્ય યોનીમા પુનર્જન્મ થાય છે પણ તેને કલેશ ભોગવવા પડે છે

૫ જ્યારે સત્કૃત્ય કરતા દુષ્કૃત્યનુ પ્રમાણ બમણુ હોયછે ત્યારે પણ મનુષ્ય દેહજ પ્રાપ્ત થાયછે, પરતુ ત્યારે દેહવૈકલ્ય, નિર્ધનતા, કુજન સબધ ઇત્યાદિથી ઉત્પન્ન થનારી દારૂણ યાતનાઓ તેને ભોગવવી પડેછે

૬ જ્યારે દુષ્કૃત્યનું પ્રમાણ સત્કૃત્ય કરતા બહુજ વધારે હોયછે, અને સત્કૃત્ય હોય તે પણ શુદ્ધ ભાવથી કરેલા નહી પણ દભથી કરેલા હોયછે ત્યારે પુનર્જન્મ મનુષ્ય યોનીમા ન થતા મૂઢયોનીમા થાયછે

૭ જ્યારે દુષ્કૃત્યો કરવાની સર્વપ્રકારની વાસનાઓ સમૂળી નષ્ટ થાયછે, અને સત્કૃત્યનુ પ્રમાણ એટલુ તો વધે કે, મનુષ્ય જન્મ માટે ઇશ્વરે નિર્માણ કરેલી સુખની પરમાવધિ કરતા પણ વધારે સુખ મેળવવાને તે પ્રાણી પાત્ર થાયછે; ત્યારે મનુષ્યયોની કરતા રૂપ, જ્ઞાન, કર્તવ્ય, સૌખ્ય, ઇત્યાદિ બાબ

તોમાં જે પ્રાણી વર્ગ શ્રેષ્ઠ છે તેમાંના કોઇએકમાં (પુણ્ય સંગ્રહના પ્રમાણમાં હરકોઇ એક વર્ગમાં) તેનો જન્મ થાયછે. અને ત્યાં પણ હમેશાં તે પોતાની ઉન્નતિ થાય એવાં કૃત્યો કરતો રહે તો તે બીજે જન્મે તેથી પણ વધારે શ્રેષ્ઠ પ્રકારનાં મંગળ અને સૌખ્યથી યુક્ત એવા વર્ગમાં જન્મે છે—

उर्ध्वं गच्छन्ति सत्वस्था मध्ये तिष्ठन्ति राजसाः

जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः

**ભાવાર્થ**—જેનામાં સત્વગુણ પ્રધાન હોય તેની ઉર્ધ્વ ગતિ હોય છે; જેનામાં રજો ગુણપ્રધાન તે વચ્ચેજ રહે છે (મનુષ્ય યોનીમાંજ જન્મે છે); અને જે તમો ગુણ પ્રધાન તે અધો ગતિને પામે છે.

૮ જન્મસ્વભાવ પુનર્જન્મની પ્રકૃતિપર અવલંબીને હોય છે. બુદ્ધિ-ચાતુર્ય અને તેની તેજસ્વીતા એ પૂર્વજન્મે સંપાદન કરેલું જ્ઞાન, કર્તવ્ય માટે લીધેલો પરિશ્રમ, અને પરિસ્થિતિ વિશેષ પ્રમાણે બુદ્ધિપર થયેલા સંસ્કાર, એ વગેરે પર અવલંબીને હોય છે. સુદૈવ એ પૂર્વજન્મના સત્કૃત્યોના પ્રમાણ ઉપર અવલંબીત રહે છે; અને દુર્દૈવ એ દુષ્કૃત્યોના પ્રમાણ ઉપર અવલંબીત હોય છે. સૌદર્ય, આરોગ્ય, સંપત્તિ, માતાપિતા. સ્નેહી સંબંધીઓ વગેરે સારા સ્વભાવનાં, પ્રેમાળ અને સુખી હોય, તેઓ અકાળે મરણ ન પામે, સંતતિ સારી થવી, શ્રેયસ્કર અને સુસંગતીના પ્રસંગો પોતાની મેળેજ પ્રાપ્ત થાય, એ વગેરે મંગળ પ્રસંગો પ્રાપ્ત થાય એ પૂર્વજન્મના સુકૃત્યનુંજ ફળ.

૯. આપણું સુદૈવ નથી એ સબબે અનુદ્યોગી રહેવું એ ખરેખર આત્મઘાતકપણુંજ કહેવાય; કારણ કર્મ કરવાવિના સારૂં કે નરસું ગમે તે પ્રકારનું ફળ મળતું નથી એવો આ સૃષ્ટિનો નિયમ છે. આ જન્મમાં સુખ ન મળે તો તે ઉપરથી દરેકે એવો બોધ લેવો જોઈએ કે, પૂર્વજન્મે આપણે સુખ પ્રાપ્ત થાય તેવાં સુકર્મો કર્યાં નહીં હોય તેથી આપણને એ મંગળ લાભ પ્રાપ્ત થતો નથી, અને વર્તમાન દુઃખ પ્રાપ્તિ ઉપરથી એવો ઉપદેશ લેવો જોઇએ કે આપણે જે દુઃખ ભોગવીએ છીએ એ પૂર્વ જન્મના દુર્વર્ત્તન અને અનુ-દ્યોગીપણાનું ફળ છે. આપણે જો હમેશાં સુકર્માચરણ કરતા રહીશું તો પાછલા દુષ્કર્મોનાં ભોગવવાનાં ફળો એક વખત ભોગવી લીધા પછી એવો

એ વખત આવશે કે, આપણે હમેશા વૈભવ, મગળ, આનદ, પવિત્રતા, શાતિ અને સૌખ્યમાજ મગ્ન રહીશુ !

(શ્રુતિ) " उत्तिष्ठत ! जाग्रत ! ! "—" ઉઠો ! જાગૃત થાઓ ! ! "

## ( ૭ ) બ્રાહ્મણ અને બ્રાહ્મણધર્મ

**બ્રાહ્મણ શબ્દનો અર્થ**—જે બ્રહ્મ ( પરમાત્મ સ્વરૂપ ) જાણે તે બ્રાહ્મણ એવો આપણા આર્ય પૂર્વજોએ 'બ્રાહ્મણ શબ્દનો અર્થ કરેલો છે એજ અર્થે 'બ્રહ્મવિદ્' અને 'બ્રહ્મજ્ઞ' એ શબ્દો પણ યોજેલા પ્રાચીન ગ્રથોમાથી મળી આવેછે

**બ્રહ્મજ્ઞાનનુ સક્ષિપ્ત સ્વરૂપ**—ब्रह्मसत्यजगन्मिथ्याजीवोब्रह्मैवनापर એટલે બ્રહ્મ ( માત્ર ) સત્ય છે, (બાકી સર્વ) જગ મિથ્યા ( અસત્ય ) છે, જીવાત્મા એ બ્રહ્મજ છે, તેના કરતા જૂદો નથી

**સ્પષ્ટીકરણ**—બ્રહ્મથી માયા, માયાથી સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણ તથા આકાશ, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ ( તેજ ), અગ્નિથી આપ, આપથી પૃથ્વિ, અને પૃથ્વીથી ચરાચર વસ્તુ જાતિ એ સૃષ્ટિનો ઉદ્ભવક્રમ છે સૃષ્ટિના ઉદ્ભવ પહેલા બ્રહ્મમાત્ર હોય છે સૃષ્ટિનુ અસ્તિત્વ એ 'બ્રહ્મનુજ સ્ફુરણ, અને સૃષ્ટિનો લય બ્રહ્મમાજ થઈને છેવટે બ્રહ્મમાત્રજ કાયમ રહે છે આ પ્રમાણે બ્રહ્મમાત્ર સત્ય છે, બાકી સર્વ મિથ્યા છે તેજ પ્રમાણે જીવાત્મા અને પરમાત્મામા પણ સ્વરૂપભેદ નથી જે પ્રમાણે તરગ ( છોળો ) એ સમુદ્રનોજ અશ, તેજ પ્રમાણે જીવાત્મા એ પરમાત્માનો અશ છે, એકજ આત્મતત્વ સર્વના અતર્યામમા છે, માત્ર ત્રિગુણાત્મકમાયા અને મહાભૂતોની ઉપાધિ વિશેષને લીધે અનેક તત્વના રૂપે એક તત્વ દૃષ્ટિગોચર થાય છે માયા એ, એ એક તત્વનો પ્રભાવ, અને માયાથી જે પોતાની મુક્તતા કરીલે છે તે એક તત્વ જે બ્રહ્મ, જે શાશ્વત, સર્વ જ્ઞાનમય અને આનદમય ( સચ્ચિદાનદ ) તેને પ્રાપ્ત કરી શકેછે

**બ્રાહ્મણધર્મ**—બ્રહ્મનુ જે ઉત્તમજ્ઞાન, તદનુરૂપ પવિત્ર વર્તન એજ બ્રાહ્મણનો ખરો ધર્મ છે

**વિવેચન**—પવિત્રતાના બે અગ છે એક આતર પવિત્રતા, અને બીજી બાહ્ય પવિત્રતા

## ૧ આંતર પવિત્રતા.

આંતર પવિત્રતા નીચે પ્રમાણે હોયતો કહી શકાય છેઃ—

૧ અંતરાત્માથી નિષિદ્ધ એવા વિચારો મનમાં ન લાવવા.

૨ પોતાની ઉપરથી અન્ય પ્રાણીના સુખદુઃખનો વિચાર કરીને તેમની જોડે વર્તતાં સત્ય, અપીડા, ઉપકાર, ક્ષમા, ન્યાય, વગેરે તત્વો ઉત્તમ રીતથી પાળવાં.

૩ પરમેશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને કર્તવ્યાચરણમાં આનંદ અને સૌખ્ય માનવું.

૪ પવિત્ર, એકાગ્ર અને નિષ્ઠાયુક્ત એવા અંતઃકરણથી પરમેશ્વરની ઉપાસના કરવી.

૫ જેના સેવનથી રજોગુણ અને તમોગુણ બલવાન થાય એવી ખાવાની વસ્તુઓનો ઉપયોગ ન કરવો.

૬ મનની પ્રસન્નતા, પવિત્રતા અને શાંતિમાં ભંગ કરનારી દ્યૂતક્રિડા વગેરે ન કરવી.

૭ ઉચ્ચનો આશ્રય લઈને જ્ઞાનપ્રાપ્તિ કરવી, અને પોતાનામાંનું ઓછાપણું—અજ્ઞાન જે બને તે રીતે ઓછું કરવું.

૮ સ્ત્રીઓએ એકપતિવૃત્ત ( પાતિવૃત્ય ) અને પુરૂષોએ એક પત્નિવૃત ઉત્તમ પ્રકારે પાલવું.

## ( ૨) બાહ્ય પવિત્રતા.

બાહ્ય પવિત્રતાના ત્રણ અંગો છે. (૧) વાચિક, (૨) કાયિક અને (૩) આસન્નિક.

**વાચિક**—પીડાકારક અશ્લીલ અભદ્રશબ્દ રહિત, સત્ય, શુદ્ધ, મંગળ અને માધુર્યયુક્ત ભાષણ કરવું એ વાચિક પવિત્રતા.

૨ **કાયિક**—ત્રિકાળસ્નાન, પ્રાણાયામ અને ધૌતવસ્ત્રપરિધાન વગેરે કરવું એ કાયિક પવિત્રતા.

૩ **આસન્નિક**—વસતિસ્થાન, વસ્તુઓ વગેરે સ્વચ્છ રાખવી, જ્યાં અજવાળું અને સ્વચ્છ હવા આવતી હોય અને સ્વચ્છ જલ સન્નિદ્ધ હોય એવા સ્થળે વાસ કરવો તે આસન્નિક પવિત્રતા.

ઉપર પ્રમાણે આતર પવિત્રતા અને બાહ્ય પવિત્રતા યથાયોગ્ય રીતે રાખવી તે બ્રાહ્મણ ધર્મ, અને તે પ્રમાણે જે પાળનાર તે બ્રાહ્મણ આ પ્રમાણે જે કોઇ પાળનો ન હોય તેને બ્રાહ્મણપદને અનુરૂપ એવુ માન કદી પણ મળવુ શક્ય નથી એટલુજ નહિ પણ તેના સસર્ગથી આ પવિત્ર શબ્દનુ તેજ ઓછુ થાય, અને તેને મલિનતા લાગે ઉપર નિર્દિષ્ટ કરેલા બ્રાહ્મણ ધર્મ પ્રમાણે વર્તન કરનારા મનુષ્યો જે જે પ્રદેશમા જે જે સમયે ઉત્પન્ન થયા, તેતે પ્રદેશમા તે તે સમયે પરમેશ્વરપ્રસાદિની વિપુલ વૃષ્ટિ થવાની સાક્ષી ઇતિહાસો આપેછે, અને તે સ્વાભાવિક છે પુણ્યથી સુખ મળે છે, અને દેશની ઉન્નતિની ઉર્ધ્વગતિ વધારવા માટે તેના અગ્રગણ્ય વર્ગનુ આચરણ અત્યત પવિત્ર અને ઉદાહરણીય હોવાની ખાસ આવશ્યકતા છે કારણ—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जन ।
सयत्प्रमाण कुरुते लोकस्तदनु वर्तते ॥

અપૂ।



## सदुपदेश पचशती

( દોહરા )

રચનાર શાસ્ત્રી કેશવલાલ વિ રેવાશકર

શ્વેત વસ્તુમા શ્યામતા થોડી ઘણી જણાય,
ઘણી છતા પણ શ્યામતા શ્યામ વિષે ન કળાય–૧–
મોટા કારણ વિણ બુધે મર્યાદા ન મુકાય
ભૂતક્ષયનો દાખલો લીધે એ સમજાય–૨–
પૂરપાણિ મળવા થકી નદી જેમ છલકાય,
થોડી પણ સપત્ થતા ત્યમ હલકા ઝનકાય–૩–
સમુદ્રની ગભીરતા જોઇ માપી શકાય,
સજ્જનના મનની નહિ લવ પણ માપણિ થાય–૪–
ચદનનો ઘસવા થકી ગધ અધિક જ્યમ થાય,
વિપત્તિ રૂપી ઘષથી સદ્ગુણ તેમ જણાય–૫–
જેમ ઘૂડ ઇચ્છે નહિ સૂર્ય દેવને લેશ,
તેમ ન ઇચ્છે સજ્જને દ્વેષી પિશુન હમેશ–૬–

દુર્જન સજ્જનની જુઓ નિંદા કરે હમેશ,
અસતી જેમ સતી તણો કરે સર્વદા દ્વેષ-૭-
નિંદા કરવાથી ઘણું દુઃખ સભ્ય ને થાય,
ઉદાહરણ આ વાતમાં રામ તણું દેખાય-૮-
ધની લોકની મૂર્ખતા ગંભિરતાજ ગણાય,
ગરીબ તે સમજૂ છતાં સમજૂ નહિં મનાય-૯-
બળે શીંદરી તોય પણ વળ તે નહિં તજનાર,
દુઃખ વિશે પણ દુર્જનો ખલતા નહિં ખોનાર-૧૦-
સુવર્ણનું જ્યમ તાપથી સ્વચ્છપણું દેખાય,
તેમ સુજનની તાપથી નિર્મલતા બહુ થાય-૧૧-
જ્યમ માંખી સાકર તજી પરૂ ઉપર ઠરનાર,
તેમ દુર્જનો ગુણ તજી દોષ દિલે ધરનાર-૧૨-

(અપૂર્ણ)

---

## विश्वावलोकन.

( સાધણ ગયા અંકના પાને ૧૭૬ થી )

એકદમ સભામાં કોઇ ન જોઈ શકે તેવી રીતે શ્રીકૃષ્ણ આવી પછવાડે ઉભા રહ્યા, ને જેમ જેમ એક એક સાડી તણાતો તેમ તેમ તેની જગાએ ઉત્તરોત્તર સરસ અને અદ્‌ભુત સાડીઓ નીકળતી આવી.

સતી દ્રૌપદીના વસ્ત્ર તાણનારના હાથ છેવટે થાકી ગયા પણ વસ્ત્રો ખૂટયાંજ નહીં અને એમ તેનાથી બોલાણું કે "આ ચીંથરાની બનાવેલી ઢીંગલી છે પણ સ્ત્રી નથી." ખુબી તો એ જોવાની છે કે જે વસ્ત્રો વણવામાં સાળનો ખપ ન પડયો, તેમજ તાણાવાણાની રચના કરવાનો પણ કોઇ વણકરને શ્રમ ન પડયો, એવાં હજારો ઉત્તમ વસ્ત્રો જે પરમાત્માની દયાથી શીઘ્ર અને અનેકવાર ઉત્પન્ન થયાં એવા ગરૂડધ્વજ પરમાત્મા આપણું અને સર્વનું રક્ષણ કરો.

વળી એક બીજી કથા કહું તે સાંભળો. ચિત્રકૂટ પર્વત ઉપર કોઈ સમયે સીતાજીના ખોળામાં માથું મૂકી ભગવાન રામચંદ્ર નિદ્રાવશ થયા હતા; તે

વખતે ઇંદ્રલોકમાંથી કાગડાનું રૂપ લઇને ઇંદ્રનો પુત્ર જયન્ત ત્યાં આવ્યો અને પોતાના નખ અને ચાંચે કરીને સીતાજીના પગનો અંગુઠો ખાડી નાખ્યો તથાપિ પોતાના પ્રાણનાથની નિદ્રા ભંગ થશે એવા ભયથી સીતાજી જરા પણ ચલાયમાન ન થયા થોડીવાર પછી રામ જાગ્યા અને પોતાના પ્રિયા સીતાની તેવી દશા જોઈ, તેમજ કાગડાને વારંવાર ઉડતો જોઈ, તે કાગનોજ આ અપરાધ છે એમ જાણી એક દર્ભની સળી મંત્રીને તેનાપર ફેંકી, ત્યારે વારણાર્થી તે કાગ બ્રહ્માદિદેવ પ્રત્યે ગયો તથાપિ રામના પ્રભાવને જાણનારા તે દેવો તેની રક્ષા કરી શક્યા નહી, એટલે તે રામનીજ શરણે ગયો ત્યાં શરણ્ય એવા રામે પોતાના અમોઘ અસ્ત્રથી તે કાગની રક્ષા કરી માત્ર તેની એક આંખ ફૂટી ગઇ

તેવી રીતે દશરથના સખા અને રામનાભક્ત ગીધરાજા પક્ષી હતા સીતાના હરણ સમયે રાવણ સાથે તેણે ઘણું યુદ્ધ કર્યું હતું, પરંતુ રાવણના અસ્ત્રથી વ્યથિત થઈ તે વગડામાં પડયા હતા સીતાજીની શોધમાં નીકળેલા રામચંદ્રજીએ પોતાના કરસ્પર્શથી તેનો ઉદ્ધાર કરી કૃપાએ કરી પોતાના ધામમાં મોકલ્યા તેમજ ગુહ રાજાને પણ દુઃખ રહિત કુશળ ક્ષેમ ધામ પ્રાપ્ત થયું હતું તેપણ તેની વ્યાથીજ, તેમજ વાનર જાતિ સુગ્રીવ અને રાક્ષસ જાતિ બિભીષણને તે પ્રભુની કૃપાથીજ રાજ્ય મળ્યાં છે, તેટલા માટે લક્ષ્મીપ્રિય નારાયણની દયા વાણીની પણ પેલી પાર છે

આ ઉપરથી એમ જણાય છે કે ભગવાનને ભક્તિવિના કંઇ પણ વહાલું નથી તેથી ભક્તિ કરનારા માણસો ગમે તે હોય, તે મોટા છે કે નાના છે, પુરૂષ છે કે સ્ત્રી છે, તેની વિવક્ષાની કંઇ જરૂર નથી, તેમજ મનુષ્ય છે કે પશુ છે તે પણ વીચારવાનું નથી કિંતુ ભક્તિના પ્રભાવથી સર્વે સમાન છે તેવિશે ભગવાને પોતે ગીતાજીમાં કહ્યું છે કે—

माहि पार्थ व्यपाश्रित्य येऽपिस्यु पापयोनय ।
स्त्रियो वैश्या स्तथाशूद्रास्तेपि याति परा गतिम् ॥

દોહરો.

અર્થ

મારો આશ્રય જે કરે, પાપ યોનીયો હોય,
પામે શુદ્ર સ્ત્રી વણિક ઉત્તમ ગતિને તોય

વળી ભક્તિથી પ્રસન્ન થઈને ભગવાન પોતાના ભક્તને જે આપે છે તે કૃપા મેળવવાને લક્ષ્મી બ્રહ્માદિક પણ શક્તિવાન્ નથી, તે બાબતનું શ્રીમદ્ ભાગવતમાં, જ્યારે યશોદાજીએ શ્રીકૃષ્ણને બાંધ્યા તે વખતે શ્રી શુકદેવજીએ રાજા પ્રત્યે વર્ણન કર્યું છે કે—

नेमं विरिञ्चो नभवो नश्रीरप्यंङ्ग संश्रया ।
प्रसादं लेभिरे गोपी यत्तत् प्राप विमुक्तिदात् ॥
नायं सुखापो भगवान् देहिनां गोपिकासुतः ।
ज्ञानिनां चात्मभूतानां यथा भक्तिमता मिह ॥

" મુક્તિને દેવાવાળા તે પરમાત્મા પાસેથી જે કૃપા તે ગોપી ( યશોદા ) ને મળી છે, તેવી કૃપા બ્રહ્મા તેમજ સદાશિવ તેમજ અંગમાં રહેલાં લક્ષ્મીને પણ નથી મળી. જેવીરીતે ભક્તજનોને આ ગોપિકાસુત શ્રીકૃષ્ણ સુખ પ્રાપ્ય છે તેવી રીતે દેહાત્મવાદિઓને તેમજ આત્મભૂત થયેલા જ્ઞાનીઓને પણ સુખ પ્રાપ્ય નથી. "

ત્યારે આવા દયાળુ પ્રભુમાં નિર્દયતાનો આરોપ કરવો એ તમને ઘટતું નથી. તેટલામાટે દેવતાના પ્રભુ અને અપરિમિત દયાના સાગર એવા નારાયણને વિશે નિર્દયપણાનો આરોપ કરવો એ તમારી બુદ્ધિના પાપનું ફળ અને તમારૂ સૂક્ષ્મવિચારરહિતપણું સૂચવે છે. કારણકે ભગવત્સ્વરૂપનો યથાર્થ વિચાર પણ બુદ્ધિને વિશે પ્રાક્તન પુણ્યકર્મવિના સ્ફુરતો નથી. તે વિશે ભગવદ્ગીતામાં યોગભ્રષ્ટની ગતિના નિર્ણય પ્રસંગમાં કહ્યું છે કે.

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।
अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥
एतद्धि दुर्लभतरं लोकेजन्म यदीदृशम् ।
तत्रतं बुद्धि संयोगं लभते पौर्वदैहिकम् ॥

## અર્થ.

" પવિત્ર શ્રીમાનને ઘેર અથવા ધીમાન્ યોગીના કુળમાં યોગભ્રષ્ટ પુરૂષ જન્મે છે. લોકમાં આવે સારે સ્થળે જન્મવું અને ત્યાં પૂર્વદેહનો બુદ્ધિનો સંયોગ મળવો એ નિશ્ચે અતિ દુર્લભ છે. " (અપૂર્ણ)

# '[1]પર્જન્યને પ્રણમો '

( વસ ત તિલકા )

શ્રીકૃષ્ણ–સુ દર વપુ નજરે ચડે જ્યા, સ તાપ શિત્ર જન મ ડલના ટળેલ્યા,
જેનાથી જીવન–સહુ સુખરૂપ પામે, પર્જન્યરૂપ પ્રભુના પદમા પડોતે–
જે સૂર્યના કિરણમા જલરૂપથી છે, ઠારે ધરા ધીકતી સૂર્ય કરો વડે જે
જેનાથી અન્ન ઉપજાવી જીવો જીવેછે પર્જન્ય રૂપ પ્રભુના પદમા પડો તે–
અર્જુન તુલ્ય નૃપ મ ડલની સહાયે, શ્રીકૃષ્ણ તુલ્ય–ધન મ ડળને રહેવે,
અદ્યાપિએ શ્રી હતી પૂર્ણ સદૈવ કોરો, પર્જન્યરૂપ પ્રભુના પદમા પડો તે–
રાજેન્દ્ર[2]પાર્થપણ કૃષ્ણ તણા પ્રયાણે, ઝાખો પડયો જગ હતો ત્યમ રાજવૃન્દે,
જે મેઘ વિષ્ણુવિણ ઝાખુ પ્રજાની સાથે, પર્જન્યરૂપ પ્રભુના પદમા પડો તે–
છે શોચતિ ધરણીઆ ધન કૃષ્ણ ન્નેહે, ને દુ ખી[3] ગોકુલ થયુ ધન–કૃષ્ણન્નેહે,
જે સર્વથા નિજગતી તપતી શમાવે, પર્જન્યરૂપ પ્રભુના પદમા પડો તે—
જેની કૃપાથી જગ આ નવતા ધરેછે, ને વ્યાપિ સર્વ થલમા [4]રસને પુરે જે,
જેનાથી [5]જીવન નવુ સહુ મેળવે છે, પર્જન્યરૂપ પ્રભુના પદમા પડોતે–
જેની કૃપામૃત ભરી ફરતા સુદૃષ્ટિ, થાયે ક્ષણે દુ ખ સમુદ્ર નિમગ્ન સૃષ્ટિ,
છે નિત્ય જેથી જગ લાભ અલક્ષ્ય પામે, પર્જન્યરૂપ પ્રભુના પદમા પડો તે–
છે આ બધા સ્તુતિ રવો ધન વિષ્ણુ કેરા, તેને તમે ગજવજો જગ સર્વ પ્હેલા,
જે શોરથી ગરજતા પ્રભુપાસ આવે, પર્જન્યરૂપ પછી પીડ બધી શમાવે–

अमृतलाल कुवरजी वैद्य
( ચાવડ )

---

૧ પર્જન્ય=વરસાદ ૨ પાર્થ=અર્જુન ૩ ગોકુળ=ગાયનું ટોળુ ૪ રસ=વરસાદ , જલ
૫ જીવન=જલ, જીવતર

# શિયળ સંરક્ષણ.

## મુક્તાગૌરી.

( સાંધણ આ વર્ષના અંક ૭ માના પાને ૧૬૬ થી )

### દોહરો.

જન અન્નધન સંગ્રહ કરે, નાશ નિમિષમાં થાય;
આર્ય પ્રજાતણું દુઃખ હરે, દૃઢ સુખકારિ સદાય.

છેલશંકરને આટલું બધું કહેવું પડે તેવો એ અજ્ઞાન નહોતો; તેજીને તો ટકોરજ ઘણી છે. તે તેની સ્ત્રી મુક્તાગૌરીના ટકોર જેવા વાકયોથી તરત સમજી ગયો. ભોળી મુક્તાગૌરીને મર્મમાં શીખામણ દેતાં ન આવડી. ગોળે વીંટીને વાત કેમ કરવી તેની એને ખબર નહિ તેથી ઓડનું ચોડ વેતરાઇ ગયું. શીખામણ દેવાના પણ રસ્તા હોય છે. લૂખી શીખામણ ઉલટી ખરાબ અસર કરે છે, પણ સાકર જેવા વાકયોનું મિશ્રણ કરવાથી તે તરત ગળે ઉતરી જાય છે. દાન દેવામાં દાનેશ્વરી રાજા કર્ણ જેવાથીજ પાર પડી શકાય છે.

પારકી કમાઈ ઉપર દીવસો કહાડવા છે તે ઉપર તેની સ્ત્રીનું બોલવું છેલશંકરને રામબાણ જેવું વાગ્યું. તેની સ્ત્રીના બોલથી તેને પગથી માથા સુધી અગ્નિ પ્રગટી, તેનાં શરીરનાં રૂંવેરૂંવાં ઉભાં થઈ ગયાં, અને પોતાની સ્ત્રી થઇને તે આ પ્રમાણે કહે છે તો પારકા શું નહિ કહેતા હોય ? તેનો વિચાર કરતાં તેને ઘણુંજ માઠું લાગ્યું, ને તેના હૃદયમાંથી એકાએક પ્રેમનો ઝરો સુકાઇ ગયો, તેનો જુસ્સો ઉભરાઈ ગયો. એટલે તે તેજ વખતે ઉભો થઇ બોલ્યો કે આજથી આ જીરણગઢનું પાણી મારે હરામ છે. આપ કમાઇના સાધનો ગોતી તેવડે પૈસા મેળવી પૈસા ખાઇશું ત્યારે આ જીરણગઢના દરશન કરીશું ને ત્યારેજ આ મોજો માણીશું. આ વખતે તો આ રંગ મેહલ અને આ વૈભવો સઘળા ખાવા ધાય છે. એમ કરી બીછાનાપર જઇ પડયો. અને હવે શું કરવું, કયાં જવું અને પૈસા કમાવા માટે કયાં સાધનો ઉત્તમ છે કે જેથી પૈસા કમાવાય કે સ્ત્રીનું અને લોકોનું મહેણું ટળે, એવા વિચારોમાં ને વિચારોમાં આખી રાત ડાબાજમણી બાજુનાં પડખાંઓ ફેરવતાં પુરી કરી.

ભોળા ને ભલા માણસોમા ગુસ્સો પણ ઘણો હોય છે તે આ આપણા છેલશંકરે ખરૂ કરી આપ્યુ

મુક્તાગૌરીની સ્થિતી પણ ભયકર થઈ પડી તે બીચારી પોતાના મનમા પસ્તાવા લાગી કે મે આ નુ કર્યુ ? ને હવે આનુફળ શુ આવશે ? મે હાથે કરી મારા પગ પર કુહાડી મારી, હવે મારી શી દશા થશે ? કોણ જાણે એ તો કયા જશે, ને પૈસા કમાઇને ક્યારે એ પાછા આવશે, ત્યા સુધી મારી સ્થિતિ કેવી થશે ને મારા દીવસો કેમ જશે ? આ રગ મેહલ મને એકલીને ખાવા ધાશે અને એક પળ તે એક ભવ જેટલી થઇ પડશે અરેરે ! હવે આ વૈભવને આ મોજ આ સુખ એ સઘળુ જવાનુ અને દુ ખના દોહલા દીવસો કહાડવા પડવાના મારી જીભે આ શુ કર્યુ ? મારી પાપણી જીભ તે વખતે કપાઈ કેમ ન ગઈ ? અરે પ્રભુ આ શુ થયુ ! પણ જે થયુ તે હવે મિથ્યા થવાનુ નથી કારણ કે તેનો સ્વભાવ ઘણોજ રીસાળ અને હઠીલો છે પણ જરા કરગરૂ તો ખરી પણ એ બધુ ફોકટ જેવુ છે, હુ એમના સ્વભાવથી ક્યા અજાણી છુ ? કરગર્યાથી પણ એમનો ગુસ્સો નરમ પડવાનો નથી, વખતે વધારે ગુસ્સો થશે તો પણ નમ્રતાથી કરગરૂ તો ખરીજ એમ વિચારી બે હાથ જોડી પગમા પડી કરગરવા લાગી "સ્વામીનાથ, પ્રાણવનભ મારી ભૂલ થઇ મારી ભૂલ સામુ આપને જોવુ ઘટે નહિ માગે એટલો અપરાધ ક્ષમા કરો ગમે તો આ પાપી જીભે જખમારી છે, ને કાપી નાખો, પણ મારો આ એક ગુન્હો માફ કરો મારા બોલવાથી આપને આ પ્રમાણે રીસાઇ જવુ ઘટતુ નથી મારી ભૂલ થઈ, અને મારા અપરાધ માટે આપની માફ માગુ છુ"

પણ છેલશકર તે કશુ સાભળતો નથી તેને તો પોતાના વિચારોનુજ તાન લાગેલુ છે આસપાસ શુ છે ને શુ બોલે છે, શુ કહે છે શુ બને છે તેનુ તેને ભાન નથી એમ કરતા પ્રભાતનો સમય થયો એટલે છેલશકરે નિદ્રા દેવીને ધક્કો મારી દુર કરીને બીછાનામા બેઠો થઈ નક્કી કર્યું કે આહીથી હાલતો મુબાઇ જવુ અને ત્યા જઇ વિદ્યારૂપી ધન મેળવુ કે જે મળવાથી મનની ઈચ્છા પ્રમાણે લક્ષ્મીનો લાભ મેળવી શકાય છે એમ પોતે વિચાર નક્કી કરી ચાકરને બોલાવી પોતાને જરૂર જોગા લુગડા તથા થોડીક ચોપડીઓ

એક ટ્રંક જેવી પેટીમાં ભરાવી તે પેટી તે ચાકરના માથાપર મુકી કશું પણ બોલ્યાવિના ત્યાંથી નીકળી સવારના પોહરમાં પોતાના પિતા લક્ષ્મીશંકર મેતા ચોકમાં પાટલો નાંખી દાતણ કરે છે ત્યાં મળવાને ગયો. છેલશંકરની રાતી આંખો થયેલી તથા કમર કસી બહાર જવાને તૈયાર થયેલો જાણી લક્ષ્મીશંકર મેતાએ પૂછયું "કેમ દીકરા શુ છે ને કયાં જાઓછો?" છેલશંકરે કહ્યું 'પિતાજી હું હવે ઉમર લાયક થયો માટે મારો ધર્મ છે કે પૈસો કમાવો તેથી હું હાલતો મુંબાઈ પૈસા કમાવાના સાધનરૂપ વિદ્યા મેળવવા માટે જાઉંછું અને આપનો આજ્ઞા લેવાને આવ્યોછું. માટે આપ ખુશી થઈને રજા આપો; ના કહેશો તેથી કાંઈ રોકાવાનો નથી. આજથી મારે આ જીરણગઢનું પાણી હરામ છે, એટલે જો નહી જવાદોતો મારૂં શરીર તજીશ.' લક્ષ્મીશંકર મેતા કહે ભાઇ આપણા બાપદાદા ઘણું ધન મેળવી ગયાછે. નવે નિધી ને અષ્ટમાસિદ્ધિ જ જોઈએ તે આપણને ત્યાં છે. આપણે શી કમીછે તેમ છતાં તારે વધારે ભણવાની મરજી હોયતો એક સારા વિદ્વાન માસ્તરને નોકર રાખી ઘરમાં બેઠા બેઠા ભણ અને તારી મરજી આવે તે ખા, પી, પેહર, ઓઢ. વાપર, ધર્મ પુન્યદાન કર પણ તેથી આપણી લક્ષ્મી ખૂટવાની નથી. આપણે કોઈ વાતની કમી નથી. આપણે પરદેશ ભણવા માટે જવું તે ખરૂ પણ તું જેટલું ભણ્યો છે તેટલું આપણા ધંધાને માટે ઘણું છે. અને તેમ છતાં તારા મનમાં તારા નામની કમાઈ ગણવી હોય તો તારા નામની અલગ એક દુકાન જુદી ખોલાવી ને નીતીથી જ પેદાશ આવશે તે તારી ગણીશું. પણ મારે તને ભણવાને બહાને કે કમાવાને બહાને કોઈ પ્રકારે તને તો જવા દેવો નથી. મારે કયાં પાંચ સાત છે, કે તારા ગયા પછી હું તેને જોઇ મારા મનને સંતોષ પમાડું? મારે તો મારી આંખની કીકી તું એકજ છે. આજ આટલું સુખ છતાં તને એકના એક દીકરાને પરદેશ મોકલવાનું શું કામ છે! મારે કયાં લાખો વર્ષ જીવવું છે? હવે બેચાર વરસ જીવીશ તેમાં તને પરદેશ મોકલું એ કેમ બને? મારા લાડકવાયા દીકરા, જીરણગઢના દરવાજા તો હજીતે પુરતા દીઠા નથી. તેને મુંબાઇ કયાં પડયું છે? માટે મારે તો તને જવા દેવો નથી. તને કોઇએ મેણું માર્યું હોય તો તેની જીભ ખેચી કઢાવું. તારી સ્ત્રીએ કાઇ કહ્યું હોય તો તેના કરતાં સવાઇ બીજી પરણાવું. પણ મારે તને પરદેશ તો જવા દેવો નથી. છેલશંકર બોલ્યો કે પિતાજી ગમે તેમ કરો પણ

હુ તો જવાનો, નહિ તો હુ ભુખેને તરશે માગ પ્રાણને તજવાનો જો તમે મારૂ ભલુ ઈચ્છતા હોતો મને રજા આપો

આ પ્રમાણે લક્ષ્મીશકરમેતા છેવશકરનુ બોલવુ સાભળી બોલ્યા કે દીકરા ! તુ વિદ્યા મેળવી ધન કેવી રીતે કમાવાનો ? તુ જેટલુ ભણ્યો છે તતો ઘણુ છે આટલુ સાભળતાજ છેવશકર એકદમ બોલી ઉઠયો કે

વિદ્યા વડે જગતને, વિધિએ રચ્યુ છે,
વિદ્યા વડે સુખ મુનીજનને મળ્યુ છે,
વિદ્યા વડે ઉદય ઇન્દ્રિનીશનો થયો છે,
વિદ્યા સમાન પિતુ કોણ બીજો કર્યો છે ?

માટે પિતાજી વિદ્યા છે તે સર્વથી ઉત્તમ છે અને તેથી જે પ્રાપ્ત થાય છે તેવુ બીજા કશાથી મળી શકતુ નથી, માટે મને કૃપા કરીને રજા આપો અને મારી સાથે એક સારો ચાકર અને રસોયાને મોકલો કે જેથી મને હરકત થોડી પડે, પણ મારે જવુ તો નક્કીજ છે લક્ષ્મીશકરમેતા વૃદ્ધ ને ઘણા વિચારવત હતા તેમણે જાણ્યુ કે ગમે તેમ કરતા પણ એ ખાળ્યો રહેવાનો નથી ને અહીં ભુખને તરશે મરી જશે , માટે એને જવા દેવો "જીવતો નર ભદ્ર પામે " માટે એને જવા તો દેવો એમ વિચારી તેમણે એની સાથે જવા સારૂ નોકર બોચી તથા રસોયા પ્રભુલાલ શુકલને હુકમ કર્યો ને સઘળાએ તાબડતોબ જવા માટે તૈયારી કરી

લક્ષ્મીશકર મેતાનો દીકરો પરદેશ જાય છે એ વાત જોતજોતામા આખા ગામમા પસરી ગઈ મોટા માણસની નજીવી વાતો પણ મોટુ રૂપ પકડે છે,ને તરત ફેલાઇ જાયછે શેહેરમા ગલીએ ગલીએ નાના ને મોટા, હિંદુને મુસલમાન, છેવશકરના સુબાઇ દુરદેશાવર ઉપર ભણવા જવા ઉપર ટીકા કરવા લાગ્યા કેટલા કહેવા લાગ્યા કે એને શી કમી છે કે સુબાઈ જાયછે જે જોઇએ તે એના ઘરમા છે કોઇ કહે કે, હોય નાગરનો દીકરો છે, તેને ઘરમા બેસી રહેવુ ઘટે નહિ વળી વેપારીનો ધધો કરેછે તો હુશીયાર ન હોયેતો ગુમાસ્તા ભીખ મગાવે, વેપારીઓએ તો પરદેશ જવુ, ત્યાની રીતભાતોથી વાકેફ થવુ એ વેપારીનુ કામ છે કોઇ કહે ડોસો તો હવે ભોય સુધેછે, ને એમને તો છેવશકર એકનો એકજ છે, તેને પરદેશ મોકલાયજ કેમ ! સુબાઇ ક્યા પડયુ છે ? કોઇ કહે કે ભાઈ "આપ સમાન બળ નહિ ને

મેઘ સમાન જળ નહિ ” “આપ સુવાવિના સ્વર્ગે ન જવાય” બાપ કમાઇ કપુત હોય તે ખાય. સપૂતતો ભણી હુશીયાર થઈ પોતાનીજ કમાઇ ખાય બાપથી સવાયો નીવડે તે કૂળનો દીવો કહેવાય. કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ તો પોતાના ઘર ખૂણીઆ ધણીને શીખામણ આપવા લાગીકે જોયું, છેલશંકર ભણવા કમાવા માટે મુંબાઈ જાયછે ને તમે તો ઘરમાંજ ભરાઇ બેઠા રહો કાંઈ કમાવું કે શીખવુંજ નહિ, તમે પણ જાઓની એની સાથે. પેલો કહે ચાલ ચાલ અમે તો નહિ જવાના, છેલશંકરના તો દી ઉઠયો છે કે એ પરદેશ જાયછે. લક્ષ્મીશંકર મેતાની તો “ સાઠી ને બુદ્ધિ નાઠી” એવું થયું છે પણ અમારીતો અક્કલ ઠેકાણે છે, આપણે કયાં ખાવા પીવાની કમી છે. લક્ષ્મીશંકર મેતાનું અન્નપાણી ઉઠવાનું થયુંછે, કે એકના એકજ દીકરાને મુંબાઇ જેટલે છેટે પરદેશ કહાડે છે. એમ શેહેરમાં કોઇ સારૂં ને કોઈ બુરૂં બોલવા લાગ્યું પણ બુરૂં બોલનારની સંખ્યા વધારે હતી.

લક્ષ્મીશંકર મેતાના ઘરમાં હાહાકાર વરતાઇ રહયો છે. છેલશંકરની મા, તેની સ્ત્રી મુક્તાગૌરી કલ્પાંત કરવા લાગ્યાં, પણ છેલશંકર કોઈ રોકવાથી રોકાવાનો નથી ને રોકશું તો સારૂં ફળ નિકળશે નહી એ દેહશતથી સઘળાંએ એના જવાની તૈયારી કરવા માંડી પણ મનમાં કોઇ ખુશી ન હોતું. જમીને જવા માટે તેની માએ ઘણોએ આગ્રહ કર્યો પણ છેલશંકરે તો પાણી પીવાની એ ના કહી એટલે સૈ ચૂપ થઈ ગયાં. સઘળો સામાન સરંજામ એક ગાડીમાં ભરી તૈયાર થયા એટલે ચાકર બોઘી તથા રસોયો પ્રભુલાલ શુકલ અને છેલશંકર વગેરે સૈ શહેરના દરવાજા બહાર આવ્યા. જીરણગઢમાંથી છેલશંકરના જવાની વાત સાંભળીને સારા સારા નાગરકોમના સદ્ગ્રહસ્થો અને શેઠ સાહુકારો લોકો પણ એને કોઇ નાળિએર, કોઈ સાકરની માટલી એ પ્રમાણે સૈ પોતપોતાના હાથમાં લઇ વિદાય કરવા આવ્યા. ભાગોળે પોતાની મા, પોતાના પિતા, સગાં વહાલાં ભાઇબંધ દોસ્તદારો, બીજા સઘળા લોકોની છેલશંકર વિદેશ જવા માટે રજા માગે છે, એટલામાં એક સુજાતખાં જે પાંચસે લશકરી સ્વારના રસાલાનો જમાદાર હતો તે છેલશંકરને મળવા માટે આવી પહોંચ્યો.

સુજાતખાં જાતનો પઠાણ હતો. એનો બાપ સુલતાનખાં શેરબહાદુર ખાંનજી પાદશાહનો માનીતો સરદાર હતો. જ્યારે જીરણગઢમાંથી રામ ડલીકનો

નાશ કરી ગજધાની લીધી ત્યારે તેણે શેગ બહાદુગ્ખાનજી પાદનાહને ઘણીજ મદદ કરી હતી તે તેબહાદુગીથી માનીતો થઈ પડયો હતો સુલતાનખાના જેવોજ તેનો પુત્ર સુજાતખા પણ બહાદુગ હતો સુલતાનખા મૂવો ત્યારે તે વખતના પાદશાહે સુજાનખાને તેના બાપની નોકગીની જગા આપી અને આગળ જતા સુજાતખાએ પોતાની નોકગી એવી તો ઇમાનદાગીથી, હોશી આરીથી, ને નેક બહાદુગીથી બજાવી કે પાદશાહ શેગ મહમદખાનજી તેનાપર બહુ ખુશી થયો ને તેને પોતાના રાજ્યની દીવાનગીરી આપવા માડી, પણ જીરણગઢની પા ગાહતની દીવાનગીગીનુ જોખમ ઉપાડવાનીને તે જોખમમા પડવાની સુજાતખાનની મગ્જીન વધી, તેથી તેણે એ જગો લેવાની ના પાડી સુજાતખા એકમાગ્ગી ને સતોષી હતો ને તે બહાદુગ ધીટને મનતાવડો પણ બહુ હતો ને તે આ વખતે ત્રીસ બત્રીશેક વગ્સની ઉમગ્નો ઠગ્ેલ સ્વભાવનો હતો મુસનમાન છતા તે સમયના બીજા મુસનમાનોની પેઠે તે હિદુઓને વિક્રાગ્તો ન હોતો તેના મળતાવડા સ્વભાવથી તેને શહેરમા સાગ સારા મદ્ગ્રહસ્થો સાથે સાગી દોસ્તી હતી તેમા ઠેનશ કરનો તો એ પરમપ્રિય દોસ્ત હતો છેનશકગ પગ્દેશ જાય છે એવા ખમગ મળ્યા કે તરત તે તેને મળવા માટે આવ્યો ઠેનશકે તેને આવતા દીઠોઇ ઘણા હેતથી તેને ભેટીને તેની રજા માગીને કહ્યુ કે સુજાતખા ભાઈ, કાઈ હુકમ હોય તો ફગ્માવો સુજાતખાએ કહ્યુ, ત્યા તનવાગ સરસ મળે છે માટે તમે આવો ત્યાગે મારે સારૂ એક ઉમ ી જોઈને લેતા આવજો અથવા ત્યાથી કોઈ આવી શકે તેવુ હોય તો તે સાથે મોકલાવી આપજો, અને જીરણગઢનુ મારા લાયક કાઇ ફરમાન હોય તો કહો ઠેવશકરે કહ્યુ કે જેવી માયા રાખી છે તેવી રાખજો ને આ મારા વૃદ્ધ માબાપોની ને ઘગ્ની સભાળ રાખજો એટલુ કહી પછી મનળાઓની રજા લઇ, ઠેનશકગને તેના માણસો ગાડીમા બેસી આગળ ચાલ્યા, એટલે લક્ષ્મીશકગ મેતાએ અને તેના સગાવહાલાએ ઠેનશકગ તથા તેની ગાડીની ગજ દેખાતા બધ થયા ત્યાસુધી તેના તગફ એકી નજરે જોયા કર્યુ પછી તેઓ સઘળા ઉદાસ ચહેગે ઘગ તગફ પાછા ફર્યા

(અપૂર્ણ)

---

## प्रबोध सुधाकर.

જે પરમાત્મા નિત્ય આનંદ સ્વરૂપ છે, જે ચૈતન્યમાત્ર છે, જે સ્વયં પ્રકાશ છે, જેને પુરૂશોત્તમ કહે છે, જે અજન્મા છે તે યાદવાધીશને હું નમસ્કાર કરૂં છું.

### સ્રગ્ધરાવૃત્ત.

સત્ચિત્ આનંદ રૂપે વિલસો જગતમાં, જે સહુને પ્રકાશે,
જેને મૃત્યુ જરા કે, જનમ પણ નહીં, યાદવાધીશ જે છે;
સાક્ષાત્ વેદો વિરામે, "નહિ નહિં" કરતાં, વર્ણને જે અગમ્ય,
"તે છે આવો" કહેવું, કદી નાહિં જનથી હોય ભાઇ સુગમ્ય.

ઈશ્વરનું જ્ઞાન એ પ્રમાણે દુર્લભ છે તથાપિ અધ્યાત્મશાસ્ત્રના સારથી તેમજ હરિના ચિન્તવનથી તેમજ હરિકીર્તનના અભ્યાસથી તે વિશે આપણે કંઈક જાણી શકીયે ખરા–અભ્યાસ, જ્ઞાન અને ભક્તિ આદિક ઉપાયો કલ્પે તથાપિ વૈરાગ્યવિના મનુષ્યને મુક્તિને વિષે અધિકાર પ્રાપ્ત થતોજ નથી–જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ એમ ત્રિપુટી જગતમાં કહેવાયછે તે ત્રણમાં પણ મુક્તિનું આદિ સાધન વૈરાગ્ય (તૃષ્ણારહિતપણું) છે, એમ શિષ્ટ પુરૂષોએ કહેલું છે. તે તૃષ્ણા અહંતામમતાના રૂપમાં સર્વ દેહમાં ઢંકાઈ રહેલી છે, તેમાં અહંતા માત્ર દેહમાંજ છે, અને મમતા તે સ્રીપુત્રાદિક વિષયોમાં છે. 'આ દેહ શું મારો છે? અથવા વિષયની સાથે આને શું સબંધ છે? એમ વિચાર કરવાથી અહન્તા મમતા નિવૃત્ત થઇ જાયછે.

### देह विवेचन ( વિચાર )

સ્રી પુરૂષના સંયોગથી શુક્ર શોણિતના સંપાત વખતે જીવાત્મા પ્રવેશ કરીને પોતાના કર્મથી ગર્ભસ્થાનને ધીમે ધીમે પ્રાપ્ત થાયછે. કફ, મૂત્ર અને વિષ્ટાથી પૂર્ણ એવી માતાના મોટા ઉદરરૂપી ગુફામાં નવ માસ પર્યંત જઠરાગ્નિની જ્વાલાથી જન્તુનું પચન થાય છે. અને દૈવયોગે કરી પ્રસુતિ વખતે જો ગર્ભ આડો આવેછે, તો શસ્રથી તેના કટકા કરી બલથી બહાર કાઢવામાં આવેછે; તેમજ પ્રબળ પ્રસવના વાયુથી યોનીરૂપી યન્ત્રછિદ્રથી બહાર નીકળે છે ત્યારે જે દુઃખ થાયછે તે અનિર્વાચ્ય છે. તેમજ આધિ, વ્યાધિ, વિયોગ,

પોતાને પડેની વિપત્તિઓ, કકાસ અતિદરિદ્રતા અને જન્માન્તરના દુખો પણ શુ કોઇથી વર્ણવી શકાય એમ છે ? મનુષ્ય, પશુ પક્ષી, સર્પ ઈત્યાદિક ચોરાશી લાખ યોનાઓ છે, તેમા કર્મથી બધાએલો જીવાત્મા ભટકતા ભટકતા પીડાઓ ભોગવે છે—એ ચોરાશી લાખમા ફરતા ફરતા છેટને આ મનુષ્યનો દેહ મળે છે તેમા પણ જન્મથી માડીને રૂડા કુળમા જન્મ, સ્વકુળનો શુદ્ધ આચાર વિચાર, કુળમા વેદનો પ્રચાર, આત્મા શુ વસ્તુ છે અને અનાત્મા શુ છે તેનો વિવેક, દેહ નાશાત્મક છે એવુ જ્ઞાન, એ સઘળુ પ્રાપ્ત થયા છતા ડાહ્યા પુરૂશો મિથ્યા આયુષ્ય ગાળે છે એ આશ્ચર્યની વાત છે! એક પા ક્ષણનુ પણ આવરદા ક્રોડો સોનામોહોર ખર્ચ્યાથી પણ મળતુ નથી, એવુ કિમતી આવરદા સર્વ વૃથા જાય તો એથી વધારે કઇ હાનિ છે ? આ નરદેહ પ્રાપ્ત કરીને જો આપણો કુશળ સ્વાર્થ ભૂલ્યા તો પછી પશુઆદિક અવતારમા, કે જેમા આપણે કોણ છઇએ તેની પણ ખબર પડતી નથી, તેમા પરમાર્થ સિદ્ધ થવાની કયાથીજ આશા રાખવી ? આપણે નજરે જોઇએ છીએ કે કેટલાક બળદો, ઘોડાઓ, ખચ્ચર, હાથી અને પાડાઓ ભાર તાણે છે અને ભુખ્યેથી એટલા બધા દુબળા હોય છે કે બોલી પણ શકતા નથી આ દેહ એ રૂધિર, વાતપિત્ત કફ મજ્જા, મેદ, માસ અને હાડકાનો સમૂહ છે પણ બહારથી ચામડાથી મઢેલો છે તેથી કાગડા ભક્ષણ નથી કરતા જ્યારે નાક અથવા મુખમાથી કફ નીકળે છે અને ગુદામાથી મળ નીકળે છે ત્યારે આપણને છીટ થાય છે પણ તે નિદવા લાયક પદાર્થો અદર ભરેલા છે તે આપણે ભૂલી જઇએ છીએ રસ્તામા હાડકુ પડયુ હોય તો તેને અડકી જવાના ભયથી દૂર ખશીને ચાલે છે, પણ પોતાનોજ દેહ હજારો હાડકાથી ભરેલો છે તેનો વિચાર પણ થતો નથી કેશથી માડીને નખપર્યંત આ દેહ દુર્ગંધથી પૂર્ણ છે એમ જાણવા છતા પણ બહારથી તેને ચદન કર્પૂરાદિકના લેપ કરે છે દેહના સ્વાભાવિક દોષ સમૂહને યત્નથી ઢાકીને ઔપાધિક ગુણ સમૂહને પ્રકાશ કરતો મૂર્ખ પુરૂષ પોતાને કૃત્યકૃત્ય માને છે આ દેહમા કઇ ક્ષત થયુ હોય અને ત્રણ દિવસ જો ન ધોવાય તો તે ઠેકાણે દુર્ગંધિથી ઉત્પન્ન થએલા ઘણા કીડા નજરે પડે છે—અરે જે દેહ પુષ્પની શય્યાવાળા કોમળ બિછાનામા સુતો તેને અત સમયે રજ્જુ કાષ્ટથી બાધીને અગ્નીમા ફેકી દીએ છે જે દેહને સિહાસનપર બેઠેલો દેખીને લોકો હર્ષ પામતા તેને કાળને વશ થએલો જોઇને તેજ લોકો નેત્ર વીચી જાય છે

એવા પ્રકારનો આ દેહ જેની સત્તાથી ચાલે છે તેવા પરમાત્મા પરેશને ભૂલી જઇને લોકો આ અનિત્ય દેહમાં અહંતા મમતા કરે છે-તે ચૈતન્યરૂપ પરમાત્મા કયાં અને માંસ રૂધિર, અસ્થિથી નિર્માણ થએલો આ દેહ કયાં એમ જે સદ્‌વિચાર કરે છે તે બુદ્ધિમાન્ પુરૂષ શું આ શરીર કે બીજા શરીરમાં કદી પણ કંઈ લાભ જોશે ? કદીજ નહિ.

## विषय निन्दा प्रकरण.

મૂઢ પુરૂષ પોતાના શરીરરૂપી ગૃહ માટે વિષયથી ઉત્પન્ન થએલી ગારનું લિંપણ વૃથા કરે છે, કારણ કે દુષ્ટ અદૃષ્ટની વૃષ્ટિથી આ દેહરૂપી ઘર પડી જતાં વાર નથી લાગતી. સ્ત્રી જો રૂપવિનાની હોય તો પુરૂષને મનમાં જગ ખેદ રહે છે અને જો અત્યંત રૂપવાળી હોય તો પરપુરૂશો તેને વશ કરે છે. કોઈપણ પરપુરૂશ, ગમે તો તે મિત્ર હોય, ભિક્ષુક હોય, અથવા નોકર હોય તથાપિ તે ઉદાર રૂપવંતી સ્ત્રીને અભિલાષ પૂર્વક જુએ છે પોતાના પતિકરતાં અધિક રૂપાળા કોઈ પુરૂશશ્રેષ્ઠને જોઈને મૃગનયની તેને માટે શું સ્પૃહા નથી કરતી? જેવી રીતે પુરૂષ પરસ્ત્રીનું મનથી ચિંતન કરે છે તેવીજ રીતે સ્ત્રીપણ કરે છે. આવી રીતે સુરૂપનારીનો પતી કોપથી ક્ષણે ક્ષણે ક્ષીણ થાય છે, અને જેમ ઝાઝા બલીભોકતાઓમાં કોઈનેજ ભાગ્યે બલીદાન મળે છે, તેમ તેને સુખ લેશ પણ મળવું દુર્લભ છે. વળી જો સ્ત્રી ઘણોજ અજ્ઞાન હોવાથી પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને વર્તે તો શત્રુ કરતાં પણ અધિક જણાય છે ત્યારે જો તે સ્ત્રી પરપુરૂષને વિશે અભિલાષી હોય તો તો શત્રુથી પણ અધિક જણાય તેમાં શું આશ્ચર્ય ? શ્રુતિ કહે છે કે ' અપુત્ર મનુષ્યને ઉત્તમ લોકની પ્રાપ્તી નથી ' એમ લોકો વદે છે. તો તેવાને મુક્તિ નથી મળતો કે સંસાર સિદ્ધ નથી થતો કે કોઇ બીજા પરલોકની પ્રાપ્તિ નથી ?. સર્વે પુત્રવાળા લોકોને જો મુક્તી થતી હોત તો તો આ જગતમાંજ બચારા પુત્રથી દુઃખીનજ થાત. અને શાસ્ત્રમાં મુક્તિને માટે જે શ્રવણાદિક ઉપાયો બતાવ્યા છે તે મિથ્યા થાય. પરંતુ અપુત્રને પણ શ્રવણાદિક ઉપાયથી સદ્‌ગતિ મળે છે એમ શાસ્ત્ર કહે છે. અને પુત્રેષ્યાદિક માર્ગની પ્રવૃત્તિને માટેજ ઉપલું વાક્ય એ માત્ર વેદવાદ છે.

શરીરને નાના પ્રકારનાં કષ્ટ આપીને ધનનો વ્યય કરીને પુત્ર પ્રાપ્ત કરે છે તથાપિ પુત્ર ઉત્પન્ન થાય કે તરતજ તેના જીવિતની મોટી ચિંતા તે પુરૂષને (પિતાને) થઇ પડે છે. કારણ કે તે પુત્ર જીવે, છતાં મૂર્ખ થશે કે વિદ્વાન, સારાં ભાગ્યવાળો થશે કે કેમ ? જાર થશે કે ચોર, ચાડીઓ થશે કે પાપી,

જુગારી કે ક્રૂર થશે તે નક્કી થઇ શકતુ નથી કોઈ કાળે પુત્ર નીચ સ્વભાવનો થાય છે, તો પિતા માતા અને બધુનો ઘાતી થઇ મનના ખેદનુ કારણ થાય છે, અથવા તો રાજા યા શાહુકાર જેવાના પુત્રો દ્રવ્યાદિક તથા અધિકારના અભિલાષથી પોતાના પિતાના મરણની વાટ જુએ છે કોકજ પુરુષને કોઇજ વખતે સદ્ગુણસપન્ન પુત્ર થાય છે, તથાપિ તે પુત્ર કાતો અલ્પ આયુષ્યવાળો હોય છે અથવા રોગી હોય છે અથવા અપ્રજ રહે છે તો પણ તે ખેદનુ કારણ થઇ પડે છે 'પુત્રોજ સદ્ગતિ છે' એ કહેવુ એ યુક્તિથી પણ સહન થઇ શકે તેમ નથી , આ પ્રમાણે મૂર્ખ પુરુષો શરીરને કષ્ટ આપીને માત્ર દુ ખ વોરી લહે છે પિતા માતા, બન્ધુ, ભગિની, કાકા, જમાઇ વિગેરે સબધી સગાનો સયોગ તે વટેમાર્ગુના જેવો ક્ષણિક છે, કારણ કે જેમ વટેમાર્ગુ નોખે નોખે રસ્તે થઈ જુદે જુદે ગામ જવાના હોય છે તેમ આ પણ જુદી જુદી યોનીમા ભ્રમણ કરનારા છે જ્યાસુધી ભાગ્યનો ઉદય હોય ત્યા સુધી પુષ્કળ પરોપકાર થઈ શકતો હોય, ત્યા સુધી તો સર્વે સુહૃદ થઈ રહે છે, અને ભાગ્ય ફરવાથી અને પરોપકાર પાતળો થવાથી સર્વ શત્રુ સમાન થાય છે તે લોકોને જો દર રોજ પ્રસાદ મળે છે તો તો પ્રસન્ન અને તૃપ્ત થઈ બન્દી જનની પેઠે વખાણ કરે છે, અને જો બે ત્રણ દહાડા પ્રસાદ ન મળે તો નિદા કરતા કોપ કરે છે આ દુર્ભર જઠરને નિમિત્ત લક્ષાવધિ દ્રવ્ય મેળવવા માટે આપણુ ચિત્ત પ્રવર્ત થાય છે તથાપિ કોડી માત્ર પણ અનર્થ થઇ પડે છે અધિક દ્રવ્ય જો મળ્યુ હોય તો પત્ન્યાદિકનો સ્વાર્થ થાય છે અને રાજા અને ચોરથી અનર્થ થાય છે, તેટલામાટે દ્રવ્યનો ઉદ્યમ વ્યર્થ છે જે લોકોએ અન્યાયથી અર્થ મેળવેલ હોય છે તેને રાજા તેમજ ચોરના સપાટામા સપડાવુ પડે છે ચાડીઆ લોકથી દુ ખપ્રાપ્તિ થાય છે, અને ભાગીદારના સમૂહ સાથે કલહ થાય છે ઘણા પાપો કરીને રાજા લોકો પોતાના ઘોડા હાથી વિગેરે માટે પૈસો એકઠો કરે છે તથાપિ પ્રતિક્ષણે તે પૈસો નાશ પામે છે આપણે સમજીએ કે રાજા લોકો સુખી છે તથાપિ તેનાપર કોઈ બીજો રાજા ચડી આવશે, તેને કઇ રોગ થશે, અથવા મત્રી અથવા નોકર તરફથી દગો થશે, કોઇ ઝેર દેશે, કોઇ ગુપ્ત રીતે શસ્ત્ર મારશે એવી એવી ચિન્તાઓમા રાજા ગરકાવ થએલા હોય છે (અપૂર્ણ)

---

## सदुपदेश पंचशती.

### ( દોહરા )

( અનુસધાન ગયા અકના પાને ૨૦૬ થી )

લોહચુમ્બપાષાણથી લોહનું કર્ષણ થાય,
તેમ સુજનનું મન સદા ગુણોથકી ખેંચાય—૧૩—
હીરાનું જે મૂલ્ય તે પરીક્ષકોથી થાય,
વનચર ભિલ્લોએ નહિં તેનું મૂલ્ય જણાય—૧૪—
ઘણના ઘાથી જ્યમ નહિં હીરો લેશ ધવાય,
તેમ ધીરનું હૃદય તો દુઃખે નહિ ભેદાય—૧૫—
થોડા પણ વાગ્યા થકી કાચ જેમ ભેદાય,
તેમ અલ્પ પણ દુઃખમાં અધીર વિહ્વલ થાય—૧૬—
સ્થલે સ્થલે પાષાણછે મણિ નહિં જ્યમ દેખાય,
જ્યાં ત્યાં જ્યમ દુર્જન જુઓ તેમ સુજન ન જણાય—૧૭—
હીરાને પામર કદી તજે તુચ્છ ગણી કોય,
શું તેથી તેનું કદી મૂલ્ય કાચ સમ હોય ?—૧૮—
જાતિ કુલનું જન સહુ કામ જરૂર કરનાર,
કાયર તે કાયર અને નહિં તે શૂર થનાર—૧૯—

कें० रे० शास्त्री

---

## विश्वावलोकन.

કૃશાનુ— તમે જે ઉપર કહી ગયા તેથી જગતસંહાર અને નરકપાતન એ જે બે નારાયણના દોષ છે તેનો પરિહાર થતો નથી. પોતાના ભક્તને સદ્ગતિ આપવી એ કંઈ વિશિષ્ટ ગુણ નથી, કેમકે નિર્દય મનુષ્ય પણ પોતાનાનું રક્ષણ કરી તેને સુખ આપેછે.

વિશ્વાવસુ—સાંભળો ત્યારે, પોતાના પૂર્વ જન્મમાં કરેલાં કર્મોને વશ થઇને પાષાણ, તરૂ, અને પશ્વાદિક દેહને પ્રાપ્ત થએલા જીવોને, જેનાથી સ્વર્ગ

અને મોક્ષ મળી શકે એવો મનુષ્ય દેહ, સ્વાભાવિક પોતાની અપરિમિત કૃપાથી નારાયણ આપેછે, તેવા નારાયણનો કેટલો ઉપકાર છે તેનીસ્મૃતિ પણ રહેતી નથી– આપણે એમ ધારીયે કે જીવો સૂક્ષ્મવિવેકવાળા નથી તેથી વિસ્મરણ થાય, પણ એટલુ જ નથી, જ્યારે જ્યા પોતાના પાપકર્મોના ફળરૂપ વિપત્તિઓ આવી પડે છે ત્યારે , નિરપરાધિ અને સર્વના અધિપતિ નારાયણને વિશે પણ નિર્દયપણાનો આરોપ તેવા માણસો કરેછે એ અતિ દુ ખની વાતછે પોતાના દુ ખનુ વાસ્તવિક કારણ નહી જાણનારા પામર લોકો, પરમકૃપાલુ બ્રહ્મસ્વરૂપ નારાયણને દુ ખ દેનારા માનો બેસેછે તે ઘણા ખેદની વાત છે વળી, હે કૃશાનુ! તમે જે આગળ "નારાયણ આ જગતને રચેછે ને નાશ પણ પોતેજ કરેછે" ઈત્યાદિ કહ્યા ગયાછો તેનો પરિહાર દૃષ્ટાંત સહિત હુ તમને કહુ છુ તે સાભળો–આધ્યાત્મિક અને આધિદૈવિકાદિ સસારના તાપ શમાવવાને માટેજ ઈશ્વરે આપણને ચક્ષુ આદિ કઇ દ્રિઓ અને આ મનુષ્ય દેહ આપેલ છે, કામાદિક સપાદન કરવા માટે નથી આપેલ , કારણકે ભોગથી આપણા દુ ખ મટતાજ નથી પણ ઉલટા વધે છે જુઓ,

न जातु काम कामाना मुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभि वर्धते ॥

( કામીપુરૂષનો કામ ઉપભોગથી શાત થતો નથી, ઘૃત હોમવાથી અગ્નિ શાત થવાને બદલે ઉલટો વૃદ્ધિને પામે છે )

હવે જુઓ, સ્વસ્થ ઇદ્રીયોના સમૂહવાળો દેહ, ઇશ્વરે આપણને આપ્યો અને તેનાથી વિષયાસક્તિમા રહીને આપણા અનર્થ રૂપ દુ ખ પ્રાપ્ત કરીએ તેમા નિયન્તા પરમાત્માનો શુ અપરાધ ? કઈજ નહીં આપણા કલેશ મટાડવાને માટેજ ઇદ્રિયો આપણને આપેલા છે અને તેમનો કેવો સદુપયોગ કરવો તે શ્રીમદ્ભાગવતમા કહેલુ છે કે,

**वाणी गुणानुकथने श्रवणौ कथाया हस्तौ च कर्मसु मनस्तव पादयोर्न ।**
**स्मृत्यां शिरस्तव निवास जगत्प्रणामे दृष्टि सता दर्शनेऽस्तु भवत्तनूनाम् ॥**

( અર્થ–હરિગીત )

વાણી થકી ગુણ વર્ણવી કાને કરી સુણવી કથા,
હાથ સેવામા લગાડો જોડ મન ચરણે તથા ,

બ્રહ્મરૂપી જગતને મસ્તક વડે કરવું નમન,
આંખે થકી નિરખો ભગત જે ઈશનું કરતા ભજન.

કોઈ પણ પિતાએ પોતાના પુત્રને શસ્ત્ર વિદ્યા ભણાવીને પોતાના પુત્રના હાથમાં દુશ્મનોનો પરાજય કરવામાટે તરવાર સોંપી ; હવે પોતાના પિતાની આપેલ તેજ તરવારથી તેનો દીકરો પોતાના શરીરને કાપી નુકસાન કરે, ત્યારે તે પિતા પુત્રમાં હે કૃશાનું ! કોને અપરાધી ગણવો તે કહો. આ દૃષ્ટાંત ઉપરથી એમજ સૂચવવાનું છે કે જેવી રીતે શસ્ત્ર આપવા છતાં પણ પોતાના પુત્રના નાશમાં તેનો પિતા અપરાધિ નથી તેવીજ રીતે ઇશ્વર, જતુને તેના કલેશ મટાડવાને શક્ત એવું આ મનુષ્ય શરીર આપે છે ; તેજ શરીરથી જીવો જ્યારે પોતાને કલેશ ઉત્પાદન કરે ત્યારે પરમાત્મા અન્તર્યામી છતાં પણ દોષ પાત્ર નથી. કારણકે જે આપણને કલેશ મટાડવા શરીર આપે તેનો તેજ આપણને કલેશ નજ આપે, પણ જીવોજ એવા છે કે જે પરમાત્માને દુઃખ દેનાર માને છે, તે પરમાત્મા નારાયણ તો દયાલુજ છે. વધારે કહેવાથી શુ ફાયદો છે ? તમને ટુકામાં સારાંશ કહુ તે સાંભલો.

પોતાના સર્વ વ્યાપક સ્વરૂપના જ્ઞાન માટે તે ઈશ્વરે, ઉપનિષદ્ અને શારીરક સૂત્રાદિ શાસ્ત્ર રચેલાં છે, પોતાના આરાધન અને પૂજા સેવાને માટે તે પરમાત્માએ કરચરણાદિક ઇંદ્રિઓ સહિત દેહધારી અવતાર લીધા છે, પોતાના ધ્યાન માટે એટલે પોતાને વિશે સ્વરૂપ પ્રત્યયપણાએ કરીને ચિત્તની એકાગ્રતા મેળવવા માટે, અને નિર્મલ બુદ્ધિ પ્રાપ્ત થવા માટે તે નારાયણે પ્રયાગ પુષ્કરાદિક તીર્થો ઉત્પન્ન કરેલ છે, ઉપનિષદ્માં કહેલ तत्त्वमस्यादि મહાવાક્યનો ઉપદેશ કરવાને માટે તે પરમેશ્વરે આપણને સદ્ગુરૂઓ આપ્યા છે, અને એવા અનેક ઉપકારો કરેલ છે. તોપણ ઉપર કહેલાં સત્શાસ્ત્રાવલોકન, પૂજન, ધ્યાનાદિક સાધનો માહેલુ એક પણ સાધન ન કરતાં ઉલટા આપણે કામાદિક આસક્તિને લીધે સંસારમાં, पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं, એ રીતે ભટકીએ ત્યારે સર્વેશ્વર શું કરે ? એ પ્રમાણે જગતસંહાર અને નરકપાતન એ નારાયણનો અપરાધ નથી કિતુ તેવાં કર્મ કરનારા જીવોનોજ અપરાધ છે. તેટલા માટે પરમ કારૂણિક ભગવાન નારાયણને વિશે કંઈપણ દોષારોપણ યુક્ત નથી. (અપૂર્ણ)

---

# अद्वैतामृत

( અનુસંધાન પાને ૧૮ થી )

આ જગતના પટ ઉપર જે જે નિત્યમુક્ત જ્ઞાનીઓ ફરતા રહે છે, તેમનો આવો જ ઉત્તમ નિષ્ઠા છે અને તેથી જ તેઓ પરમહંસ કહેવાય છે

ચિત્તવૃત્તિ—અહો! પણ કાંઈ રહેવાનું સ્થાન તો જોઈએ, શરીર ઉપર ઉપવિત, શિખા વિના આસ્તિકતા જ નથી જણાતી કાંઈ આસન તથા સંધ્યાનું પણ ભાન રાખો છો કે નહિ ?

વૈરાગ્યતીર્થ—શાંત, અચલ આનંદ રૂપ આત્મા છે, એ જ મારૂં ધામ છે એ જ મારૂં ઉપવિત તથા એ જ શિખા છે આસન તો હું પણ રાખું છું પરંતુ જડ પદાર્થોના નહિ આત્મા અને પરમાત્માના ઐક્યના જ્ઞાનમાં જ હું સ્થિતિ કરૂં છું, તેથી તે જ મારૂં આસન છે અજ્ઞાન તથા તેથી થતા ભિન્ન ભિન્ન વિકારનો નાશ કરવો એ જ મારી સંધ્યા છે ચિત્તવૃત્તિ! સન્યાસનું એક અંગ તું પુછવું ભુલી ગઈ તે દંડ છે, પરંતુ હું એવો કાષ્ટનો દંડ પણ રાખતો નથી મારો દંડ તો સર્વ ઠામ માનનો તજીને અદ્વૈત પરબ્રહ્મ તથા આત્માનું ચિંતવન કરવું એ જ ખરો દંડ છે આનું નામ જ્ઞાનદંડ કહેવાય છે એવો દંડ જે ધારણ કરે છે તે જ ખરા દંડી કહેવાય છે, તે વિના કાષ્ટનો દંડ હાથમાં લઈ શરીરનું પોષણ કરવામાં જ તત્પર રહેનાર તો બહુ જન રખડે છે તેવા દાંભિક જનો આ જગતમાં તો કાંઈ શ્રેય સાધતા નથી, પણ મરણ પછી રૌરવ નર્કમાં સડે છે

આવી રીતે આતરધ્યાનયુક્ત થએલો પુરૂષ જ પરમહંસ કહેવાય છે તેના પુરૂષને નમસ્કાર શિષ્ટાચાર વિગેરે વ્યાવહારિક ઉપચારની કાંઈ જરૂર નથી એને સ્વાહા અથવા સ્વધાના ઉચ્ચાર કરી યજ્ઞયાગાદિક કરવાની જરૂર નથી તથા દેવતાઓના આહ્વાન તથા વિસર્જનની મંત્રાવાળા પૂજન કરવાની પણ જરૂર નથી એ કાંઈ ન હોય ત્યારે તેના અનુષંગિ મંત્રોચ્ચાર તથા ઉપન્યાસાદિ વ્યવહાર પણ ક્યાંથી હોય ? સુવર્ણનો સંગ્રહ તો એવા પુરૂષને હોય એ વાત જ મનાય નહિ, તથા આ સ્થિતિને પોચનાર સુવર્ણની આકાંક્ષા કરે તો તેની સ્થિતિ પણ ખોટી છે તથા તેનું સ્થાન નરક છે

સ્વામિવિવેકાશ્રમ! મને શ્રી નારાયણે પોતે આ પ્રકારની પરમહંસોપનિષદ્નો બોધ કર્યો છે એ બોધના પ્રતાપથી જ હું આ સ્થિતિને પ્રાપ્ત થયો છું

ચૈતન્ય આત્મતત્વ અને આખા વિશ્વનાનાથના આનંદ સમુદ્રમાં હું મગ્ન થઈ ગયો છું, તેને હવે ફાટેલી લંગોટ, દંડ રૂપ લાકડાનો ડકુકો અને કમંડલુ નામની તુંબડીને શું કરવું છે ?

જ્ઞાન માર્ગમાં નવીન જ પ્રવિષ્ટ થએલી ચિત્તવૃત્તિ વૈરાગ્યતીર્થનાં આ વચનો સાંભલી સ્તબ્ધ થઈ ગઈ. તથા સાશ્ચર્ય મુખથી વિવેકાશ્રમને પુછવા લાગી. ભાઇ વિવેકાશ્રમ ! તમે તો વિષય સુખોનો ત્યાગ કરાવી આત્મામાં પ્રીતિ કરતાં શિખવો છો. અને આ બાવાજી તો કહેછે કે પરમાત્મામાં જ આનંદ છે ત્યારે મારે માનવું શુ ? મારૂં મન પાછુ સંદેહના હીચકા ઉપર ઝુલવા માંડયુ છે. આ તો હાથમાંનો લાડુ ફેંકી દઇ હાથ ચાટવા જેવી સ્થિતિ થઈ છે, કારણકે સુખ આપનાર વિષયોનો ત્યાગ કરી બેઠી છુ, અને બીજુ આનંદનું સ્થાન શું છે ? એ તો હજી નક્કી થતું નથી. અરે ભાઇ, હું દુર્બલ અબલા કયાં અને પરમાત્મામાં નિષ્ઠા કયાં ! કપિલ દેવ જેવા મોટા મોટા મુનીશ્વરો પણ એવી નિષ્ઠાની ઈચ્છામાં દુષ્કરતપ આદરી બેઠા હતા, છતાં તેમને પણ પૂર્ણતાથી પ્રાપ્ત ન હોતી થઈ તો મારી ગતિ શું ? હવે તો મને વિશેષ વિશેષ શંકા થતી જાય છે. તમે કહ્યું કે આ જગત્ આત્મામાં અજ્ઞાનથી કલ્પિત છે એ પણ વાત હવે મનાતી નથી. પ્રથમ તો એજ શંકા થાય છે કે જગત આત્મામાં કલ્પેલું છે કે પરમાત્મામાં ? (૧) જો આત્મા એટલે જીવમાં કલ્પેલ હોય તો, જીવતો ઘણા છે. ત્યારે શું જગત્ ઘણાં છે ? તેમ તો નથી. ત્યારે શું ઘણા જીવમાં એક જ જગત્ કલ્પ્યું છે, તેમ પણ કેમ હોય એ તો વાત જ વિચારમાં નથી આવી શકતી.

'વળી પરમાત્મામાં જો જગત્ કલ્પ્યું હોય તો તે અજ્ઞાનથી કલ્પાએલુ કેમ કહેવાય ? પરમાત્મામાં અજ્ઞાનનો ભાસ પણ નથી, તેવા સર્વજ્ઞ સર્વ શક્તિમાન પરમાત્મામાં અજ્ઞાનથી જગત્ કલ્પાયું છે એમ કહેતાં કેટલો દોષ પ્રાપ્ત થાય છે, એ વાત મારા જેવી સ્ત્રીની બુદ્ધિમાં તો નથી આવતી તમારા જેવા વિદ્વાનોના મનમાં આવતી હોય તો કોણ જાણે! જયારે જોઇએ ત્યારે તર્કમાં જ મચ્યા પડયા હોય એવા શુષ્ક હૃદયના પુરૂષો ઘોડાને ગધેડો બનાવવાની ઈચ્છા કરે તો બનાવે ખરા ! ! !

'ભાઈ આજે કોણ જાણે શય્યામાંથી ઉઠતાં કેનું મોઢું જોયું હશે અથવા તો એવાં કયાં પાપ આજ ફરી વલ્યાં કે હું આજ આ મઠમાં આવી ભરાણી.

ઘણા દીવસથી સાભળ્યુ હતુ કે મ્હારે એક નાનો ભાઈ છે અને આજ તેને મળવાનો પ્રસગ આવ્યો ત્યારે ભાઇ તો દિગમ્બર અને જડભરત જેવી સ્થિતિમા છે (અપૂર્ણ)

---

## भक्तमाळ बावनी अने अपराध क्षमा स्तोत्र

( અનુસધાન ગયા અકને પાને ૧૯૮ થી )

### સવૈયા

પરનિદા શ્રવણે સુણવામા શ્રવણભક્તિ મે માની,
કરમકથા કરવામા કેશવ કીરતન ભક્તિ જાણી,
સ્મરણભક્તિને ળ લે હુ તો સુખ સદા સ્મરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રી કૃષ્ણ કૃપાનિધિ તારો ૪૧
પૈસાનુ પૂજન કરવામા પૂજન પ્રભાવ જાણ્યો,
અભિમાનીનો સગ કર્યો એ અરચનનો ગુણ આણ્યો,
વદનભક્તિ માટે વિષયીને વદન કરનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રી કૃષ્ણ કૃપાનિધિ તારો ૪૨
દાસ થઈને દગા કર્યાએ દાસ્યભક્તિ પરમાણી,
સુધારાના સાથી થવામા સખ્ય ભક્તિ ઉર આણી,
આત્મનિવેદન અર્થે હુ તો આત્મ અર્થ જોનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રી કૃષ્ણ કૃપાનિધિ તારો ૪૩
પ્રપચમા પુરો કહેવાઈ પ્રેમલક્ષણા પામ્યો,
નવધાભક્તિ નવ ધાર્યાથી અતરમા ન વિરામ્યો?
નૌત્તમ નવધા ભક્તિનો મે અવળો અર્થ ઉતાર્યો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રી કૃષ્ણ કૃપાનિધિ તારો ૪૪
સજ્જનને સન્માન ન દીવુ દુરજન સગ કર્યો છે,
સુખદાથી સાધુ જન ઉપર અતિશે ક્રોધ ધર્યો છે,
સ્વાર્થ પરાયણ થઈને સ્વામી કુટુબ કલેશ વધાર્યો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રી કૃષ્ણ કૃપાનિધિ તારો ૪૫

शा० कु० मुनी (અપૂર્ણ)

# अध्यात्मज्ञान.

લખનાર—ભ૦ અ૦

( ગયા અંકને પાને ૨૦૫ થી ચાલુ )

**દેવસ્વભાવનાં માણસો તથા અસુરસ્વભાવનાં માણસો**

આ લોકમાં મનુષ્યને માટે વધારેમાં વધારે જે સુખ પરમેશ્વરે નિર્માણ કર્યું છે તેનાથી પણ વધારે સુખ ભોગવવાને જેઓ યોગ્ય થાય તેમનો પુનર્જન્મ દેવ વર્ગમાં થાય છે. આવા આત્માનો મનુષ્ય વર્ગમાંનો જે છેવટનો જન્મ તેમાં તેના અને અન્યના વર્તનમાં ઘણી બાબતોમાં અંતર હોય છે. આવા સ્વભાવનાં માણસોને 'દેવસ્વભાવ નાં માણસો' કહી શકાય.

જે મનુષ્ય પોતાને ઇશ્વર અને અન્ય જનો પ્રત્યે શો સબંધ છે તે વિષે વિચાર કરતો નથી, અને સ્વેચ્છા મુજબ હરકોઈ કાર્ય કરવાને પ્રવૃત્ત થાય છે તેના હાથથી અનેક પ્રકારનાં પાપકૃત્યો થાય છે અને તેથી તેને દુઃખમય સ્થિતિમાં પુનર્જન્મ લેવો પડે છે. આવા માણસોને "અસુરસ્વભાવન માણસો" કહેવાય.

**દેવસ્વભાવનાં માણસોનાં વિશેષ લક્ષણો**—દેવસ્વભાવનાં માણસોમાં જે ખાસ વિશેષ લક્ષણો અન્ય કરતા હોય છે તે સારરૂપ આ નીચે આપવામાં આવે છે. (૧) અભય. (૨) ચિત્તની પ્રસન્નતા. (૩) જ્ઞાન પ્રાપ્તિના ઉદ્યોગની લાગણી. (૪) દાતૃત્વ. (૫) ઇન્દ્રિયોનું સંયમન. (૬) ઉપાસના. (૭) ધર્મગ્રંથાધ્યયન. (૮) સરલપણું. (૯) અપીડા. (૧૦) ભાષણ, આચાર અને વિચારમાં સત્ય. (૧૧) અક્રોધ (૧૨) ઔદાર્ય. (૧૩) ચિત્તશાંતિ. (૧૪) ચહાડી ન ખાવી. (૧૫) કોઇની નિંદા ન કરવી. (૧૬) કરૂણા. (૧૭) મનનું કોમલપણું. (૧૮) વિનયશીલતા. (૧૯) બાળ ચેષ્ટા ન કરવી. (૨૦) પ્રૌઢતા. (૨૧) ક્ષમા. (૨૨) ધૈર્ય. (૨૩) દૃઢનિશ્ચય. (૨૪) વિચાર, ભાષણ, શરીર, વસ્ત્રો વગેરે વિષે શુચિર્ભૂતપણું. (૨૫) અદ્રોહ. (૨૬) યોગ્યતા કરતાં અધિક માનીપણું ન હોવું. (૨૭) પૂજ્યજનોને યોગ્ય સન્માન આપવું. (૨૮) મધુર ભાષણ કરવું. (૨૯) મંગળતાથી યુક્ત હમેશાં રહેવું. (૩૦) સમયનો સદુપયોગ કરવો. (૩૧) કોઇ પણ જાતનું વ્યસન નહોવું.

## અસુર સ્વભાવના માણસોના લક્ષણો

અસુર સ્વભાવના માણસોના લક્ષણો નીચે મુજબ હોય છે – (૧) ક્રૂરપણુ (૨) બીજાઓનો દ્વેષ કરવો (૩) બીજાઓને ત્રાસ આપવાની બુદ્ધિ (૪) મિથ્યાભિમાનીપણુ (૫) વ્યસનાધીનતા (૬) ઉદ્ધતપણુ (૭) સ્વાર્થપરતા (૮) સ્વચ્છંદીપણુ (૯) અજ્ઞાન (૧૦) કપટ (૧૧) ઢોંગ (૧૨) નાસ્તિકબુદ્ધિ (૧૩) દુષ્ટચિત્તત્વ (૧૪) અમંગળપણુ (૧૫) અભિમાન (દુ પણુ) ભોગાસક્તિ (૧૬) આત્મશ્લાઘા (૧૭) પરનિંદાપ્રિયતા (૧૮) આળસ (૧૯) ઇંદ્રિયોપર દાબ ન હોવો (૨૦) ચહાડીઆપણુ (૨૧) સારા માણસોનો અનાદર કરવો (૨૨) અતિ લોભવૃત્તિ (૨૩) પાપ નહિ, પુન્ય નહિ, પરલોક નહિ, એવી બુદ્ધિ (૨૪) પારકાએ કરેલા ઉપકારોનુ વિસ્મરણ થવુ (૨૫) અન્યાય યુક્ત કાર્યો કરવામા પ્રવૃત્ત થવુ

થઈ ગયેલા મહર્ષિઓએ દેવસ્વભાવના માણસોના લક્ષણો પ્રાપ્ત થવાના સુલભ ઉપાયો નીચે મુજબ બતાવ્યા છે –

૧ પશ્ચાત્તાપ થાય એવુ કોઈપણ કામ ન કરવુ

૨ કર્તવ્યાચરણ કરીને આનંદવૃત્તિથી રહેવુ

૩ જે જે સમયે અનુકુળતા મળે તે તે વખતે, તેમજ દરરોજ નિયમિત વખતે શ્રદ્ધાપૂર્વક, એકાગ્રતાથી, પ્રેમથી અને શુદ્ધ મનથી પોતાના સુખ દુખો ઇશ્વરને નિવેદન કરવા અને તેની દયા માગવી

## સત્યધર્મના તત્વો

૧ પરમાત્મા સર્વવ્યાપક છે

૨ પરમાત્મા શિવાય સર્વ દૃશ્યમાન વસ્તુ નાશવંત છે

૩ સર્વાદિકારણ અને શાશ્વત જે પરમાત્મા, તેનુ જ્ઞાન થવા માટે મહાયોગી પુરૂષોએ બતાવ્યા મૂજબ મનનુ સંયમન કરવુ

૪ મહાયોગીઓ પ્રત્યે હમેશા મનમા અતિ પૂજ્ય બુદ્ધિ હોવી જોઇએ, અને શરણભાવથી તેમની પરિચર્યા કરવી

૫ હમેશા સારા કૃત્યો કરવા તરફ લક્ષ હોવુ જોઇએ

## આત્મોન્નતિ.

આત્મોન્નતિને માટે નીચેની બાબતોનો પ્રભાવ આચરણમાં થવાની ખાસ આવશ્યકતા છેઃ–

૧. મિથ્યાસ્વાભિમાન હોવું ન જોઈએ. ૨ મિથ્યાડોળ–દંભ કરીને જનમંડલને ફસાવવા નહિ. ૩ કોઇનો પણ અપકાર ન કરવો. ૪ વર્તણુકમાં સાદાઈ અને સરલપણું રાખવું. ૬ શ્રેષ્ઠજનોની પરિચર્યા કરવી. ૭ મન ભાષણ અને કૃતિમાં પવિત્રતાનો વાસ રહેવો જોઇએ. ૮ દૃઢનિશ્ચય રાખવો. ૯ ઇંદ્રિયો મનને અને મન બુદ્ધિને આધીન રાખવાં. ૧૦ ઈંદ્રિઓને સુખ આપનારા જે વિષયો તે તરફ અતિ ભાવના ન રાખવી. ૧૧ જન્મ, મૃત્યુ, વાર્ધિક્ય અને વ્યાધિનાં દુઃખોનું સ્મરણ પુનઃ પુનઃ કરતા રહેવું. ૧૨ પ્રિય યા અપ્રિય બાબતો વિષે સતત મનને સમસ્થિતિમાં રાખવું. ૧૩ અનન્યભાવથી પરમાત્માની ભક્તિ કરવી. ૧૪ આત્મજ્ઞાન પ્રાપ્તિ તરફ હમેશાં મનની યોજના કરવી. ૧૫ એકાગ્રતાથી મનન કરવું. ૧૬ અધ્યાત્મગ્રંથો અવલોકવા.

## તપ.

તપ ત્રણ પ્રકારે થઈ શકે છે. (૧) શારીર, (૨) વાઙ્મય અને (૩) માનસ.

**શારીરતપ**––પરમાત્મા, દેવ, સજ્જન, ગુરૂ અને જ્ઞાતિલોક વિષે આદર તથા વિનય પ્રદર્શિત કરવો. (૨) સ્વચ્છતા રાખવી. (૩) સરલ શુદ્ધ વર્તન રાખવું. (૪) બ્રહ્મચર્ય પાળવું. (લગ્ન પછી નૈષ્ઠીક બ્રહ્મચર્ય પાળવું જોઇએ) (૫) કોઇને પણ પીડા ન કરવી, અથવા અન્યને પીડા થાય તેવી આપણી રહેણી કરણી ન રાખવી.

**વાઙ્મયતપ**––અન્ય કોઈના મનને કલેષ થાય એવા શબ્દોચ્ચાર ન કરવા (૨) સતત સત્ય બોલવું (૩) પ્રિયકર–જેમાં કલ્યાણ સમાયું હોય તેવું–બોલવું (૪) ધર્મ વચનોનું પઠન કરવું.

**માનસતપ**––મનપ્રસન્ન રાખવું અર્થાત્ ચિંતા અથવા ત્રાસથી કલેષિત થવા ન દેવું. (૨) સૌમ્યતા રાખવી. (૩) મનન કરીને જ્ઞાન વૃદ્ધિ કરવી (૪) આત્મસંયમન દૃઢ રાખવું (૫) વિચારમાં પવિત્રતા રાખવી.

અપૂર્ણ

---

# શિયળ સંરક્ષણ

---

## મુક્તાગૌરી

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૫થી)

" દિવસ ગણતા માસ, વરસે આતરીઆ,
સૂરત ભૂની સાહેબા, નામે વીસરીઆ "

એ પ્રમાણે એક પછી એક દિવસ જતા ગયા ને સઘળા પોત પોતાને ઘરે વળગ્યા લોકોને તો છેલશંકર કોઈ નાક દિવસે સ્વભાવિક રીતે વિસારે પડયો પણ તેના માબાપને તો તે વખતો વખત યાદ આવ્યા કરતો હતો દર્શનથી કે કાગળ પત્રના આવજા થવાથી ઓળખાણ ને પ્રીતિ કાયમ રહે છે ઘણા દીવસ સુધી કાગળ પત્રથી કે સુરતથી દીઠા વગર પ્રીતિ રહેતી નથી ધીરે ધીરે ભૂલી જવાય છે તે મુજબ છેલશંકરના બીજા સગાવહાલા આદિ લોકોને થયુ, પણ તેના માબાપને છેલશંકર એકનો એક દીકરો હોવાથી ને આજની પેઠે ટપાલ જેવુ કોઈ પણ સાધન નહિ હોવાથી, તેનો કાગળ પત્ર કે કાંઈ ખરખબર આવે નહિ એટલે દૂર વિશેષ જણાતુ હતુ તેથી, તેના મા બાપને તે ઘણીવાર યાદ આવી દીલગીરી થતી

બિચારી મુક્તાગૌરીની સ્થિતિ દયામણી હતી છેલશંકર રાત્રે રીસાયા પછી એણે એ રાત આખી દુ ખમા કહાડી ખરેખરી રીતે તો ત્યારથીજ એને દુ ખ દિવસોની શરૂઆત થઈ તે સવારના પરોઢમા પોતાના પ્રાણપતિ ક્રોધમા ને ક્રોધમા કાઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય ચાલ્યા ગયા તેથી તેને જતા જોવાને માટે મેહલની અગાસી ઉપર ચડીને બેઠી હતી તે પોતાના શિરછત્રરૂપ પ્રાણ પ્યારાને પરદેશ જતા જાણી અને તે એટલે દુર જતા હતા, ને વળી તે ગુસ્સામા કે ત્યાથી લાબી મુદતે પણ પાછા આવવાની પૂર્ણ રીતે આશા પણ ન હોતી—અને તે પણ રીસમા—પોતાનાજ બોલવાથી ઉપજેલી રીસમા— પોતાને છેટ જતી વખતે પણ બોલવુ બ્યા સિવાય— એવે વખતે એ બાપડી મુક્તાગૌરીને કેટલુ લાગ્યુ હશે ? અને એની અવસ્થાની સ્થિતિ કેવી થઈ હશે ? તેનો વિચાર સહજ થઇ શકશે મુક્તા-ગૌરીએ છેલશંકરને પોતાની મેડીની અગાશી ઉપરથી જતા જોયો ત્યારથી

તે નજરે દેખાતો બંધ થયો ત્યાં સુધી તે, તે રસ્તા તરફ એકી નજરે જોઈ રહી. છેવટે પોતાના સસરાને અને બીજા સગાં સંબંધીને વળાવીને પાછાં આવતાં જોયાં એટલે તે પોતાની મેડીની અંદર ગઈ પણ તે મેડી એક વસ્તી વગરના રાનની માફક ખાવા ધાવા લાગી. કોઈ પણ દિવસ પોતાના પતિથી દૂર પડેલી નહિ. પરણીને આવ્યા પછી પીઅર જણે જોયુ જ ન હોતુ તેનો પતિ તેનાજ વાકયથી રીસાઇ મુંબઈ જેવા દૂર પ્રદેશે ગયો ને તે કોણ જાણે કયારે પાછો વળશે ને તેને પાછું કયારે મળાશે? એમ વિચારમાંને વિચારમાં તે મુક્તગૌરીની અક્કલ ઠેકાણે રહી નહિ. તેના મને કહ્યું કર્યું નહિ. તેનું હૃદય ભરાઇ આવ્યું. આંખમાંથી અઢળક આંસું પડવા લાગ્યાં. ઉપરાઉપરી નિશાસા નાખવા લાગી. ગમે તેમ પણ તે અબલા જાતી, તેની છાતી કહ્યું કેમ કરે! તે મેડીના એક ખુણામાં બેસી વિશેષ રોવા લાગી.

રોતાંરોતાં મુક્તાગૌરી એકદમ મૂર્છા ખાઈ જમીન ઉપર પડી ગઈ. એ વખતે તેની પાસે તેની આસનાવાસના કરવાને એક વૃદ્ધ ગગા નામે ડાહી દાસી હતી. તેણે તેનું હૈયુ ખૂબ ખાલી થવા દીધુ. તેણે જાણ્યું કે હમણાં રોકવાથી તે વધારે રોશે, તેનું હૈયુ ખાલી થયા પછી શિખામણ દીધાથી તે સમજશે. હમણા બોલવાથી કાંઈ ફાયદો નથી. જાતે સમજુ છે એટલે વધારે કહેવું પડે તેમ નથી. એમ વિચારી પાણી લાવી તેના મોપર છાંટી સાવધ કરીને મોં ધોવરાવ્યુ, તે પછી તે જરા શાંત થઈ. પણ આવે વખતે કોઈ પણ માણસને છાનું રાખવા અથવા શિખામણ આપવા જેમ જેમ વધારે તજવીજ કરીએ છીએ, તેમ તેમ તેનું હૈયું વધારે ગભરાય છે, અને વધારે વધારે રોવા લાગે છે માટે તેનો ડચુરો શમતાં સુધી તેનું નામ નહિજ દેવામાં ડહાપણ છે. સમજુ માણસો દુઃખને પણ ધીરજથી જીતે છે પરંતુ અજ્ઞાન મૂર્ખ માણસો તો દુઃખને તાબે થાય છે.

મુક્તાગૌરી જાતે સમજુને ડાહી હતી. તે જાણતી હતી કે મારી જીભે મારા ધણીને મે પરદેશ કહાડેલો છેઃ અને હાથનાં કરેલાં હૈયે વાગેલાં છે. એટલે તેનો દોષ બીજા કોને દેવો? માટે હવે તો એ પાછા આવે ત્યાં સુધી ગમે તેમ કરીને પણ મન મારીને રહયા વગર કોઇ પ્રકારે છુટકો નથી. જેવી તે ડાહી હતી તેવીજ તે પતિવૃત્ત પાળવામાં પણ એકકા હતી, પતિવ્રતા સ્ત્રીઓ પોતાનો પતિ પરદેશજાય છે ત્યારે અંગ પરના શણગાર અને મોજ

મજાના સાધનો તજે છે તે મુજબ તેણે પોતાની દાસીને હુકમ કર્યો કે એક બે નોકર અગર મજુરોને બોલાવી લાવી આ મેડી માહલા હાંડી તખ્તા, ઝુમર, ગાદી, તકીયા, છત્રી પલંગ, ગાલીચા, હાંડીઓ ખાટ એ સઘળા ઉતરાવીને બીજે ઠેકાણે મૂકાવ, એનો ભોગવનાર ભોગી ભ્રમર ગયો તો હવે તેને રાખી મારે શું કરવું ? તે મારાથી જોઇ શકાતા નથી એ રીતે પોતાની મેડીમા મોજ શોખની, ભોગ વિલાસની તથા કામદેવ પ્રદિપ્ત થઈ મન ઉશ્કેરાય એવા પ્રકારની સઘળી ચીજો ઉતરાવી બાજુએ મુકાવી દીધી પોતાને સુવા બેસવા માટે માત્ર એક સાદડી રાખી સારા સારા લૂગડા, ઘરેણા અને અંગના શણગારની સઘળી ચીજો પટારામા મૂકાવી દીધી ને પોતાના હાથમા સૌભાગ્યને દર્શાવનારી ફકત ચૂડી પેહરી રાખી હતી તેથી તે સનવા છે એમ જણાતુ મન ઉશ્કેરાઇ અવળે રસ્તે ન દોરાઈ જવા માટે ખાવાના પદાર્થોમા પકવાનો પણ તજી દીધા અને જે દરરોજ કઢેલા દુધ પીતી ને કહેવત પ્રમાણે બત્રીશ પ્રકારની રસોયો જમતી, સારા સારા મુખવાસ ખાતી, અત્તર અને અરગજાનુ સેવન કરતી, સવા મણરૂની તળાઈમા છત્રપલંગપર સુતી, જેના મુખમાનો પડતો બોલ ઉપડતો, તે હવે એકાંત વાસમા સાત્વી થઈ ભૂકા પાડા રોટલા ખાઇ દુઃખના દિવસો પ્રભુ ભક્તિમા કહાડવા લાગી ધન્ય છે એવી સદગુણી પતિવૃતા સ્ત્રીઓને, અને ધન્ય છે તેમના મનની ધીરજને

જીરણગઢનો પાદશાહ શેરમહમદખાનજી ભલો ને ભોળા દિલનો હતો પોતાની વસ્તીના ઉપર તેની ઘણી મમતા હતી તથા તેને બેટા બેટી પ્રમાણે ગણતો ને તે ઈનસાફમા નક્કી હતો પોતાની રયત ઉપર કોઇ પણ પ્રકારનો જુલમ કરે કે કોઇને કરવા દે એવો નહોતો આ વખતે તે પીસ્તાલીશેક વર્ષની આધેડ ઉમરનો થયા છતા તેને કોઇ સંતાન થયુ નહોતુ તેની હુરમ હસીનાબેગમ ઉપર તેની ઘણીજ મમતા ભરેલી પ્રીતિ હતી જેથી તે હસીનાબેગમનો સગો બેજાતખા આખા રાજમા ફરતા હરતા હતો બેજાતખા જુલમીને વ્યભિચારી હતો તે પોતાની મતલબ પાર પાડવાને દગો ફટકો, અન્યાય કે પાપ કરતા પાછો હઠે તેવો નહોતો તેના દુષ્ટ વ્યભિચાર અને પાપી જુલમથી આખુ શહેર કંટાળીને ત્રાસી ગયુ હતુ, પણ તે માહેલી કોઇ વાત પાદશાહને કાને કોઇ વાર પડતી નહિ બેજાતખા રોજ રાત્રે પાદશાહને આસએેવ આપતો હતો તે જણાવતો હતો કે રૈયત આબાદ

॥ मेघमाटे प्रभुप्रार्थना ॥

# ॥ श्रीराजराजेश्वरोजयति ॥

( शास्त्रीजी शंकरलाल माहेश्वरकृत )

स० १९५५ त० ५६ ना आषाढवदी १२ शुक्रे सायसमये ॥

जगदीश्वरतावकंजगज्जलवृष्टेर्विरहेणदुःखितम् ॥
अवसीदतिदीनमीनवत्कृपयातत्कुरुवृष्टिमुत्तमाम् ॥ १ ॥
जवन पवनःप्रतिक्षणंपरुषंशब्दमुदीरयन्नयम् ॥
परिवेपयतेमनांसिनःकृपयातत्कुरुवृष्टिमुत्तमाम् ॥ २ ॥
ननवानितृणानिवीक्ष्यगोधनमस्राकुललोललोचनम् ॥
वनतःक्षुधितंनिवर्ततेकृपयातत्कुरुवृष्टिमुत्तमाम् ॥ ३ ॥
नहिनःसुखकारिणीकृतिर्भगवन्यद्यपिदुष्कृतात्मनाम् ॥
पशुपालपशुष्वपिप्रभोहृदयंहासदयंकथंनते ॥ ४ ॥
अपराधपरंपरापरायणचितेष्वपितेऽर्भकेष्विह ॥
उचिताकरुणाजगत्पितुस्तवविश्वंभरविश्वतातहे ॥ ५ ॥
भगवञ्छयनोगतोऽखिलःशिवमासस्तवमासआगतः ॥
नतथापिविलोक्यतेंबुदोहृदयेतेननधैर्यमस्तिनः ॥ ६ ॥
विगताभ्रविचित्रविभ्रमंस्फुटताराकुलसंकुलंनभः ॥
अभिवीक्ष्यविभेत्ययंजनःसकलोप्यानृपरंकमाकुलः ॥ ७ ॥
नघनाघनाघनावलिश्चपलानांचपलापिनावलिः ॥
क्वचिदप्यलोक्यतेनभस्यतआशाभयमीशमानवाः ॥ ८ ॥
अतिरम्यमभूत्पुरानभःस्फुटनारंदुनवग्रहंतुयत् ॥
तदरम्यतमंविभातिनोजलवृष्टेर्विरहाज्जगत्पते ॥ ९ ॥
नयदाभवितांबुवर्षणंशिवनस्तर्हितुकीदृशीदशा ॥
भवितेतिवदंतआतुराःकतिकसश्रुमुचोनसज्जनाः ॥ १० ॥
धनधान्यधराधराधिपाअपिचिंताभरभग्नकंधराः ॥
इवनम्रमुखाश्वसाश्रवोगतनिद्रानसुखंभजंसहो ॥ ११ ॥
सलिलानिपतंतिनांबरान्नयनेभ्योनिपतंतिकेवलम् ॥
भगवन्नतिदीनचेतसांमनुजानामनुवासरंमुहुः ॥ १२ ॥

## ભાષાંતર

હે જગદીશ્વર ! જલવૃષ્ટિના વિરહથી દુખી થયેલુ તમારૂ જગત દીનમીનવત્ દુખ પામે છે માટે કૃપા કરી ઉત્તમ વૃષ્ટિ કરો ૧

પ્રતિક્ષણ કર્કશ અવાજ કરતો આ વેગવાળો વાયુ અમારા અંતઃકરણને કપાવે છે, માટે કૃપા કરી ઉત્તમ વૃષ્ટિ વરસાવો ૨

નવા ઉગેલા ઘાસને ન જોઈને અશ્રુથી આકુલ લોચનવાળુ ગાયોનુ ટોળુ વનમાથી ભૂખ્યુ પાછુ ફરે છે, માટે કૃપા કરી ઉત્તમ વૃષ્ટિ કરો ૩

હે ભગવાન ! દુષ્ટ બુદ્ધિવાળા અમે છીએ અને જો કે અમારી સુખકારી કૃતિ નથી તથાપિ હે પશુપાલક પ્રભો ! પશુને વિશે તમારૂ હૃદય સદય કેમ નથી ? ૪

આ તમારા બાળકોના ચિત્ત જોકે અપરાધ પરંપરામા પરાયણ છે તથાપિ હે વિશ્વંભર હે વિશ્વપિતા ! આપ જગતના પિતા છો માટે તે ઉપર આપની કરૂણા હોવી જોઈએ ૫

હે ભગવન ! આખો અશાડ માસ ગયો અને શ્રાવણ જે તમારો માસ તે પણ આવ્યો, તથાપિ તમારી મેઘમાળાના દર્શન ન થવાથી અમારા હૃદયમા ધૈર્ય રહ્યુ નથી ૬

વાદળાના વિચિત્ર વિભ્રમ વિનાનુ અને સ્ફુટ દેખાતા તારાગણથી ભરેલુ આકાશ જોઈને આ માણસ બીએ છે અને ગજાથી માડીને રંક પર્યંત સકલ સૃષ્ટિ આકુલ છે ૭

વાદળાઓની ઘાટી હાર તેમજ વિજળીના ચપળ ચમકારા કોઈ વખતે પણ આકાશમા નથી દેખાતા, તેથી હે ઇશ ! મનુષ્યો ભયને પ્રાપ્ત થાય છે ૮

સ્ફુટ ઉગેલા તારા, ચંદ્રમા અને નવ ગ્રહથી યુક્ત આકાશ, જે અગાઉ અતિ રમ્ય લાગતુ હતુ, તેનુ તેજ આકાશ જલવૃષ્ટિના અભાવથી, હે જગત્પતિ ! હાલ સુંદર લાગતુ નથી ૯

" જો જળવૃષ્ટિ નહિ થશે તો હે શિવ ! અમારી કેવી દશા થશે" એવી રીતે અશ્રુ ખેરતા કેટલા કેટલા આતુર સજ્જનો નથી બોલતા ? ૧૦

ધન ધાન્ય અને ધણને ધરવાળા રાજાઓ પણ ચિંતાના ભારથી જાણે ડોક ભાગી ગયેલી હોય તેવી રીતે મુખ નીચા રાખીને અશ્રુપાત કરે છે, તેમની નિદ્રા વહી ગઇ છે, અને સુખ પામતા નથી ૧૧

આકાશમાથી તો જળ પડતુ નથી પણ હે ભગવાન ! દીનચિત્તવાળા મનુષ્યોના નેત્રોમાથી જ માત્ર પ્રતિ દિવસે વારંવાર જળધારા વહે છે ૧૨

तपनातपतापिताद्दिशःपरिशून्याइवभांतिभोविभो ॥
नवनीरदनीरवर्जिताःपवनापीतसरित्सरोवराः ॥ १३ ॥
तृणमप्यवनौनविद्यतेक्षुधितास्ततपशवोऽखिलाअपि ॥
पशुपालरुदंतिरोदयंत्यपिसर्वान्सदयान्दयांबुधे ॥ १४ ॥
उदयन्निहनिर्मलांबरेजगदाल्हादकरोपिचंद्रमाः ॥
नवनीरदवर्षणंविनागलिताल्हादलवान्करोतिनः ॥ १५ ॥
पशुपालनपोषणाक्षमाअपिराजानइहाधुनाविभो ॥
सधनागृहिणोऽधिकारिणोप्यधनानांतुकथैवकानृणाम् ॥ १६ ॥
पशुपालनपोषणप्रथापशुपालेश्वरदूरतःकथा ॥
जननीजनकौनबालकंभगवन्पालयितुंनिजंक्षमौ ॥ १७ ॥
पथिबालकमौरसंनिजंगलदस्राकुललोललोचनम् ॥
गलदश्रुजलौविमुच्यहाकुरुतोलोकभयात्पलायनम् ॥ १८ ॥
जननीजनकौचहानिजावपिवृद्धौतनयानयाश्रयाः ॥
अपिपोषयितुंनशक्नुवन्त्यधुनाध्वस्तसमस्तसाधनाः ॥ १९ ॥
करुणाकरशंकरप्रभोतवविश्वम्भरविश्वमीदृशीम् ॥
स्थितिमेतिविनांबुवर्षणंकृपयातत्कुरुवृष्टिमुत्तमाम् ॥ २० ॥
जगदीश्वरहेजगत्पितर्हरविश्वंभरविश्वपालक ॥
हृदयेकुरुतेदयोदयंनकथंतेजगतस्त्वियंदशा ॥ २१ ॥
करुणाकरतावकाअपिनहिलोकाइहसंकटंत्विदं ॥
क्षणमप्यनुसर्तुमीश्वराःकृपयातत्कुरुवृष्टिमुत्तमाम् ॥ २२ ॥
अथवाकिमनल्पजल्पनैःशिवहेसर्वविदांशिरोमणेः ॥
पुरतस्तवबालचापलंममतुक्षंतुमिहत्वमर्हसि ॥ २३ ॥
जगदीश्वरतामनन्यगांशिवविश्वभरतांतथात्मनः ॥
सहजामपिचाशुतोषतांप्रणतार्तिप्रियतांचनिस्तुलाम् ॥ २४ ॥
प्रसमीक्ष्ययदेवतेभवेदुचितंतत्करुणानिधेकुरु ॥
जगतांजनकस्यतेजगज्जनचिंतातुसदैववर्तते ॥ २५ ॥
नतथापिममातिबाल्यतःस्थिरतामेतिमतिस्ततोमुहुः ॥
प्रणतोऽर्थयईश्वरेश्वरंप्रणतप्रार्थितपूरकंप्रभो ॥ २६ ॥ (अपूर्ण)

---

હે ત્રિલો! સૂર્યના તાપથી તપેલી, નવા મેઘના નીર વિનાની અને પવન થી જેના સરિત સરોવર સૂકાઈ ગયા છે એવી દિશાઓ શૂન્ય જેવી લાગે છે ૧૩

હે દયાસુધે! ખવા પશુઓ ક્ષુધાર્ત છે છતા વનમા તૃણમળતુ નથી, તેથી પશુ પાલક (ગોવાળ, ભરવાડ ઇત્યાદિ) રૂવે છે, અને સર્વ સદય જનોને ગેવરાવે છે–૧૪–

નિર્મળ અભ્રમા ઉદય થતો ચદ્રમા જોકે આહલાદ કરનાર છે તથાપિ નવા મેઘના વર્ષણ વિના તે અમોને આહલાદ વિનાના કરે છે–૧૫–

હે વિભો! આ લોકમા હમણા રાજાઓ, સધન ગૃહસ્થો અને અધિ કારીઓ પણ પશુનુ પાલનપોષણ કરવામા અસમર્થ છે, ત્યારે નિર્ધન મનુષ્યની શુ વાત કરવી?–૧૬–

હે પશુના પાલક ઈશ્વર! પશુનુ પાલન પોષણ કરવાની પ્રથાની કથા દૂર રહી, પણ હે ભગવન્! માતાપિતા પોતાના બાલકનુ પણ પાલન કરવાને સમર્થ નથી–૧૭–

ગળતા આસુથી આકુળ લોચનવાળા પોતાના ઔરસ બાળકને રસ્તામા છોડી દઈને, અશ્રુપાત કરતા કરતા તેના માતાપિતા લોકભયથી પલાયન કરી જાય છે–૧૮–

જેના સમસ્ત સાધન ધ્વસ્ત થયેલા છે એવા સત્પુત્રો, પોતાના આશ્રય કરી રહેલા પોતાના વૃદ્ધ માતાપિતાનુ પણ પોષણ કરવાને શક્તિવાન નથી ૧૯

હે કરૂણાકર શકર! હે વિશ્વભર! તમારૂ વિશ્વ અબુવર્ષણ વિના આવી દશાને પામે છે, માટે કૃપાકરી ઉત્તમ વૃષ્ટિ કરો ૨૦

જગદીશ્વર હે જગત્પતિ, હર વિશ્વભર સર્વના પતિ, હૃદયે કરશો નહિ દયા, શુ થશે આ જગની તહીં દશા–૨૧–

હે કરૂણાકર! તમારા લોકો આ સકટને એક ક્ષણ પણ અનુસરવાને સમર્થ નથી માટે કૃપાકરી ઉત્તમ વૃષ્ટિ કરો–૨૨–

હે શિવજી! મારા બહુ બોલવાથી શુ ફાયદો છે? સર્વજ્ઞ શિરોમણિ રૂપ તમારી આગળ બતાવેલુ બાળ ચાપલ્ય ક્ષમા કરવા આપ યોગ્ય છે ૨૩

હે શિવ! બીજાને પ્રાપ્ત નહિ થએલી એવી જગદીશ્વરતા, તેમજ તમારી વિશ્વભરતા, સહજ આશુતોષતા (જલદી પ્રસન્ન થવાપણુ) અને પ્રણત જનો પ્રત્યે અતુલ્ય પ્રેમ એ સઘળુ જોઇને, હે કરૂણાનિધે! જે આપને ઉચિત હોય તે કરો, તમે જગતના જનક છો માટે જગતના જનની ચિતા સદૈવ તમને હોય છે ૨૪–૨૫

તથાપિ બાલપણને લીધે મારી મતિ સ્થિરતા પામતી નથી' તેથી, પ્રણય સહિત ઈશ્વરના પણ ઈશ્વર અને પ્રણતની પ્રાર્થના પૂરવાવાળા પ્રભુની હુ વાર વાર વિનય પુર સર પ્રાર્થના કરૂ છુ ૨૬ (અપૂર્ણ)

---

# श्री द्वारिकां शारदापीठाधिश्वर जगद्गुरु श्री शंकराचार्य राजराजेश्वर शंकराश्रम स्वामिश્રીનું સમાધિસ્થ થવું.

જે સમયમાં પાશ્ચિમાત્ય કેળવણીથી તીક્ષ્ણ થએલી બુદ્ધિવાળા આર્ય તનુજોને, તે તરફનો સુધારો પોતાની પ્રભાથી લોભાવી નાસ્તિકતા તરફ ધસડવા મંડયો છે, જે સમયે વિદ્વાન ગણાતા લોકો પણ પરધર્મના ઢોંગથી ફસાઈ જાય છે, જે વખતે વર્ણવ્યવસ્થા અને પુનર્વિવાહ આદિક વિષયો ચર્ચાના વિષય થઇ પડયા છે, તેવા સમયમાં તે સઘળી બાબતોનું યથાશાસ્ત્ર અને યુક્તિ પુરઃસર સમાધાન કરી શકે એવા આચાર્યરત્ન પરલોકવાસી થવાથી ક્યા ધાર્મિક ગણાતા આર્યને અત્યંત ખેદ નહિ થાય ?

લખવાને ખેદ થાય છે કે કાઠીયાવાડમાં આવેલાં શ્રી દ્વારિકાંના પવિત્ર ધામમાં શારદામઠના અધિષ્ઠાતા રાજરાજેશ્વર શંકરાશ્રમસ્વામિ શ્રી જગદ્ગુરુ શંકરાચાર્ય મુંબઇમાં અષાઢ શુદિમાં સમાધિસ્થ થયા. તેઓ બધા શાસ્ત્રમાં નિપુણ હતા. ન્યાયના તો તેઓ પ્રખર વિદ્વાન હતા. ષટ્દર્શનના તેઓ જ્ઞાતા હતા. તેમજ ઈંગ્રેજી તથા ફારસી પણ જાણતા. તેમની પ્રકૃતિ ઉગ્ર હોવાથી તેમને દ્વારકાંમાં રહેવું રૂચ્યું નહિં, તેથી તેઓ છ સાત વર્ષ થયા ઉત્તર હિંદુસ્તાનમાં જાત્રાએ નિકળ્યા હતા. જે જે સ્થળે તેઓ જતા ત્યાં પોતાની વક્તૃતાથી શ્રોતા જનને છક કરી નાખતા હતા. અમને જણાવવામાં આવ્યું છે કે "આપણા ઐહિક ઉદય માટે જળસ્થળ પ્રવાસની હરકત નથી અને જે છે તે પ્રાયશ્ચિત્તથી દૂર કરી શકાય છે" તે બાબત પ્રતિપાદન કરનારો "પર્યટન મીમાંસા" નામનો ગ્રંથ તેમણે લખેલો છે–ધર્મના આચાર્યો કેવા વિદ્યાસંપન્ન અને શુદ્ધ આચરણવાળા જોઇએ એ જાણવા માટે તો તેઓ એક આદર્શરૂપ હતા. ભારત ભૂમિમાં હાલમાં તેવા મહાત્માઓની જરૂર છે. એમનો અમર આત્મા શાંતિમય પરમાત્માં લીન થએલછે, કેમકે ब्रह्मवित् ब्रह्मैवभवति.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૮ મુ ] ભાદ્રપદ, સંવત્ ૧૯૫૬ [ અંક ૧૧ મો

## ॥ यतो धर्मस्ततो जय ॥

### करुणामृतनी वृष्टि



( वसततिलका ।

लीली करी वरशीने अवनी रुपाळी
चिंता समग्र जननी जगनाथ टाळी
लज्जा जती अमतणी प्रभु राखी वाळी
दीनोतणी दु:ख दशा नजरे निहाळी—१

लाखो जनावर अने जन मोत पाम्या
वेपारी चाम कणना बहु वित्त काम्या
आपाद सर्व जनने अतीशेज थाम्या
संताप आप वरशी सघळा शमाव्या—२

उल्लासथी अवनीमा सघळा फरे छे
सारं थयु,सुख थयु दु:ख ग्यु वदे छे
आनदथी अतिदया तुजनी गणे छे
"हे विश्वतात ! तुजवाळ वच्या" वदे छे—३

दृष्टि घणी सतत वर्षा नदी छलावी
नाळा सरोवर भरी तरुओ फलावी
रेडी नवु जीवन जतु वधा भळावी
दीधा पयोधरकने प्रभुता कळावी—४

न्होती हवे कइ प्रभु वचवानी वारी
सा प्रेमवृष्टि, परमात्म ! करी सुकारी
तापे तपेल करुणाकर ! भूमि ठारी
छे आशरो तम तणो सहुने मुरारि—५

## ॥ મેઘમાટે પ્રભુપ્રાર્થના ॥

( અનુસંધાન ગયા અંકને પાને ૨૩૮ થી.)

तृणधान्यमहर्घतामहापिशिताशन्यनुवासरंनृणाम् ॥
रुधिरंपिवतीहनिर्दयाकृपयातामपसारयप्रभो ॥ २७ ॥
परिपूरयवारिभिर्विभोशिवसर्वाःसरितःसरांसिच ॥
दिशिदिश्यखिलामिमांमहींकुरुपूर्णांशुभसस्यसंपदा ॥ २८ ॥
नघनापिघनावनावलिःकरुणादृष्टिसुवृष्टिमंतरा ॥
तवपोषयितुंक्षमाजगत्ततएवात्रविधेहितांद्रुतम् ॥ २९ ॥
करुणायनईश्वरेश्वरोऽखिलविश्वंभरएवसत्वरम् ॥
इहवर्षतुजीवनंजगज्जनजीवातुकमिंदुशेखरः ॥ ३० ॥
अतिनीलरुचंतडिल्लतांवरमुर्वीतलजीवनप्रदम् ॥
शिवदर्शयितासिनःकदाहृदयेव्योम्निरमेश्वरांबुदम् ॥ ३१ ॥
कृकदानवनीरदावलिर्नयनानंदकरीहरिष्यति ॥
जगतामतितापसंततिंविततामूर्तिरिवेंदिरापतेः ॥ ३२ ॥
भगवन्करुणामृतांबुधेकरुणादृष्टिपरंपरांपरां ॥
स्वजनेषुविधायसत्वरंशिवशंभोकुरुदृष्टिमुत्तमां ॥ ३३ ॥
घनदृष्टिवियोगविह्वलास्तरवोमीभगवंतमीश्वरं ॥
प्रणमंतिसुजीवनाप्तयेकृपयातत्कुरुदृष्टिमुत्तमां ॥ ३४ ॥
पशवःपशुपालतोवकाःसकलाव्याकुलितासवःक्षितौ ॥
प्ररुदंतिविनांबुवर्षणंकृपयातत्कुरुदृष्टिमुत्तमां ॥ ३५ ॥
परिपूरयदुःखहारिभिर्जगदानंदकरैश्ववारिभिः
करुणामृतनीरदप्रभोनवसस्यैश्ववसुंधरामिमां ॥ ३६ ॥
नवनीरदनंदनंदनचपलाचंचलचैलशालिनं ॥
कृपयार्प्यशिखावलानिवप्रणतान्नर्तयितासिनःकदा ॥३७॥
नाथनाथकरुणामृतपाथोनाथपाथइहपूरयपूर्णम् ॥
येनभक्तजनवत्सलभूयात्सस्यसंपदतुलाभुवितूर्णम् ॥ ३८ ॥
शिवशिवशिवशंभोतावकीनाप्रजेयंजलधरजलदृष्टेरस्रभावा-
दकाले ॥ उपरतिमुपयातित्याशुसंचित्यचित्तेकुरुकुरुकरुणा-
र्ध्येसस्यसाष्टिंसुवृष्टिम् ॥ ३९ ॥

## ભાષાંતર

( ગયા અંકને પાને ૨૩૯ થી ચાલુ )

હે પ્રભુ ! તૃણધાન્યની મહર્ઘતા ( મોઘાપણુ ) મહારાક્ષસીની પેઠે દરરોજ નિર્દય થઇ મનુષ્યનુ રૂધિર પીએછે તેને કૃપા કરી દૂર કરો, હે શિવ હે વિભો ! સર્વ નદી તળાવોને પાણીથી પૂર્ણ કરો, અને દરેક દિશામા અખિલ પૃથ્વીને શુભ ધાન્યની સંપત્તીથીશોભિતી કરો–૨૭–૨૮–

તમારી કરૂણાદૃષ્ટિની સુવૃષ્ટિ વિના ઘાટા વાદળાની ઘણી હારો પણ જગતનુ પોષણ કરવાને સમર્થ નથી, તેટના માટે તેવી દયાદૃષ્ટિની જલદીથી વૃષ્ટિ કરો ૨૯

હે કરૂણાઘન, હે ઈશ્વરનાઈશ્વર, હે અખિલ વિશ્વભર ! હે ચંદ્રશેખર જલદીથી જગજ્જનને જીવાડનારૂ જલ વર્ષો–૩૦–

હે પરમેશ્વર ! અતિ નીવ કાંતિવાળુ અને વીજલીરૂપી લતા યુક્ત આકાશમાથી ખરતુ, પૃથ્વી તળને જીવન આપનારૂ જલ અમને કયારે આકાશમા દેખાડશો ?–૩૧–

જગતના નયનને આનંદકારી નવી મેઘમાલા, લક્ષ્મીપતિની વિસ્તાર વાલી મૂર્તિની પેઠે, જગતના અતિતાપના સમૂહને કયા અને ક્યારે હરશે? ૩૨

હે ભગવાન કરૂણામૃતના સાગર ! તમારા સ્વજન ઉપર અતિ કરૂણા દૃષ્ટિ કરીને, શિવ શંભો ! ઉત્તમ વૃષ્ટિ કરો–૩૩–

ઘાટી વૃષ્ટિના વિરહથી વિહ્વલયએવા આ તરૂવરો સુજીવન (રૂડુ જીવન જળ)ની પ્રાપ્તિમાટે ભગવાન્ ઈશ્વરને નમે છે, માટે કૃપા કરી ઉત્તમ વૃષ્ટિ કરો–૩૪

હે પશુપાલ ! વ્યાકુલ પ્રાણવાળા તમારા સઘળા પશુઓ જળવૃષ્ટિવિના પૃથ્વીમા રૂદન કરે છે માટે દયા કરી ઉત્તમ વૃષ્ટિ કરો–૩૫–

હે કરૂણામૃતના મેઘ રૂપ પ્રભો ! દુખ હરનારા અને આનંદ કરનારા જળથી આ જગત્ અને વસુધરાને પરિપૂર્ણ કરો–૩૬–

ચપલાના ચચલ વસ્ત્રવાળા નવા મેઘનંદનને કૃપાથી આપીને પ્રણત જે અમે તેઓને મયુરની પેઠે ક્યારે નચાવશો ?–૩૭–

હે નાથ, હે કરૂણામૃતના સિંધુ ! આ જગત્ જળથી પૂર્ણ કરો, હે ભક્તવત્સલ ! જેથા કરી પૃથ્વીમા જલદી અતુલ ધાન્યની સંપત્ થાય ૩૮

( માલિની )

શિવ શિવ શિવ શંભો આપની આ પ્રજાજે
જલવજ્જલ વૃષ્ટિના અભાવે અકાને,
ઉપરતિ જઈ પામે તે વિચારી સુચિત્તે
કરકર કરૂણાબ્ધે ધાન્ય સૃષ્ટિ સુવૃષ્ટે–૩૯–

स्मरहरहरशंभोधान्यहानातिदनाविविधदृजिनलनातावकीनाप्रजेयम् ॥ प्रतिपथमनुरथ्यंयाचतेऽन्नंकदर्य्यान्कुरुकुरुकुरुवृष्टिंतत्कृपातःकृपालो ॥ ४० ॥
दीनान्दीनदयानिधेकुकृतिभिःपीनान्विहीनान्गुणैर्लीनांस्त्वचरणांबुजेपशुपतेत्वंतावकीनान्प्रभो ॥ अस्मान्धान्यघनांब्वभावविगलत्धैर्यान्विलोक्यद्रुतंनीरैःपूरयमेदिनीनवघनैःसस्यैश्चसर्वादिशः ॥ ४१ ॥
शिवशिवशिवमासोप्यद्यपूर्णस्त्वदीयोनहिजलधरवृष्टिर्दृष्टिसंतुष्टिदानः ॥ समभवदिहभद्रेभाद्रमासेतिभद्राकुरुकुरुकुरुवृष्टिंदीनबंधोदयाब्धे ॥ ४२ ॥
प्रतिपथमतिदीनान्दुःखलीनानपीनानशनवसनहीनान्वीक्ष्यलोकान्सशोकान् ॥ अशरणशरणस्त्वंविश्वविश्वंभरश्चेत्कुरुकुरुकुरु. ॥ ४३ ॥
पशुपतिपशवोमीसर्वएवेतिलोकेविदितमिहपशूनांपालकश्चत्वमेव ॥ सपदिपशुपतेतत्पातुमेतांस्त्वदीयान्कुरुकुरु० ॥ ४४ ॥
नयनजलमुचोमूनस्थिमात्रावशेषानतिखरखलदशोपद्रुतांश्चानुवेलम् ॥ कुरुकुरुकुरुवृष्टिजातनिस्रोपवासान्पशुपतवपशूंस्तान्निर्वसूश्चापिपातुम् ॥ ४५ ॥
क्षुभितमिदमशेषंविश्वबंधोऽद्यविश्वंपशुपतवपशूनांजीवनाशोपिनष्टा ॥ दिशिदिशितवगावः साधवश्चार्तिमग्नाः कुरुकुरुकुरुवृष्टिंदीनबंधोदयाब्धे ॥ ४६ ॥
कमपरमुपयामः पार्वतिप्राणबंधोऽशरणशरणमीशंत्वांविहायाशुतोषं ॥ पशवइवपशूनांपालकंविश्वबंधुंप्रणतजनदयाब्धिदुष्टदुष्कालतप्ताः ॥ ४७ ॥
नवघनइवशंभोत्वंकृपादृष्टिवृष्टिंपरितइहविधायप्रेमपीयूषपूर्णः ॥ सुखयसुखयविश्वंविश्वनाथत्वदीयंनिजशिशुमिवमाताऽनल्पवात्सल्यपूर्णा ॥ ४८ ॥
शिवशिवशिवकिंवात्वांशिवावासमेकंशिवकरमखिलानांजंगमस्थावराणां ॥ कुरुकुरुशिवमेवंप्रार्थयामोत्रमूढाः स्वयमखिलशिवायैवास्यहोजागरूकः ॥ ४९ ॥

સ્મરહર હરશો ધાન્ય હીનાતિદીના
વિવિધ વૃજીન લીના આપની છે પ્રજા આ,
પ્રતિપથ પ્રતિશેરી ભીખતી અન્ન માટે
કરકર શુભવૃષ્ટિ તુ દયાથી તે સારે—૪૦—

હે દીન જનના દયાનિધિ પ્રભો ! દીન, કુકર્મથી મસ્ત, ગુણ વિહીન એવી તમારી પ્રજા અમે તમારા ચરણ કમલની શરણે છીએ, અને ધન ધાન્ય અને જળના અભાવથી અમારુ ધૈર્ય ધસી પડ્યુ છે, તેવાને જોઈને જળથી અને નવનવા ધાન્યથી જલદીથી મેદિની અને સર્વ દિશાઓને પૂરો—૪૧—

હે શિવ ! શિવમાસ ( શ્રાવણ ) આજે પુરો થયો, દૃષ્ટિને સતોષ આપનાર જલધરની વૃષ્ટિ થઈ નહિ હવે હે દીનબધો હે દયા સાગર ! આ ભદ્ર ભાદ્રપદ માસમા આ જગતમા કલ્યાણકારક વૃષ્ટિ કરો—૪૨—

હે વિશ્વભર ! જો તમે અશરણના શરણ હો તો, પ્રતિપથે અતિદીન, દુ ખલીન, કૃશ, અશનવસ્ત્રહીન અને સશોક લોકોને જોઈને, હે દીનબધુ દયાળુ ઉત્તમ વૃષ્ટિ કરો—૪૩—

હે પશુપતિ ! તમે પશુના પાલક છો એમ આ લોકના સર્વ પશુઓ જાણે છે, માટે તમારા દીન પશુનુ રક્ષણ કરવા માટે હે પશુપતે ! હે દીન બધો દયાળુ ! ઉત્તમ વૃષ્ટિ કરો—૪૪

નયનમાથી અશ્રુધારા પાડનારા, અસ્થિ માત્ર શરીરવાળા, વારવાર નીચ ખલ પુરૂષથી ઉપદ્રવ પામેલા, હમેશા ઉપવાસ ક્ષામ થએલા એવા તમારા પશુને અને નિર્વસુ ( નિર્ધન ) જનને રક્ષવા માટે હે પશુપતિ ! વૃષ્ટિ કરો—૪૫—

હે વિશ્વબધુ ! આજે અશેષ વિશ્વ ક્ષોભ પામેલુ છે, હે પશુપાલક ! તમારા પશુની જીવન આશા નાશ પામી છે, દરેક દિશામા તમારો ગાયો અને સાધુ પુરૂષો પીડામગ્ન થયા છે, હે દીનબધો દયાસાગર ! વૃષ્ટિ કરો, વૃષ્ટિ કરો ૪૬

હે પાર્વતીપતિ ! તમે જે આશુતોષ, પશુપાલક, વિશ્વબધુ, પ્રણતજન પ્રત્યે દયાના સાગર, એવા જે ઈશ્વર છો તેને છોડીને પશુની પેઠે દુષ્કાળથી તપેલા અમે બીજા કોની શરણે જઈએ ? ૪૭

હે શભો ! નવધનની પેઠે પ્રેમપીયૂષપૂર્ણ તમારી કૃપાદૃષ્ટિની ચારે તરફ વૃષ્ટિ કરીને, ઘણા વાત્સલ્યથી પૂર્ણ માતા જેમ પોતાના શિશુને સુખ આપે છે તેમ હે વિશ્વનાથ ! તમારા વિશ્વને સુખ આપો, સુખ આપો ૪૮

હે શિવ ! પાર્વતી સહિત તમે કે જે અખિલ સ્થાવર જગમના કલ્યાણ કારક છો તેને ઉપર પ્રમાણે પ્રાર્થના કરીએ છીએ કે અખિલ વિશ્વના કલ્યાણ માટે તમો જાગ્રત થાઓ ૪૯

शिवदशिवदयादृग्वृष्टिरेवाखिलानामखिलहृदयतापान्-
हंतुमेषाससपापान् ॥ सुखमनवधिकर्तुंचास्यहोजागरूकाज-
गतिमकलशांतिंचातुलांसंविधातुम् ॥ ५० ॥

ययालोकेलोकेश्वरपदमितारंकशिशवोययाखंतंमूढाअपि-
सुरगुरोः साम्यमगमन् ॥ ययाविश्वंशांतिंभजतिपरमांसां-
वशिवतांकृपादृष्टिंवृष्टिंवितरवितरात्राप्यविरतम् ॥ ५१ ॥

विश्वेशहेभाद्रपदोपिमासः सर्वोप्यतीतोंबुदविंदुहीनः ॥
अयश्वएताप्ययवापरश्वोप्येवंघनाशातुरचेतसांनः ॥ ५२ ॥

अत्राश्विनेमास्यपिदीनबंधोदयानिधेशंकरचंद्रमौले ॥
कुरुष्ववृष्टिंशुभसस्यसृष्टिंविश्वेशविश्वंभरविश्वपुष्ट्यै ॥ ५३ ॥

विश्वेशविश्वेश्वरतांस्वकीयामनन्यगांवीक्ष्यनिजंतुविश्वं ॥
संरक्षणीयंदययात्वयेदंततःकुरुष्वत्वरयात्रवृष्टिम् ॥ ५४ ॥

विश्वंभरत्वंभरतावकीनं विश्वंदयादृष्टिसुधाभिवृष्ट्या ॥
दयासुधांभोधरकस्त्वदन्यःश्रेयस्करस्तापहरश्चलोके ॥ ५५ ॥

कृपानिधेनैवनृपान्नृपालाधिकारिणोवाधनिनोगृहस्थाः ॥
क्षमाः क्षणंपातुमिमानक्षुधार्तान् पशुतदेनान्पशुपालपाहि ॥५६॥

भूदेवभूदेवगवांसतांचरक्षातुलक्षाधिकवारमादौ ॥
कृतात्वयादेवदयामयात्मन्तथाधुनापीश्वरपाहिसर्वान् ॥ ५७ ॥

अंभोधरात्मानमनुक्षणंत्वांदृष्टुंदयांभोधरदृष्टयोनः ॥
आकाशएवाविरतविलीनादीनास्ततोदर्शयतत्स्वरूपम् ॥५८॥

दयामृतांभोधरदीनबंधो शंभोदयादृष्टिसुवृष्टिभिर्नः ॥
विश्वंचविश्वंभरपाहिपाहिश्रीशैलजावल्लभचंद्रमौले ॥ ५९ ॥

शांताश्चिताःसमस्ताःप्रलयमुपगताः पापसंतापसंघा आनं-
दाब्धौनिमग्नंजगदिदमतुलोत्साहमप्योदिशश्च ॥ वर्षसंत-
र्पणचणकरुणादृष्टिवृष्टिव्रजसंदीनानाथाधिनाथेत्वयिशिव
करुणांभोधरे निर्विरामम् ॥ ६० ॥

---

હે શુભદ શિવ ! સર્વના સપાપ અખિલ હૃદયતાપને હણવા માટે, અનવધિ સુખ આપવા માટે અને સકલ જગતને અતુલ શાંતિ દેવાને માટે જાગતી એવી આપની દયા દૃષ્ટિની વૃષ્ટિજ સમર્થ છે ૫૦

હે સાંબશિવ ! જેનાથી આ લોકમા રંકબાલકો લોકેશ્વરના પદને પામ્યા છે, જેનાથી મૂઢ પુરૂષો પણ સુરગુરૂની સામ્યતાને પામ્યા છે, જેનાથી વિશ્વ પર મશાંતિને પામે છે, તેવી આપની કૃપાદૃષ્ટિની વૃષ્ટિને અન સતત વિસ્તારો ૫૧

હે વિશ્વેશ ! અધુના એક પણ બિંદુ વિનાનો ભાદ્રપદ માસ પણ વ્યતીત થયો આજ કાલે યા પરમ દહાડે થશે એવી મેહની આશાથી અમારા ચિત્ત આતુર રહેછે ૫૨

હે દીનબંધુ, દયાનિધિ શંકર, ચંદ્રશેખર ! હે વિશ્વેશ વિશ્વંભર ! આ આસો માસમા વિશ્વની પુષ્ટિને માટે વૃષ્ટિ અને શુભ ધાન્યની સૃષ્ટિ કરો ૫૩

ઉપેન્દ્રવજા

વિશ્વેશ વિશ્વંભરતા તમારી, અનન્યગા જોઇ પ્રજા બિચારી,
યા કરી રક્ષણ યોગ્ય તે છે, કરો સુવૃષ્ટિ વિનતિ કરે છે ૫૪

હે વિશ્વંભર! તમારા વિશ્વને તમારી દયાદૃષ્ટિની સુધાવૃષ્ટિથી ભરી નાખો. હે દયાઅમૃતનામેઘ! આપવિના આ લોકમા શ્રેય કરનારો બીજો કોણ છે ? ૫૫

હે કૃપાનિધે! મનુષ્ય પાળનારા રાજાઓ, તેના અધિકારીઓ તેમજ ધનીક ગૃહસ્થો, આ ક્ષુધાર્ત પશુને પાળવા માટે સમર્થ નથી માટે તે પશુનુ પાલન કરો ૫૬

હે દયામયાત્મા ભૂદેવ ! તમે અગાઉ ઘણી વખત બ્રાહ્મણ, ગાયો અને સત્પુરૂષોનુ રક્ષણ કરેલુ છે, તેવીજ રીતે હે ઈશ્વર ! સર્વની રક્ષા કરો ૫૭

હે દયાભોધર ! આપનુ મેઘ રૂપ પ્રતિક્ષણ નીરખવા માટે અમારી દીન દૃષ્ટિ આકાશ તરફ કરીએ છીએ, માટે તે તમારા મેઘરૂપના દર્શન કરાવો ૫૮

હે દયામૃતના મેઘ, દીન બંધો, શંભુ, શૈલજાવલ્લભ, ચંદ્રમૌલિ, દયા દૃષ્ટિની સુવૃષ્ટિથી અમારૂ રક્ષણ કરો, રક્ષણ કરો ૫૯

તમે દીનાનાથ, અધિનાથ, કલ્યાણકારક, કરૂણાભોધર સતે (હોવાથી) અમારી સમસ્ત ચિંતાઓ શાંત થઈ, પાપસંતાપના સમૂહ પ્રલય પામ્યા, આ જગત્ આનંદ સાગરમા મગ્ન થયુ, અતુલ ઉત્સાહવાળી દિશાઓ થઈ, કારણ કે વિરામ વગર હમેશા અત્યંત હર્ષ દેવામા દક્ષ તમારી કરૂણા દૃષ્ટિની વૃષ્ટિ શરૂ થઈ ચૂકી ૬૦

ભટ્ટ મહેશ્વરના પુત્ર, શ્રી ચંદ્રશેખરના દાસ, ગુરુવર્ય હેમચંદ્રના ધર્મપુત્ર શાસ્ત્રી શંકરલાલ અને તેમના મિત્ર રા જટાશંકરની આ કૃતિ શ્રીશંકરના ચરણકમળમા પુષ્પાંજલી રૂપ થાઓ ૬૧

સં ૧૯૫૬ ના આસો માસની શુક્લ પંચમીને દહાડે આ શંભુની સ્તુતિ સંપૂર્ણ કરી

# सदुपदेश पंचशती.

## ( દોહરા )

( અનુસંધાન ગયા અંકના પાને ૨૨૨ થી. )

વિકાર જે છે જાતીનો તે નહિં નિર્મૂલ થાય
વિકાર કૃત્રિમ યત્નથી સહ્યે દૂર કરાય—૨૦—
પૂર્વતણાં પુણ્યો થકી અતિ જો સુકૃત થાય
તો કાળે કરી નીચથી ઉચ્ચપણુ નિરખાય—૨૧—
સુજ્ઞે અજ્ઞ સુધારવા ઉપદેશો દેવાય
પણ નિંદા નહિં તેમની દુઃખદ કદી કરાય—૨૨—
ધોળા બકને હંસનો શબ્દે ભેદ ગણાય
તેમ સુજ્ઞ ને અજ્ઞનો જ્ઞાને ભેદ કળાય—૨૩—
મધુર મોરના શબ્દ સૌ જેમ મનોહર થાય
મધુર વચનથી લોકનું તેમ હૃદય ખેંચાય—૨૪—
કઠોર શબ્દો કાકના કાને જેમ જણાય
કઠોર વચનો કલેશકર તેમ જનોને થાય—૨૫—
ઉપકારોનો જે જને બદલો નહિં અપાય
પ્રત્યુપકર્તા પશુ થકી પણ તે અધમ ગણાય—૨૬—
દૃષ્ટિ પ્રાપ્તપદાર્થનું ઘણું માન નહિં થાય
દૂર જવાથી તેમની ખરી ખોટ દેખાય—૨૭—
જ્ઞાન અવસ્થા જન્ય જે તે તેથીજ પમાય
યથાર્થ અનુભવ વૃદ્ધનો યુવાનને નહિં થાય—૨૮—
સ્વાર્થી જન પરને નડે જેમહૃદયમાં કલેશ
સ્વાર્થ નિશામાં મગ્ન તે દિલે ન સમજે લેશ—૨૯—
સંગયોગ્ય તે સંગથી સારો થતો જણાય
પણ ગર્દભ ગોસંગથી બળદ કેમ કરિ થાય—૩૦—
જે જેનો અધિકારી છે તે તે લેવા જાય
વિષ જંતુ જ્યમ વિષ ચહે દેવે સુધા ચહાય—૩૧
ઘટનાના યોગે કરી અયોગ્ય યોગ્યજ થાય
માટે સહુ ઉપયોગમાં સુજ્ઞે સદા ગ્રહાય—૩૨
સ્વભાવથી સુખ સર્વને ગર્વિત છે કરનાર
દુઃખ સ્વભાવે હઠ થકી દિસે ગર્વ હરનાર—૩૩

# विश्वावलोकन

( અનુસંધાન ગયા અકના પાના ૨૨૪ થી )

## ( ભૂલોક વર્ણન )

એવીરીતે સવિસ્તર સૂર્યનુ વર્ણન કરીને અને પરમાત્મા નારાયણમા દયાલુતાનો ગુણ પ્રતિપાદન કરીને, વિમાનમા ફરતા ફરતા જરા ઉત્તરમા જઈને નીચેના ભાગમા દૃષ્ટિ કરીને વિશ્વાવસુએ કહ્યુ –

હે સખે કૃશાનુ ! ધર્મ અર્થ કામ અને મોક્ષાએ ચારે પુરૂષાર્થના સાધનરૂપ કર્મના અનુષ્ઠાનના સ્થાનરૂપ આ ભૂલોકને નિરખો (બહુ માન સહિત)–

આ ભૂલોકમા વસતા પુરૂષો મન્ત્ર તન્ત્રના વિપર્યાસાદિ દોષ રહિત શુદ્ધ યજ્ઞો આરભે છે, અને તે યજ્ઞોમા સ્વાહા અને વષટ્ક્રિયા એવા ઉચ્ચારો મન્ત્રને અન્તે કરીને હવિ આપે છે તે અતિમધુર અમૃતતુલ્ય ભાગ ા ા સ્વર્ગવાસી દેવતાઓ સ્વીકારે છે વળી વેદમા નિપુણ, અર્થાત્ તેનુ અ ય્યન અને તદ્વિહિત કર્મના અનુષ્ઠાનમા આસક્ત એવા શુભ મનુષ્યો જેના અલકાર રૂપ છે અને વારાણસી, બદરિકાશ્રમ વગેરે દિવ્ય ક્ષેત્રો તેમજ ગગા યમુનાદિક સરિતા જેના પવિત્ર શરીર રૂપ છે, એવી આ દૃશ્યમાન દેવતા રૂપ પૃથ્વીને નમસ્કાર કરીએ

કૃશાનુ–હે સખે વિશ્વાવસુ !, તમે સ્વર્ગમા રહોછો ને છતા આ મધ્યમ લોક પૃથ્વીને નમસ્કાર કરવુ એ તમને યોગ્ય નથી કારણકે–

જન્મ મરણ, કુત્સિત માનસી ચિતા, જ્વરાદિક નાના પ્રકારની વ્યાધિઓ અને અશુભ કર્મના આચરણ વગેરેથી શોક દુ ખે પીડિત મનુષ્યો આ ભૂલોકમા વસે છે એટલુ જ નહિ પણ પૃથ્વીના રાજાઓ પણ અવિનયને અનુસરે છે, કેમકે પારકા દોષને શોધવામાજ તત્પર, નીચ, વૃથા અહકારયુક્ત એવા રાજાઓથી અધિક કર ગ્રહણદ્વારાએ જેનો નાશ શરૂ થયો છે એવી પૃથ્વીને માટે મૂર્ખ શિવાય સ્વર્ગમા રહેનો કયો ડાહ્યો પુરૂષ સ્પૃહા કરે ? કોઇપણ ન કરે વળી બીજુ પણ ભૂલોકનુ સ્વરૂપ કહુ તે સાભળો ઘણુ કરીને મનુષ્યોને તેમની બાલ્યાવસ્થામા અથવા યુવાનીમા અથવા વૃદ્ધાવસ્થામા યમ દૂતો પોતાના પાશમા બાધી લઈ જાય છે, અને તે રીતે તે બિચારા દુ ખ પામે છે –

"ભલેને મુવા પછી દુઃખ પામે પણ જીવતાં તો સુખી છે ના ?" એવી શંકા હે વિશ્વાવસુ ! તમારે કરવી નહિં, કેમકે ઉપર કહ્યા પ્રમાણે દુઃખભાગી માણસોને, અસંખ્ય વ્યાધિરૂપ વિપત્તિઓ છે તો તેમને જીવતાં સુખ શેનું હોય ? કંઈજ નથી વળી લોકપૂજ્ય એવી ગાયના પુત્ર બલદને ખૂબ ખેડ કરાવ્યા છતાં અને ભારના ગાડાં તણાવ્યા છતાં તૃણાદિકથી પુરતું પોષણ કયા ગામમાં અપાય છે ? કોઇપણ ગામમાં નહિં; એટલામાટે હે વિશ્વાવસુ ! સ્વર્ગમાં રહેવાવાળા સુકૃત પુરૂષોએ પાપીજનથી વસેલ આ ભૂલોકની પ્રશંસા ન કરવી જોઇએ.

વિશ્વાવસુ—હે સખે કૃશાનું ! તમારા કહેવા પ્રમાણે યત્કિંચિત્ અંશમાં દૂષણ છે, તથાપિ પૃથ્વીમાં ઉત્પન્ન થએલા મનુષ્યના જન્મને નિન્દો નહિં કારણ કે—

(સ્રગ્ધરા વૃત્ત)

રાવણને રોળનારા રઘુવર વળી જે ક્ષેમના આપનારા,
દેવોને સહાય દાતા દનુજ દબવવા તે વળી તાત તેના;
નર રૂપેથી શ્રીકૃષ્ણે ધરણીધર ધરી ઈંદ્રનો ગર્વ તોડયો,
કહો દેવો દાનવોમાં મનુષ્ય મદદવિણ શ્રેષ્ઠ થયો કોણ જોયો ?

કૃશાનુ—રામ અને કૃષ્ણ એ ઇશ્વર અવતાર હતા, તથા દશરથ એ રામના પિતા હતા, તેથી તેઓને વિશે શ્રેષ્ઠપણું ઘટે, કિંતુ બધાય તેવા નથી હોતા તે બાબતનું શું સમાધાન કરોછો ?

વિશ્વાવસુ—સાંભળો,આ પૃથ્વી ઉપર માંધાતા રાજા થઇ ગયા, તેણે સર્વ શત્રુઓને જીતી ચક્રવર્તી પદ પ્રાપ્ત કર્યું હતું અને યજ્ઞાદિ પુણ્યકર્મ કરીને પ્રભુને પ્રસન્ન કર્યા હતા. સગર રાજાએ સો અશ્વમેધ કર્યા હતા, તે સગર રાજાના સો પુત્રો અશ્વ ખોળવા જતાં કપિલદેવજીના ક્રોધથી બળીને ભસ્મ થઇ ગયા, તેઓનો ઉદ્ધાર કરવા માટે દેવનદી શ્રી ગંગાજીને તપથી પ્રસન્ન કરી ભૂલોકપર લઇ આવનાર રાજા ભગીરથ પણ આ પૃથ્વી ઉપર રાજ્ય કરી ગયા છે—તેમજ જ્યારે દેવ દાનવનો સંગ્રામ થયો તે વખતે ઈંદ્રની મદદ કરવા માટે પુરંજય રાજા ગયા હતા, અને ઈંદ્ર બળદ રૂપે થયો, તેની કાંઢ ઉપર બેસી દૈત્યોને તેણે હરાવ્યા, તે ઉપરથી તે કકુત્સ્થઃ (કાંઢપર બેસનાર) હજુ કહેવાય છે. તેવોજ રીતે દિલીપ રાજાના પુત્ર રઘુ થયા, તેણે વિશ્વજીત્ નામના યજ્ઞમાં પોતાનું સર્વસ્વ બ્રાહ્મણોને આપી દીધું

હતુ તેમજ રાજા પુરૂએ પોતાના પિતા યયાતિ રાજાને શુક્રાચાર્યના શ્રાપથી પ્રાપ્ત થએલી જરા અવસ્થા પોતે ગ્રહણ કરી, અને પોતાની યુવાવસ્થા પોતાના પિતાને અર્પણ કરેલી, તેપણ પૃથ્વી ઉપરજ થયા છે તેમજ ચદ્રવશી બુધના પુત્ર પુરૂરવા એટલા બધા સૌં દર્યવાન્ હતા કે તેના રૂપમા મોહ પામી અપ્સરા ઉર્વશી સ્વર્ગમાથી પૃથ્વીપર આવી હતી તેજ પુરૂરવાના પુત્ર નહુષ થયા, તેમણે ઇન્દ્રની બ્રહ્મહત્યાના દોષ પર્યન્ત સ્વર્ગનુ રાજ્ય કરેલુ છે મહાત્મા શિબિ રાજા પણ આ પૃથ્વીમા થયા, તેમણે હોલાનુ રક્ષણ કરવા માટે પોતાનુ માસ આપીને પણ સીચાણાથી હોલાની રક્ષા કરી હતી તેમજ પુણ્યાત્મારાજા રૂક્માગદ જે વિષ્ણુના પરમ ભક્ત હતા, તેમણે પોતાના સર્વ દેશમા એકાદશીનુ વ્રત પ્રવર્તાવ્યુ હતુ વૈદેહ રાજા જનક પોતે રાજ્ય કરતા છતા પણ દેહાદિ આસક્તિથી રહીત હતા, અને બ્રહ્મરૂપ શ્રી શુકદેવજીને પણ તેણે તત્વ ઉપદેશ કર્યો હતો, તેવીજરીતે હૈહય દેશના અધિપતિ સહસ્રાર્જુનને શ્રી દત્તના પ્રસાદથી હજાર હાથ અને શત્રુથકી અપરાજયપણુ પ્રાપ્ત થયુ હતુ એવી રીતે કેટલાક રાજા પરાક્રમથી, કેટલાક ભક્તિથી, કેટલાક પરોપકારથી, કેટલાક સ્વાર્થ ત્યાગથી, કેટલાક સૌંદર્યથી અને કેટલાક જ્ઞાનથી પ્રસિદ્ધ થઇ ગયા છે એવી સ્તુત્ય કીર્તિવાળા રાજાઓ શુ આ પૃથ્વી ઉપર નથી થઇ ગયા ? અરે એના હજારો મનુષ્યો પણ આ ભૂલોકપર થઈ ગયા છે

એવી રીતનુ વિશ્વાવસુનુ બોલવુ સાભળીને, એવા લોકો સત્યુગઆદિ પૂર્વ યુગોમા થઇ ગયા છે પણ હાલમા કલિયુગમા તેવા ચરિત્રવાળા પુરૂષો દેખાતા નથી, એમ વિચારી કૃશાનુ વદે છે કે—

(ઉપજાતિ)

ભલે જનો કોઈ ગુણેથી શોભતા,
પૃથ્વી તલે હોય યુગાન્તરોમા,
કલીયુગે તો ગુણ લેશહીના
સર્વે ઘણા દોષ ભરેલ દીઠા

વળી સાભળો—અતિશય કામદેવથી મલીન મનવાળા, અને ક્રોધ, વિષયેચ્છા, 'હુ શ્રેષ્ઠ, હુ ધની, હુજ પ્રભુ' ઈત્યાદિ વૃથા અહકાર, યુક્તા યુક્ત વિવેકથી રહિતપણુ, ઈત્યાદિ બાગનોના ઘરરૂપ, અને આ પાપી કલિ

યુગમાં પોતાના પ્રાક્તન પાપકર્મેથીજ જેની ઉત્પત્તિ થઇ છે એવા દુષ્ટ રાજાઓનું દર્શન કરવાથી પણ પાપ લાગે છે; તો તેની સાથે ભાષણ અને તેનો સ્પર્શ કરવાથી પાપ કેમ ન લાગે? એટલા માટે એવા લોકોથી વસેલી પૃથ્વીની પ્રશંસા ન કરવી જોઈએ.

વિશ્વાવસુ—તમે વર્ણવેલા દોષવાળાં કેટલાંક મનુષ્યો હશે, તથાપિ કલિકાલમાં ઉત્પન્ન થએલા સર્વે મનુષ્યો દૂષણ દેવા યોગ્ય નથી. કારણકે સર્વે કાળમાં કોઇ કોઇ સાધુ સજ્જન પાકેછે જ.

જુઓ, પાપથી પૂર્ણ, અને મદથી મત્ત થએલા પૃથ્વીપાલોની પ્રસન્નતા મેળવવામાટે આદર રહિત એવા, અને જેના હૃદયગૃહમાં કમલનયન વિષ્ણુ અથવા શિવજી સ્વેચ્છા વિહાર કરે છે એવા, ( એટલે સમ્યગ્ધ્યાનાદિ સાધનથી અન્તઃસ્થ પરમાત્મજ્ઞાન સંપન્ન અને તેથીજ રાજાની કૃપા મેળવવાને નિસ્પૃહી એવા ), અને વેદવિહિત કર્મનું અનુષ્ઠાન કરવાથી વેદમાર્ગનું રક્ષણ કરવામાટે જેનો જન્મ છે એવા, પુણ્યવાન શુદ્ધ અંતઃકરણવાળા સજ્જનો આ કલીયુગમાં કેટલા નથી દેખાતા? ઘણા દેખાય છે—અથવા મારા વચનમાં જો તમને વિશ્વાસ ન હોય તો જુદાં જુદાં પૂણ્ય ક્ષેત્રોમાં ગમન કરીને તે તે ક્ષેત્રોના ગુણોનું સમ્યગ્નિરીક્ષણ આપણ બન્ને કરીયે. અપૂર્ણ.

---

## દિવ્યસ્વપ્ન.

( યોજનાર, ઝવેરી, મોરબી. )

બેસતા હાલારી નવા વર્ષને દિવસે, મિત્ર મંડળ સહ, આનંદસરિતામાં સ્નાન કર્યા પછી, રાત્રિને સમયે હું મનની અવ્યવસ્થાનો ભોગ થઇ પડયો. વિચિત્ર વિચારોએ મનમાં ધાંધલ મચાવ્યું. જીવનનો પ્રવાહ ભવિષ્યમાં કયાં પડશે તે હજુ સુધી અનિર્ણિત હોવાથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનના અનેક વિચારો એક પછી એક આવતા ગયા. આશરે અર્ધોએક કલાક પછી કાંઈક નિરાંત વળી અને ચક્ષુઓ ઘેરાવા લાગી.

જે જે બાબતો આપણા મનોમંદિરમાં સર્વદા વિશેષ જગ્યા રોકતી હોય, તેજ બાબતોનું ભવિષ્ય સ્વપ્ન રૂપે આપણને ઘણી વખત દૃષ્ટીગોચર થાય છે. મારી બાબતમાં અક્ષરશઃ તેમજ ઘણીવાર બનેલું છે.

પૂર્વોક્ત સ્થીતિમા મને એક દિવ્ય સ્વપ્ન આવ્યુ સ્વપ્નમા મને માલુમ પડયુ કે–શેહેરના બહારના ભાગમા હુ એકલે ફરવા નિકળી પડયો છુ મધ્યરાત્રિની શાન્તિ પ્રસરી રહીછે સર્વત્ર ગાઢ સુષુપ્તિનુ સામ્રાજ્ય વર્તી રહ્યુ છે ભવ્ય તારાગણની ઝાખી પ્રભા સિવાય પ્રકાશનુ અન્ય સાધન દૃષ્ટિ ગોચર થતુ નથી સર્વત્ર સ્થિરતા પ્રદર્શિત થાય છે આવી સ્થીતિમા હુ તો શેહેરથી દૂરને દૂર જતોજ ગયો વધારે દૂર જતા અધકારનો અનુસગી, ભય, મારા તરફ હુમલો કરવા કોશેષ કરવા લાગ્યો, પરતુ હિમ્મતનુ હથિઆર ગ્રહી હુ આગળને આગળ ચાલતો ગયો

ચાલતા ચાલતા એકાએક એક સુદર શણગારેલો મહેલ મારી નજરે પડયો હુ ગભરાયો, આખો ચોળી સાફ કરી, તે મહેલ બરોબર તપાસી જોવા લાગ્યો બહારથી તેને વિવિધ વિચિત્ર, આખને પ્રિય થઇ પડે એવા રગોથી રગીને તેની શોભામા વૃદ્ધિ કરવામા આવી હતી કઠેરા અને ઝરૂખાની શિલ્પ કળાથી, અને ભપકાબધ રોશનીથી, તેનો બાહ્ય દેખાવ બહુજ મોહક અને આકર્ષક હતો આ મહેલમા દાખલ થઈ તેના માલેકને મળવાની મને ઇચ્છા થઈ હુ તે મહેલના દ્વાર પાસે પહોચ્યો અદર પ્રવેશ કર્યો પેહેલા આસપાસ નજર કરી તો દ્વારપર એક પાટીઉ મારેલુ જણાયુ તેમા મોટા સોનેરી અક્ષરોથી " विनोदाश्रम " એમ કોતરેલુ હતુ આ ઉપરથી આ કોનો આશ્રમ છે તે મે જાણ્યુ ઠઠ્ઠામશ્કરી મિશ્રિત હાસ્ય વિનોદના બહાર આવતા અવાજો તે આશ્રમની વિશેષ ઓળખાણ આપતા હતા

મે હજુ દ્વારમા દાખલ થવાના પ્રથમ પગથીઆપર પગ દીધો કે તરતજ દ્વારથી થોડે દૂર એક મખમલના કોચપર એક જુવાન સ્ત્રીને હાથમા વિણા લઈ બેઠેલી જોઈ તેના મુખદ્વારા "વિનોદ, મોજમજા અને આનદ"ના ઉદ્ગારો બહાર નીકળતા મે શ્રવણ કર્યા

હુ ચમક્યો, અચકાયો, ચડેલ પગથીઉ નીચે ઉતરી વિચાર સાગરમા ગોથા ખાતો ઉભો રહ્યો થોડીવારે મે એક મનુષ્યને તે રસ્તાપરથી જતો જોયો તે મનુષ્યે સાદા પણ સ્વચ્છ કપડા પેહેરેલા હતા

શકાના સમાધાનાર્થે મે તે મનુષ્યને વિનતિ કરી ખુલાસો માગ્યો " હે ! પુજ્ય મુરબ્બીશ્રીજી આ આશ્રમ કોનો છે ' અને આ જુવાન સ્ત્રી કોણ છે ? તે જરા સમજાવશો તો આભાર માનીશ અમને માટે ક્ષમા કરશોજી "

તે પુરૂષે કૃપા કરીને તેના સંબંધમાં નીચે પ્રમાણે મારી પાસે ખુલાસો કીધો " વત્સ ! તું હજુ તેમાં દાખલ નથી થયો એટલો ભાગ્યશાળી છુ. આ મહેલનું નામ **વિનોદાશ્રમ** છે, અને તેની માલેક વિનોદગૌરી છે, જે અત્યારે કોચ ઉપર બેસી મોહક વસ્ત્રાભૂષણથી, તેના આશ્રમના દ્વાર પાસેથી જતા આવતા લોકોને પોતાના આશ્રમમાં આવવા લલચાવે છે. પરંતુ તેથી તું ફસાતો નહિં: સાવચેતી રાખજે ! જો ફસાયો તો તે તને જીવનના ભોગ વિલાસ એશઆરામનો સ્વાદ ચાખવા લલચાવશે, અને તેજ સમયે તારા મનમાં એવો અભિપ્રાય ઠસાવી દેશે કે " આ આશ્રમ સિવાય કોઇ અન્ય સ્થળે તું સુખ મેળવી શકવા સમર્થ થઇશજ નહિ, " પરંતુ તેણીના લટકા મટકા મિશ્રત આવા વાક્યોથી તું લોભાતો નહિ. જો તું લોભાયો તો પોતાના મધુર સ્વરે ગાયનથી તે તને પાણી પાણી કરી નાંખશે, અને તારાપર ફીદા થઈ જવાના સર્વ ફારસો ભજવી બતાવશે અને છેવટ નિરંકુશપણે નિર્લજ થઇને તારા તરફ અયોગ્ય વર્તણુક ચલાવશે. તેણીએ મોહક વસ્ત્રાભૂષણ પેહેરેલાં છે, પણ તેના શરીરમાં ચેપી રોગ ભરેલો છે, તેનો સંગ કરવાથી તને પણ ચેપ લાગશે. તેના દેખાતા વસ્ત્રભૂષણથી તુ લલચાતો નહિ. આ તેણીનું મકાન પણ બહારથી જ કઠેરા અને ઝરૂખા કાઢીને શોભાયમાન કરેલું છે અંદર જઈને તપાસ કરીશ તો તને જણાશે કે માટી અને ઈંટોથીજ તે ચણેલું છે. આ આશ્રમ તથા તેની માલેક બાહ્ય દૃષ્ટિથીજ મોહક છે પણ તેનું સર્વ સ્વ તપાસતાં તે છેટેથીજ પ્રણામ કરવા લાયક છે. અજ્ઞાન મનના અસ્થીર મનુષ્યોજ માત્ર આ આશ્રમમાં આવી વિનોદગૌરીમાં આસકત થઈ જાય છે.

વળી–વિનોદગૌરીની સખી મૂર્ખતા તને લલચાવવા વિનોદગૌરીને સાહ્યતા આપશે. **અવિનય અને ઉડાઉપણું** એ બન્ને વિનોદગૌરીના સેવકો છે. માટે જોતું તારૂં પોતાનું શ્રેય ઇચ્છતો હોય તો તે આશ્રમમાં દાખલ ન થતો. તેમ આ આશ્રમની અવારનવાર જેઓ મુલાકાત લેતા હોય તેની સંગતિમાંથી પણ સર્વદા દૂરજ રહેજે. આ આશ્રમની મુલકાત લેવામાં. કેટલાંક મનુષ્યો પોતાને ' વિનોદી ' તરીકે જાહેર કરી હસતા ચહેરા રાખતાં તને દૃષ્ટિગોચર થશે, અને પોતાના ખુશાલી ભર્યા ડોળ ડમાકથી પોતે સુખી છે એમ દેખાવ કરશે અને તને પણ એમ જણાશે; પણ સર્વદા સ્મરણમાં રાખજે કે તેમના સર્વ કાર્યોમાં વસ્તુતાથી જોતાં તને ગાંડાઇ, મૂર્ખતા અને

અવિનય માલૂમ પડશે આવા મનુષ્યો હાથે 'કરીને' હોળી રમે છે, અને પોતાને વિપત્તિની વધારે નજદીક જાણી જોઈને લઈ જાય છે પરંતુ તે મનુષ્યોને ખબર પડી શકતી નથી કે "મદ" તે મને ચોતરફથી ઘેરી લઈ ગભરાવી મુકવાની તૈયારી કરે છે અને ખરાબીનો ખાડો પોતાનાજ પગ આગળ ખોદાયેલો છતા તેઓ છતી આંખે તે દેખી શકતાં નથી આ આશ્રમ પરિણામે આની રીતે દુ ખસાગરમા ઉતારનાર છે, જોકે શરૂઆતમા તો સુખના સુખદ બિંદુઓનો સ્વાદ ચખાડે છે તેમા દાખલ ન થતા સીધો ચાલ્યો જઇશ તો ઢોળાવ પરથી એક લત્તા મંડપ તારી નજરે પડશે તેમા આરામ લેજ, પરંતુ જોજે, ભૂલથી બીજા કોઈ આશ્રમમા દાખલ ન થતો કારણ આ રસ્તાપર ઘણા આશ્રમો છે

આ પુરૂષનો મે યોગ્ય શબ્દોમા ઉપકાર માન્યો તે રસ્તે પડયો અને હુ આ સર્વપર વિચાર કરતો ત્યાજ ઉભો રહ્યો અહાહા ! તેની લજ્જારહિત વર્તણુક તેની શ્રીમતાઈને કેવી શરમમા નાખે છે ? આહાહા ! દુનિયાના ભોળા જનોને ભમાવવાને કોટમા ચંદનહાર, ફુલહાર વીગેરે કેવા આભૂષણો ધારણ કર્યા છે અને કેવા મોહક વસ્ત્રો ધારણ કરેલા છે ! પણ તે બધા શા ઉપયોગના છે ? આવા આવા ઉપરાઉપરી વિચારો આવવા લાગ્યા

પેલો પુરૂષ દૃષ્ટિમર્યાદાની પેલી પાર ગયો આવા વિચારોનો અંત તો ન આવત પણ એટલામા તેજ આશ્રમની બગેબર સામેથી રૂદનનો એક તીણો અવાજ મારા સાંભળવામા આવ્યો હુ ચમકયો અને આવી અંધારી રાત્રિએ આ કોનુ રૂદન છે તે જાણવા, ત્યાથી જણાતી એક ઝાંખી બત્તીને આધારે, તેની નજીક હુ જઇ પહોચ્યો પાસે જતો ગયો તેમ રૂદન વધારે દયાજનક જણાયુ હવે તો હુ છેક પાસે પહોચી ગયો તેણીનો એક એક શબ્દ હવે સ્પષ્ટ સમજાવા લાગ્યો પણ આશ્ચર્ય ! આ કાઈ પેહેલાના જેવો સુંદર મહેલ નહોતો, પરંતુ મનુષ્યની નજરથી છુપાતી એક વૃક્ષ ઘટા નીચે બાંધેલી એક કંગાળ ઝુપડી હતી તેના ખુણામા એક માટીના કોડીઆમા એક ઝાંખો દીવો બળતો હતો જે બુઝાઈ જવાની તૈયારીમાજ હતો વચમા એક કંગાળ સાદડીપર એક સ્ત્રી અનેક નિશ્વાસ નાખતી, પશ્ચાત્તાપ કરતી અને રૂદન કરતી બેઠી હતી મનુષ્ય દુ ખના અને પશ્ચાત્તાપના અનેક ઉદ્‌ગારો તેના મુખદ્વારા બહાર નીકળતા હતા આથી આશ્ચર્યની વચ્ચે મારી પાસેનુ "હેન્ડ લેન્ટર્ન" સળગાવી જોતા માલમ પડયુ કે—

તે સ્ત્રીએ ફાટાતુટાં વસ્ત્રો પ્હેરેલાં હતાં, તેનું માથું શરીરના પ્રમાણમાં ન્હાનું હતું, ગરદન ટુંકી હતી અને ગળું નમેલું હતું. તેની ફાટેલી ચક્ષુઓ, લજ્જાની અલ્પતા અને કામ ક્રીડામાં વાનરની પેઠે આતુરતા પ્રદર્શિત કરતી હતી. નાક પ્હોળું હતું, ભ્રકુટી અને હોઠ જાડા હતા, પેટ કાચબાની પીઠ જેવું જણાતું હતું, છાતી વિસ્તારવાળી અને કેડની નીચેના પાછલા બન્ને ભાગ મ્હોટા હતા. હાથ ઘણા જાડા અને આંગલીઓ ન્હાની હતી, પગ પણ લાંબા હતા તથા તેણીનો સ્વર લુખો સાંભલી આ કોઇ શંખિની જાતિની સ્ત્રી હશે એમ અનુમાન કરતો વિચાર માળાના મણકા ફેરવતો જરાવાર ઉભો રહ્યો.

અહિં પણ હું ગભરાયા વિના રહ્યો નહિ, ઝુંપડીની બહાર ઉભો ઉભો તે સ્ત્રીને ધીરજ આપવાનો વિચાર કરતો હતો; એટલામાં પાછળથી કોઇએ મારો હાથ ખેંચ્યો. હું વળી વિશેષ ગભરાયો અને પાછળ ફરી જોયુ તો પેલાજ મુરબ્બીશ્રીને મારી પાસે ઉભેલા જોયા. મારા પુછવાની કશી પણ રાહ ન જોતાં તેણે મને કહ્યુ, "અરે વત્સ! હજી તુ અહિંજ રખડયા કરીશ કે? હું જ્યારે તારાથી છૂટો પડયો ત્યારે તને સામેના રસ્તા પરના ઢોળાવની નીચે આવેલા લતામંડપ તરફ જવાનું જણાવી ગયો હતો, છતાં તુ હજુ અત્રેજ રખડયા કરેછે. તું અત્રે ક્યાંથી આવી ભરાણો? તને ખબર છે કે આ કોનો આશ્રમ છે? આ અફસોસાશ્રમ છે. કેટલાક લોકો તેને શોકાશ્રમ પણ કહે છે. તેની માલેક "શોકગૌરી" ઉર્ફે "દુઃખગૌરી છે. સંભાળજે તેણીના આશ્રમમાં પગ પણ ન મૂકતો! તેણીના શ્વાસોશ્વાસ ચેપી છે, રોગ ઉત્પન્ન કરે તેવા છે; તેણી મનુષ્યોના દુઃખના વિષયોમાંજ પોતાનો નિવાસ કરવા ઇચ્છા ધરાવે છે; જીંદગીની સાધારણ આફતોને પણ ધ્યાનમાં લઈ તેણી વ્યર્થ રૂદન કર્યા કરે છે, મનુષ્યોની નબલાઇ અને દુષ્ટતાનું વ્યાખ્યાન સર્વદા તેણીના મુખદ્વારા નીકળતું શ્રવણ થાય છે, તેણીનો સ્વભાવ સર્વદા આનંદ રહિત છે. જે જે પદાર્થોપર તેણીની નજર પડે છે તે સર્વ પદાર્થોપર તેના માનસિક અંધકારનો પડછાયો પડે છે અને નિશદિન દુઃખનાજ પોકારોથી તેણીનું નામ શ્રવણને પણ ઉદ્વેગકર લાગે છે. મનુષ્યજીવનવાટિકામાં જે જે પુષ્પો અને ફળો પોતાની સુગંધ અને મધુરતાથી વાટિકાને આકર્ષક બનાવે છે, તે તે સર્વ પુષ્પો તેણી કરમાવી નાંખે છે અને ફળો કોહાવી નાંખી તેનો નાશ કરે છે. માનસિક અને શારીરિક ક્ષીણતા તેની સહચરીઓ છે. અપૂર્ણ.

---

## दिल्हीमा भरायेलु भारतधर्म महामडळ

જે સમયમા હિદમાં પ્રાચીન સનાતન ધર્મની શિથિલતા જોવામાં આવે છે, લોકો જે વખતે આચાર વિચારમા સ્વેચ્છાચારી થઈ વર્તે છે તેવા સમયમા પ્રાચીન ધર્મને પુન સતેજ કરવા માટ આવુ ધર્મમડળ મળે તે સાભળી શુદ્ધ આર્ય લોકને માન અને હર્ષ ઉત્પન્ન થયા વિના નજ રહે

આ મહામડળની બેઠક શ્રાવણ શુદિ ૧૮ થી ૨૨ થઈ હતી, અને તેનુ શુભ કાર્ય પાચ દિવસ સુધી ઉત્સાહથી ચાલ્યુ હતુ તે મડળનુ પ્રમુખ સ્થાન માનવતા દરભગાના મહારાજાએ શોભાવ્યુ હતુ શરૂઆતને દિવસે ભગવાન્ શ્રી **વેદનારાયણની** સ્વારી પાલખીમા દિલ્હિના બજારમાથી કાઢવામા આવી હતી, તે વખતે તેની આગળ બેન્ડ બાજા વાગતા હતા તેમજ ભગવદ્ ભજન અને કીર્તનની ધુમ મચી હતી મહારાજા તથા બીજા સદગૃહસ્થો સર્વ ઉઘાડે પગે આગળ ચલતા હતા– તે **વેદભગવાન** સભા મડપમા પધાર્યા પછી ઉચા માચડાપર આસન નાખી તેની સ્થાપના કરવામા આવી અને તેની નીચે મહારાજાએ પોતાનુ સ્થાન સ્વીકાર્યુ

આ મેળાવડામા હિદના જુદા જુદા પ્રાતમાથી સમર્થ વિદ્વાન શાસ્ત્રીઓ તેમજ ધનવાન ગૃહસ્થો અને રાજાઓ હાજર થયા હતા પૃથ્વીપાલોમા દરભઙ્ગાનરેશ અને અયોધ્યાના મહારાજા હાજર હતા કાશી તરફથી મહામહોપાધ્યાય શિવકુમારશાસ્ત્રી ગોસ્વામી શ્રી મદુમદનલાલજી તથા બીજા સમર્થ પડિતો નૈયાયિકો વગેરે હાજર હતા તેમજ ઉતરમા પજાબથી ઘણા પ્રખર પડિતો અને વૈદ્યો આવેના હતા મથુરાથી પુણ્યાત્મા શેઠજી લક્ષ્મણદાસજી આવેના હતા મુબઈ પ્રાતની સનાતન ધર્મ મહાપરિષદ્ તરફથી નીચેના ચાર ગૃહસ્થોને મોકલવામા આવ્યા હતા વૈદરાજ પ્રભુરામ જીવનરામ, શાસ્ત્રીજી જીવરામ લલ્લુરામ, શુકલ નરોતમ અને શાસ્ત્રી પીટકર

અમારી **વેદધર્મસભાએ** પોતાના પ્રમુખ વૈદરાજ પ્રભુરામ જીવનરામ તથા શાસ્ત્રીજી જીવરામ લલ્લુરામ તથા શુક્લ નરોતમજીને દિલ્હી પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યા હતા તેમજ પશ્ચિમ હિદના પાયતખ્ત શહેર મુબઈમા સ્થપાયેલ અને આખા હિદમા હજુ સુધી અદ્વિતિય એવા

**આયુર્વેદ વિદ્યાલય** તરફથી પોતાની સ્થીતિની ત્યાંના મેળાવડામાં જાણ કરવા અને તેના જેવા દેશોપયોગી ખાતાને બનતી મદદ તેમજ વિદ્વાન વિદ્યાર્થિઓ મેળવવા માટે, પોતાના ઉત્પાદક વૈદરાજ પ્રભુરામ જીવનરામને પૂર્ણ સત્તા આપી પોતાના પ્રતિનિધિ દાખલ ચુંટી મોકલવામાં આવ્યા હતા.

શરૂઆતમાં દરભંગાના મહારાજાએ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું તેનો સાર નીચે પ્રમાણે છે.

આપ સર્વ અહિં એકત્ર મળેલાને હું ધન્યવાદ આપું છું—હું એક મૈથિલ બ્રાહ્મણ છું અને મૈથિલ બ્રાહ્મણોમાં પ્રધાન છું, એવું સમજીને તમોએ મને આ પવિત્ર હિંદુ સમાજનો પ્રમુખ નિમ્યો છે, એમ હું સમજું છું. આપણે સર્વ હિંદૂ કહેવરાવવામાં માન સમજીએ છીએ. બૃહત્ હિંદુ જાતિમાં આવી એક સભાની જરૂર છે કે જે પોતાની અપેક્ષા અને કષ્ટો સરકારને જણાવી શકે અને હિંદૂ ધર્મના પુનરૂજજીવન માટે બલિષ્ટ ઈંજીન રૂપ થાય. આ મંડળમાં રાજકીય વિષય ચર્ચવાનું કંઈ પ્રયોજન નથી. આ સભાના ઉદ્દેશ નીચે પ્રમાણે છે.

(૧) વેદપુરાણાદિ પ્રતિપાદ્ય સનાતન ધર્મોન્નતિ.

(૨) રીતિ સંશોધન.

(૩) સંસ્કૃત વિદ્યા પ્રચાર.

આ મંડળ દ્વારા આજ સૂધી ૩ાા લાખ રૂપૈયા એકઠા થયા છે અને આ દ્રવ્યની સહાયતાથી કેટલીક કૉલેજ અને પાઠશાળાઓ ઉઘાડવામાં આવી છે એ સર્વ વિદ્યાલયોમાં નીચે પ્રમાણેના નિયમોનું પાલન થાય છે.

(૧) સંસ્કૃતને બીજી ભાષા ( સેકન્ડ લેન્ગ્વેજ ) તરીકે શીખવવી.

(૨) દરેક વિદ્યાર્થિને એક કલાક સનાતન ધર્મપર વ્યાખ્યાન અને ભગવદ્ગીતા અને ભાગવતનો ઉપદેશ સાંભળવો.

(૩) વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવાને તેઓને સમજણ આપવી.

ભારત વર્ષના પ્રત્યેક ભાગમાં આ મહા મંડળની શાખાઓ સ્થાપન થઈ છે.

પચ્ચાસ હજાર રૂપૈયાના ફંડથી દિલ્હીમાં એક હિંદૂ કૉલેજ સ્થાપન કરવામાં આવી છે. આ પ્રમાણે મહા મંડળનો પ્રયત્ન ચાલૂ છે.

ઉપર પ્રમાણે અમારો પ્રયત્ન છે અને તેથી પણ અધિક કરવાને ચાહુ છુ મારા બે અભિપ્રાય છે, પ્રથમતો મને અને મારી પેઠે દરેક ધાર્મિક હિન્દુને ભયછે કે હિન્દુધર્મપર લોકોનો અવિશ્વાસ વધતો જાયછે એવુ કોઈ કારણ નથી કે જેથી અંગ્રેજી શિક્ષા અધાર્મિકપણાનો પર્યાય શબ્દ થાય મને ખાત્રી છે કે જે હિન્દુલોક પોતાના ધર્મ અને જાતિથી લજવાયછે, અને જાતિમ ધન વગેરેને શિથિલ કરવા પ્રયત્ન કરેછે, તેવા હિન્દુલોક કરતા જે હિન્દુ સ્વધર્મ નિષ્ઠ અને સ્વજાતિ પ્રિયછે તેવાઓનુ ઈગ્રેજ લોક વધારે સારૂ સન્માન કરેછે મારો એટલોજ પ્રશ્ન છે કે આપણી ઉન્નતિ માટે આપણે શુ કરવુ જોઈએ ? વેદપુરાણ અને અન્યાન્ય પવિત્ર ગ્રથોની અનુસાર આપણા પ્રાચીન ધર્મની રક્ષા અને વૃદ્ધિ આપણે ઇચ્છીએ છીએ તે સિવાય પ્રાચીન રીતિઓ જે આજકાલ બધ પડી ગઇછે તેનુ પુનરૂજ્જીવન આપણને અપેક્ષિત છે, અને અતમા આપણાથી બને તેટલી સસ્કૃત શિક્ષાની વૃદ્ધિ કરવી એ પ્રમાણે બોલી મહારાજાએ પોતાનુ ભાષણ પુરૂ કર્યું

ત્યારપછી ભિન્નભિન્ન વક્તાઓએ જૂદી જૂદી બાબતોપર વ્યાખ્યાન આપ્યા, તેમા કાશીપુરી ભૂષણ શ્રીયુત શિવકુમારશાસ્ત્રીએ સસ્કૃત ભાષામા ભારતધર્મની વર્તમાન દશા અને અવનતિને દૂર કરવાના ઉપાય તથા શાસ્ત્ર વ્યાખ્યાનુ અચ્છી રીતે વર્ણન કર્યું, તેમા દાન પ્રશસા, શૌચાદિ કર્મનુ સારી રીતે વર્ણન કર્યું તેવીજ રીતે મહામહોપાધ્યાય પડિત રામમિશ્ર શાસ્ત્રીજીએ ઇશ્વરાવતાર, મૂર્તિપૂજન, તીર્થમહાત્મ્ય, શ્રાદ્ધ, વેદ અને બ્રાહ્મણ ઈત્યાદિ સનાતન ધર્મોના ગભીર આશયોપર હિન્દી ભાષામા વ્યાખ્યાન આપ્યુ

ત્યાર પછી દયાનદમત વિધ્વસકારી પડિત જવાલાપ્રસાદજીએ હિન્દૂ ધર્મપર આક્રમણ કરવાવાળાઓની શકાઓના બહૂજ સરસ ઉત્તર આપ્યા હતા અને વામનાવતાર વેદથી પ્રતિપાદન કરી બતાવ્યો તદુપરાત જ્યારે પડિતજીએ દ્રૌપદીના પુકાર સમયે વસ્ત્રાહરણનુ વર્ણન કર્યું ત્યારે શ્રોતાગણના નયનમાથી અશ્રુની ધારા ચાલી નીકળી ત્યાર પછી મુબઇની વેદધર્મ સભાના પ્રતિનિધિ શાસ્ત્રીજી જીવરામ લલ્લુરામે અધિકાર વિષય અને શ્રાદ્ધના મડનપર અતિ ઉત્તમ વ્યાખ્યાન આપ્યુ

તત્પશ્ચાત્ મહામડળના પ્રસિદ્ધ વક્તા ગોસ્વામી શ્રી મધુસૂદનજીએ પ્રવેશાવતાર, આવેશાવતાર, સ્ફૂર્તિ અને આવિર્ભાવ એ ચાર પ્રકારના અવતારો

અને મૂર્ત્તિ પૂજાનું બહુ સારી રીતે પ્રતિપાદન કર્યું. ત્યારપછી પંડિત શ્રીકૃષ્ણ શાસ્ત્રી વિદ્યાવાચસ્પતિએ સંસ્કાર વિષયપર બહુ ઉત્તમ વ્યાખ્યાન કર્યું.

તેવીજ રીતે ધર્મ મહામંડળદ્વારા ધર્મોન્નતિ અને આયુર્વેદનિ ઉન્નતિ કરવા બાબત વ્યાખ્યાન થયાં હતાં. પ્રસિદ્ધ વૈદરાજ પ્રભુરામ જીવનરામે મુંબઈમાં સ્થપાએલા **આયુર્વેદ વિદ્યાલયનું** સવિસ્તર વર્ણન કર્યું હતું. અને તે વિદ્યાલયમાં વૈદ્યવિદ્યાની શિક્ષા ગ્રહણ કરવા માટે દેશના તે ભાગમાંથી સારાસારા વિદ્યાર્થીઓને મુંબઇ વિદ્યાલયમાં ભણવા મોકલવા આગ્રહ કરવામાં આવ્યો હતો.

---

## जगतना पदार्थोंनी तुलना.

( અશાડના અંકના પાના ૨૦૦ થી ચાલુ )

'ગ્રંથ શિક્ષણ કરતાં સ્વાભાવિકી બુદ્ધિ એ ઘણી સારી છે' એવું શિષ્ટ પુરૂષોનું વચન છે—જ્યારે મેં તે ત્રાજવામાં '**સ્વાભાવિકબુદ્ધિ**' અને '**ગ્રંથ શિક્ષણ**' એવાં નામ કોતરેલાં તોલાં મુકયાં ત્યારે ઉપલા વાકયની સત્યતા મારાથી સમજાણી. આ બે તોલાં તોળવાથી શોધનો નવો પ્રદેશ મારે માટે ખુલો થયો; કારણકે 'સ્વાભાવિકીબુદ્ધિ' કોતરેલ તોલાનું વજન 'શિક્ષણ' નામ કોતરેલ તોલાં કરતાં જોકે વધારે હતુ તથાપિ જ્યારે તે બેય તોલાં એટલે 'બુદ્ધિ' તેમજ '**શિક્ષણ**' નાં તોલાં મેં એકજ છાબડામાં મૂકયાં ત્યારે તે બુદ્ધિના તોલાનું વજન અગાઉ કરતાં હજાર ઘણું વજનદાર થયું એમ મારા જોવામાં આવ્યું. તે ઉપરથી હુ એવા અનુમાન ઉપર આવ્યો કે જો સ્વાભાવિક બુદ્ધિ હોય ને વળી સારો વિદ્યાભાસ કર્યો હોય તો તે ઉત્તમ નર થઈ શકે છે.

ઉપરના જેવુંજ પરિણામ મને નીચેના તોલનમાં જણાયું. એક છાબડામાં મે '**આસ્થા**' અક્ષર કોતરેલું તોલું મૂકયુ, અને સામેના છાબડામાં '**નીતિ**' એ નામવાળું તોલું મૂકયુ. તેવી રીતે સામસામે તોલ કરતાં '**નીતિ**' ના તોલાનું વજન '**આસ્થા**' કરતાં વધારે હતુ એટલુંજ નહિ પણ જ્યારે '**નીતિ**' ની સાથે '**આસ્થા**'નોસંયોગ કરી એકજ ત્રાજવામાં મેલી તોલ કરી

જોયો તો અગાઉ કરતા નીતિનુ વજન ઘણુ જ વધ્યુ આ ઉપરથી સાર એટલોજ કે નીતિ તેમજ આસ્થા એ પદાર્થોમા, નીતિ એ આસ્થા કરતા વધારે ઉત્તમ છે (જો કે બેઉ બાબત ઉત્તમતો છેજ ) તથાપિ એકનો એકજ મનુષ્ય નીતિવાન તેમજ ધર્મઉપર આસ્થાવાળો હોય તો કેવો મહાત્મા થઇ શકે તે જોવાનુ છે આવુ વિચિત્ર દૃશ્ય બીજી બાબતોમા પણ મને જણાયુ—એક પલ્લામા મે શિઘ્રબુદ્ધિ એવાં અક્ષરવાળુ વજન મુકયુ અને સામેના પલ્લામા વિચાર એ નામવાળુ તોલુ મુકયુ તેમા 'વિચાર' નુ વજન શિઘ્રબુદ્ધિ કરતા વધારે હતું, પણ જ્યારે બેયને એકજ પલ્લામાં મુકી જોયા તો બે સાથે મળવાથી વજન ઘણુજ વધી ગયુ તેવીજ રીતે એક છાબડામા 'તત્વજ્ઞાન'નુ તોલ મેલીને સામેના છાબડામા 'સદ્ધર્મ' નુ તોલુ મૂકયુ, તો તેનુ પણ ઉપર પ્રમાણેજ પરિણામ આવ્યુ—વળી તે વજન ખાલી કરીને મે એક તરફ 'ઉત્સાહ' અને બીજી તરફ 'ઉદારતા' એવા નામ કોતરેલા વજન મુકી જોયા ન્યાયાધિશ વર્ગ તથા વકીલ મંડળને પણ મારે કહેવુ જોઇએ કે મે એક ત્રાજવામા 'ન્યાય' અથવા જેને લોકો ઇન્સાફ કહે છે તે નામ વાળુ તોલુ મૂકયુ અને સામેની બાજુના ત્રાજવામા 'દયા' એ નામનુ વજન મૂકયુ મારે કહેવુ નહિ પડે કે 'ન્યાય' નુ તોલુ એ 'દયા' ના તોલા કરતાં વજનદાર હતુ તથાપિ જ્યારે ન્યાયની સાથે દયા રાખી તોલન કર્યું, ત્યારે તેનુ વજન ઘણુ જ વધારે થયુ તેવીજ રીતે જે તોલા ઉપર 'અર્થગાભિર્ય' એવા શબ્દો કોતરેલા હતા તે તોલાની સામે 'સરલ ભાષાશૈલી' એવા અક્ષર કોતરેલ તોલુ મૂકયુ, તો તેનુ પણ ઉપર પ્રમાણેજ પરિણામ આવ્યુ આ તોલન ઉપરથી મને નીચે પ્રમાણે વિચાર આવ્યા કે, જે માણસમા શીઘ્રબુદ્ધિ, તેમજ વિચારશક્તિ હોય છે તે દુનિયામા ફાવી શકે છે એકલી શીઘ્રબુદ્ધિ કંઈ પણ કામ આવતી નથી તેવીજરીતે જે માણસ તત્વજ્ઞાની હોય અને વળી જો સદ્ધર્મમા પ્રીતિવાળો હોય તો તો તેનુ જ્ઞાન શોભે છે નહિ તર તો,

नैष्कर्म्यमप्यच्युतभाववर्जितन्नशोभतेज्ञानमलंनिरंजनम् ॥

પરમાત્માને વિશે ભાવ કે ભક્તિવિના નિર્મળજ્ઞાન પણ શોભતુ નથી તેવીજ રીતે આવા મહા કોળરૂપ દુર્ભિક્ષના વખતમા જે જે પુરૂષોમા ઉદારતા કરવાની શક્તિ છે તેનામા ઉત્સાહનો ગુણ આવે તો લોકોને કેટલો બધો

ફાયદો થઇ શકે ? તેવીજ રીતે અદલ ઇન્સાફ આપવો એ ઘણુંજ ઉત્તમ કાર્ય છે તથાપિ સર્વદા તે ન્યાયને દયાના શીતજળથી સીચન થાય તો વસ્તીના સુખની કંઇ અવધિ ન રહે. તેવીજ રીતે જે જે વિદ્વાન સાક્ષરો ગાંભિર્ય અર્થવાળાં લખાણો કરી શકે છે તેઓ પોતાના તે લેખોને સરલ ભાષામાં લખતા હોય તો તેનો લાભ વધારે જનસમૂહ લઈ શકે. આવી રીતના અનેક તોલાંનું મેં વજન કરી જોયું, પણ તે સઘળાનું જો વર્ણન કરૂં તો આપત્રમાં લાંબું થઈ પડે. અપૂર્ણ

---

## હૃદયને સત્સંગ માટે પ્રાર્થના.

૬ (સોરઠ)

હવે તો હૃદય ! ધટે સત્સંગ સુખદ સંસારમાં રે
કરવો ક્ષણલવ પણ વિશ્રાંતિ લઇ દુઃખ ભારમાં રે—ટેક
આ માનવતનુ ઉત્તમ આવ્યું, સ્વર્ગતણા દેવોને ભાવ્યું,
તે તેં વ્યર્થ ગુમાવ્યું, વિષય રસ પાનમાં રે—હવે તો
ક્ષણ ક્ષણ કરતાં પલ પલટે છે, પલો પલતાં ઘડીઓ વીતે,
કાલ સર્વને જીતે, જીવિત નવ હાથમાં રે—હવે તો
છિદ્ર ઇંદ્રિયોએ દ્રવનારૂં, પુણ્યનીર નવ બંધ થનારૂં,
નિગ્રહ સાધન સારૂં, ધર્યા વિણ અંગમાં રે-હવે તો
વિષય ગ્રાહગણ જેમાં ભરિયો, દુસ્તર તે તરવો ભવ દરિયો,
માનસ ! કેમ ન ઠરીયો, પ્રભુ પદ પારમાંરે--હવે તો
ઈચ્છે ભવ સિંધુ તરવાનું, સાધન સત્સંગતિ—તરી સારૂં,
સુન્દર મોક્ષનું બારૂં, આવે હાથમાં રે—હવે તો
મોહવાત તરીને ડોલાવે, વિણ અનુભવ તુજને મુંઝાવે,
તેથી ઘટે સથવારે, સરવું સમુદ્રમાં રે—હવે તો
માટે સદ્ગુરૂ કર્ણધારને, સંગ રાખવો ઘટે ઉમંગે,
તરી ચઢી ન તરંગે, ડૂબે નીરમાં રે—હવે તો

ઉદય થતા સત્સગ ભાનુના, દોષ તિમિર તત્કાળ ટળતા,
પ્રભુ પદ દૃષ્ટિ પડતા, આવી પ્રકાશમાંરે—હવે તો
જન્મ મરણ—તારક ગણ તુજમા, જયમ આકાશે ત્યમ વિલસતા,
ઉદિત થતા સત્સગ, હરિ નવ પ્રકાશ તારે—હવે તો

अमृतलाल कुवरजी वैद्य
( ચાવડ )

---

## पुस्तकोनी पहोच .

---

**શ્રી યજુર્વેદીય આહ્નીક પ્રકાશ**—આ પુસ્તક શ્રી નથુરામ શર્માએ યોજેલુ છે અને લીબડીના વકીલ ગણેશજી જેઠાભાઈએ છપાવેલુ છે તેમા વેદ પ્રતિપાદન સધ્યાવદનાદિક નિત્ય કર્મ ટુકામા કરી બ્રાહ્મણો પોતાના પાપ રૂપ દોષને કેવી રીતે હરી શકે તે દર્શાવવામા આવ્યુ છે બ્રાહ્મણોને તે પુસ્તક બહુ ઉપયોગી છે અને તેટલાજ માટે તેની કિમત માત્ર ત્રણ આના રાખેલી છે

**આર્યબધુઓ જાગૃત થાઓ**—એ નામનો બધુ લેખ રા રા ઝવેરી એ યોજ્યો છે ને તે લેખ કટકે કટકે આ આર્યધર્મપ્રકાશમા આવી ગયો છે, માટે તેની વધારે શ્લાઘા કરવી એ અયોગ્ય ગણાય, તથાપિ કહ્યાવિના ચાલતુ નથી કે તે લેખ સરળ પણ પ્રોત્સાહિત ભાષામા લખાએલો છે, અને વાચનારના મર્મોને તાત્કાલિક અસર કરે છે—કોઇ ગૃહસ્થ સો એક રૂપૈઆ ખરચી આ લેખ છપાવી આપવા કબુલ થાયતો હિંદમા તે લેખ મફત આપવો એમ યોજનારની ઈચ્છા છે એવુ અમોને લખી જણાવવામા આવ્યુ છે

**મધનુ બિંદુ**—એ નામનુ નાનકડુ પુસ્તક પણ તેજ યુવકે લખેલ છે તેમા ઉપદેશની જુદી જુદી બાબતો ટુક સ્વરૂપમા સારી રીતે વર્ણન કરેલી છે

**જામનગર વેદશાળાનો વાર્ષિક રીપોર્ટ**—અમોને મળ્યો છે તે ઉપરથી જણાય છે કે તે શાળાનુ કામ તેના ઉત્સાહી સેક્રેટરી વકીલ ત્રિભોવન ઈદ્રજીની અગમહેનત અને ધર્મોત્સાહને આભારી છે આવા પરોપકારી ધર્મના કાર્યમા પોતાનો અમુલ્ય વખત તે વકીલ જે શ્રમ લેછે તે માટે તે ધન્યવાદને પાત્ર છે

# श्रीमती महाराणी विक्टोरिआना बीजा पुत्र डयुक ऑफ एडिनबरोनुं खेदकारक मृत्यु.

લખવાને અત્યંત દિલગીરી થાયછે કે આપણાં માયાળુ મહારાણી વિકટોરીઆના બીજા પુત્ર ડયુક ઓફ્ એડિનબરો અચાનક કાળને શરણ થયા છે. આપણા હાલના રાજ્યકર્તા કુટુંબના માણસોમાંથી હિંદમાં પહેલવહેલા આવી આંહિની ગરીબ પ્રજાને દર્શનનો લાભ તેમણેજ આપ્યો હતો. તેઓ હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં કેટલાક સ્વાર્થી ઈંગ્રેજોએ આ ગરીબડા દેશના લોકો માટે ઘણા ખરાબ શબ્દોમાં નિંદા કરેલી હતી. પણ તે નામદારે પોતે આંહિ આવી જે માન અને પરોણાચાકરી અનુભવી, તેથી એ નામદારનું ચિત્ત એટલું તો પ્રસન્ન થયું હતું કે તરતજ તે નિન્દાખોરોનાં જુઠાણાં ઉઘાડાં પાડી આ લોકની રાજ્યભક્તિ, નમ્રતા તથા ગરીબાઈ માટે પોતાનો ઉંચો અભિપ્રાય જાહેર લખાણો મારફતે જાહેર કર્યો હતો. તેઓને વારસામાં જર્મનીમાં આવેલ સેકસકોબર્ગગોથાની ગાદી મળી હતી. પ્રારબ્ધની વિચિત્રતા ઉપર અમોને અતિશય ખેદ એટલામાટે થાય છે કે તે નામદારનો એકનો એક પુત્ર તેમની પહેલાંજ સ્વર્ગે સિધાવેલ છે. અને આ વખતે આપણાં માયાળુ મહારાણીને તેમની વૃદ્ધાવસ્થામાં કારી જખમ લગાવી પોતે પણ પરમેશ્વરની દરબારમાં સિધાવ્યા છે. આખા ભરતખંડની પ્રજા સાથે અમે પણ ભારતેશ્વરીની દિલગીરીમાં ભાગ લઈએ છીએ ને તે સાધ્વીને દિલાસો દેવા "बलीयसी केवल [illegible]च्छा" એટલું બોલી પરમ કૃપાલુ પરમેશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે તેનો [illegible]મર આત્મા સ્વર્ગમાં શાશ્વત સુખ પામો.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૮ મું ] આશ્વિન, સંવત્ ૧૯૫૬ [ અંક ૧૨ મો

## ॥ यतो धर्मस्ततो जय. ॥



## नरनारीने बोध

( रुचिरा छंदनी चाल )

सुणजो सज्जन नरनारी सहु जन्म सफळ करवानेरे
भावे भजवा श्रीहरिनटवर भवसिंधु तरवानेरे—सुणजो—
प्रभुपर निष्ठा परम राखीने नरतनु नाव चलावोरे
वांके चूंके रस्ते जाता सद्गुरु शरण भळावोरे—सुणजो—
फळनी इच्छा रहित थईने राच्या रहो उद्यममांरे
पुरुषारथ करवा कटि बांधो सफळ थशो शुभ पलमांरे—सुणजो—
" विशेष विघ्नो नडे सुकार्ये " लोकोक्ति ते साचीरे
जाणी हिंमत धरो छातीए होय कदि जो काचीरे—सुणजो—
रोग भयंकर आवी नडे पण डरशो नहि कदि तनमांरे
" नारायण वेली छे मारा " समजी जाणो मनमांरे—सुणजो—
दिदार दरबारे हरिहरना करवानी जो होंशरे
मित्र बनावो शम सत्संगति विचार ने संतोषरे—सुणजो—
द्वारपाल ते मोक्षद्वारना चार जणा छे साथे रे
भले कदापि एक राखशो बीजा रहे सगायेरे—सुणजो—
शरद पुनमनी स्वच्छ निशामय मन निर्मल जो थाशेरे
कृष्णचंद्रनी पूरण ज्योत्स्ना अंतरमां अवकाशेरे—सुणजो—
सार रहित संसारे शोधी सार सफळ थई फरशोरे
ऐहिक सुख साधीने सघळु हरिहरमां जइ भळशोरे—सुणजो—

# જગતના પદાર્થોની તુલના.

જેવી રીતે સ્વપ્નામાં કોઈ વખત ઠાવકાઇ દેખાય છે અને કોઇ વખત તેની સાથે અસંબદ્ધ ઉદ્ધતાઇ સેળભેળ થાય છે, કોઇ વખત વિનોદના સ્વપ્નામાં એકદમ ગંભિરતાવાળી બાબતોનું દર્શન થાય છે, તેવીજ રીતે મને લાગ્યું કે આ મારા સ્વપ્નામાં મેં ઘણા હાસ્યજનક તોલનના પ્રયોગો કરી જોયા. તે તોલન જેટલાં મળી શકયાં તેટલાં ભાષાના પુસ્તકો સંબંધી હતું. જેમાં એક બંગાળી પુસ્તક ગુજરાતી પુસ્તક કરતાં તોલમાં વધી ગયું. એક જર્મન વિદ્વાનથી લખાએલું પુસ્તક ઇંગ્રેજ ગ્રંથકર્ત્તાના પુસ્તક કરતાં વધારે થઈ ગયું. છેવટે મેં આપણી માતૃભાષા (દેવવાણી) **સંસ્કૃત**નાં પુસ્તકો એક ત્રાંજવામાં મુકયાં, અને સામેના ત્રાજવામાં વારાફરતી દરેક ભાષાના પુસ્તકો જેવાં કે જર્મન ઈંગ્લીશ ફ્રેંચ, રોમન અને છેવટે ગ્રીક (યુનાનના) ગ્રંથો મૂકી જોયા, પણ તે સઘળા કરતાં આપણા તત્વજ્ઞાનાદિકથી પૂર્ણ પુસ્તકોનું વજન વધતું હોય એમ લાગ્યું. તેવીજ રીતે આપણાં કાવ્યો પણ તેના કાવ્યો કરતાં તોલનમાં વધારે લાગ્યાં. છેવટે મેં ભગીરથ તોલન કર્યું. આ સ્વપ્નની વાત છે માટે કદાચ હું ખોટો પણ હોઉં તથાપિ મારી ખાત્રી છે કે જો મારા વર્ણવેલાં અને મેં જાતેથી સ્વપ્નામાં કરેલાં તોલન સત્ય તમોને લાગતાં હોયતો આપણ સત્યજ હતું; તે એટલું કે એક ત્રાજવામાં મેં, **સંસ્કૃત સાહિત્ય. ધર્મશાસ્ત્ર, તત્વજ્ઞાન** ઇત્યાદિક બતાવનારાં તોલાં મૂકયાં અને સામેના ત્રાજવામાં પૃથ્વીપરની જે જે પ્રસિદ્ધ લીપી મારી જાણમાં છે તેનાં સર્વે કોટીનાં પુસ્તકો દેખાડનારાં તોલાં મુકયાં તથાપિ, મારે ઘણાજ વિનય સહિત કહેવું જોઇએ કે, તે સઘળાં કરતાં દેવભાષાનાં પુસ્તકો બતાવનાર તોલાનું વજન વધારેજ હતું. આ વખતે આપણું "આર્યધર્મપ્રકાશ"નું ચોપાનીઉં મારી પાસે પડેલું હતું તે એક ત્રાજવામાં મૂક્યું અને સામેના ત્રાજવામાં એક બેઆની ફેંકી—પ્રિય વાંચનાર! આનું શું પરિણામ આવ્યું તે મને પુછશોનહિં, કેમકે આપણા પહેલવહેલા તોલનના પ્રયોગમાં શું પરિણામ આવ્યું હતું તે તો તમે વાચ્યું છે અને હજુ યાદ પણ હશેજ.

ત્યાર પછી મેં એક ત્રાજવામાં '**સ્ત્રીજાત**' એવા અક્ષર કોતરેલ તોલું મુક્યું અને સામેના ત્રાજવામાં 'પુરૂષ' એવો શબ્દ કોતરેલ તોલું

મહ્યુ –પણ સ્ત્રી અથવા પુરૂષ એ બેઉમાથી કોઇને પણ અપમાન કરવાથી અમોને કંઈ લાભ નથી, તેથી જો હુ આ તોલનનુ શુ પરિણામ આવ્યુ એ તમને ન જણાવુ તો મને ક્ષમા કરશો. આવા પ્રકારનો પ્રસંગ મારા હાથમા આવવાથી, અને આપ જાણો છો કે કોઈ પણ સ્વપ્ન ઝાઝો વખત ટકતુ નથી તેથી એક ત્રાજવામા 'સુધારાના સૂત્રો' અને બીજા ત્રાજવામા 'પ્રાચીન ધર્મસૂત્રો' એવા અક્ષર કોતરેલા તોલા મે મૂક્યા—આ અમારૂ માસિક પત્ર હમેશા મતમતાતરના વાદવિવાદ પ્રત્યે ઉદાસીન રહે છે, અને વીમેથી સરલરસ્તે આર્યબધુઓ પોતાના સ્વધર્મમા નિષ્ઠા રાખી સદાચરણથી ચાલે એવા હેતુથી પોતાનુ કર્તવ્ય યથા શક્તિ બજાવ્યે જાય છે તેવા માસિક પત્રમા ઉપલા બે તોલનનુ પરિણામ જણાવવુ એ જરા ભય ભરેલુ છે, કેમકે જૈન સમાજપણ તે પર જુ નિર્ણયપર આવેલ નથી તથાપિ તે બાબત મહત્વની હોવાને લીધે જે પરિણામ જોયુ તેનુ સક્ષિપ્ત વર્ણન કરવાને કંઈ હરકત હોય એમ મને ભાસતુ નથી "પ્રાચી ધર્મસૂત્રો" એ અક્ષરો કોતરેલ તોલાનું વજન બેશક બીજુ તોલુ જેના ઉપર હાલના "સુધારાના સૂત્રો" એમ લખેલ હતુ તે કરતા ઘણુ ભારે હતુ—તે બાબત વિચાર કરતા મને નીચેની બાબત ધ્યાનમા આવી

આપણે પ્રાચીન આર્યધર્મ સર્વોત્કૃષ્ટ અને અનાદિ છે એમ તો ઘણે અશે નિર્વિવાદ ઠરી ચુક્યુ છે, અને તેવી રીતે માની તેમા શ્રદ્ધા રાખવાથીજ આપણુ કલ્યાણ છે—ત્યારે દેશ કાળના ફેરફાર પ્રમાણે તેમા પણ સૂધારનો અને યોગ્ય ફેરફારનો અવકાશ છે કે નહિ? એ શકા સહજ પ્રાપ્ત થાય છે

તો સુધારાનો મિથ્યા કોલાહલ મચાવનારાઓને અમારી સવિનય સૂચના છે કે "જેઓને હિદુધર્મમા અથવા રીતરીવાજમા સૂધારણા કરવાની ઉત્કઠા છે તેઓને 'હુ હિદૂ છઉ અને મારે હિદૂ રહેવુ છે' એવુ પહેલેથી પૂર્ણ અભિમાન જોઈએ, પોતાની જાતિનો આચારવિચાર અથવા આહાર વિહાર જે માણસને ઉપહાસાસ્પદ લાગ્યો, તેવો માણસ પુનર્વિવાહ કરવા તૈયાર થાય કે હોટેલમા જમવા જાય, અથવા હિદૂ દેવતાને રજા આપી પ્રાર્થના સમાજમા જઈ નિરાકાર દેવની પ્રાર્થના કરવા લાગે, અથવા ઇસુને પ્રભુ માનવા માડે તો તે સુધારો નહિ પણ બગાડ—ઉદ્ધતાઈજ છે એમ સમજવુ 'અમારા આચારવિચાર ઉપર કોઇપણ પ્રકારનો જાપતો ન જોઇએ એમ

વિચારીને હિંદૂ રીતરીવાજ તોડી નાખવા પ્રવૃત્ત થવું એ જુદી વાત છે, અને હિંદૂધર્મ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને તેમાંજ દેશકાળાનુરૂપ ફેરફાર કરવા યત્ન કરવો એ જુદી બાબત છે. હમણાં જે 'સુધારો સુધારો' બૂમ પડી રહી છે તે ખરો સુધારો છેજ નહિ. સુધારક એ શબ્દ લોકોમાં અકારો થઇ પડવાનું કારણ માત્ર એટલુંજ છે કે તેઓ અનાવૃત્ત આચાર વિચારનો સ્વીકાર કરતા હોય એમ દેખાય છે. ઉદ્ધત યુવાનોનું સ્વૈર વર્તન નિયમમાં રાખવા-માટેજ સર્વ સમાજવ્યવસ્થા ઉત્પન્ન થઈ છે. હવે તેવી વ્યવસ્થામાં એકાદ રીત રીવાજમાં દેશકાળને અનુસરી ધર્મઅનુસાર ફેરફાર કરવો એ જુદી બાબત છે અને, એકાદ રૂઢી ખરાબ દાખલ થઇ ગઇ હોય માટે સઘળી સમાજ વ્યવસ્થા તોડી પાડવા તૈયાર થઈ સુધારો કરીએ છીએ એમ કહેવું એ બીજી બાબત છે. તે ગાંડાઈ છે.

મેં બીજા ઘણાં તોલવાના પ્રયોગો કરી જોયા,. અને તે સઘળા આ અંકમાં લખી કાઢવા માટે મારી પાસે પુરતી જગ્યા નથી. તેથી કોઇ બીજા અંકમાં આગળ કહેવાશે. વિશેષ કહેવાનું માત્ર એટલુંજ છે કે જ્યારે હું સ્વપ્નમાંથી જાગ્યો ત્યારે મારાં સોનાનાં ત્રાજવાં અને કાંટા અદૃશ્ય થએલાં જોઈ મને દિલગીરી થઇ. પણ ભવિષ્યને માટે તે સઘળાં તોલનથી મેં નીચેની શિખામણ લીધી. " માત્ર તેમના દેખાવ ઉપરથીજ કોઇ પણ વસ્તુને વખાણવી કે ધિક્કારવી નહિ, પણ તેમની યથાર્થ અને અંતરસ્થ ઉપયોગિતા અને ગુણ પ્રમાણે તે તરફની આપણી મમતા અથવા મનોવિકાર જણાવવા."

---

## ભક્તમાળ બાવની અને અપરાધ ક્ષમા સ્તોત્ર.

---

( અનુસંધાન ગયા અંકને પાને ૨૨૭ થી.)

### સવૈયા.

પરનિંદામાં પ્યાર ધરીને પાપે પેટ ભર્યું છે.
અનેક અવળાં કર્મ કરીને પરનું દ્રવ્ય હર્યું છે;
કર્મધર્મનો મર્મ નથી મેં શર્મ ધરીને ધાર્યો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો. ૪૬

રક ઉપર બહુ ગજા કરીને દાન અતીશે ગ્રો,
ધ્યાન આણી દુ ખમા જાણી દીન ઉપકાર ન કીધો,
પરમારથમા પૈસો ખરચી એક ન દોષ નિવાર્યો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૪૭
માયાનો બહુ મોહ કર્યો પણ કોડી નથી કમાયો,
અરધી રજનીએ ઉઠીને ધંધા અરથે ધાયો,
પ્રભુ સ્મરણમા પળ નથી પાડી પાપવિષે પડનારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૪૮
આપતણા સેવન પૂજનમાં નથી મળી નવરાશ,
શાસ્ત્ર શ્રવણનો કોઇ સમયમા લાગ્યો નથી ચિત્તપાસ,
શ્રવણ મનનને નિદિધ્યાસનમા નથી કાળ ગુજાર્યો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૪૯
આપ્યુ નથી સદાવ્રત કે ગૌશાળા નથી બધાવી,
નથી ચણાવ્યુ મદિર સુદર મુર્ત્તિને પધરાવી,
નથી નવાણ ગળાવ્યા મે કરવાને પર ઉપકારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૫૦
કર્યું નથી કઇ દાન ધ્યાન ધરણીધર નથી ધરાયુ,
જપ તપ વ્રતને યજ્ઞયાગઆદિ કઇ નથી કરાયુ,
અનાથના આશ્રમ બાધી મે આપ્યા નથી આધારો,
એ અપરાધ ક્ષમા કરીને શ્રીકૃષ્ણ કૃપાનિધિ તારો ૫૧

ગા૦ કુ૦ મુગી અપૂર્ણ

---

## દિવ્યસ્વપ્ન

(ગયા અકને પાને ૨૫૯ થી ચાલુ)

ઉપર પ્રમાણે કહી તે પુરૂષ મને પોતાની સાથે આવવા ઈશારો કરવા લાગ્યો હુ તેની પાછળ પાછળ ગયો રસ્તામા તેણે મને કહ્યુ " જોકે હમણાજ હુ તે લતા મડપ તરફથી આવુછુ તોપણ તને પહોચાડવાજ હુ ત્યા પાછો આવુ છુ."

મેં યોગ્ય શબ્દોમાં તેનો ઉપકાર માન્યો. સામસામા એકજ સીધી લીટીમાં, પરંતુ છેટેછેટે આવેલા પૂર્વોક્ત બન્ને આશ્રમો છોડી, એક ઢોળાવપર થઈ અમો એક ખુશબોદાર લતામંડપ પાસે આવી પહોંચ્યા. વિવિધ જાતનાં વિચિત્ર રંગીન પુષ્પોથી મંદમંદ મીઠો સમીર ચોતરફ પોતાની શીતળતા ફેલાવતો હતો. શાન્તિ! શાન્તિ!! જ સર્વત્ર પ્રદર્શિત થતી હતી. ગમે તેવા ઉષ્ણ મગજને બેવડી શાન્તિ વળી જાય એવો આ મંડપ હતો. આ લતા મંડપ માહેનાં પુષ્પોની સુગંધથી પ્રસન્ન થઈ ભ્રમરાઓ દીવસે ચોતરફ ગુંજારવકરી રહેતા હશે. ઘટ્ટાદાર નવપલ્લવ વૃક્ષોમાંથી શ્રવણ થતા કોયલના સુંદર ટઉકાઓ, મગજની ઉષ્ણતાપર રામબાણ ગુટીકાનું કામ સારતા હશે અને નિર્મળ નીરથી ભરેલા સ્વચ્છ સુંદર ઝરાની ગંભીર લેહેરો તેને સાથતા આપતી હશે. પુષ્પોમાંથી સુગંધમય રજઃકણો પવનને લીધે ચોતરફ પ્રસરી રહ્યાં હતાં. મોગરો, ચંપો, ડોલર, જાઈ વીગેરે પુષ્પોના વૃક્ષો ચોતરફ શોભી રહ્યાં હતાં. મંડપની ચારે બાજુ જુદી જુદી વેલો ઉગાડીને તે વેલો મંડપ ઉપર પહોંચાડવામાં આવી હતી. આથી તે મંડપ જુદીજુદી વેલોનોજ બનેલો હોય એમ દૃષ્ટિગોચર થતું હતુ, કારણ લતાઓ ઘણી હોવાથી તેનું કાષ્ટ જણાતું ન હતું. શીત, મદ અને સુગંધમય સમીર નિરંતર વાયા કરતો હતો.

પેલો પુરૂષ પોતાની સાથે મને તે લતા મંડપમાંથી પસાર કરી તેના પછવાડેના દ્વાર તરફ લઈ ગયો, જ્યાં સુંદર-સ્વચ્છ-નિર્મળ પાણીનો ઝરો વહેતો હતો. તેના ઉપકંઠ પર આ મંડપ બાંધેલો હતો. મંડપ સમચોરસ હતો અને વચ્ચમાં એક સાદું પણ સ્વચ્છ ફાનસ બળતું હતું જેથી ચોતરફ સારૂં અજવાળું પડતું હતું. આ મંડપમાં કાંચ કે સાદરી કશું હતું નહિ પરંતુ ઠંડી રેતીપર આડે પડખે બે સ્ત્રીઓ પડેલી હતી.

તેઓ કાંઇ વાતચીતમાં ગુંથાએલી હતી. પુરૂષોનો પગરવ સાંભળી તે બન્ને સ્ત્રીઓ ઉભી થઇ ગઈ. કપડાંસમાં કર્યાં અને અમોને યોગ્ય શબ્દોમાં માન આપી અમારૂં આતિથ્ય કર્યું. જેનો અમોએ સ્વીકાર કર્યો. બંન્ને સ્ત્રીઓ વિનય સહિત બેઠી અને અમો પણ તેની સામે થોડેક દૂર બેઠા. આ સ્ત્રીઓનું સૌંદર્ય, લાલિત્ય અને કાન્તિ નીહાળતાં હું વિલીન થઈ ગયો અને અનેક પ્રકારના તરંગનગર રચતો તેમાં વિલાસ કરતો બેસી રહ્યો, તેમની આકૃતિ તેમના સૌંદર્યને અનુરૂપ હતી. જો તેમના સામું ફક્ત થોડો સમય સુધી

પણ એકદૃષ્ટે જોનારા આવેતા તેમની આકૃતિ ગંભીર અને મનમાં ભાવ ઉત્પન્ન કરતી જણાયાવિના રહે નહિ તેમની આકૃતિ અને સૌંદર્યતા તેમની બુદ્ધિને અનુરૂપ હશે કે નહિ એવી તકરાર હજુ જન્મ ન થયો તે પહેલાં તો તેમાંથી એક સ્ત્રી, લતામંડપથી થોડે દૂર આવેલી પોતાની પર્ણકુટીમાં વિણા લેવા ગઇ, અને તેની પાછળ બીજી સ્ત્રી પણ, જાણે ભૂલીગઈ હોય તે લેવા વિનય ખાતર અમારી આજ્ઞા લઈ ચાલી ગઇ

તે બન્ને સ્ત્રીઓએ સાદાં પણ સ્વચ્છ વસ્ત્રો ધારણ કરેલા હતા કાંઠીયાવાડી વણીકોની સ્ત્રીઓની પેઠે હાથ, પગ અને ગળામાં મેલનાં પોપડાં બાઝેલ અને તે ઉપર સોના રૂપાના દાગીના પહેરેલ તેવી આ સ્ત્રીઓની સ્થીતિ નહોતી પણ આભૂષણો નહિ પહેરેલ છતાં સ્વચ્છતાથી તેઓ વિશેષ શોભાયમાન લાગતી હતી કુદરતે કરતાં કૃત્રિમ અલંકારો વિશેષ શોભા આપતાં નથી તેનો મને અત્રે અનુભવ થયો તે બન્ને સ્ત્રીઓ મને ચંદ્રમુખી લાગી, તેમનું શરીર સુવર્ણ વર્ણું હતું તેમની ચક્ષુઓ મૃગાના જેવી ચપળ હતી પ્રશસ્ત લલાટમાં કુમકુમ મિશ્રિત કેશરનું બિંદુ, ઇંદુરૂપ ધારણ કરી જાણે લલાટ આકાશમાં કેમ પડ્યું હોયની એમ મને લાગ્યું

પરવાળા જેવા લાલ અધર ઉપરની દાડમની પેશીઓ જેવી દેખાતી દંતપંક્તિ તથા વગર ગુંથેલો કેડસુધી પહોંચતો ચોટલો, શૃંગાર રસના ઝરાનું ભાન કરાવતા હતા શંખના જેવા ગળાવાળી તથા કેસરી સિંહના જેવી પાતળી કટીવાળી તે સ્ત્રીઓ મારી ચક્ષુઓ સામેજ ઉભેલી મને જણાવા લાગી તે સ્ત્રીઓના હાથ અને પગ કમળ જેવા કોમળ અને લાલ હતા, જાંઘો કદલીના થંભ જેવી હતી ટુંકામાં પદ્મિની સ્ત્રીની પ્રકૃતિના સર્વ લક્ષણો તેમનામાં દૃષ્ટિગોચર થતા હતા ખરેખર અસ્થિર મનવાળા યુવાન મગજને આ મુગ્ધાઓ એક વખત તો મુઝાવી નાખ્યાવિના રહેજ નહિ એવું મને લાગ્યું

બન્ને સ્ત્રીઓને લત્તા મંડપમાંથી બાહેર ગયેલી જોઇ, તે તકનો લાભ લઈ, મારી શંકાનું સમાધાન કરવા પેલા સુરબ્બીજી જેને પાછળથી સુગુરુ તરિકે સ્વીકાર્યા તેણે મને કહ્યું– વત્સ ! આ લત્તા મંડપ તથા સામેની પર્ણ કુટીઓની માલેક સંતોષગૌરી છે હમણા હાથમાં લઇ જે વિણા બજાવશે તે તે પોતેજ છે તેની સાથે બીજી જે સમવયસ્ક સ્ત્રી છે તે સંતોષગૌરીની પ્રિય સખી શાન્તિગૌરી છે આ બન્ને દેવીઓની સેવામાં બીજી ઘણી દેવીઓ

છે જેની પાછળથી હું તને ઓળખાણ પડાવીશ. આ સંતોષગૌરી પ્રસન્નમુખી તથા આનંદી છે પરંતુ રંગીલી, લેહેરી, ઈશ્કી અને ભભકાબંધ નથી. તેણી ગંભીર અને ઠરેલ મનની છે પરંતુ ડોળી નથી. તેણી જીવનના સુખ અને દુઃખનો, વિનોદ અને શોકનો, દૃઢતા અને સ્વસ્થ અવ્યગ્રપણાથી અનુભવ કરે છે. તેની સખી શાન્તિગૌરી પણ પૂર્વોક્ત સદ્ગુણોથી ભૂષીત છે તેઓએ આ ભૂષણો નથી પેહેરેલા એમ તને જણાશે પણ તેઓએ સદ્ગુણના અદૃશ્ય ભૂષણો પેહેરેલાં છે. તેઓએ સદ્ગુણનોજ શ્રૃંગાર સજેલો છે, તેઓએ નાશવંત સુવર્ણની સાંકળી પેહેરેલી નથી પણ સત્યની સર્વદા જળવાઇ રહે તેવી સાંકળી પેહેરેલી છે.

દરિઆમાં પાકતાં કે મીણના બનાવવામાં આવતાં મોતીથી બનાવેલી **નથડી** તેઓએ પેહેરેલી નથી પણ **નમ્રતાની નથ** પહેરેલી છે. હાથીદાંતની કે હાલમાં જાનવરોના હડકાંમાંથી બનાવવામાં આવતી ચુડીઓ તેઓએ પેહેરેલી નથી પણ સ્વચ્છતા—ચોખ્ખાઇની ચુડીઓ પેહેરેલી છે. હાલમાં અબરખ અને ક્રીંક, ટીપકી, સતારા તથા મોતીના બનાવેલા ચાંદલા તેઓએ ચોડેલા નથી પણ **નીતિ અને ધર્મ**થી ગુંથેલા જ્ઞાનના ચાંદલા ચોડેલા છે, અને તેથી ઉપલાં ચાંદલા કરતાં આ ચાંદલા વિશેષ શોભા આપવાની સાથે તેઓ સંસારમાં બહુજ ઉપયોગી થઇ પડે છે. દયાની દામણીથી તેઓનું કપાળ વિશેષ શોભે છે. અદ્‌ભૂત **અદબઅકોટી** તેમની કર્ણેન્દ્રિયોને શોભાવે છે, તેઓ હાથે પગે ઉદ્યોગનીજ મેંદી લગાવે છે. આંખમાં હાલના સુરમાઓ દાખલ ન કરતાં તેઓ શરમનું અંજન કરે છે. હે વત્સ! આ પ્રમાણે તેમના આભૂષણો અદૃશ્ય છે, આ આભૂષણોજ ખરી શોભા છે, સુવર્ણ મોતીના આ ભૂષણો એતો કૃત્રિમ શોભા છે. પૂર્વોક્ત આભૂષણોના અસ્તિત્વ પ્રસંગે આવાં કૃત્રિમ આભૂષણોની આવશ્યક્તા બહુજ ઓછી છે. વળી પણ જો—

તે સ્ત્રીઓના આવી પહોંચવાથી અમારી વાતમાં ભંગાણ પડ્યું. પુષ્પ સુવાસથી ઘ્રાણેંદ્રિય આનંદ પામે તેથી કર્ણેંદ્રિયને માઠું ન લાગે માટે બન્નેને સરખો આનંદ આપવાની યોજના શરૂ થઇ.

કિન્નર કાન્તિનો સાર—તેણી સંતોષગૌરી વિણા સાથે ગાયન લલકારવા લાગી. શાન્તિગૌરી સાદ પુરવા લાગી. અમે આ દિવ્ય ગીતામૃત પીતા આનંદમાં બેઠા હતા. (અપૂર્ણ.)

---

# माणसनी मानसिक फरजो

ફરજ દરેક માણસને માથે છે જ્યારે માણસ ઉત્પન થયા ત્યારેજ તેને ચોકસ ફરજ પ્રમાણે વર્તવાનુ છે એમ કહેવાયુ તો ઈશ્વરને માણસોને શા માટે જન્મ આપવો પડયો તથા સૃષ્ટિ શા માટે ઉત્પન્ન કરવી પડી તે આપણે પહેલા જાણવાનું છે

ઈતિહાસોમાથી તથા બીજા મોટા મોટા ગ્રથોમાથી એમ સાબીત થાય છે કે અસલથી, જુનામા જુનો અને સૃષ્ટિની ઉત્પતિથી ચાલતો આવેલો ગ્રથ વેદ છે આ વેદમા એક ઠેકાણે એમ કહ્યુ છે કે-

एकोहं बहुस्याम

અર્થ—મારૂ એક સ્વરૂપ છે તેના વધારે સ્વરૂપ થાય

ઈશ્વરને આવી ઇચ્છા થવાથી તેણે પચ મહાભુત ઉત્પન્ન કીધા, હવે પ્રાણીમાત્રનુ સ્થુળ સ્વરૂપ આ પચ મહાભુતનુ બનેલુ છે પણ જીવ વગર તે સ્વરૂપ નકામુ છે, આથી કરી ઈશ્વરે તે સ્થુળ સ્વરૂપની અદર પોતાના તેજરૂપિ ચૈતન્ય મુકયુ માણસ અને જનાવરમા ઈશ્વરે એટલો ફેર કાધો કે માણસને સમજશક્તિ આપી છે અને જનાવરને નહિ

જ્યારે માણસને સમજશક્તિ આપી છે ત્યારે તે સમજશક્તિનો ઉપયોગ કરી દરેકજણે પોતાની ફરજ શુ છે તે જાણવુ જોઈએ જે માણસ તે જાણતો નથી તેમા અને જનાવરોમા કઇપણ ફેર નથી એમ કહેવામા બાધ નથી,

આવી રીતે ઈશ્વરે પહેલવહેલા પુરૂષ ઉત્પન્ન કીધો ત્યારપછી ઈશ્વરે માયારૂપિ સ્ત્રી ઉત્પન્ન કીધી અને તેમા એવી મોહિની રાખી કે શકર જેવા મહાત્માને પણ તેવી મોહિની પાછલ દોડવુ પડયુ હતુ અને અતે તેને કામ બાળી દેવાની જરૂર પડી હતી આ પુરૂષ અને સ્ત્રીને ઇશ્વરે સૃષ્ટિ ઉત્પન્ન કરવા કહ્યુ, પણ તેઓ સસાર જ્ઞાનથી અજાણ્યા હોવાથી સૃષ્ટિ કેમ ઉત્પન્ન કરવી તે સમજ્યા નહિ આથી ઈશ્વરે તેમને સસારી જ્ઞાન આપ્યુ અને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુ કહ્યુ આવી રીતે આપણા ગ્રથોમા સૃષ્ટિની ઉત્પતિ લખી છે જેવા

રીતે આપણા ગ્રંથોમાં સૃષ્ટિની ઉત્પતિ લખી છે તેવીજ રીતે અંગ્રેજ લોકોમ પણ સૃષ્ટિની ઉત્પતિ વાસ્તે લખ્યું છે.

દુનીયામાં જન્મથી તે મોત સુધી માણસની ત્રણ અવસ્થા છે. પહેલી બાલ્યાવસ્થા, બીજી યુવાવસ્થા અને ત્રીજી વૃધ્ધાવસ્થા. આ ત્રણે અવસ્થામાં આપણે નોખી નોખી ફરજ બજાવવાની છે. આપણે નોખી નોખી ફરજ બજાવવાની છે તેતો જાણ્યું પણ જ્યાંસુધી ફરજ શું છે તે જાણતા નથી, ત્યાંસુધી તેના વિભાગો ક્યાંથી જાણી શકીએ. માટે પહેલવહેલાં ફરજ શું છે તે જાણવાની આવશ્યક્તા છે.

ફરજ એ એક એવી વસ્તુ છે કે જે આપણને નીતિને રસ્તે વર્તવાનું કહે છે. અને આપણને નીતિની ઈમારત બાંધતાં શીખવે છે. જેનાવગર ડહાપણ, ચતુરાઇ, ભલાપણું, સચ્ચાઈ, મગજ શક્તિ, સુખ, મમતા, દયા, માયા અને લાગણી વિગેરે વિગેરે કંઈપણ ટકતાં નથી. અથવા તો કાયમ થઇ આપણી પાસે રહેતાં નથી. ફરજ ન સમજવાથી આપણી જીંદગી બગડે છે. અને અંતે ફરજ ન બજાવવાથી દુઃખી મોતે મરવું પડે છે. નીતિને રસ્તે જવામાટે ફરજ સિવાય બીજો એકે ઉત્તમ રસ્તો છે એમ માનવુંજ નહિં. આપણથી ડાહ્યા, આપણાથી અનુભવી, આપણાથી વિદ્વાન, સુલક્ષણા, વિચારીને પગલું ભરવાવાળા, જેના કામને દુનીયા વખાણે છે અને જે મરી ગયા પછી પણ પોતાનું નામ અમર મુકી જાય છે, તેનો પડછાયો લઈ તેને પગલે પગલે જવું અને તેમ કરવામાં લોકો આપણી કદાચ હાંસી કરે તોપણ તેની દરકાર કર્યા વગર, ડાહ્યા અને અનુભવી માણસના રસ્તાને વળગી રહેવું, અને તેનાં જેવાં નિતીનાં તથા સારાં કામો કરવાં એજ આપણી ફરજ છે.

આટલું ફરજ માટે કીધા પછી તેના વિભાગો તરફ નજર કરીએ. તથા કઈ કઈ અવસ્થામાં. કઇ કઇ ફરજ બજાવવાની છે તે તરફ લક્ષ આપીએ.

બાલ્યાવસ્થા કે જે જન્મ્યા પછી પહેલી અવસ્થા છે જેમાં દરેક બાળકે પોતાના માબાપની આજ્ઞા પાલવી અને ભવિષ્યમાં સુખી થવા માટે તે જેટલી શીખામણ આપે તે માનવી અને તે પ્રમાણે વર્તવું એ તેની પહેલવહેલી છેઃ હમેશાં સાચુ બોલવું, પ્રમાણિક અને ન્યાથી થવું, બીજાની અદેખાઈ કરવી નહિ, પોતાના સ્વાર્થ તરફજ હમેશાં ધ્યાન રાખવું નહિ, સવારે વહેલા ઉઠી પ્રભુનું ખરા દિલથી ધ્યાન કરવું, સારા માણસની સંગત કરવી. કહ્યું છે

કે "જેવી સગત તેવી અસર" જેવો સગત તેવો રગ "જેનુ અન્ન તેવો આડકાર" જો આપણે સારા માણસની સગત કરીએ તો સારા લેખાઈએ અને ખરાબ માણસની સગત કરીએતો ખરાબ લેખાઈએ માટે હમેશા સારા માણસની સગત કરવી, વિદ્યા મેળવવી, વ્યસન કરવુ નહિ, દુર્ગુણ માત્રને દુર રાખવા તથા સદ્ગુણમા ચિત્ત લગાડવુ આવી રીતે જો એક બાલ વર્તે છે તો તેની યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થા સુખમા જાય છે તથા મુવા પછી નામ અમર મુકી જાય છે

બીજી યુવાવસ્થા છે તેમા જેટલા ગુણો બાલ્યાવસ્થામા મેળવ્યા હોય, તે પ્રમાણે વર્તવાનું છે અને હમેશા સદ્વર્તનથી રહેવાની ફરજ છે તેની બીજી ફરજ પોતે એકલા હોઇએ ત્યારે, કુટુબ કબીલામા હોઇએ ત્યારે, તથા મિત્ર મડળમાં હોઈએ ત્યારે, કેવી રીતે વર્તવાનુ છે તે છે જ્યારે એકલા હોઇએ ત્યારે પોતાના વિચારો ખિલવવા જોઇએ પોતે તે વયના થયા ત્યા સુધીમાં કેટલા સારા તથા કેટલા ખરાબ કામો કર્યા તે તરફ ધ્યાન આપવાનુ છે પોતે કરેલા સારા નરસા કામ યાદ કરીને જેટલા સારા કામો કીધા હોય તેનાથી પણ વિશેષ સારા કેમ થઈ શકે તે વિચારવાનુ છે તથા જેટલા ખરાબ કામો કીધા હોય તે સુધારવા અને ફરિથી તેવાજ ખરાબ કામો ન થાય તેને માટે પ્રયત્ન કરવાનો છે

જ્યારે કુટુબકબીલામા હોઇએ ત્યારે પોતાનો સ્વભાવ સાચવવાનો છે સ્ત્રી કે છોકરા તરફ, નકામા ગુસ્સે થવુ નહિ પણ તેમની તરફ માયાથી વર્તવુ

જ્યારે મિત્રમડળમા હોઇએ, ત્યારે પોતાની જીભ સભાળવાની છે કોઈને અયોગ્ય લાગે તેવુ બોલવુ નહિ નકામી વાતો કરવી નહિ પણ જેથી બે શબ્દનુ વધારે જ્ઞાન થાય તેવી વાતો કરવી

વિશ્વાસઘાતી બનવુ નહિ મિત્ર કરવો નહિ પણ કરવો તો કોઈ દિવસ તેને મુકવો નહિ, સ્નેહી બની થોડા દિવસ પછી સ્નેહને તજી દેવો નહિ આમ મુકી દેવાથી સ્નેહી અથવા મિત્રને આ વિશ્વાસઘાતરૂપિ ઘા તરવારના ઘા કરતા વધારે જખમી કરે છે તે ઘા રૂઝાતો નથી અને તેનુ અર્ધું હૃદય ભાગી નાખે છે માટે વિશ્વાસઘાતી બનવુ નહિ વિશેષમા જો યુવાવસ્થામા એક માણસ સદ્વર્તનથી વર્તે છે તો મારા વાચવા પ્રમાણે આ દુનીયામા જન્મી

તે તેના જીવતરનું સાર્થક કર્યાવગર રહેતા નથી આટલી ફરજ યુવાવસ્થા માટે છે હવે વૃદ્ધાવસ્થાની શું ફરજ છે તે જાણવાનુંજ માત્ર બાકી રહેલું છે.

જ્યારે એક માણસ વૃદ્ધ થાય ત્યારે તેની પહેલી ફરજ પોતાના છોકરાંઓને શીખામણ આપવાની, સદ્ગુણો શીખવવાની, તથા તેમને નીતિને રસ્તે દોરવાની છે. પોતે એવી સારી રીતે વર્તવાનું છે કે પોતાનો દાખલો જોઇ છોકરાંઓ પણ તેવીજ રીતે વર્તતાં શીખે. પોતાનું ધર્મમાં ચિત્ત રાખવાનું છે કરેલાં પાપો માટે પશ્ચાતાપ કરી ઈશ્વર પાસે માફી માંગવાની છે. ગરીબોને મદદ આપવાની છે. અને જેમ બને તેમ દુનીયામાં ભલું કેમ થાય તથા આ વિશ્વના લોકોનો ઉદય કેમ થાય, એ બાબતો વિચાર કરો પોતાથી બને તેટલું દુનીયાનું ભલું કરવાની ફરજ છે. પરોપકારી થવું, પરદુઃખભંજન થવું, નિર્મળ બુદ્ધિ રાખવી, સારાં કૃત્યો કરવાં અને દુનીયાના લોકોનું શ્રેય કરવું. આટલી ફરજો વૃદ્ધાવસ્થાની છે. જ્યા વૃદ્ધાવસ્થામાં અશક્તિને લીધે આપણાથી કંઇપણ બની શકે તેમ ન હોય તો નિર્મળ મન રાખી, સર્વ જંજાળથી મુક્ત રહી પ્રભુનું આરાધન કરવામાં બાકીનો વખત કાઢવો.

લખાણ પુરું કરતાં પહેલાં મારે છેવટમાં કહેવું જોઇએ કે દરેક માણસે પોતાની ફરજ પ્રમાણે હમેશાં ચાલવું જો પોતે સત્યને માર્ગે અથવા તો નીતિને માર્ગે જતો હોય તો તેણે આ હળાહળ કળિયુગને લીધે લોકો તેની નિંદા કરે તો તે તરફ લક્ષ આપવું નહિ પણ પોતાના નીતિના કામમાં ખંતથી મંડયા રહેવું. પોતે લોકોને ખાતર ભલું કરે છે એમ ન માનવું પણ ભલાંને ખાતર ભલું કરે છે એમજ માનવું દુનીયામાં પોતાની ફરજ વાજબી રીતે કરતો હોય તો પછી ગરીબ હોય કે તવંગર હોય તોપણ તે મોટામાં મોટા માનને લાયક છે અને કલિયુગ હોવાથી કદાચ આ દુનીયામાં તે દુઃખી થાય પણ બીજી દુનીયામાં એટલે કે મર્ણ પછી પ્રભુ પાસે તે હમેશાં સુખીજ થાય છે. હું ઇચ્છું છું કે દરેકજણ આવી રીતે સુખી થવાને પ્રયત્ન કરશે અને પોતાની ફરજ બજાવી પ્રભુપદને પામશે.

લ. વિનય (રસીક.)

---

## सदुपदेश पचशती



### ( દોહરા )

( અનુસંધાન ગયા અકના પાને ૨૪૯ થી)

સ્વભાવથી વિદ્યા સદા નમ્રપણુ દેનાર
અજ્ઞપણુ અવિનય સદા સ્વભાવથી ધરનાર ૩૪
અતિપુષ્ટિ આસક્તિને સ્વભાવથી કરનાર
અપુષ્ટિ તે આસક્તિને સ્વભાવથી હરનાર ૩૫
સમતાથી સુખ સર્વને કહે શાસ્ત્ર ભણનાર
માટે નીતિ નિપુણ નર સમતાને રહેનાર ૩૬
જડ ને ચેતન સૃષ્ટિમા જુદા જેમ જણાય
તેમ દોષને ગુણુ બધે વિચારથી સમજાય ૩૭
ઉદય અસ્ત બનતો જુઓ સૂર્ય ચ દ્રનો જેમ
મનુષ્યનો પણ સર્વદા થાય વિશ્વમા તેમ ૩૮
હિતકારક કટુ વાકયના વક્તા દુર્લભ જેમ
સાભળનારા પણુ વિરલ વિશ્વ વિષે છે તેમ ૩૯
હિતકારક તે કટુ દિસે પ્રિય ન હિતાર્થી હોય
હિતકારકને પ્રિય વચન એ તો દુર્લભ જોય ૪૦
કોઈ કોઈને પ્રકૃતિથી માફક વસ્તુ જણાય
ચકોરને[1] પ્રિય ચ દ્રમા સૂર્ય કોકને થાય ૪૧
વિરોધ કોઇ કોઇનો સ્વભાવથી કરનાર
[2]નકુન સર્પ જયમ જન્મથી દ્વેષ દિલે ધરનાર ૪૨

---

૧ ચકવા ૨ નોળીયુ

ઝાકળનું જયમ બળ હરી સૂર્ય પ્રકાશિત થાય
દૂર કરી ત્યમ દુઃખને તેજથી સભ્ય જણાય. ૪૩
જેમ દુરાગ્રહ દુર્જનો નથી કદી તજનાર
તેમ સદાગ્રહને સદા સજ્જન સૌ ભજનાર. ૪૪
છાયા સુંદર હોય તો ફળ સારાં નહિં થાય
છાયાને ફળ યુક્ત તો વિરલ વૃક્ષ દેખાય ૪૫
ઝેરી બીજ વાવ્યા થકી ઝેરી ઝાડજ થાય
શુભ બીજે વાવ્યા થકી શુભ વૃક્ષો નિરખાય. ૪૬
કોઈ [3]કંટકી વૃક્ષને કોઇ સુપલ્લવ થાય
કોઇ સકંટતા છતાં શુભ પલ્લવ દેખાય. ૪૭

કે૦ રે૦ શાસ્ત્રી.

---

## विश्वावलोकन.

### બદરિકાશ્રમવર્ણન.

ઉપર પ્રમાણે કહીને વિમાન અગ્રભાગમાં સ્થાપન કરીને અંગુલીથી નિર્દેશ કરી **વિશ્વાવસુ** બોલ્યો કે–

આ પુરોભાગમાં બદરિકાશ્રમ નામનું સ્થળ છે. આ સ્થળમાં જીવસમૂહના આશ્રમરૂપ નારાયણ, ભક્તિભાવથી નમન કરતા ભક્તજનોના અતિ અજ્ઞાનને નાશ કરવા માટે તપશ્ચર્યા કરે છે. એટલા માટે આ ક્ષેત્ર નિવાસી જનોની બુદ્ધિ પરમાત્મજ્ઞાનથી વિકાસ પામે છે અને શબ્દસ્પર્શાદિ વિષયમાં

---

૩ કાંટાવાળુ.

અનાસકત હોઈને કેવળ ઈશ્વરપરાયણ છે તેથી ભુજગ શેષ ભગવાન જેની શય્યા છે એવા જનાર્દન નારાયણને અહિના સાધુજનો પ્રતિદિન પૂજે છે

કૃશાનુ પોતાને અનુરૂપ કહે છે કે–"આ બદરિકાશ્રમમા પરમાત્મા નારાયણનો નિવાસ છે," ઈત્યાદિક ગુણોનુ જે તમે પ્રતિપાદન કરોછો તે મને રૂચતુ નથી કારણ કે–

(ઉપેન્દ્રવજા)

શિલાસમુ હિમ જહા ઝગે છે, વાયુ વળી દુ સહ જયા વહે છે
જલાવગાહે જન જ્યા બીએ છે, શુ કર્મનુ આચરવુ બને છે?

**વિશ્વાવસુ**–જે તમોએ ઉપર કહ્યુ તે અમારા મતમા બદરિકાશ્રમના મહિમાને અનુકૂળ છે કારણકે–

પરમ હિમ હોવાથી સર્વ ક્રિયા વિશેષે કરી કુઠિત થાય છે, તેથીજ પરમ મહિમાને પામીને વૈકુઠની બરોબર ગણાય છે, તેથી શાતિવાળા અને આત્મજ્ઞાન વિષયી બુદ્ધિવાળા પડિતો ત્યા જાય છે આ બદરિકાશ્રમમા પ્રાતર્મધ્યાહ્ન સમયે સ્નાન માટે વારવાર સરોગીજનો પણ સર પ્રત્યે જવાથી ગરૂડધ્વજના પ્રસાદથી અત્યત અરોગી કુશળ થાય છે–અને તમે અગાઉ જે કહ્યુ કે "જળમા ન્હાવાથી ટાઢથી માણસ બીએ છે" તે ભગવદ્‌ભક્તવિશે ઘટતુ નથી, તેઓ તો નિરતર ભગવત્પ્રસાદથી કુશળ હોય છે, પણ જેઓ અભક્ત હોઈને કામરાગાદિ દોષયુક્ત હોય છે તેઓજ માત્ર ભગવત્કૃપા ન મળવાથી શીતાદિ રોગયુક્ત થાય છે

ઉપર પ્રમાણે કહીને વિમાનને બીજી બાજુએ લઇ જઇને અજલી સહિત અયોધ્યાના દર્શન કરીને વદે છે

---

॥ श्रीराजराजेश्वरीजयति ॥

# दुर्भिक्ष सहित महामारीनी शांति माटे परमेश्वर प्रार्थना.

कृपापारावारप्रणतजनसंतापशमनैः ।
कृपालोकोलोलैःस्नपयसुतरांनःपुररिपो ॥
सदुर्भिक्षामेतामनुदिनमनंतार्तिजननीं ।
महामारींमृत्युंजयशमयसंतापशतदां ॥ १ ॥
ययानेकेलोकास्तनयरहिताःकेचनपरे ।
पवित्रैःसन्मित्रैरपिकुलकलत्रैश्चरहिताः ॥
कृतामात्रापित्राप्यनुजनिकरैस्तामकरुणां ।
सदुर्भिक्षांमारींशमयशमयत्वंपशुपते ॥ २ ॥
ययालोकेलोकारुदनविवशाहंतविहिता ।
जनैःशून्यान्कृत्वासकलनिलयान्हासुकृतिनां ॥
सदुर्भिक्षामेतामतिशयभयोद्वेगजननीं ।
महामारींमृत्युंजयशमयसंतापशतदां ॥ ३ ॥
दयासिंधोदीनान्धनलवविहीनाननुदिनं ।
महाचिंतालीनानशनवसनाभावविधुरान् ॥
विनिघ्नंतान्सर्वान्प्रबलबलतोनिर्बलतरान् ।
सदुर्भिक्षांमारींशमयशमयत्वंपशुपते ॥ ४ ॥
क्षुधार्तानन्नंनोवतजनाःसत्कृतिधनाः ।
गलद्बाष्पानेयंपथिपथिपतित्वाप्रलपतः ॥
विनिघ्नंतीरंकानखिलकरुणाहानिकरुणां ।
सदुर्भिक्षांमारींशमयशमयत्वंपशुपते ॥ ५ ॥

## ભાષાંતર



હે કૃપાના પારાવાગરૂપ શ્રી મૃત્યુ જયદેવ! પ્રણતજનના સતાપને શાત કરનાર એવા આપના કૃપાકટાક્ષના તરંગોથી અમારી ઉપર અભિષેક કરો અને પ્રતિદિન અનત પ્રકારની પીડાને ઉત્પન્ન કરનારી તથા અનેક પ્રકારે સતાપ કરનારી મહામારીને શાત કરો ॥ ૧ ॥

હે પશુપતે જેણે અનેક લોકોને સત્પુત્ર રહિત કરેલા છે જેણે અનેક લોકોને પવિત્ર સન્મિત્રો રહિત કરેલ છે જેણે અનેક લોકોને કુલીન કાતાઓ રહિત કરેલ છે જેણે કોઈને માન્ય માતા રહિત કોઇને પવિત્ર પિતા રહિત અને કોઇને સ્નેહિ સહોદર રહિત કરેલ છે એવી અતિ નિર્દય મહામારીને દુષ્કાળ સહિત દૂર કરો દૂર કરો ॥ ૨ ॥

હે શ્રી મહા મૃત્યુ જયદેવ! જેણે પુન્યવાન્ પુરૂષોના પણ સઘલા ઘરોને મનુષ્ય રહિત કરી રૂદનને આધીન કરેલ છે જે અતિશય ભય અને અતિશય ઉદ્દેગને ઉત્પન્ન કરે છે અને જે સેકડો સતાપને આપનારી છે, દુર્ભિક્ષ સાથે રહેલી તે મહામારીને આપ શાત કરો શાત કરો ॥ ૩ ॥

*હે દયાના સાગર શ્રી પશુપતે! ધન લવથી દીન પ્રતિદિવસ મહા ચિંતામા* લીન એવા દીન લોકોકે જેઓ અન્નવસ્ત્ર રહિત હોવાથી અતિશય નિર્બલ થઈ ગયા છે તેઓને પણ પોતાના વીપુલબલથી નાશ કરનારી અને દુર્ભિક્ષ સાથે રહેનારી મહામારીને આપ શાત કરો ॥ ૪ ॥

ભુખથી પીડાતા અને હેમન્યરૂપ છે ધન જે તુ એવા મહાજનો અમને અન્ન આપો એવી રીતે આખમાથી આસુ પાડી ત્યા પુકારતા અને રસ્તે રસ્તે પડી ગયેના લોકો કે જેની ઉપર સર્વને યા આવે તેને નિર્દયપણાથી નાશ કરનારી મહારામારીને આપ શાત કરો શાત કરો ॥ ૫ ॥

थयाराजानोपिप्रबलबलयानिर्बलतरा ।
इवोद्विग्नाश्रिताजलनिधिनिमग्नाविरचिताः ॥
कथैवान्येषांकाक्षयनयकरीतामकरुणां ।
सदुर्भिक्षांमारींशमयशमंयत्त्वंपशुपते ॥ ६ ॥
निजक्रीडाशुन्यीकृतबहुपुरग्रामभवनां ।
जगत्सर्वंसद्यःकवलमिवकर्तुंकृतरयां ।
दयासिंधोशीघ्रंदलयदलयासंतमदयां ।
सदुर्भिक्षांमारीसकलजनसंतापशतदाम् ॥ ७ ॥
महावैद्यैरायुर्निगमनिपुणैरागमविदां ।
महामंत्रैस्तंत्रैरपिदुरपनेयात्रभुविया ॥
महामारीमेतामनुपमदयोदारहृदयो ।
जगद्वंधोमृत्युंजयजयजयत्वंद्रुततरम् ॥ ८ ॥
करुणाकरुणामृतांबुधेकरुणाविश्वविपन्निवारणे ॥
इहविश्वपितुःपरेशितुस्तवजागर्तिमहेश्वरस्वयम् ॥ ९ ॥
पुनरुक्तिरियंहयार्थनारचिताविश्वविपन्निवृत्तये ॥
ममर्मतुशतंक्षमस्वतेशिवशंभोऽस्तुनमोनमोनमः ॥ १० ॥
महामारीसद्यःक्षयमुपगतासाऽतिभयदा ।
सदुष्कालव्यालस्त्रिभुवनकरालोप्युपरतः ॥
दयापीयूषाब्धेःशिवतवदयादृष्टयविरम ।
त्सुधादृष्ट्यासारैरनिशमभिषिक्तेऽवनितले ॥ ११ ॥
श्रीमृत्युंयजदेवदेवकरुणापीयूषपाथोनिधे ।
लोकेत्वत्करुणावलोकलहरीलीलाभिराप्लाविते ॥
संतापैःसहशांतएवसकलैदुष्कालदावानलो ।
मार्य्यश्चोपशमंगताःसुखसुधांभोधौचमग्नंजगत् ॥ १२ ॥

હે પશુપતે પ્રબલ બલવાલી જેમ મહામારીયે રાજાઓને પણ નિર્મય જેવા, ઉદ્વેગવાલા અને ચિતારૂપી મહા સમુદ્રમા મગ્ન કર્યા છે તો બીજા લોકોની તો વાતજ શુ કરવી ? તે નિર્દય એવી દુર્ભિક્ષ સાથે રહેનારી ભય કરનારી અને ક્ષય કરનારી મહામારીને આપ શાત કરો શાત કરો ॥ ૬ ॥

હે દયાસિધો શ્રી મૃત્યુજયદેવ ! દુર્ભિક્ષ સાથે મળેની જે મહામારીએ અનેક શેહેરો અને અનેક ગામડાઓના ઘર શૂન્ય કરી દીધા છે અને આખા જગતનો કોળીયો કરવા કેમ જાણે ઉતાવળ કરતી હોય તેમ દેખાતી અને અત્યત નિર્દય મહામારીને આપ તરત નાશ કરો નાશ કરો, કારણ તે સેકડો સતાપ આપનારી છે ॥ ૭॥

આયુર્વેદમા નિપુણ એવા મહા વૈદ્યોયે તથા આગમ વેત્તાઓના મત્રોથી કે તત્રોથી પણ ખેશવી શકાય નહીં એવી આ મહામારીને અનુપમ દયાથી ઉદાર હૃદયવાલા જગબધો શ્રી મૃત્યુ જયદેવ ! આપ તરત પરાજય પમાડો તરત પરાજય પમાડો ॥ ૮॥

હે કરૂણામૃતના સાગર શ્રી મહેશ્વર ! આપકે જે વિશ્વના પિતા અને પરમેશ્વર છો તેની તરૂણ કરૂણાજ વિશ્વની વિપતિનો નાશ કરવા માટે જાગ્રતજ છે તો પછી વિશ્વવિપત્તિ માટે મે કરેલી પ્રાર્થનાપુનરૂક્તિ જેવી છે માટે આપ મારા અપરાધો ક્ષમા કરશો આપને પ્રણામ હો પ્રણામ હો પ્રણામ હો ॥ ૯॥ ૧૦ ॥

હે દયામૃતના સાગર શ્રી પરમશિવ પરમેશ્વર આપની દૃષ્ટિરૂપ અમૃતની વૃષ્ટિની અવિશ્રાત ધારાઓથી હમેશા અવનિતલ ભીંજાઇ જવાથી અતિ ભયકર મહામારી તરત ક્ષય પામી અને ત્રણ ભુવનને ત્રાસ કરનાર દુષ્કાલરૂપ કાલ સર્પ પણ નાશ પામે ॥ ૧૧ ॥

હે શ્રી મૃત્યુજયદેવ ! દેવનાદેવ કરૂણારૂપી અમૃતના સાગર, શ્રી શકર ! આપની કૃપા કટાક્ષની લહરીની લીલાથી આ લોક ઉપર અભિષેક થવાથી સઘળા સતાપો સહિત દુષ્કાળરૂપી દાવાનળ શાતજ થઇ ગયો મહામારી પણ શાત થઇ ગઈ અને સુખરૂપી અમૃતના સાગરમા જગત્ મગ્ન થયુ ॥ ૧૨ ॥

माहेश्वरात्मजनुषोर्द्धशशांकमौलेर्दासस्यवर्यगुरुकेशवधर्मसूनोः ॥
एषाकृतिर्ममजटाशिवमित्रमौलेःश्रीसांबशंभुपदयोःकुसुमांजलिःस्यात् ॥ १३ ॥

महाराजश्रीरवाजित्पाठशालैकशास्त्रिणा ॥
कृताशंकरलालेनश्रीमन्मृत्युंजयस्तुतिः ॥ १४ ॥

रसशरवसुधांक १९५६ मिते ।
वर्षमासेशिवस्यशुक्लदले ॥
पूर्णाशुक्रेऽष्टम्यां ।
श्रीमन्मृत्युंजयस्तुतिस्त्वेषा ॥ १५ ॥

इतिश्रीमन्मृत्युंजयस्तुतिःपूर्णा ॥
कृत्येतेयारचितयाप्रणतप्रियःश्री ।
शैलाधिराजतनयापतिरस्तुतुष्टः ॥
भूयाच्चमय्यधिगतोत्तममोक्षलक्ष्म्याः
श्रीकेशवेश्वरमहेश्वरयोः प्रसादः ॥ १६ ॥

शिवमस्तुसर्वेषांसदासदाशिवप्रसादात् ॥

ભટ્ટ શ્રી માહેશ્વરના પુત્ર સદ્ગુરુ શ્રી કેશવશાસ્ત્રીજીના ધર્મપુત્ર શ્રી ચંદ્રમૌલી શંકરના દાસ જટાશંકરના પરમ મિત્રે રચેલી આ કવિતા શ્રી સાંબસદાશિવના ચરણકમલમાં પુષ્પાંજલિરૂપ થાઓ. ॥ ૧૩ ॥

મહારાજ શ્રી રવાજીરાજ પાઠશાલાના શાસ્ત્રી શંકરલાલે આ શ્રી મૃત્યુંજયદેવની સ્તુતિકરી છે ॥ ૧૪ ॥

સં૦ ૧૯૫૬ ના શ્રાવણ શુદી ૮ શુક્રે શ્રી મૃત્યુંજયદેવની સ્તુતિપૂર્ણ થઈ છે ॥ ૧૫ ॥

આ કવિતાઓથી શ્રી પાર્વતીના પ્રાણપ્રિય પ્રણતવત્સલ શ્રી શંકરદેવ પ્રસન્ન થાઓ. અને ઉત્તમ મોક્ષ લક્ષ્મીને પ્રાપ્ત થયેલ સદ્ગુરૂ શ્રી કેશવશાસ્ત્રી અને પિતાજી શ્રી માહેશ્વર ભટ્ટજીનો પ્રસાદ મારી ઉપર થાઓ ॥ ૧૬ ॥

શ્રી સદાશિવના પ્રસાદથી સર્વનું કલ્યાણ થાઓ તથાસ્તુ.

## परपत्नीनी प्रीति विषे



(દોહરો)

પરપત્નિની પ્રીતમા, સુજ્ઞ ! નથી કઇ સાર
ખત્તા ખાઇ ખલકમા, અતે થાય ખુવાર ૧

(શાર્દૂલવિક્રીડિત ૭૬)

થાશે ખૂબ ખુવાર નાર પરની સાથે રમી જારોએ,
જાશે લાજ વસુ વળી જગતમા કે'શે વ્યભિચારીએ,
દડાશે ખુબ દુઃખ શીશ પડશે સાગો ન કો લેખશે,
ભ્રાતા માત પિતા ત્રિયા ભગિની તે દુઃખો ઘણા દેખશે
કૈચાએ કરવા ક્રિડા મન કર્યું પાચાળી સાથે જુઓ,
તો તેથી નિજ કુળ ધ્વસ કરીને માઠે હવાલે મુઓ,
કીધુ હર્ણ સીતા તણુ હરખથી લકાપતિ રાવણે,
તો રામે પળમા હણ્યો રણવિશે કામાતણે કારણે
પાડવની પટરાણી રાણી કરવા કૂડા વિચારો કર્યા,
તેવા દુષ્ટ તમામ કૌરવ જુઓ માઠે હવાલે મર્યા,
કેટલીક નૃપ ઇંદ્ર-ચદ્ર છળવા ચાલ્યા અહલ્યાજીને,
ત્યાથી ગૌતમ પાસથી શિખ મળી સપૂર્ણ એ પાજીને
ભોળો ભીમ કુમારોં આબુપતિની લેવા પગણે લડયો,
તો પોતે પૃથુરાજ હાથ પડતા પાછો ન દૃષ્ટે પડયો,
એવુ ગુર્જર રાજ કર્ણ મહીપે રાચી વ્યભિચારમા,
અતે પ્રાણ ગયાજ સજ્જન ! જુઓ શુ ? માર એ પ્યારમા

कहानजी त्रि घेलाभाई गुरुल वला

# प्रबोध सुधाकर.

## મનોનીંદા પ્રકરણ.

આપણું મન કોઈ વખત હસે છે, કોઇ વખત રૂએ છે અને ભમેલ થઈને દશે દિશામાં ભટકે છે; તે મન કોઇ વખતે હર્ષ પામે છે, કોઇ વખત ગુસ્સે થાય છે, અને વખતે શિષ્ટ પુરૂષની નિંદા કરે છે અને દુષ્ટની સ્તુતિ કરે છે. રોષસહિત તે ચિત્ત કોઈનો દ્વેષ કરે છે, કોઇ વખતે પોતાનીજ શ્લાઘા કરે છે, અને તૃષ્ણારૂપી રાક્ષસીથી વ્યાપ્ત થઇને આપણુ ચિત્ત કોઇ વખત પિશાચ જેવું થઇ જાય છે. માર્ગમાં પડેલાં હાડકાંને જેમ કુતરાંઓ આમતેમ ખેંચે છે, તેવી રીતે દમ્ભ, અભિમાન, લોભ, કામ, ક્રોધ ઘણો મત્સર, એ સઘળા દુર્ગુણરૂપી કુતરાઓથી આપણું ચિત્ત આમતેમ ખેંચાય છે. તેટલામાટે જે પુરૂશ અથવા સ્ત્રીને શુદ્ધ વૈરાગ્યની ઇચ્છા હોય, તેણે મનનો અભિલષિત દરેક અર્થ ત્યાગ કરવો; તે મનનું નહિં ઇચ્છેલુ કરવાથી આપણું ચિત્ત નિર્વ્યાપાર થઇ શકે છે.

## વિષયનિગ્રહ પ્રકરણ.

અગાધ વિષયરૂપી જળથી ભરેલા સંસારરૂપી સમુદ્રમાં તરવાને માટે મનુષ્યદેહરૂપી આપણને હોડી મળેલી છે, તે સારાં નરતાં કર્મોરૂપી પવનથી આમતેમ ચાલે છે. તે વહાણમાં નવ છિદ્ર છે અને જીવાત્મા એ મહા આળસુ નૌકાપતિ છે, તે છિદ્રોને રોકી બંધ કરવામાં ન આવે તો વહાણમાં પાણી ભરાઇ જઈ તલીયે બેસે છે. અને જો ઉપર કહેલાં નવ છિદ્રને રૂંધી ન રાખે તો સુખથી સંસાર સાગરને કોઇ તરી શકતું નથી. પારકાની સ્ત્રીને જોઇને કામનાસહીત તેને માટે મનોરથ કરે છે, તે મળી શકે એમ નથી એમ જાણે છે છતાં મનુષ્ય અતિ પાપવાન્ થાય છે. ચાડીઆ લોકો પારકાની નિંદા કરે છે તે હર્ષ સહિત કાને કરીને સાંભળે છે; તેથી જેની નિંદા થાય છે તે કંઈ મરી જતો નથી; પરંતુ મનુષ્ય વૃથા અતિ પાપવાન્ થાય છે. આપણી જીભ ખોટું બોલે

છે અથવા પારકાની નિંદા પ્રતિક્ષણ કરે છે; તેથી તેપર લોકોને કાંઇ હાનિ અથવા લાભ થતો નથી પણ આપણે ઉલટા વૃથા પાપ વ્હોરી લઇએ છીએ વિષય અને ઇંદ્રિયોના સંયોગ વખતે એક નિમિષમાત્ર જે સુખ થાય છે, તેટલાજ પ્રમાણમા, જ્યારે વિષય નષ્ટ થાય છે, ત્યારે જ્યા સુધી જીવીએ ત્યા સુધી દુઃખ થાય છે

અમુક પદાર્થ ત્યાગ કરવા લાયક છે અને અમુક પદાર્થ ગ્રહણ કરવા લાયક છે તે વિશે શિષ્ટ પુરૂષોએ સારી રીતે નિશ્ચય કરેલો છે, તો રૂડી બુદ્ધિવાળો મનુષ્ય અલ્પ સુખનો ત્યાગ કરીને ઘણા દુઃખને તરી શકે છે માછીમાર કાંટામા થોડુ માંસ લગાડે છે, તે ખાવા જનાર મત્સ્ય મરણ પામે છે, તેવીજ રીતે વિષયને ભોગવતો મનુષ્ય કાલરૂપી ધીવરથી ખેંચાઇને નાશ પામે છે જેનુ અર્ધ શરીર સર્પ ગળી ગયુ છે એવુ મંડૂક (ડેડકુ) શતશ માખીઓને ખાય છે, તેવી રીતે અર્ધ આવરદા જેનુ વીતી ગયુ છે એવો અંધ પુરૂષ વિષયોને ઇચ્છે છે અને તેને ભોગવે છે

## મનોનિગ્રહ પ્રકરણ

પોતાની મેળેજ ઉદ્ભવને પામેલી નદીઓ જેવીકે ગંગા, સિંધુ ઇત્યાદિક નીચ (નીચાણના) માર્ગે થઇને સમુદ્રમા ભળવા જાયછે તેજ નદી પોતાના ઉત્પત્તિ સ્થાનમાજ સ્થીર થઇને રહે તો એક મોટુ તળાવ થઈ તે વિસ્તારને ન પામે? પામેજ એવીજ રીતે આપણુ મન પોતાના હેતુનો વિચાર કરતુ અન્તરમાજ સ્થિર થાય અને બહારના વિષયોમા નજ જાયતો પોતાની મેળેજ આત્મપણાને ન પામે? પોતે આત્મસુખ અનુભવેજ એમા સંશય નથી ઘણા ઝરણાવાળો કુવો ઉનાળામા વર્ષાઋતુમા પાણી ઘણુ વધવાથી જળ ખારૂ લાગેછે, અને જ્યારે ઉનાળામા તાપને લીધે તે સુકાય છે ત્યારે જળ પાછુ મધુર થઇ જાયછે તેવીજ રીતે વિષયમા મગ્નતા અને તમો ગુણ જેમા પ્રધાન છે એવુ મન કલુષ થાય છે, અને તેનુ તેજ મન જ્યારે વૈરાગ્યથી સુકાય છે ત્યારે ધીમે ધીમે તે નિર્મળ થઇ સત્વ ગુણ તેમા આવે છે જે વિષયની અભિલાષા

રાખીને આપણું મન ઇંદ્રિયદ્વારા બહાર દોડે છે, તે વિષય જ્યારે પ્રાપ્ત નથી થતા ત્યારે જેવી રીતે કંઈ પોતાની પ્રિય વસ્તુ ગઈ હોય તેવી રીતે તે મન ખેદ પામેછે—મોટા પર્વત અને દુર્ગ પરથી વહેતી નદીઓ, પોતાના વહેન માટે યોગ્ય વિષય (દેશ) નમળવાથી જેમ ખાડા અને ખડકોમાં પડતી ત્રુટક ત્રુટક લાગેછે. તેવીજ રીતે ભ્રમણ કરતા ચિત્તને વિષય ન મળવાથી તે ખિન્નતા પામે છે—તુંબડાને જલની અંદર રાખીયે તથાપી જેમ તે જોરથી બહાર ઉંચે ઉડીને નીકળે છે તેવી રીતે આત્મ સ્વરૂપના ચિંતનમાં લગાડેલું આપણું મન ધ્યાન કરીને બહાર નીકળી જાય છે. આ જન્મમાં અથવા આગલા જન્મમાં પોતાના કર્મથી જે જે ફળ ભોગવવાનાં પ્રાપ્ત થયેલ છે તે શુભ હો અથવા ખરાબ હો, તથાપિ આપણા માગ્યા વગર પણ તે તે કર્મોનાં ફળ ભોગવવા પડવાનાંજ. જેમ કોઈ રેઢીયાર ઢોરને અવળે માર્ગે જતું અટકાવવાને તેના ગળામાં રસીથી એક મોટો લાકડાનો કટકો બાંધે છે, કે જેથી તે ભાગીને અવળે માર્ગે જઇ શકે નહિં, તેવીજ રીતે અવળે માર્ગે દોડનાર ચિત્તરૂપી પશુને રોકવા માટે વૈરાગ્ય રૂપી ઉચિત ગલકાષ્ટ વિધાતાએ નિર્માણ કરેલું છે. ગાઢ નિદ્રામાં જે સુખ મળે છે, તે ઉત્પન્ન થએલું સુખ છે ? કદીજ નહીં, કારણકે ચિત્ત જ્યાં સુધી ઈંદ્રિયના પ્રદેશમાં રહે છે ત્યાંસુધી નિદ્રા આવતીજ નથી. બારી બારણા વિનાના અને ઉંચી ભીંતવાળા ઘરમાં પુરેલો વાઘ જેવી રીતે બહાર નીકળવાને બહુ પ્રયત્ન કરે છે અને ઉંચે કુદકા મારે છે અને અંતે થાકી જાય છે, તેવીજ રીતે સર્વે ઇંદ્રિયનો નિરોધ કરવાથી હજાર યત્ન કરવાથી પણ બહાર નિકળવું મુશ્કેલ છે એમ જ્યારે ચિત્તને માલમ પડે છે ત્યારે તે પોતાની મેળે શાંત થાય છે અને વિષયમાં પ્રવૃત્તિ છોડી દેછે. પ્રાણનો વેગ રોકવાથી (પ્રાણાયામથી), સત્સંગ કરવાથી, વાસના માત્રનો ત્યાગ કરવાથી, અને પરમાત્મા શ્રી નારાયણના ચરણાર્વિંદના ભક્તિયોગથી આપણું ચંચલ મન ધીમે ધીમે પોતાનો વેગ છોડી દેછે.

---

ॐ तत्सत् ।

# आर्यधर्मप्रकाश.

# ARYA-DHARMA-PRAKASHA

पुस्तक २१ मु   संवत् १९५७

श्लोक

वधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जित ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥

गीता ६-६

उत्तम औषधनी पेठे परिणामे गुण करनार

नीति, धर्म, तथा व्यवहारसंबंधी बोध आपनार

છપાવી પ્રગટ કરનાર

वेदधर्मसभानी कार्यभारमंडळी

तरफथी

रा रा विश्वनाथ वि प्रभुराम बी ए

ભુલેશ્વર, અનંતવાડી

મુબઈ — ફ્રેટ પ્રીંટીંગ પ્રેસ

સંવત્ ૧૯૫૭  સન ૧૯૦૧ ઈસવી

वर्ष १ नो दोढ रुपियो

# वर्णानुक्रमणिका

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૯ મુ ]    કાર્તિક, સંવત ૧૯૫૭    [ અંક ૨ જો

## ॥ यतो धर्मस्ततो जय ॥






### मनने शिखामण

राग-भैरवा

भजने सीताराम, मन तु' भजने सीताराम,
सचराचर भरपूर रमेछे ठाली न मले ठाम—मन तु—टेक
धाम धरा धन काम न आवे घेर भले होय गाम,
ठाठ वधो अहिया रहा जाशे रक हशे के जाम—मन तु
राम नामने हृदये राखो करी स्नेहनु दाम,
दीनभक्तिथी रमता रहेश अतर आठे याम—मन तु
आश्रय श्रीहरिनो जो करशो तु करशे विधि वाम,
शरणागत पालक ज स्वामी म्हारा छे घनश्याम—मन तु
आधिव्याधि उपाधि नडे पण हारा न कदी हाम,
धीरज धारो मनमा शाणा "रक्षक मारो राम"—मन तु
सत्पथे चालजु जा मनतु शुभ कार्य मा थाय,
अवळे पथ जवाथी पीडा कर्म काळो डाम—मन तु
पुरुषारथ चारे मेळववा करने रुडा काम,
फळ देनारा स्वामी साचा रघुकुल तिलकललाम—मन तु
अनत जीभसहस्रे गाता मन्त्र गाता साम,
जेना गुणनो पार न पामे ए ईश्वर एना राम—मन तु
मायामय मिथ्या आ जग छे समजी ले कइ सान,
उदासीनवत् थईने रहेजु करजु सघळु काम—मन तु
प्रपचमा व्यवहरता सघळे राखो एक निशान,
"हु तेनो ते मारा स्वामी हु ए मारो राम"—मन तु
छे पो )

१ राजा २ आडो ३ अन्त ४ । नाग ५ एमव

# નવીન વર્ષ.

શ્રી પરમાત્મને ન મરકીના ચાર ચાર વખતના હુમલા અને દુઃખની પરાકાષ્ટારૂપ સંવત્ ૧૯૫૬ ની સાલનો કરાળ દુષ્કાળ, એ બે મહાન્ શત્રુથી સપડાયેલ અને ધન, જન અને ધામથી ખુવાર થઈ ગએલ આ આપણો ગરીબ આર્યાવર્ત દેશ, હજુ પોતાનું સંસારિક નીતિમય અને ધાર્મિક જીવન પરમકૃપાલુ પરમાત્માની નિઃસીમ દયાથી જાળવી રહેલ છે આવા બારીક અણીના સમયમાંથી પણ ક્ષેમકુશળ પસાર થઈ આ **આર્યધર્મપ્રકાશ** પોતાનું ૨૮ મું વર્ષ પુરૂં કરી પોતાને નૂતન પ્રાપ્ત થએલ ૨૯ મા વર્ષમાં પ્રવેશ કરે છે, એ દીનદયાળ પરમાત્માની દયાદૃષ્ટિની વૃષ્ટિનુજ ફળ છે એમ અમે માનીએ છીએ.

ગત ૧૯૫૬ ની સાલનું વર્ષ, તેમા થએલા આઠ ગ્રહના એક રાશિમાના સંયોગને લીધે, દુષ્ટ દુકાળ અને મરકી કોલેરા વગેરે રોગોના ઉપદ્રવથી આપણને બહુજ હાનિ કરીને પસાર થયુ છે. હવે આ નવું વર્ષ સર્વ આર્યાવર્તના રહેવાસી અને સકલ વિશ્વને સુખ રૂપ થાઓ એવી પરમેશ્વર પાસે પ્રાર્થના છે.

ગયા વર્ષમા, રાજાથી માડીને રંક પર્યંત, સૌ કોઇજનને જાન માલની ખુવારીનો કંઇ પાર નથી રહ્યો તેવા બારીક પ્રસંગમાં પણ આપણી **વેદધર્મ સભાએ** પોતાનુ કર્તવ્ય યથા શક્તિ બજાવી, પોતના બાળક રૂપ આ માસિક પત્રને પોષવામા અને ઉત્તેજન આપવામા કચાશ રાખી નથી ગયા વર્ષમા વેદધર્મ સભા તરફથી આયુર્વેદનો અતિ પ્રાચીન અને ઉપયોગી ગ્રંથ **સુશ્રુતનું** મૂળ સહિત ગૂજરાતી ભાષાંતર છપાઇ તૈયાર થયુ છે તેમજ બ્રહ્મનિષ્ટ પંડિત જયકૃષ્ણ જીવનરામની વિસ્તાર વાળી ગૂજરાતી ટીકા વાળા પૂજ્ય પાદ **શ્રી રામ ગુરૂ કૃત પંચીકરણનુ** મરાઠી ભાષાંતર છપાવી સભાએ પ્રસિદ્ધ કરેલ છે અને તે દક્ષિણિ લોકોમાં એટલુ બધું પ્રિય થઇ પડ્યુ છે કે ઉત્તરોત્તર તેને માટે માગણીઓ આવ્યા કરે છે, તેમજ **વિવેકી વિજયા** નામની પ્રમાણિક બોધક વાર્તા લખાવી સભાએ પ્રગટ કરી છે—સભા તરફથી છપાતાં સર્વ પુસ્તકો જનસમાજનાં નીતિ, વ્યવહાર અને ધર્મ કેમ સુધરે, એ ઉદ્દેશને અનુસરી હોય છે, તેથી લોકમાં તેનો સારો આદર થાય છે અને હજુ વધારે થશે એમ અમો આશા રાખીયે છીએ.

વિશેષ જોવાનુ તો એ છે કે ગમે તેટલો ખર્ચ કરીને પણ શ્રીમદ્ભાગવત અને યોગવાસિષ્ટ રામાયણ અને સુશ્રુત જેવા મહાન પુસ્તકોનાં ભાષાંતર કરાવી

ગને શ્રી ત વિદ્વાનોને પુસ્તા વગા ગાપી શ્રેષ્ટ વિષયો લખાની સુન્દર કાગળ અને ટાઈપથી છપાવી અન મજબૂત સુશોભિત પુન બધાવી છે પુસ્તકો સભાએ તૈયાર કરાવે છે અને તેના જેવા ઉત્તમોત્તમ વિષયવાળા શુદ્ધ સુંદર છાપ અને ઓછી કીમતના પુસ્તકો મળવા મુશ્કેલ છે એમ કહેવું એ અતિશયોક્તિ નથી

આ પુસ્તકો વહેંચતા પ્રાપ્ત થએલા પૈસામાથી ખર્ચ બાદ કરી બાકીની રીલિક તવાજે ઉપયોગી પુસ્તકો છાપવામાં આવે છે અમે લાગે છે એ વિચારી દરેક વેદ ધર્માભિમાની સ્ત્રી અને પુરૂષો એ સભાના યથાશક્તિ પુસ્તકો ખરીદી આ ધર્મના કાર્યને ટેકો આપવાની ફરજ છે

ગયે વર્ષે આ માસિક પત્રમા નાના મોટા ઘણા વિષયો આવી ગયેલા છે, તેમા આવતો "અદ્વૈતામૃતનો" વિષય હવે લગભગ પુરો થવા આવ્યો છે, તે આ વર્ષના એકાદ માસમા પુરો થઈ જશે, તેમજ શાસ્ત્રી જીવણરામ મહીધરે લખેલ "પ્રમાણ વિચાર" નામનો વિષય પણ આ વર્ષમા પુરો થઈ જશે એમ આશા છે આ વર્ષમા છપાએલ 'મેઘમાટે પ્રભુપ્રાર્થના, અને, દુષ્કાળ સહિત મરકીની શાંતિમાટે પ્રભુ પ્રાર્થના" એ બે સંસ્કૃત કાવ્યો સિદ્ધકવિ શાસ્ત્રીજી શંકરલાલે મોકલાવી આ સભા ઉપર તેમની કેવી કૃપા છે તેનો પુરાવો આપ્યો છે તેના સંસ્કૃત કાવ્યની સહૃદયતા જોઈ પરમકૃપાલુ પરમેશ્વરે કરૂણામૃતરૂપ મેઘની વૃષ્ટિ કરી દુષ્કાળનુ દુઃખ મટાડ્યુ, તેવીજ રીતે દુષ્ટ મરકીના પંજામાથી હવે હિંદને સદાને માટે પરમાત્મા મુક્ત કરો તથાસ્તુ

આ માસિકમા વખતો વખત લેખ મોકલી પોતાની ધાર્મિક વૃત્તિને પોષનાર લેખકોનો આભાર માનીયે છીએ અને વિનય સહસૂચન કરીએ છીએ કે કોઈએ પણ અધુરા લેખ ન મોકલાવવો, કેમકે તેવા અધુરા લેખો લેવાથી અમોને નકામી ગુચવણમાં ઉતરવુ પડે છે

છેવટે, આ **વેદધર્મસભાના** સભાસદો અને તેને યોગ્ય વખતે બેટ મોકલી મદદ કરનારા સજ્જનોનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ, કે જેના ઉપર આશ્રયથીજ આવી જનોપયોગી ધાર્મિક સંસ્થા પોતાનુ અસ્તિત્વ જાળવી, યોગ્ય કાર્ય બજાવે જાય છે તેમજ આર્યધર્મપ્રકાશના ગ્રાહકોને પણ આ નવા વર્ષનુ અભિનંદન આપી વિનંતિ કરીએ છીએ કે " આપ જેવી રીતે આશ્રય આપો છો તેવીજ રીતે વર્ષોવર્ષ લવાજમના નાણા આપી આશ્રય આપતા રહેશો, અને તમારા સ્નેહી તેમજ મિત્રમંડળમા આ માસિક પત્ર વધારે ફેલાવો પામી તેના ગ્રાહકો વધે એમા તમારી શોભા છે "

છેવટે આ સભાના ઉત્પાદક, પોષક તથા ઉત્સાહી મંત્રીઓનો આભાર માનીએ છીએ કે જેઓની યોગ્ય સલાહ, કાર્યદક્ષતા અને પરિશ્રમને લીધેજ આ સભા આટલું ઉપયોગી કામ કરી શકી છે અને હજુ પરમાત્માની કૃપાથી વધારે કરી શકશે છેવટે પરમ ભક્ત પ્રહલાદજીના શબ્દોમાં **स्वस्त्यस्तु विश्वस्य खलः प्रसीदताम् ॥** એ પ્રમાણે પરમાત્માને સવિનય પ્રાર્થના કરી માગીએ છીએ કે ભરતખંડવાસી નરનારીના હૃદયમાં પ્રાચીન ધર્મભાવના, સ્વધર્મશ્રદ્ધા અને શુદ્ધ ભક્તિ જાગ્રત કરો તથાસ્તુ

**તંત્રી**

---

## દિવ્યસ્વપ્ન.

(ગયા વર્ષના ૧૨ મા અંકના પાના ૨૭૨ થી ચાલુ.)

તારાઓનો ઝાંખો પ્રકાશ શાન્તિમાં કાંઈક વૃદ્ધિ કરતો હતો મધુર અને મૃદુ પવનની સાથે, અતિ સ્વાદિષ્ટ ગાનનો સુવાસ, ખુલ્લી હવાને લીધે ચોતરફ પ્રસરી રહી, ચોતરફ પથરાઈ રહેલાં સુગંધી પુષ્પોના પરાગની મધુરતામાં વૃદ્ધિ કરતો હતો અહાહા! શી શાન્તિ! શી શીતળતા!!!

હુ તો તેણીની આકૃતિ જોતાજ વિહ્વલ થઈ, તેની લાવણ્યતામાં તલીન ગઈ ગયો, મારી શ્યામ નયનની ઝલક તેણીના નયનમાં મળી. અને તેમાં તેણીને સપ્રેમ પ્રોત્સાહન તથા એટલી બધી શ્લાઘા જણાઈ કે મારા મનમાં પ્રેમાંકુર ફુટ્યાં તેણી પ્રસંગે મારા તરફ સપ્રેમ સ્મિતયુક્ત વદનથી નજર ફેંકવા લાગી અને પરિણામે આંખે આંખ વચ્ચે બંધાયેલા અવશ્ય તાર મારફતેજ એ મધુર પ્રેરણાનાં સંદેશા આવવા જવા લાગ્યા આ તાર આપલે કરવા મન સીગ્નલરનુ કામ કરતું હતું પરિણામે પ્રેમનુંજ સામ્રાજ્ય સ્થપાયું આ મારી સર્વ મનોવૃત્તિઓ પેલા સુરબ્બીજી જાણી ગયા હોય એમ મને જણાયુ હું તો વળી એવા વિચારમાં ગુંચવાઈ ગયો હતો કે—"સંગીત શિવાય વિશ્રામ છેજ નહિ ને તેમાં વળી આવી મુગ્ધાના મુખનુ સંગીત તેમાં શું પુછવું? ચોખ્ખો હીરો અને તે વળી કુંદનથી જડાયો—"

પેલા સુરબ્બીશ્રીએ આ વિચારમાં ભંગાણપાડી મને કાનમાં ધીમાશથી કહ્યુ—"આ દેવીના પવિત્ર પ્રેમનો તમે સત્વર સ્વીકાર કરો શુભશીયળની ઉપાસના કરીને અમર થયેલ મહાન્ સતી—પતિવૃતા સાધ્વી સ્ત્રીઓનાં શુભનામો સાથે. આ संतोषगौरी નું નામપણ કીર્તિના અમર કીતાબમાં સદાને માટે સોનેરી અક્ષરે અત્યારથીજ લખાયુ છે શું! આ હૃદયોદ્‌ગારરૂપ સેવા એવી છે કે

તુ તેનો મનોહર કરવા જેટલો કઠિન થા! તારા શ્રેય માટે કહુ છુ કે આ દેવીના પ્રેમનો સ્વીકાર કર તેની સર્વ બ્હેનો અને સખીઓ તેના જેવીજ છે સર્વ પાત્રનો પૂર્ણ તપાસ કરીનેજ તે પ્રેમ બીજની વાવણી કરે છે બીજા સામુ આડી નજરે પણ જોતી નથી તૃષ્ણા વાગાપુરૂષને દેખીને પણ તે દૂર જતી રહે છે

હે! વત્સ તારૂ શ્રેય ઈચ્છુ છુ તો તને પૂર્ણ રીતે ઓળખતો નથી પણ તુ ત્રિખંડાધીપતિ હોય તો પણ શુ? સુવર્ણ હીરા, માણેક આદિની ખાણોનો તુ માલિક હોય તો પણ શુ? ગુણ ગ્રામ વાલકેશ્વર કે નાનોલી અને માથેરાનની ટેકરી પર તારા હવા મ્હેલો લાખો રૂપિયાને ખર્ચ બંધાવેલા હોયતો પણ શુ? તુ રોજ દેશાવરોમા કોટિ રૂપિયાની હુંડીઓ કે બેન્કો પર ચેકો લખતો હોય તો પણ શુ? ચાર ઘોડાની બગીમા કે પાલખીમા બેસીને એક જગ્યેએથી બીજી જગોએ જતો હો તો પણ શુ? મોટા મોટા સુવર્ણના ચાંદો ઈલ્કાબો ડીગ્રીઓ કે ભારે માન પત્રો ધરાવતો હોતો પણ શુ? આઠ પ્રકારના યોગની સાધના કરે તો પણ શુ? અષ્ટસિદ્ધી અને નવનિધિનો તુ માલેક હોય તો પણ શુ? તમામ તીર્થ યાત્રા, વ્રત પચ્ચખાણાદિ કરે તો પણ શુ? દેવની નીરંતર સેવા કરે તો પણ શુ? શુદ્ધ મનથી ઉપવાસરહી મંત્ર આરાધના કરે તો પણ શુ? વેદ, પુરાણ, સુત્ર વીગેરે ધર્મ શાસ્ત્રો નિરંતર શ્રવણ કરે તો પણ શુ? આ સર્વ હુવેથી તારીજ થવાની આ સંતોષગૌરી તથા તે સાથે આવનારી શાન્તિગૌરી વિના વૃથાજ છે કારણ આ પદ્મિનીઓનુ અસ્તિત્વ જેના ઘરમા અસંભવીત હોય, તે પૂર્વોક્ત સુખોમાથી એક પણ સુખપૂર્ણપણે ભોગવી શકતો નથી આ દેવી સુધાઓમા લુબ્ધ થઇને પૂર્વોક્ત સર્વ રિદ્ધી સિદ્ધીઓ તેની દાસ થઇને રહેછે માટે હે ગુણવંત વત્સ! જોતારે પૂર્વોક્ત રિદ્ધી સિદ્ધીને વશ ન થતા તેને તારે વગરકરી દાસ બનાવવી હોય તો આ દેવી સુધાના પ્રેમનો સ્વીકાર કરવામા પ્રમાદી નથા સત્વર તેમના સત્સંગનો સ્વીકાર કર! આ દેવીઓના સહવાસથી તુ નીતિનીયમાધીન જીવન અવસ્થા સુગમતાથી ચલાવી શકીશ તુ જેવી સ્થીતિમા હશે તે સ્થીતિ, આ દેવીના સત્સંગથી, તને સુખને માર્ગે ચઢાવશે તારી ગમેતેવી વૃત્તિ હશે તેપણ સુખના ઝરણા આ દેવીના સત્સંગથી છુટશે અરે તેણીના સત્સંગથી તને થનારા લાભોનુ હવે કેટલુ વર્ણન કરૂ, ગમે તેવી તારી વૃત્તિમા આ દેવી સુધાઓ તારી સાથે રહી સુખ સરિતામાજ સ્નાન કરાવશે કેમ વત્સ! હવે તું પૂર્ણ સમજ્યો! આ સંબંધે તારી શુ ઇચ્છા છે! વિચાર કરી પ્રત્યુત્તર આપ?"

તે સુધાઓના સ્વભાવ અને વર્તણુકનુ મે નિરીક્ષણ ક્યારનુ કરી લીધેલ હોવાથી મે નમ્રતાથી જવાબ આપ્યો "–હા કૃપાળુ! પુજ્ય ગુરૂશ્રી! સત્મા

દર્શક, શુભેચ્છક સુગુરૂશ્રી—! આ સંબંધમા હું કાંઇપણ જવાબ આપુ તે કરતાં મારા અંતકરણ આડે આવેલું ચામડું તોડીને આપ જુવો એટલે સમજાશે કે મારી શું ઇચ્છા છે આથી વિશેષ, મારાથી, શબ્દોચ્ચાર કે વાક્યાવલિથી પ્રતીત કરી શકતો નથી, આપના શ્રમમાટે પુનઃ પુનઃ આભાર માનવા સિવાય અન્ય કરવાનું મારી શક્તિ બહારનું છે ”.

પછી તે પુજ્ય ગુરૂશ્રીએ સંતોષગૌરી સામી નજર કરી કાંઇક ઇસારો કર્યો. એટલે તે મુગ્ધા ઉભી થઈ ગુરૂજી પણ ઉભા થયા એટલે મારે પણ ઉભુ થવુંજ પડ્યુ તે મુગ્ધા મારી સામે આવી ઉભી રહી અને હસ્ત જોડી વિનયથી બોલી—“ હે સદ્ગુણાલંકૃત મનુષ્ય! તમો અમારી પરિક્ષામા પસાર થયા છો. અત્યાર સુધીનું તમારૂં જીવન અમોએ બારિકીથી તપાસેલું છે. તમારી નીતિની પ્રેમાધીન જીવન વ્યવસ્થા મારા જાણવામાં આવી ગઈ છે ને તેથીજ, પ્રેમ કુસુમમાળા તમોને સવિનય સપ્રેમ અર્પણ કરૂં છુ તે શુદ્ધ અંતઃકરણથી સ્વીકારશોજી ” આટલુ કહી તેણીના કોમળ કરોએ એક ખુશબોદાર હારથી મારા ગળાને સણગાર્યું સુગુરૂની સાક્ષીએ મે, પણ મારો પ્રેમ જાહેર કરી, મારી પ્રતિજ્ઞા જાહેર કીધી.

આ સર્વ શ્રવણ કરી શાન્તિગૌરી ઉતાવળથી જરા દૂર આવેલી પર્ણકુટીઓ તરફ દોડી ગઈ અને થોડીવારમા કેટલીક સ્ત્રીઓ સાથે પાછી મંડપમાં આવી. આ સ્ત્રીઓની લાલિત્ય અને સૌંદર્યથી હું તો મુંઝાઈ ગયો. એક બીજા કરતાં તેઓ ચડે તેવી હતી તેઓના વસ્ત્રાભૂષણો પણ પૂર્વોક્ત જેવાંજ હતાં હું તો સ્તબ્ધ થઈ સુગુરૂશ્રી પાસે બેસી ગયો અને સર્વ દેવીઓ આ ખુશાલીમાં પુદેડીઓ ફરીને રાસડા ગાવા લાગી અને મેં આનંદ સાગરમા ડુબકી મારી પ્રથમ તો તેઓએ હાસ્યરસના કેટલાક રાસડાઓ ગયા પણ સુગુરૂએ શાન્તિ દેવીને પાસે બોલાવી આજ્ઞા કરી કે તમારા આ નવા સંગા અને સ્નેહિ પેલા રસ્તાપર આવેલા આશ્રમોના બાહ્ય દેખાવથી ભુલાવો ખાતા હતા માટે પેલો ડુંગર દૂરથી રળીઆમણાનો રાસડો ગાઓ જોઉ.”

“ ડુંગર દૂરથકી રળીયામણોરે,
પાસે જાતાં પથરા હોય હોલાલ—ડુંગર.
નહિ ગુણ ગણીએ મોટા નામથીરે,
તેની તારીફ શુણિયે તોય હોલાલ—ડુંગર.
સરોવરથી સાગર મોટો શુણીરે,
પંખી પહોંચ્યાં રાખી પ્યાર હોલાલ. ડુંગર.

પ્રીતિ આ ક્ષત્રિય જાતિમાં છે તેવી અન્ય જાતિમા તો મળવી મુશ્કેલ છે. એ માટેજ આપણી પરમ ન્યાયવતી સરકાર સેનામા રાખી એમનાપર વિશેષ વિશ્વાસ દર્શાવે છે, અને આ પણ ધર્મપૂર્વક રાજ્યભક્તિ દર્શાવે છે ત્યારે ચાલ મ્હારી પત્નીને બોલાવી પૂછું કે આ વીરજનોને આજે શાથી પ્રસન્ન કરવા? (પડદા સામુ જોઇને) પ્રિયે! ઓ પ્રિયે! જરા અહીં તો આવ

(નટી પ્રવેશ કરે છે.)

**નટી**:–વીરપુરુષ પ્રાણનાથ! શી આજ્ઞા છે? મ્હારૂ સ્મરણ કેમ કર્યું?

**સૂત્ર**:–પ્રિયે! તુ જુએ છે કે આપણી મૈયા ભારત ભૂમિ કેવી દશામા છે! અરે! પહેલા જે ભૂમિપર ધીરવીર અર્જુન, ભીમ, દ્રોણ, કર્ણ, વગેરે યોદ્ધા ગર્જતા, તે ભૂમિ આજે યવનોના પદથી દબાઇ રહી છે માટે આ વીર પુરુષોને કોઈ એવું નાટક દેખાડો કે જેથી તેમને પોતાના પ્રાચીન ગૌરવનુ વિસ્મરણ ન થાય

**નટી**:–ભલા, નાટક દેખાડવાથી શો લાભ? હવે તો આ દેશમાં યવનો બહુ થોડા છે, અને જે છે તે પણ શુ આમને નાટક દેખાડવાથી ભરત ભૂમી છોડીનાશી જવાના છે?

**સૂત્ર**:–નહિ, નહિ, તું મ્હારો વિચાર ન સમજી જે ક્ષત્રીવીર પુરુષો આપણી ન્યાયવતી સરકારની પ્રજા છે, અને જે કેવલ રાજ્ય ભક્તિ દેખાડવાનેજ શસ્ત્રાસ્ત્રો, વાપરતાં શીખી વિનાપગારે પણ સરકારની સેવામાં જોડાવા તૈયાર છે તેઓ, જે બ્રિટિશ સરકારના શત્રુ છે તેને પોતાના શત્રુ ગણે, અને કદાચિત્ (દૈવ એવુ ન કરે તોપણ.) કોઈ શત્રુ પોતાના દુર્ભાગ્યે અહીં પગલાં કરે તો પોતાની વીરતા સ્મરી એમને દંડ દે, એ હેતુથીજ જેમાં પુરૂષ, સ્ત્રી અને બાલકો સર્વની શૂરવીરતા પ્રકાશતી હોય એવુ નાટક એમને દેખાડવુ જરૂરનું છે.

**નટી**–બહુ સારૂ મ્હારા વીરનાથ! ત્યારે આપણે **आलोरनी शूरवियामा** નું નાટક કે જેનો અભ્યાસ આપણે સર્વેને કરાવેલો છે તે ભજવીએ તો કેમ!

**સૂત્ર**:–વાહ વાહ! ધન્ય છે ત્હને! તું વીર કન્યાને વીરમાતા કેમ નહોઈ શકે? ત્હારા સિવાય એવી યોગ્યતાનુ પાત્ર કોણ છે?

**નટી**:–નાથ! મ્હને વીરકન્યા અને વીરમાતા થાવાનું જેટલુ અભિમાન છે, તે કરતા વીરપત્ની થવાનુ વધારે છે

**સૂત્ર**:–એ તો યથાર્થ છે ચાલો, હવે વિલંબ ન કરો. નાટક જોવા સભાસદો ઉત્સાહે ભર્યા છે.

**નટી**:–બહુ સારૂં નાથ! ભલે પધારો. (બને જાય છે.)

(પ્રસ્તાવના)

---

## પ્રવેશ બીજો

—∞※∞—

સ્થાન *—આલોર શહેરનો રાજમહેલ

(મહારાણી ને તેની નાની લલના બેઠા છે, દાસીઓ ઉભી છે)

(દ્વારપાળ પ્રવેશ કરે છે)

**દ્વાર**—રાજકુમારની સમીપથી દૂત આવ્યો છે, અને માતુશ્રીની આજ્ઞા હોય તો અંદર આવવા દઉં.

**મહારાણી**—યુદ્ધક્ષેત્રમાથી સમાચાર લઈ જે દૂત આવે તેને આવવા માટે આજ્ઞાની કે સમય અસમયનો વિચાર કરવાની જરૂર નથી તેને તરત લઈ આવવો. હું તેને મળવા આતુર છું, યુદ્ધક્ષેત્રમા રહેલ મ્હારા એકના એક—પ્રાણધન પુત્રને તેના *પિતૃહન્તા યવનોના શિર છેદવા મોકલ્યો છે, તો માતાની પાસે પુત્રની કુશળવાર્તા લાવવામા આવવા આજ્ઞાનું કાંઈ પ્રયોજન નથી માટે તું જા અને દૂતને જલદી તેડી લાવ

(દ્વારપાળ જાય છે ને દૂતને લઈ પ્રવેશ કરે છે)

**દૂત**—(નમન કરીને) આ દાસ પ્રણામ કરે છે

**મહા**—કલ્યાણ થાય યુદ્ધક્ષેત્રમા મંગળ છે? રાજકુમાર તો કુશળ છે?

**દૂત**—હું યુદ્ધક્ષેત્રમાથી નથી આવતો, પરંતુ રાજકુમાર તો કુશલ છે

**મહા**—(ખેદથી) જો તું યુદ્ધક્ષેત્રમાથી નથી આવતો તો ત્હેં રાજકુમારની કુશળતા ક્યાંથી જાણી?

**દૂત**—એમણે યુદ્ધસ્થળનો તો ત્યાગ કર્યો છે

**મહા**—(વધારે ખેદથી) હા? સૈન્ય ભેગું કરવા માટે?

---

* આ નાટક નીચેના ઐતિહાસિક વૃત્તાંત ઉપર રચાયેલું છે ' ઇ સ ૭૧૨ મા ખલિફાના હુકમથી મહમ્મદ કાસિમે આલોરનગરના હિંદુરાજા દાહિરપર હુમલો કર્યો તીર વાગતા રજપૂત રાજાનો હાથી રણભૂમિ છોડી નાઠો આથી સેનામા ભંગાણ પડ્યું ને રાજા રણમા પડ્યો કાસિમ ફોજ લઈ એ ગામના દરવાજા પાસે આવ્યો અને ગામને ઘેરો ઘાલ્યો પરંતુ રજપૂતસેનાને તાબે થવા કરતા પોતાનો સમૂળો નાશ વધારે ગમ્યો તેમણે મોટી ચિતા ખડકીને સળગાવી, અને તેમા તેમના બૈરા છોકરા પોતાની મેળે બળી મુઆ ' પછી રજપૂતો નાહી એકમેકને છેલ્લા નમસ્કાર કરી કિલ્લાના દરવાજા ઉઘાડી બહાર આવ્યા અને ઘેરો ઘાલનારા મુસલમાનો ઉપર ધસી એકેએક રણમા પડ્યા (હન્ટરકૃત ઇતિહાસનું પૃષ્ઠ ૧૨૨ મુ જુઓ )

ઇતિહાસ લેખક અબુલફજલ લખે છે કે, " એ આલોરનગર મુલતાનથી પણ મ્હોટું હતું ત્યા પ્રથમ રાયચનો દાહિરનામે રાજા થયો એની રાજધાની આલોરપુરી હતી ને રાજ્યનો વિસ્તાર ઉત્તરે કાશ્મિર, પશ્ચિમમા સિંધુનદી પૂર્વે રજપૂતાના ને દક્ષિણે સમુદ્ર પર્યંત હતો' (આઇને અકબરી)

* પિતૃહન્તા=પિતાને હણનાર

માંથી ઉતારા લઈને અ ગ્રેજીમાં એક લઘુ પુસ્તક છપાયુ' છે અને એ પુસ્તક-માંથી હવે પછી ઉતારાઓ આપવાનો અમારો ઇરાદો છે આ નોંધપોથીનું પ્રથમ પુસ્તક ઈ. સ. ૧૮૮૨માં જીનીવામાં બહાર પડયુ' હતું. મોં શેરરે પોતાના મિત્રના પુસ્તકને એક પ્રસ્તાવના લખી છે અને તેમાં કહ્યુ' છે કે' જે માણસ પોતાની જીદગી દરમયાન- પોતાની શક્તિના પ્રમાણમાં યોગ્ય ગણાય એવુ એકપણ પુસ્તક મૂકી ગયો નથી તે માણસ પોતાના મૃત્યુ પછી આપણને એવુ પુસ્તક મૂકી ગયો છે કે જે ભાગ્યેજ મૃત્યુવશ થશે '. બીજો જાણીતો ફ્રેન્ચ ટીકાકાર મોં. રેનન એમિઅલ માટે કહે છે કે 'આ પુસ્તક આધુનિક કેળવણીથી પરિપકવ થયેલ ઉચામાં ઉચી મનશક્તિનાં પરિણામ રૂપ છે '

એમિઅલના જે પુસ્તક ઉપરથી આ ઉતારા કરવામાં આવ્યા છે તેને માટે આટલી પ્રસ્તાવના આવશ્યક લાગી છે. એ પુસ્તકને ઉદ્દેશીને ઘણુ' કહેવાનું છે જેને માટે યોગ્ય અવસર હવે પછી મળી આવશે એવી આશા છે.

---

૧૬ જુલાઇ ૧૮૪૮.—જગતમાં એકજ બાબત ઉપયોગી છે, નેતે—ઇશ્વરને મેળવવો તે. આપણી બધી ઇંદ્રિયો, મન અને આત્માની બધી શક્તિઓ, આપણી બધી પ્રવૃત્તિઓ, એ ઇશ્વર સમીપ જવાના જુદા જુદા રસ્તાઓ છે, ઇશ્વર સેવાની જુદી જુદી સામગ્રીઓ છે. જગતની અનિત્ય વસ્તુઓ પરથી મન ઉઠાડીને નિત્ય અન'તવસ્તુઓ પર લગાડતાં આપણે શીખવાનું છે. .... ....

.... ઇશ્વર સ્તવન કરવુ', તેની કૃતિ સમજવા પ્રયત્ન કરવો, ઇશ્વરને આપણા જીવનમાં જેમ બને તેમ પ્રેરવો,—આ મ્હારી ફરજ, એજ મ્હારૂ' સુખ, એજ મ્હારૂ' સ્વર્ગ. પછી જે થવાનું હોય તે ભલે થાય— મૃત્યુ સુદ્ધાં માટે હું તૈયાર છુ. ફક્ત આત્માની સ્થીરતા હોય, ઇશ્વર સમીપ રહેવાતુ હોય, ઇશ્વરનો નિર તર પ્રકાશ આમણી આસપાસ લાગતો હોય, તો જીવનદોરી કુદરતના સનાતન નિયમોને સોંપવા માટે હું ખુશી છુ'. મૃત્યુને જરા વાર હોય તો સારૂ', જો તે હમણાંજ આવતુ હોય તો એથી પણ સારૂ', જો મ્હારી અમુક શક્તિઓજ નષ્ટ થવાની હોય તો એ પણ બહુ સારૂ', કારણકે પછી જો કે ફતેહનો માર્ગ બ'ધ થાય છે તો પણ એ સ'તોષ અને ઇશ્વરેચ્છાને આધીન તાના પ્રબલ શૌર્યનો માર્ગ ખુલ્લો કરીનેજ જાય છે. દરેક જીવનમાં મ્હોટાઇના પરમાણુઓ છે, અને ઇશ્વર શિવાયનું જીવન અશક્ય છે, માટે સૌથી શ્રેષ્ઠ જીવન ઇશ્વર સમીપ રહેવામાંજ છે

વખતે તે પોતાની ઉગતી જુવાની અને દેદિપ્યમાન કાન્તિના બહારમાં ખીલી નીકળે છે. રાત્રીને સમયે દરેક તારો એકજ વખત બરોબર માથે આવે છે અને ફકત એકજ ક્ષણ ત્યાં રહે છે, એવીજ રીતે, માનસીક આકાશમાં દરેક વિચાર પોતાની પૂર્ણતા એક વખત પામે છે અને તે વખતે એની બધી જ્યોતિ, એની બધી શકિત ઝળકી ઉઠે છે ચીતારા, કવિ, ચિંતક—જો તમે તમારા વિચારો અને લાગણીઓને અમર કરવા ચાહતા હો તો તેમને આ એકજ પળે પકડી રાખો, કારણ આ તેનો ખરો સમય છે આ પહેલાં તે અસ્પષ્ટરૂપમાં ભાસે છે, આ પછી તે બધી હાથમાથી જતી રહેલી બાજીની માફક, અધિ ભૂલાયેલી વાત જેવા લાગશે, આ પળ એ તેમની ખરી વાસ્તવિકતાની પળ છે.

૨૮ મી અપ્રેલ ૧૮૫૨—ફરીને હું વસંતની ખુશનુમા હવા અનુભવું છુ આજ સહવારે દેખાવ, પક્ષીઓનુ મધુરગાન, શાંત સૂર્યપ્રભા, તાજા લીલા ખેતરોપરથી વહેતો મૃદુ પવન આ બધાંથી મ્હારૂ હૃદય ભરાઈ ગયું. હવે બધું શાંત થઈ ગયું છે અહો શાંતિ! તું ભયંકર છો!—અને તે મહાસાગરની શાંતિના જેવીજ ભયંકર કે જેમા ઘણીજ ઉંડાઈ સુધી નજર પહોંચી શકે છે. તું અમારા હૃદયમાં ઉંડાઈઓ બતાવે છે જે જોઈને અમને તમ્મર આવે છે આ કરતા તો તોફાન ભલે આવે કે જેથી આવા ભયંકર ભેદોવાળા પાણીની સપાટી અસ્થિર અને અસ્પષ્ટ થઈ જાય આત્માના મોજા હલાવતા વિકારોના સૂસવાટા પણ ભલે આવે કે જેથી તેની ગહન ઉંડાઈમાં નજર પડવી મુશ્કેલ થઇ પડે! આ પણે બધા મર્ત્યબાળકોના હૃદયમા અમરતાનો ખયાલ સહજ દુઃખ ઉત્પન્ન કરે છે અને અનંતતાનો વિચાર ગુહ્ય બ્હીક પેદા કરે છે કેમ જાણે સુવેલાંના જગતમા આપણે પગ મૂકતા હોઇએ એમ આપણને ભાસ થાય છે ગરીબ બિચારૂ હૃદય—ત્હારી આકાંક્ષા જીવન માટે, પ્રેમમાટે, છે, અને તે વાસ્તવીક છે જીવન એ એક પવિત્ર વસ્તુ છે

અનંતતા સાથે આવી રીતે વાતો કરતાં જીવનનુ રૂપ કેવુ બદલાઈ જાય છે? જેની અંદર સાધારણ રીતે આપણે ગુથાયા રહીએ છીએ, જે વિષયો આપણને ઉત્સાહિત બનાવે છે, તે બધા એકદમ કેવા ક્ષુલ્લક નિર્જિવ બાલીશ લાગે છે! આપણે પોતે માત્ર રમકડાની અમુલ્ય વસ્તુ તરીકે ગણતી થતી હોય એવા નિર્માલ્ય નાટકની અંદર ગંભીરતાથી હરતા ફરતાં રમકડાં હોઈએ એમ લાગીએ છીએ ઈમર્સન ખરૂ કહે છે જગત માત્ર એક રૂપક છે ખરૂ તત્વ માત્ર આત્મા છે બીજુ બધુ શુ છે? માત્ર પડછાયો, બહાનુ, સ્વપ્ન ચેતન્યજ ફકત અમર છે. જગત દિવાળીના ફટાકડા જેવુ છે જેનુ કામ આત્માને આનંદ આપવાનુ છે. ચેતન્ય એજ જગત છે અને તેનો સૂર્ય પ્રેમ છે.

# હૃદયની પ્રફુલ્લતા અને ખિન્નતા

एकोहमसहायोह कृशोहमपरिच्छद ।
स्वप्नेप्येव विधाचिन्ता मृगेंद्रस्य नजायते ॥

હૃદયની પ્રફુલ્લતા! ખરેખર હૃદયની પ્રફુલ્લતા મનુષ્યનુ જીવન છે જો જીવનની ખુશી લાવવા ઇચ્છતા હો તો હૃદયને પ્રફુલ્લ રાખો જેનુ હૃદય પ્રફુલ્લ તેનુ મન, તેનુ વાણી, તેનુ જીવન અને તેનુ બધુય પ્રફુલ્લ થાય છે

હૃદયની પ્રફુલ્લતા એજ ખરૂ સુખ અને હૃદયની ખીન્નતા એજ ખરૂ દુખ

હૃદયની પ્રફુલ્લતાવાળા માણસો દુખના સમયમા પણ ચેહરા ઉપર હાસ્ય લાવી શકે છે, પરંતુ હૃદયની ખીન્નતાવાળા મનુષ્યો આનંદના પ્રસંગમા પણ ખુશાલીના પ્રકાશનો નાશ કરે છે

હૃદયની ખીન્નતાનુ જન્મ શુ છે? માત્ર આત્માની નબળાઈ તે ખીન્નતાને પોષણ કોણ આપે છે? માત્ર સ્વસત્તાની ખામી એક વાર તેની સામે થાઓ અને તેને ધામાના પહેલાજ તરંગ ચેતનમાંથી નાસી જશે તે તમારી જાતનો દુશ્મન છે માટે તેને તમારા હૃદયમંદીરમાંથી હાંકી કાઢો તે જીંદગીની મધુરતાને ઝેર મય કરી મેલે છે માટે તેને તમારા મંદીરમા રમતા અટકાવો

વાયુના તોફાનની આગળ પડી ગયેલુ ઝાડ જેમ પાછુ ઉભુ થઈ શકતુ નથી તેમ ખીન્નતાની પાસે જો એક વાર તમારૂ હૃદય નમી ગયુ તો તે ફરી સત્તાવાન થઇ શકશે નહી

પર્વતની બાજુઓ ઉપર મેઘની ધારાઓ પડવાથી બરફ જેમ પીગળી જાય છે તેમજ જે આંસુના વરસાદથી તમારા મુખની સુંદરતા ધોવાઈ ગઈ તો તે પાછી આવી શકશે કહો

મોતી જેમ એસીડના પ્યાલામા ડુબી જઇ દેખાતુ બંધ થાય છે તેમ અરે માણસો જો તમારૂ મુખ હૃદયની ખીન્નતામા ગળી ગયુ તો પુન મળી શકશે નહી વળી આટલુજ નહીં પરંતુ ખીન્નતા તમારા સદ્‌ગુણો ઉપર આળસનો પડદો નાખી તેમને પ્રકાશવા દેશે નહી—જેને માટે તમને માન મળે તેમ છે તેને તે સંતાડી રાખશે

મહાન પ્રભુએ તમને શાથી ઉત્પન્ન કરેલ છે, જો તેણે તમને સુખી કરવા

ઇચ્છા ન કરી હોત તો તેમની ઉદારતાએ તમને દુનીઆમા જન્મ આપ્યો ન હોત. આમ છેતો તમે શામાટે તેની ઇચ્છાનુ ઉલ્લ ઘન કરીજવા હીમત કરો છો? વળી શુ તેણે સઘળી ચીજો એવી નથી બનાવી કે જેમા ફેરફાર થયાજ કરે છે ત્યારે શામાટે તમે તેવા ફેરફારથી રડો છો?

કદાચ તમે રાત દિવસ ખીન્નતામા રહ્યા કરો કદાચ તમે બોર બોર જેવડાં આંસુ પાડી રડયા કરો, અને કદાચ તમે નિર તર ઉદાસીના દાસ થઈ કામકાજ છોડી દઈ એક કોર પડયા રહો, તો પણ તેથી શુ? શુ તમને તેથી કોઇ પણ પ્રકારનુ સુખ મળે છે? શુ તમારૂ દુ ખ જરા પણ ઓછુ થાય છે? અથવા શુ તમારી ધારેલી ધારણાઓ પાર પડે છે? નહિ જ ત્યારે શામાટે વૃથા ખેદમા દુખી મરો છો?

જાણે તમારૂ મસ્તક, મૂળમાંથી કપાઈ ગયેલા ફુલની પેઠે વાકુ થઇ ગયુ, હોય, તમારી આંખો જમીન તરફ ઢળી પડી હોય. અને તમારા ગાલ ઉપર ભીના અથવા સૂકાઈ ગયેલાં આસુના ટીપા ચળકતા હોય, શુ તમારી આવી છબી તમને ગમે છે?

જાણે તમારી જીભ અટકી પડી હોય તેમ તમે વાતચિત કરી ન શકતા હો, જાણે તમારી લાગણી બુઠ્ઠી થઇ ગઈ હોય તેમ તમે જનમ ડળમા ભાગ લઈ ન શકતા હો, અને જાણે તમારી વિવેકબુદ્ધિ નાસી ગઈ હોય તેમ તમે ઉમદા વિચારો કરી ન શકતા હો, શુ એવુ થાવુ તમને સારૂ લાગે છે?

કદિ તમને તમારી એવી છબી ગમશે નહીં—કદી તમને તમારી એવી સ્થીતિ સારી લાગશે નહીં શામાટે ત્યારે ખીન્નતાનો ત્યાગ કરી હૃદય પ્રફુલ્લતાનો સ્વિકાર નથી કરતા?

હૃદયની ખીન્નતાના ડોળ ડમાકથી તમે છેતરાઓમાં તમે કોય દિવસ એમ ન ધારશો કે તે તમારૂ દુ ખ ઓછુ કરશે તમને લાગે છે કે તમારૂ દુ:ખ મટવાનો એ ઉપાય છે, પણ ના ના; તે હળાહળ ઝેર છે તે તમારી છાતી માંથી બાણ ખેચી લેવાનો દેખાવ કરે છે પર તુ તેને તે તમારી છાતીમા વધારે ઉ ડુ ભોંકે છે

જો તમારૂ શારીરીક અને માનસિક હીર બાળી ન નાખવુ હોય, જો તમારા સદગુણોનો પક્ષ તમારે ન છોડવો હોય, અને જો તમારા આત્માને નિસ્તેજ ન થવા દેવા હોય તો ખીન્નતા—હૃદયની ખીન્નતા—જેમા કશો લાભ

નથી તવી ખીનતાને તાબે ની થશો નહીં તેમજ તેના અગ્નિમા તન રા સૂ શુણોને હોમશો નહી જો દુનિઆના તમારે મહત્વના કામો કરવા હોય તો હુ એકનો છુ, હુ સહાય વિનાનો છુ, હુ દુખી છુ, હુ દુબળ છુ અને, મારી પાસે કઈ સાધનો નથી એવા વિચારને કોઈ દીવસ તમારા મગજમા પેસવા દેશોનહીં

K S BHATT

---

परमहस परिव्राजकाचार्य स्वामीजी श्री ब्रह्मानन्द सरस्वती (पूर्वाश्रमना ब्रह्मनिष्ठ पडित जयकृष्ण जीवनराम) नु समाधिस्थ थवु

આજ કાલ ભારતભૂમિમાથી અનેક નરરત્નો એક પછી એક ગુમ થતા જાય છે એ અતિ શોકજનક બીના છે હજુ રાજગરાયને સમાધિસ્થ થયે ચાર માસ થયા નથી તેટલામા શંકર મતાનુયાયી એક મહાન્ વેદાંત ઉપદેશક સમાધિસ્થ થયાની નોધ સમાચાર ખેદપૂર્વક લેવાનો વખત આવ્યો છે

મુબઈ તેમજ કાઠીયાવાડ ગુજરાત અને ઉત્તરહિન્દમા હૃષીકેશ હરદ્વાર જેવા પવિત્ર સ્થળમા, વેદાતના યથાર્થ ઉપદેશક તરીકે પ્રસિદ્ધ થએલા મહારાજશ્રી જયકૃષ્ણ જીવણરામનુ નામ અમારા વાચકો થી અજાણ્યુ નથી એ મહાત્માને કેટલાએક દિવસ થયા સન્યાસ ગ્રહણ કરી નર્મદા કિનારે રહેવાનો વિચાર હતો, તેટલામા તેમની પ્રકૃતિ દિન દિન ક્ષીણ થતી જવાથી આશો વદી ૧૧શુક્રવારે તેમણે સન્યાસ ગ્રહણ કર્યો અને બ્રહ્માનંદ સરસ્વતી એવુ નામ ગ્રહ્યુ બીજે દિવસ શનીવારે સાજે ચાર વાગે તેઓ સમાધિસ્થ થયા

તમનો જન્મ પોરબંદરમા વિક્રમ સવત્ ૧૮૮૭ની સાલમા થયો હતો તે મહાત્મા વિશુદ્ધ સતગુણના હતા અને પ્રસિદ્ધ ગુરૂશ્રી રામબાવા પાસેથી બાલ્યવય પર્યંત અભ્યાસપૂર્વક પચદશીનુ જ્ઞાન યથાસ્થિત મેળવ્યુ હતુ મન, વાણી અને કર્મમા સાની તરીકે તેમની એકતા હતી તેની ભવ્યમૂર્તિ જોતા અને તેના મુખથી વહેતા શાંત ઉપદેશને સાભળી નો કોઈને—વિદ્વાન કે મૂર્ખને— તના સાત્વિપદેશની અસર થયાવિના હેતી નહિ વેદાત શાસ્ત્રમા શમ, દમ, તિતિક્ષા અને ઉપરતિ આદિ સાધન સપત્તિ કહેલ છે તે સર્વ તે મહાત્માના દર્શન કરતા તેમનામા નજરે પડતી

જેમ આગલા કાળના ઋષિમુનીઓના સહવાસથી ક્રૂર અને હિંસક પ્રા

ણીઓ પણ પોતાનું સ્વાભાવિક વેર ભૂલી જઇ સાત્વિક વૃત્તિનાં બની જતાં, તેવીજ રીતે આ મહાત્માના વિશુદ્ધ આચરણના પ્રભાવથી, તેમના યથાર્થ જ્ઞાનો પદેશથી અને તેમની શાંતમૂર્તિના દર્શનથી ઘણા નીચ મનુષ્યો પણ પોતાને સન્માર્ગે ચઢયા છે.

તેમના ઉપર લોકોનો કેટલો બધો ભાવ હતો તે આટલા ઉપરથીજ જણાશે કે તેમના સમાધિસ્થ થયા પછી સાંજથી તે બીજે દિવસે સવાર સુધી ભાવિક સ્ત્રી પુરૂષોનાં ટોળેટોળા તેમના દર્શન કરવાને આવતા હતા અને જ્યારે તે સ્વામીજીને ભૂમિદાહ કરવા માટે વાલકેશ્વર લઈજવામા આવ્યા ત્યારે તેમની પાલખીની આગળ શહેરના પ્રતિષ્ટિત વકીલો શેઠ સાહુકાર તથા પાછળ શ્રોતા સ્રીગણનાં ટોળે ટોળાંથી આખો રસ્તો ઉભરાઈ જતો હતો.

હાલના વખતમા ઘણા સુધરેલાઓ ધર્મગુરૂઓને નિંદે છે અને તેમનુંજ વર્ત્તન જોઇને હિંદુધર્મમા કઈ માલ નથી એમ સમજી બેસવાથી સ્વધર્મ પરની પોતાની શ્રદ્ધા શિથિલ કરે છે તેવા જનો આ મહાત્માના ઉપદેશ અને આચરણથી જોઈ શકતાકે હિંદુધર્મના ઉપદેશકો અને આચાર્યો આચાર તેમજ વિચારમા એકતા રાખનાર હોય તો ધર્મની ઉન્નતિ થાય અને શિક્ષિત મૂર્ખ તેમજ નાસ્તિક લોકોની પણ ધર્મમા પ્રીતિ અને શ્રદ્ધા વધે અને તેવા શાંત એક નિષ્ઠાવાળા મહાત્માના ઉપદેશથી જણાય છે કે સનાતન હિંદુધર્મ એ અમુલ્ય રત્નોનો ખજાનો છે, જેમાથી યથામતિ અને યથાશક્તિ જે કોઈ તેવા ગુરૂદ્વારા ગૃહણ કરશે તેને આ લોકમાં કલ્યાણ અને પરલોકમા સદ્દગતિજ પ્રાપ્ત થશે.

તે મહાત્માને રા જટાશકર નામે એક પુત્ર અને ચી. કાંતિલાલ નામે એક પૌત્ર છે. રા. જટાશકર પણ પોતાના પિતાને પગલે ચાલી, તેમના પિતાશ્રીની આજ્ઞાથી અને તેમની હયાતીમાથીજ વેદાંતનુ શ્રવણ કરાવે છે અને તેમના પવિત્ર પિતાની પેઠેજ સર્વ ધર્મજીજ્ઞાસુઓને સંતોષ આપે છે.

ખરેખર ઉક્ત સ્વામીજી જેવા નરરત્ન કે જેના સમાગમથી આયાલુ એ હિક અને આમુષ્મિક કલ્યાણ થાય, તેવા મહાત્માના પરલોકગમનથી એવી મોટી ખોટ પડી છે કે જે જલદી પુરાય એમ લાગતું નથી. ભારતી પ્રજામાથી અને વિશેષે કરી ગુજરાતી પ્રજાપાથી શુદ્ધ વેદાંતનો સૂર્ય અસ્ત થયો છે, સમર્થ ઉપદેશક રૂપી સ્થભ તૂટી પડયો છે, મન, વચન અને કર્મની એકતાનો આદર્શ અલોપ થયો છે.

दुःखेष्वनु द्विग्नमनः सुखेषु विगत स्पृहः ।
वीत राग भय क्रोधः स्थितधी मुनि रुच्यते ॥

પોતાના સ્નેહીદુ ખી થશે એમ જાણી દુ:ખનો જરા પણ લેશ પોતાનાં મુખ ઉપર જણાવતા હોતા નહિ, તથાપિ અ તરમા તેમને નક્કી થઇ ગયુ હતું કે " આ ભયંકર રોગમાથી હુ સાજી થઇશ નહિ " અને ખાટલામા પડયાં પડયાં પણ સવારમા ન્હાઇ શ્રી ગીતાજીનો રૂભા ષાતર પાઠ અને શ્રીમદભાગવતભાષાતર વાચ્યા કરતા હતા; અને વખતો વખત તેઓ પોતાના કાર્ય પરત્વે નીચે પ્રમાણે વિચાર કરતા કે:—

" જેની આ દુનિયામા ઘણી જરૂર છે તેવાની ઇશ્વરની હજૂરમા પણ ઘણી જરૂર છે. તેના સારા માણસો આ જગતમા વધારે વખત રહે એમ સ્વાર્થને લઇને આપણે ઇચ્છીએ, પર તુ સર્વ પરમાત્માની ઇચ્છાને આધીન છે. આપણે ફરજ બજાવવાની છે, નમ્ર થવાનુ છે, આપણી કસોટી થવાની છે અને અ ત સુધી દુ:ખ સહન કરવાનુ છે, આપણી ધીરજ એજ આપણા સદગુણોની કસોટી છે. સર્વ આશા અસ્ત થયા છતાં જીવનનુ વહન કરવુ, આ હમેશના કલેશની સ્થીતિ કબુલ રાખવી અને તે છતાં શાંતિની ચાહના રાખવી, જ્યારે આ દુનિયા ખરાબ માણસો અને દુષ્ટ મનોવિકારથી ભરપુર લાગતી હોય ત્યારે પણ ધીરજથી રહેવુ, પાખંડ માર્ગમા ન પડતા પોતાના ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી, ઘણુ દુ ખ ભોગવતા છતાપણ સતી દ્રૌપદી અને સીતાજીની માફક ધીરજ રાખીને આ મનુષ્ય રોગીથી ભરેલ સ સાર રૂપી ઇસ્પીતાલમાથી કંટાળીને ભાગી છૂટવા યત્ન ન કરવો, એ સર્વ આપણી ફરજ છે. જીવન આશા આપતુ બ ધ પડે છે ત્યારે પણ તેનુ શાતિથી વહન કરવાનુ આપણો ધર્મ—આપણી ફરજ તરીકે રહેલજ છે જીવનનુ ખરૂં નામ કસોટી છે

સંતતિમા તે બેનને ચિ. રતિલાલ નામે એક નવ વર્ષની ઉમરનો પુત્ર છે, જે હાલ ગુજરાતી ચોથી ચોપડીનો અભ્યાસ કરેછે પણ તે પ્રજા એવી નિર્મલ છ કે તેને જોઇને આપણને સતોષ અને હર્ષાશ્રુ આવ્યા વિના નજ રહે, કેમકે તેની માતાના સદ્ગુણોની પ્રતિભા તે બાળવયમા છે છતા તેમા ઝળકેછે પરમકૃપાળુ પરમેશ્વર તે સપુત્રને દીર્ઘાયુ કરો તથાસ્તુ.

મૃત્યુ પહેલા એક માસે જ્યારે તેમને પગમા અને માથામાં દુખવાની અતિવ્યાધિ થવા માડી ત્યારે તે શ્રીભગવદવાક્ય યાદ કરતાં કે—

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणंव्रज ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच. ॥

એ પ્રમાણે સાસારિક સર્વે ધર્માનો ત્યાગ કરી ફક્ત ભગવદભજન તે પરમાત્માની લીલાનું ચિંતન અને તેના મહાનગુણોનુ મનન,તેમાજ પોતાનો કાળ ગાળવા લાગ્યા અને–

कौंतेय प्रतिजानीहि नमे भक्त प्रणश्यति ॥

એ પરમાત્માની પ્રતિજ્ઞામા તેમનો પૂર્ણ વિશ્વાસ હોઈને પરમકૃપાનુ નારાયણ ઉપર તેમનો અત્યંત આદરભાવ હતો

એવા ઉભયકુળને દીપાવનાર અને તીર્થીભૂત કરનાર સદ્‌રત્નનો જીવાત્મા આ નશ્વર જગત છોડી પરમાત્મામા લીન થવા સ ૧૯૫૯ ના આશો શુદિ બીજ મગળ વારે રાત્રે નવ વાગે આ સ્થળ દેહ છોડી ચાલી નીકળ્યો હતો અમો તેના કુટુબના સઘળા માણસો અને સ્નેહીવર્ગ જેને તેનો એ લાભ પણ સમાગમ હતો અને જે બધા તેના સદ્‌ગુણોનું સ્મરણ કરી શોક કરે છે તેને ધારણા રાખવા અને ચીરાટ વાક્ય નામ शान्ति न पश्यामि सर्वं त्रिस्मरणादृते વા કરવા કહીએ છીએ



## प्रबोध सुधाकर

વૈરાગ્ય પ્રકરણ

પાપ કર્મ એવા જે ગૃહ, સ્ત્રી પુત્ર આદિ ય તેઓમાથી ગમે તે એકના પણ આગ મથી હર્ષ અને એકના પણ વિનાશથી શોક થાય છે એમ કહે છે તથાપિ ક્ષણાએક ર નારને તે બેમાથી કશુ પણ ન થવુ જોઈએ આપણો ઇચ્છિત કોઇ પણ પદાર્થ નાનો અથવા મોટો, વેચ્છાથી રહે અથવા નાશ પામે તો તેથી હર્ષ અથવા ખેદ નહિ પામતા કોઇ મેમાન અતિથિની પઠે ઘરમા રહેવુ જે સ્ત્રી અથવા પુરુષ મમતા તેમજ અભિમાનથી રહિત હોય અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ઇત્યાદિ વિષયોમા લુબ્ધ ન હોય તો તેવા જનને વનમા રહ્યા છતા કયાય પણ કશા બાધ કરી શકતા નથી કોઇ પણ અરણ્ય દેશ કે જ્યા સુદર વાયુ વાતો હોય, લીલાઘાસ ઊગેલા હોય, નદીકિનારે કોમળ રેતી પથરાયેલી હોય તેવા પ્રદેશમા શીતળ તરૂની છાયામા સુખથી સૂતેલા પુરૂષો, નવપલ્લવથી શોભિત અને ફળના ભારથી ઝુકી રહેલા વૃક્ષો, ચારે તરફથી વાતો સુગંધી અને શીતળ પવન, કોમળ કંઠથી નાદ કરનારા પક્ષીઓ, ખળખળ વહેતી નદીયો શું [illegible] રૂપ નહિ થશે? થશે જ જે માણસ વરાવરૂપ ભાગ્યને ભોગવનાર છે જેનુ મન સદા પ્રસન્ન છે, જે કોઇ જાતની આશા રાખતો નથી, દૈવેચ્છાથી પ્રાપ્ત થએલ ફળનો જે ભોક્તા છે એવો માણસ આ જ પ્રમાણે કૃતાર્થ થઈ શકે છે

( શાર્દૂલવિક્રીડિત )

હસ્તેથી ખરતો પદાર્થ કદી જો હોયે પ્રમાદે થકી,
દેશે શોક અથાગ આપ તનને મુંઝે મતી તો નકી;
તેનો તેજ પદાર્થ શ્રોત્રિય અને વિદ્વાનને આપતા,
શ્રેયસ્‌ને સંતોષ જે અતિ થશે કો શકન છે માપતા ?
સ્વાતન્ત્રે વિષયો જશે તજી અહો તો શોકને આપશે,
તેના તેજ સ્વયં તજે પુરૂષ જે કલ્યાણને પામશે;
તો છોડો સ્વયમેવ બંધ સઘળા જે મોહથી બાધના.
પામો શાંતિ પ્રભુ પદે મન તમારૂં સ્નેહથી સાધતા.

પોતાનુ સાચુ' નિવાસસ્થાન વિસરી જવાથી, ઉત્કટ ભવાટવીમા ઘણો વખત ભટકીને અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ એવા ત્રણ પાપની ઉગ્રજવાલાથી વ્યાકુલ થએલો તુચ્છ પદાર્થ માટે ફાફા મારતો, તાપ અને શ્રમથી લાલચોળ થએલા નેત્રવાળો, મનરૂપી મૃગલો આશાના પાશમા બધાઇને વિષય રૂપી વ્યાઘ્રોથી વગર મોતે માર્યો જાય છે.

(અપૂર્ણ.)

---

## વેદધર્મ સભાને મળેલી ભેટનો સ્વીકાર.

વૈદ્યરાજ **પ્રભુરામ જીવણરામે** પોતાતાના પુત્ર ડા **પોપટભાઈના** ધર્મ પત્ની સૌ બાઈજ્યાકુવર આશો શુ. ૨ મગળારે સ્વર્ગવાસી થયા તેમના પુણ્યાર્થે વેદ ધર્મસભાને ભેટ તરીકે રૂ. ૨૫) અકે પચ્ચીશ આપ્યા છે તે સભાના મત્રીઓ ઉપકાર સાથે સ્વીકારી જણાવે છે કે તે રકમને સભાના ધાર્મિક કામમા સદુપયોગ થશે

---

## આયુર્વેદવિદ્યાલયને મળેલી ભેટનો સ્વીકાર.

આયુર્વેદ વિદ્યાલયના ઉત્સાહી વ્યવસ્થાપક ડા પોપટ **પ્રભુરામના** ધર્મપત્ની સૌ જ્યાકુંવર સ્વર્ગવાસી થયા તેમના પુણ્યાર્થે તેઓના સસરા વૈદ્યરાજ **પ્રભુરામ જીવણરામ** તરફથી રૂ. ૨૫) અકે પચ્ચીશ આયુર્વેદ વિદ્યાલયને ભેટ તરીકે આપવમા આવ્યા છે તે વિદ્યાલયના મત્રીઓ ઉપકાર સથે સ્વીકારે છે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૯ મુ ] માર્ગશીર્ષ, સંવત ૧૯૫૭ [ અંક ૨ જો

## ॥ यतो धर्मस्ततो जय ॥

### अन्योक्ति

(શાર્દુલવિક્રીડિત)

हे कासार[1] न उच्चथी गडगडे आ मेघमाला तदा
ना थावु मनमा उदास समजी मोटानी रीति सदा
काळे जो वरसे भरे क्षण वदी तोये जगत् पूरशे
शु त्यारे वद ते थकी तुज तणी तृष्णा नहि त्रूटशे?

—o—

चाचो सुदर रक्त आज करीने मजीष्टना रगथी
पाखो नीलमना समान करीछे दूर्वाद्रवे ढगथी
तोतानी समता दुराग्रहवडे तें कागडा छे करी
शु ससारमनोविनोदजननी वाणी कहे मेळवी ?

—o—

(વસત તિલક)

विश्वोपकार करवा विधिये रचेलो
आ[2] अनुग्राह धरणी महि जे ठरेलो
धारा समग्र दिगमा अति वर्षनारो
शु ते वने निफलता नहि सींचनारो?

१ પોપ? २ મેઘ

# સુખપ્રાપ્તિનો માર્ગ

આ સંસારમાં સર્વપ્રાણિઓ પોતાને સુખ શી રીતે મળે તે શોધે છે અને પોતાના મનને જે માર્ગ અનુકૂળ જણાયો તે રસ્તે દોરવાઈ સુખલાલસાથી-આગળ વધતાં પોતાના-કાળનું નિર્ગમન કરે છે. કોઈ સમયે તેને તે માની લીધેલું સુખ, કેટલેક અંશે મળે છે અને કોઈ વખત તો મરૂભૂમિમાં દેખાતાં-ઝાંઝવાનાં-જલની-પેઠે તે દૂર અને દૂરજ ભાસ્યા કરે છે. આવી જગત્‌ની પ્રવૃત્તિ સામાન્ય દૃષ્ટિથી આપણે જોઈયે છીયે. કોઈક સદાચારને જ પોતાના સુખનું સાધન સમજે છે, કોઈક દ્રવ્ય આદિ વૈભવને જ કિંવા ઐશ્વર્યને જ સુખકારક માને છે, કેટલાક લોકો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયોમાં જ સુખ રહેલું છે એમ ગણી તે તરફ અતિ આસક્તિથી દોરવાયા જાય છે, અને વિષયસંયોગને જ સુખના હેતુરૂપ સમજે છે. કેટલાક કીર્તિને જ સર્વોત્તમ સમજી પોતાનું સુખ તેમાંજ સમાયેલું છે એમ ધારે છે. કેટલાક તો સદ્‌ગુણોને જ પોતાનું જીવિતસર્વસ્વ સમજી તેજ સુખ મેળવી આપનાર છે એમ માને છે અને કેટલાક સત્ક્રિયાને જ સુખના કારણરૂપ ગણી તે તરફ જ પોતાની ચપળ ચિત્તવૃત્તિને દોરી જાય છે. દુનીયામા આવા પ્રકારની અનેક પ્રવૃતિઓ થતી આપણી નજરે પડે છે. ગમે તેવા પ્રકારની પ્રવૃત્તિ હો, પરંતુ તેનો મૂળ હેતુ શોધવા જઈશું તો સુખાભિલાષા શિવાય બીજો કશો જડશે નહીં. આમ છતાં સૂક્ષ્મદૃષ્ટિથી નિરીક્ષણ કરશું તો વસ્તુત: સુખ મેળવી કૃતકૃત્ય થઈ આનંદમય દશામાં જીવન ગાળનાર નરરત્ન કોઈક વિરલ જ મળશે. ત્યારે હવે આમ શાથી થાય છે? સુખનું ખરૂં સાધન, અધિષ્ઠાન અને પ્રતિબંધક શું છે? એ આદિવિષયપર અત્ર આપણે કાંઈક વિચાર ચલાવીયે.

પ્રથમ તો આપણે એ વિચાર કરીયે કે સુખ કયે સ્થળે રહેલું છે? જો એમ કહીયે કે તે બાહ્યવસ્તુનિષ્ઠ છે તો તે સાવ અસંગત છે, કેમકે જો તેમ હોય તો એકજ વસ્તુ એકને સુખજનક અને અન્યને દુઃખજનક શામાટે થાય છે? એકજ ચંદ્રમા ચકોરને આહ્લાદકારક અને ચક્રવાકને તાપજનક કેમ થઈ પડે છે? એકજ કામિની વિષયીને સુખનું દ્વાર અને વિરક્તને દુઃખનું દ્વાર શામાટે જણાય છે? એકજ દ્રવ્ય એકને અપ્રતિમ સુખ આપનાર અને અંતરને ઉન્માદ મરણ આદિ અનેક અનર્થ પરંપરા ઉપજાવનાર કેમ નીવડે છે? આ વિષયપરત્વે વિચાર કરતાં સિદ્ધ એ થાય છે, કે સુખદુઃખ આદિ સર્વ ભાવો જડ પદાર્થના ધર્મો નથી અને તે હોઈ પણ શકે નહીં, કિંતુ એ સર્વ, પ્રકૃતિ, પ્રારબ્ધ, દેશ, કાળ, સ્થિતિ, સંસ્કાર, વાસના, સંગતિ આદિને અનુસરી સત્વ, રજસ્, અને તમસ્, એ ત્રણ ગુણના ન્યુનાધિક ભાવથી (આકાશમાં પ્રતિક્ષણે દેખાતા અનેક રંગોની પેઠે) પ્રતિક્ષણે અનેકરૂપે

---

* લેખક. શાસ્ત્રી મણિશંકર દયારામ નારાયણ સરોવર. કચ્છ

ઉદ્ભવતી મનોવૃત્તિનો જ એક પરિણામ છે અને તેથીજ એક વસ્તુ, તેવા તેના ગ્રાહકની તેવી તેવી વૃત્તિને તેવા તેવા અને ભિન્નભિન્ન રૂપે અનુભવમા આવે એ વાત યુક્તિયુક્ત છે સુખ પણ એક આવાજ પ્રકારનો પદાર્થ છે એટલે તેને આપણે મનોમય કહીયે તો તે અસગત નથી જુઓ નીચેનાં શાસ્ત્ર વચનો આ વાતને પુષ્ટિ આપે છે

वस्त्वेकमेव दु खाय, सुखायेर्ष्योद्भवायच ॥
कोपाय च यतस्तस्माद्वस्तु दु खात्मक कुत ॥
तदेव प्रीतय भूत्वा पुनर्दु खाय जायते ॥
तदेव कोपाय तत प्रसादाय च जायते ॥

तस्माद्दु खात्मक नास्ति न च किंचित्सुखात्मकम् ॥
मनस परिणामोऽय सुखदु खोपलक्षण ॥ वि अ २ अ ६

એકજ વસ્તુ દુ ખકારક હોઇ પાછુ તેજ સુખકારક થાય છે અને વળી તેજ પુન ઈર્ષ્યાને ઉત્પન્ન કરે છે અને પાછુ તેજ કોપના હેતુરૂપ થાય છે, તો પછી વસ્તુની દુ ખાત્મ તા કેમ કહી શકાય? તેનુ તે એકજ વસ્તુ પ્રીતિકારક થઈ પાછુ દુ ખજનક થાય છે અને પાછુ તેજ કોપ અને પ્રસાદ એ બન્નેને ઉત્પન્ન કરે છે તેથી જણાય છે કે કોઈ પણ વસ્તુ સુખાત્મક કે દુ ખાત્મક નથી, કિંતુ એ સુખ દુ ખ આદિ સઘળો એક મનનો જ પરિણામ છે (આખુ અધ્યાત્મશાસ્ત્ર આ વિષયનુ સાધક છે)

એ પ્રમાણે તત્વદૃષ્ટિથી જોતા તો સુખપણ ઈતર ગુણ દેખાની પેઠે એક માનસિક વસ્તુ છે અને તે મેળવવામા સતોષ એ એક ઉત્તમ સાધન છે મનને સન્માર્ગમા જોડી દઈ જે કાઈ (લાભ હાનિ સુખ દુ ખઆદિ) દૈવયોગે આવી મળે તેમા સતોષ માની લેવાની ટેવ પાડી હોય તો તે સુખમય દશાના પવિત્ર પ્રાસાદમા પહોચવાનુ એક નમ્ર અને ઉચ્ચદ્વાર છે બીજ ગમે તેટલા સ્રક્, ચદન, વનિતા આદિવિષયો કિંવા જગતમા સુખસાધનરૂપે મનાતા વિવિધ પદાર્થો હાજર રાખવામા આવ્યા હોય તોપણ તેથી જો (કોઈ પ્રતિબંધક કારણ આપને યોગે) સતોષની પ્રાપ્તિ ન થઈ તો તે સર્વ ઉખર (ખારી) ભૂમિમા વાવેલા બીજની પેઠે નિરર્થક નીવડે છે એ સઘળા પદાર્થો સતોષદ્વારાજ સુખ કિંવા આનદ ઉપજાવે છે આ વિષય પરત્વે આપણા પવિત્ર આર્યશાસ્ત્રો શુ જણાવે છે તે આપણે જોઈયે

संतोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ॥
संतोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥
(मनु अ ४--१२)

સુખાર્થી પુરૂષે પરમ સંતોષનો આશ્રય પકડી નિયમિત રહેવું કેમકે સુખનું મૂળ સંતોષ છે, અને અસંતોષ દુઃખનું મૂળ છે.

संतोषादनुत्तमः सुखलाभः ॥

(સંતોષથી ઉત્તમોત્તમ સુખનો લાભ થાય છે.)

ભાષ્યકાર બાદરાયણે આ સૂત્રનું વ્યાખ્યાન કરતાં (ભાષ્યમાં) જણાવ્યું છે કે

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखं ॥
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं-कलां ॥ ९

લૌકિક વિષય સુખ અને (પરલોક સંબંધી) મ્હોટું દિવ્યસુખ એ બન્ને તૃષ્ણાક્ષયથી (સંતોષથી) થતાં સુખની સોળમી કળા બરાબર પણ નથી.

પુરાતન ઇતિહાસરૂપ શ્રી મહાભારત પણ જણાવે છે કે

लाभानांश्रेष्ठमारोग्यं, सुखानां तुष्टिरुत्तमा॥

સર્વ લાભોમાં આરોગ્યનો લાભ શ્રેષ્ઠછે અને સર્વ સુખોમાં સંતોષસુખ ઉત્તમ છે

જે સ્થળે અસંતોષ રૂપ વિષવૃક્ષની મલિન અને અનિષ્ટ છાયા પડતી હોય ત્યાં સુખ રૂપ ચાંદિનીનો પ્રકાશક ચળકાટ પ્રવેશ જ કરી શકતો નથી. અને જ્ઞાન નિષ્ઠા કે જે નિખિલ દુઃખક્ષયના હેતુ રૂપ છે, તેનો આભાસ માત્ર પણ એ દૂષિત ચિત્તમાં પડતો નથી.

સાંખ્ય પ્રવચન ભાષ્યમાં જણાવ્યું છે કે.

आशावैवश्यविरसे ।चित्ते संतोषवर्जिते ।
म्लाने वक्त्रमिवादर्शे न ज्ञानं प्रतिबिंबति ॥

જેમ મલિન (મેલા) અરીસામાં–મુખનો–પ્રતિબિંબ નથી પડતો તેમ આશાની પરાધીનતા વડે વિરસ થઇ રહેલાં સંતોષ રહિત ચિતમાં જ્ઞાન પ્રતિબિંબિત થતું નથી.

વળી માનવ પ્રકૃતિની કાંઇક ખાસીયત જ એવી છે અથવા તો મનનો ધર્મજ કોઇક એવા પ્રકારનો છે કે તે સદૈવ અભિનવ વિષય તરફ ખેંચાય છે. જ્યાં સુધી એક વસ્તુ તેને અપ્રાપ્ત હોય ત્યાં સુધી તેની પ્રાપ્તિને માટે તે મથે છે; પરંતુ તેજ વસ્તુ તેને મળ્યા પછી તેના ઉપરનો તેનો મોહ જતો રહે છે અને

તે વસ્તુ એક બાજુ રાખી વળી મન-ઈચ્છિત વસ્તુમાં ઈચ્છિત માગપી તે તરફ દોડેછે અને દૈવયોગે જો તે પણ મળી જાય તો પછી વળી ત્રીજી જ બાબત તરફ તે ગોરાય છે આવી રીતે મન તૃષ્ણાપાશથી બંધાઈ, અનેક મનોરથ પરંપરાઓમાં તણાતો જતો અને આ મહાન્ સંસાર વૃક્ષની વિષય રૂપ વિષમ (અરૂપટી) વિશાળ શાખાઓમાં ભમ્યા કરતો, મનરૂપ મદોન્મત મહામર્કટ સંતોષના અવલંબ વીના ખરા સુખરૂપ અમૃતનો મધુરસ્વાદ શી રીતે લઈ શકે? વળી જગતમાં નવ અભીપ્સિત વસ્તુનો લાભ સર્વને કયાં થાય છે? સંસારમાં સર્વથા અને સર્વદા સુખી એવો પુરૂષ ક્વચિત્ અનેકોઈક જ હશે કર્મની વિચિત્રતાથી વિચિત્રરૂપે દેખાતી આ સૃષ્ટિ રચનામાં નવ પ્રમાણની અનુકુળતા કયાં મળે છે અને કોને મળે છે? બીજાની દૃષ્ટિમાં સુખી દેખાતા ગૃહસ્થવર્ગનો પ્રતિજ્ઞાથી ગૃહસ્થમાં તપાસ કરશો તો જણાશે કે તેઓમાં પણ કાંઈ જાતનો છુપો અસંતોષ રહેલો છે જનસંપત્તિ, ધનસંપત્તિ, અધિકારસંપત્તિ આદિમાં જેમ જનસમાજમાં મનાયેલુ સુખ જોવાય છે, તેમજ તેના પ્રમાણમાં કેટલુંક દુઃખ પણ રહ્યુ હોય છે કે, જે તે સ્થિતિ પ્રાપ્ત થયા વીના જાણી શકાય નહી આ ઉપર થીજ એક પંડિતે જણાવ્યુ છે કે

ईप्सित मनस सर्वं कस्य सपद्यते सुखम् ॥
दैवाधीन यत सर्वं तस्मात् सतापमाश्रयेत् ॥

મનનુ ઈચ્છેલુ સર્વ સુખ કોને મળે છે? કેમકે સર્વ દૈવાધીન છે માટે સંતોષનો આશ્રય કરવો

તૃષ્ણા ખરેખર દુષ્પૂર છે વિષય ભોગની લાલસા તૃપ્ત કરવા પોતાના પુત્રનુ યૌવન માગી લઈ અનેક વર્ષો પર્યંત, વિવિધ વિષય વિલાસ ભોગવ્યા છતા રહી ગયેલી ચિત્તની અતૃપ્તિને લીધે નિર્વેદ પામેલા મહારાજા યયાતિયે છેવટ કહ્યુ છે કે

न जातु काम कामानामुपभोगेन शाम्यति ॥
हविषा कृष्णवर्त्मेव भूय एवाऽभिवर्धते ॥

मनु अ २

(અપૂર્ણ)

———o———

## નીતિ.

માણુસ પોતે છે તેના કરતાં ઉચ્ચત્તર સ્થિતિમાં પોતાને મુકતો નથી ત્યાં સુધી તે કેવો કંગાલ છે—ગરીબ છે? (ડેનીઅલ.)

એક નાના સરખા ઘરમાં, જેમાં ત્રણ કે ચાર માણુસની વસ્તિ હોય છે ત્યાં પણ કાંઈક વ્યવસ્થાની જરૂર પડે છે એ અનુભવની વાત છે. ઘરના કરતાં એક રાજ્યમાં અને રાજ્યના કરતાં એક દેશમાં વ્યવસ્થાની વિશેષ અગત્ય છે એ સિદ્ધ છે. આમ છે તો દુનીઆ એટલી બધી વિશાળ છે, એટલી બધી અનંત છે અને તેમાં એટલાં બધાં મનુષ્યોની સંખ્યા છે કે તેમાં ઘણીજ સુઘટીત અને સવિષેશ વ્યવસ્થા જોઈએ અને તેનો વ્યવસ્થાપક પણ કોઈ અધિક બલવત્તર અને અમર જોઇએ

જો દુનીઆની વ્યવસ્થા કરવા કોઇ પણ આવો વ્યવસ્થાપક પૃથ્વીપર નિમાણું થયો હોય તો તે નીતિ છે—સદ્વર્ત્તન છે

હિંદુસ્તાનના ઈતિહાસનાં પાનાં ફેરવનારાઓને વિદિત છે કે—ચંદ્રગુપ્તના વખતમા મેગેસ્થેનેસ નામે એક ગ્રીક એલચી હિંદુસ્તાનમાં આવ્યો હતો. તે તે વખતની જનસ્થિતિનું ચિત્ર આપતા લખે છે કે—ભરતખંડમાં ગુલામગીરી ન હોતી, સ્ત્રિઓ પવિત્ર હતી, પુરૂષો બહાદુર હતા, બારણે તાળાં વાસવાની જરૂર ન પડતી, કોઇ પણ હિંદુ અસત્ય ન બોલતો, લોકો નમ્ર, ઉધોગી, સારા ખેતી કરનાર, અને ચતુર કારીગર હતા, કોર્ટોમાં જવું પડતું નહીં અને શાંત તાથી સર્વ પોતાની જીંદગી નિર્ગમન કરતા

આ સર્વશાથી? નીતિથી—નીતિના પ્રભાવથી.

જો જગત્માંથી એકદમ નીતિનો અભાવ થાય—સદ્વર્તનનો એકદમ નાશ થાય તો શું સ્થિતિ થાય એ સહજ કલ્પનામાં આવી શકે તેમ છે. દરેક માણુસ જુઠું બોલતાં શીખે, દરેક જણ ચોરી કરવા માંડે, દરેક વ્યક્તિ જાર કર્મમાં પ્રેરાય, લુંટફાટો થાય, વિશ્વાસભંગ ફેલાય, પરસ્ત્રિહરણ જ્યાં ત્યાં દેખાય, તોફાન અને કજીઆ થતા ખુન થએલાં મુડદાં ઠેકાણે ઠેકાણે દૃષ્ટિએ પડે, મોટાં રાજ્યોએ કરેલી સંધીઓ તુટી જાય અને લડાઇઓ જાગે, તથા કરોડો માણુસની કતલ થાય અને રૂધીરની નદીઓ ચાલે. આમ અનેક અનર્થની પરંપરા થાય તથા જગત્ ઉજડ વેરાન જેવું અથવા જંગલી પશુઓથી વસેલું જણાય.

ઉપર જેની અગત્યતા સિદ્ધ કરી તે નીતિ એટલે શું; અર્થાત્ નીતિ કેને કહેવી, એ સમજાવવાને ન્યાયની શુષ્ક વ્યાખ્યાઓ આપી વાંચનારના મગજને કંટાળો આપવા કશી જરૂર નથી. પણ એટલુંજ બસ થશે કે પ્રમાણી-

કતા, ઉચ્ચાભિલાષા શુદ્ધવાસના, ભેદપરિનવૃત્ત અને સાવજનીક કલ્યાણુની ઈ,,છા એ સદગુણોમા નીતિ શબ્દનો વ્યવહાર થાય છે

નીતિમાન મનુષ્યોને માટે જે લખીએ તે થોડુ છે માર્ટીન લ્યુથર કહે છે કે "વસુલાતની પુશ્કળતા ઉપર, કીલ્લાઓના બળ ઉપર, કે પ્રસિદ્ધ મકાનોની સુંદરતા ઉપર, દેશની આબાદાનીનો આધાર નથી પરતુ તેના કેળવાયેલા, ઉચ્ચ ભાવનાવાળા, અને નીતિવાળા માણસોની સખ્યા ઉપર છે અને તેમના માર્ટ તેનો ખરો ઉત્કર્ષ, તેનુ ખરૂ બળ અને તેની ખરી સત્તા સમાયેલી છે" તેઓ દેશને ઉચે દરજજે ચઢાવે છે, દેશને દોલતદાર કરે છે અને દેશને શોભાવે છે તેમનાથી દેશની સત્તા વધે છે અને તેમનાથી દેશમા નીતિબળ ઉત્પન્ન થાય છે

વળી નીતિમાન પુરૂષો લોહચુબકની માફક અથવા વશીકરણની માફક સર્વના અતકરણને પોતાના તરફ ખેચે છે અને તેથી દરેક માણસને તેમના ઉપર વિશ્વાસ આવે છે, તેમના ઉપર શ્રદ્ધા બેસે છે અને તેમના વર્તનને અનુસરવાની ફરીફરી ઇચ્છા થાય છે

કેટલીક વખત એવુ બને છે કે બુદ્ધીવાન લોકો બુદ્ધીના પ્રભાવથી મનુષ્ય હૃદયને પોતા તરફ ખેચે છે, આમ છતા નીતિજ્ઞ પુરૂષો તેમના કરતા વિશેષ માનને પાત્ર છે અમુક જનસમાજમા બુદ્ધી પ્રભાવ કેટલો છે તે જોવુ હોયતો તેમા વિદ્વાન માણસો કેટલા છે તે જાણવુ જોઈએ, પણ તે મડળનુ હૃદય કેવુ છે, તેનો કેવો સ્વભાવ છે તે જાણવુ હોય તો તેમા નીતિજ્ઞ પુરૂષો કેટલા છે અને કોણ છે તે તપાસવુ જોઇએ, એટલે કે ડો સ્માઈલ્સના કહેવા પ્રમાણે વિદ્વાન માણસો જનસમૂહનુ મસ્તક છે પણ નીતિજ્ઞ મનુષ્યો તો તેનુ હૃદય છે, અતકરણ છે

વળી તેજ વિદ્વાન લખે છે કે બુદ્ધીવાન માણસો માન આશ્ચર્યથી જોવાય છે પણ નીતિજ્ઞ માણસોનુ તો અનુકરણ કરાય છે

વિદ્યાના પ્રસાદ વાળાઓના પણ મુખમાથી—હૃદયમાથી ઉદ્‌ગાર નીકળે છે કે,

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

મન, વચન, અને શરીરમા પુણ્યરૂપી અમૃતથી ભરેલા, ત્રણે ભુવનને ઉપકારની પરપરાથી પૂરનાર, અને પારકાના પરમાણુ જેવડા ગુણને પણ પર્વત જેવડા મહાન ગણી નીરતર પોતાના હૃદયમા વિકાસ પામનાર, એવા સન્તો કયા છે? એવા નીતિજ્ઞો ક્યાં છે?

શ્રીમંત, વિદ્વાન, સત્તાવાન, કે કુળવાનમાં જ નીતિ હોય છે એવો કંઈ નિયમ નથી. ગમે તેવી સ્થિતિનો ગમે તેવો માણસ નીતિમાન થઈ શકે. નીતિ વધૂની વરમાળ સ્વીકારતાં પૈસો, વિદ્યા, સત્તા કે કુળની કશાંની જરૂર નથી; ફક્ત મનોબળ-આત્મબળ-હૃદયબળની જરૂર છે. પ્રેમ, ઉદારતા, અને પ્રમાણિક તાની મૂર્તિ ચારૂદત્ત પૈસાદાર ન હતો પરંતુ એક ગરીબ બ્રાહ્મણ હતો. યુરોપમાં પ્રોટેસ્ટન્ટ ધર્મના સ્થાપનાર લ્યુથરને કંઇ પણ અધિકાર કે સત્તા ન હતાં, પરંતુ ખેતર ખેડીને કે ઘડીયાળ બનાવીને તે પોતાનું ગુજરાન ચલાવતો. પતિવ્રતા જેવા ધર્મ પાળનારી વસંતસેનાનો જન્મ કોઈ ઉત્તમ કુળમાં નહતો, પરંતુ એક વેશ્યાને ઘેર તે જન્મી હતી. લોકપ્રિય થઈ પડેલા અને પાર્લામેંટમાં પંકાઈ ગયેલા ફ્રાન્સિસ હાર્નર પાસે પૈસો, કુળ કે સત્તા કશું ન હતું; પરંતુ તે એડીનબરોના એક સાધારણ વેપારીનો છોકરો હતો

અપૂર્ણ.

*K. S. Bhatt.*

---

## सदुपदेश पंचशती

(દોહરા)

જ્યાં જેની ઉત્પત્તિ છે, ત્યાં નહિ તેનુ મૂલ્ય;
ભલે મળે બીજે નહિ, ભવમાં તેની તુલ્ય.
વિદ્યાથી સુજ્ઞે નહિ તેમજ તૃપ્ત થવાય,
પૂર્ણ છતાં જ્યમ સાગરે, ચંદ્રોદય ઇચ્છાય.
શુભ વિષયોમાં અશુભતા જેમજ આરોપાય,
ક્ષમાયુક્તમાં ત્યમ ભલે અસામર્થ્ય લેખાય.
ગુણ પણ દુર્જનને મુખે દૂષિત નકી થનાર,
દૂધ સર્પનાં મુખ વિશે વિષ થઇ જેમ જનાર.
વૃક્ષ તાપ પોતે ખમી હરે અન્યનો તાપ,
તેમ સુજન પરનો હરે તાપ સહીને આપ.
ભૂખ્યો સિંહ ન ભૂખથી ખડને જ્યમ ખાનાર,
તેમ ન સજ્જન દુઃખથી દુરાચાર લેનાર.
પાણી ખેંચે મેઘ જ્યમ વર્ષે થવા અનાજ,
ધન સંચય પણ સુજનનો થાય દાનને કાજ.
વખતે તૃણ પણ લોકમાં સહાય કારક થાય.
આવુ સમજી સજ્જને ન કશું તુચ્છ ગણાય.
સરલપણું નિર્બલપણે થાય એમ સમજાય,
સજ્જનતા જ્યમ કલિયુગે અશકતતા દેખાય.
ફક્કડ થઇ જેઓ ફરે તેહ સબલ લેખાય,
જારવણે હુશીઆર નર જેમ પ્રવીણ પેખાય.

શાસ્ત્રી. કે. રે.

श्री

आत्रवमप्रकाश

અથવા

# आलोरनी शूरीश्यामा

## प्रवेश त्रीजो

### સ્થળ -મંત્રીનું ઘર

(મંત્રીપુત્રી વિમળાને તેની સખી પ્રમદા બેઠા છે એક દાસી પત્ર લઈ પ્રવેશ કરે છે)

दासी—બા ! એક માણસ આ પત્ર લઈ આવ્યો છે (પત્ર આપે છે)

विमला—મ્હારા નામનો છે? ભલે લાવ (પત્ર લેછે)

प्रमदा—સખિ ! કોણે લખ્યો છે?

विमला—(સ્મિત કરીને) ભલા વાંચ્યા વિના કેમ જણાય?

प्रमदा—(સ્મિત કરીને) શું વગર વાંચ્યે કહી શકાતા નથી? કોઈ અજાણ્યાનો પત્ર છે?

विम—હા, અજાણ્યાનો જ તો

प्रम—(કૃત્રિમ કોપથી) સખિ ! ત્હમે આમ કુમારીના ધર્મ વિરુદ્ધ કાર્ય કરવા કેમ તૈયાર થયા છો?

विम—કાં?

प्रम—કોઈ કુમારી ગુરુજનની આજ્ઞા વિના અજાણ્યા પુરુષનો પત્ર લઈ શકે ખરી?

विम—મ્હેં પત્ર લીધો એમ લેવામાં કાંઈ અપરાધ છે?

प्रम—"અપરાધ?" મહા અપરાધ છે કુલાચારનો કાયદો તોડયો એ કરતાં મ્હોટો અપરાધ કયો છે?

विम—સખિ ! આ વિમલા કદિ અયોગ્ય આચરતી આવી નથી અને જીવ જાય તોપણ અયોગ્ય આચરણ આચરનારી નથી

प्रम—તો હું સેનાપતિને કહાવું છું કે આ રાજ્યમાં એક કુલાચારના કાયદા તોડનાર દ્રોહી સ્ત્રી વસે છે માટે ભલું ચાહો તો એને આવી કેદ કરો

विम—ભલે કહાવ ત્હારા સેનાપતિમાં યે કેટલુંક જોર છે તે જોઈએ તો ખરા વિમલા પોતે ન બંધાય તો તેને બાંધી શકનાર કોણ છે? (પત્ર ઉઘાડી વાંચે છે)

"त्हारो पत्र मळ्यो नहि."

શું મ્હારો પત્ર મળ્યો નહિ ? સખિ ! આ ત્હારો સેનાપતિ શું લખે છે?

प्रम—ત્હમે પત્ર લખ્યો નથી?

विम—"પત્ર લખ્યો નથી?" કેવી જુઠી વાત? એમાં પિતાજીની ચતુરાઇ છે. પરંતુ મ્હેં પિતાજીને દેવધર્મની સાક્ષીએ કહ્યું છે કે; "ત્હમે કોઈ રીતે મ્હારો સેનાપતિ ઉપરનો પ્રેમ રોકી શકવાના નથી. ત્હમારૂં બધું કૌશલ્ય ને બધા વિચાર આ વાતમાં મિથ્યા થવાનાં છે. હું સેનાપતિના ગુણની પક્ષપાતી છું. એમનું કૂળ નહિ જોઉં."

प्रम—જો પિતા પ્રતિકૂળ થશે તો શું કરશો ?

विम—તો આ અભાગિણી પાસે જે કાંઈ દેહ—હૃદય—મન વગેરે છે તે વેંચી ભિખારિણી બનીશ

प्रम—ત્હમે વેચશો પણ ખરીદશે કોણ?

विम—ત્હારો સેનાપતિ

प्रम—પિતાના વિરોધીનો આશરો લઈ પિતાને છોડી દેશો ?

विम—નાહિ, એમને સમજાવીને કહીશ કે સ્નેહકારણથી કન્યાપર અન્યાયી દબાણ ન કરો.

प्रम—પણ નાહિં માને તો?

विम—(મંદ બનીને.) મ્હને દુઃખી કરશે ને પોતે પણ દુઃખી થશે. (નેત્રમાં જળ ભરાઈ જાય છે)

प्रम—સખી! હું તમારો ઉદ્વેગીસ્વર સાંભળી શકતી નથી. મ્હેં તમારો અપરાધ કર્યો; વગર સમજ્યે ત્હમારા હૃદયમાં આઘાત કર્યો પણ ત્હમારાં બધાં અમંગલ ઇશ્વર દૂર કરશે.

विम—સખી! ત્હેં મ્હારો કાંઇ અપરાધ કર્યો નથી. મ્હારા મનમાં જે ઇચ્છા રાત દિવસ રમી રહી છે તે મ્હેં ત્હને કહી છે.

प्रम—બ્હેન! નઠારી શંકાઓ લાવશો માં, વિધાતા ત્હમારૂં સારૂંજ કરશે.

विम—સખી! સારૂં કે નઠારૂં શું થવાનું છે તે હું કાંઈ જાણતી નથી વિધાતાની ઇચ્છા હશે તે થશે, પરંતુ જ્યારે સિંધુ ઉછાળા મારે છે ત્યારે તેને રેતીનાં બંધે કોઇથી બાધી શકાય છે? તેમ મ્હારા મન સમુદ્રના વેગને હવે હું રોકી શકતી નથી. મ્હારૂં હૃદય હવે ફાટી જાય છે. (રૂવે છે)

प्रम—નિષ્ઠુર હૃદયી મંત્રીવર! આ કોમળ હૃયદની કન્યાની વ્યથા ....

विम -(ોતા રોતા ) સખી! પિતાજીને નિષ્ઠુર ન કહે એમનુ હૃદય સ્વાભા વિક રીતે દયાળુ છે, નિષ્ઠુર નથી એ કુલગૌરવમા અંધ થયા છે તો પણ ક્ષમાયોગ્ય છે, તિરસ્કાર યોગ્ય નથી

प्रम—રે! એવા કુલગૌરવને ધિક્કાર છે કોઈ દયાળુજન પોતાની કન્યાની આટલી બધી હૃદય પીડા

विम—જો મ્હારી હૃદયની ગુપ્ત પીડા એ જુએ તો જરૂર મ્હારી સહાયતા કરે

प्रम—જોયાવિના સમજી શકતા નથી શુ ?

विम—ભલા જોયાવિના કેવી રીતે સમજી શકે? એ વીરમણિ સેનાપતિ ઉપર મ્હારો જે પ્રેમ છે તે પ્રેમરૂપ મૂલાકુરે મ્હારી હૃદય ભૂમિને ભેદી નાખી છે પિતાજી તે કેમ જાણી શકે? પરતુ સખી! ભલે હૃદય છિન્ન ભિન્ન થાય કે જીવન નષ્ટ થાય તો પણ મ્હારા પ્રેમરૂપ તરુને નિર્મળ કરવાને કોઈ સમર્થ નથી

प्रम—સખિ? આવડા મ્હોટા રાજ્યના જે મત્રી છે અને તમામ પ્રજાનુ સુખ દુ:ખનુ વૃત્તાન્ત જાણવુ એજ જેમનુ કામ છે તે પોતાના ઘરનુ વૃત્તાન્ત જ ન જાણે એ આશ્ચર્ય નહિ? સખિ! જલપ્રવાહ પેઠે સ્નેહ કે પ્રેમના પ્રવાહ રોકવા એ વિપત્તિનુ મૂળ છે તેના પ્રવાહનુ એક મુખ બધ કરતા તે હજારો મુખે વહેવા લાગે છે, અને તે સમયે આવા હજાર મત્રીની મતિ પણ તેને રોકી શકે તેમ નથી

विमला—સખિ! ત્હારુ કહેવુ સત્ય છે પ્રેમમા જેટલી જેટલી અડચણો વધે તેટલો તેટલો હૃદયાવેગ વધે છે પરતુ પિતાજી સદા રાજ્ય કાર્યમા જોડાયા રહે છે, તેથી આ અભાગિણી પુત્રીને ભૂલી ગયા છે તોપણ તેમની આવી નિદા કરવી યોગ્ય નથી

प्रमदा—સખિ! એવો મૂર્ખ કોણ હોય કે જે અર્થને માટે પોતાનુ કર્તવ્ય ભૂલી જાય? પોતાના બાળકના સુખદુ:ખપર પણ અલક્ષ્ય હોય એવો પુરુષ સિધુદેશના મત્રી સિવાય તો મળવો મુશ્કેલ છે

विमला—સખિ! પિતાજીને મિથ્યા દોષ દે મા એ તો મ્હારા ભાગ્યનોજ દોષ છે (પત્રનો બાકીનો ભાગ વાચે છે)

"आ युद्ध क्षेत्रमा असख्य शत्रुओथी घेरायो छता क्षणमात्र हु त्हने भूली शकतो नथी"

અહો! વધારે શુ લખે? અગાધપ્રેમની પ્રતીતિ આથી બીજી શી જોઈએ! મ્હારા જેવી તુચ્છ સ્ત્રીપર પણ જે વીરપુરુષની કેટલી બધી મમતા

છે? ( પત્રમા જોઇ બાકીનું વાંચે છે.)

" पण निष्ठुर ! तुं म्हेन भूली गई."

સખિ! શું હું આ તિરસ્કારને યોગ્ય છું? નહિ નહિ, પણ આ વાક્ય એમના અંતઃકરણથી લખાયું લાગતું નથી. તો હું પણ આવાજ પ્રકારનો ઉત્તર લખું? અહો! પ્રેમીજને કરેલો પ્રેમમય તિરસ્કાર પણ કેવો મીઠો છે?

प्रमदा—સત્ય છે. પ્રેમનો તિરસ્કાર પણ અતિશય મધુર છે. સ્નેહની અધિકતા વિના સ્નેહીથી તિરસ્કાર થતો નથી. અને તેથીજ સ્નેહીના તિરસ્કારમા સ્નેહની અધિકતાની મીઠાશ મળેલી હોય છે. તો સખિ! ત્હમે પ્રત્યુત્તર લખી આપી માણસને જલ્દી વિદાય કરો. લ્યો હવે હું જાઉછું ' ( ઉઠવા માંડે છે.)

विमला—(તેને તાણીને પાસે બેસાડતા ) કાં, એટલી બધી ઉતાવળ શામાટે? હજુ પિતાજીને આવવાને તો બહુ વાર છે.

प्रमदा—સખિ! ॥शुभस्य शीघ्रं ॥

विम—પણ પિતાજીના આવ્યા પહેલાં પત્ર કેમ મોકલી શકાય?

पम—કાં, એ આવ્યા પછી ત્હમને પત્ર મોકલવા દેશે?

विम—ન દે તો કાંઈ ચિંતા નહિ. પરંતુ છાની રીતે હું કદિ પ્રેમપત્ર મોકલવાની નથી. વિમળાએ કદિ પિતાની રજાવિના પ્રેમપત્ર લીધો યે નથી ને લખ્યો યે નથી

पम—કદિ લીધો નથી?

विम—ભલા, તુંજ કહે, ક્યારે લીધો છે?

पम—હમણાં, મ્હારી નજર આગળ જ.

विम—એ લેવામા પિતાની રજા હતી.

प्रम—તો શું લેવાની રજા છે, મોકલવાની નથી?

विम—ના. બંનેની રજા છે.

प्रम—તો લેવામા પૂછ્યું નહિ ને મોકલવામાં કેમ પૂછોછો? જો લેવામાં દોષ ન ગણ્યો તો મોકલવામા દોષ શો?

विम—સખિ! તું ન સમજી. મ્હને હમણાં જ સમજાયું છે કે પિતાજી મ્હારા આ પ્રેમના વિરોધી છે. આટલા દિવસ સુધી મ્હને એનું કાંઇ પ્રમાણ મળ્યું નહોતું, જેથી સેનાપતિના પત્રો વગર સંકોચે લેતી હતી; પરંતુ

હને જાણ્યા છતા પન કેમ મો લી શકુ? મ્હારુ હૃદય ક્ષાગ્ભૂમિ જેવુ ભલે શુષ્ક અને વેરાન થઈ જાય તોપણ હુ શુભપ્રેમ કર ારી સ્વેચ્છા ચારિણી નથી મ્હારા હૃદયમા શુભપ્રેમ પ્રતિ તો ન ।તિન્દ્વારજ ભર્યો છે

प्रम—તો કર્તવ્ય હોય તે કરો

(પડદામા "પ્રમદા! ઓ પ્રમદા!,")

નખિ! હુ જાઉ છુ (જાયછે)

विम—(શોકગ્રસ્ત) ઉત્તરમા શુ લખુ? સેનાપતિ જાણશે કે પિતા મ્હા। પ્રેમના વિરોધી છે તો તે અત્યન્ત દુ ખી થશે વળી પિતાઉપર અપ્રીતિ કે ક્રોધ કરશે આમ કરાવવુ એ મ્હારુ કર્ત ય નથી વળી આ યુદ્ધ સમયમા તેમનુ મન ચિ તાતુ ને દુ ખિત થશે તો રાજ્યનુ અહિત થવાનો ભય છે તો શુ હુ ક્ષત્રિય કન્યા થઇ રાજ્યનુ અહિત કરાવુ? તો શુ લખવુ? (વિચારીને) દયાળુ હોવાથી એ મ્હારો અપરાધ તો ક્ષમા કરશે તો ચાલ મ્હારોજ અપરાધ સ્વીકારી પત્ર લખુ

(જાય છે)

———o———

## प्रवेश चोथो

સ્થળ—રા જભવન

(દુ ખાવેગમા ભોયે ઢળી પડી મૂછિત થયેલી પર તુ વૈદ્યના ઉપચારથી નિદ્રિત થએલી વધ કમલાદેવી શય્યામા પડી છે સખી સુરગા તેની પાસે બેઠી છે)

सुरगा—અહો! નિદ્રા આવી ગઈ! નયનકમળો મીંચાઇ ગયા! અરેરે, એક દિવ સમા મુખ કેવુ ફીકુ બની ગયુ? શરીર કેવુ સૂકાઈ ગયુ? શોકે જાણે સુદરતાને હરી લીધી! અહા, કેવી સહનશીલતા, ક્ષાત્રતેજ રક્ષવાનો કેવો યત્ન, કુલગૌરવનુ કેવુ જ્ઞાન, છતા પણ હૃ યની કેવી કોમળતા! જાણે વીરતા ને કોમળતા અથવા શૌર્ય અને સ્નેહ સાક્ષાત્ મૂર્તિમાન જ થયા હોયની!

कमला—(સ્વપ્નમા) હા! કાયરની પેઠે નાશી જ ગયા?

सुरगा—અહો! કેવુ મધુર સ્વપ્ન છે?

कमला—(સ્વપ્નમા) કહો, હવે ફરી નાસશો? નિષ્ઠુર નિર્દયનાથ! ફરી ભાગશો?

सुरगा—સ્વપ્ન દેવ! તમને શુ અસાધ્ય છે? તમારી માયાથી વાઝણી પુત્ર પામે છે દરિદ્ર રાજમહેલ પામે છે, પરાધીન સ્વાધીન થાય છે ને અભાગી વિરહિણી સ્ત્રી સ્વામીનો સમાગમ કરી કૃતાર્થ થાય છે

## धर्मनी सार्वजनिकता.

सुखार्थाः सर्वभूतानां मताः सर्वा प्रवृत्तयः ।
सुखं च न विना धर्मात् तस्माद्धर्मपरोभवेत् ॥
त्रिवर्गशून्यं नारंभं भजेत्तंचाविरोधयन् ।
अनुयायात् प्रतिपदं सर्वे धर्मेषु मध्यमः ॥

દુઃખની જિહાસા (ત્યાગ કરવાની ઇચ્છા) અને સુખની ઈપ્સા (પ્રાપ્ત કરવાની ઇચ્છા) એ પ્રાણી માત્રને ઇષ્ટ છે. પ્રવૃત્તિ માત્રનું આ મુખ્ય પ્રયોજન છે. એ પ્રયોજનની સિદ્ધિને અર્થે આપણા શાસ્ત્રકારોએ ચાર પુરૂષાર્થો (પુરૂષની ઇચ્છાના વિષયો) ની સોપાનપરંપરા કલ્પી છે. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ. તેમાં મોક્ષ એ મુખ્ય પુરૂષાર્થ છે. અને બાકીના ત્રણને ગૌણ કહ્યા છે. કારણ મોક્ષ સિદ્ધ પદાર્થ છે, અને આત્યંતિક દુઃખની નિવૃત્તિથી એનો પ્રત્યક્ષ અનુભવ થાય છે; અને ધર્મ, અર્થ અને કામ, એ સાધનકોટિમાં છે અને એથી તાત્કાલિક દુઃખની નિવૃત્તિ માત્ર પ્રતીત થાય છે. તાત્પર્ય કે ધર્મ, અર્થ, અને કામની સિદ્ધિથી પુનઃદુઃખના ઉદ્ભવનો સંભવ રહે છે અને મોક્ષનું રહસ્ય સમજાયાથી પુનઃ દુઃખના ઉદ્ભવનો પ્રસંગ રહેતો નથી–દુઃખજ રહેતું નથી. ફલિત એ થાય છે કે વ્યવહાર પરમાર્થ, સુખદુઃખ, ધર્મ અધર્માદિ, દ્વંદ્વમય સંસાર ચક્રની પ્રવૃત્તિનું નિદાન આદ્યત્રય પુરૂષાર્થ છે, તે ત્રયની સિદ્ધિથી ચતુર્થ જે સિદ્ધ-નિત્ય પ્રાપ્ત છે, તેનો આત્યતિક અનર્થ નિવૃત્તિદ્વારા આવરણભંગ રૂપે દૃઢ અપરોક્ષ થાય છે. એ ત્રેયીમાં પૂર્વ પૂર્વ ઉત્તર ઉત્તરનું મૂલભૂત છે. અર્થાત્ અર્થ ધર્મમૂલક હોવો જોઈએ. અને કામ, ધર્મમય અર્થમૂલક હોવો જોઈએ. કારણ શાસ્ત્રમા ધર્મમૂલક અર્થ અને કામને પુરૂષાર્થ ગણ્યા છે. યથેષ્ટ વા કપોલ કલ્પિત અર્થ અથવા કામને કોઈ પણ ઠેકાણે પુરૂષાર્થની સંજ્ઞા આપવામાં આવી હોય `મ જણાતું નથી. તાત્પર્ય કે અર્થનું યથાર્થ ઉપાર્જન અને સંરક્ષણ એટલે અર્થનો વાસ્તવિક યોગક્ષેમ જો ધર્મમૂલક નહોય તો અનિષ્ટનું સાધન થઈ પડે છે અને અને કવિધ દુઃખોને જન્મ આપે છે. તેમ કામ પણ જેની સિદ્ધિ અર્થને આધીન છે, તે પણ ધર્મપ્રેરિત અર્થમૂલક ન હોય અને કેવલ સ્વકપોલ કલ્પિત અથવા યથેષ્ટ ઇચ્છામૂલક હોય તો તેમાથી પણ અનેક દુરાચરણોનો સંભવરહેછે, મોક્ષ સમજવામાં પણ પ્રથમ ત્રણની અપેક્ષા રહે છે, કારણ મોક્ષનું સાક્ષાત્ સાધન જ્ઞાનપૂર્વક ત્યાગ છે એમ વેદ કહે છે.

---

લેખક હીરાલાલ વ્રિજભૂખણદાસ શરાફ. બી. એ.

सद्बोधप्रवर्त्तक ब्रह्मनिष्ठ पण्डितजी

## जयकृष्ण जीवनराम

अथवा

उत्तराश्रमना

परमहंस परिव्राजकाचार्य स्वामीजी

## ब्रह्मानंद सरस्वती

---

સાંપ્રત કાલમા ગુર્જર પ્રાંતમાંથી વિદ્યાનો હ્રાસ થવા માંડ્યો છે તેમા આ પંડિતજીના વિદેહમુક્ત થવાથી વધારો થયો છે વિક્રમ સંવતના ચાલુ દશકામા ભિન્ન ભિન્ન વિષયોમા પ્રવીણતા માટે અભિમત ગણાતા વિદ્વાનોની ગુર્જર પ્રજાને જે ખોટ ગઈ છે તે ન પુરી શકાય તેવી છે ગયેલા પુરૂષો તો પાછા આવેજ નહિ, પરંતુ તેમની પછવાડે કાંઈક સંતોષ આપે તેવા પુરૂષો વિરલાજ છે રાજનીતિજ્ઞ વિદ્વાન ઝવેરીલાલભાઈ, મણીભાઈ, તથા રણછોડલાલભાઈ, શાસ્ત્રપ્રવીણ પંડિત ગટુલાલજી, પરમવૈદિક વે શા સં શાસ્ત્રીજી રાજારામ બોડસ, કવિવર્ય દલપતરામ તથા નર્મદાશંકર વૈદ્યવર ઝંડુભટ્ટજી વિગેરે સુનામધેય પુરૂષો થોડા સમયમાજ વિદેહી થતા દેશમા હાહાકાર થએલો, તેમા થોડાજ સમયપર પરમહંસ પરિવ્રાજકાચાર્ય જગદ્ગુરૂશ્રીમચ્છંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ સમાધિસ્થ થતા તો અખિલ દેશમા ઔદાસ્યની સીમાવળી હતી તેમની પછવાડે થોડાજ સમયમા વિદ્વત્તામા તેમના સમકોટિ તથા ગૃહસ્થ છતા પણ આચાર વિચારમા તેમની બરોબરી કરે તેવા પંડિતજી જયકૃષ્ણજી વિદેહી થતા તો ધર્મજ્ઞ પુરૂષોમા ખેદનો અવધિ આવ્યો છે પરંતુ ઈશ્વરેચ્છા બલીયસી એ નિયમાનુસાર એ પુરૂષના સ્મરણ માત્ર થતા આનંદનો અનુભવ લેવાનુ અમે યોગ્ય ધારીએ છીએ

**કુલચર્ચા** પંડિતજી જયકૃષ્ણજી પ્રશ્નોરા નાગરજ્ઞાતિમા પ્રસિદ્ધ વ્યાસકુટુંબમા જન્મ્યા હતા તેમના કુટુંબનો ઈતિહાસ તેમના ધાર્મિક કાર્યો માટે પ્રસિદ્ધ છે તેમના કુટુંબના મુળ પુરૂષ રામજી વ્યાસ, તે પંડિતજીની છઠ્ઠી પેઢીએ થયેલા તે કાઠીઆવાડમા જામજોધપુર અથવા તેની પાસેના ધ્રાફા ગામમા વસતા હશે આશરે ૨૦૦ વર્ષ જેટલો જુનો એક લેખ શ્રીજામ તરફથી તેમને આજીવિકા માટે જમીન આપેલો મળે છે એમ કહેવાય છે કે રામજી વ્યાસના વડવાઓ પૂર્વે કાઠીઆવાડમા માણ્ડણ ગામમા રહેતા અને ત્યા

તેમણે યજ્ઞ કરેલો, જેના સ્થાપનના મોટા ચોકખંડિ૨ આજ ત્યાં ભટના ચોકથી ઓળખાવાય છે. પરંતુ આ માહિતિ માટે ખાતરી પૂર્વક પ્રમાણ નથી. રામજી વ્યાસથી ત્રીજી પેઢીએ દયારામ નામે પુરૂષ થયા, તે પોતાના બે પુત્ર દેવકૃષ્ણ તથા નારણજીને લઇ બાટવા ગામમાં આવ્યા હાલ જે બાટવા પરગણું કહેવાય છે તે તે સમયે બાબીઓએ નવુંજ વસાવેલું. તે વસાવતી સમયે આ વ્યાસજીને કેટલાક પટેલીઆઓ સાથે તેડાવી, તેમને હાથે ગામને તોરણ બંધાવેલા. આ વાતને આજે દોઢસો વર્ષ થયાં. તે સમયે, બાબી દરબારોએ ભટ્ટજીને પોતાના ચોવીશ ટીંબામાં કેટલોક ગરાસ લખી આપેલો તે આજ પણ તેમના વંશજોને મળે છે. વ્યાસ દેવકૃષ્ણ તથા તેમના પુત્ર જગજીવન, એટલે પંડિતજીના દાદા, ત્યાંથી પોરબંદરમાં આવેલા; ત્યાં પોતાની વિદ્યા તથા ધર્મનિષ્ઠતાથી તેઓ રાણા શ્રી સુલતાનજી, જેઓએ પોરબંદરમાં રાણાની ગાદી આણી જણાય છે, તેમના પ્રિતિપાત્ર થયા. અહિં વ્યાસજી દેવકૃષ્ણે પોતાના આશ્રયદાતાના આશ્રય નીચે મહારૂદ્ર કરીને આવસથ્ય લીધેલું, તથા રાણાજીને પણ વિષ્ણુયાગ કરાવેલો. આ પ્રસંગે પણ રાણાજીએ કાંઈ ગરાસ કરી આપેલો પરંતુ તે હાલ મળતો હોય તેમ જણાતું નથી. દેવકૃષ્ણ વ્યાસજીના પુત્ર જગજીવન વ્યાસજી પણ વિદ્વાન્ તથા પ્રતાપી પુરૂષ હતા. એમણે આ ઉભય આશ્રયદાતાની સંપૂર્ણ કૃપા મેળવી મળતા આશ્રયમાં વૃદ્ધિ કરાવેલી. જગજીવન વ્યાસજી ઉત્તરવયે કાશી યાત્રાએ ગયા, તથા એમ કહેવાય છે કે ત્યાં તેમણે સંન્યાસ લીધેલો અને તે આશ્રમ કાશી નિવાસજ કરેલો. જગજીવન વ્યાસજીને ત્રણ પુત્ર હતા વ્યાસ પુરૂષોત્તમ, સોનજી તથા જીવનરામ. જીવનરામ વ્યાસજીને બે પુત્ર થયા. તેમા મોટા પંડિતજી જયકૃષ્ણ તથા ન્હાના વૈદ્યરાજ પ્રભુરામ. તેમનો વિશેષ કુટુંબ વિસ્તાર આ સાથે જોડેલા વંશવૃક્ષથી સમજાશે.

વ્યાસજી અથવા પંડિતજી જયકૃષ્ણજીનો જન્મ કયારે થયો તે અતિ નિશ્ચયાત્મક કહી શકાતું નથી તેમના અનુજબંધુ વૈદ્યરાજનો જન્મ સંવત્ ૧૮૯૨ માં થએલો એમ કુટુંબ માહિતી છે. અને વૈદ્યરાજના પોતાના કહેવા પ્રમાણે વડીલ બંધુ પોતાનાથી ૮ થી ૧૦ વર્ષ મોટા હશે. આ પ્રમાણે તેમનો જન્મ સંવત્સર ૧૮૮૨ વા ૧૮૮૪ હોય સાક્ષરવર મન સુખરામજીના કહેવા પ્રમાણે, પ્રસિદ્ધ સૌરાષ્ટ્ મંત્રી ગોકુળજી ઝાલા સંવત્ ૧૯૦૪ માં પોરબંદર ગયેલા. તે સમયે તેમને પંડિતજી જયકૃષ્ણજીનો સમાગમ થએલો. આ સમયે પંડિતજી પોતાની વિદ્યાના પ્રભાવને પ્રકાશી રહ્યા હતા. તથા તેથીજ તેમણે ઝાલાજીનું મન આકર્ષેલું. એમને વિદ્યાનો લાભ પ્રસિદ્ધ વેદાન્ત પ્રબોધક રામબાવાથી થએલો. શ્રી રામબાવા સુદામાપુરીમાં લગભગ સંવત્ ૧૯૦૦ માં આવેલા. એમ કહેવાય છે કે પંડિતજીએ એમની પાસે બેથી ત્રણ વર્ષ અધ્યયન કરેલું. આમ હોવાથી સંવત્ ૧૯૦૪ માં તેઓ સારા વિદ્વાન તરીકે પંકાતા હશે.

એમ પણ કહેવાય છે કે પંડિતજી ૧૫ થી ૧૬ વર્ષના થયા ત્યાંસુધી તેમણે વિદ્યામા મન ધાલેલુ નહિ આ વાત સાચી હોય અને તેમને રામબાવાનો સમાગમ સંવત્ ૧૯૦૦ મા થએલો હોય તો તેમનો જન્મ ૧૮૮૩—૮૪ મા થએલો હોય આ પ્રમાણે અવસાન સમયે તેમનુ વય ૭૨—૭૩ વર્ષનું હોય

એમના સમવયસ્ક અથવા તેમનાથી વયના કાઇંક ન્હાના પુરૂષો કહે છે કે પંડિતજી કિશોર વયમા શરીરે કદાવર, મલ્લયુદ્ધમા કુશલ તથા રમતગમતમા તથા સ્મતીઆર છોકરાઓમા અગ્રણી ગણાતા તળાવો, વાવો તથા નદીઓમા ન્હાવાર્થે ઉતરી તેમા ભિન્ન ભિન્ન પ્રકારથી તરવુ તથા ભુસકી મારતા કલાકોના કલાકો કાઢવા, તથા વાડીઓમા મોટાવૃક્ષો ઉપર દોરડા બાંધી હીચકવુ તેમા તેઓ આનંદ પામતા આવી રીતે લગભગ ૧૬ વર્ષનુ વય થતા સુધી તેમણે મસ્તિષ્ક ઉપર કોઇ પણ પ્રકારનો અધ્યયનનો ભાર વહેવો નહીં

એટલુ વય થતા તેમના વડીલ કાકા પુરૂષોત્તમજીને એમને માટે ચિન્તા થવા માંડી અને કાંઈ અધ્યયન કરવા ભલામણ કરી અનાયાસે જાણે દૈવના મોકલેલા મહાત્મા રામબાવા ત્યા આવી ચડયા અને તેમનો સમાગમ પંડિતજીને થતા એ દીવ્ય પુરૂષ પ્રતિ એમનુ મન આકર્ષાયુ તેમ બાવાજીએ પણ ભવ્ય કાન્તિના આ અસંસ્કૃત પરંતુ તેજસ્વી બુદ્ધિના બાળકને જોઈ પોતાનો વિદ્યાવંશ વધારવાની ઇચ્છા કરી પંડિતજી તેમના સહવાસમા ત્રણેક વર્ષ રહ્યા હશે પરંતુ એમ જણાય છે કે અધ્યયન તો છ માસ જ થએલુ સાંગોપાંગ પંચદશી ગુરૂમુખેથી શીખી લઈ અન્ય ગ્રન્થો ગુરૂની આજ્ઞાથી પોતાની મેળેજ વિચારવા માંડેલા શ્રીમત્ રામબાવા અનુપમ વક્તા તથા શ્રોતાજનને પોતાના સયુક્તિક વચનોથી આત્મતત્વનો અપરોક્ષ અનુભવ કરાવનાર હતા પોતે તીવ્ર વિરાગી, નિસ્પૃહ તથા લોકકલ્યાણમા જ આનંદ પામનાર હતા એમની નિષ્ઠા, ઉગ્રતા શાસ્ત્રજ્ઞતા વિગેરેથી આકર્ષાઈ સેંકડો મનુષ્યો તેમના શિષ્ય થએલા કચ્છ, કાઠીઆવાડ તથા ગુજરાતમા તો બહુ પ્રદેશને તેમણે પોતાના ઉપદેશથી વેદાન્તમય કરી દીધેલા એમની પ્રસાદીના, આજ પણ એ દેશોમા દર્શન થાય છે શ્રી રામબાવાનુ ચરિત લખવાનો આ લેખનો આશય ન હોવાથી તે વિષય આટલુ જ દર્શન યોગ્ય ગણાશે

પંડિતજી સંવત્ ૧૯૦૪ મા એટલે પોતાના ૨૦ વર્ષને સુમારે પોરબંદરમા તો સારા વિદ્વાન તથા વક્તા તરીકે ગણાવા લાગ્યા આગળ કહ્યુ તેમ આજ સમયમા તેમને સુનામધેય ગોકુલજીભાઈ સાથે સંબંધ થયેલો તથા ઘાટવા પ્રમાણે તેજ સમયમા, તે સમયના બાલક પરંતુ હાલ ભાવનગરના દીવાન સ્થાનને શોભાવનાર રા. વિજયશંકર ઓઝા તથા તેમના પૂજ્ય વડીલ, પૂજ્યપાદ

સ્વામીજી સચ્ચિદાનંદસરસ્વતીજીનો પ્રથમ મિલાપ થએલો. આ ઉભય વિદ્વાન તથા પ્રતિષ્ઠિત ગ્રહસ્થોના ઓળખાણથી કાઠીઆવાડમાં તેમનુ યશ ફેલાવા માંડ્યુ એમ સમજાય છે કે આજ વર્ષમાં પરમ ગુરૂ રામબાવાએ પોરબંદર છોડ્યુ. એ મહાત્મા કાઠીયાવાડના ભિન્ન ભિન્ન પ્રદેશમાં વિચરતા વિચરતા, ગુજરાત દેશમાં જઈ નર્મદાતીરે કરનાલી ગ્રામમાં જઇ વસ્યા. અહિં તેમણે ચતુર્થાશ્રમ ગ્રહણ કર્યો. શરીર અસ્વસ્થ થતાં તેમનાં અન્ય શિષ્ય બાપુજી નામે હતા તેઓ તેમને વડોદરે લઈ આવ્યા, જ્યાં એ વિદ્વાન પુરૂષ સમાધિસ્થ થયા આ પ્રસંગ ૧૯૦૬ માં બન્યો.

શ્રદ્ધાવાન અને શાસ્ત્રજ્ઞ શિષ્ય બાપુજીએ આ નગરમાં એક ટીંબા ઉપર, તેમના સમાધિસ્થાનપર એક મઠ બાંધી તેમાં દેવની સ્થાપના કરી એ મઠને જ્ઞાનમઠનું નામ આપ્યુ. આ મઠ આજે પણ ત્યા છે. અને રામબાવાના શિષ્યો પૂર્ણ શ્રદ્ધાથી ત્યાંની યાત્રા કરે છે.

(અપૂર્ણ)

## વિશ્વાવલોકન

(ગયા વર્ષના ૧૨ મા અંકના પાના ૨૭૯ થી ચાલુ)

### અયોધ્યા વર્ણન.

**विश्वावसुः—**

(શાર્દૂલવિક્રીડિત.)

લક્ષ્મીથી શુભ શોભિતિ અવધ આ તેને નમસ્કાર હો,
નાના પાપ હરે નદી સરયૂ જે વહેતી પુરી પાસ જો,
જે તેના તટ ઉપરે વિલસતા યૂપો સુયજ્ઞો તણા,
ભાનુવંશજ રાજની યશધજા દિસે નહિ કંઈ મણા.

ફરીથી અયોધ્યાનું અવલોકન કરીને પૂજ્યને વિષે અનુરાગના વિકાસથી કહે છે–ભવસાગરના શોષણરૂપ, અને ગૌતમઋષિનાં સ્ત્રી અહલ્યાના શાપમોચનના ઔષધરૂપ, એવાં શ્રીરામચંદ્રના ચરણાર્વિંદની રજથી કરેલ છે પાપનો નાશ જેણે એવી અયોધ્યા નગરીને હું નમન કરૂં છું.

ફરીથી મનમાં ચિંતન કરવાથી રોમહર્ષ સહિત વદે છે–કલ્યાણની પરમ સીમા રૂપ, વર્ષાકાલીન મેઘ સમાન ઘનશ્યામ, જેને પ્રણામ કરવાથી સંસાર રૂપી વનમાં ભટકવાનો શ્રમ મટી જાય છે એવી, પોતાના સૌંદર્યથી જેણે કામ દેવને લજ્જિત કરેલ છે, આદર સહિત જેણે જનકસુતાના કટાક્ષોને ધારણ કરેલ છે, દશે દિશામાં જેનો મહિમા પ્રસિધ્ધ છે, દેવતા જેની સ્તુતિ કરે છે

અને અયોધ્યા જેનુ નિવાસ સ્થાન છે, એવી અનિર્વાચ્ય રામ નામની દેવમૂર્તિ સર્વે જનોનુ કલ્યાણ કરો

વળી–રાવણના કુશાસનથી બ્હીનેલા લોકની વ્યથાને લોપ કરનાર છે કોપ જેનો, પૃથ્વીસુતા સીતાના પ્રાણનાથ, રાવણાદિક રાક્ષસોનો નાશ કરીને ઋષિ જનોના ઇષ્ટરૂપ યજ્ઞ પ્રવર્તાવનારા શ્રીરામચંદ્ર, અપાર સંસારસાગરનો તારક પોતાનો કૃપારસ, અતિદીન એવો હુ તેને વિશે રેડશે

"સંસાર સાગરમાથી તારનારા બીજા ઘણા દેવ છે છતા રામની પ્રાર્થના શામાટે કરો છો" એ શંકાનુ નિવારણ કરવા કહે છે–ઉપર કહ્યુ એટલુજ બસ નથી, બીજુ પણ તેનુ મહાત્મ્ય છે–

જેના શ્રેષ્ઠ ચરણકમલની રજથી ધર્મનો ઉદય છે, અને તત્વવેત્તા ગૌતમ ઋષિની પત્નિનો શિલારૂપમાથી જેનાથી ઉદ્ધાર થયો છે, એવા આશ્ચર્યજનક ચરિત્રવાળા શ્રીરામ સર્વોત્કર્ષથી વર્ત્તે છે

જે શ્રીરામે, કાગના, જટાયુ નામે ગીધના, ગુહનામે ધીવરના, સુગ્રીવના, વાનરજાતિ મારૂતિના અને રાક્ષસ વિભીષણના મનોરથ પૂરા કર્યા છે, તે સીતાપતિ અધિક કલ્યાણને આપો

વળી પણ–પૃથ્વીને વિશે આ રામચંદ્રજી ભક્તજનને ઇષ્ટ વસ્તુ આપનાર છે અને અતિ કાંતિવાળુ ધનુષ્ય ધરનાર છે એ કહેવુ યોગ્ય છે, પરંતુ, જે પોતેજ શત્રુના સમૂહનો નાશ કરી જન્મ મરણની પીડા ટાળનાર છે, તેણે ક્રોધથી રાવણને માર્યો એ કહેવુ એ આશ્ચર્યજનક છે

કૃશાનુ કહે છે કે–હે વિશ્વાવસુ! અનુચિત કર્મ કરનાર રામભદ્રની ઉપરપ્રમાણે સ્તુતિ કરવા શામાટે ઇચ્છો છો? કારણ કે–રાજા દશરથના ચાર પુત્રોમા તે જ્યેષ્ઠ પુત્ર હતા, તથાપિ જાનકીની સાથે, પોતાની ઓરમાન માતાના સંતોષ માટે, રથ, હાથી, પાળા અને ઘોડાની સંપત્તિવાળુ રાજ્ય છોડીને ઘાટા વનમા ચાલી નીકળ્યા, તે અનુચિત કર્મ કરનારા કેમ ન ગણાય? આ જગતમા ગાયનુ દૂધ છોડીને જારની રાબડી કોઈપણ પીએ ખરો કે? નહિજ વળી, આ રામચંદ્રે વનમા જઈને, રાવણના ગર્વને હરનાર બુદ્ધિશાલી વાલી નામના વાનરને મારીને, રાવણાદિક રાક્ષસવર્ગના નિગ્રહ માટે અ૫પરાક્રમી તેના ભાઈ સુગ્રીવનો સ્વીકાર કર્યો, કઠણ પત્થરને તોડવાની ઇચ્છા રાખનારો કયો પુરૂષ, પાષાણ ભેદી ઘણ નામના હથીઆરનો ત્યાગ કરી કમલનાલને પાષાણ ભેદવા માટે, ઉપયોગમા લેશે? કોઇ નહિ વળી, સમુદ્ર ઉપર સેતુ બાધીને, ખરાબ રસ્તા સમા કરીને, દેવી સીતાજીને અગ્નિમા શુદ્ધ કરીને, તેજ ભુવનજનની ભૂમિકન્યા સીતાજી, જ્યારે સગર્ભા હતા, ત્યારે પણ રામભદ્રે ત્યાગ કરી વનમા મોકલી દીધા, એ અતિશય ખેદાસ્પદ છે

(અપૂર્ણ)

———o———

## ભટ્ટ મોક્ષમુલ્લરનો સ્વર્ગ

પ થએલો. આ ઉભય વિદ્વાન
તેમનુ યશ ફેલાવા માંડ્યુ
વાએ પોરબંદર છોડ્યું

જાણીતા જર્મન વિદ્વાન ભટ્ટ મોક્ષમુલ્લર, જેઓ [illegible]ા વિચરતા, ગુજરાત
અભ્યાસી હતા, અને વિશેષે કરીને જેણે દેવભાષા [illegible]હિં તેમણે ચતુર્થાશ્રમ
ઉદ્યોગ પૂર્વક અભ્યાસ કરેલો હતો, તેઓ ઇંગ્લંડમાં ૭૩ જી નામે હતા તેઓ
પામ્યા છે, તે ખબર વાંચી સકલ વિશ્વના વિદ્વદ્વર્ગ [illegible] થયા. આ પ્રસંગ
આર્યાવર્ત્તની સમગ્ર હિંદુ પ્રજા શોકમગ્ન થઈ છે

મુસલમાની અમલની અંધાધુંધી શરૂ થયા પછી, વેદ [illegible]ક ટીંબા ઉપર, કેવો છે, કેટલી સંહિતા છે, તેના મંત્રોના ઋષિ અને દેવતા કોણ[illegible] એ મહને ગણ્યા ગાંઠ્યા વેદિયા શિવાય કોઈને ખબર ન હોતી અને હજુ[illegible]વાના શિષ્યો ઓને ખબર નથી તથાપિ ભટ્ટ મોક્ષમુલ્લરે, ઘણા વર્ષના પરિશ્રમ [illegible] ઋગ્વેદ સંહિતા તેના ભાષ્ય સહિત પ્રગટ કરીને દુનીઆના સક[illegible] પંડિતોને સદાના આભાર નીચે દાબી દીધા છે. જેમ જેમ તેઓ, [illegible] તત્વજ્ઞાન આદિનું વિશેષ અધ્યયન અને મનન કરતા ગયા, તેમ [illegible] તેમનો પૂજ્ય ભાવ અને પ્રીતિ વધતાં ગયાં.

જોવાનુ તો એ છે કે, કયાં એક જર્મન ગામડામા જન્મ, ત્યાંથી પાઠશાળામાં તે દેશની ભાષાનું શિક્ષણ, ત્યાંથી સંસ્કૃત અધ્યયન અર્થે આવવું, ત્યાંથી સંસ્કૃત પુસ્તકના શોધ પ્રસંગે ઓકસફર્ડ જવું, અને વિદ્વાનોના આગ્રહથી પોતાનુ સકલ જીવન ત્યાંજ રહી વિદ્યાવ્યાસંગમ[illegible] માત્ર સમાપ્ત કરવુ ! શું, આવુ નિર્મલ ચરિત્ર જોઈ આગલા કાળના મહાત્માઓની જીવનપ્રથા યાદ નથી આવતી ?

આપણા ગરીબ અને મૂંગા હિંદના વતનીઓ અને આપણા પ્રાચીન સન[illegible] ધર્મ વિશે તે વખતે યુરોપમાં "હિંદુઓ જેટલા પત્થર તેટલા દેવ પૂજનારા તેના ધર્મમાં મૂર્ત્તિપૂજા શિવાય કંઈ તત્વ નથી, તેઓ અપ્રમાણિક છે," અ[illegible] ખોટા વિચાર પ્રચલિત હતા; પરંતુ મહાત્મા મોક્ષમુલ્લરનાં આપણા ધર્મ ઉચ્ચ ભાવના બતાવનારાં વખતો વખતનાં જાહેર લખાણોથી, અને વિદ્યાર્થીઓ[illegible] સમક્ષ તેમણે આપેલાં વ્યાખ્યાનોથી, તે ખોટો વિચાર દૂર થયો છે; અને પાશ્ચિમાત્ય પ્રજા તેમજ ત્યાંના પંડિતોને સમજાયુ છે કે અધ્યાત્મ બાબતમાં હિન્દુ પ્રજા પાસેથી, એટલે, તેમના પ્રાચીન રૂષિ મુનિ પ્રણિત ગ્રંથોમાંથી વિદેશીઓને ઘણુ એ શીખવાનું છે, અને હિંદુ સમાન સાત્વિક, માયાળુ, પ્રમાણિક અને વિનયવતી દુનીઆની સપાટી ઉપર બીજી એકે પ્રજા નથી.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૯ મુ ] પોષ, સંવત ૧૯૫૭ [ અંક ૩ જો


## ॥ यतो धर्मस्ततो जयः ॥

### वासना नदी

( ગઝલ )

वहेती जोसथी पूरें नदी खखळाट करती आ,
लहेती ताणी जे आवे विषम तेना सपाटामा
वसे छे वासना नद आ करी खखळाट वनमा बहु,
तणाता जाय छे तेथी जगतमा जन्मधारी सहु
वहेती रानमा मनना न रोकी कोइ शकनार,
किनारा बे महिं वहे छे शुभाशुभ नाम धरनार
करी पुरुषार्थ यत्नेथी चलावो नाव भरतनजु,
लई शुभ सहाय शमदमनी न काई काम छे धनजु
बने तो वाळजो तेनो वहेतो जोसथी रोध,
किनारा पुण्यना तर्फ करीने स्नेहथी शोध
जरुरी आ प्रयत्नोनी न बनशो काई ल...
रहेलो वेद मध्ये जे करीने दूर अविचार
स्वयं वहेशे नदी ते तो तदा शुभशोभि काठाए,
नहिं नरनार जई अटके भराई भाई भाठाए
झरण अंतरमुखी थईने वहेशे आत्मप्रत्ये ज्या,
उघाडा मोक्षना द्वारो थया जाणो नक्की छे त्या

---

## શ્રદ્ધા.

એ

## યથાર્થ જ્ઞાન અને દિવ્ય પ્રેમનો પાયો છે.

(ગયા અંકના પાના ૪૮ થી.)

શુદ્ધ, નિષ્પક્ષપાતી જ્ઞાનને માટે આપણને કંઈપણ અભિરૂચી હોય નહિં એમ નથી; આપણને સત્ય વસ્તુ વિશે અભિરૂચી હોવી જોઈએ; એકજ મનોવૃત્તિને આધીન થઈને બીજીઓને આપણે દબાવી ન દેવી જોઇએ પરંતુ સર્વમાં સમસૂત્ર સરલ વહેવું જોઈએ જે માણસ, જે જે તે જુએ છે તે તરફ તદન ઉદાસીન થયા વિના તે પદાર્થને શુદ્ધ રીતે જોઇ શકતો નથી, જેને એક શોધ બીજી શોધ જેટલીજ સમાન આદરણીય હોય છે, જે દુઃખની સામે થઈને પોતાનો ખરો અભિપ્રાય આપી શકતો નથી, તેવો માણસ નેક ન્યાયનો ઉપયોગ કરવાને તદન નાલાયક છે. એવી કોઇપણ વસ્તુ નથી કે જે માનુષી અથવા દિવ્ય ગમે તે બાબતમાં માત્ર બહારનોજ પૂરાવો હોઇ શકે. તે સઘળું અંતર આત્મા અને બાહ્ય પદાર્થનો વિનિમય અને સમાધાન રૂપ છે; અને તે પ્રતિક્રિયાની ઝડપ, દૃષ્ટિનું આંતર અવલોકન, અરસપરસની સમજનો નિશ્ચય, એ મનની વિમુખતા ઉપર નહિં પરંતુ જેટલા સતત વેગથી મન પોતાની ગતિ કરે છે તે ઉપર આધાર રાખે છે

કોઈપણ બાળક મૃત્યુ પામેલ છે એવા ખબર જો તમે લઇ જવાના હો તો પહેલવહેલા તેની માતા તમારા ચહેરા ઉપરથી તે જાણી લેશે, અને તમારા અંતરમાં સંતાડેલ હોય ત્યાંથી પણ તે ખેંચી કાઢશે, અને જો કોઈપણ ઈશ્વર ન હોત તો જે આત્મા તેને અતિ સ્નેહથી ભજે છે, અને તેની સત્તા વિના જેને સર્વ સુનું લાગે છે, તેવા માણસને તેની ખોટ પહેલી જણાત. કેટલાક જેમ વિચિત્ર રીતે કહે છે કે, ધાર્મિક લોકો ધર્મ વિશે ખરો વિચાર કરી શકતા નથી, એમ કહેવું એ, દયાળુ મનુષ્ય બીજાનું દુઃખ જાણી શકતો નથી, અથવા બુદ્ધિમાન પુરૂષ કાવ્યની કિંમત કરી શકતો નથી, એમ કહેવાની બરોબર છે. આવાં સઘળાં મિથ્યાપાંડિત્યની વિરૂદ્ધમાં અમે હિંમતથી કહિએ છીએ કે માત્ર પ્રેમ અને શ્રદ્ધાથીજ ઇશ્વર ઓળખી શકાય છે; કોરી સમજ અને લૂખાજ્ઞાનથી શ્રદ્ધા જતી રહે છે, પણ પ્રાપ્ત કરી શકાતી નથી; જ્યારે શ્રદ્ધા ઉઠી જાય છે, ત્યારે આપણી બુદ્ધિ એવી સ્થિતિમાં ખરી બુદ્ધિ નથી, પણ આપણને જ્ઞાનનો પ્રકાશ કરનાર તે અગાઉ જે સાધનરૂપ હતી તે બદલાઈને માયાના ફંદમાં ફસાવનાર સાધનરૂપ થઈ પડે છે, અને અદ્‌ભૂત ઈંદ્રજાલ દેખાડનાર ઋષિમુનીના મયુરપિચ્છને બદલે જડશાસ્ત્ર પ્રમાણે કાષ્ટ માપવાનો ગજ થઈ પડે છે, આપણને ઉચ્ચતર અને પવિત્ર કરતી નથી.

આપણી મનોવૃત્તિથી તદ્દન વિચિત્ર પ્રાણી—જેની રચના જુદીજ તરેહની હોય છે, અને જે બીજી દુનિયામાંથી આવેલ હોય છે—તેવા પ્રાણીને, આપણા મનુષ્ય ચહેરાની આકૃતિ, ગાઢાગાઢ અને ખાડાની મૂર્તિ રૂપજ લાગશે, જીવતા જ્ઞાનવાળા મનુષ્યો, સદ્વિચારોના વહેતા ત ગોરશોરના અશ્રુઓ, આનંદદાયી ખુશાલી, શુદ્ધહૃદયની પ્રભુપ્રાર્થના, એ સઘળું કંઈ સમજાશે નહિ અને તેવીજ રીતે જુદીજ શરીર રચનાવાળો મનુષ્ય જે આ પૃથ્વીની સપાટી ઉપર આવી નિરિક્ષણ કરે છે, જેનામાં આ લોકને સહાય કરવાની લાગણી ન હોવાથી એક પરદેશી સમાન છે, તેવાને આ પૃથ્વી માત્ર જડ પદાર્થ અને ગતિથી ચાલતી માલમ પડશે, તે એક વસ્તુ બીજી વસ્તુ પાસે ઉભેલી છે, એક ફેરફાર થકી બીજો ફેરફાર થયાજ કરે છે, એમ જાણે છે, પણ તે કંઈ તેના અંતરનો શિણગાર કે ભાવ નથી રાત્રીના અંધકારમાં કોઈ દયામૂર્તિ તેની રક્ષા કરે છે એમ તેને લાગશે નહિ કોઈ અનુલંઘનીય આજ્ઞાથી નદીમાં જળ પ્રવાહ વિહાર કરે છે, એમ પણ જણાશે નહિ, અને વર્ષાઋતુની લીલી ભૂમિ અને વસંતેસો વનમુહાર, તેને કુદરતના સ્મિત સમાન લાગવાને બદલે માત્ર કૃત્રિમ લીલો અને લાલ રંગે ચીતરેલ લાગશે સ્વાભાવિકી શ્રદ્ધા એજ સર્વ જ્ઞાન, પ્રેમ અને શાંતિનું અગત્યનું મૂળ છે, તમે ગમે તેમ કહો પણ તે શ્રદ્ધાની જગ્યા વિચારને અંતે નહિ, પણ શરૂઆતમાંજ છે, જે શ્રદ્ધા આપણી જ્ઞાનશક્તિને તેની યોગ્ય જગ્યા બતાવે છે, પણ પોતાના સ્થાનમાટે બુદ્ધિને આભારી નથી, જે શ્રદ્ધા જ્ઞાનશક્તિ સાથે રહીને પરસ્પરસ ઉત્કર્ષ અને સૌજન્યનો વિનિમય કરે છે અને આપણો સ્વભાવ યશસ્વી બનાવે છે, પણ જ્યારે તે શ્રદ્ધા જ્ઞાનશક્તિથી વિધુર થાય છે ત્યારે તે શક્તિ અને પોતે ધીમે ધીમે ક્ષીણ થઈને વિનાશ પામે છે "આ સઘળી વસ્તુનો અક્ષય આધાર કોઈ દિવ્ય પૂર્ણ વસ્તુ છે, અને તે સબંધી વિચારો અને બાહ્યાભ્યંતર શુચિપણું આપણા સઘળા હૃદયમાં સદા સ્ફુરતાં હોવાં જોઈએ, અને ઈશ્વરનું શાશ્વત અસ્તિત્વ સૂચવવા માટે આ જગત માત્ર એક દૃશ્ય ચમત્કાર છે," એમ ધારવું તેને હું સ્વાભાવિકી શ્રદ્ધા માનું છું.

હૃદયની આવી શ્રદ્ધાવિનાનું એકલું જ્ઞાન તેના હેતુમાં પાર પડતું નથી, અને તેનું ફળ જે નિર્મલ અને નિરવધિ સુખ, તે સુખ "આરંભજ" એમ તો મરણ સમો આવી જાય છે. જ્ઞાનના ફળ બે છે—ભૌતિક અને નૈતિક. તેથી વધારે કુદરત ઉપર સત્તા ચલાવવાને આપણે શક્તિમાન થઈએ છીએ, અને વધારે સારું કરવાને આપણી ઈચ્છા થાય છે—પણ પહેલા અને પરિણામ પાર પાડવાને એકજ જાતનું જ્ઞાન બસ નથી. આપણાથી હલકી વસ્તુઓનું જ્ઞાન મેળવીને આપણે આપણી શક્તિ વધારીએ છીએ, અને આપણાથી શ્રેષ્ઠ વસ્તુઓને ઓળખીને આપણે આપણી સુજનતા વધારીએ છીએ. આપણાથી વસ્તુશક્તિમાં ઉતરતી

એવી કેટલીક વસ્તુની શુદ્ધવાત શોધી કાઢવાથી આપણે ભૌતિક શાસ્ત્રમાં આટલી ફત્તેહ મેળવી છે-તેટલા માટે જે વસ્તુસત્તાથી આપણે વધારે શ્રેષ્ઠ થઈને આપણી અનુકુળતા પ્રમાણે તેને તાબે કરીએ છીએ. આ પ્રમાણે મનુષ્ય મગજ આગળ વરાળની સ્થિતિસ્થાપકતા નિર્બલ થઈને, કેદ પકડેલા ગુલામની પેઠે રેલવે સડકપર અને આગબોટપર કામ કરે છે. વિદ્યુતની અદ્રશ્ય પાંખો છતાં તેને પકડી છે, અને જે સંદેશા તે જાણતી નથી તે લઇ જવાને આંહીથી તહીં તેને દોડાવવામાં આવે છે. તેજથી દેખાતી વસ્તુઓને પ્રતિબિંબસાદ્રશ્ય રૂપે (ફોટોગ્રાફ) ચિતરવાનું તેજને શિખવવામાં આવ્યું છે. નવી કળા અને વધતી જતી સાધન સંપત્તિના આવા સઘળા દાખલામાં કુદરતના ભૌતિક નિયમ તરફ જ્ઞાનનો વધારો થયો છે; જગતનો કોઈ જીતાએલો પ્રદેશ આપણા પગ પાસે પડીને આપણી શ્રેષ્ઠતામાટે આપણને માન આપે છે. પણ આવાં માન માટે **આપણે વધારે ઉત્તમ** છિએ એમ કોણ કહી શકશે ? તાર યંત્રના ટકોરા કોઈપિણ પાપીનો ઉદ્ધાર કરી શકતા નથી; સૂર્યનાં કિરણો પોતાના પ્રકાશથી કોઇપિણ આત્માનો મોહાંધકાર હઠાવીને તેનું સ્વસ્વરૂપ દેખાડી શકતાં નથી. ઝડપથી થતી મુસાફરી, ઘણા જથામાં જવાહિરો, રૂપાનાં થાળો, અને બિલોરી ઝુમર હાંડીઓ એ કોઇથી પણ કોઈનો સ્વભાવ વધારે કોમળ થતો નથી, અથવા તો સ્વાર્થી અને લુચ્ચા લોકનાં હૃદય નિર્મલ થતાં નથી. જો તમો આટલાન્ટીક મહાસાગર ઉપર પૂલ બાંધશો તો લુચ્ચા તેમજ પ્રમાણિક માણસને તે રસ્તો આપશે; અને જો તમો આખા જગત ઉપર બિલોરી છાપરૂં કરશો તો તેથી સુગંધી પુષ્પની લતા તેમજ નિંદણને સરખો છાંયડો થશે.

(અપૂર્ણ)

## सुख प्राप्तिनो मार्ग.

( ગતાંકના પાના ૨૯ થી )

વાસનાની શાંતિ વિષયોના ઉપભોગથી કદી પણ થતી નથી કિંતુ ઘી વડે જેમ અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ઊલટી તેથી તે વધે છે.

જલમાં મત્સ્યના સહવાસથી વિષય વાસના વડે આકર્ષાયેલા યોગીંદ્ર મહર્ષિ સૌભરિયે પણ પોતાના અપ્રતિમ યોગ બળથી ઉત્તમ ઐશ્વર્ય પૂર્વક ખૂબ વિષય ભોગ ભોગવ્યા છતાં સ્થિતી કરી રહેલી અતૃપ્તિને યોગે નિર્વેદ પામી છેવટ અનુભવથી કહેલું છે કે:

॥ मनोरथानां नसमाप्तिरस्ति, वर्षाऽयुतेनापितथा ऽब्दलक्षैः॥
। पूर्णेषु पूर्णेषु पुनर्नवाना, मुत्पत्तयः संतिमनोरथानाम् ॥

( वि. अं. ४.)

અર્થ દશહજાર કિંવા લાખો વર્ષથી પણ મનોરથોનો અંત આવતો નથી, જેમ જેમ મનોરથો પૂર્ણ થતા આવે છે તેમ તેમ નવા નવા મનોરથોના અંકુરો ઉત્પન્ન થતા જાય છે

અનંત મનોરથોના પ્રવાહપૂરમાં તપાતા જતા અને તૃષ્ણાના ઉછળતા તરલ તરંગો સાથે અથડાવાથી દિગ્મૂઢ બની ગયેલા, અગાધ ભવસાગરમાં ગળકાં ખાતા અસહાય જીવાત્માને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આદિ રૂપ મોહોટા મઘરમચ્છના સપાટામાંથી સંતોષ જ છે, હસ્તાવલંબ આપી ઉગારે છે

યદ્યપિ, ઇંદ્રિયોના વિષયો સાથે સંબંધ થતાં તે સમયે અતિ રમ્યતા અને મધુરતા બતાવી માનવ મનને પોતાની તરફ આકર્ષતું એક પ્રકારનું રાજસ સુખ અનુભવમાં આવે છે અને તે અનાદિકાલીન ક્લિષ્ટ સંસ્કારોને લીધે, ચિત્તને રૂચે છે તથાપિ તે ક્ષણિક અને વિનશ્વર હોવાથી તથા અનેક દુઃખ બીજની પ્રસવભૂમી રૂપ હોવાથી જો તેમાં અત્યંત અભિનિવેશ રાખવામાં આવે તો પરિણામે ખરા સુખના અંતરાય રૂપ અને દુઃખના નિદાન રૂપ થઈ પડે છે

જગતમાં મનાતા સુખના સંબંધમાં પણ સાંખ્યાચાર્ય ભગવાન્ કપિલ દેવનાં વચનો મુમુક્ષુને મનન કરવા યોગ્ય છે તેમણે કહ્યું છે કે,

कुत्राऽपि कोऽपि सुखी ॥ ६-७॥

तदपि दुःखशबलमिति दुःखपक्षे निक्षिपते विवेचकाः ॥ ६-८

(सांख्यसूत्र अ ६-सू-७-८)

(જગતમાં શોધશું તો) ક્યાંક જ કોઈક જ સુખી હશે-૬-૭-

(અને તે સુખ પણ દુઃખ મિશ્રિત હોવાથી સારાસારવિવેચક વિવેકીપુરૂષો તેને દુઃખપક્ષમાં ગણે છે) ૬-૮-

વૈષયિક સુખ પામર અને વિષયી એ બે પ્રકારના જીવોને તો સુખરૂપ જ લાગે છે પરંતુ તેના કરતાં ઉચ્ચ દશાવાળા અને ઉચ્ચ વાસનાના બળથી અન્ય સ્પૃહણીય સામ્રાજ્ય આદિ અતુલ ઐશ્વર્યને અને આશ્ચર્યકારક યોગસિદ્ધિઓને પણ એક અંતરાય રૂપ ગણતા એવા ઈશ્વર કોટિમાં ગણવા યોગ્ય મહાનુભાવોને એ આપાતરમ્ય વૈષયિક સુખો સુખ રૂપ નહીં કિંતુ દુઃખરૂપ જ પ્રતીતિમાં આવે છે

જૂઓ ભગવાન્ મહર્ષિ યોગાચાર્ય પતંજલિયે પણ જણાવ્યું છે કે

---

લેખક શાસ્ત્રી મણિશંકર ન્યારામ નારાયણ સરોવર કચ્છ

**परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः॥**
**पातंजलसूत्रद्वितीय पाद. सू. ॥ १५ ॥**

પરિણામદુઃખ, તાપદુઃખ, અને સંસ્કારદુઃખને લીધે તથા સત્વગુણ રજોગુણ અને તમોગુણથી થતી વિવિધ વૃતિઓના વિરોધને લીધે વિવેકી પુરૂષની દૃષ્ટિમાં સર્વ (બીજાને સુખરૂપ ભાસતું વસ્તુ પણ) દુઃખ રૂપજ છે.

**श्री मद्भगवद्गीता**માં સુખ ત્રણ પ્રકારનું જણાવ્યું છે.

**यदग्रेविषमिव परिणामेऽमृतोपमम् ॥**
**तत्सुखंसात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥**
**विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ॥**
**परिणामेविषमिव तत्सुखंराजसंस्मृतम् ॥ ३८ ॥**
**यदग्रेचाऽनुबंधेचसुखंमोहनमात्मनः ॥**
**निद्राऽऽलस्यप्रमादोत्थंतत्तामस मुदाहृतम् ॥ ३९ ॥**

જે સુખ આરંભમાં વિષના જેવું કઠિન (મનને ન રૂચે એવું) હોઈ પરિણામે અમૃતના જેવું નીવડે છે, તે આધ્યાત્મિક બુદ્ધિ પ્રસાદથી ઉત્પન્ન થતું સુખ સાત્વિક કહેવાય છે. ॥ ૩૭ ॥

જે સુખ વિષય અને ઇંદ્રિય એ બન્નેના સંયોગ થતાં તેસમયે પ્રથમ અમૃતના જેવું જણાય છે અને પરિણામે (છેવટ) જે વિષના જેવું નીવડછે તે (વૈષયિક) સુખ રાજસ કહેવાય છે ॥ ૩૮

જે સુખ આરંભમા અને અંતમાં આત્માને મોહ ઉપજાવનારૂં છે તે નિદ્રાઽલસ્ય, પ્રમાદ, આદિથી થતું સુખ તામસ કહેવાય છે, ॥ ૩૮ ॥

**श्री** મદ્‌ભાગવતમા તો ટુકામાંજ જણાવ્યું છે કે.

**सात्विकं सुखमात्मोत्थं विषयोत्थं तु राजसम् ॥ तामसंमोहदैन्योत्थं ॥**

આધ્યાત્મિક સુખ સાત્વિક કહેવાય, વૈષયિક સુખ રાજસ અને મોહદીનતા, આદિથી થતું સુખ તામસ કહેવાય. ઇત્યાદિ.

રજોગુણી જીવોને જો કે તામસ સુખની અપેક્ષાએ રાજસ સુખ કાંઈક ઠીક જણાય પરંતુ સાત્વિક સુખના અધિકારી કિંવા તેનો જેને અનુભવ થયો હોય તેવા જીવો તો એ રાજસ સુખને હેયદૃષ્ટિથી જુવે છે.

જુઓ યોગસૂત્ર, વ્યાસભાષ્ય દ્વિતિયપાદ સૂત્ર ૧૫ નું વ્યાખ્યાન—

**या भोगेष्विंद्रियाणां तृप्तेरुपशांतिस्तत्सुखं या लौल्यादनुपशांति स्तद्दुःखम् । नचेंद्रियाणा भोगाभ्यासेन वैतृष्ण्यंकर्तुंशक्यम् कस्मा त् यतोभोगाभ्यासमनुविवर्धंते रागाः कौशलानिचेंद्रियाणामिति।**

तस्मादनुपाय सुखस्य भोगाभ्यास इति सखल्वियवृश्चिकविषभी
तइवाशीविषेणदष्टोय सुखार्थी विषयानुवासितोमहति दुःखपंके
निमग्नइति । एषापरिणामदुःखता नाम प्रतिकूलासुखावस्थायामपि
योगिनमेवाक्लिश्नाति । इत्यादि ॥

ભોગોને લીધે ઇન્દ્રિયોની તૃપ્તીથી તૃષ્ણાનો ક્ષય થઈ જે ઉપશાંતિ થતી તે સુખ, અને વૃત્તિચાંચલ્યને યોગે જે તેની ઉપશાંતિ ન થવી તે દુઃખ, ઇન્દ્રિયોનુ ભોગોના અભ્યાસ વડે વિતૃષ્ણપણું કરી શકાતું નથી કેમકે ભોગોના અભ્યાસને લીધે રાગો (વાસનાઓ) વધે છે અને ઇન્દ્રિયોના કોશલો (કુશળતા) પણ વધે છે માટે ભોગાભ્યાસ સુખનો ઉપાય નથી જે સુખાર્થી પુરૂષ, વિષયના સંસ્કારો વડે હૃદય રંગાયેલું હોવાથી, તેવડે આકર્ષાઈ વિષયો પ્રતિ અભિનિવેશ રાખતા વચમા મહોટા દુઃખ રૂપ કાદવમા ખુચી જાય, તે તો વીંછીના વિષથી ભયભીત બનીગયેલો કોઈ પુરૂષ જેમ સર્પના સપાટામા આવી જાય તેવુ છે આજ પ્રતિકુલએની પરિણામદુઃખતા કહેવાય છે કે જે સુખાવસ્થામા પણ (ઇતરને નહીં કિંતુ) તત્વજ્ઞ યોગિનેજ ક્લેશજનક ભાસે છે ઇત્યાદિ

સંતોષથી સુખ રીતે મળે એ સંબંધે યોગવાર્તિકકાર વિજ્ઞાનભિક્ષુયે જણાવ્યુ છે કે

तृष्णाक्षयोहि संतोष तृष्णाप्रतिबंधापगमेच चित्तस्य स्वाभाविकं
सत्वाधिक्यनिमित्तकासुखस्वभावताचस्वतएवाविर्भवति न तत्सुखं
विषयापेक्षेति तन्निर्विषय शांतिसुखमात्मसुख मुच्यते (योगवार्तिक)

તૃષ્ણા ક્ષય એ સંતોષનુ સ્વરૂપ છે તૃષ્ણા રૂપ પ્રતિબંધ દૂર થવાથી ચિત્તની સ્વાભાવિક સત્વગુણના આધિક્યરૂપ નિમિત્તથી થતી સુખસ્વભાવતા, પોતાની મેળેજ આવિર્ભાવ પામે છે એ સુખમા કશી વિષયની અપેક્ષા નથી અને તેનિર્વિષય શાંતિ સુખ આત્મસુખ કહેવાય છે સાંખ્ય પ્રવચન ભાષ્યમા પણ (ચતુર્થાધ્યાયમા) કાંઈ તેવાજ પ્રકારનો ભાવ સૂચવ્યો છે

नन्वाशानिवृत्यादुःखनिवृत्ति स्यात् सुखतुकुत साधनाभावात्
इति अत्र उच्यते चित्तस्य सत्वप्राधान्येन स्वाभाविकयत्सुखं आ
शया पिहिततिष्ठति तदेव आशाविगमे लब्धवृत्तिकंभवति तच
प्रतिबद्ध जलशैत्यवत् अतो न तत्र साधनापेक्षा ॥

પ્રિય વાચક! આટલુ બધું વિવેચન કરી વિષય વૈરાગ્ય બતાવી તારી પ્રવૃત્તિ અટકાવવી એવો અમારો આશય નથી કેમકે પ્રવૃત્તિતો જો તટસ્થ રૂપે રહી વિહિત માર્ગે થતી હોયતો તે સર્વથા માનનીય છે જનક વસિષ્ટ આદિ અનેક પૂર્વકાલીન મહાનુભાવો ગાર્હસ્થ્ય દશામા રહી પ્રવૃત્તિ માર્ગમા હોવા

છતાં જીવન્મુક્ત થઈ ગયેલા અને અસીમ સુખમાં રસ બસ (નિમગ્ન) થઈ ગયેલા આપણે સાંભળીયે છીયે, તેમજ શ્રી શુકદેવજી શંકરાચાર્ય આદિ નિવૃત્તિનિષ્ઠ મહાનુભાવોયે નિવૃત્તિ માર્ગને વિશેષ પસંદ કર્યો હતો અને તેમાંજ રહી તેઓએ પોતાનું જીવન સુખમય દશામાં ગાળ્યું હતું. પ્રવૃત્તિહો કિંવા નિવૃત્તિ હો, કિંતુ એ ઉભયમાં જે વ્યક્તિની શક્તિને અને વૃત્તિનેજ સ્થિતિ અનુકૂળ હોય તેમાં રહી માત્ર કર્તવ્યમાં આરૂઢ થઈ રહેવાનું છે અને જો તેમ થાયતો છેવટ એ ઉભયમાર્ગ, ભવાટવીના તે વિવેકી પ્રવાસીને એકજ લક્ષ્યપર લઇ જશે એમાં કશો સંશય નથી. न लिङ्गं धर्मकारणम् આ મનુનું વચન પણ કાંઈક તેવોજભાવ સૂચવે છે. ઉચ્ચવાસના સાધનને પણ ઉચ્ચ બનાવે છે. જો તારામાં ઉચ્ચ વાસનાનો ઉદય થશે, તો તારી એ પ્રવૃત્તિ પણ કાંઇક ઉચ્ચ પ્રકારનીજ થશે, એ નિર્વિવાદ વાત છે પ્રવૃત્તિ માર્ગમાં પણ અનાસક્તિ પૂર્વક (પોતાના એક ધર્મ રૂપે-ફરજ રૂપે) ઉચિત કર્મ કરવામાં આવે અને તેના ફલમાં યથાલાભ સંતોષ માનવામાં આવેતો તે સુખજનક શામાટે ન થાય! થાયજ. પરમ કારૂણિક શ્રી કૃષ્ણ ભગવાન્ પણ એજ માર્ગ બતાવે છે. કે.

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ॥
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

જેમ અવિદ્વાન્ પુરૂષો આસક્તિ પૂર્વક (ફલાભિસંધિ પૂર્વક-અને કર્તૃત્વ ભોકતૃત્વ આદિ અભિમાન પૂર્વક) કર્મ કરે છે તેમ વિદ્વાન પુરૂષે આસક્તિથી રહિત બની લોક સંગ્રહાર્થ કર્મો કરવાં.

પ્રવૃત્તિ માર્ગમાં વસતા વિવેકી પુરૂષને વિશેષમાં એ વિચાર પણ અવશ્ય અપેક્ષિત છે કે તેની પ્રવૃત્તિ ઇતર પામર નર પશુઓના જેવી નિકૃષ્ટ નહીં હોવી જોઇએ. પણ તે ઉચ્ચ પ્રકારની ધર્મ્ય, સરલ અને સર્વથા હિતાવહ હોવી જોઈએ.

લોભના પ્રબળ પૂરને અટકાવવામાં આવે તોજ હૃદયમાં સંતોષ રહી શકે છે. આબાલ્ય બ્રહ્મચારી, અને તીક્ષ્ણ બાણશય્યામાં સૂતા છતાં નિરવિક્ષેપ રહી, યુધિષ્ઠિર મહારાજને અનેક પ્રકારના ધર્મોનો ઉપદેશ કરતા પરમધાર્મિક મહારથ ભીષ્મે કહ્યું છે તે સત્ય છે કે

लोभः प्रतिष्ठा पापस्य प्रसूतिर्लोभएवच ॥
अत्रतेसंशयो माऽभूल्लोभ पापस्यकारणं ॥

પાપનું અધિષ્ઠાન અને ઉત્પત્તિનું કારણ લોભ છે, આ વિષયમાં તમને કશો પણ સંશય ન રહો, લોભજ પાપનું કારણ છે.

# धर्मनी सार्वजनिकता

(ગતાંકના પૃષ્ઠ ૪૦થી)

(લેખક શ્રી ઠાકોર ત્રિભુવનદાસ દાદાભાઈ બી. એ.)

न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेना-
मृतत्वमानशुः ॥ (कैवल्य उप. २)

કર્મથી, વા પ્રજાથી, વા ધનથી, મોક્ષ મળતો નથી, પણ એકના ત્યાગથી મોક્ષ મળે છે. શ્રુતિનું રહસ્ય એવું છે કે લોકૈષણા, વિત્તૈષણા અને પુત્રૈષણા એ એષણા ત્રયીના ત્યાગથી મોક્ષ સ્વતઃસિદ્ધ સમજાય છે. જ્યાં સુધી મધ્યે વિત્તૈષણાનો, વા કામમૂલક પુત્રૈષણા તેમજ લોકૈષણાનો પ્રતિબંધ છે, ત્યાં સુધી ત્રિકાળે પણ મોક્ષનું સ્વપ્ન સમજવું નહિ. હવે ત્યાગ માત્ર સંગ્રહપૂર્વક જ સંભવે છે, કારણ, સંગ્રહ વિના ત્યાગ શેનો? કહ્યું છે કે "નગ્ન નહાય શું અને નીચોવે શું?" અર્થાત્ કે એષણા ત્રયીના ત્યાગને માટે પૂર્વે એવા સંગ્રહની આવશ્યકતા છે, પણ કોઈ કહેશે કે શાસ્ત્ર તો આમ કહે છે—

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

"અગ્નિની અંદર ઘી હોમ્યાથી જેમ તે ઉત્તરોત્તર વધારે ને વધારે પ્રજ્વલિત થાય છે, તેમ કામ પણ જેમ જેમ તેનો ઉપયોગ થતો જાય છે, એટલે જેમ જેમ એના વિષય રૂપી ઇન્ધન પડતાં જાય છે તેમ તેમ વધારે ને વધારે બળવાન થતો જાય છે, પણ શાન્ત થતો નથી." ત્યારે એનો સંગ્રહ અને ઉપભોગ શા માટે કરવા? (અહિં કામ શબ્દથી અર્થનું પણ ઉપલક્ષણ સમજવું, કારણ કે અર્થના સંગ્રહથી અને તેના ઉપભોગથી પણ ઉત્તરોત્તર તૃષ્ણાની વૃદ્ધિ થતી જાય છે, અને પરિણામે મનુષ્ય અનર્થ ગર્તમાં પડે છે.) આનો પ્રત્યુત્તર એટલોજ છે કે આ વચનમાં જે નિંદાદ્વારા ત્યાગ સૂચવ્યો છે, તેનો વિષય ધર્મમૂલક અર્થ અથવા કામનો સંગ્રહ—ઉપભોગ નથી, પણ યથેષ્ટ સ્વેચ્છાપૂર્વક અધર્મમૂલક અર્થ કામનો સંગ્રહ—ઉપભોગ છે. જો ધર્મરૂપ નિયામક અંકુશ ન હોય તો ઉક્ત પરિણામ થાય, પણ એને બદલે અર્થ અને કામના સંગ્રહ—ઉપભોગમાં ધર્મનું પ્રાધાન્ય હોય તો તે સુખનું મૂળ થઈ પડે છે, એટલુંજ નહિ પણ ચતુર્થ પુરૂષાર્થ જે મોક્ષ તેનું પણ એ દ્વારભૂત થઈ પડે છે. આના સમર્થનમાં ધર્મમૂલક અર્થનો અને કામનો ઉપભોગ કહેવામાં આવ્યો છે, તેનું સયુક્તિક

રાજકીય પ્રવૃત્તિ પણ ધર્મ વિના નિરર્થક છે બન્નેનુ મિલાણ હોય તોજ યથેષ્ટ ફળ થાય આજકાલની અત્રત્ય કેવલ શુષ્ક રાજકીય પ્રવૃત્તિ યથેપ્સિત ફલપ્રદ નીવડતી નથી, તેનું કારણ એજ સમજાય છે કે તત્પ્રવર્ત્તકો પરદેશીય મતને અવલબીને રાજ્ય અને ધર્મ એ બન્નેને એકમેકથી વિલક્ષણ જ તત્વો ગણે છે અને જાણેને બન્નેને કોઈ પણ પ્રકારનો સબધજ ન હોય તેમ વર્તે છે

પ્રાચીન રાજ્યવ્યવસ્થા તપાસતાં માલમ પડે છે કે રાજ્યગુરૂ અને ધર્મગુરૂ એક જ હતા રાજ્યની લગામ તેમ ધર્મની લગામ એકજ મનુષ્યના હાથમા હતી, અને તેથીજ સર્વ નિયમાનુસાર. નીતિપૂર્વક ચાલતું હતું. (જુઓ, દશરથનો અને વસિષ્ઠ ગુરૂનો રાજ્યકારભાર રામાયણમાં, તેમ મહાભારતાદિ ગ્રંથોમા પાંડવોનો) પાશ્ચાત્ મતમાં ધમ માત્ર દેવલોમા અથવા રવીવાર જેવા "સબાથડે" માજ રહેલો ગણાય છે. એની બહાર નીકળ્યા કે જાણે એને અને પ્રસ્તુત રાજકીય વ્યવસ્થાને કોઈ સંબધજ નથી. કોઈ પણ રાજકીય પ્રશ્નમા એ લોકો ધર્મને આડે આવવા દેતા નથી બન્નેનું ફળ અને પ્રયોજન જુદુંજ માને છે. રાજકીય પ્રવૃત્તિનુ ફળ એ લોકો ગમેતે પ્રકારે અર્થની અને કીર્ત્તિની પ્રાપ્તિ એજ સમજે છે. તેમા ધર્મના સિદ્ધાંતનો બાધ આવતો હોય તોપણ તેમને ફિકર રહેતી નથી, કારણ કે એતો એમજ માનેછે કે ધર્મ અને રાજનીતિ એ બે જૂદીજ વસ્તુઓ છે અને તેથી તેના સાધનો અને તેની પ્રાપ્તિના ઉપાયો પણ જુદા જુદાજ હોવા જોઈએ આ મતનું અત્રત્ય કેટલાક રાજનીતિવેત્તાનું ડોળ ઘાલનારાએ, એ અવલંબન કરવા માંડયુ છે, અને પરિણામ દેખાદેખી કરવાથી અથવા ગાએલું ગાવાથી થતા અનર્થના જેવું આવશે, છતા આવા પુરૂશોની ઉત્તમ રાજકીય પુરૂશોની માંહે ગણના થાય છે.

(અપૂર્ણ)

---

## અયોધ્યા વર્ણન.

( ગતાંકના પત્ર ૪૫ થી )

વિશ્વાવસુ—હે મિત્ર' પિત્રાજ્ઞાપાલનાદિરૂપ પ્રશસ્ત ગુણવાળા રામભદ્રને વિષે. રાજ્યત્યાગાદિ રૂપ દોષનો આરોપ શામાટે કરે છે?

પોતાના પિતા દશરથે. વૃષપર્વાસાથેના યુદ્ધપ્રસંગમા તેમની સ્ત્રી કૈકેયિને જે વરદાન આપેલા તે અસત્ય ન થાય તેટલા માટે, સ્વસત્તાત્મક પોતાનુ રાજ્ય તૃણવત્ તુચ્છ માન્યુ અને એટલા માટેજ હજાર મુખવાળા શેષ પણ તે રામભદ્રની સ્તુતિ કરવાને સમર્થ નથી

વળી અપરિમિત બળવાળો વાળી વિદ્યમાન હતા છતા પણ આ રામચંદ્રે સુગ્રીવનુ ગ્રહણ કરીને શ્રુતિ પ્રસિદ્ધ પોતાનુ દીનબન્ધુત્વ પ્રતિપાદન કરેલ છે

મહા:—બીકણ પાસે જે સત્ય છે, તે વીર પાસે મિથ્યા છે મૂર્ખ જેને સત્ય માને છે, તેને અસત્ય કરી જ્ઞાની જનો હસે છે. તુ યવનસૈન્યનો આડબર જોઈ ભયભીત થયો છે પરતુ સ્વાભાવિક વીર પુરૂષ—શુધ્ધ ક્ષત્રિય સતાન—તેને તરણાપેઠે તુચ્છ સમજે છે શત્રુના અગણિત સૈન્યમા તે એકલો—અડગ—ઉભો રહે છે બાયલાની પેઠે તે મૃત્યુનો ભય ધરતો નથી

દૂત.—આપ મહારાણી છો, હુ ચાકર છુ આપના વાક્યો સામે વાદ કરવો મ્હને શોભતો નથી

મહા.—દૂત ! હું અન્યાયથી અધિકાર લેવા નથી ચહાતી ત્હારે જે કહેવુ હોય તે નિશ્શંક થઈ કહે સત્ય કહેવાસાં વ્યકિત વિચારની જરૂર નથી.

દૂત:—નહિ, મ્હારે કાંઈ કહેવાનુ નથી. સમયજ મ્હારાં વાક્યની સત્યતા સિધ્ધ કરશે.

મહા:—હું પણ ઉત્સુક હૃદયથી તે સમયનીજ વાટ જોઇ રહી છું. દૈવની કૃપા વિના યવનસેના કદિ વિજયી થવાની નથી. તોપણ રણવિમુખનો દૂત પોતાનાં વાક્યોની સત્યતા સિધ્ધ કરવા ત્યાં હાજર ક્યાંથી હશે?

દૂત:—મ્હને વિલંબ થવાથી રાજકુમાર ચિંતા કરશે. તેમની આજ્ઞા લઈ હું અહીં આવ્યો છું, ને જે નિવેદન કરવાનું હતું તેમાં દાસે કાંઈ બાકી રાખ્યું નથી હવે કેવળ જવા માટે રજા લેવા ઉભો છું.

મહા:—દૂત! તુ એ ક્ષત્રિયકુળકલંકને કહેજે કે "દાહીર રાજાનો પુત્ર આવો કાપુરૂષ હોય" એ વાતપર લોકો વિશ્વાસ નહિ કરે, પરંતુ મ્હારા ચરિત્રપર સદેહ કરશે જેથી હવે હુ એ નરાધમપુત્રનુ મ્હો જોવા ઈચ્છતી નથી યવનોના ઉચ્છ્વાસ સ્પર્શથી તેનુ ક્ષાત્રતેજ જો સપૂર્ણ લોપાયુ ન હોય તો તેણે પોતાના લોહીથી આ મહાપાપનુ પ્રાયશ્ચિત્ત કરવુ હું તો મ્હારા સ્વામીને હણનાર યવનોને યોગ્ય શિક્ષા દઈ ક્ષત્રિયકુળનુ આ મહાકલક ધોઈશ ને પછી મ્હારા મહાપુરૂષની પછવાડે ચિતા પ્રવેશ કરીશ

દૂત:—જો આપનો યુદ્ધમા જવાનો દૃઢ નિશ્ચયજ હોય તો હુ રાજકુમારને જઈ કહુ કે તરત અહીં પાછા આવે

મહા:—આ રાજ્યમા બીકણને માટે સ્થાન નથી ને ક્ષત્રિયરાણી પુત્રને માટે એ નિયમનો ભગ કરતી નથી રાજનિયમ બધાને સામાન્ય રીતે લાગે છે.

દૂત.—તો વધૂમાતા પણ રાજકુમાર પાસે નહિ આવે?

महा —એ વત એમને પૂછો

दूत —વધૂમાતા ક્યા હશે?

महा —તેમને અહીં બોલાવુ છુ ( દાસીને ) દાસી! ત્હવધૂ કમનાગી બોલાવી લાવ

दूत —જેવી આજ્ઞા (દાસી જાય છે, ને કમના દેવીને તેડી પાછી આવે છે

कमला —( પ્રણામ કરીને ) માતુ શ્રી! આ દાસી સેવામા હાજર છે

महा —(આશીર્વાદ દેતા) આ દૂત તમને તેડી જવાને આવ્યો છે ઇચ્છા હો તો જવાનો ત્યાગ કરો

कमला —ક્યા તેડી જવાને? યુધ્ધક્ષેત્રમા? (હર્ષિત વદને) જખમી અને પીડિ સેનાની સેવામા જોડાવુ એ ક્ષત્રિન ન્યાનુ પરમ સૌભાગ્ય છે

महा —(શોકથી) યુધ્ધક્ષેત્રમા કોની પછવાડે જશો? ત્યા તમારૂ કોણ છે? જ હોય તો રણવિમુખની પાછળ જાઓ

कमला —રણવિમુખ કોણ? આપના પુત્ર?

महा —મ્હારો પુત્ર તો જીવતો જ નથી

कमला —(ચકિત થઇને) ને શુ હુ વિધવા છુ? શુ એ યુધમા હણાયા છે

महा —નહિ, તમારો સ્વામી રણવિમુખ થયો છે

कमला —( આવેગમા ) શુ હુ રણવિમુખની પત્ની છુ? હાય! આપ ગુરુજ થઈ શા અપરાધે મ્હારો આવો તિરસ્કાર કરો છો?

महा —એ તિરસ્કાર નથી પણ સત્યવાત છે

कमला —જો એ તિરસ્કાર નહિ ને સત્યવાત હોય, તો આપનુ સત્યવાન છે આપનો પુત્ર રણવિમુખ છે? ને હુ આપની પુત્રવધૂ છુ?

महा —જે રણવિમુખ છે તે મ્હારો પુત્ર નથી ક્ષત્રિયનારી રણવિમુખ કાપુરુષને પુત્રભાવે ગ્રહણ કરતીજ નથી

कमला —તો જે રણવિમુખ છે તે મ્હારો પતિ પણ નથી ક્ષત્રિયનારી રણવિમુખ કાપુરુષને પતિભાવે પણ ગ્રહણ કરતીજ નથી

महा —તો તમે પણ શુ મ્હારી પેઠે એ રણવિમુખ ક્ષત્રિય કુનાગારનો ત્યાગ કર્યો

कमला —( ગભીર સ્વરે ) હા, કર્યોજ

महा —( હર્ષથી ) ધન્ય છે ત્હારી જનેતાને, કે જે રત્નગર્ભા દેવકૃપાથી ભાગ્યવતી છે પુત્રી! તે તને ગર્ભમા ધરી પવિત્ર બની છે આવા નરાધમ પુત્ર કરતા ત્હારાજેવી વીરકન્યાનેજ જન્મ આપ્યો હોત તો પણ વંશ પવિત્ર થાત ને

ક્ષત્રિય નામને આવુ કલક ન લાગત પુત્રી! આ દારુણ દુખમાં મ્હને આટલોજ આધાર છે કે તુ મ્હારા ઘરની લક્ષ્મી છે (નયનમા જળ ભરાઈ આવે છે) ઇશ્વર ત્હને દીર્ઘાયુ કરે ત્હારી આજ્ઞાની વાટ જોઈ દૂત ઉભો છે; તો કહેવુ હોય તે કહી એને વિદાય કર

कमला —(દૂત ભણી જોઇને) દૂત! તુ મ્હારા વચનોનીજ ઇચ્છાથી ઉભોહો, તો કહેજે કે ..

दूत:—આ સેવકને જે આજ્ઞા કરવી હોય તે પત્રમાં ....

कमला:—હું પત્રબત્ર લખી હવે કલમને કલકિત કરવાની નથી. જીભને અપવિત્ર કરવાની યે ઇચ્છા ન હોતી, પરતુ કેવળ ગુરુજનની આજ્ઞાથી કહું છું કે; તું પેલા (હવે મમતાનાં વાક્યથી એમની સાથે વ્યવહાર કરી શકતી નથી.) રણભીરુ પુરુષને કહેજે કે ત્હમે જે વંશમાં જન્મ લીધો છે—ત્હમે જે વીરકેશરી મહાત્માના પુત્રને નામે પ્રસિદ્ધ છો—તેનું તમને જરા એ સ્મરણ થયુ હોત તો ત્હમે મ્હને આમ રણવિમુખની સહચરી ન બનાવત. અને તમારા પિતાને હણનાર યવનોને ફળ આપ્ય વિના કાપુરુષની પેઠે પ્રાણભયથી પલાયન ન કરત. સ્વદેશની સ્વાધીનતા, પિતૃકૂળની મહત્તા અને પતિવ્રતાની પવિત્રતાથી પણ એમનું જીવિત વધારે મૂલ્યવાન હોય, તો ભલે તેમણે ઇચ્છા હોય ત્યા નાસતા ફરવુ મ્હારે સાટે એમને શોચવુ નહિ પડે મ્હારુ કર્તવ્ય શુ છે તે હું જાણું છુ ક્ષત્રિય કન્યા પલાયન કરી પ્રાણની ને પવિત્રતાની રક્ષા કરતી નથી, પણ પ્રાણ દઇને તે પોતાના ગૌરવની રક્ષા કરે છે પલાયન કરવાથી પણ મૃત્યુના મુખથી કોઈ બચી શકતુ નથી તો ત્હમે ક્યાથી બચી શકશો? ટૂકામા કહેવાનુ એટલુજ કે હુ સ્વર્ગસ્થ મહાત્મા દાહિર રાજની પુત્રવધૂ છુ. કોઈ રણવિમુખની પુત્રવધૂ નથી (ગદગદ કઠે અને છલકાતે લોચને વદન પાછું વાળી જોય છે.)

दूत.—(મહારાણીને) તો આ દાસ વિદાય થાય

महा —(ગદગદ કઠે) હાં ભલે

दूत.—દાસના પ્રણામ સ્વીકારીએ (પ્રણામ કરી ચાલ્યો જાય છે)

(દુખાવેગમાં મૂર્છિત થઈ વધૂ કમલાદેવી ભોયે ઢળી પડે છે)

પહેલા અકનો બીજો પ્રવેશ સમાપ્ત.

ज का. पाठक.

---

## નીતિ

(ગતાંકના પત્ર ૩૨ થી)

કેટલીક વખત એવું બને છે કે પ્રારબ્ધ યોગથી અથવા નસીબના બળથી પ્રપંચી લોકો ઊંચે પદે ચડે છે અનત્યવાદીઓ પૈસાદાર બને છે, પણ નાલુબ્ધકો કહેવાતું સુખ ભોગવે છે અને અપ્રમાણિક લોકો કીર્તિ સંપાદન કરે છે આવું જોઈ ઘણા માણસોની એવી માન્યતા થઈ બેઠી છે કે એવા જ મનુષ્યો આ દુનીઆમાં ફાવે છે અને નીતિમાનને સહન કરવું પડે છે બેશક ઉપરનક દ્રષ્ટિએ જોતા આ દુનીઆના વ્યવહારમાં એવું દેખીતું લાગે કોઈ સમયે નીતિમાનને નહીં મળતા હોય—જો કે હમેશા એમ નથી બનતું અને તેથી સામાન્ય બુદ્ધિના વ્યવહારીક માણસો એમ માનતા હશે, પણ એ તેમની મોટી ભૂલ છે સદ્વર્તનશાળી પુરુષો અધિકાર કે પૈસાની કશી પરવા ગણતા જ નથી એટલે તેમને સહન કરવાનું શું હોય? તેઓ તો નીતિ દેવીની ઉપાસનામાં જ તન મન, ધન અને સમસ્ત આત્માર્પણ કરી સુખી થએલા હોય છે વળી તેમની જેમ જેમ કસોટી થાય છે તેમ તેમ તેઓ વધારે પ્રકાશે છે કહ્યું છે કે

घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंधं
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुकाण्डं
दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते चोत्तमानाम् ॥

ચંદનને જેમ જેમ ફરી ફરી ઘસીએ છીએ, તેમ તેમ તેમાંથી વિશેષ સુગંધી નીકળે છે, શેરડીને જેમ જેમ વધારે ચાવીએ છીએ, તેમ તેમ તેમાંથી વધારે સ્વાદ આવે છે, સુવર્ણને જેમ જેમ વધારે બાળીએ છીએ તેમ તેમ તેમાંથી વધારે સુંદર રંગ દેખાય છે, તેવી જ રીતે ઉત્તમ પુરૂષો—નીતિમાન પુરૂષો પ્રાણ જવાની વખત આવે તોપણ પોતાના સ્વાભાવિક સ્વભાવમાં વિકાર—નથી થવા દેતા (પરંતુ અધિક અધિક તેજોમય થાય છે) વળી નીતિને રસ્તે ચાલવા તેમનો જે આત્મસંતોષ થાય છે તેની કિંમત કંઈ થોડી નથી એ સંતોષ—એ સુખ ખુશામત કરનારાઓની ખુશામતથી મળી શકતું નથી, ઉત્તમ અધિકાર ભોગવવાથી આવી શકતું નથી, અસંખ્ય પૈસો મેળવવાથી પ્રાપ્ત થતું નથી, પરંતુ એક ક્ષણભર પણ "મેં મારે જે કરવું યોગ્ય હતું તે કર્યું છે" એવા આ સ્મરણ માત્રથી ઉદ્ભવે છે—આ જેને તેનો અનુભવ થયો હોય તે જ સમજી શકે તેવું છે નીતિમાન મનુષ્યોના હૃદયમાં તો સોનેરી અક્ષરે કોતરાઈ રહેલું હોય છે કે—

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः

સંસાર-વ્યવહારમાં ગુંચાઈ રહેલાઓ અને રાજ્ય ખટપટમાં નિપુણ થએલાઓ વખાણ કરો કે નિંદા કરો તેની કશી પરવા નથી, લક્ષ્મી મળો અથવા ન મળો અને મળી હોય તો જતી રહો તેની ફીકર નથી, અને મૃત્યુ આજેજ થાઓ અથવા અનેક યુગો વહી ગયા પછી થાઓ તોપણ ભય નથી, ગમે તેમ થાઓ પરંતુ ન્યાયને રસ્તેથી—નીતિને રસ્તેથી વીર—નીતિજ્ઞનો પગ કદી પણ ખસવાનો નથી.

આમ નીતિમાનને તો લાભ કે હાની કશાંની દરકાર નથી હોતી, પરંતુ સામાન્ય જનનાં સંકુચિતમન લાભનેજ દૃષ્ટિબિંદુમાં રાખી દરેક કાર્યમાં પ્રવૃત્ત થાય છે. આને લીધે તેમને નીતિના માર્ગ તરફ દોરવા નીતિજ્ઞને થતા લાભ બતાવવા એ અહીં જરૂરનું છે.

માનમેળવવાની વૃત્તિ મનુષ્યમાં એટલી બધી સ્વાભાવિક છે કે બાળક બચપણ છોડી યુવાવસ્થામાં આવતાંજ તેને લોકો કેમ વધારે આદરપૂર્વક બોલાવે, તે કેવી રીતે વધારે પ્રસિદ્ધિમાં આવે એવી ઇચ્છાઓ તેને થાય છે; અને દિવસે દિવસે એ ઇચ્છાઓ વૃદ્ધિ પામે છે. યુવાન મન કીર્તિની પાછળ અનેક તરફડીઆં મારે છે, અનેક પ્રપંચો રચે છે અને અનેક ખુશામતો કરે છે. આમ છતાં તેને કીર્તિનો બાચકો મળે છે અથવા નથી મળતો. આ અનિશ્ચિત માનસન્માન નીતિજ્ઞને વગર પ્રયાસે, વગર ઇચ્છાએ, અનાયાસે આવી મળે છે.

વિશ્વાસપાત્રતા એ સૌથી અગત્યનો ગુણ છે. મનુષ્યમાં વિશ્વાસપાત્રતા હોવી—એક માણસને બીજા માણસ ઉપર વિશ્વાસ આવવો એ કંઈ સેહેલી વાત નથી. આમ છતાં નીતિમાનને તે સહજ પ્રાપ્ત થઇ શકે છે.

નીતિના માર્ગપર ચાલનારા મનુષ્યોમાં સત્વગુણનો ભાગ વધારે હોય છે, અને તેથી તેમના સત્વગુણની અસર બીજા લોકો ઉપર એટલી બધી પ્રબળ થાય છે કે મપંચી માણસો પણ તેની પાસે નીતિ વિરૂદ્ધ આચરણ કરતાં આંચકો ખાય છે અને તેમની સાથે દગા ફટકા કરી શકતા નથી. આટલુંજ નહીં પરંતુ કેટલીક વખત તો તેમની પાસે જતાંજ તેમનું મન ગળી જાય છે અને તેને આધિન થઈ જાય છે.

અંતઃકરણનો એક એવો ગુણ છે કે કંઈપણ નીચ કૃત્ય અથવા પાપી કામ કર્યું તો પાછળથી તે પસ્તાવો કરાવે છે અને અંતરમાને અંતરમાં કરડયાં કરે છે આ અંતઃકરણનો કીડો નાનામાં નાના પાપથી તે મોટામાં મોટા પાપ માટે એકસરખે દરજ્જે કરડયાજ કરે છે જે માણસ આ કીડાનો ભો઼ા થઈ પડે છે તેનું શરીર ક્ષણે ક્ષણે ખવાતું જાય છે, નિર્બળ થતું જાય છે અને મુખ ઉપર શ્યામતા પથરાતી જાય છે એક તણખલાના અવાજથી અથવા એક નજીવા બનાવથી તેનું મન ભયભિત થાય છે, રાત્રીએ નિદ્રા આવતી નથી અને આવે તો દુષ્ટ સ્વપ્નાઓથી ભરેલી તેને કદી સુખ મળતું નથી શેકસપીઅરના વાંચનારા જાણે છે કે મેકબેથ અને રીચર્ડ આ કીડાના સખ્ત ભોગ થઈ પડેલા હતા નીતિજ્ઞ મનુષ્યો આવા અંતઃકરણના કીડાથી નિરંતર મુક્ત રહે છે"

હૃદયની પ્રસન્નતા જેને ઈંગ્રેજીમાં "ચીઅરફુલનેસ" કહે છે તે નીતિમાનને મળતો મોટો શ્રેષ્ઠ લાભ છે હૃદયની પ્રસન્નતાથી મનુષ્યને પોતાની જીંદગી સુખમય જણાય છે એમાં એટલો બધો ચમત્કાર છે કે આસપાસ બેઠેલા માણસોના હૃદયને પણ તે આનંદમય કરી મૂકે છે અરે એટલુંજ નહીં પરંતુ જડ વસ્તુઓમાં પણ તે કંઈક આનંદ દાખલ કરી શકે છે તે ગમે તે માણસને મેહેલાઈથી પ્રાપ્ત થઈ શકે એમ નથી હૃદયની પ્રસન્નતા-ખરી પ્રસન્નતા વારાંગનાઓના ફક્કડ નાચ જોવાથી અને તેમના મધુર ગાયન સાંભળવાથી નથી આવતી, નાટકશાળાઓમાં જઈ સૌથી આગળની ખુરશીપર બેસી શૃંગાર રસથી રસેલા નાટ્ય પ્રયોગો જોવાથી નથી મેળવાતી, મીઠાં મીઠાં ભોજન કરી, ફક્કડ ફક્કડ કપડાં પેહેરી રૂવાબમાં ચાલતા, બાગબગીચામાં ફરતા અને સ્નેહી મંડળોમાં ગપ્પાં મારતાં નથી પ્રાપ્ત થતી, અને સરસ સુગંધીમય ઓછાડથી ઓછાડેલા, પોચા અને ઉંચા ગાદલાથી બીછાવેલા સોનેરી પલંગ ઉપર આળોટવાથી નથી મેળવી શકાતી, પરંતુ તે તો ફક્ત નીતિજ્ઞને, ધર્માત્માને, ઉચ્ચાભિલાષિને, आत्मवत्सर्वभूतेषु એમ સર્વને પોતાસમાન માનનારને વરેલી છે

નીતિમાન મનુષ્યના જીવનદષ્ટાંત આ પ્રસંગે આવશ્યક છે

પ્રથમ ફ્રાન્સીસહોનરનું જીવન તપાસીએ. સીડનીસ્મીથ કહે છે કે હોર્નર એવો પુરૂષ હતો કે જાણે ધર્મશાસ્ત્રની મુખ્ય આજ્ઞા તો તેની મુખમુદ્રા ઉપર છપાઈ ગઈ હોયની એમ લાગતું લોર્ડ કોકબર્ન કહે છે કે જે યુવક અંતઃકરણ પૂર્વક હોર્નરની જીંદગીનો હેવાલ વાચશે તેના હૃદયમાં અમુલ્ય શિક્ષાની ઉત્પન્ન થશે તે આડત્રીશ વર્ષની નાની ઉમ્મરે મરણ પામ્યો તોપણ પોતાના જીવનમાં તેણે લોકો ઉપર એટલી બધી મૂગી સત્તા ચલાવી કે બીજા કોઈ પણ ગ્રહસ્થે ચલાવી નહીં હોય તે જીવતો હતો ત્યારે સઘળા લોકો તેનાઉપર મોહિત રહેતા, તેની સ્તુતિ ગાતા, તેના ઉપર વિશ્વાસ રાખતા અને તે સ્વર્ગે

સ્થ થયો ત્યારે સઘળી પ્રજા કકળી ઉઠી પાર્લામેંટે પણ અત્યંત દિલગીરી બતાવી આટલું જાણી કોઈ યુવક પૂછશે કે એ શાથી એમ થયું? એ કોઈ મોટા અમીરઘરનો હશે ના તેને કંઈ પદવી કે દરજ્જો ન હતા. ત્યારે પૈસાના જોરથી એમ થયું હશે ના ના, તેમ પણ નહીં. બુદ્ધિબળથી તે એટલો લોકપ્રિય થયો હશે. ના, તેમ પણ નહોતું. અરે તેનામાં વક્તૃત્વ શક્તિ નહોતી તેમ મનમોહન રીતભાત પણ નહોતી. ત્યારે એનામાં એવું શું હતું? બીજું કશું નહીં, ફક્ત સુનીતિનો સીધા રસ્તા ઉપરજ ચાલવાનું તે ધોરણ રાખતો.

ઇંગ્લંડના પ્રધાન ફોકસનું જીવન પણ ઉચ્ચ પ્રકારનું હતું. એક વખતે એક વેપારી તેણે લખી આપેલી નાણાંની ચિઠ્ઠી લઇને તેની પાસે ઉઘરાણીએ આવ્યો. ફોકસની પાસે રૂપીઆ પડેલા હતા છતાં તેણે તેને થોડા દીવસ થોભવા કહ્યું. વેપારીએ પાસે પડેલા રૂપીઆમાંથી પોતાને આપવા જણાવ્યું ત્યારે ફોકસે જવાબ આપ્યો કે એતો એક માણસે મને મારા વચન ઉપર રૂપીઆ આપ્યા છે તેને આપવાના છે, કારણ કે જો આ વખતે હું મરણ પામું તો તે રૂપીઆ મેળવવા તેની પાસે બીજું કંઇ સાધન નથી અને તમારી પાસે તો આ ચિઠ્ઠી છે. વેપારીએ આ સાંભળી શું કર્યું? તરત દસ્તાવેજ ચીરી નાંખ્યો અને કહ્યું કે હું પણ તમને તમારા વચન ઉપરજ રૂપીઆ આપું છું. ફોકસે જવાબ આપ્યો ત્યારે તો રૂપીઆ તમે લઈ જાઓ કારણ કે તમારૂં દેવું વધારે જુનું છે.

જોનરાજાને એક પ્રસંગે પરદેશી રાજ્યમાં કેદ કરવામાં આવ્યો હતો પરંતુ તેણે છુટકારાની અમુક રકમ દેવાનું કબુલ કર્યું અને તેથી તેને પોતાને દેશ જવાની પરવાનગી મળી; ત્યાં ગયો ત્યારે લોકો તેટલી રકમ આપી શક્યા નહીં, અને તેથી તેણે શું કર્યું? ક્યાંય ભાગી ગયો નહીં, ક્યાંય સંતાઈ રહ્યો નહીં, પરંતુ પોતાનું વચન સત્ય રાખવા પાછો પોતાની મેળે કેદખાનામાં આવી દાખલ થયો.

ચારૂદત્તને ફાંસીને લાકડે લટકવાનો વખત આવ્યો ત્યાં સુધી તેણે પોતાની પ્રમાણિકતા છોડી નહીં. જો તે થોડુંક અસત્ય બોલ્યો હત તો તેને તેવો પ્રસંગ કદી આવત નહીં. અને આમ છતાં છેવટ શું આવ્યું? ફાંસીએ જતાં જતાં એક થોડીવાર હતી તેટલામાં તેના સદ્વર્ત્તનથી–તેની નીતિથી તે બચ્યો અને અંતે સત્યમેવ જયતે એટલે છેવટ સત્યજ જય પામે છે એ વાક્ય ખરૂં પડયું.

એક પત્નિવ્રત પાળનારાઓના શિરોમણી શ્રીરામચંદ્રજી, સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર અને ધર્મશીલ રાજા યુધિષ્ઠિર, એમનાં જીવન પણ નીતિના પ્રકાશથી ભરપૂર છે.

છે તે માયા કહેવાય છે, જે જીવનો આશ્રય કરી રહેલ છે તે અવિદ્યા કહેવાય છે, અને જડ–ચેતનની ગ્રંથિ છે તે ચિત્ત કહેવાય છે અને તે ચિત્તની ગ્રંથી મોક્ષ ન થાય ત્યાં સુધી તુટતી નથી. ઘટ, મઠ અને કુંડાથી ઢંકાયેલું આકાશ, જેમ ઘટાકાશ મઠાકાશ એમ દ્વૈતપણાને પામતું જણાય છે, તેવીજ રીતે અવિદ્યાથી ઢંકાયેલું ચૈતન્ય જીવસંજ્ઞાને પામે છે વિશુદ્ધ બ્રહ્મને અજ્ઞાનનું આવરણ કેમ થાય? સૂર્ય પોતે સ્વયં પ્રકાશ છે તથાપિ તેને જેમ રાત્રીના અંધકારનું આવરણ થાય છે તેવી રીતે વિશુદ્ધ બ્રહ્મને અજ્ઞાનનું આવરણ છે. સૂર્યનાં કિરણોથી જળ ખેંચાઇને મેઘ ઉત્પન્ન થાય છે, તે પોતાથીજ ઉત્પન્ન થએલો મેઘ સૂર્યને ઢાંકી દે છે, પરંતુ તે વાદળાંના સમૂહથી સૂર્યના સૂર્યપણામાં કંઈ વિકાર થતો નથી. તેવીજ રીતે જો કે આત્મા શુદ્ધ છે અને ઘણા કાળ પર્યંત અજ્ઞાનથી ઢંકાય છે તથાપિ પ્રાણીમાત્રમાં લોકપ્રસિદ્ધ જે તેની ચેતના શક્તિ છે તે અજ્ઞાનના આવરણથી ઢંકાઇ જતી નથી.

(અપૂ.)

## શેઠજી વલ્લભદાસ પુરુષોત્તમનો સ્વર્ગવાસ.

લખવાને અત્યંત ખેદ થાય છે કે શેઠ **વલ્લભદાસ પુરૂશોતમ** ૬૨વર્ષની વયે વૈકુંઠવાસી થયા છે–પોરબંદરના રહીશ શેઠ પુરૂશોતમ ધરમશીને ઘેર તેઓ સંવત્ ૧૮૯૭ ની સાલમાં જન્મ્યા હતા. તેઓ સઘળાં સહોદર મળી સાત ભાઇઓ અને સાત બ્હેનો હતાં તેમના પિતાશ્રી મહાધાર્મિક અને ભાગ્યશાળી હતા. તેમના પિતાના નામથી હજુ પોરબંદરમાં સદાવ્રત ચાલુ છે.

મર્હુમ શેઠજીને સંતતિમાં કંઇ પણ પ્રજા, પુત્ર અથવા પુત્રી નથી એ ખેદની વાત છે. તેમનાં ધર્મપત્ની તેમની પહેલાં પાંચ વર્ષ થયાં ગુજરી ગયાં છે–આ શેઠજી પોતે પણ પરમ ધાર્મિકવૃત્તિના હતા તેઓએ ગોકુળ મથુરા અને ઠેઠ જગનાથજી સુધીની યાત્રા કરેલી હતી તેમજ શતચંડી જેવાં ધર્મનાં કાર્ય કર્યા હતા–અમારી **વેદધર્મસભાના** તેઓ પ્રથમથીજ મેમ્બર થઈ પોતાના જીવન પર્યંત વેદધર્મસભાના કાર્યમાં ઉત્સાહ દર્શાવેલ હતો તેઓ સ્વભાવે ઠંડા મીલનસાર અને ધર્મકાર્યમાં અતી આદરવાળા હતા–

તેઓ પોતાની મીલ્કતની વ્યવસ્થા કરવાને વીલ (વસીયતનામુ )કરી ગયા છે અને તેના ટ્રસ્ટીઓનું કામ પોતાના સહોદર શેઠજી હરિદાસ પુરૂશોતમ તથા શેઠજી જેઠાભાઇ પુરૂશોતમને સોંપેલ છે તે ઉપરથીજ જણાય છે કે તેઓનો સહોદર સ્નેહ અપ્રતિમ હતો.

તેમના બંધુઓ પણ તે શેઠની ઇચ્છા પ્રમાણેજ તેમના પૈસાનો ધર્મ કાર્યમાં સદુપયોગ કરશે એવી અમોને આશા છે. ઇશ્વર તેના અમર આત્માને સુખની શાંતિ આપો.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૯ મુ ] માઘ, સવત્ ૧૯૫૭ [ અંક ૪ થો

## ॥ यतो धर्मस्ततो जय ॥



### मनरूपी नटवो

(જે હરિના ભક્ત અવતરે, પ્રેમરસ તેના દિલમા છે—એ રાગ.)

मन नटवा! नाची मुजने मिथ्या मोह नहिं तु पमाड—टेक
तु मुजना सकल्पे भगव्यो केम नतावे जोर,
तार तमाम तूटी जावानो केम करे बहु शोर
चार तु केम करे बहु शोर—मिथ्या मोह

वणी वासना दोरी लावी परोवी मोती जीव,
गुथी हार गळामां नाखे तेना जे छे शिव,
इन्द्रियने करवा पामर जीव—मिथ्या मोह

तोडा नाखे ज्ञपटवारमा सूत्र वासना जेह,
जो जाणे अनुभवथी "चेतन आत्मा जे हु अेह,"
देहथी छोडी सघळो नेह—मिथ्या मोह

नटवा नाटक तारु सघळु मिथ्या माया मान,
रगभूमि ससारतणी पण ज्ञाने छे वेरान,
तानमा भूलेछे का भान—मिथ्या मोह

सुख दु ख सवथी शत्रु ए भ्रमनी निवृत्ति थाय,
सर्व दिशा सुखमय लागे छे "हु मारु" जो तजाय,
द्वैतथी हरिहरने जो भजाय—मिथ्या

# सुखप्राप्तिनो मार्ग.

( લેખક. શાસ્ત્રી મૂળશંકર દયારામ, નારાયણ સરોવર, કચ્છ. )

(ગતાંકના પત્ર ૫૬ થી)

लोभश्चेदगुणेन किं ( જો એક લોભ હોય તો બીજા અવગુણોથી શું છે.? ) એમ કહી રાજા ભર્તૃહરિયે લોભને સર્વ અવગુણોનો એક શિરોમણી ગણ્યો છે, માટે સંતોષના પ્રતિસ્પર્દ્ધિ લોભના સપાટામાં નહિ આવી જતાં સંતોષનો આશ્રય લેવામાં આવે તો તે સુખપ્રદ છે.

मायायां किंनसंभवि ( માયામાં શું નથી સંભવતું ) આ વિચિત્ર વિશ્વરચનામાં એવા પણ પુરૂષો પડ્યા છે કે જેઓ સંતોષથી પોતાનું જીવન સદા સુખમાં ગાળનારા સરલ સત્પુરૂષો તરફ પણ પોતાની વક્રદૃષ્ટિ લંબાવવા ભૂલતા નથી

मृगमीनसज्जनानां तृणजलसंतोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ।

તૃણથી પોતાની વૃત્તિ ચલાવનાર મૃગોના, જલથી વૃત્તિ ચલાવનાર મત્સ્યોના અને સંતોષથીવૃત્તિ ચલાવનાર સજ્જનોના આ જગતમા ક્રમવાર પારાધી, મચ્છીમાર અને ચાડીખોર દુર્જન એ નિષ્કારણ વૈરી છે જેવું વાવે તેવુ લણે, કરશે તે ભરશે, કરણી તેવી પાર ઉતરણી, ઇત્યાદિ લૌકિક વચનો પ્રમાણે જે કંઈ કોઈ કરે તેનેજ છેવટ તેનું ફળ મળ્યા શિવાય રહેતું નથી; એટલે એ સંબંધે પણ અત્ર વિસ્તાર અનાવશ્યક છે, તેમ આ વિષયમાં આટલીજ ચર્ચા હવે બસ છે એમ ધારી સંતોષની ઉત્તમતા સિદ્ધ કરતાં દરેક સુખાભિલાષીને તે માર્ગે જવા ભલામણ કરી એ વિષય અત્ર સમાપ્ત કરીએ.

વેદશાસ્ત્રઆદિએ અને દીર્ઘદર્શી આર્યમહર્ષિઓયે આપણા શુદ્ધ આર્યધર્મનુ ધોરણજ એવા પ્રકારનું બાંધેલું છે કે જો આર્યાવર્તમાં વસતો જનસમાજ બરાબર સમજી તેનું યથાવિધિ પાલન કરે તો તે સુખનેજ આપે છે આ ઉપરથીજ અષ્ટાંગહૃદયકાર વૈદ્યાચાર્યવાગ્ભટ્ટ કહે છે કે.

सुखार्थाःसर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ॥
सुखं च न विनाधर्मात्तस्माद्धर्मपरोभवेत् ॥

( સર્વ પ્રાણીઓની સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ સુખાર્થજ છે અને સુખ ધર્મ વીના મળી શકતું નથી માટે સદા (સુખાર્થીયે) ધર્મ પરાયણ થઈ રહેવું.

तस्माद्धर्म्मात्परं नास्ति ॥ धर्मेणपापमपनुदति ॥ धर्म्मंचर ઇત્યાદિ

શ્રુતિઓપણ ધર્મની સર્વોત્તમતા, પાપનાશકતા અને તે દ્વારા સુખજનક તાનુ દ્યોતન કરતા ધાર્મિકવર્તનને માટે બોધ કરે છે પોતાનો ખરો ધર્મ શુ છે તે સમજી યથાવિધિ તેનુ અનુષ્ઠાન કરનાર વિવેકી, વ્યવસાયી, ધાર્મિક પુરૂષને કશુ પણ અપ્રાપ્ય નથી કાદમ્બરીકાર મહાકવિ બાણભટ્ટ પણ જણાવે છે કે ધર્मपरायणानाहि सदासमीपसंचारिण्य कल्याणसंपदोभवन्ति (ધર્મ પરાયણ પુરૂષો તરફ કલ્યાણ સ પત્તિઓ સદાસમીપ ગતિ કરનાર હોય છે) ધર્મ ઉભય લોકમા સુખ સાધક અને ઉપકારક છે એટને ધાર્મિકતા એ એક સુખનુ સબળ સાધન છે પરતુ ધર્મનુ ખરુ સ્વરૂપ ઓળખી તે આચરવામા આવે તોજ ઇષ્ટ સાધક થાય છે ધર્મનુ તત્ત્વ ગહન છે અને તેમા અનેક મત ભેદો હોવાથી જીજ્ઞાસુ ભ્રમમા પડે એ સ્વભાવિક છે, પરતુ જગતની બધી નિયમિત મર્યાદા જાળવી રાખનાર એવી કાંઇ પણ વસ્તુ હોય તો તે ધર્મજ છે વર્ણધર્મ, આશ્રમધર્મ, રાજધર્મ, સામાન્ય ધર્મ, આપદ્ધર્મ, મોક્ષધર્મ, ઈત્યાદિ તેની અનેક શાખાઓ છે એટલે અત્ર અનવકાશને યોગે અને લેખના લબાણના ભયને લીધે તેનુ વીસ્તીર્ણ વિવેચન આગળઉપર કોઇ ઉચિત પ્રસગને માટે રાખી ટુકામા માત્ર આપણે અહીં એટલુજ કહીશુ કે પુરાતન શ્રુતિ સ્મૃતિ ઇતિહાસ આદિ માન્ય ગ્રથોમા વર્ણવેલો, તથા યોગબળથી અને તપોબળથી અતીંદ્રિય વિષયોનુ પણ યથાર્થ જ્ઞાન મેળવનારા, નિસ્પૃહ, મહાસમર્થ પ્રાચીન શિષ્ટ વિદ્વાનોયે આચરલો અને જણાવેલો સદાચારરૂપ ધર્મ બરાબર વિવેક પુરસર પાળવામા આવે તો તે સુખસાધક છે એ નિ સશય છે ધર્મનેજ પરમકર્તવ્યરૂપ માનનાર, અને અનેક સકટો તથા અડચડો નડતા છતા ધૈર્યબળથી આત્મકર્તવ્યના માગથી એક તસુ પણ પાછી પાની નહી કરનાર નરવીરને પોતાનો ખરો ધર્મ (ખરીફરજ) બજાવવાથી જે સતોષ અને સુખ ચિત્તમા થાય તે ખરેખર અવર્ણનીય છે મનુષ્ય સુખની આશા રાખે અને પ્રવૃત્તિતો તેથી ઉલટુ જ ફળ મળે એવી કરે, તો પછી તેની ધારણા સફળ શી રીતે થાય ?

पूर्वे समुद्रे य पथा न स गच्छतिपश्चिमम् ॥

(म शा मो )

(અર્થ પૂર્વ સમુદ્રનો માગ કદીપણ પશ્ચિમ સમુદ્રે જતો નથી )

આર્યશાસ્ત્રો તરફથી અને સુજ્ઞશિષ્ટોના આચારદર્શનથી ધર્મનેજ સુખના હેતુરૂપે જણાવવામા આવ્યો છે તેને (નાસ્તિકતા, અજ્ઞાન, કુસસ્કાર, કુસગતિ આદિથી) લોકો એક બાજુ મૂકી અધર્મને રસ્તે ચાલે તો પછી તેઓને સુખનો લાભ શી રીતે થઈ શકે

હાલમા મરકી દુકાળ આદિ જે દુખો દૃષ્ટિગોચાર થાય છે તે જનસમાજના એકઠા થયેલા પાપપુજનોજ એક પરિપાક છે

यद्राज्यं शूद्रभूयिष्ठं नास्तिकाक्रांतमद्विजम् ॥
विनश्यत्याशु तत्कृत्स्नं दुर्भिक्षव्याधिपीडितम् ॥

(मनु)

અધર્મ સુખનો પ્રતિરોધક હોવાથી અને અનિષ્ટ પરિણામ લાવનારો હોવાથીજ મનુયે સ્પષ્ટ કહ્યુ છે કે

नसीदन्नपिधर्मेण मनोऽधर्मे निवेशयेत् ॥
अधार्मिकाणां पापानामाशु पश्यन् विपर्ययम् ॥

અર્થ અધાર્મિક પાપી મનુષ્યોનો અવળો પરિણામ જોઈ વિવેકી માણસે ધર્મવડે કષ્ટ ભોગવવુ પડતુ હોય તોપણ મનને અધર્મ તરફ કદીપણ દોરવુ નહી

કદાચિત્ કોઈને ધર્મ અધર્મનુ ફળ તત્કાળ ન મળે તોપણ તેથી સત્ય શોધ કે અન્યથા વિચારમા ઉતરી પડવાનુ નથી કેમકે પરિણામે સત્યજ તરે છે ભગવતી શ્રુતિપણ કહે છે કે सत्यमेवजयते नानृतम् પરમેશ્વર પોતે પણ સત્ય ધર્મના બેલી (સાહાય્ય કર્તા) છે. यतस्सत्यंयतोधर्मो यतोह्रीरार्जवंयत. ॥ ततोभवति गोविंदोयत.कृष्णस्ततोजय: (જ્યાસત્ય હોય, જ્યાં ધર્મ હોય, જ્યા લાજ–શરમ હોય અને જ્યા સરલતા હોય તેજ પક્ષમાં પરમેશ્વર હોય છે અને જ્યા પરમેશ્વર હોય તે પક્ષજ સર્વ વિજય મેળવે છે ) દીર્ધદૃષ્ટિથી (દિવ્યદૃષ્ટિથી) સર્વનુ અવલોકન કરનાર મનના નીચેના શ્લોકો વાંચો

नाधर्मश्चरितोलोकेसद्य.फलतिगौरिव ॥
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृंतति ॥
नचेदात्मनिपुत्रेषु नचेत्पुत्रेषुनप्तृषु ॥
नत्वेवतु कृतोऽधर्मः कर्तुर्भवतिनिष्फलः ॥
अधर्मेणैधतेतावत्ततो भद्राणिपश्यति ॥
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥ म. अ. ४

અર્થ. જેમ પૃથ્વીની અંદર બીજ વાવતાં તરતજ તે ફળને ઉત્પન્ન કરતી નથી, કિંતુ તે અમુક નિયમિત ફળપાકના સમયની અપેક્ષા રાખે છે તેમજ લોકમાં કરેલો અધર્મ પણ સદ્ય (તત્કાળજ) ફળ આપતો નથી, કેમકે તેપણ અમુક નિયમિત ફળપાકનાસમયની અપેક્ષા રાખે છે. જેમ ગાય આદિ પશુ તરતજ દૂધ આદિ ફળ આપે છે તેમ અધર્મ તત્કાળજ ફળ આપે એવો કોઈ તેનો અબાધિત નિયમ નથી કિંતુ ધીમે ધીમે તેનું આવર્તન થતાં યોગ્ય સમયે ફલોન્મુખ થઈ અધર્મ કરનારનો સમૂળ નાશ કરી નાંખે છે. (દેહ ધન આદિ સહિત તેનાં મૂળોને છેદી નાખે છે) કદાચિત્ (દૈવયોગે) અધર્મ કરનારને પોતાને

એ અધર્મનુ ફળ ન દેખાયુ તો પછી તેના પુત્રને, કિવા પુત્રને ન દેખાયુ તો પૌત્રને પણ એ ફળ મળ્યા શિવાય રહેતુ નથી પરંતુ એ અધામ નરના અધર્મ કોઇ વિમ નિષ્ફળ જતોજ નથી ( પુત્ર પૌત્રાદિકને પણ અધર્મનુ અનિષ્ટફળ મળે અને જે દુ ખ થાય તે પિતા પિતામહઆદિને ક્લેશજનક થય છે એ આપણે પ્રત્યક્ષ દેખીએ છીએ અને પરલોકમા પણ તેવુ કાઇ થતુ હોય તો અસંભવ નથી) પ્રથમતો એ અધર્મ કરનાર (ગ્રામ ધન ઇત્યાદિ વડે) વૃદ્ધિ પામતો જણાય છે પછી (અનેક નોકર ચાકર ગાય ઘોડા આદિ) ઐશ્વર્ય સુખને ભોગવે છે પછી પોતાના શત્રુઓને તે જીતે છે, પણ જ્યારે છેવટ અધર્મનો પરિપાક કાળ આવે ત્યારે સમૂળગો (દેહ ધન પુત્ર આદિ સહિત) નાશ પામે છે ઇત્યાદિ

અધર્મની ગતિ વિચિત્ર પ્રકારની અને અતર્કિતફળ આપનારી છે માટે આસ્તિક અને તત્વજ્ઞ પુરૂષે તો કદી પણ એ વિષમિશ્ર મો - ખાવા માટે લલચાવુ નહીં જોઇયે

ધર્મજ સુખનો જનક હોવાથી આપણા આર્યશાસ્ત્રોમા नजातुकामान्नभयान्नलोभाद्धर्मं जह्याज्जीवितस्यापिहेतो એમ કહી કામ, ભય લોભ આદિ કાઇ પણ કારણથી ધર્મનો ત્યાગ નહીં કરવા મજબુત ભલામણ કરી ધર્મને જીવિતથી પણ અધિક ગણેલો છે માટે સુખાભિલાષીયે ધર્મનુ ખરૂ સ્વરૂપ, વિષય, વિભાગ આદિ બરાબર સમજી તે ઉપર આરૂઢ રહેવુ જોઇએ

वैराग्यान्नपर सुखस्यजनक पश्यामि वश्यात्मन ॥

नचद्रस्यसुखराजनसुरवचक्रवर्तिन ॥ सुखमेकविरक्तस्यमुनेरेकांतजीविन ॥

ઇત્યાદિ વચનો વૈરાગ્ય, મનોજય, તત્વજ્ઞાન આદિનુ સુખજનકપણુ જણાવે છે, કે જે યથાર્થ છે તથાપિ જે મ તોષ અને ધાર્મિકતાનો દૃઢતાથી ઉપાસક હશે તેનુ હૃદય કાઇક એવુ ઉચ્ચસંસ્કારવાળુ થશે કે ઉપર જણાવેલુ સર્વ તેનામા સ્વત સ્થિતિ કર્યાવિના રહેશે નહી, અને જે જે તેને અવશ્ય અપેક્ષિત હશે તેના તરફ તેવુ સ્વાભાવિકજ વળણ થઇ જશે ચિત્તને ઉચ્ચવાસનાવાળુ બનાવવુ તેમાજ ખરો પુરૂષાર્થ છે

शुभवासनया चेतो महत्या जायते महत् ॥

आत्मानचिंतयन् रुद्र नदो रुद्रत्वमागत ॥

क्षुद्रवासनयाचेत क्षुद्रतामेति नित्यश ॥

पिशाचविभ्रमात्सुप्त पिशाचानिशिपश्यति ॥

અર્થ મહોટી (ઉચ્ચ) શુભવાસના વડે ચિત્ત મહત્ (મહત્તાવાળુ ઉચ્ચ) બને છે, જેમ કે પોતાને રૂદ્રરૂપે ચિતન કરતો નદ (નદ ભાવ છોડી) રૂદ્રભાવને પ્રાપ્ત થયો નિરંતર ક્ષુદ્રભાવના વડે ચિત્ત ક્ષુદ્રતાને પામે છે, જેમ ક રાત્રીયે પિશાચોના વિચારોની ધૂનમા નિદ્રાવશ થયેલો પુરૂષ સ્વપ્નમા પિશાચોને દેખે છે

અશુભ માર્ગ આપતરમ્ય હોય તોપણ તેના પરિણામ તરફ દીર્ઘદષ્ટિ કરી ચિત્તને શુભ માર્ગ તરફ લઈજવું એજ શ્રેયસ્કર છે.

**शुभाशुभाभ्यां मार्गाभ्यां वहंतीवासनासरित् ॥**
**पौरुषणप्रयत्नेन योजनीया शुभेपथि ॥**

(યોગવાસિષ્ટ)

અર્થ. શુભ અને અશુભ એ બન્ને માર્ગો તરફ ગતિ કરતી વાસના રૂપી નદી પોતાના પુરૂષ પ્રયત્ન વડે (તેનું અશુભ માર્ગતરફ વહન અટકાવી) વિવેકીયે શુભ માર્ગ તરફજ લઇ જવી.

ચિકિત્સા શાસ્ત્રમાં સુખ પ્રાપ્તિ વિષયક જે કાંઈ નિરૂપણ જોવામાં આવે છે તે પણ જીજ્ઞાસુને ઉપયોગી થશે એમ ધારી તેનું પણ ટુંક વિવેચન અત્ર કરીયે

તેમણે **नेंद्रियाणि नचैवार्थाः सुखदुखःस्यहेतवः ॥ हेतुस्तु सुखदुख स्य इष्टो योगश्चतुर्विधः.** (ઇંદ્રિયોકે પદાર્થો સુખ દુઃખના હેતુ રૂપ નથી, કિંતુ ચાર પ્રકારનો યોગજ સુખ દુઃખના હેતુ રૂપ છે.) ઈત્યાદિ કહી છેવટ **सुखहेतुर्मत स्त्वेकः समयोगः सुदुर्लभः** (સુખના હેતુ રૂપતો એક સમયોગ–સમાનયોગ–સમ્યક્ યોગજ છે કે જે અતિ દુર્લભ છે) એમ કહ્યું છે. હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, અને શરદ્ ઇત્યાદિ રૂપે પરિણામ પામતો કાળ, શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એ પાંચ વિષયો, અને શારીરિક વાચિક અને માનસિક એ ત્રણ પ્રકારનાં કર્મો આ સર્વનો સમયોગ–સમાનયોગ–સમ્યક્ યોગ જેટલો જોઇયે તેટલો યોગ–થાયતો તે સુખ જનક છે એવો તેનો આશય છે. સુખેચ્છુયે એ જણાવેલો સમ્યક્ યોગ સદૈવ શીરીતે રહે તેને માટે યત્ન શીલ થવું, પરંતુ છેવટ કેટલુંક પારતંત્ર્ય હોવાને લીધે સંતોષનો આશ્રય લીધાવિના ચાલશે નહીં અને ધાર્મિકતા પણ તે વિચારવાળાને અવશ્ય અપેક્ષિતજ છે; કેમકે તેજ તેને સમયોગમાં લાવી શકશે.

સંસારમાં વિહિત માર્ગે પ્રવૃત્તિ કરતાં મનુષ્યે ધર્મ પરાયણ રહી છેવટ ફળ લાભમાં સંતોષ રાખવો. અને ઉત્તરોત્તર વાસનામાં ઉચ્ચતા મેળવવી. આ મળેલો, અનિત્ય છતાં સર્વ અર્થ સાધી આપનાર હોવાથી અતિ દુર્લભ, એવો માનવદેહ સફળ કરીલેવો એજ સાર છે. જ્યાં સુધી જગતના વિચિત્ર પ્રકારના ભાવોની અસર ચિત્તને થતી હોય ત્યાં સુધી જગતમાં મનાતાં સુખ અને દુઃખ એ બન્ને દ્વંદ્વનો થોડો ઘણો પણ આભાસ થયા વીના રહેતોજ નથી. પરંતુ **सुखं दु खसुखात्ययः** (સુખ અને દુઃખ એ બન્નેને ઉલ્લંઘીને રહેવું તેજખરું સુખ) એવચન પ્રમાણે જ્યારે વિશ્વસંબંધી સુખદુઃખમય દશાનું ઉલ્લંઘન

કરના નિર્વિકલ્પ દશા પ્રાપ્તથાય અને ચિત્તનો ચેતનમા બ્રહ્મમા-પરમાત્માના, લય થઈ જાય ત્યારેજ એ અલૌકિક સત્ય સુખનો આત્યંતિક દુ ખનિવૃત્તિપૂર્વક અનુભવ થાય છે જ્ઞાનનિષ્ઠ, જીવન્મુક્ત, સિદ્ધ, યોગી, ઈત્યાદિ વિશેષણો તેવાજ પુરૂષને આપનામા આવે છે આ સ્થિતિ બહુ પ્રશસ્ય છે પરંતુ વ્યવહારમા પ્રવર્ત્તિ માગમા પ્રબળવાસનાના બળથી યથેચ્છ ભ્રમણ કરતો અને અનાદિ કાલીન સસ્કારોને યોગે વિવિધ ઇષ્ટ અનિષ્ટ ક્રિયામા પ્રવૃત્ત થતો માનવ વર્ગ, જો શનૈ શનૈ વિચાર વિવેક આદિથી સત્ય માગ શોધવા યત્ન કરે તો છેવટ તે પણ ત્યા જઇ પહોચે છે દૃઢ આગ્રહથી અભ્યવસાય પૂવક તીવ્રમ વેગથી કરવામા આવતો પુરૂષ પ્રયત્ન શુ નથી આવી આપતો ! આ અલ્પલેખ પણ કોઇ તેવા શોધક ઉચિત અધિકારી માટે દિગ્દર્શન રૂપ થઈ પડે એવા ઉદ્દેશથી લખાયો છે, તેથી કોઇને કાઇ પણ સતોષ કે લાભ થશે તો તે ચરિતાર્થજ છે છેવટ આ લેખ સમાપ્ત કરતા આપણે એટલુજ ઇચ્છીએ કે પરમ કૃપાળુ, સર્વ શક્તિમાન્ જગન્નિયતા, દિઙ્મોહને લીધે સુખ લાલસાથી વગર પથે ( આડધડે ) ભટકતા અને મરજી પ્રમાણે જેમ તેમ ચાલ્યા કરતા, જન વર્ગને પોતાની કરુણા દૃષ્ટિ લબાવી ખરે માર્ગે ચાલવાની સન્મતિ પ્રેરો, અને સુખને સરલ માર્ગે ચલાવી છેવટ સત્ય નિરતિશયસુખમા તેને નિમગ્ન કરો (તથાસ્તુ)

---

## ઉપનિષદોનુ અર્થગાંભિર્ય

**पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।**
**पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥**

ઉપર લખેલો બૃહદારણ્યકોપનિષદ્નો મંત્ર વાચી સર્વકોઈના મનમા ગોટાળો થયાવિના રહેશેજ નહિ કારણ કે "આ પૂર્ણ છે, તે પૂર્ણ છે, એ પૂર્ણમાથી બીજુ પૂર્ણ ઉત્પન્ન થાય છે, પૂર્ણ કાઢી લઇએ તો બાકી પણ પૂર્ણ જ રહે છે," આથી શુ અર્થ સમજવો તે સમજાતુ નથી અમુક કોઈ વસ્તુનો દાખલો લઇને આ શ્લોકનો અર્થ લાગુ પાડીએ તોપણ તે સભવિત થતો નથી ત્યારે આ શ્લોક ઉપનિષદમા મિથ્યા અર્થ વગરનો તો દાખલ નહિજ કર્યો હોય એમ છે, તો સર્વથી પણ, ઉત્તમ જે બ્રહ્મતત્ત્વ, પરમાત્મા ઈશ્વર તેને વિશે જો તે શ્લોકનો અર્થ ઘટાવીએ તો બરાબર બધબેસ્તો થાય છે

આપણને જન્મમૃત્યુ દેનાર કોઈપણ હોવો જોઈએ, એટલુજ નહિ પણ પ્રત્યેક વસ્તુ ઉત્પન્ન થાય છે અને લય પામે છે તો તેનો કોઈપણ નિયંતા હોવો જોઈએ, અને તે સર્વ શક્તિમાન હોવો જોઈએ એમ સર્વ ધર્મમા મનાય છે તે પરમાત્મા નિયંતાએ આ વિશ્વ, પૃથ્વી જળ તેજ વાયુ આકાશ, એ સઘળુ

કેવી રીતે નિર્માણ કરેલુ છે એ વિચારતા આપણી મતિ કુંઠિત થઇ જાય છે, અને કંઇ ન સૂજવાથી આપણું અજ્ઞાન આપણે કબુલ કરવું પડે છે. ત્યારે કેમ થયુ ને કોણે કર્યું એમ વિચાર ન કરતા, સર્વે ઈશ્વરે નિર્માણ કરેલ છે અને પ્રત્યેક વસ્તુને ચલનાદિ ક્રિયા તેજ પોતાના અંશરૂપે આપે છે, એટલે પ્રત્યેક--વસ્તુમા તે અનંતશકિત ઈશ્વર છે, આટલુ આપણે સમજ્યા એટલે ઉપલા મંત્રનો અર્થ આપણુને બરાબર સમજાશે.

ઇશ્વર એ એક પૂર્ણ છે, અને બીજો કોઈ એક પદાર્થ પૂર્ણ છે. તે પદાર્થ ઇશ્વર અંશ છે હવે તે પૂર્ણ પદાર્થ ઇશ્વરમાથી નિરાળો થવાથી ઇશ્વરના પૂર્ણ પણામાં કઈ ખામી આવતી નથી તે ઉપરથી એક પૂર્ણમાથી (ઈશ્વરમાંથી) બીજુ પૂર્ણ ( પદાર્થમાત્ર ) ઉત્પન્ન થયા, તેથી પૂર્ણપણામા કાંઈ કમી થયું નહિ દેહ અને આત્માનું ઉદાહરણ જુઓ જ્યારે પૂર્ણાત્મા દેહને છોડી જાય છે ત્યારે દેહ એ પંચતત્વાત્મક હોવાથી તદ્દશરૂપથી તે નિરાત્મા દેહ એ પૂર્ણજ છે.

આટલું કહેવાથી ઈશ્વિર એ અનંતશક્તિ છે એમ સમજાયુ હશે. આપણે જ્યારે ઈશ્વિરના સ્વરૂપ સંબંધે કલ્પના કરવા લાગીએ છીએ ત્યારે તે વિશ્વના કરતાં અનંતગણા મોટા હશે, એટલે આ વિશ્વથી નિરાળા હોવા જોઈએ, એટલા માટેજ આપણા પુરૂષ સૂકતમાં अत्यतिष्ठद्दशांगुलम् એવુ વર્ણન કરેલુ છે ઈશ્વિર એ સર્વથી શ્રેષ્ઠ છે, તેણે પ્રત્યેક વસ્તુ પોતાના અંશરૂપે કરીને ઉત્પન્ન કરેલ છે તેથી તે પ્રત્યેક વસ્તુ ઈશ્વિર છે. અને આજ તત્વઉપરથી બૃહદારણ્યક ઉપનિષદ્‌મા દેવની મુખ્ય ૩૩૩૯ વિભૂતિ કહીને કમીમા કમી અષ્ટવસુ, દ્વાદશ આદિત્યા, એકાદશ રૂદ્ર, ઇંદ્ર અને બૃહસ્પતિ એ પ્રમાણે તેત્રીશ, તેથી પણ કમી પૃથ્વિ, વાયુ કિંવા ઇંદ્ર અને સૂર્ય કિંવા અગ્નિ એ ત્રણ, એથી પણ કમી એક ઈશ્વિર અને અર્ધી માયા ( જેના યોગથી વિશ્વ ચાલે છે તે, તાત્વિક દૃષ્ટિથી જોતાં માયા એટલે વિશ્વજ.) એ પ્રમાણે દોઢ, અને વાસ્તવિક ઈશ્વિર એકજ છે, એ પ્રમાણે વરણન છે. પણ પ્રત્યેક ઉપર કહેલી વિભૂતિ ઈશ્વિરઅંશ હોવાથી તે દેવ જ છે અને તેથીજ કોઈ સૂર્યનું અરાધન કરે છે, તો કોઈ ઈંદ્રિ, અગ્નિ ઈત્યાદિનુ આરાધન કરે છે, પણ ઇંદ્ર સૂર્ય એ અનંતશકિત ઈશ્વિરના અંશમય હોવાથી તે આરાધન ઈશ્વરનું આરાધન કરવા બરાબરજ છે આપણા પૂર્વજો એ આ શોધ પુષ્કળ દિવસ પુર્વે કરીને આપણા દેવતા ઠરાવ્યા છે, ઈસુક્રાઈસ્ટ પ્રમાણેકિંવા મહમદ પ્રમાણે એકજ દેવ ઠરાવેલ નથી, સર્વ કોઈની ભકિત પ્રમાણે અનેક દેવતા અર્ચનમાટે ઠરાવેલા છે.

હવે કોઈ એમ કહે કે "ઈશ્વિરની મુખ્ય વિભૂતિનેજ દેવ કાં માનવામાં આવે છે? જ્યારે પ્રત્યેક વસ્તુ ઈશ્વિરમય છે ત્યારે તે સર્વ ઈશ્વિર છે એમ કેમ સમજવામા આવતું નથી?" ઉત્તરમાં કહેવાનું કે વાસ્તવિક તે દેવજ છે. પણ આપણો

સાધારણ વ્યવહાર એવો છે કે, જેની ગતિ (જાત, અધિકાર) મોટી તે પ્રમુખ મનાય છે અને તેનેજ સર્વ માન મળે છે, તે પ્રમાણે મુખ્ય વિભૂતિને અનાદિ માન ઠરાવેલ છે આ ઉપરથી આપણામા અનેક દેવના બોજા છે અને મૂર્ત્તિ રૂપે (પ્રત્યેક વસ્તુમા ઈશ્વરનો અંશ છે તેથી) પૂજનની ચાલ યોગ્યજ છે અને તે પ્રમાણે આપણ સર્વને ઘેર દેવતાની નાની નાની મૂર્ત્તિ હોય છે અને આપણે તેની પૂજા કરીએ છીએ કોઈ કદિ એમ કહેશે કે અમે એ પ્રમાણે ઘેર પૂજા કરીએ છિએ તેથી સાર્વજનીક મોટા દેવાલયમા જવાની અમને જરૂર નથી, તો તેનુ સમાધાન ટુકામા છે જુઓ કે અતિ પરિચય થવાથી ઘણે અંશે આદરાતિથ્ય ક્રિયા કમી થાય છે, પણ તેજ વસ્તુ સાનિધ્ય ન હોવાથી સારી રીતે કરવામા આવે છે તે સર્વને વિદિત છે અને તેજ પ્રમાણે દેવતાના સંબંધમા હોવુ સાહજીક હોવાથી કોઈ કોઈ વખતે દૂરના દેવના દર્શને જવુ વાજબી છે

આહી સુધી ઈશ્વર કોણ? તેનું આરાધન આપણે કરીએ છીએ તે બરોબર છે કે નહિ? એ પ્રતિપાદન થયુ હવે ઈશ્વરની પ્રાપ્તિ કેમ કરવી એટલે આપણને મુક્તિ શાથી મળે એ જોવા માટે તેમા આપણી અર્ચનાદિ ક્રિયા સાધન ભૂત થાય છે કે નહિ તે જરા જોઈએ ઈશ્વર પ્રાપ્તિ માટે આપણા ધર્મમા કર્મ માર્ગ અને જ્ઞાન માર્ગ એવા બે માર્ગ કહેલ છે જ્ઞાન માર્ગથી ઈશ્વર કોણ? આપણે કોણ? ઈત્યાદિ બ્રહ્મતત્વ સમજવાનુ છે, અને કર્મ માર્ગથી ઈશ્વરે આ વિશ્વ કર્મ ક્રિયા માટેજ નિર્માણ કરેલુ છે, કર્મ વિના વિશ્વ ચાલવાનુજ નથી, તેથી વિવિધ કર્મ (કર્મ માર્ગમા યોગાદિ અને યજ્ઞાદિ ક્રિયા વગેરે) કરીને ઈશ્વર પ્રાપ્તિ કરવી એમ કહેલુ છે અને તે પ્રમાણેજ આપણામાથી કોઈ જ્ઞાનમાર્ગથી અને કોઇ કર્મમાર્ગથી સાધન કરે છે જ્ઞાનમાર્ગી કર્મમાર્ગને ગૌણ સમજે છે અને નાના જ્ઞાનમાર્ગ સાધે છે પણ વાસ્તવિક રીતે કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ એકમેકને સાહાય્યભૂત છે કેવળ એકલા જ્ઞાનમાર્ગથી ઈશ્વર પ્રાપ્તિ થતી નથી ફક્ત જ્ઞાનમાર્ગથી ઇશ્વરની ઓળખ થાય છે ભગવદ્ ગીતામા પણ એક મેકને સાહાય્યભૂત છે એમ કહેલુ છે જુઓ કે આપણને એક ઈચ્છિત સ્થળે જવાનુ છે કર્મમાર્ગી જો કે જ્ઞાન દૃષ્ટિથી તે સ્થળ જાણતો નથી તથાપિ ઇચ્છિત સ્થળે જવા તે કર્મમા પ્રવૃત્ત થયો, તો કાળે કરી ક્વચિત્ તે સ્થળે પોચવાનો સંભવ છે—પણ જ્ઞાનમાર્ગી જ્ઞાનથી ભૂગોળ શાસ્ત્ર ઉપરથી તે સ્થળ અમુક ઠેકાણે, અમુક અંશ ઉપર, અમુક મૈલને છેટે છે એમ સમજીને તે સ્થળે જવા માટે કર્મમા પ્રવૃત્ત થયો નહિ, તો તે તે સ્થળે કોઇ વખતે પણ જવાનો સંભવ છે? પણ તેજ જ્ઞાની જ્ઞાને કરી તે સ્થળ બરાબર સમજી કર્મમાથી જશે તો ત્વરિત ઈચ્છિત સ્થળે પોહોચશે આ ઉપરથી જ્ઞાન અને કર્મ એ એકમેકના

સહાયભૂત છે એમ સર્વને સ્પષ્ટ સમજાયું હશે આપણા પૂર્વના ઋષિઓએ જ્ઞાનમાર્ગનું પ્રતિપાદન કરીને કર્મમાર્ગ બતાવેલ છે એમ આપણે આપણા જુના ગ્રંથ ઉપરથી સમજીએ છીએ. હવે એવી શંકા કોને થશે કે તે ઋષિમંડળને જ્ઞાનમાર્ગ અવગત ન હતો? એવો પ્રશ્ન કરનાર ખરેખર ગાંડો હોવો જોઈએ, કારણ કે આપણા પુર્વના ઋષિઓ સામાન્ય જ્ઞાની નહિ જ કિંતુ અંતર્જ્ઞાની હતા, એમ ગ્રંથો ઉપરથી માલુમ પડે છે કેટલાક નાસ્તકવાદીને અથવા આપણામા થીજ કોઈને ગેરસમજથી આ વાત પ્રથમ ખોટી લાગવાનો સંભવ છે, પણ આપણે થોડો વિચાર કરી જોઈએ તો આજ જે તારયંત્ર, આગગાડી, ફોટોગ્રાફી ઈત્યાદિ જે બાબતો છે તેનો લોપ થઈને પછી હજાર પંદરસો વર્ષ પછી તેના અસ્તિત્વનો ઈતિહાસ કોઈ વાંચવા માંડે ત્યારે તે કેટલો ખરો લાગવાનો સંભવ છે? આપણા પૂર્વના ઋષિઓ જ્ઞાનમાં અગ્રસ્થાને હતા એ આપણી પાસે હાલ જે એકંદર ઈતિહાસ છે તે પરથી સિદ્ધ થાય છે અને તેજ ઋષિઓએ પુર્ણ વિચાર કરીને આપણા દેવ, આપણા આચાર વિચાર અને ધર્મ ઈત્યાદિ ઠરાવેલ છે. " महाजनो येन गतः स पंथाः " એ ક્રમથી તેમની પ્રમાણેજ કરવુ જોઈએ. આ ઉપરથી સર્વ ઉપરનું ખરૂં છે. એમ આપણે જાણ્યું, એટલે તે ઉપર આપણી ભકિત દૃઢ થશે. ભકિત વિના ફળ નથી તેથી પ્રથમ ભકિતજ દૃઢ હોવી જોઈએ.

---

# ધર્મની સાવર્જનિકતા.

( ગતાંકના પત્ર ૬૦ થી )

( લેખક. હિરાલાલ બ્રિજભૂખણદાસ શરાફ. બી એ. )

નીતિશાસ્ત્ર પણ ધર્મશાસ્ત્ર વિના નકામુ છે, કારણકે રાજ્ય જેમ મનુષ્યનું બહિરંગ છે, તેમ નીતિ એ મનુષ્યનું અંતરંગછે. ન્યાય બન્નેમાં સમાન પ્રવર્ત્તે છે. ધર્મશાસ્ત્રમાં બતાવેલો સર્વત્ર અને વિશેષે કરી મનુષ્યના દેહમાં અખંડ એકરસ પરમાત્મા જ્યાં સુધી વ્યાપક માનવામાં આવે નહિ ત્યાંસુધી દયા, દાન, સત્ય, અસ્તેય, અપરિગ્રહ, બ્રહ્મચર્ય, પરોપકાર, ક્ષમા, શાંતિ, શીલ, આર્જવ અને ધૈર્ય આદિ નૈતિક તત્વો સંભવેજ નહિ. કારણકે દયા શામાટે કરવી? અથવા દાન શામાટે કરવુ? વા પરોપકાર શામાટે કરવો? કે ચૌર્ય આદિ કર્મ શામાટે ન કરવુ? એ આદિ પ્રશ્નોનુ નિરાકરણ દેશ કાલ વસ્તુ અનવચ્છિન્ન, અખંડ, એક રસ ચૈતન્ય દેવ સર્વત્ર સર્વદા અંતર્યામી રૂપે વિરાજમાન છે, એમ સમજાયા વિના સંભવેજ નહિં. સુખ દુઃખનો સાક્ષાત્કાર સર્વને છે. જેવુ આપણને દુખ તેવુંજ સામાને દુખ અને જેવુ આપણને સુખ તેવુંજ સામાને સુખ. અર્થાત્ પારકા દુખે દુખી અને પારકા સુખે સુખી થવુ એ જે નીતિ શાસ્ત્રનો મુખ્ય સિદ્ધાંત છે તે બધામાં વ્યાપક, અંતર્યામી દેવ, જેની સત્તામાત્રથી

પ્રાણી માત્ર સ્વસ્વ સુખદુઃખાદિના તેમજ પરસ્પરના સુખદુઃખાદિના સાક્ષાત્કારવાન્ થાય છે, તે માન્યા વિના સંભવેજ નહિ જેટલે અંશે પરમાત્માના સંબંધમાં મનુષ્યની પરિચ્છિન્ન દૃષ્ટિ, ટુંકી બુદ્ધિ, તેટલેજ અંશે તેની નીતિ પણ પરિચ્છિન્ન જ એક વા અનેક મંદિરમાંજ, એક વા અનેક તીર્થમાંજ, એકાદ ઘરના ખૂણાના એવાના મંદિરમાંજ, વા એકાદિ સમાજમાંજ, વા એનાદો કંઠી બાંધનાર વા કાન ફૂંકનાર ગુરૂમાંજ અથવા એવાજ કોઈ એક દેશી આવરણમાંજ સર્વત્ર વ્યાપક ઈશ્વરને બંધ કરી રાખવામાં આવશે, ત્યાંજ તેની નૈવેદ્ય આરતિ ઉતારવામાં આવશે, તેટલામાંજ ધર્મ, વા જ્ઞાન અથવા ઉપાસના વા કર્મની પરિસીમા માનવામાં આવશે, ત્યાં સુધી નીતિનો છાંટો પણ મળવાનો નહીજ જ્યાં સુધી "પરમાત્મા સારા વિશ્વમાં વ્યાપક છે, જ્યાં હું જઈશ, આકાશમાં કે પાતાળમાં, ઘરમાં કે શેરીમાં, રાનમાં વા જંગલમાં, ખૂણે કે ખાંચરે, ગમે તેવા ગુપ્ત અને સુરક્ષિત નિશ્છિદ્ર સ્થળમાં હું જઈશ, ત્યાં પણ એતો મારી સાથેને સાથેજ છે સર્વત્ર અને સર્વકાળે મારાં સારાં નરસાં એ જોનાર છે, અણુમાત્ર પણ એના વિના ખાલી નથી જ્યાં જોઈશું ત્યાં અખંડ એ રમી રહ્યો છે, એની દૃષ્ટિનો કોઈ લોપ કરી શક્તું નથી, એને કોઈ છેતરી શકતું નથી, મરણ વખતે ભાવિ દેહ પ્રાપ્તિના ઈન્સાફ સમયે પણ એ સારા સારા નરસાની નિષ્પક્ષપાતે સાક્ષી પૂરનાર છેજ એની દૃષ્ટિ બહાર એક પાંદડું સરખું પણ હું મૂકી શકનાર નથી, એની દૃષ્ટિ બહાર એક પણ સારૂં વા નરસું કામ હું કરી શકનાર નથી" આવું જ્યાં સુધી મનુષ્યના મનમાં દૃઢ સમજવામાં આવશે નહી અને દેવ મંદિરમાં દર્શન કર્યાં કે પાશેર કંકુ વા ભસ્મ બગાડી ઉભા આડા ટીલાં તાણ્યાં, કે બાવન ચોસઠ છાપા કર્યાં કે મંદિરમાં ભેળા થઈ ચોરાશી વૈષ્ણવની વાર્તા વાંચી એટલે ઈશ્વર સમજાયો વા ધર્મ થયો વા આપણે કૃતકૃત્ય થયા" આમ જ્યાં સુધી માનવામાં આવશે ત્યાંસુધી નીતિ સ્વપ્નમાં પણ સંભવવાની નહી. આમ છે માટેજ આપણે પરિચ્છિન્ન દૃષ્ટિવાળાને એટલે માત્ર મસ્જીદમાંજ, વા તીર્થમાંજ, વા સમાજમાંજ, અથવા દેવ ગૃહમાંજ ઈશ્વરને માનનારની અનેક વિધ પ્રતારણાઓ જોઈએ છીયે, સાંભળીયે છીએ, અને અનેકવિધ ઢોંગ ધતુરા અને તેમના આડંબરો નિભાવીએ છીએ, છતાં તેઓને મોટા ભક્તોમાં વા મોટા ધર્માત્માઓમાં વા મારગનું રહસ્ય જાણનારાઓમાં ખપતા જોઈએ છીએ !!!

તાત્પર્ય કે નીતિ પરમાત્માના સર્વત્ર અને વિશેષે કરીને મનુષ્ય દેહમાં વ્યાપ્તિ મહત્વના જ્ઞાનને અવલંબીને પ્રવર્તે છે આ જ્ઞાન ધર્મ શાસ્ત્રજ માત્ર આપે છે, અર્થાત્ નીતિ શાસ્ત્રમાં પણ ધર્મશાસ્ત્રની પૂર્ણ આવશ્યકતા છે

(શાસ્ત્રનું લક્ષણ એવું છે કે—

सप्रयोजनवत्त्वे सति अज्ञातज्ञापकं शास्त्रम् ।

સપ્રયોજન હોઈ અજ્ઞાત એટલે પ્રમાણાન્તરથી નહિં સમજાય એવા તત્વને સમજાવનારૂં જે તે શાસ્ત્ર આવું શાસ્ત્ર ધર્મશાસ્ત્ર છે, કારણ કે તે પ્રમાણાન્તરથી અજ્ઞાત એવા ચૈતન્ય દેવને સર્વત્ર વ્યાપક. સર્વના સાક્ષી રૂપ સમજાવે છે. અને મોક્ષ રૂપ પુરૂષાર્થની સિદ્ધિ એ પ્રયોજન પણ એમા રહેલુ છે )

સામાજીક ઉન્નતિ પણ ધર્મની આકાંક્ષા કરે છે. જ્યાં જ્યાં ધર્મની જેટલે જેટલે અંશે ઉન્નતિ વા અવનતિ હતી. વા છે, વા હશે, ત્યાંત્યાં સમાજની પણ તેટલે તેટલે અંશે ઉન્નતિ વા અવનતિ હતી. અથવા છે, કે હશે; આ વાત પ્રાચીન અર્વાચીન ઈતિહાસ વેત્તાઓને અજ્ઞાત નથી એટલે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી

તાત્વિક ઉન્નતિ પણ ધર્મમૂલક જ હોય છે. જ્યા ધર્માનુસાર આચરણ હોય છે ત્યાંજ તત્વજ્ઞાનનો વિશેષ પ્રચાર જોવામાં આવે છે. હિંદુસ્તાનમા થએલી આટલી બધી તત્વવિદ્યાની ઉન્નતિનું કારણ એજ છે કે મૂળથીજ હિંદુસ્તાન મુકાબલે ધાર્મિક ગણાતો આવ્યો છે જે જે દેશોમાં ધર્માનુસાર આચરણ નહોતા અને નથી, ત્યા ત્યા સર્વત્ર તાત્વિક ઉન્નતિ પણ તવીજ દેખાય છે ધર્માનુસાર વર્તન હોય તોજ તત્વ તરફ, ઈશ્વર તરફ, પરમાત્મા તરફ, જીવ તરફ, જગત, તરફ, માયા તરફ-એ આદિ અનેક તાત્વિક વિષયો તરફ મનુષ્યનુ લક્ષ જાય છે. અને ત્યાજ તેના શોધની પરિપક્વતા ફલિત થાય છે.

સિદ્ધાંત કે **રાજકીય, નૈતિક, સામાજીક વા તાત્વિક ઉન્નતિનું મૂળ નિદાન ધર્મ છે. ધર્મ વિનાની જેટલી જેટલી રાજકીય, નૈતિક, સામાજીક વા તાત્વિક ઉન્નતિ અને તદર્થ પ્રવૃત્તિ એ કેવળ વૃથા પ્રયાસ છે, અને ભસ્મમાં ઘૃત હોમ્યા બરાબર છે.**

બીજી રીતે વિલોકતા પણ આની આ વાત સિદ્ધ થાય છે. હૃદય અને બુદ્ધિ એવા બે તત્વો દરેક માણસને પોતાના દેહમા અનુભૂત છે એ બન્નેનુ સ્વરૂપ અને તેની વિલક્ષણતા પણ દરેક વિવેકીને જ્ઞાન છે. એમા હૃદય એ અધિષ્ઠાન છે—મૂળ છે. અને બુદ્ધિ તેમા અધ્યસ્ત—વિવર્ત ભૂત છે. બુદ્ધિ ગમે તેટલી બલવની હોય તો પણ તે આખરે પરિચ્છિન્ન એટલે એનુ ફળ પણ પરિચ્છિન્ન જ. તેમજ એ બુદ્ધિનુ નિયામક કોઈ તત્વ ન હોય તો સત્યની શોધમાને શોધસાજ એ શૂન્ય મંડલમા ભમ્યા કરે અને એનો છેવટ કંઈ પત્તો જ ન લાગે પણ એનુ જો હૃદય જેવું કોઈ નિયામક હોય તો આખરે થાકીને પાછી પોતાને ઘેર આવે આ વાત ઉપનિષદોમાં ઘણું ઠેકાણે અનેક દૃષ્ટાંતો આ-

પીને સિદ્ધ કરેલી છે જેવો હૃદયનો અને બુદ્ધિનો સબંધ છે તેવોજ શાસ્ત્રનો અને તર્કનો સબંધ છે હૃદયસ્થાને શાસ્ત્રને મૂકો, અને બુદ્ધિસ્થાને તર્કને મૂકો અને વિચારી જુઓ કે શાસ્ત્રવિના તર્ક કશુ પણ નિશ્ચયાત્મક સિદ્ધ કરી શકે? તર્ક એટલે એક માણસનો—વ્યષ્ટિનો—અનુભવ જન્ય વિચાર, અને શાસ્ત્ર એટલે સર્વજનીન—આખી સમષ્ટિનો—અનુભવ જન્ય વિચાર સમષ્ટિ એ વ્યષ્ટિનુ નિયામક હોયજ અને છે તાત્પર્ય કે શાસ્ત્ર નિયામક છે અને તર્ક નિયમ્ય છે ધર્મ એ શાસ્ત્રનો વિષય છે કારણ એ પ્રમાણાન્તરથી પ્રાપ્ત નથી અને તદ્વ્યતિરિક્ત જેટલુ રાજ્યાદિ છે તે સર્વ તર્કનો વિષય છે ત્યા જો તર્ક, શાસ્ત્રથી નિયમિત ન હોય, તો કેવલ તર્કમૂલક જેટલી રાજ્યકીય વા સામાજીક, નૈતિક વા તાત્વિક પ્રવૃત્તિ તે સર્વ વૃથા સમજવી, અને પરિણામ એજ આવે કે કોઈ વાતનો નિશ્ચય જ નહિ પાશ્ચિમાત્ય ઘણા ખરા શાસ્ત્રોમા આપણે આવીજ વ્યવસ્થા જોઈએ છિએ, તેનુ કારણ એજ સમજાય છે કે તે તે શાસ્ત્રાની પ્રવૃત્તિ કેવલ તર્કમૂલક જ છે, તેથી અર્ધ સત્યજ એમને હાથ આવેલુ હોય એમ લાગે છે કારણ ધર્મવિરહિત તર્કમા પણ શાસ્ત્ર છે, બુદ્ધિમા પણ હૃદય છે જ, કારણ શાસ્ત્ર તેમજ હૃદય સર્વજનીન હોઈ સર્વમા વ્યાપક છે એટલે તર્ક તેમજ બુદ્ધિમા શાસ્ત્ર અને હૃદય છે જ આ બાબતનો સપૂર્ણ વિચાર કરતા સમજાશે કે પ્રવૃત્તિ માત્ર ધર્મમૂલક જ હોવી જોઈએ અને એમ હોય તોજ યથેષ્ટની પ્રાપ્તિ થાય એથી વિપરીત વા કાઇક અશે ન્યૂનાધિક પ્રવૃત્તિ જ્યા દૃષ્ટિગોચર થાય છે ત્યા યથેષ્ટ પ્રાપ્તિ પણ તત્તદશમા ઓછી વત્તી દેખાય છે

આ ઉપરથી સમજાશે કે ધર્મ સાર્વજનિક છે એટલે ધર્મ દરેક દરેકબાબતમા ઉપકારક છે, સર્વનુ મૂળ છે એના વિનાનુ સર્વ પાયાવિનાના પ્રાસાદ બરોબર કહેવાય પણ અહિં એટલુ યાદ રાખવુ કે ધર્મ શબ્દ સામાન્ય ધર્મના અર્થમા સમજવો કારણ કે વિશેષ ધર્મ સર્વનો જુદો છે અને હોવો જ જોઇએ નહિ તર વ્યવહાર જ ન સભવે પ્રવૃત્તિ જ બધ પડે અને સર્વ અસ્તવ્યસ્ત થઈ જાય સામાન્ય ધર્મ, શાસ્ત્રોનો, મનુષ્યોનો, ગ્રથોનો, સપ્રદાયોનો વાડાઓનો, સસ્થાઓનો અને અનેક વિધ માર્ગોનો એક છે, અને હોવો જ જોઈએ, કારણ તે મનબુદ્ધિના પ્રદેશની બહાર છે જ્યા ભેદનો સ્વપ્નમા પણ અવકાશ નથી એવીજ સર્વજનીનતા અત્ર વિવક્ષિત છે ગીતાદિ શાસ્ત્રોમા પણ આનીજ પ્રશસા છે, આમાજ સર્વનુ મૂળ છે જન્મ, સ્થિતિ અને લય પણ આમાજ છે એને જ અર્થે વિચાર માત્ર છે આચાર માત્ર વિશેષ ધર્મમા—બાહ્ય ધર્મમા—સપ્રદાયોમા સમાયેલો છે મૂળ સિદ્ધાત—સામાન્ય ધર્મને અર્થે વિચાર છે બાહ્ય ધર્મને અર્થે—વિશેષ ધર્મની પ્રાપ્તિને અર્થે—સપ્રદાયો છે આજ પ્રમાણે સપ્રદાય માત્રની એકતા છે બીજી કોઈપણ રીતે એ સભવતી નથી ... છે એ

અર્થમાં शूने चैव श्वपाके च पंडिताःसमदर्शिन. ॥ પંડિતોનું પ્રાણિમાત્રમાં **સમદર્શિત્વ** છે, પણ યાદ રાખવું કે **સમવર્તિત્વ** નથી. દર્શન અને વર્ત્તનમાં જેટલો ફેર છે તેટલોજ વિચાર અને આચારમાં છે અહિંજ ઘણા લોકો ભૂલ ખાય છે અને ગીતા જેવાં ઉત્તમ શાસ્ત્રને વૃથા નિંદે છે અને બાહ્યાચારો, જે કેવળ પ્રપંચના ધર્મો છે તેમાં એકવાક્યતા કરવા મથે છે. તે થઇજ ન શકે અને થવી ન જ જોઈએ. એનું નાનાત્વ તો અખંડજ રહેવાનું, કારણ કે એ માયાનુ પરિણામ છે. પણ ખરી એકતા જ્યા સાધવાની છે તે સામાન્ય ધર્મમાં છે. જે માયાનું પણ મૂળ અને નિર્વાહક છે. તેનાવિના માયા પણ કાંઇ રહેતી નથી. જે માયાને પણ સત્તા અને સ્ફૂર્ત્તિ આપનાર છે.

(અપૂર્ણ)

---

श्री

# क्षात्रधर्मप्रकाश.

અથવા

## आलोरनी अबला.

### અંક ૨ जो.

### પ્રવેશ પહેલો.

સ્થળ મહારાણીનુ શય્યાભવન

(મહારાણી શય્યાપર પડયા છે લલના અને મંત્રી ખેદા છે)

महाराणीः—મંત્રી! મ્હને હવે વધારે સમજાવવાની જરૂર નથી વીતી ગયેલી વાતોને સંભારી હૃદયને મિથ્યા દુઃખ આપવા હવે હું ચહાતી નથી. ભૂતકાળને ભૂલી વર્તમાનકાલની સ્થિતિ ઉપર હવે મ્હારૂ લક્ષ્ય છે છતાં હૃદય! તું કેમ અસ્થિર થાય છે! (આસુ લ્હોતાં લ્હોતા) જોઉં છું તો મંગળની હવે જરાયે આશા નથી વિધાતા વિમુખ થયા વિના કોઇની આવી દશા થાય છે! હા! જે ઐરાવત હાથીએ અનેક ઘોર સંગ્રામોમા સ્વર્ગવાસી મહાત્માને શોભાવ્યા હતા, અને જે હાથી હજારો બાણે ઘાલય થયા છતાં એક ડગલુ પણ પાછું ભરતો નહોતો, તેજ આજે એક સાધારણ તીર વાગતાં રણથી ભડકી પાછો ભાગ્યો ને નદીમાં ડૂબી મુઓ! સ્વદેશની સ્વાધીનતા જ જેનુ વ્રત હતું ક્ષાત્રશૌર્યજ જેને જીવનથી અતિપ્રિય હતું, ને મ્હોટી મ્હોટી આપત્તિઓમાં પણ જે સદા સ્થિર રહેતી હતી તે સેનાજ આજે રણથી નાશી આવી!

અને લોહીથી ર ગાયેલા કેશરિયા વસ્ત્રોવાળા સ્વગવાસી મ્હાગ તને સેનાને સમજાવવાનો સમય પણ ન મળ્યો! હાય! ગ મવિનુ વૃક્ષ ક્ષુદ્રપ્રાણીથી ઉખડી ગયુ મ્હારા ત સ્વગવાસીજ થયા! વિધાતાની પ્રતિકૂળતા વિના આવુ બને! સ્મરણ કરતા પણ હૃદય ભેદાઇ જાય છે મ્હારા તએ પડેજ જે બાળની શૂરવીરતા જોઇ જયસિંહ નામ પાડયુ હતુ તે કુમારજ પીઠ દેખાડી કાયર પેઠે પલાયન કરી ગયો! હાય! આ મો અદૃષ્ટનુ ફળ છે, દૈવનો કોપ છે (આખમાથી બે ટીપા પડે છે)

મત્રી —(મનમા) નારીના હૃદય સ્વાભાવિક રીતેજ કોમળ હોય છે દયા, મમતા, સ્નેહ, પ્રેમ વગેરે ભાવો એ કોમળ હૃદનના નિત્યધર્મો છે ખરે, સ્વાભાવિક ધર્મોનુ ઉલ્લઘન કોણ કરી શકે છે? (પ્રકાશ) માતુશ્રી! ફરી અધીરા થઇ ગયા? શોક કરવાનો આ સમય છે? હમણા તો શત્રુની સામે ઉભા રહી જે કર્તવ્ય છે તે કરીએ અશ્રુપાત કરવાનો તો પછી ઘણોયે સમય મળવાનો છે

મહા —યથાર્થ છે, મ ત્રીવર! અશ્રુપાતનુ ફળ શુ? ચાલો મ્હારા હૃદયમદિરને કર્તવ્યજ્ઞાનના કમાડથી બ ધ કરૂ છુ, અશ્રુપ્રવાહને અટકાવુ છુ બોલો આ સમયનુ કર્તવ્ય શુ? (સ્થિર થઈ શય્યાપર બેસે છે)

મત્રી —મ્હ રા વિચારમા તો યુદ્ધ આવે છે

મહા —"મ્હારા વિચારમા" એમ શામાટે કહો છો? અહીં યુદ્ધનો વિરોધી કોણ છે? હજુ પણ યુદ્ધની જરૂર ન સ્વીકારે એવો કાપુરૂષ અહીં કોણ છે? મ ત્રીવર! જો એવો કોઈ કાપુરૂષ અહીં હોય તો તેને જાહેરી સ ભળાવી દો કે સિ ધુદેશ એ એવાને રહેવાની જગ્યા નથી જાઓ એવા કાપુરૂષોએ આ દેશનો ત્યાગ કરો

મત્રી —નહિ, અહીં યુદ્ધનો વિરોધી કોઈ નથી

મહા —તો પછી "મ્હારા વિચારમા" એમ કહેવાનુ કારણ શુ? ત્યારે એ શ ? શુ તમે મ્હારે માટે કહો છો? શુ હુ યુદ્ધ માટે તૈયાર નથી? કદાપિ સિન્ધુદેશનો એકે માણસ મ્હારી સહાયતા નહિ કરે તોયે યવનોની સામે રણક્ષેત્રમા ઉતરવા હુ એકલી પણ તૈયાર છુ આ વાત કદી મિથ્યા થવાની નથી

મત્રી —આ ર ાજ્યમા એવો મૂર્ખ કોણ હશે કે જે આપની વીરતામા સંદેહ કરે?

મહા —ત્યારે તમારા વાક્યનુ તાત્પર્ય શુ?

मंत्रीः—તાત્પર્ય એ કે યવનસેનાપતિએ સલાહ કરવા દૂત મોકલ્યો છે

महाः—( આશ્ચર્યથી ) અહો! કેવી ઉલટી વાત? રણમા જીત મેળવી છતાં સલાહનું કહેણુ મોકલવાનું કારણુ? ખરે, લુચ્ચાઈ એ નીચહૃદયી યવનોનું ભૂષણુ છે. એટલે આ સલાહનું કહેણુ પણુ કોઈ પ્રકારની લુચ્ચાઈ વિનાનું નહિ જ હોય

मंत्रीः—કદાપિ લુચ્ચાઈ ન યે હોય. કારણુ યવનલોક આ દેશમાં કાંઈ રાજ્ય સ્થાપવાની લાલચે આવ્યા નથી. એ બધા લૂટારા છે ભારતભૂમિનું ઐશ્વર્ય લૂટવું એ એમનો મુખ્ય વિચાર લાગે છે.

महाः—તો જીત મેળવ્યા પછી સલાહનું કહેણુ શામાટે મોકલે? જીત મેળવનારા, શત્રુની તમામ મિલકતના ધણી થાય છે. બધુ ઐશ્વર્ય એમનું જ થાય છે. તો સલાહ કરવાનું કારણુ શુ?

मंत्रीः—યવનસેનાપતિએ રણમાં તો જો કે વિજય મેળવ્યો છે તોપણુ ક્ષત્રિયોનું પરાક્રમ સ પૂર્ણરીતે તે જોઇ ચૂકયો છે. સમજી ગયો છે કે ઈશ્વરની કૃપાવિના અહીં જય કે ઐશ્વર્ય મળવાની આશા નથી· એ એમ પણુ સમજ્યો લાગે છે કે હજુ મ્હારો રસ્તો નિષ્કંટક થયો નથી.

महाः—તો સલાહ કરી હું એનો રસ્તો નિષ્કંટક કરવા ચહાતી નથી. યવનોના જયમાર્ગમાં તો સદાકાળ કાંટાજ રહેશે. અને એ કાંટા દૂર કરવામાં મહમ્મદ કાસમનું શરીર જશે તોપણ માર્ગ સારો થવાનો નથી. અરે આર્યધર્મનો ઉચ્છેદ કરનાર મ્લેચ્છો સાથે સલાહ! નારીજાતિની લાજ લૂટનાર, અરે! માતૃભૂમિનું દ્રવ્યરૂધિર ચૂસનાર, પામર યવનો સાથે સલાહ! રે! આ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો એ વાત બનવાની નથી યવનોએ ક્ષત્રિયવીરપુરૂષોનાં પરાક્રમ તો દીઠાં છે અને હવે ભલે ક્ષત્રિયવીરનારીઓના પરાક્રમ પણ જુએ. મંત્રી! ત્હમે રાજ્યના તમામ વીરપુરૂષોને આ રણમહોત્સવ શોભાવવાની કંકોત્રીઓ મોકલો અને આપણા રણધીર સેનાપતિને રણવાદ્યોના ટંકાર સાથે સર્વે પ્રજાવીરોને નોતરાં દેવા કહો. હું મંત્રણુ ગૃહમા જઈ યવનદૂત સાથે વાત કરૂ છુ.

मंत्रीः—જેવી આજ્ઞા આજ્ઞા પ્રમાણે વર્તવા રજા લઉં છુ. (જાય છે)

## પ્રવેશ બીજો

સ્થળ—આમ વગેરે

(મહારાણી ને રત્નના બે ત્રણ દાસીઓ ને શસ્ત્રધારીઓ ઉભેલ છે અને યવન એલ્ચીને લઈ મંત્રી પ્રવેશ કરે છે)

एल्ची —(ઓરડામાં પેસતા) ફતેહ થાઓ ખલીફાની ફતેહ થાઓ બગરાંગ શાહનશાહની ખલીફાસાહેબ દામઈકબાલ ના સિપહસાલાર મહમ્મદ કાસિમના ફરમાનથી આ ગુલામ હાજર થયો છે

महा —(મનમાં) ક્ષત્રિયવીરોના મંદિરમાં યવનોનો જયનાદ આજે અત્યન્ત અસહ્ય લાગે છે ઈચ્છા થાય છે કે આ ઘડીએ એને યમનગર મોકલું પણ એ દૂત હોવાથી અવધ્ય છે વળી એનો અપરાધ શો? ધણીનો જયનાદ બોલવો એ નોકરનો ધર્મ છે (પ્રકાશ) દૂત! યવનસેનાપતિએ તમને જે આજ્ઞા કરી હોય તે નિશ્ચંકપણે બોલો

एल्ची —હમારા સિપહસાલાર સાહેબની હુકમ એવી મરજી છે કે રૈયત ઉપર જુલમ ન કરવો, તો જ્યારથી મહિપરાજા માર્યા ગયા ને આપના ફરજંદ નાસી ગયા ત્યારથી આપને લાજમ છે કે શાહનશાહની તાબેદારી કબુલ કરવી

महा —અમારૂં જે કર્તવ્ય છે તે અમે જાતેજ વિચારી લેશું યવનસેનાપતિને એ માટે ચિન્તા કરવાની કાંઈ જરૂર નથી ક્ષત્રિયનારી યુદ્ધમાં કાંઈ અસમર્થ નથી

एल्ची —પણ હમારા સિપહસાલારજી આપ સાથે જંગ કરવા નથી ચહાતા ઓરતોની સાથે જંગ કરવામાં કાંઈ બહાદુરી નથી જે કામમાં ફતેહ મેળવવા છતાં બદનામી થાય એવા કામમાં કયો અકલમંદ શખ્સ હાથ નાખે?

महा [1]—જો સ્ત્રીઓ સાથે જંગ કરવામાં આટલું બધું બદનામ થતું હોય તો તમારા સાહેબ પોતાની સ્ત્રીઓને અમારી સામે લડવા શામાટે નથી મોકલતા? એ સ્ત્રીઓ આવી તમારા ખલીફાનો બદનામીમાંથી ઉદ્ધાર કરશે

एल्ची —હમારી ઓરતો બેશરમ નથી એ પર્દાનશીન છે મરદોની માફક એ જંગ નથી કરતી

रत्ना —તો તમે જઈ સેનાપતિને કહો કે "તમે પોતે સ્ત્રીવેષ ધારણ કરી યુદ્ધમાં સામા આવો" બદનામી મટાડવાને આ સિવાય બીજો કોઈ રસ્તો નથી ક્ષત્રિયનારીની યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા તો કદિ બદલાવાની નથી

महा —દૂત! એ બહુ વાચાળ છે, એને અયોગ્ય યોગ્યનો વિચાર નથી એનું મુખ્ય કામજ હાસ્યવિનોદનું છે એટલે એના બોલવાથી નાખુશ થવાનું નથી

---

[1] સિપહસાલાર=સેનાપતિ

एलची:—(કાંઈક ક્રોધ ને તિરસ્કારમાં)મુસલ્મીન લોકો બેવકૂફ ઓરત જાતનાં વચનપર ભરોસો રાખતા નથી. હું ફક્ત આપના જવાબની ઇંતેજારી રાખું છું.

ललना.—(મનમા) અહો! સ્ત્રીજાતિપર યવનોને કેવી તિરસ્કારદૃષ્ટિ છે? આવા નીચ સાથે બોલવુ પણ અયોગ્ય છે.

महा:—દૂત! જો યવનસેનાપતિ સ્ત્રીઓસાથે લડવા ચહાતા નથી તો ઘટે છે કે એમણે આ દેશનો ત્યાગ કરવો.

एलची:—હા.. બેશક. એમાં એ રાજી છે. પણ તે પ્હેલાં આપે બે શર્તો મંજુર કરવી પડશે.

महा:—શી શરતો?

दूत:—પ્હેલાં તો આપે જંગનો ખર્ચ અને હરસાલ ખંડણી કબુલ કરવી પડશે. વળી બસરાના શાહન્શાહની તાબેદારી પણ મંજુર કરવી પડશે.

महा:—ક્ષત્રિયનારી બીજાની કૃપાથી મળેલું તુચ્છ પરાધીન રાજ્ય લેવા ચહાતી પણ નથી અને મુલ્ય આપી, દાસત્વ સ્વીકારી, સ્વદેશની સ્વાધીનતા લૂટાવતી પણ નથી. એ તો કેવળ તીક્ષ્ણશસ્ત્રની સહાયતા થીજ જન્મભૂમિની રક્ષા કરે છે, ને જ્યારે શસ્ત્રથી તે હારી ત્યારે તેનું જીવન પણ પુરૂં થયું સમજવું.

एलची:—જો આ શર્ત આપે નામંજુર કરી તો બીજી શર્ત મંજુર કરો. એથી પણ હમારા સિપહસાલાર સાહિબની મ્હેરબાની આપ પર રહી શકશે. મુસલ્મીન લોકોનો હુમલો આ મુલ્કપર ફક્ત દોલત હાંસલ કરવાની ખાએશથીજ થયો નથી પાકદીનનો ઝુંડો ફેલાવવાની પણ ખાસ ફરજ છે. હમારા સિપહસાલાર સાહિબની ખાએશ છે કે ત્હમે હમલોકોનું પાકમજહબ કબુલ કરો. કાફરો પર રહેમ કરવી એ મુસલ્માની મજહબમાં ગેરવાજબી છે.

महा:—આર્યવીરો તલવારને જોરે ધર્મનો ફેલાવો યે કરતા નથી, તેમ તલવારને ભયે ધર્મનો ત્યાગ પણ કરતા નથી. પરધર્મ સ્વીકારવો એ કરતાં સ્વધર્મમા પ્રાણ ખોવો એ હજારવાર શ્રેષ્ઠ છે.

एलची:—આપ કોઈ શર્ત મંજુર ન કરો તો મ્હારે લાચારીથી હજુરઅલીનો આખરનો હુકમ સંભળાવવો પડશે.

महा:—ભલે, નિસ્સંદેહ બોલો. ક્ષત્રિયનારી આવી તુચ્છવાતોથી કદિ બ્હીતીનથી.

एलची:—હજુર સિપહસાલાર સાહેબનો એવો હુકમ છે કે આપ કોઈ શર્તપર રાજી ન હો તો હમે આલોર શહેરના જલદી ધણી થશું. આ મ્હેલને ખોદી બાળી નાબુદ કરશું. શેતાની હિંદુધરમની તમામ

મૂરતીઓ ને મદિર તોડી ફોડી નાખીશુ અને કાફરોની ખુબ સુરત ઓરતોને કેદ કરી હજરતતવીફા દામઇકબાલહૂની ખિદમતમા રવાના કરીશુ

**મહા**—દૂત! ત્હમારા સેનાપતિએ એમને ઘટે એવીજ વાત કહી યવનો કેવ જુલ્મગાર છે, કેવા નીતિવાળા છે એ તેમના વચનપરથીજ સિદ્ધ થાય છે વળી એ સ્ત્રીજાતિનો કેવો સત્કાર કરે છે એ પણ જણાઈ જાય છે પરતુ (ક્રોધમા) એની કે એના ખલિફાની યે તાકાદ નથી કે તે પોતે જાતે ક્ષત્રિયકન્યાની સન્મુખ ઉભો રહી આવી વાત કહી શકે ને કહે તો તરતજ એનુ માથુ ને ધડ જુદુ થઇ જાય દૂતને મારવો અયોગ્ય છે તેથીજ ત્હારા આ વચનો સાભળી રહી છુ (મહાક્રોધમા) બસ, તુ અહીંથી જલ્દી જઈ એ નારીજાતિના અપમાનકારને કહે કે અર્ધાંગનાઓનો પણ અવિશ્વાસ કરી જનાનખાનામા કેદ રાખે એવા યવનો જેવા આ આર્યભુમિના ક્ષત્રીપુત્રો નથી અને સુખના લોભથી કે પ્રાણના ભયથી પવિત્રપ્રેમ મર્યાદાનો ભગ કરી વાનરીઓ પેઠે ઘેર ઘેર નૃત્ય કરે એવીયવન પુત્રીઓ જેવી આ ક્ષત્રિય કન્યાઓ પણ નથી (ક્રોધા વેગમા કપતા) ચાહે તો આ આબૌર નગર આજને આજ બળીને ખાખ થઇ જાય કે ભય કર શ્મશાન ભૂમિ થઈ જાય તોપણ એક પણ ક્ષત્રીય પુરૂષ કે ક્ષત્રિયનારીના જીવતા તો આસ્થાન કદિ યવનોને તાબે થવાનુ નથી દૂત! હવે હું ત્હારા નીચવચનો વધારે સાભળી શકતી નથી તુ અહીથી જલદી બહારજા, ને ત્હારા નીચ સેનાપતિને કહે જે કે જલદી યુદ્ધ કરવા તૈયારથા હુ હમણાજ ત્હારો સહાર કરવા આવુ છુ (સિહાસન પરથી તલવાર લઇ ઉભી થાય છે)

**एलची**—હુમારા ખાવિદ જગમા બીક ધરાવતા નથી ફક્ત ત્હમારા ખેર ખાતર મ્હને અહી મોકલ્યો હતો પણ બેવકૂફ લોકો જાતેજ આફતને બોલાવે છે

(ગવમા ચાલ્યો જાય છે)

•———

બીજું, આ વશીકરણ વિદ્યાને સ્થૂલ શરીર સાથે કશો સંબંધ નથી, પણ તેને બધો સંબંધ સૂક્ષ્મ શરીરની સાથે મહાત્મા વ્યાસજીએ જોડેલો છે. એટલે આજીવિકાને માટે સ્થૂલ શરીરે ઉદ્યમ કરતા છતાં પણ આપણી આ વશીકરણ વિદ્યા પ્રથમની વશીકરણ વિદ્યાની પેઠે મેળવી નહિ શકાય તેવી નથી, પણ મેળવાય તેવી છે. ભગવાન્ મહાવ્યાસ પણ પોતાના વશીકરણને ત્રિલોકીમાં તેના સમાન, બીજું વશીકરણ નથી એ પ્રમાણે કહે છે. આ વશીકરણ વિદ્યા જેનુ હૃદય-શુદ્ધ નિર્મળ અને ઉંચું હોય તેવાં મનુષ્યોથી સધાય તેવી છે. સહવાસમાં આવતાં તમામ મનુષ્યો જે માણસને વશીભૂત હોય અર્થાત્ વશ થયેલા સમાના વર્તતા હોય તેમાણુસમાં ઉપરજણાવેલા અંતઃકરણના સદ્ગુણો હોવા જોઈએ કે જે ગુણોમાં આપણી વશીકરણ વિદ્યા છે.

પરંતુ આ વિશ્વની રચના જેવી વિચિત્ર છે. તે પ્રમાણે—કવિભારવિના શબ્દો માંજ બોલીએતો विचित्ररूपा. खलु चित्तवृत्तयः ॥ માનવ હૃદયની વૃત્તિઓનો પ્રવાહ પણ વિચિત્ર છે. અને એ વિચિત્રતાને લઇનેજ સંસારમાં ઘણે ભાગે વિચિત્રતા જોવામાં આવે છે. માનવ હૃદયની વિચિત્ર વૃત્તિઓથીજ વિવિધ સંપ્રદાયો થાય છે, એમ કહીએતો તેમાં કશું ખોટુ નથી. આ ઇશ્વરી લીલાવડે મનોહર દેખાતા વિશ્વમાં સારૂં છે તેમ નરસું પણ છે, પરંતુ બુદ્ધિ અને વિચારણા શકિત વડે ઉત્તમતા ભોગવતું મનુષ્ય પ્રાણી તે તો કેવળ સારાનુંજ સાથી છે અને સદાયને માટે સુખનો કીડો છે, તેનામાં આવો ગુણ ફકત ઇંદ્રિયોના અનિગ્રહથી અને વિષયવાસના વાળી વૃતિઓથી આવ્યો છે. અને તેથી ખરૂં અને અવિનાશી સુખ જે રસ્તે સંપાદન કરી શકાય છે, તેને જાણતાં છતાં—ઉત્પથ (અવળા માર્ગ) માં દોરાઈ તુચ્છ અને ક્ષણસ્થાયી સુખોમાં પ્રીતિ કરે છે. આ પણ માનવ હૃદયની વિચિત્રતાનું જ પરિણામ છે.

બીજુ માનવની મનોવૃત્તિઓનો પ્રવાહ જેમ વિચિત્ર છે. તે પ્રમાણે તેમાં સુખ મેળવવાની લાલસા પણ તેવીજ છે, અર્થાત્ વિચિત્ર છે. એટલે સઘળાં મનુષ્યોને સુખ મેળવવાની ઇચ્છા થાય છે, પણ બધાંને તે સમાન થતી નથી. કોઈને કોઈ વિષયમાં તો કોઇને કોઈ વિષયમાં પ્રીતિ હોય છે. અને તેઓ પોતાની ઈચ્છાને અનુકુળ એવાં સુખના સાધન મેળવવાને યત્ન કરે છે, તેમાં પણ વિશેષ વૈચિત્ર્યતો એ જોવામાં આવે છે કે "દીર્ઘ કાળે ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય તેના કરતાં થોડા સમયમાં સુખ મેળવાય તેવું હોય, તે તરફ વિશેષ આતુરતા રાખે છે" અને તેથી કેટલીક વેળા સરલ માર્ગ, અને સાચ્ચ સુખો મેળવી શકાંતાં નથી. આ પ્રમાણે તત્કાળ સુખ મેળવવા જતાં સરલ માર્ગ અને સત્ય સુખ ભૂલાય છે તેનો દાખલો નીચે છે.— (અપૂર્ણ)

(શાસ્ત્રી અમૃતલાલ કુંવરજી.)

## પરમમાન્ય ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ ગનડે

આ મહા કીર્તિવંત નરનું સ્વર્ગ ગમન થતા ક્યા આર્યને ખેદ ન થાય? ન્યાયમૂર્તિ રાનડેનુ યશોગાન તેમને સતે જેમ થતુ તેમ હવે પછી પણ આખા જગતખંડમા અહોનિશ થશે લોકહિતાર્થે જન્મ ગાળનાર પુરૂષોમાના અગ્રણી એ હતા બાલ્યાવસ્થાથીજ તેમણે પોતાની ઉત્કૃષ્ટ બુદ્ધિના કિરણો ફેલાવવા માડયા હતા તેમનુ યૌવન લોકહિતાર્થે રાજકીય પુરૂષોને સુમાર્ગે ગેવામા ગયુ હતુ ધાગસભામા થએલા કેટલાક કૃષિકારના લાભના કાયદાના બધારણમા તેમજ તેને અમલમા મૂકી સદુપયોગ કરી બતાવવાનુ કામ તેમનુ હતુ લોકમા સામાજીક સુધારણામા એમનો પરિશ્રમ અપરિમિત હતો પોતે ધર્મના અમુક વાડાના અભિમાની હોવા છતા પણ સાવત્રિક હિતમા વિશેષ ભાગ લેતા આવા પુરૂષ જતા વિદ્યા તથા સુધારણાના મંદિરનો માગ અંધકારમય થયો છે એ માર્ગે પ્રકાશ કરતો સૂર્ય અસ્ત પામ્યો છે ઉન્નતિની આકાક્ષા રાખતા યુવાન વર્ગના નાવને માર્ગદર્શક, દેશોન્નતિના પ્રાતઃકાળમા દર્શાયેલો શુક્ર અસ્ત થએલો છે એ પુનઃક્યારે ઉદય પામશે એ સમજાતુ નથી

---

## सौभाग्यवती बाइ केसरबाइनो स्वर्गवास

લખવાને અત્યંત દિલગીરી થાય છે કે શેઠજી કાનજી સુંદરજીના ધર્મપત્ની સૌ. બાઇ કેસરબાઇ પોતાની એકત્રીશ વર્ષની ટુંક વયમા સ્વર્ગવાસી થયા છે તે બાઇનો જન્મ સંવત્ ૧૯૨૬ ની સાલમા પરોપકારી શેઠજી ખટાઉ મકનજીને ઘેરે થયો હતો અને પોતાની યોગ્ય વયે, શેઠજી વસનજી ખીમજી, જેઓએ અમારી વેદધર્મ સભાના મંત્રી પદને શોભાવેલ છે અને હજુ જેઓ તે સભાના ઉચ્ચ ઉદ્દેશ માટે ઉત્સાહ દર્શાવે છે તેમના ભત્રીજા શેઠજી કાનજી સુંદરજી સાથે તે બાઇના લગ્ન થયા હતા તે બાઇની પ્રજામા બે પુત્ર અને એક પુત્રી છે તેમના અકાલે પરલોક ગમનથી તેમના કુટુંબમા એક ખોટ પડી છે તેઓ સ્વભાવે શાંત ધર્મશીલ હોઇને પોતાનુ ઘર ઢાકી બેઠા હતા તેમના સ્વર્ગવાસથી તેમના પિતાના કુટુંબમા તેમજ સસરાના કુટુંબમા

---

ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે સ્વર્ગવાસી થયા, સંવત્ ૧૯૫૭ ના પોષ વદી ૧૧ ને વાર બુધ

અત્યંત દુખ થાય એ સ્વભાવિક છે, પરંતુ ઇશ્વરના ઘર આગળ મનુષ્યપ્રયત્ન વૃથા છે, માટે તેમના સગા સ્નેહીએ જગત મિથ્યા છે એવી જ્ઞાન દૃષ્ટિથી આ વ્યવહાર નિહાળવા શિવાય બીજો ઉપાય નથી. તે બાઇનો અમર આત્મા સ્વર્ગનું અનંત સુખ ભોગવો— તથાસ્તુ.

---

## વેદધર્મ સભાને મળેલી ભેટ



શેઠજી મથુરાંદાસ હીરજીના વિધવા બાઈ પ્રેમકુંવર, જેઓ શેઠ ઠાકરશી નારણજીના પુત્રી થતા હતાં, તેમના પૂણ્યાર્થે તેમના ટ્રસ્ટી તરફથી રૂ. ૨૬૦) અંકે બસોસાઠ વેદધર્મસભાને ભેટ તરીકે મળેલા છે. તે રકમ સભાના અનામત ફંડમાં જમા થઈ તેના વ્યાજનો સભાના ધાર્મિક કાર્યમાં સદુપયોગ થશે.

# स्वर्गवासिनी भारतेश्वरी



# महाराणी श्री विक्टोरिया.

# भारतेश्वरी महाराणी श्रीविकटोरियाना दुःखद मृत्युसमये शोकोद्गार.

हे आल्बर्ट महीमहेंद्र भवतां मातुस्तु विक्टोरिया ।
संज्ञायाः परलोकवासमधुना श्रुत्वातिखिन्नाशयाः ॥
स्मारंस्मारमहो तदीय सुगुणान् लोकास्तु शोकाकुला ।
वर्षन्त्यश्रुजलान्यविश्रमलवा आराजरंकं मुहुः ॥ १ ॥
वर्षेस्मिन् मुनिबाणनंदवसुधा ( १९५७ ) संख्ये च माघाभिधे ।
मासे शुक्लदले कुजेन सहिता जाता द्वितीया तिथिः ॥
सर्वेभ्योप्यतिदुःखदा यतइह श्रीस्वर्गवासिन्यभूत् ।
हा हा श्रीविकटोरियाभिधमहाराज्ञी दयार्द्राशया ॥ २ ॥
हा हा भारतवासिनां सकरुणा श्रीधर्ममाताऽधुना ।
निःसीमप्रणयामृतार्द्रहृदया याता पदं शाश्वतं ॥
सर्वे भारतवासिनस्ततइमे खिद्यामहे हा वयं ।
क्वैतां श्रीविकटोरियां पुनरहो द्रक्ष्यामहे मातरम् ॥ ३ ॥
ख्याता भारतभूर्यया सनयया राजन्वतीयं प्रजा ।
यस्याएव दयादृशा गतभया निःसंख्यसौख्यान्विता ॥
सद्विद्याभ्युदयान्विता च सुकलाकौशल्यशालिन्यभूत् ।
प्राप्ता सा विकटोरिया शिवपदं श्रीराजराजेश्वरी ॥ ४ ॥
प्रतिपुरमनुपत्तनं विशालाः ।
स्फुरदुरुसद्गुरुवर्यरत्नमालाः ॥
इह तु परिलसंति पाठशाला ।
द्रुतसुपार्जितहृद्यविद्यबालाः ॥ ५ ॥
यदनुपमदयादृशा समंतात् ।
हरि हरि केसरिहिंदबीरुदा सा ॥
नयमयनयना गताधुना हा ।
सुरनगरं विकटोरियाभिधाना ॥ ६ ॥ युग्मं ॥
आपूर्वापरदक्षिणाविधपरितः कुर्वंत्यहो निर्भया ।
आनंदोत्सवशालिनोऽल्पदिवसैराराजरंकं जनाः ॥
भूमेः पर्यटनं दयामृतमयालोकेन यस्यास्तु सा ।
हा प्राप्ता विकटोरिया शिवपदं श्रीसार्वभौमेश्वरी ॥ ७ ॥
नष्टं हंत निजप्रजाप्रियहितेच्छुत्वं तु तन्निस्तुलं ।
मन्ये क्वापि मनोहराद्य करुणामूर्तिश्च हा खंडिता ॥

હે પૃથ્વીના મહેંદ્ર આલબર્ટ! આપના માતા વિક્ટોરીયાનો પરલોકવાસ હમણા સાભળીને, રાજાથી માડી રક પર્યંત સવ લોકો ખિન્ન અત કરણવાળા થયા છે, અને તેણીના સુગુણોને સભારી સભારીને શોકથી આકુળ થઇ, એક લવની પણ વિશ્રાતિ વિના વારવાર અશ્રુના જલ વષાવે છે–૧–

સવત્ ૧૯૫૭ ની આ સાલના માઘ માસના શુક્લ પક્ષમા, મગળ વારને દિવસે આવેલી દ્વિતિયા તિથિ સવ કરતા અધિક દુ ખદા થઈ છે, કારણકે દયામય અત કરણવાળા મહારાણી શ્રી વિક્ટોરીયા તે દિવસે સ્વર્ગવાસી થયા–૨–

હાય! નિ સીમ પ્રણય રૂપી અમૃતથી આર્દ્રહૃદયવાળા, અને કરૂણાળુ એવા ભારતવાસી જનોના ધમમાતા શાશ્વતપદને પામ્યા, તેથી અમે સવ ભારત વાસીઓ ખેદ પામીએ છીએ કે માતુશ્રી વિક્ટોરીયાના દશન ફરીથી અમોને કયા થશે?–૩–

નીતિનિપુણ જે મહારાણીને લીધે, આ ભરતભૂમિ રૂડા ગજા યુક્ત છે એમ પ્રસિધ્ધ થઈ હતી, જેની દયાદૃષ્ટિથી ભરતખડની પ્રજા ભયરહિત થઇને અસખ્ય સુખ પામી છે, સદ્વિદ્યાના અભ્યુદયને પામેલી છે, અને સારા કલા કૌશલ્યમા નિપુણ થઈ છે, તે રાજરાજેશ્વરી વિક્ટોરીયા શિવપદને પામ્યા છે–૪–

જેની અનુપમ દયાદૃષ્ટિથી ચારે તરફ દરેક ગ્રામ અને શહેરમા વિશાળ પાઠશાળાઓ સ્થપાણી છે, જેમા પ્રખ્યાત ઘણા સદ્ગુરૂની રત્નમાળાઓ ભરેલી છે, અને જેમા મનોહર વિદ્યા, બાલકો ત્વરાથી શીખી લે છે, હરિ હરિ તે કૈસરેહિંદ બીરૂદવાળા અને જેના નેત્રોમાથી નીતિ ઝળકતી એવા મહારાણી વિક્ટોરીયા, સુરનગર તરફ હમણા સિધાવ્યા છે–૫–૬–

જેની દયામૃતમયી દૃષ્ટિથી, રાજા અને રકજનો નિર્ભયતાથી અને આનદ ઉત્સવ સાથે, પૂવ પશ્ચિમ અને દક્ષિણ મહાસાગરની આસપાસ થોડા દિવસોમા પૃથ્વીનુ પયટન કરી શકે છે, હાય! તે સાવભૌમેશ્વરી વિક્ટોરીના શિવ પદને પામ્યા છે–૭–

શ્રી ચક્રવર્તિની મહારાણી વિક્ટોરીયા સ્વર્ગમા જવાથી, ખેદની વાત છે કે અતુલ એવુ નિજપ્રજાના પ્રિય હિતેચ્છુપણુ નાશ પામ્યુ છે, હું માનુ છુ કે, અવર્ણનીય અને મનોહર કરૂણામૂર્તિ ખડિત થઈ છે અને અનન્યતુલ્ય અને સ્વચ્છ ચિતામણી મહાસાગરમા ડુબ્યો છે–૮–

चिंतारत्नमनन्यतुल्यममलं मग्नं महासागरे ।
याता श्रीविक्टोरिया सुरपुरं यत्सार्वभौमेश्वरी ॥ ८ ॥
नानातापनिवारणातिनिपुणं श्रीभारतक्ष्माभुजां ।
छत्रं हा पतितं सुशीतलतरच्छायं परेशार्पितं ॥
मूर्ता श्रीनृपनीतिरीतिरधुना नष्टा यतः स्वःपदं ।
प्राप्ता श्रीविक्टोरिया शिवशिव श्रीसार्वभौमेश्वरी ॥ ९ ॥
राजानोऽनुभवंति राज्यविभवान् युद्धानभिज्ञाशया ।
व्यापारानतिनिर्भया दिशि दिशि व्यापारिणस्तन्वते ॥
यस्याएव दयादृशात्र सुकलाकौशल्यमुज्जृंभते ।
सा प्राप्ता विक्टोरिया शिवपदं श्रीसार्वभौमेश्वरी ॥ १० ॥
धर्मस्तंभो विशीर्णो नयविनयदयौदार्यसौधो विदीर्णो ।
नष्टा सौशील्यशाला प्रलयमुपगता चार्थिनां कल्पवल्ली ॥
सर्वस्व सत्प्रजानां गतमवनिपते दैवत तत्तिरोभूत् ।
प्राप्तायां श्रीपरेशास्पदमतुलसुखं हंत विक्टोरियायां ॥ ११ ॥
आल्बर्ट प्रमुखां स्त्वदीय तनया स्तत्धर्मपत्नीस्तथा ।
त्वत्सन्मित्रवरांश्च मंत्रिनिकरान् सर्वास्तथा ते प्रजाः ॥
मातर्हे विक्टोरियेति सुकृतै स्तै स्तै स्त्वदीयैः सदा ।
तुष्टः श्रीपरमेश्वरः प्रतिदिनं पायाद्दयायाच्छिवः ॥ १२ ॥
विक्टोरिये भरतभूतललोकमातर् ।
मातस्त्वदीय तनयः सनयो दयालु. ॥
आल्बर्ट एप भवतीव निजाः प्रजाः नः ।
संपालयज्व्ययतु जीवतु चात्र लोके ॥ १३ ॥
पुण्यैर्मुदा विरचितै र्नितरामगण्यै ।
रम्या च तेऽतुलसुखानि सदानुभूयात् ॥
श्रीमत्परेश्वरपदे विक्टोरियाया ।
एतावदेव परमेश्वर मर्थयामः ॥ १४ ॥
माहेश्वरात्मजनुपोद्ध शशांकमौले ।
दासस्यवर्यगुरुकेशवधर्मसूनोः ॥
एतां कृतिं मम जटाशिवमिश्रमौले. ।
विक्टोरिया हृदि करोतु शिवालयस्था ॥ १५ ॥
महाराजश्रीरवाजिरपाठशालकशास्त्रिणा ॥
कृताः शंकरलालेन कविता पुष्पमालिकाः ॥ १६ ॥
मुनिशरनंदक्ष्मामित (१९५७) वर्षीये माघमासि शुक्लदले ॥
अष्टम्या शशिवारे कृतिरेषा निर्मिता मया भक्त्या ॥ १७ ॥

નાના પ્રકારના તાપ (દુ ખ) નિવારણ કરવામા નિપુણ, અતિશય શીતલ છાયા આપનારૂ અને પરમાત્માથી અર્પાયેલુ ભારતભૂમિના રાજાઓનુ છત્ર હાય! આજે પડયુ છે, આજે સાક્ષાત્ મૂર્તિમાન રાજનીતિરીતિ નષ્ટ થઇ છે, કારણ કે, શિવ શિવા તે સાર્વભૌમેશ્વરી વિક્ટોરીયા સ્વર્ગપદને પામ્યા છે-૯-

જેણીની માત્ર દયાદૃષ્ટિથીજ, આહુઆના રાજાઓ, જો કે યુદ્ધનુ દુઃખ જાણતા નથી છતા રાજ્યવૈભવનો અનુભવ કરે છે, અતિનિર્ભય વ્યાપારીઓ સ્વદેશમા વેપાર ફેલાવે છે અને સુકલા કૌશલ્ય વધે છે, હાય! તે ચક્રવાર્તિની વિક્ટોરીયા શિવલોકને પામ્યા છે-૧૦-

અરે! મહારાણી વિક્ટોરિયા અતુલગુણવાળા પરમાત્માના પદને પ્રાપ્ત થવાથી, ધર્મનો સ્તભ તુટી પડયો છે, નીતિ વિનય દયા અને ઔદાર્યનો મહેલ ઘસી પડયો છે, સુજનતાની શાળા નાશ પામી છે, અર્થિજનોની કલ્પવેલ પ્રલય પામી છે, સત્કર્મોનુ સર્વસ્વ ગયુ છે અને રાજલોકોનુ દૈવત તિરોહિત થયુ છે-૧૧-

હે માતા વિક્ટોરિયા! તમારા પ્રસિદ્ધ સત્કૃત્યોથી પ્રસન્ન થએલા શ્રી પરમેશ્વર શિવજી, મહારાજા આલબર્ટપ્રમુખ તમારા પુત્રોને, તથા તેમના ધર્મપત્નીઓને, તમારા સન્મિત્રોને, તમારા ભક્તિનમ્રજનોને અને તમારી સર્વ પ્રજાને પ્રતિદિન દયાથી પાળો-૧૨-

હે ભરતભૂતલલોકની માતા, માતુશ્રી વિક્ટોરિયા! તમારા રાજનીતિનિપુણ અને દયાળુ પુત્ર મહારાજા આલબર્ટ, તમારી પેઠેજ આ લોકમા, અમે જે તેની પ્રજા તેનુ ઘણાકાળ પર્યંત પાલન કરો જયને પામો અને ચીરજીવ રહો-૧૩-

હે માતા વિક્ટોરિયા! હમેશા હોંશેથી કરેલા અગણિત તમારા પુણ્ય કૃત્યોથી, શ્રી પરમેશ્વરના પદમા તમારો આત્મા અતુલ સુખ સદા ભોગવો એટલુજ અમે શ્રીપરમેશ્વર પાસે માગીયે છઇએ-૧૪-

ભટ્ટ માહેશ્વરના પુત્ર, શ્રી ચંદ્રશેખરના દાસ, ગુરૂવર્ય કેશવજી શાસ્ત્રીના ધર્મ પુત્ર અને રાજ્યગુરુના મિત્ર શાસ્ત્રી શંકરલાલની આ કૃતિ શિવાલયમા રહેલા મહારાણી વિક્ટોરિયા હૃદયમા લહો-૧૫-

મહારાજ શ્રીરવાજી રાજ પાઠશાળાના વિદ્યાગુરૂ, મોરબી નિવાસી શાસ્ત્રી શકરલાલે આ કવિતા રૂપી પુષ્પમાલા ગુથી છે-૧૬-

સવત્ ૧૯૫૭ ના માઘમાસના શુકલ પક્ષમા તિથિ આઠમ અને સોમવારે મેં (શાસ્ત્રી શંકરલાલે) ભક્તિપૂર્વક આ કાવ્ય રચેલુ છે-૧૭-

{નરમદાશંકર વિ પોપટ ભટ્ટ
ભાષાંતર કર્તા}

# आर्यधर्मप्रकाश

પુસ્તક ૧૯ મુ ]     ફાલ્ગુન, સંવત્ ૧૯૫૭.     [ અંક ૫ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥

### माया नदी.

( ફટકા. )

क्यारे महत्तत्वादिक मारी माया तुजथी जाय तरी,
हे मद्रूप धनंजय! तुजने हेतें वार्त्ता कहुं खरी.
ब्रह्मगिरिना शिखरें पहेलां संकल्पोना झरा छुटे,
बारिक बारिक पंचभूतना तेमांथी बुद्बुदो उठे.
कालगतिना वेगें सरता सृष्टि विषे आ ओघें वहे,
प्रवृत्तिमोक्ष–प्रचंडतीरो तोडी वधती नदी धसे.
त्रिगुण–मेघनी घन वृष्टिथी मोह–पूर भरपूर चडे,
यम नियमोना तमाम शहेरो खोदी नांखे आडधडे.
द्वेष–भमरीओ गरगर फरती मत्सर–वमळो त्यां फरता,
अहा! तळपता प्रमादादि आ ज्यां त्यां मत्स्यो लघु महा.
प्रपंच–वळेणुं घणुं जबर आ कर्माकर्मनी धार महा,
सुख दुःखोनां उछळे मोजां कोण थाय ते तरी परा.
बेट रतीनो, आवीने त्यां पछडाती मनसिजँ लहरी,
जीवरूप आ फसी पड्या छे पुंज तेमना जुओ जरी.
गाढ अहंपण–पवनो छुटता जोर मदत्रय दे तेने,
विषयोना कल्लोल उछळता एक पछीथी एक चेने.
उदय अस्तना लोढ उछळता जन्ममृत्युना गाध जळें,
देह–बुद्बुदो तेमां उठता पामे लयने अर्ध पळें.



૧ પરપોટા. ૨ પ્રવાહ. ૩ નદીનોવાંક. ૪ કામદેવ.

सम्मोहभ्रम–जळचर प्राणी धैर्यामिष ऊपर पडता,
अज्ञानज वमळो त्या निरखो गरगरगरगर गर् फरता
भ्रांतिना डोळा जळ ऊपर आस्था–भूमि आछि रही
रजोगुणें खळभळाट ऊठी दोड्ड ग्यो ज्यां सुरनगरी
सत्यलोकना बुरज फोडती ऊपर वही आवे नीचे,
धक्का मारी नीचे पाडे ब्रह्मलोकीने अर्धे कीचे
आज सुधी कंई उतार नांहि आ जळवेगे पाव रती,
आ मायानु पूर कोण मा ' तरी जनारो वीरमती
ध्यान राख तु ! नवल घणु छे, आ नद तरवाने जे जे,
करता जन बहु उपाय सघळा अपाय थई जाता ते ते
बुद्धि–भुजना बळथी धसता नाव नहिं मळतु तेने,
ज्ञानधरानां अगाध जळमां पडतां गर्व रह्यो केने
वेदत्रयनी करी गासडी वचको बांधी कांई धसे,
मद–झपना मुखमां जई पडता बुडी मरता कोई दिसे
मन्मथ साथे जई भेटता तरुणावस्था–भार भरी,
विषय–मगर चावे छे तेना हाडो भागी जाय मरी
वृद्धावस्था–जळनी साथे धीमे धीमे जाय धस्या,
मतिभ्रमना जाळामां जईने रुअे कैक जे फसी पड्या
शोक गेढ पर धीमे धीमे वधता कोई गरी पडता
क्रोध–ग्वाडमा, जेमाथी फरी ऊपर आवे नहिं कदा
मळता विपदारूप गीध जे चाचें बटकां ते भरतां,
कप थाय ने स्वेद छुटेछे मायानद वर्णन करतां
प्रापचिक धर्मो सर्वेनो त्याग करी मुज शरणे था,
अर्जुन बाधव ' मायानद तरी सुखमय सामे पारे जा

---

५ પ્રવાહ ६ માઠતુ ७ કામદેવ ८ ચોમાસામા જે જમીન ઉપર ચાલતાં મનુષ્યઅથવા પશુ ભાગી ઉતરી જાય તેવી જમીન

९ ॥ सर्व धर्मान् परित्यज्य मामेकं शरण व्रज ॥

# વ્યાસજીનું વશીકરણ,

(ગતાંકના પત્ર ૯૪ થી.)

એક મંદીર હતું અને તેમાં નિત્ય કથા પ્રસંગ ચાલતો હતો તેમાં સતી ધર્મનું આખ્યાન ચાલતું હતું. અને તેમાં બોધ એ પ્રમાણે કરવામાં આવતો હતો કે જે કોઈ સ્ત્રી "મારૂ દૈવત અને મારો ઇશ્વર તો મારો સ્વામીજ છે" એ પ્રમાણે જાણી અને મન, વાણી, અને કર્મ વડે તેનું સેવન કરશે, તે સ્ત્રી ત્રિભુવનમા શ્રેષ્ઠ ગણાશે અને તેને સ્વામીને વશકરવામાં બીજાં વશીકરણ કરાવવાની જરૂર નહિ પડે. શુક્રનીતિકાર પણ, સ્ત્રીએ પોતાના પતિને કેવી રીતે વશ કરવો તે સંબધે લખતાં ઉપર પ્રમાણેજ સૂચવે છે અને તે એકે—

कृषिपण्यादि पुङ्कृत्ये भवेयुस्ताः प्रसाधिकाः
संगीतैर्मधुरालापैः स्वायत्त स्तु पतिर्यथा ॥१॥

એટલે ખેડ કે વ્યાપાર આદિ જે જાતનો ઉદ્યોગ પોતાનો પતિ કરતો હોય તેમાં સ્હાય કરવી અને તે જ્યારે પોતાના ઉદ્યોગમાથી નિવૃત્ત થાય, તે વખતે સંગીત અને મધુર વાણી વડે—પોતાનો સ્વામી પોતાને વશ જેવા વર્તનથી થાય તે પ્રમાણે કરવું—પોતાના પતિને વશ કરવાનો આનાથી બીજો શ્રેષ્ઠ ઉપાય નથી—ઈત્યાદિ આખ્યાનપોષકવીચારો વાચનારં હજી આપેજ જાય છે,—તેવામાં તેજ મદિરના એક ખુણા તરફ કોઇ સત ઉતરેલા હશે, તેઓ ગાંજાની ચલમનો દમ લેતા વચ્ચે આ પ્રમાણે બોલી ઉઠયા; "મહારાજ! આપ બોધ કરો છો તે તો સત્ય છે. અને તે પ્રમાણે ઘણી સ્ત્રીઓ ચાલે છે તેમ છતાં કોણ જાણે પૂર્વ જન્મના વૈર ભાવથી, કે આ જન્મના દોષથી—તેણીઓને પોતાના સ્વામી તરફનો સતોષ મળતો નથી. અને તેથી તેવી સ્ત્રીઓ જીવિત પર્યંત પોતાનો સમય દુ:ખમાંજ અતિક્રમણ કરે છે. એ દુ ખમાંથી મુકિત તમારા ઉપદેશ પ્રમાણે ચાલવાથી નથી થતી.—મહારાજ! એટલુંતો નિશ્ચય કરી જાણુ જો કે સિદ્ધ મંત્રો વડે વશીકરણની સિદ્ધિ જેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે, તેવી તમારા બતાવેલા વશીકરણ વડે મેલવી શકાતી નથી. મારા ગુરૂના પાસે આવા અનેક પ્રયોગો હતા, આજે અમારામાં તો તેનો ગંધ પણ નથી. મારા ગુરૂજીમા સામર્થ્ય પણ અલૌકિક હતું—અને તેથી ઘણાં માણસોને પોતાના પ્રયોગથી તેણે સુખી કરેલા હતાં." આ પ્રમાણે મહારાજ બોલતા હતા તે બધથયા નહિ તેટલામા તો મહારાજે પણ કથા સમાપ્ત કરી; મહારાજની કથા અને સંતની ઉપકથાની સમાપ્તિ તો થઈ પણ તેના વડે પરિણામ વિલક્ષણ આવ્યું.

ભગજીનુ સાત્વિક વશીકરણ સર્વને નહિ પણ તેમાથી સ્ત્રીઓના મોટા સમુદાયને અણુગમતુ થયુ ભગજીનુ વશીકરણ તત્કાળ ફળ આપનારૂ છતા સ્ત્રીઓના મનપર તેવી અમર થઈ નહી, પણ તેથી વિરૂદ્ધ અમર થઈ, અને તેથી કેટલીક સ્ત્રીઓ પેલા સત પાસે ગઈ સર્વે મળીને પેલા સતને પોત પોતાને ઇષ્ટ એવા વશીકરણ કરી આપવાને માટે વિનતિ કરી મહાત્માએ કોઇને દોરા તો કોઈને માદળીયામા ય ત્ર અને કોઇને મ ત્રની ચીઠીઓ કરી આપી એ પ્રમાણે પોત પોતાનુ ધારવા પ્રમાણે કામ સપૂર્ણ થતા સવ સ્ત્રીઓ જેની જેવીશકિત તે પ્રમાણે, ગુરૂજીના કહેવાથી પણ કાઈ અધિક થાય તે પ્રમાણે સત્કાર કરી અને પોતપોતાના ઘર તરફ ગઈ

અહો! જુઓ તો માનવ હૃદયની નિર્બળતા! કે જેની હદ દેખાતી નથી નહિ તો કયા આય બાલાઓને આભષણ સમાન અને પરિચીત એવો શાસ્ત્રજ્ઞ કથાકારે સૂચવેલો વશીકરણ વિચાર અને કયા અપરિચિત સતના જોગ વાગા યત્ર, અને માદળીયા? પ્રભુએ માનવતાને ઉચિત બુદ્ધિ અને વિચારણા શક્તિ એ બન્ને આપેલા છે, છતા તેમાથી કોઇએ પણ એટલોએ વિચાર કર્યો નહિ કે, બન્ને વશીકરણો છે, પણ તેમા એક વશીકરણ જે કથાકારનુ છે તે આપણે જે સજીવ છીએ તેવડે સાધીશકાય તેવુ છે અને બીજુ વશીકરણ બાવાજીનુ તે નિર્જીવ દોરા કે ધાતુના મા ળીયામા લખેલા કાગળોથી સાધી શકાય તેવુ છે ત્યારે સજીવથી સિદ્ધ થતા વશીકરણમા આપણને કશો સાર દેખાતો નથી તો આ નિર્જીવ પદાર્થાથી કરાવેલા વશી રણ વડે આપણે શા ઈચ્છિત ફલોને મેળવવાનાં હતા!

બાવાજીએ વિચાર કર્યા કે સર્વને વશીકરણ તો કરી આપુ છઉ, પણ સિદ્ધિ સ્વાધીન છે અને તેથી લોકોમા પોતાનો વિશ્વાસ જાય નહિ, તેનો વિચાર કરી અને પ્રત્યેક સ્ત્રીને એક પ્રમરનો નિયમ ધારણ કરવાનુ અને તે પ્રમાણે નિરતર ચાલવાનુ કહેતા હતા નિયમો પણ એવા કઠીણ બતાવતા હતા કે તેમા ભાગ્યેજ સ્ખલન (ભૂલ) થયા સિવાય રહે, અને તેમ કરવામા પેલા બાવાજીનો હેતુ 'પોતાનુ વશી રણ ખોટુ ઠરે નહિ, પણ વશીકરણ સિદ્ધ થાય નહી તેનુ કારણ નિયમ ભગ એજ ગણાય' એ હતો ભોળી સ્ત્રીઓ આપણા બાવાજીના પર ાર્થ સ્વરૂપને જાણી શકી નહિ, બાવાજીનુ સ્વરૂપ અતિશય દભવાળુ હતુ અને તેના ગભમા સઘળો ઢોગ રહેલો હતો આ તેના ગુપ્ત ઢોગને સ્ત્રીઓ સમજી શકી નહિ, અને છેતરાણી ભૂલમા પડી પણ ખરી રીતે જોઈએ તો તે સ્ત્રીઓનાની પ્રત્યે કને ભૂલાવનાર તેઓના શત્રુઓ હતા અને તે જાણી શકાય તેવી રીતે મધ્યમા થીજ તેઓના સહાયક થયા હતા તેમા પ્રથમતો કામ ક્રોધાદિ છ શત્રુઓમાનો

કામ રૂપ એક શત્રુ, તે સ્ત્રીઓની ઇચ્છા જ્યારે પોતાના સ્વામીઓને વશીકરણ કરાવી અને વશ કરાવવાની થઈ ત્યારે તેઓની સાથે થયો હતો. અને પછી જ્યારે તેઓના મનમાં એમ થયું કે બ્રાહ્મણે ઉપદેશ કરેલા વશીકરણ કરતાં વ્હેલું સુખ આપે તેવું વશીકરણ બાવાજી પાસે હોય તેમ જણાય છે, તો તે વશીકરણ કરાવવાથી, પતિ તત્કાળ વશ થવાથી તે સંબંધી સુખપણ વહેલું સંપાદન થાય! આમાં પણ તે સ્ત્રીઓનો સદ્ય સુખ મેળવવાનો એક પ્રકારનો લોભ હતો, અને તે લોભ પણ છ શત્રુમાંને એક શત્રુ છે એ પ્રમાણે લોભ અને કામે તેઓ ન જાણી શકે તેવી રીતે તેઓમાં ગુપ્તપણે વાસો કર્યો, અને સત્યમાર્ગ ભુલાવવા રૂપ શત્રુનું કામ કર્યું, જેથી તેઓના મનમાં એવી અસર ઉત્પન્ન થઈ કે કથાકાર કરતાં, બાવાજીનું વશીકરણ તુરતાતુરત લાભ આપનારૂ થશે. તેથી સઘળી સ્ત્રીઓમાંથી કેટલીએકે અયોગ્ય એવા વશીકરણના પ્રયોગો કરાવ્યા એ પરિણામ આવ્યું. અરે મનુષ્યો! તમે કેટલાં બધાં મોહમાં ઘેરાએલા છો કે જે મોહ તમને સ્વધર્મથી વિમુખ કરે છે! સ્વધર્મ છે તેજ સર્વ કોઈનો તારક છે. સ્વધર્મથી ઉત્તમ બીજું વશીકરણ નથી. આ અમારૂં વશીકરણ પણ પ્રત્યેકધર્મનું અંગભૂત છે, એમ આગળ કહેવામાં આવી ગયું છે. સ્વધર્મમાં જેની એક નિષ્ઠા છે, એવો કોઈ પુરૂષ અથવા સ્ત્રી ત્રિભુવનને પણ વશ કરવાને સમર્થ છે; જેના વશ થવાથી ચરાચર વશ થાય છે, એવા નારાયણની ભક્તિમાં એક નિષ્ઠાથી પ્રહ્‌લાદ અને ધ્રુવ જેવાઓ અજરામરવત્ છે, તેઓને સઘળાં વશ હતાં, તેમના શત્રુઓ પતંગીઆની દશાને પામ્યા હતા. મુનિ અત્રિના પત્ની જગન્માતા અનુસૂયાએ પોતાના પતિના પાદારવિન્દમાં એક નિષ્ઠા રાખી અને અદ્‌ભૂત સામર્થ્ય મેળવ્યું હતું. અને તે સામર્થ્યના પ્રભાવથી બ્રહ્માદિક દેવતાઓ પણ વશ થયા હતા. આનું કારણ કાંઈ ન હતું પણ ધ્રુવ પ્રહ્‌લાદ અને માતા અનુસૂયાની સ્વધર્મ પ્રત્યે એક નિષ્ઠા હતી તેજ હતુ

(અપૂર્ણ)

વૈદ્ય. અમૃતલાલ કુંવરજી (ચાવંડ)

---

# सदुपदेश पंचशती.

( માર્ગશીર્ષના અંકના પત્ર ૩૨ થી ચાલુ. )

દોહરા.

સમય થકી સંસારમા ફેરફાર બહુ થાય,
વસ્તુરૂપ એકજ છતા વિવિધપણે દેખાય.

હાય ! અરે મ સારમા સર્વ ગુણી નહિ કોય,
આ ઇશ્વિરની ઈશિતા સ્વસમ ન બીને હોય.
સાવ નજીકના ભાગને નેત્ર ન દેખે જેમ,
નિજ દોષો પંડિત વિના જન જાણે નહિ તેમ
સવ વસ્તુથી દુર્જનો અસાર ખેંચે જેમ,
અસાર તજી સારજ લહે સવથી સજ્જન તેમ
સૂર્ય પ્રકાશિત થાય તે ઢાકચો નહિ ઢકાય,
તેમ દોષગુણ ખલ સુજન સ્વત પ્રસિદ્ધજ થાય
શુભ કરવુ દુર્લભ દિસે દુષ્કૃત સુલભ જણાય,
ઘર ચણવુ મુશ્કિલ પડે સુલભ પાડવુ થાય
માગ્યા વિણ પણ મેઘ જેમ જલ આપે નિજકાળ,
તેમ સવની ધન વડે ઉ ર લે સભાળ.
દ્રવ્ય છતા પણ કૃપણનર નહિ દ્રવ્ય દેનાર,
જેમ અયાચક તે નહિ યાચકતા લેનાર
એક ઔષધથી દેહના રોગ નહિ જનાર,
મનના દુ ખો ઔષધે તેમ નથી મટનાર
અન્નાદિ ઔષધ દિસે દેહ પાળવા જેમ,
મનને નિત્ય સુધારવા જ્ઞાન દિસે છે તેમ
જડને ચેતન બેમા ચેતન શ્રેષ્ઠ મનાય,
શ્રેષ્ઠ તેમ જડ દેહથી ચેતન મન લેખાય
જડને ચેતન એનુ કાયહીન થઈ જાય,
તેમ દેહ કે એક મન પતિત જને ગણાય
જડના ગુણથી જેમ છે ચેતનના ગુણ વ ય,
તેમ દેહના દોષથી મનના દોષ વિનિ ચ
દિનના દોષો અન્યને જેવા દુ ખ થાય,
તેવા દુ બદ દેહના દોષો નહિ નિ ખાય
(શાસ્ત્રી કે કે)

---

# પ્રબોધસુધાકર.

(લિઙ્ગ દેહાદિ નિરૂપણ)

---

સ્થૂળ નારીની અદર નિદ્રેશરીર છે, નિપૃશરીની અદર કારણ શરીર છે અને તેની અદર તુર્ય (ચોથુ) મહાકારણ છે પહેલા સ્થળશરીનુ

નિરૂપણ થઈ ગયું છે, હવેથી સૂક્ષ્મશરીરનું વર્ણન કરીએ છિએ; શ્રુતિમાં જે "અંગુષ્ટમાત્ર પુરૂષ' કહેલ છે તે સૂક્ષ્મશરીર સમજવું. સૂક્ષ્મ પાંચ મહાભૂતો, પાચ પ્રાણ, પાચ ઇંદ્રિઓ અને સોળમું અંતકરણ તે સર્વનો સંઘાત લિંગ તનુ કહેવાય છે. તેની અંદર જે વાસનાજાલ છે તે તેનુ કારણશરીર કહેવાય છે, અને તેની પ્રવૃત્તિનો હેતુ જે બુદ્ધયાશ્રય તે તુર્ય છે. તે સારભૂત બુદ્ધિને વિશે શુદ્ધ ચૈતન્યનું જે પ્રતિબિંબ પડે છે તેને પ્રાચીન મહર્ષિઓ જીવ કહે છે અને જે શરીરવિશે સ્ફૂર્તિ કરનાર છે. જેવી રીતે ચલાયમાન થતા મોજાઓના સંગથી સૂર્યનું પ્રતિબિંબ ચચળ લાગે છે, તેવી રીતે ચિત્તના ચચળ પણાથી ચૈતન્યવિશે ચંચલતા દેખાય છે—જળ આદિ પદાર્થોમાં પડેલુ સૂર્યનુ પ્રતિબિબ, બીજા પદાર્થના સમૂહને શું પ્રકાશ આપી શકે છે? તેવીજ રીતે આત્માના પ્રતિબિંબનું સમજી લેવું. કાંસા વગેરે પાત્રમાં પ્રતિબિંબિત થએલુ સૂર્યનુ તેજ તે પાત્રમાં પેઠા પછી ઘરના અદરના ભાગના પદાર્થોને પ્રકાશે છે. તેવીજ રીતે બુદ્ધિને વિષે ચૈતન્યનુ પ્રતિબિબ જે જીવપણાને પામેલ છે, તે નેત્રાદિક ઇંદ્રિય માર્ગવડે બહારના પદાર્થોને પ્રકાશે છે.

---

## અદ્વૈત પ્રકરણ.

"આ સઘળુ અને હું બ્રહ્મરૂપ છિએ અને તે બ્રહ્મ મારા આત્મારૂપ છે" એમ જે સમજે છે તેજ આર્ય કહેવાય છે અને દેવતા પણ સુખ સંપત્તિમાં તેની બરોબરી કરી શકતા નથી. "ઉપાસના કરનાર હું પોતે અને ઉપાસ્ય દેવ એ બે જુદા છિએ" એવી ભાવનાથી જે બીજા દેવતાની ઉપાસના કરેછે તેને પશુ સમાન જાણવો—"જ્ઞાની એ મારો આત્મા છે" એવી ઉક્તિ ઉપનીષદોમા અને વેદમા છે, તેમજ શ્રી ગીતાજીમાં અર્જુન પ્રતિ શ્રી કૃષ્ણ પરમાત્માના વચન પણ તેજ છે, અને યુક્તિ પણ છે તે સાંભળો—લાબુ, સીધું કે વાકુ લાકડુ જ્યારે અગ્નિથી સળગતું હોય છે ત્યારે અગ્નિરૂપ દેખાય છે, અને તે અગ્નિનો આકાર લાબો, સીધો વાંકો થાય છે, તથાપિ શુ? તે હાથથી પકડી શકાય છે? નહીંજ એવીજ રીતે જે આત્મનિષ્ઠ પુરૂષ હોય છે તે નિશ્ચે આત્માકાર થઈ જાય છે, તે જો કે દેહી (દેહવાળો) દેખાય છે પરંતુ સત્યરીતે તે કેવલ આત્મા જ છે જેવી રીતે એકજ સૂર્ય અનેક જળનાં કુડાંમાં પ્રતિબિંબિત થાય છે, તેવીજ રીતે આ એકજ પરમાત્મા અનેક દેહમા દેખાય છે. દેવયોગે કદી એક કુડું, ફૂટી ગયું તો શુ સૂર્યનો વિલય થાય છે? અથવા તો પ્રતિબિંબ ચચલ થવાથી શુ સૂર્ય ચંચલ થાય છે? એક સૂર્યના પ્રકાશથી જેમ જગત માત્રનો વ્યવહાર ચાલે છે, તેની પેઠેજ એક આત્મ

સત્તાથી સઘળુ ચરાચર ચાલે છે—સુગધી કેવડો, ચપો, જાઈ આદિ પદાર્થો જે જલના સેચનથી વૃદ્ધિ પામે છે, તેજ જળના સેચનથી દુર્ગંધી મૂળા, ડુ ગળી અને લસણ વૃદ્ધિ પામે છે

જેમ એ જ સૂત્રધાર લાકડાની ઘણી પુતળીઓને સ્તભ આગળ બાંધે પડદામા એ જ વખતે છુપી રીતે દોરીના સચારથી નચાવી શકે છે—જેમ એ જ શેરડીમાથી ગોળ, ખાડ અને સાકર વગેરે ભિન્નભિન્ન વિકૃતિઓ થાય છે, જેમ એ જ સોનામાથી થએલા બાજુબધ, કકણ આદિ પદાર્થો ભેદથી જૂદા છે એવીજ રીતે જુદા જુદા સ્વભાવવાળુ, જુદા જુદા આકારવાળુ, અને ભિન્ન ભિન્ન વૃત્તિવાળુ સચરાચર જગત્ એ જ આત્માની સત્તાથી ચાલે છે—પોતાના હાથપર લટકતા ખડીઆમા રાખેલુ ટીમણુ, કોઈના સ્પર્શના ભયથી જ્યા સુધી વટેમાર્ગુ ખાતો નથી ત્યા સુધી તેને ક્ષુધા અને પીડા બાધ કરે છે પરતુ ખાધા પછી બાધ કરતા નથી, તેવીજ રીતે સ્વત સિદ્ધ અને ત્રણે કાળમા નિત્ય એવા આત્મા સ્કધપર લટકતા મણી પેઠે સહજ પ્રાપ્ત છે તેનો સમજણ પૂર્વક અનુભવ જ્યા સુધી મનુષ્ય કરતો નથી ત્યા સુધી ત્રિવિધ તાપથી તવાય છે પણ તે આનદનો અનુભવ થતા સર્વ દુ ખની અત્યત નિવૃત્તિ થઈ જાય છે મનુષ્ય, હાથી, પાડા, કૂતરા, સૂઅર આદિ પ્રાણીમાત્રમા જગદીશ્વર અનુસ્યૂત રહેલા છે એમ જે જાણે છે અને જ્યારે તે જાણ્યુ પછી તેના વિચાર તેમજ આચારની એકતા થાય છે ત્યારે તે અદ્વય આનદ ભોગવે છે

## કર્ત્તાભોક્તા પ્રકરણ

જેવી રીતે, સૂર્યના ઉદય વખતે માણસો પોતાનો વ્યવહાર ચલાવે છે, તે કઈ સૂર્ય ચલાવતા નથી પણ તેના પ્રકાશથી વ્યવહાર ચાલે છે, તેવી જ રીતે આત્મા પોતે કઈ વ્યવહાર કરતા નથી પણ તેના પ્રકાશથી સઘળો વ્યવહાર ચાલે છે—લોઢાને અગ્નિમા તપાવવાથી જ્યારે લાલચોળ થઈ અગ્નિથી વ્યાપ્ત થઇ જાય છે, અને બીજા લોઢાના હથોડાથી તેનાપર તાડન થાય છે, ત્યારે તે લોઢામા વ્યાપી રહેલા અગ્નિને શુ તાડનનુ દુ ખ થાય છે? નથી થતુ કઠોર કુવાડાના ઘાથી કાષ્ટ છેદાતુ હોય તથાપિ તે કાષ્ટની અદર રહેલા અગ્નિના શુ કુવાડાથી કટકા થાય છે? નથી થતા તેવીજ રીતે, દેહના સબધથી ઉત્પન્ન થએલા સુખ દુ ખો વડે આત્મા લેપાતો નથી "દેહરૂપી વૃક્ષમા જીવાત્મા અને પરમાત્મા રૂપી બે પક્ષી માહેલો જીવાત્મા દેહરૂપી ઝાડના ફળ (સુખ દુ ખાદિ) ખાય છે એટલે ભોગવે છે અને બીજો પક્ષી જે પરમાત્મા છે તે માત્ર જોયા કરે છે" એમ શ્રુતિમા પણ કહેલુ છે મધ્ય રાત્રીના સમયે ઘરમા દીવો બળતો હોય છે તે છતા ચોર ધન હરી જાય છે, તેને દીપક ઉત્સાહ પણ

નથી આપતો તેમ વારતો પણ નથી; તેવીજ રીતે આત્મા પણ પોતાના પ્રકાશથી માત્ર સત્તા સ્ફૂર્તિ આપે છે, કિંતુ સારા કૃત્યમાં પ્રેરણા કરનાર કે દુષ્ટ કૃત્યમાંથી વારણા કરનાર તે નથી. દૈવયોગે કોઇનો જન્મ થાઓ કે કોઈનું મૃત્યુ થાઓ, પરંતુ દીપકને હર્ષ કે ખેદ થતો નથી તેવીજ રીતે આત્મા પણ દેહાન્ત થવાથી કે ઉત્પત્તિથી હર્ષ શોક કરતો નથી.

**સ્વ પ્રકાશતા પ્રકરણ,**

જોકે રવી, ચંદ્ર, અગ્નિ અને દીપક વગેરે પદાર્થો પોતે પ્રકાશીને બીજા પદાર્થોને પ્રકાશે છે, તથાપિ તેમનામાંનો કોઇ પણ આત્માને પ્રકાશ આપી શકતો નથી. આ ઉપર કહેલા પદાર્થોનું ભાન શું ત્યારે ચક્ષુદ્વારા પરમાત્માને વિશે થાય છે? એમ શામાટે હોવું જોઇએ? તે પણ એક જાતના પદાર્થો છે અને જો આત્મા સહાયભૂત ન હોય તો કેવલ ચક્ષુદ્વારા જોવાથી તેનું જ્ઞાન થાય નહીં—એમ જો ન હોય તો ચક્ષુ છતાં આંધળો માણસ પદાર્થોને કેમ દેખતો નથી? ચક્ષુ ઇંદ્રિય ભલે ન હોય પરંતુ જો આત્મા હોય તો બીજી ઇંદ્રિયોથી પણ ભાન થઇ શકે છે; જેમકે આંધળા મનુષ્યને દૃષ્ટિનો પ્રતિબંધ છે છતાં પણ હસ્તસ્પર્શથી પદાર્થનું ભાન થાય છે.

"જેનાથી સર્વ વસ્તુઓ જણાય છે તેને કઈ વસ્તુથી જાણી શકાય? બીજી કોઈથી નહિં" એવી ઉપનિષદોની ઉક્તિ છે, માટે આત્મા આત્માથીજ ઓળખી શકાય અને તે પોતે કોઈથી પણ પ્રકાશિત નથી માટે સ્વયપ્રકાશ છે.

# શ્રદ્ધા.

—o—

(ગતાંકના પત્ર ૫૨ થી.)

"મનુષ્ય જીવનના નિર્વાહ માટે ભણાતી વિદ્યા તેમજ શીખાતી કળા કે જે માત્ર તે જીવનનાં સાધનોનો વધારો કરે છે, તેનામાં અંતર આત્મા સુધારવાની જરૂર જોગી અને યોગ્ય લાયકાત છે, અને વિજ્ઞાનશાસ્ત્રની (Science) પૂરી ઓળખાણ એ ઉત્કૃષ્ટ સૌજન્યતાની સાબિતી છે" એમ ધારવું એ મહામોહ છે. કોઇપણ રસશાળામા એવો ઉપાય નથી કે જેથી વિષયોનું વિષ ઉતારી શકાય, અને ધાતુ ગાળવાની એવી કોઇપણ કુલ્લી નથી કે જેમાં કઠોર હૃદય પીગળીને રસમય થાય.

કોઇપણ વેધશાળા સદ્ગુણોનુ નવું નક્ષત્ર આપણને બતાવી શકે નહિં, જીવનના સત્યપ્રકાશ અને મિથ્યા માયાનું અંતર કહી શકે નહિં. વિજ્ઞાનશા

અની કેલવણી નીતિ સબધે તો અલગ છે, આપણા વતનનો ગુણ બદન્યા વિના માત્રજ્ઞાનનો વધારો કરે છે પણ જો તે સાથે પ્રેમાળ શ્રદ્ધા મેળવવામા આવે, તો તેમના સમેલનથી ધાયાઉપગત જગત વધારે દિવ્ય દેખાશે, અને સત્ય વિચારના વ્યાસગથી તે કિર્તિમય થઈ જશે જો તેમા બુદ્ધિ અને લાગણીની તિક્ષ્ણતાનુ માત્ર સમેલ ન થાય તો તેમાથી બીજુ કઈ નહિ નીકળે, અને જે ઠેકાણે અગાઉ દુષ્ટ મનોવિકાર રાજ્ય કરતા હોય તે ઠેકાણે નવુ જ્ઞાન લુલા પ્રાણીના ચોટાડેલ અગની પેઠે અથવાતો ચોગીના ધ્યાનમા શોધ કરેલ હથિઆરની પેઠે, તેનાથીપણ વધારે ખરાબ દુષ્ટતાનુ સાધન થઇ પડવાનો સભવ છે જે જ્ઞાનથી આપણે ખરેખરા વધારે સારા થઇ શકીએ તે, જગતના પદાર્થો અને તેના નિયમોનુ જ્ઞાન નહિ, પણ મહાન મનુષ્યો અને તેના સદ્‌વિચારોનુજ જ્ઞાન છે, અને ગુરૂત્વાકર્ષણનો નિયમ શુ છે તે વારવાર વાચવાના કરતા એક સરલહૃદયના મનુષ્યના સગમા રહેવાને હુ વધારે ઇચ્છુ છુ કોની સાથે સ્નેહ રાખવો અને શાને ધિક્કારવુ, કોને માન આપવુ અને શાનો તિરસ્કાર કરવો એ સઘળા મનુષ્ય શિક્ષણનો સાર છે, અને આ વાત કઇ લોહચુબક કે સૂક્ષ્મ દર્શક યત્રમાથી, તેમજ વિદ્યુતશાસ્ત્ર કે તેજસશાસ્ત્રમાથી શીખાતી નથી, પણ મનુષ્યના વ્યવહારમાથી, ભૂતકાળના કીર્તિમત મહાભારત રામાયણ આદિ ઈતિહાસમાથી, બહાદુરોના શુદ્ધ અને ઋષિમુનિઓની ચિત્તની શાતતા ઉપરથી, મહાન અતકરણ મહતવિચારોમાથી અને નિડર અતકરણના ઉચ્ચતર કૃત્યોમાથી શિખાય છે જેવા સહવાસમા આત્મા રહે છે તેવામાજ પોતાનુ સ્વરૂપ તે ધારણ કરે છે, જીવતાની સાથે જીવતો અને મુઆની સાથે મૃતવત્ થાય છે, અને "આવી આવી જાતના પૃથ્વી ઉપર ખડકો છે અને આટલી જાતના પેટે ચાલનાર પ્રાણી છે" એવુ જ્ઞાન મેળવવાથી જો કે આપણુ જગત સબધી જ્ઞાન વધે છે, પણ તેથી આત્મા પોતાની ઉત્કૃષ્ટ સ્થિતિએ પોચતો નથી અને પોતાના પૂર્ણ પ્રકાશમા ઝળકતે નથી, પણ સિદ્ધ, સ્વદેશાભિમાની, ઋષિમહાત્મા, અને સ્વધર્માભિમાની પુરૂષોના સત્સગથીજ માત્ર ઉપર કહેલ સ્થીતિ પ્રાપ્ત થાય છે આપણી આધુનીક કેલવણીની મોટી ખામી એ છે કે માત્ર વસ્તુઓના જ્ઞાનથીજ આપણે તેને અટકાવીએ છીએ, અને મહાન પુરૂષોના સ્પૃહણીય સમાગમમા વિદ્યાર્થીનુ મન ભાગ્યેજ લાવીએ છીએ અને માત્ર લૌકિક શિક્ષણ આપ આપવાની ઉપપત્તિમા (theory) તો તે ખામીની ટોચ જણાય છે આપણે વિદ્યાર્થીને વ્યાકરણ અને ભાષાના નિયમો શીખવીએ છીએ, પણ

બોલવા યોગ્ય ઘણુંજ થોડું શિખવીએ છિએ. આપણે તેને દૂરના ખંડોના સમુદ્ર અને દેશો, નદી અને પર્વતોનું શિક્ષણ આપીએ છિએ, પણ તેમના પોતાના દેશનો પ્રાચીન ઇતિહાસ કેવો છે, કેવા કેવા રાજાર્ષિ અને મહર્ષિઓ તેના પોતાના દેશમાં થઈ ગયા છે અને પોતાના સંસાર સાગર માટે કેવા મહાત્માઓના આચરણ તેને દીવાદાંડીરૂપ થવાં જોઈએ તે વિશે આપણે તેને ઘણીવાર અજ્ઞાત રાખીએ છિએ. જ્યાંસુધી આપણે મહર્ષિઓના જીવન વૃત્તાંતનું શિક્ષણ નથી આપતા ત્યાંસુધી મનુષ્ય શિક્ષણની ખરા ઉદ્દેશની આપણને ખબર નથી—ઉત્તમતાના જે નમુનાઓ તેવાં મહર્ષિઓનાં જીવન આપણી આગળ રજુ કરે છે તે જ્યાંસુધી દરેક ગામ અને શાળામાં પ્રિયવસ્તુ થઈ ન પડે ત્યાંસુધી આપણી શિક્ષણ પ્રણાલિકા આપણા સમાજનું વર્ત્તન ઘણે દરજ્જે સુધાર્યા વિના તેનું બળ માત્ર વધારશે. પોતાથી હલકા દરજ્જાની વસ્તુ નિરખવા, નીચું મુખ રાખવાથી નહિં, પણ પોતાનાથી વધારે વિશાળ સદ્વિચાર અને સુજનતા નીરખવા ઉંચી દૃષ્ટિ કરવાથીજ આત્મા ઈશ્વિરરૂપ થઈ શકે છે. **જે સ્થળે કંઇ શ્રદ્ધા નથી, જ્યાં મનુષ્યો પણ સામાન્ય વસ્તુ** પંચભૂતની રચના માત્ર અને વીજળીની સત્તાથી નાટય ભૂમિપર ભાનમાં આવેલ–ગણવામાં આવે છે, ત્યાં ઉપર કહેલ ઇશ્વિરપણું અસંભવિત છે, નીચ સ્વભાવ સર્વોપરી સત્તા ભોગવે છે, તે કોઈ સદ્વિચાર દર્શાવી શકતો નથી, પણ પોતાની કૃતિના હલકા વિચારો ઉત્પન્ન કરે છે, દરેક મહાન વસ્તુ હલકી વસ્તુમાંથી ઉત્પન્ન થએલી છે એમ સાબિત કરવા જાય છે, તેથી દરેક વસ્તુનું મૂળ સર્વથી નીચામાં નીચું તેના મત પ્રમાણે છે, અને જે શક્તિઓ હયાત નથી અથવા જેથી કંઈ સમજી શકાતું નથી તેવી શક્તિમાથી વિદ્યાર્થીની પોતાની બુદ્ધિ અને કૌશલ્ય અંધપરંપરાએ નીકળે છે. જ્ઞાત વસ્તુ જ્ઞાતા કરતાં ઉચ્ચતર હોય નહિં ત્યાં સુધી તેને માટે તેને માન ઉપજે નહિ તે ભૌતિક નિયમોને એકજ વખતે પોતાનો કર્તા તેમજ ગુલામ ગણશે, અને કાર્ય કારણને કહેશે કે "તેં ઉત્પન્ન કરેલ મોટામાં મોટી વસ્તુ હું છું, મને ઉત્પન્ન કરવામાં તેં તારો સ્વામી પેદાકરેલ છે કે જે સ્વામી અણધારેલ કાર્યમાં તને જોડશે" આ પ્રકારે જોતાં જ્ઞાન એ સત્તાની ઇચ્છાને માટે આગળ વધારવામાં આવે છે, તે માટેનો ઉત્સાહ શ્રદ્ધામાથી લોભમાં બદલાઈ જાય છે, તે પવિત્ર મુખમુદ્રા ઉપર પડતા દિવ્ય પ્રકાશ જેવું વધારે વાર રહેતુ નથી, પણ રાક્ષસોના ઉદ્ધત લલાટમાં દેખાતી ઝાળ જેવું થાય છે, અને ઓષ્ઠમાત્રને અડવાથી જેમ સોમવલ્લીનું દિવ્ય પાન પવિત્ર કરે છે તેમ નહિં કિંતુ જ્વરથી ઉત્પન્ન થએલા ઉન્માદની પેઠે દરેક ઇચ્છાને પકડવા દોડે છે. પ્રભુત્વ મેળવવા માટેજ જ્ઞાનની આવી આતુરતા, કે જ્યા તેને રોકવા માટે શ્રદ્ધાનુ હજાગણુ પહાડ

નથી, તેના સમાન બીજુ કંઈ અસાવધ કે ભોળાઈનુ કૃત્ય નથી સફળતાના ગાઢા સ્વપ્ના, જાદુઈ ફત્તેહની ભવિષ્યવાણીઓ આપણી બુદ્ધિમા ભરાઇને તેને ઉન્મત્ત બનાવી દે છે, વત્તમાન કાળના આતુરતા ઉત્પન્ન કરે છે, અને ભૂત કાળ માટે તિરસ્કાર બતાવે છે, આપણી વિચાર શક્તિ અને સમજ શક્તિની સ્વચ્છતામા બગાડો કરે છે, અને મને દ્વેષ ભરેલ અને મૂઢ બનાવી દે છે વિનય અને નમ્રતા એ અંતરમા ગુપ્ત આરાધનના માત્ર ચિન્હ છે, સર્વ શક્તિ માન પરમાત્માની હાજરી વિના જે વધારે વાર ટકી ન શકે તેવુ એ સર્વોપરી સત્તા તરફની સ્વાભાવિક માનની લાગણી છે

ઇશ્વરથી જૂદા થવાથી આપણે આપણુ સઘળુ પ્રમાણ ખોઇએ છિએ, કમાનના વચલા પથર વિના જેમ બીજા પથ્થરોની સ્થીતિ થાય છે તેમ આપણે આપણુ સ્થાન જાણતા નથી, પરંતુ એક સરખી સપાટીમા નાશનો ઢગલો થઈ પડીએ છિએ. અને જે કોઇ અહંકાર અને હુંપદની અભિનતા જુએ છે, અને તેમના ભયથી બ્હીને પાછો હઠે છે, તેણે તો જે આપણ સઘળાને સાથે રાખે છે, જે આપણામાના દરેકને ઉપયોગી બનાવે છે અને જે દરેક સુંદરતાનુ અમુકરૂપ આપે છે તે પરમેશ્વરની જેમ બને તેમ નજીક રહેવુ જોઇએ જે કોઇ ઇશ્વિરી ડહાપણને ઘુંટણીએ પડી માન આપતો બંધ પડે છે, તે તરતજ મનુષ્ય તરફ અભિમાનથી વાત કરે છે અને તે અભિમાન પોતાનીજ પૂજામા વિરામે છે

પણ, કદાચ, શ્રદ્ધાને આ પ્રમાણે દૃઢ કરવામા ધર્મના બીજા સુલક્ષણોને આપણે અસ્તવ્યસ્ત કરીએ છિએ, મને કહેવા દો કે જેમાના મુખ્ય 'શ્રદ્ધા' "શુભાશા" (આસ્થા) એ એક્કે નથી પણ "દિવ્યસ્નેહ", છે ખરેખાત તેમજ છે, સર્વાત્મભાવવાળોસ્નેહ એ મોટામા મોટી વસ્તુ છે, કારણે તેની પૂર્વે શ્રદ્ધા અને શુભાશા (આસ્થા) પ્હેલા ધારીજ લેવા, અને તે બન્નેને તે વિંસાવનાર છે અને તેમના મુગટ રૂપ છે, અને તે બંને વિના તે સ્નેહ પશુવૃત્તિ જેવો છે અને તે નામને ભાગ્યેજ યોગ્ય ગણાય તેવા પ્રેમની શરૂઆતની સ્થીતિ અને તેની પૂર્ણ ટોચની સ્થીતિમા કેટલો બધો અંતર છે! જો તમે તમારા કૂતરાને ચાહતા હો તો તે એ કે તમો તેના સુખ દુખ માટે અનુકમ્પા લાવો છો, અને તેના પ્યારનો પ્રતિધ્વની કરો છો, અને તેના બંધન માટે તમને લાગી આવે છે, અને તેના મુગા દેખાવથી જે તે જણાવે છે તે સઘળુ તે બોલીને કહી શકે એમ તમો ઇચ્છો છો પણ સામાન્ય પ્રાણીસ્વભાવની વર્તમાન સ્થીતિની વાતથીજ તે સબંધ અટકે છે, તેમા કંઇ ભવિષ્યની બાબત રહેતી નથી, જ્યાથી તમારા જીવનનુ તત્વ શરૂ થાય છે ત્યા તે અટકે છે, જ્યારે

તમે તમારા છોકરાં ઉપર પ્રેમ દર્શાવો છો ત્યારે પણ આ ઉપક્રમ રહેલો છે. પણ, જ્યારે તે બાલક તમારા હાથમાં કુદે છે, ત્યારે તમે તેને છાતીસરસું ચાંપો છો; જે તે છે તેને માટે નહિ પણ ભવિષ્યમાં જે તે થવાનું છે તેને માટે સ્નેહ બતાવો છો. **તેનો** આનંદ, કે જે "સ્વાભાવિક છે માટે પ્રથમ દેખાય છે," તેના પાછળ **તમારો** આનંદ છે, કે જે તેના કરતાં ઉંચા પ્રકારનો છે, કારણ કે "દિવ્ય" છે, તેનામાં તમે અસર શક્તિઓનો દાબડો જુઓ છો, કે જેના તમે ઇશ્વરની નજર નીચે રક્ષક છો. માત્ર પ્રેરણા બુદ્ધિ શિવાય જે જે આ સ્નેહમાં છે તે શ્રદ્ધા અને શુભાશાને (આસ્થા) લીધે છે, જે શ્રદ્ધા અને શુભાશાને (આસ્થા) લીધે પ્રથમની પરિમિત સ્વભાવની મનોહર આકૃતિઓને દિવ્ય અનતતાની કિર્તિ સાથે તે ગુંથી દે છે. વળી, કદાચ કોઈ ડાહ્યો અને સાધુ ચરિત મિત્રને તમો ચાહો છો, કે જેના જીવનના ઉત્કૃષ્ટ અને મનોહર આદર્શથી તમારા પોતાના અનિયમિત જીવન માર્ગો તમને અસહ્ય થઈ પડયા છે, અને જે ઇશ્વર આરાધનના શિક્ષણ મારફત પરમાત્માની મૂર્તિમય શાંતિ સૂધી જે તમને દોરી ગયેલ છે જે શ્રદ્ધા તેણે પ્રજ્વલિત કરેલી છે તેની સમેલક જ્વાલા, અને જે આસ્થા (શુભાશા) તેણે પ્રતિપાદિત કરેલ છે તે સિવાય તેના તરફનો તમારો ભાવ એ બીજું શું છે? અથવા, પાપથી પાયમાલ થએલો કોઇ જીવાત્મા જે તમારી શરણે આવેલ છે, અને એકલો હોવાથી, પાછાં તેનાં પાપ ફરીથી તેને પકડી પાડે એવા ભયથી, જે તમોને જતા રહેવાની જાણે ના પાડે છે, તેવા તરફ રતીદેવ કે ગૌતમબુદ્ધ જેવી દયા દૃષ્ટિથી તમે કોઇ વખત જોયેલ છે? પાપના સતત પશ્ચાત્તાપની પુનર્જીવન આપનાર શક્તિમાં શ્રદ્ધા, અને શુદ્ધ અનુભવીના ઉત્તેજીત કરનાર બોધથી આત્મોત્સાહ પાછો પ્રાપ્ત થઈ શકે છે એવી આશા (આસ્થા) એ એજ, ઉપલી બાબતમાં પણ મંદ સ્નેહની ગુપ્ત કુચી છે. **ખાસ** કરીને ઉત્તમ ઘટનાની કલ્પના મનુષ્ય સ્નેહમાં રહેલી છે, તેથી તેની પ્રથમની સ્થીતિ પણ આદર બુદ્ધિના ભાવથી રંજીત થએલી છે છોકરામા જે ભવિષ્યની આશા બાંધવામા આવી છે તેને માટે આદર ભાવ છે. શિષ્ટ સાધુ પુરૂષમાં જે વર્ત્તમાન છે તેને માટે પૂજ્ય બુદ્ધિ છે; અને પાપીમા જે દેવાધીન છે કિંતુ પ્રાપ્ત કરી શકાય એ છે તેને માટે આદર છે. અને જે અંતઃકરણ નિર્મલ હોય છે, અને સાધૂ કે નરતું એ બે માંથી એકેને માટે નિર્માણ થઇ ચુકેલ નથી તેનામાજ પૂજ્ય ભાવનાનો પ્રવેશ થાય છે. જો ઇશ્વરની પૂર્ણતા એ અમર્યાદ જરૂરીઆત હોત તો ખરી રીતે ઇશ્વર પોતાનું પણ આરાધન થઇ શકત નહિ, "આ પણ સર્વનો નિયંતા પરમાત્માના જેવા પૂર્ણ થાઓ" એ વાક્ય ત્યારે નિરર્થક થશે; અને "તેના વિચાર આપણી કલ્પનામાં

ન આવે તેની શક્તિ અગાધ છે” એ વાક્યનો સ્વતંત્ર અર્થ આપણે સહન કરી શકીયે તે કરતા પણ વધારે ભયંકર થઈ પડે પરમાત્માનો સતત વહેતો સંકલ્પ અને આભ્યાન્તર શુચિપણું એ જ આ જગતના શાંત પાયા છે, એવી સબળ હૃદયની સ્વાભાવિક આસ્થાવિના, બુદ્ધિ સમજતી બંધ થાય છે, અને અંતઃકરણ જૂઠી સાક્ષી પુરે છે

શ્રદ્ધા અને આસ્થાની (આશાની) ક્ષીણતાની સાથે પૂજ્ય ભાવનાનો ઉત્સાહ કેવી રીતે ક્ષીણ થાય છે તે વાત મનુષ્ય જીવનના સંસાર નીરખણ કરનાર દરેકે જોઇ હશે જે અંતઃકરણ પરમાત્માની સર્વોત્તમતા અને પૂર્ણતા વિશે મનન કરતું બંધ થાય છે, તેમાથી મનુષ્ય સદ્ગુણોની પરીક્ષા ધીમે ધીમે પોતાની તીક્ષ્ણતા ખુએ છે, તેના માનની લાગણી બદલાય છે અને હલકા પ્રકારની થાય છે, તેવા સદ્ગુણો મેળવવાની ઇચ્છા વિના નિર્મળ વિશ્વાસથી તેની તરફ જોવામા આવતુ નથી તે મનુષ્ય સદ્ગુણોનુ પગીથણુ, જે શિખર પરથી આપણને મદદ મળે છે અને જ્યા પોચવા માટે આપણે ઉતાવળે પગે અને હાફતે હૈયે જઇએ છિએ તેની ટોચપર વધારે વાર રહેતુ નથી, પણ તે સદ્ગુણોનો વિવેક જીવનના સામાન્ય પ્રદેશો કે જ્યા આપણે સઘળા જગતની Cલાગતાના મોજી મિત્રો તરીકે એકઠા થયેલા છઇએ ત્યા આવી વસે છે તે સદ્ગુણોને સ્વર્ગીય સુંદરતાની ખુબી તરીકે, અથવા તો શ્રદ્ધાળુ અંતઃકરણના જય ચિન્હ તરીકે ગણવામા આવતા નથી, પરંતુ, સુંદર આકૃતિ સાધના મનોહર દેખાવ તરી કે ગણવામા આવે છે, હિતકારી પણ પવિત્ર નહીં, એવા સ્વભાવના સુખાવહ મિશ્રણ રૂપે જોવામા આવે છે આવા સ્વભાવના માણસોની નજર આગળ, દુનિઆ અને તેનો ઇતિહાસ તેના પવિત્ર પુરૂષોના નામનું પત્રક, તેના બહાદૂર અને સત્પુરૂષોની સંખ્યા, એ સઘળુ લશ્કરની તપાસણી જેવુ લાગે છે, જે લશ્કરનો સરદાર, છ ફીટ ઉંચા અને જુવાન માણસના રેજીમેન્ટને (લશ્કરી ટુકડી) જોઇને કહે છે કે, “આ મજેના માણસો છે” [illegible] સ્નેહના શુદ્ધતત્વો આવા સ્વભાવવાળા માણસને બંધ બેસતા આવતા નથી, જો માણસો તેની ઉપપત્તિ (theory) પ્રમાણે રહેતા હોત તો, જેમ ઘોડાની ચાલ જોઇને તેઓ ઘોડો ખરીદ કરે છે તેવીજ રીતે પોતાના મિત્રને પસંદ કરત જે ઠેકાણે નીતિના સદ્ગુણોને સાધારણ પંક્તિના ગણી કાઢવામા આવે છે અને આવશ્યક જરૂરીયાતથીજ તે Cત્પન્ન થાય છે એમ માનવામા આવે છે ત્યા દિવ્ય પ્રેમનો ઝરો તદન સૂકાઈ જાય છે હું બીજા ઉપર સ્નેહ રાખુ છુ તે એટલા માટે નહિ કે તે આવકારવાળા પ્રાણીઓમા (ધવરાવનારાઓમાંથી) શ્રેષ્ઠ શિખર પર (મનુષ્ય) છે, પરંતુ ઈશ્વર તરફ પહોંચવાની પગથી ઉપર તેના પગ રહેલા છે તેટલા માટે હું ચાહું છુ જો આ વાતમા મારી દૃષ્ટિનો મોહ

થતો હોય; જો, જ્યારે આપણે આપણાથી વધારે શ્રેષ્ટ મનુષ્યો તરફ જોઇએ, ત્યારે આપણા અંતઃકરણો અભિમાનથી સળગી ઉઠતાં હોય; જો, હું નબળો હઉં અને તે માણુસ સબળ હોય, અને જે સદ્દગુણ તેની રગેરગ વ્યાપી છે તેની મદદથી મને પકડીને મારો ઉદ્ધાર કરવા માટે જો તેને હું ન વળગું; જે આત્મારૂપી ઉંચા ડુંગર ઉપર ચડવા આપણે આતુર છિએ તેનું સ્વર્ગમાં શિખર ન હોય, પણ જે લાલચે એક બાજુએથી આપણે ઉપર ચડીએ છિએ, તે નીચી થઇને રેતીનું રણ થઈ જતી હોય—તો સ્નેહની સઘળી ઉત્તમતા એ જુલમનની વશીકરણ વિદ્યા સમજવી.ઃ અને તે સ્નેહની ઉત્તમજ અને કોમળતા વધારે વાર રહી શકતી નથી. જેજે વસ્તુ મહત્વા કાંક્ષાનાં ખેંચણને શિથિલ કરે છે તે દિવ્ય સ્નેહના આલિંગનને પણ મોળું પાડે છે.—સ્નેહના બંધનો, જેથી આપણું મન એક બીજા ઉપર આધાર રાખવાનાં સંબંધમાં ગુંથાઈ જાય છે, તે બંધનો જેવાં દેખાય છે તેવી વસ્તુઓ નથી, પરંતુ તે જીવનના બહાર દેખાવ નીચે ઢંકાઇ રહેલ કોઈ ગેબી રહસ્ય તરીકે આ અણી આસ પાસ વીંટાઇ જાય છે; અને ખાત્રી પૂર્વક રીતે જે અરસ પરસના પૂજ્ય ભાવથી આપણે એક બીજા સાથે સંકળાએલા છિએ તેના તેજ પુજ્ય ભાવથી ઇશ્વરનો અને આપણો સંબંધ બંધાએલો છે. ભાવીકાલમાં આસ્થા રાખવાથીજ મનુષ્ય ભાવની ઉચ્ચતા અને આશા ટટાર રહી શકે છે. તેના વિના આનંદ જનક અનુકંપા અને સૌમ્ય દયા પુષ્કળ પણે હોઈ શકે, કારણકે હૃદયમાં વિદ્વેષ ન હોવાથી, સગળી દુષ્ટ ખોખાપણો શરીરની અશકતતા ગણાય છે, અને દયાની દૃષ્ટિ મર્યાદા એટલી બધી વિસ્તાર વાળી થાય છે કે સારા હૃદયના સઘળા ઝરાઓનો તેની અંદર સમાવેશ થઇ જાય છે–જ્યા આપ્રમાણે દયા વધારે હોય છે, ત્યા, ક્રોધની ગરમી શાંત પાડવાને બેશક તે કામ લાગે છે, કારણકે જેની આપણને દયા આવે છે તેને કદી આપણે **ધિક્કારી** શકતા નથી, પણ તેમજ આપણે તેને **માન** પણ આપી શકતા નથી; અને નીતિ સંબંધી સદ્દગુણોનો મોટો સવાલ સવ મનુષ્યોને સમદૃષ્ટિથી જોવા, ઘણા મનુષ્યોની સર્વ પ્રકારની નીચતા નીરખવા છતાં, "સર્વમનુષ્યોને સમ દૃષ્ટિથી જોવા," એ સુત્રનું પાલન આપણે કેમ કરવું—એવો છે કે જેનો પ્રત્યુત્તર આર્ય ધર્મમાંજ મળી શકશે. અનંત અને પવિત્ર આત્માની સાથે માનસિક સંબંધમાં રહેવાથી, શુદ્ધ અંતઃકરણનો માણુસ ગુનેગાર અને પાતકીને તેમને પોતાને માટે કદી પણ માન આપશે નહિં, અને પોતાના સમાનશીલ સ્વભાવ વાળા મનુષ્યોના સમાજમા પાપી માણસોનાં નીચ ટોળાંને માટે અતિ અરૂચિ દેખાડશે એમ ધારી શકાય પણ ઇશ્વરી પ્રેરણાથી તેને એવી વનસ્પતી બતાવવામાં આવી છે કે જે ખારા પાણીમા નાખવાથી તેને મધુર કરી મૂકે છે—પાપી કુપુરૂષો વિશે વિચાર કરતાં, તેઓ હાલ **કેવા છે.** તે

બાબતપરથી ખસીને તેઓ કેવા હોઇશકે તે બાબત તેને વિચાર કરવા દો, એથી પાપીઓના અજ્ઞાન અને દુષ્ટતાના વાદળમાથી તેઓની ઉજ્વળ શકિતરૂપી વિદ્યુત્‌ના ચમકારા દેખાશે અને તે ચમકારા તેના હૃદય ઉપરના ધિક્કારના મલિન પોપડાને ચૂર્ણ કરી વિખેરી નાખશે એક આત્માનુ બીજા આત્મા સાથેનુ દિવ્ય સાદૃશ્યપણુ "તેમનામા નાશ નથી પામેલ ઉલતુ અચેતન પડેલ છે" એ જાણવાથી તેઓ ભવિષ્યમા સારા થશે એવા વિશ્વાસથી તેમના તરફ તે જુએ છે, અને તેમની આધુનીક સ્થિતિમા તેમના જરા પણ સંપર્ક વિના, ભવિષ્યમા તેઓ જે સારા થવાના છે તેને માટે આશા જનક માનની લાગણીથી તે દ્રવિત થાય છે આ પ્રમાણે જે અગોચર આત્મા તરફ દૃષ્ટિ નાખી રહે છે, તેજ મનુષ્યોના અતિશોકપ્રદ પ્રસંગોની સામે બાથ ભીડી શકે છે, છતા આદર યુકત સ્નેહ છોડતો નથી જેમ કોઈ માતા પોતાના સ્વચ્છદી બાળકને ચાહે છે, અને તેના કજીઆ અને આસુડાઓને ચુબનકરી ટાળી દછે તેવી રીતે તે અપૂર્ણ માણસોને ચાહે છે, અને ઇશ્વરને ખાતર તેઓના દૂષણ સાખી રહે છે, તે ઈશ્વરે તેમને એક સાકડો અને પહોળો રસ્તો જ્યા જુદા પડે છે તે ઠેકાણે તેમને મુકેલા છે, કે જે રસ્તાઓ સ્વાધીનતાના જરૂરના શિક્ષણ રૂપ છે, અને જે સમગ્ર પવિત્રતાના ઉપાય છે આવી શ્રદ્ધા એક વખત પ્રાપ્ત થવાથી, ઈશ્વરની શુ ઇચ્છા છે તે તે જોઈ શકે છે, એટલુજ નહિ કિંતુ, બીજા આત્મામા તે ધારી લઇને અને પોતાના દૃષ્ટાતના રોમહર્ષણ સત્યથી તેમનામા તે શકિત જાગૃત કરીને પોતે આગળ પડે છે અને તેને પ્રસિદ્ધ કરે છે "આવુ કોઇ પણ માણસ આગળ કદી ઉપદેશ આપી શક્યુ નથી" એમ કહીને તેના દુશ્મનો પણ તેનાપર આફરીન થઈ જાય છે, અને જ્યા જ્યા તેનુ વર્તન તેના શિષ્યોમા જોવામા આવે છે

---

(અપૂર્ણ)

## હિમ્મત વિષે



(કર્તા:- વિ પેનાભાઇ શુક્લ વળા)

દોહરો

હિમ્મત હિમ્મતની કરો, હિમાયતી ધરી હર્ષ,
દેવો છે એ કામની, પ્રેમે કરૂ મહર્ષ ૧

મનહર ૭૬

અન્યકૃત્યકે અગત્ય તણાકૃત્ય કરવામા,
જુઓ મુખ જરૂરની હિમ્મત જણાય છે
તે સિવાય કોઇ શિઘ્ર કામ સિધ્ધ હોય નહિ

કરે તો ખરેજ સ્વાદ રહિત ગણાય છે.
હામથી તમામ કામ તેમ દામ મળે બહુ;
વળી વિશ્વ વિશે અતિશજે વખણાય છે.
એવી મણી શ્રેષ્ટ તણો ધણી થયો નહીં જેહ;
જેનો ભાગ્ય હિત આ ભૂમિ વિશે ભણાય છે. ૨

હરિગીત છંદ.

આર્યો અતિશે દીર્ઘ દૃષ્ટે તર્ક કરીયે આપણે,
તો સ્પષ્ટ દેખાયે સદા શું? હામવિણ જીતેરણે;
તેમજ શિશુ સમુદાયનું સાફલ્ય એથી ધારશો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો. ૩

એ ગુણન્હોયે જેહમાં તે સર્વથી કાયર સદા,
તેના થકી કાંઇ કામ સારૂં સિદ્ધ થાશે નહિં કદા;
પણ સદગુણી સંપૂર્ણ કરશે તે વિશે સંદેહશો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો. ૪

ઔરંગઝેબ સમાન નૃપ તાબે કરી શીવાજીએ,
પાયો કર્યો મજબૂત રૂડા રાજનોએ નૃપતીએ;
કોલમ્બસે બહુ બેટ શોધ્યા પણ નહિં પાછો ખશ્યો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો. ૫

કોશે પ્રથમ અટકયા પછી કયાં પૂર્ણ પંથે પ્હોંચવું,
માટે હિમ્મતને ગ્રહણ કરવા આર્ય પ્રેમતુર થવું,
એ ગુણવિનાકો વિશ્વમાં સુખની ન તૃષ્ણા રાખશો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો. ૬

કોવીદ કેવા પાડવે સકષ્ટ વનમા હે સહ્યું,
તો પણ જુઓ પોતા તણુ પણ* સ્નેહ સાથે સાચવ્યું,
તો ધર્મ ધારી ધર્મ તે દીલ્હી તણા તખ્તે વર્યો,
હિમાયની હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો, ૭

દેખો અવધપુરનો પતી હરિશ્ચંદ્ર સતવાદી વડો,
તેણે અનામિક ઘર વિશે વેચાઈ શીર લીધો ઘડો;
તોપણ નહિં હિમ્મત તજ્યો ધરણીપતિ પદમાં ધર્યો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો. ૮

જો જાનકીનું હર્ણુ કીધું હરખિ દુષ્ટ દશાનને,

---

* નિમ, ટે.

કીધું ઘણું એ દુઃખ તદપિ જઈ વશ્યા લંકાવને,*
સપૂર્ણ શિયળ સાચવ્યું તેનું વૃતાંત વિચારશો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો, ૯
દ્રૌપદ દુહીતાની ગ્રહી વેણી દુષિત દુઃશાસને
અંબર ઉતાર્યા અંગકેરા સભામા કૌરવાનને†
તદપિ ડગ્યા નહીં એ સતી કીધો ન ક્રોધ દીલેકશો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો ૧૦
પ્રહ્લાદકેરા પ્રાણનો પરિત્યાગ કરવા કારણે,
કીયા પ્રપંચ ઘણા ઘણા પણ એમુઓનિજ આગણે,
એવી અતિ વિપતિ વખતમાં માની સૂખ મનમા હશ્યો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો ૧૧
કટુવેણ કીધા ધ્રુવને તેની અવરમાએ બહુ,
તે સર્વ પોતે સહન કરી વન સંચર્યો ત્યાગી સહૂ,
પદ અચળ લીધુ પ્રેમથી જો ફદકૃતથી ના ફર્યો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો ૧૩
‡નાગર તણી હિમ્મત હતી તો સ્નેહ ધારી સર્વદા,
શ્રીકૃષ્ણ સાથે રાશક્રીડા કોડથી કીધી સદા,
સંસારમા પણ એ પ્રમાણે સવ સ્નેહી ચાલશો
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો ૧૩
દમયંતીને નળને જુઓ અતિકષ્ટકળીએ આપીયા,
તદપી નહીં હિમ્મત તજી અંતે સહુ સુખીઆ થયા,
માટે કથે છે "કાન" દીલપર પડે તે દુખ દાબશો,
હિમાયતી હૈયાતણી હિમ્મત કદી નહીં હારશો ૧૪

ગીતિ

કોઈ કૃત્ય કરવામા, હિમ્મત દીલથી જવી નહિ હારી,
જેથી આ જગમાહે, સરે અર્થ સૌ કરે કીર્તિ સારી ૧૫

---

ॐ तत्सत्

## अष्टावक्र.

(લખનાર પી પી પટણી)

"तत्त्वमसि" એ મહાવાક્યનો ઉપદેશ કરનાર મહા મુનિ ઉદ્દાલકના દૌહિત્ર અને એ મહાવાક્યનો ઉપદેશ ગ્રહણ કરનાર મહાત્મા શ્વેતકેતુના

---

* આરોહવન † કાયાતર મોગ્યી ‡ નરશી મ્હેતો

ભાગિનેય ભગવાન્ અષ્ટાવક્રના નામથી કોઈ પણ આર્ય અજ્ઞાત નથી. આ આર્યદેશના મહાકવી કાળીદાસની ઉપમા જેમ શેકસપીયરને અપાય છે તેમજ આ મહામાન્ય અષ્ટાવક્રના ઈતિહાસ ઉપરથીજ ઉત્તર દેશમાં "બરથોલ્ડ" ની કલ્પના ઉદ્ભવી હોય એમ મારૂં માનવું છે અથવા તો સર્વ દેશમાં એક કાળજે અમુક અમુક વ્યકતીઓએ સાથેજ દર્શન આપ્યાં છે એજ વિશ્વ કર્ત્તાની ચારૂ ચમત્કૃતિ છે. ભગવાન અષ્ટાવક્રની અદ્વૈત મત ધુરંધરતાનેતો સર્વ વિદ્વજ્જનો માન્ય રાખે છે. તે અંશમાં તેઓને અનુસરીનેજ હવે તેમની વ્યવહારોપયોગી બુદ્ધિની પરાકાષ્ટા અને નીતિનિપુણતાને પ્રદર્શિત કરવા આ લઘુલેખ સુજ્ઞ જનોની સેવામાં મુકવાની રજા લઉછું પ્રથમતો તેમનો ટુંકો ઈતિહાસ આંહિ લખવો તે અયોગ્ય નહી ગણાય.

મહાત્મા ઉદ્દાલકનો એક કહોડ નામનો શિષ્ય હતો. તેણે જીતેંદ્રિય થઇ પોતાના ગુરૂની ઘણાકાળ સુધી સેવા કરી અને તેમની પાસેથી વેદાધ્યયન કર્યું એ શિષ્યની પરિચર્યાથી બહુ પ્રસન્ન થઇને ગુરૂએ તેને વેદ ભણાવ્યા એટલુંજ નહી પણ પોતાની પુત્રી તેને પરણાવી તેનું નામ સુજાતા હતું. ઘણો સમય ગયા પછી તે સુજાતાએ પોતાનાં પતિ કહોડથી ગર્ભ ધારણ કરયો ત્યારથીજ તેમાં કાંઇક અલૌકિક શક્તિ જોવામાં આવતી હતી. પ્રાયશઃ પરિપૂર્ણ બ્રહ્મચર્ય પાળીને યોગ્યવયે દંપતીનો સમાગમ એવા અદ્ભુત ગર્ભને ઉપજાવે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. પરંતુ ગર્ભવતી સ્ત્રીને દોહદની પ્રાપ્તી ન થવાથી ગર્ભવિકૃત થાય છે એ આયુર્વેદીય સિદ્ધાંત પ્રમાણે તે ગર્ભનું પણ થયું હતું પોતાના પિતા કહોડ આખી રાત્રિ વેદાધ્યયન કરતા હતા તેને જોઈ તે ગર્ભે સર્વ શિષ્યો સાથે બેઠેલા પોતાના પિતાને કહ્યું કે—"પિતાજી તમે આખી રાત્રી અધ્યયન કરોછો તે ઠીક નથી" આબોધ હાલમાં શરીર સંપત્તિનો વિચાર ન કરતા અત્યંત અભ્યાસ શ્રમ કરનાર બાળવર્ગે બહુ સ્મરણીય છે. ગર્ભનાં આ વચનોથી કુપિત પિતાએ કહ્યું કે—"હજુ તો તારી માતાના ઉદરમાં છો ત્યા મને બોધ કરવા ઇચ્છે છે માટે તારા શરીરમાં આઠ સ્થાનકે વક્રતા થશે" ઘણુંકરીને ગુરૂ જનોના વચનો બાલકોને શાપકે વર રૂપ થાય છે તેથી પિતાના વચન પ્રમાણે તે આઠ સ્થાનકે વક્ર થયા જેને લીધે તેનું નામ "અષ્ટાવક્ર" જન્મ સમયે પાડવામા આવ્યું આ પ્રમાણે ગર્ભમાંથી પિતાને કહેવું અને પીતાના ક્રોધ વચનથી આઠ સ્થલે વક્રતા થવી એવાર્ત્તા સાત્વિક શ્રદ્ધાથી મનનીય છે પરંતુ તેવી શુદ્ધ શ્રદ્ધા વિના પણ દોહદ ભંગથી અંગનું વિકૃત થવું એતો સર્વ માન્ય છે.

(અપૂર્ણ)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૯ મુ ] ચૈત્ર, સંવત ૧૯૫૭ [અંક ૬ ઠો

॥ यतो धर्मस्ततो जय ॥



पतिव्रता

( મનહર છંદ )

पति साथे प्रेम बांधो, पतिथी नियम सांधो,
पतिथी तमारुं क्षेम पति विषे रत रहो
पति अेज यज्ञयोग पति अेज रसभोग,
पतिथकी मटे शोक पतिने आधीन रहो
पति अेज ज्ञान ध्यान पति अेज पुण्यदान,
पति अेज तीर्थ स्नान पतिनो सुमत ल्यो
पति विना पत नहिं पति विना गत नहिं,
सुंदर सकल विधि एक पतिव्रत छे
जळनुं सनेही मीन जुदुं थतां तजे प्राण,
मणिविना अहि जेम जावतो न जाणवो
स्वाति बिंदुना सनेही प्रकट जगत मांहि,
अेक छीप बीजा पक्षि चातकने कहीअे
सूर्यना सनेही वळी कमळ सरोवरमा,
शशिना सनेही जेम चकोर गणायछे
तेमज सुंदर अेक प्रभुथी सनेह जोड
बीजुं कांई देखी करी लोभाईन जईए

# ધર્મની સાર્વજનિકતા

( માઘ માસના અંકના પત્ર ૮૬ થી )

( લેખક હિરાલાલ બ્રિજભૂખણદાસ શરાફ બી એ )

હવે ધર્મનું સ્વરૂપ તપાસીએ મનુષ્ય માત્રમા ત્રણ વિભાગ પ્રતીત થાય છે, એક સ્વરૂપ, બીજો વાસનાદેહ અને ત્રીજો સૂક્ષ્મદેહ–કારણદેહનો અત્ર વાસનાદેહમાં અંતર્ભાવ સમજવો, કારણ કે કારણ અથવા અજ્ઞાન એ પણ એક પ્રકારની અતિ સૂક્ષ્મ વાસનાજ છે. સ્થૂળ શરીર તો દરેકને પ્રત્યક્ષ છે. વાસનાદેહ સાક્ષી ભાસ્ય છે. અને સ્વરૂપ અથવા સાક્ષી સ્વયં પ્રકાશ છે. આ વિભાગ પ્રમાણે ધર્મના પણ વિભાગ પાડી શકાય–એક આંતર ધર્મ અને બીજો બાહ્ય ધર્મ. બાહ્ય ધર્મ પણ માનસ અને શારીરિક એમ દ્વિવિધ કહી શકાય. માનસ ધર્મ એ શારીરિક ધર્મનો નિયામક કહેવાય અને આંતર ધર્મ સર્વનો સત્તા સ્ફૂર્તિ દ્વારા નિયામક કહેવાય. આંતર ધર્મ તે સ્વરૂપનું અનુસંધાન, અને બાહ્ય ધર્મમાં આચાર, હવે વિચાર એ માનસ ધર્મ છે અને આચાર શારીરિકધર્મ છે; યમ નિયમાદિ માનસ ધર્મમાં જાય છે, સ્નાન આચમનાદિક શારીરિકધર્મમાં જાય છે. આ ત્રણેની જેનામાં એકતા હોય તે મનુષ્ય ઉત્તમ મનુષ્ય કહેવાય. સ્વરૂપનું અથવા આંતર ધર્મનું મુખ્યશઃ પ્રતિપાદન ઉપનિષદ્‌માં છે: માનસ ધર્મનું અથવા વિચારનું પ્રતિપાદન બ્રહ્મસૂત્રમાં તથા તેના ભાષ્યમાં છે અને શારીરિક ધર્મનું પ્રતિપાદન પ્રાધાન્યતઃ ગીતા શાસ્ત્રમાં છે આ પ્રમાણે પ્રસ્થાન ત્રયની પણ વ્યવસ્થા થઇ શકે; પ્રસ્થાન ત્રયની પણ આ પ્રમાણે એકતા છે. આંતર ધર્મનું સર્વથા પ્રાધાન્ય જોઇએ; તદવલંબિત બાહ્ય ધર્મ હોવો જોઇએ. અર્થાત્ ઉપનિષદોનું સર્વથા પ્રમાણોમાં પ્રાધાન્ય હોવું જોઇએ; બ્રહ્મસૂત્ર અને ગીતા શાસ્ત્રાદિનું પ્રમાણ તદવલંબિત હોવું જોઇએ. એ આંતર બાહ્ય ધર્મને ક્રમે સામાન્ય અને વિશેષ પણ કહેવાય. આંતર સ્વરૂપનો અધિકારી દેહધારી માત્ર હોઇ શકે; બાહ્યધર્મનો અને વિશેષે કરી શારીરિક ધર્મનો અધિકારી અમુક દેહ વિશિષ્ટજ મનુષ્ય હોવો

જોઇએ, કારણ કે તે સર્વથા ધર્મશાસ્ત્રની સત્તામા છે અને ધર્મશાસ્ત્ર એ રાજવાદ જેવુ છે રાજાની આજ્ઞા જેમ અનુલ્લઘનીય છે તેમ ધર્મશાસ્ત્રની આજ્ઞા પણ અનુલ્લઘનીય છે એમા તર્ક પણ ચાલે નહિ અને એમા આપણુ સ્વાતન્ત્ર્ય પણ ચાલે નહિ ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રાદિમા મિત્રવાદ છે, ત્યા ઉહાપોહ સભવે ત્યા આપણુ સ્વાતન્ત્ર્ય ચાલે મિત્ર આગળ આપણે ગમેતેમ વર્તીએ પુરાણાદિમા કાન્તાવાદ છે એ મોહક છે પણ તાત્પર્ય છેવટે સ્વરૂપનિષ્ઠ કરાવવાનુ છે- હવે આતર સ્વરૂપ અથવા સામાન્ય સ્વરૂપ, દરેક જ્ઞાતિનુ, ધર્મનુ, દર્શનનુ, પથનુ, સપ્રદાયનુ, માર્ગનુ વાડાનુ અને ગમે તે પ્રકારની સસ્થાનુ હમેશા એક જોવામા આવે છે અને એક હોવુ જોઇએ, કારણ કે સ્વરૂપ સર્વનુ એક અદ્વિતિય છે, સર્વનુ લક્ષ્ય એ છે વિશેષ સ્વરૂપ અથવા બાહ્યસ્વરૂપ એ દેશ કાલાનુસાર તે તે દેશનાદિમા ભિન્ન ભિન્ન નજરે પડે છે અને તે પ્રમાણે હોવુજ જોઇએ, કારણ કે તે કાળની અને દેશની સત્તામા છે જે વસ્તુ દેશકાલાદિની સત્તામા હોય તેમા વિકાર થયા વિના રહેજ નહિ આટલાજ માટે આપણા ધર્મશાસ્ત્રોમા વિશેષ ધર્મ માટે અનેક બારીઓ રાખેલી હોય છે આપત્ પ્રસગ માટે એક જૂદો વિભાગજ રાખવામા આવ્યો છે, ત્યા મનુષ્ય કર્તુમકર્તુમન્યથા કર્તુ સમર્થ છે અને જેને જેવુ જોઇએ તેવુ ધર્મશાસ્ત્રોમાથી મળી રહે છે પણ આતર સ્વરૂપ માટે તેમ ન હોઇ શકે-કારણકે પ્રથમ બતાવેલ વિશેષ ધર્મ એ પુરૂષ વ્યાપારગત છે ત્યારે આ આતર સ્વરૂપ વસ્તુતત્ર છે વસ્તુ સદાએ નિષ્પન્ન છે—સિદ્ધ છે, અખડ એકરસ છે એટલે એમા "આમ કે તેમ" ન ચાલે ત્યા તો બે અને બે ચાર જેવુ છે પણ પુરૂષમતિ સદા વિચિત્ર છે એટલે તદાધીન જે સર્વ તે પણ વિચિત્રજ હોવુ જોઇએ આમ છે માટે આપણે અનેક ધર્મો આચારો જોઇએ છિએ પણ પરમતમા બધાનો એક છે ભલે નામ જુદા હોય પણ વસ્તુ એક-વળી આતર સ્વરૂપ સ્વત સિદ્ધ છે, એ કોઇ પ્રમાણથી પ્રાપ્ત નથી પ્રમાણ માત્રનુ એ સાધક છે, નિત્ય છે, દેશકાલાદિ જેને અવલબીને પ્રમાણ પ્રમેય પ્રમાતા આદિની વ્યવસ્થા છે, તેનુ સર્વ સત્તાસ્ફૂર્ત્તિ આપનાર છે તાત્પર્ય કે એ નિર્વિકાર હોઈ સદાએ એક, અખડ, એકરસ રહે છે બાહ્ય સ્વરૂપ પરત સિદ્ધ છે, પ્રમાણથી પ્રાપ્ત થાય છે, પ્રમાતા પ્રમેયાદિ વ્યવહારનુ સાધક છે, અનિત્ય છે, દેશકાલાદિને આધીન છે, વિકારી હોઇ અનેક છે, ખડિત

છે અને વિષય છે. આંતર સ્વરૂપ તે આપણું સાક્ષી સ્વરૂપ પરમાત્મા—હવે જેટલા અંશમાં ખાતાં, પીતાં, હરતાં, ફરતાં અને પ્રવૃત્તિ માત્રમાં એનુ અનુસંધાન, એનું સ્મરણ તેટલા અંશમાં મનુષ્ય ધાર્મીત્મા કહેવાય છે. એનાથી ભ્રષ્ટ થવાનું નામ અધર્મ અથવા પાપ છે. એને યથાર્થ ઓળખવો એ ધર્મ છે અને એની અવજ્ઞા કરવી એટલે એ છેજ નહિં એમ માનીને વર્તન કરવું એ પાપ છે. તાત્પર્ય કે મનુષ્ય માત્રે સદા પોતાના સાક્ષીનો—પોતાના અંતર્યામીનો-વિચાર કરીને, એને દૃષ્ટિમાં રાખીને, એની દૃષ્ટિ બહાર આપણુ એક પણ કર્ત્તવ્ય નથી એમ સમજી સદાકાળ એનુંજ અનુસંધાન રાખી વ્યવહરવું એમાં ધર્મ સમાયેલો છે. એ શિવાયનુ જેટલું માનવું, બોલવુ, ચાલવુ એ બધું કેવળ પાપમય અને ભ્રષ્ટતાનો માર્ગ છે. આમ છે માટેજ કહ્યું છે કે—

आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः ।
माऽवमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥
मन्यन्ते वै पापकृतो न कश्चित्पश्यतीति नः ।
तांस्तु देवाः प्रपश्यंति स्वस्यैवान्तरपुरुषः ॥

" આત્માજ આત્માનો સાક્ષી છે (સ્વયં પ્રકાશ છે;) આત્માજ આત્માનું શરણ્ય છે (સ્વાત સિદ્ધ છે,) પ્રાણિમાત્રનો ઉત્તમ સાક્ષી જે તેનો પોતાનો આત્મા તેની, હે ભાઈ! તું અવગણના કરીશ નહિ–પાપી લોક એમ માને છે કે "અમને કોઈ દેખતું નથી" પણ ભાઈ! દેવતાઓ અને તેનો અંતરાત્મા તેને જુએ છે" વળી—

योऽन्यथा संतमात्मानमन्यथा प्रतिपद्यते
किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ॥
एकोऽह हमस्मीति च मन्यसे त्वं
न हृच्छयं वेत्सि मुनिं पुराणम् ।
यो वेदिता कर्मणः पापकस्य
तस्यान्तिके त्वं वृजिनं करोषि ॥

" જે મનુષ્ય પોતાના આત્માને તે જે રૂપે છે તે રૂપે નહિં ઓળખતાં તેનું અન્યથા પ્રતિપાદન કરે છે તે ચોર છે, આત્મારૂપી ધનનો અપહરણ કરનાર છે, એ શું (કયુ) પાપ નથી કરતો ? (અર્થાત્ એના જેવો પાપાત્મા બીજો કોઈ નથી.) હે મૂઢ ! તું એમ માને છે કે "મારા શિવાય બીજો કોણ છે ?

મને કોણ પુછનાર છે ! ” પણ ભાઈ એમ નથી તુ આમ બોલે છે તેનુ કારણ એ છે કે તારા હૃદય કમળમા વિરાજનાર પુરાણ મુનિ જે પરમાત્મા, જે તારા પાપ કર્મોને જાણનાર છે તેને તુ જાણતો એ નથી અને ઓળખતો યે નથી આમ માનવામા ખરેખર ભાઈ ! તુ તેના આગળ પાપ કરે છે ” આ શ્લોકોમા પાપનુ અધર્મનુ—અનિષ્ટાચરણ માત્રનુ સ્વરૂપ દર્શાવ્યુ છે અને આક્ષેપ દ્વારા ધર્મનુ, પુણ્યનુ—સદાચરણ માત્રનુ સ્વરૂપ સૂચવ્યુ છે

આ પ્રમાણે આતર ધર્મ એ સાક્ષીને સમજવામા, તેને ઓળખવામા, અને તેના અનુસધાન પૂર્વક, મને કોઈ જુએ છે એમ જાણીને વર્ત્તન કરવામા રહે લો છે આનાજ અનુવાદાર્થે દર્શન શાસ્ત્રોની ઉત્પત્તિ છે વિચાર માત્રનુ—જ્ઞાન માત્રનુ આલક્ષ્ય છે બાહ્ય ધર્મ પ્રાયશ આચારમા રહેલો છે, તેને માટે સ્મૃતિ આદિ ગ્રથો રચાયા છે, સપ્રદાયો પ્રવર્ત્યા છે શાકરાદ્વૈત તે દર્શનજ કહેવાય અને રામાનુજ, વલ્લભ સ્વામિ આદિનુ તે સપ્રદાયજ કહેવાય શાકરાદ્વૈત કેવલ વસ્તુ તત્ર છે ત્યારે અન્ય અદ્વૈતો—વિશિષ્ટ, શુદ્ધ, શુદ્ધા શુદ્ધાદિ—પુરૂષ વ્યાપાર તત્ર છે પ્રથમમા અન્યથા થવાનો સભવ નથી કારણ કે તેની પ્રવૃત્તિ વસ્તુને આધીન છે, અને વસ્તુ એક હોઈ નિત્ય કૂટસ્થ છે બીજાઓમા અન્યથા થવાનો સભવ છે, કારણ કે તેની પ્રવૃત્તિ પુરૂષ વ્યાપાર—પુરૂષ મતિને આધીન છે અને પુરૂષ વ્યાપાર—પુરૂષમતિ—એ સદા સર્વદા અખડ એકરસ રહેતી નથી શાકરાદ્વૈત એ ધર્મના આતર સ્વરૂપને મુખ્યશ અવલબે છે અને બીજા સાપ્રદાયિક અદ્વૈતો પ્રાયશ ધર્મના બાહ્ય સ્વરૂપને અવલબે છે હવે વ્યાવહારિક આચારાદિકની જે કઈ ગૌણતા પ્રથમ દર્શનમા પ્રતિફલિત થાય છે તેની ખોટ પાછલા સપ્રદાયોમા પૂરાય છે વિચારની ન્યૂનતા જે પાછલા સપ્રદાયોમા દેખાય છે તેની ખોટ શાકર દર્શન પૂરી પાડે છે તાત્પર્ય કે બન્નેની આવશ્યકતા છે, એમ એમના પૂરક છે, પરસ્પર ઉપકારક છે—આચારની શ્રેષ્ઠતા કે વિચારની શ્રેષ્ઠતા અને તદનુસાર કયા સપ્રદાયની, વા કયા દર્શનની, વા કયા અદ્વૈતની શ્રેષ્ઠતા છે, એ વાદ આજકાલે નિરર્થક છે, એક જલતાડનવત છે તુષાર ખડનવત્ છે હાલના સમય એક વાક્યતાનો છે વળી શાકર દર્શનમા પ્રાયશ જ્ઞાનનુજ પ્રતિપાદન છે ત્યારે ઉક્ત સપ્રદાયોમા ભક્તિ, કે ઉપાસના, વા કર્મનુ પ્રાધાન્યપણે પ્રતિપાદન છે—જ્ઞાન પણ સ્વસિદ્ધિ અર્થે ભક્તિ, ઉપાસના અને કર્માદિની આકાક્ષા કરેછે, અને ભક્તિ આદિ જ્ઞાનની આકાક્ષા કરે છે પૂર્વ દર્શન કેવળ ઉપનિષદ્‌ને વિષય કરે છે, ત્યારે પાછળના સપ્રદાયોમા સ્મૃતિ પુરાણાદિની પ્રાધાન્ય પણે પ્રામાણ્યતા દેખાય છે—શાકર દર્શન અધિષ્ઠાન રૂપ છે, સપ્રદાયો તદ્વિવર્ત્ત રૂપ છે તાત્પર્ય કે ભગવત્પાદ શકર કહે છે કે —

વળી—સ્વર્ગ, પાતાળ અને ભૂલોકમાં પ્રવાહરૂપ પ્રસરણ વાળાં તે ગંગાજી સરાગા ( રક્તિમાવાળાં અથવા પ્રિતિ વાળાં ) બ્રાહ્મની મૂર્ત્તિ હોયની તેવાં સરસ્વતી નદીને સાથે ધારણ કરે છે. ભેદ માત્ર એટલેજ છે કે ગંગાજી વિષ્નુ પાદોદકી છે અને સરસ્વતી અને અન્યા ( બ્રહ્મમૂર્ત્તિ ) શ્રી વિષ્નુનાં નાભિપદ્મથી ઉત્પન્ન થયેલ છે.

વળી—શાસ્ત્ર અને તેનાં માહાત્મ્યને જાણનારા પંડિતો ગંગા કિનારે જઈ ને, પોતાના પિતૃને આદર સહિત જલાં જલી આપે છે; તેથી પિતૃનાં સર્વ પાપોની પણ છેલ્રી અંજલી અપાય છે એટલે તે સર્વ પાપ નાશ પામે છે.

વળી બીજું—જે કુશળ બુદ્ધિ વાળો મનુષ્ય ભાગી રથીની ઉપાસના કરેછે, તે ધન્ય છે અને તે પોતાના સત્કર્મના ફળથી દેવપણાંને પામીને સ્વર્ગમાં અને અમૃતમાં ભાગી અને રથી ( રથયુક્ત--વિમાન યુક્ત ) એવા વ્યપદેશને પામે છે; અર્થાત્ ભાગીરથીનું સેવન કરવાથી સ્વર્ગ લોકમાં દેવસ્વરૂપ પાને વિમાન સહિત ફરે,છે.

વળી—રક્ત પ્રવાહ વાળાં સરસ્વતી નદીની સાથે સંગમ પામેલાં કાળાં જળવાળાં સૂર્યકન્યા યમુના નદીથી આલિંગિત થએલાં અને સ્વચ્છ પુષ્પના ગુચ્છ સમાન શુભ્રવર્ણા એવાં આ દેખાતાં ગંગાજી, શુકલ રક્ત અને કૃષ્ણ વર્ણને ભજતાં થકાં, સત્વ રજ અને તમો ગુણ યુક્ત માયાની પેઠે ઉપરથી દેખાય છે; ઉપરથી જો કે ત્રિગુણાત્મિકા દેખાય છે તથાપિ સંસાર દુઃખના નિવારણમાં સમર્થ એવાં આ ભાગીરથી, પોતાના સેવનથી, વિસ્તાર પામેલ જન્મ–મરણાદિ રૂપ સંસારનો નશાકરે છે; અને ત્રિગુણાત્મિકા માયા તો સંસારને ઉત્પન્ન કરેછે; તેટલા માટે આ ગંગાજી અતુલ સાહાત્મ્ય વાળાં છે.

ટુંકામાં કહેવું કે પોતાનાં સર્વ ચેષ્ટિતથી આ ગંગાજી શ્રી વિષ્નુનું અનુસરણ કરે છે. ये सर्वशास्त्रोप.

...र्न मुक्त्वाऽऽत्यन्तिकोऽधरतणું માધુર્યતાથી ગિરા,
...वोपनिषद्विहितोपाये ...સ્ય નાથ યશને શૈતલ્યતાથી કૃપા;
બુદ્ધિ જગતપતિની નિત્ય પ્રસાદે કરી,
इ... शिवं ॥ ...તી દિસે જગતમાં આ વિષ્નુ પાદો દકી.

---

* बृ. उ ८ । ८ । २ ।

# " દિવસ શી રીતે ગાળવો "



" દિવસ એ એક ન્હાનું જીવન છે જેમ જીવન પોતે એક મોટો દિવસ છે તેમ દિવસ તે એકત્ર છે, કે જેનું મોટામા મોટું જીવન બનેલું છે આખા માટે આખું ભાગોનું બનેલું છે, અને આખાનો ગુણ ભાગોના ગુણથી નિર્ણીત થાય છે એ સિદ્ધાન્ત પ્રમાણે 'દિવસ શી રીતે ગાળવો' એ પ્રશ્નનો આપણે ગામ્ભીર્યથી વિચાર કરવો ઘટે છે જો જીવનના એક દિવસને અનુશાસનાર સૂત્ર આપણે પ્રાપ્ત કરીએ, જો તેની અન્દર આપણા વતનને નિયમનાર સિદ્ધાન્તો આપણે સ્પષ્ટ દૃષ્ટિ સન્મુખ રાખીએ, તો આપણને માત્ર દિવસનો નીયમ નહીં, પણ જીવનનો નિયમ સુદ્ધા મળે છે 'અમારા દિવસો અમને એવી રીતે ગાળતા શિખવ, કે જેથી અમે અમારા હૃદયને જ્ઞાનમા જોડીએ,

" અને તેમ કરવાને માટે જ્યારે દિવસ શરૂ થાય, ત્યારે આપણે જ્ઞાનના સવિતા * તરફ દૃષ્ટિ કરવી જોઈએ, અને તેની સન્મુખ એવું કશું ન થવાદેવું કે જે પ્રભુની પાસે જતા આપણને અટકાવે અથવા જે દિવસ પૂરો થાય, ત્યારે તેના તરફ ફરી આપણા વિચારો અને પ્રાર્થનાઓને દોરતી વેળાએ આપણને શરમાવે "

" બધુ ખરૂ સુખ ધર્મની સાથે સમ્બદ્ધ છે કારણ કે જે આનન્દ જીવન ઉપર રસ નાખે છે તે ધર્મને બાધક નથી જીવનને સશોક કરવાનો આપણને કશો હક નથી અહીંના જીવનના માર્ગમા પુષ્કળ પરીક્ષાઓ અને પ્રલોભનો છે એટલે અનાવશ્યક શોકો સરજવાનુ પ્રયોજન નથી નિર્દોષ અને ધર્માભિરૂઢ આનન્દ સાધારણ રીતે ધરાય છે "

તેકરતા આપણને અને બીજાઓને પણ વધારે મજા આપે છે તો આપણી વાતચિત આનન્દી થવા દો આપણા મનુષ્ય બન્ધુઓ એવા પુસ્તકો છે, કે જેમા આપણે રસ અનુભવવો જોઈએ અને તે રસ અનુભવવા માટે આપણે પણ સારી વસ્તુઓનો આપણો હિસ્સો જમણવારમા લાવવો ઘટે છે, જે બુદ્ધિની વાતચિતથી હમેશા થશે

" વ્યાવહારિક જીવન આપણ બધાને ખાસ કરીને કમે છે એ આપણા ગુણોને બહાર લાવે છે એ દુનિયામાં સફલ પ્રવૃત્તિ માટે સજ્જ કરનારી બાહ્ય

* तत्सवितुर्वरेण्य भर्गो देवस्य धीमहि धियो यो न प्रचोदयात्॥
ભગવદ્ ગીતા

ટેવો માત્રને રૂપતું નથી, એ આન્તર ગુણોને મસરણુ વાળાં તે ગંગાજી
આપણે લાભ લઈએ તોદૈવી જીવનને માટે પણ સો હોયની તેવાં સરસ્વતી
જીવન અને સ્વર્ગનું જીવન પરસ્પર એવાં સમ્બધે જી વિષ્ણુ પાદોદકી
ઉદ્દેશ સ્વર્ગના જીવન માટે યોગ્ય કરવાનો છે, અને જે લિપક્ષથી ઉત્પન્ન
ઉપયોગ કરીએ તો તે પ્રમાણે થાય.

" બીજાઓને માટે લાગણી આપણામાં અવશ્ય હોવી જે કોઇ મળે તેનામાં, ભૂલતામાં પણ આપણે પોતાને —જે મનુષ્યાર્ે જઇ સાથે ભાગ છે તેને—જોવાનો યત્ન કરવો જોઇએ. દર્શન અને પોની થતી લાગણી બધાં હૃદયોનું આપણી તરફ વળણ કરશે. દયા શ્રેષ્ઠ મર્ક બતાવાય છે. ડામ્ભિક, દાન દક્ષિણમાં નહીં. બીજાઓને આપણે કાંઈ હિત શકીએ, તે સારૂ તેમને માટે સમ ભાવની ગ્રન્થિ પ્રથમ દૃઢ થવી જોઇએ. દૃઢ થાય એટલે માણસ પોતે જેને સર્વોપરિ અને પ્રિયતમ માનતો હોય બીજાઓની આગળ પરીક્ષા સારૂ મૂકવાને તેને ભવ્ય પ્રસંગો મળે છે. અને તેમની સ્વતંત્રતા તથા બુદ્ધિને બાધ કર્યા સિવાય.

" એવા બનાવો બનવાના, કે જેમાં આપણામાં જેઓ સારામાં સારં હોય તેમના સ્વભાવ પણ કસોટીમાં આવે; છતાં આપણે ક્રોધ કે જે 'અલ્પ ઉન્માદ.' કહેવાય છે તેને અધીન થવું જોઇએ નહીં, જો આપણો સ્વભાવ. બધ કસોટીઓ ખમી શકે નહીં તો એમ સમજવું કે તેને નિરોધ અને અધીનતામા લાવવા માટે ઉપર પહેરો રાખવાની ખાસ જરૂર છે, માણસના મિજાજ કે સ્વભાવમાં નિશ્ચય ન હોય તેવું બીજું કશું તેને અવિશ્વાસ કરનારૂં કથી. અને આપણે ખાત્રીથી સમજવું, કે દ્વિજ મનુષ્ય શાન્તિ અને સ્વસ્થતાની એવી ઉચ્ચ કોટિ એ એ પહોંચેલો હોય છે, કે જે ગમે તેવા પ્રતિકુલ બાહ્ય બનાવો કે સ્થિતિ ઓથી ડગે નહીં. *

---

* "आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति"

ભગવદ્ ગીતા.

* "योगस्थ कुरु कर्माणि संग त्यक्त्वा धनंजय।
"सिद्ध्यसिद्ध्यो. समो भूत्वा समत्व योग उच्यते॥
"दु खेष्वनुद्विग्नमना सुखेषु विगतस्पृह ।
"वीतरागभय क्रोध स्थितधीर्मुनि रुच्यते॥
"एषा ब्राह्मी स्थितिः पार्थ नैना प्राप्यमुह्यति॥
"स्थित्वास्यामतकालेपि ब्रह्मनिर्वाण मृच्छति॥

ભગવદ્ ગીતા.

અષ્ટાવક્ર બેઠા હતા ત્યા શ્વેતકેતુ આવ્યા તેને પોતાના પિતાના ખોળામા બેસવાની ઇચ્છા થઈ તેથી અષ્ટાવક્રનો હાથ ખેચી ઉઠાડવા માડયા અને છેવટ રૂદન કરતા એમ પણ બોલાઈ જવાયુ કે—"એ કાઈ તારા પિતા નથી એતો મારા પીતા છે" આવુ શ્વેતકેતુનુ વચન સાભળતાજ અતિશય દુખીત થયેલા અષ્ટાવક્ર પોતાની માતાપાસે ગયા આદિ મહાત્મા ઉદ્દાલકના મનમા પણ ઘણોજ ખેદ થયો તેણે શ્વેતકેતુનુ અજ્ઞાન જોયુ મનેતો જણાય છે કે—આ અજ્ઞાન દૂર કરવા માટેજ તેણે પોતાના પુત્રને નવવાર ફરી ફરીને तत्व मसि श्वेतकेतो એ રીતે ઉપદેશ આપ્યો હશે

અષ્ટાવક્રે પોતાની માતાને પુછ્યુ કે—"માતાજી મારા પિતા ક્યા છે" આનો ઉત્તર આપતા માતાને કેટલો ખેદ થયો હશે એ વિચાર સુજ્ઞ વાચનારને સોપી આપણે આગળ ચાલીશુ

માતાએ મનમા ધીરજ ધરી વિચાર કર્યો કે—આ પુત્રને કાઈ ખબર મળ્યા જણાય છે એવુ તેનુ મ્લાન વદન છે હવે જો હુ અસત્ય કહીશતો વખતે ક્રોધ કરીને આ પુત્ર મને શાપ દેશે માટે યથાર્થ કહુ એમ વિચારી જનક રાજાના દરબારમા થયેલી યથાર્થ વાર્તા તેણે પોતાના પુત્રને કહી તેજ સમયે મનમા થયેલો શોક જ્ઞાનથી શાંત કરી શ્વેત કેતુ ઉપરની રીસને પણ અષ્ટાવક્રે શમાવી દીધી પરતુ ત્યારથીજ જનક રાજાની સમક્ષ બદીનો પરાજય કરવાની પ્રબળ ઇચ્છા તેના અતઃકરણમા ઉત્પન્ન થઈ

તેજ દિવસે રાત્રિએ પોતાના મામા શ્વેત કેતુની પાસે આવીને અષ્ટાવક્રે કહ્યુ કે—માતુલ! જનક રાજાનો યજ્ઞ બહુ આશ્ચર્યવાળો સભળાય છે ત્યા જવાથી બ્રાહ્મણોના વાદ વિવાદ સાભળવાથી વિચક્ષણતા પ્રાપ્ત થશે કલ્યાણકારી વેદ ધ્વનિ કાને પડશે, અને કાઈક અર્થની પણ પ્રાપ્તી થશે માટે ઇચ્છા હોય તો આપણે ત્યા જઇએ પછી તે બન્ને જનક રાજાના સમૃદ્ધિ વાળા યજ્ઞમા ગયા પરતુ તેઓને લઘુવયના જોઇ દ્વાર પાળે તેને અદર બેસવા દીધાનહિ તોપણ તેની સાથે થયેલી વાતચિત ઉપરથી દ્વાર પાળે તેને યજ્ઞ શાળામા જવામાટે રાજાને મળવાની યુકિત બતાવી

હવે રાજાને શીરીતે મળવુ એ વિચારમા તેઓ રાજ રસ્તે ચાલ્યા જતા હતા ત્યા જનક રાજાની ગાડી તેમને સામી મળી રાજાના મનુષ્યે રસ્તો છોડી દૂર થવાનુ અષ્ટાવક્રને કહ્યુ ત્યારે અષ્ટાવક્ર આ વાક્ય બોલ્યા अधस्य पथा बधिर

# त्रिदोष संबंधी चर्चा

ત્રિદોષ કમીશનના સેક્રેટરી સાહેબ,

રા. રા. **શંકર દાજી શાસ્ત્રી પદે** તથા **અનંત નારાયણ સાંભારની** સેવામાં.

સુબઈ,

તા. ૧૩-૨-૧૯૦૧ બુધવારનાં "કાઠીયાવાડ ટાઈમ્સ"માં આપના તરફથી જે જાહેર કરવામાં આવેલ છે તે ઉપરથી આપને સવિનય નિવેદન કરવાનુ કે-

"ત્રિદોષ" એ કોઈ રોગ હોય એમ મારા જાણવામાં નથી! પરંતુ સર્વ પ્રકારના રોગોમાં ત્રિદોષ હોઈ શકે છે. ત્રિ (ત્રણ) દોપ (દોષ) આ બે શબ્દ મળીને આ શબ્દ થયો છે તેનો અર્થ વાત, પિત્ત, અને કફ એ ત્રણ દોષ. એવો આયુર્વેદાનું સાર થાય છે. આયુર્વેદના ઘણા ગ્રંથો છે પરંતુ તેમાં મુખ્ય, માનનીય ચરક અને સુશ્રુત એ બે આર્ષ ગ્રંથો છે એટલે સર્વના આધાર ભૂત તેજ છે. તેમાં ત્રિદોષના એટલે ત્રણે દોષના કુલ ૬૩ ત્રેસઠ ભેદ લખેલા છે આ ત્રણે દોષના ૬૩ ત્રેસઠ ભેદના ઉપાય રૂપે છ રસના ૬૩ ભેદ લખવામાં આવ્યા છે તેની યોગ્ય રીતે યોજના કરવાથી "સ્વાસ્થ્ય" પ્રાપ્ત કરી શકાય છે સૂત્રસ્થાનના છવીશમા અધ્યાયમાં ભગવાન્ ચરકાચાર્ય લખે છે કે—

यः स्याद्रसविकल्पज्ञः स्याचचदोषाविकल्पवित्॥
न समुह्योद्विकाराणां हेतुर्लिंगोपशांतिषु॥

સદગુરૂની કૃપાથી હું માત્ર આટલું સમજી શકયો છું. આથી આપના મનનો સંતોષ થતો હોય તો અસ્તુ. પરંતુ જો કાંઇ મારીજ ભૂલ થતી હોય અને "ત્રિદોષ નામનો કોઈ રોગ" ચરક સુશ્રુતમાંજ આપના જોવા જાણવામાં આવ્યો હોય તો મને કૃપાકરી અવશ્ય લખી મોકલશો જેથી ઉપકાર થશે.

किं बहुना सद्वैद्यवर्येषु शुभं भवतु॥

વિ. આજ્ઞાંકિત

**પ્રાણ શંકર વિ. પ્રેમ શંકર**

રાજકોટ કેમીકલ લેબરેટરીના પ્રોફેસરના

સ્નેહ યુકત નમસ્કાર.

# आलोरनी ग्रूरियामा,

## प्रवेश त्रीजो

### સ્થળ—મંત્રીનું ઘર

**मन्त्री**—(આમતેમ ફરતા ચિંતામાં) અહો! આપત્તિમાં માણસની મતિ ઠેકાણે રહેતી નથી એ સત્ય છે નહિ તો હું સિંધુદેશનો મંત્રી બુદ્ધિની કુશળતાથી કઠણમાં કઠણ કામ પાર પાડનાર ગણાઉં છું તે હજુ સુધી આવી નજીવી વાતનો પણ નિકાલ કરી ન શકો નહિ! મ્હેં કેટલા કેટલા પત્રો છુપાવ્યા? છતા સેનાપતિનો પ્રેમ આ મુગ્ધ બાલિકા ઉપરથી ઉતારી શક્યો નહિ? મ્હારી કન્યામાં એવું શું રૂપ કે ગુણ છે કે સેનાપતિ એને જોઈ આવડો મોહિત થઈ ગયો છે? શાથી એ મ્હારા નિષ્કલંક કુળમાં કલંક લગાડવા તૈયાર થયો છે? આવા અણીના મામલામાં પણ પત્ર? કોણ જાણે એમાં શું એ લખ્યું હશે?

(ડાબા હાથમાં છરો ને જમણા હાથમાં પત્ર લઈ વિમળા પ્રવેશ કરે છે સેનાપતિ તેને નિહાળી ચકિત થઈ)

દુષ્ટ રાક્ષસી! છરો લઈ પિતાને હણવા આવી છે? પાપિણી! ભલે તેમ કર ત્હને તેમ કરતા હું અટકાવનાર નથી કુલકલંક જોવા કરતા મરણ સારૂં છે કેમ ઉભી રહી? આવ આવ બેટા, આ છાતીમાં છરો ભોંક હવે એ અમરત્વ દુખોથી ભરાઈ ગઈ છે તું લાડ લડાવેલી પુત્રી છે, તો પિતાના દુખનું નિવારણ કર

**विमला**—(ગદગદ કંઠે ને આંસુથી છલમતે લોચને) પિતાજી! હું પાપિણી નથી, તેમ રાક્ષસી યે નથી, પણ આપની લાડ લડાવેલી કાળીઘેલી પુત્રી છું પૂજ્યપિતાજી! હું આપના લોહીથી હાથને દૂષિત કરવા નથી આવી, પણ આપની પાસેથી સદાને માટે વિદાયગીરી લેવા આવી છું પણ હાય! મ્હારા ભાગ્યનો જ દોષ છે કે સ્નેહમયી કન્યાઉપર પિતાને આવો સંદેહ આવે છે (શોકમાં મૂર્છા ખાઈ ભોંયે ઢળી પડે છે)

**मात्रि**—(ઉદ્વેગમાં) વિમળા! વિમળા! (તેનું માથું ચાપતા) બેટા, બોલ તો ખરી તું કેમ બોલતી નથી? બાપુ! ત્હને શું થાય છે?

**विम**—(જાગૃત થઈને) પિતાજી! થોડું જલ આપો (મંત્રી જલ આપે છે, તે પીને) હાય વિધાતા! મ્હારૂં મૃત્યુ કેમ ન આવ્યું! મ્હારા નસીબમાં ત્હેં આત્મહત્યાનું ઘોર પાપ કાં લખ્યું?

मांत्रि:—બેટા! એવું શામાટે બોલે છે? ત્હને શું થયું છે આપુ? તું આત્મ હત્યા શામાટે કરે છે?

विम'—એનું કારણ આપ શું નથી જાણતા?

मांत्रि:—પણ તુ આત્મઘાત કરવાનું શામાટે ઈચ્છે છે?

विम:—સ્ત્રીઓનાં હૃદય પ્રેમેજ ભરેલાં હોય છે. તેમને પ્રાણ કરતા પણ પ્રેમ વધારે વ્હાલો છે. આપ મ્હારા પ્રેમના વિરોધી હોવાથી મૃત્યુના કારણરૂપ છે.

मांत्रि:—બેટા, ત્હારા પિતાના કુળની મ્હોટાઇને તું ભૂલ માં. સિંધુદેશના મંત્રીની કન્યા થઈ આવી વાત મુખમાંથી કાઢ માં.

विम:—પિતાજી! આપની સન્મુખ હું કદાપિ અયોગ્ય વાત કહુંજ નહિ. સિંધુ દેશના મંત્રી બીજાને લૂટનાર કે પીડનાર છેજ નહિ. એમણે કદિ. કોઈની સ્વતંત્રતા લૂટી નથી; તો શું હવે આ ઉમરે આવેલી અસહાય કન્યાની સ્વતંત્રતા તે લૂટી લેશે?

मंत्री:—પુત્રી! તું ઉમરે આવી છું એ ખરૂં છે; પણ ત્હારી બુદ્ધિ હજુ કાચી છે. ત્હારું હિત શામાં છે તે તું હજુ સમજી શકતી નથી. તો પિતાના ઉપદેશપર અરુચિ ન કર. પિતાજ ત્હારા પૂજ્ય ને પિતૃ-ભક્તિનું પાત્ર છે.

विम:—પિતાજ મ્હારી પિતૃભક્તિનું પાત્ર છે એ સત્ય છે, પરંતુ સ્નેહના ભિન્નભિન્ન પ્રકારો છે. વાત્સલ્ય, ભક્તિ, બન્ધુત્વ ને પ્રેમ એમાં અનેક ભેદ છે.

मंत्री:—તો પ્રેમમાટે પિતૃભક્તિનો તિરસ્કાર કરવો એ કન્યાનો ધર્મ છે?

विम:—નહિ, આપની વિમલા બીજા બધા સ્નેહોને અને સુખને ત્યજવાં પડશે તો ત્યજશે; પણ પિતૃભક્તિનો કદાપિ ત્યાગ કરવાની નથી.

मंत्री:—બસ, ત્હારું મન અને વચન જો એકજ હોય તો સ્વીકાર કર કે સેનાપતિ સાથે કયારેપણ વિવાહ કરીશ નહિ સ્વીકાર કર કે આપણાં પવિત્ર કુળમાં હું કદિપણ કલંક લગાડીશ નહિ

विम'—(મંદસ્વરે.) આપ પવિત્રપ્રેમનો રસ્તો ખુલ્લો રહેવા દો. જો વિવાહ સાટે આપની ના હશે તો વિમળા કદાપિ એ વાત કરવાની નથી આપની કન્યા કેવળ પવિત્રપ્રેમનોજ અધિકાર ચાહે છે. કેવળ અંતઃ કરણનીજ તૃપ્તિ ચાહે છે. બીજું કાંઈ ચહાતી નથી. (રડે છે.)

**મંત્રી** —અરે અજ્ઞાન પુત્રી! આ જગતમાં સેનાપતિ સિવાય બીજું કોઇપણ ત્હારા પ્રેમને યોગ્ય પાત્ર નથી? માધવીની વેલી આંબાના તરૂનો આશરો લે છે, બાવળના ઠૂંઠાનો નહિ

**વિમ** —માણસનું હૃદય ગુણથી ખેંચાય છે, કેવળ કુળથી નહિ હું સેનાપતિ સિવાય બીજા કોઈને જાણતી નથી એજ મ્હારા હૃદયેશ્વર છે સદા કાળ કુંવારા રહેવું પડશે તો ભલે, પરંતુ એમને છોડી શરીર તથા હૃદયને અભડાવવા હું બીજાને પરણનાર નથી અને આપની આટલી પણ સંમતિ ન હોય તો આ ક્ષણેજ આત્મહત્યા કરી આપના કુળ કલંકની શંકા દૂર કરૂં છું (આત્મહત્યા કરવા ડાબા હાથનો છરો ઉંચકે છે, ને મંત્રી તેનો હાથ પકડી લે છે)

**મંત્રી** —(સ્નેહથી) પુત્રી! મરવાનો નઠારો વિચાર છોડી દે હું કન્યાહત્યાનો પાતકી થવા નથી ચહાતો હવે હું ત્હારા પ્રેમનો વિરોધી નહિ થાઉં તું નિરસદેહ સેનાપતિને પત્ર મોકલ

**વિમ** —(સજળનયને) પિતાજી! મ્હેં નિલજ થઈ આપને અનેક વચનો કહ્યાં છે પરંતુ આપે પિતાપ્રેમથી ઘેલી બાલિકાના વચનો સહ્યા છો સેનાપતિનો માણસ પત્ર લેવા આવ્યો છે તને આ પત્ર આપજે (જમણા હાથમાં રાખેલો પત્ર આપી ચાલી જાય છે)

---

## દૈવની ગહનતા

વસ્ત્ર ૯૨૫

અમુક મનુષ્ય નૃપતિની કુળમાં ઉત્પન્ન થયેલ છે માટે તે કાયમ સુખીજ રહેવો જોઈએ તથા અમુક મનુષ્ય ભિખારીને ત્યાં જન્મેલ છે માટે તેની છેવટ સુધી અવદશાજ રહેવી જોઈએ એ કાંઇ નિશ્ચય થઇ શક્તો નથી કારણ દૈવની ગહનતા વિચિત્ર છે ઘણાઘણા સારા ભૂપતિઓ કે જેણે વનનું સ્વરૂપ જોયેલુંજ નહિ હોય તેમ જેણે તાપ તડકો કે વરસાદના દુઃખોનો અનુભવ પણ કર્યો નહિ હોય તેવા ભૂપતિઓને વિકરાળ જંગલમાં રખડી મહા દુઃખનો અનુભવ કરવો પડયો છે રામચંદ્રજી કે જે સર્વસ્વ કરવાને શક્તિવાન હતા જે સાક્ષાત્ વિષ્ણુના અંશાવતાર હતા, જે સૂર્યવંશી પ્રતાપી હતા, છતાં પોતાના કનિષ્ટ બંધુ લક્ષ્મણ, તથા, પોતાના પ્રેમ પત્ની સીતાજીને સાથે ગણી તેને જંગલમાં રઝળવું પડ્યું તેમજ આખી પૃથ્વીની અંદર નિષ્કંટકરાજ્ય કરનારા મહા પ્રતાપિ પાંડુ પુત્રો ને પણ દુઃખ સહન કરવું પડ્યું છે સાક્ષાત્

ઈશ્વર રૂપ શ્રીકૃષ્ણ જેવા તેને સહાયક હતા છતાં પ્રથમ લાક્ષાગ્રહમાં દુષ્ટ દુર્યોધને બાળવાની કોશિષ કરી તે દુઃખમાંથી મુકત થઈ વનવાસનાં અનેક સંકટો સહન કર્યા. ત્યાં દ્રૌપદીજીના સ્વયંવરમાં તે દ્રૌપદી ને સંપાદન કરી તેના વૃદ્ધ કાકા ધૃતરાષ્ટ્રના આગ્રહથી પાછાં હસ્તિનાપુર આવી ઇન્દ્રપ્રસ્થ નામનું બીજું શહેર વસાવી દુર્યોધન સાથે વિરોધ ન થવાના હેતુથી ઇન્દ્રપ્રસ્થમાં તેઓએ રાજ્યધાની કરી આવી રીતે માંડદુંખનો અન્ત આવ્યો ત્યા પ્રતાપી ઢવોના ઉપર દુંખનું વાદળ પાછું છવાયું. વૃદ્ધ કાકા ધૃતરાષ્ટ્રે જે અર્ધરાજ્ય આપ્યું; તેથી દુર્યોધનને ઇર્ષ્યા ઉત્પન્ન થયેલી હતી તે ઈર્ષ્યામાં અભિવૃદ્ધિ થતા ચંડાલ[१] ચોકડીએ મલીને કરી રાજ્ય છીનવીછલ પાડવોને દાસો બનાવી સદ્‌ગુણ સંપન્ના, પ્રતાપી પાંડવોની પ્રિયતમા સ્વધર્મ પરાયણા મહાસતી દ્રૌપદીની તે દુષ્ટ ચંડાળ ચોકડીએ મળીને લજ્જા લેવાની કોશિષ કરી, અને દુષ્ટ દુઃશાસન ધર્મ તથા દયાનો પરિત્યાગ કરી તેનાં ભરી સભામાં વસ્ત્રો ખેચવા લાગ્યો એ પણ એક દૈવની વિચિત્રતા.

सदसि विदुरभीष्मद्रोणशारद्वतानाम्
पतिभिरमरकल्पैः पंचभिः पालिताऽपि
अहह परिभवस्य द्रौपदी पात्रमासीत्
बलवति सति दैवे बंधुभिः किंविधेयम् ॥

અર્થ.જે સભામાં દ્રૌપદીજીનાં વસ્ત્રો ખેચાયાં તે સભામાં વિદુર, ભિષ્મ, આદી ચન્દ્રવંશી ભૂપતિઓ, દ્રોણાચાર્ય, તેમજ તેના યુધિષ્ઠિરાદિ પાંચ પતિઓ તેની રક્ષા કરનારા હતા તથાપિ અરેરે? દ્રૌપદીને અત્યન્ત દુ.ખો સહવાં પડયાં. તો જો દૈવ વિચિત્ર "બલવાન" હોય તો બંધુવર્ગ શું કરી શકે?

ગમે તેવું દુષ્ટ મનુષ્ય હોય તોપણ તેનું અન્તઃકરણ અદેખાઈ અથવા કોઈ કારણથી સંપૂર્ણ ખિન્ન થયા વિના જે અન્યનુ બૂરૂં કરવામાં સ્વતઃતત્પર ન થાય ત્યારે તે ચંડાળ ચોકડીએ પાડવોનાં પત્ની દ્રૌપદીજીની લજ્જા લીધી તેમજ તેઓને વનમા મોકલી મહા દુ.ખી કર્યા એનું પણ સબલ કારણ હોવું જોઇએ. કોઈ કારણસર તેઓના અન્તઃકરણમાં પૂર્ણ દુષ્ટતાનો આવિર્ભાવ પ્રગટ થાય એવો બનાવ બનવો જોઈએ, હવે આ બનાવ શું? તે અમારા વાચકવૃંદને શંકા રહેશે. માટે તે શંકાનું સમાધાન થાય છે. પાડવોએ કૌરવોથી જુદા થઈ ઇન્દ્રપ્રસ્થમાં વસ્યા પછી શ્રી કૃષ્ણની સલાહથી રાજસૂય નામનો યજ્ઞ આરંભ્યો એ યજ્ઞ જ્યારે આરંભ્યો ત્યારે હસ્તિનાપુરથી પોતાનુ કુટંબ ગણીને યુધિષ્ઠિરે દુર્યોધનાદિક કૌરવોને પણ માનપુરસર બોલાવ્યા હતા. ત્યારે તેની સાથે શકુની

[१] દુર્યોધન દુ.શાસન, શકુની, અને કર્ણ, એ ચાર ચંડાળ ચોકડીમા ગણાતા હતા

અને કર્ણ પણ તે યજ્ઞ જોવા સારૂ આવેલ હતા ધર્મરાજાએ શ્રીકૃષ્ણની આજ્ઞાથી દરેક ભાઇઓને ભિન્ન ભિન્ન કાર્યોમા જોડયા હતા તેમા જે જે રાજાઓ ભેટ લઈને આવે તે ભેટની વ્યવસ્થા કરવી તથા રાજાઓની સરભરા કરવી એ કાર્ય દુર્યોધનને સોપ્યુ હતુ

યજ્ઞનો આરભ થયો મહારાજા યુદ્ધિષ્ઠિરના સદ્દગુણોમા લલચાયેલા તમામ નૃપતિઓ અનેક પ્રકારની ભેટો લઈને યુધિષ્ટિર રાજાને અર્પણ કરવા તેમજ તે તેમને નમન કરવા માટે એક પછી એક આવવા લાગ્યા રાજાઓ જે જે ભેટ લાવ્યા હોય તે લઈ દુર્યોધન તેની વ્યવસ્થા કરવા લાગ્યો

રાજાઓ પોતાને ત્યા જે ઉત્તમમા ઉત્તમ વસ્તુ હોય તે યુધિષ્ઠિર મહારાજાને ધરવાને માટે લાવેલ હતા કોઈ રાજાઓ ઉત્તમ જવાહીર લાવ્યા હતા, કોઈ પોખરાજ, કોઈ હીરા, કોઇ માણેક, કોઈ મોતી, કોઇ ઝવેર, કોઈ સુદર જરીયનવસ્રો, કોઈ સુદર આભરણો કોઈ કોહીનૂર વિગેરે વિગેરે ઉત્તમ ભેટ લાવી યુદ્ધિષ્ઠિર મહારાજા ઉપર ઉત્તમ જાતની લાગણી દર્શાવવા લાગ્યા આ સઘળુ ભેટ લેવાના કાયમા જોડાયલા દુર્યોધને જોયુ અને અન્તાકરણમા વિમાસવા લાગ્યો, વિચાર કરવા લાગ્યો અગ! આયુધિષ્ઠિર ઉપર અન્ય નૃપતિઓનો આવો સ્નેહ? આ શુ? યુદ્ધિષ્ઠિર રાજા ઉપરની લાગણી આગળ પોતાના દ યની તો તેઓ કશી દરકારજ નથી કરતા તેમ ઉત્તમ વસ્તુની પણ દરકાર નથી કરતા માત્ર મારા મનમા આશ્ચય એ થાય છે કે તેના કરતા પણ મોટો તો હુ કહેવાઉ છતા કોઈ નૃપતિઓ મારીતો પરવાજ રાખતા નથી મારી તરફ તો મસ્તક માત્ર પણ નમાવતા નથી અને યુદ્ધિષ્ઠિરનાતો ચરણમા જઈને પડે છે આનુ કારણ શુ? શુ મારાથી તે અધિક? તેમ સમૃદ્ધિ તરફ જોઉ છુ તો તેની સમૃદ્ધિ આગળ મારી સમૃદ્ધિ કશા પ્રમાણમા નથી આ માત્ર જે ભેટો આવેલ છે તેમાજ જે રત્નોના, હીરાના, માણેકના, મોતીના, જવાહીરના, કોહીનૂર વિગેરેના ઢગલા થયેલ છે તેવા મે મારી દ્દષ્ટિથી કદી પણ જોયા નથી આ મારાથી જોઇ શકાતુ નથી કારણ મે આપેલ રાજ્યને ભોગવનાર મારાથી અધિક વધી જાય તે કેમ સહિ શકાય?

આમ પાડવોના દૈવની વિચિત્રતાને લીધે તે દુષ્ટ દુર્યોધનના અન્ત કરણમા ઈર્ષ્યા પ્રગટ થઈ, રોમેરોમ ફુટતા ફેલાવા લાગી સમૃદ્ધિઓના તેજથી અજાઈ તેવીજ સમૃદ્ધિ મેલવવાના લોભમા પડેલ હોવાથી ક્રોધ, અહકાર, મોહ વિગેરે તમામષટ્ શત્રુઓ પણ તે દુષ્ટના અતરમા પ્રગટ થવા લાગ્યા એટલામા તેનો મામો શકુની તેની પાસે આવ્યો અને અન્ત કરણમા ઈર્ષ્યાને લીધે પૂર્ણ વિમાસતા દુર્યોધનને તેનુ કારણ પૂછતા પોતાના અન્ત કરણમા જે વિચારો ઘોળાતા હતા તે તમામ શકુનીને જણાવ્યા ત્યારે શકુની બોલ્યો, ભાઈ તુ તો માત્ર

આ સમૃદ્ધિથીજ મોહ પામ્યો પણ હજી તારે ઘણું જોવાનું છે એક સુંદર સભા બનાવેલ છે તે તો હજી તેં જોઇ નથી શુ તેની સુંદરતા છે? શું તેની સુદર રચના છે? તે જોઈશ તો તો તુ ખરેખરો વિકલ બનીશ. અને તે ઉપરથી તું ઇન્દ્રપ્રસ્થને પણ છીનવી લેવાની ખરેખરી કોશેષ કરીશ એમ મને ખાત્રી થાય છે. ચાલ, જો તો ખરો આ વખતેજ જોવા જેવી છે કારણ આ સમયેજ તે સભા પૂર્ણ શોભાયમાન કરી ખુલ્લી મૂકેલ છે, માટે આ વખતેજ ચાલ. આવાં મામા શકુનીનાં વચનો સાંભળીને તે તે સભા તરફ ચાલ્યો.

આસભા અર્જુનના પરાક્રમથી બનેલી છે એમકહીએ તો કહીં શકાય કારણ કે અર્જુને જ્યારે ખાંડવ નાંમનું વન બાળવા માંડયું ત્યારે તેની અંદર એક મયાસુર નામનો રાક્ષસ વસતો હતો, તેને અર્જુને બચાવ્યો. તે રાક્ષસશિલ્પ ક્રિયામાં કુશળ હતો તેથી અર્જુને તેનો પ્રાણ બચાવ્યો તેના બદલામાં પ્રસન્ન થઈ તેણે આ સુંદર સભા બનાવી આપી. તે સભાની અંદર જવાના રસ્તામાં જળની ભ્રાન્તી થાય એવા કાચ થોડીક જગ્યામા ઢાળેલ હતા. તથ જેની અંદર જરાપણ પાણી નિહાળવાથી કાચની ભ્રાન્તી થાય એવો એક જળનો કુંડ કરેલ હતો તે પણ સભાની અંદર જવાના રસ્તામાંજ હતો—

એ વખતે યુદ્ધિષ્ટિર રાજા પોતાના ચારે ભ્રાતો સાથે અવભૃથ સ્નાન કરી સુંદર અલંકારોતથા સુશોભિત વસ્ત્રો ધારણ કરી બેઠા હતા તેમા સભાની વચમાં રહેલ તેમજ જેની અંદર હીરા, માણેક, તથા અનેક રત્નો જડેલાં હતાં અને તેનેજ લીધે આખી સભાને દીપાવતા એવા મોટા સિંહાસન ઉપર મહારાજા યુધિષ્ઠિર બિરાજ્યા હતા તથા તેની બાજુમાં રહેલાં બીજા સિહાસનો ઉપર તેમના બંધુઓ બિરાજેલા હતા. યજ્ઞોત્સવ નિમિત્તે આવેલા નૃપતિઓ પણ પોત પોતાના અધિકાર પ્રમાણે બેઠેલા હતા. યદુકુલમણિ શ્રીમાન્ કૃષ્ણ પરમાત્મા પણ ભીમ અને અર્જુન વચ્ચે એક સિંહાસન ઉપર બિરાજ્યા હતા. આમ સુંદર વસ્ત્ર તથા આભરણો ધારણ કરીને બેઠેલા તમામ નૃપતિઓ, તથા મહા પ્રતાપી પાંડુપુત્રોથી એ સભા અત્યન્ત શોભતી હતી. તેમજ તે સભાની રચનાજ અવર્ણનીય હતી—

(અપૂર્ણ)

## રા રા ગૌરીશંકર ઉદયશંકર ભી એસ આઈના નાના પુત્ર પ્રભાશંકર ગૌરીશંકરનો સ્વર્ગવાસ

લખવાને અતિ ખેદ થાય છે કે રા રા ગૌરીશંકર ઉદયશંકર ભી એસ આઈ જેઓ ભાવનગરના રાજ્યની સેવા બજાવવામા સુપ્રસિદ્ધ છે, તેમના નાના પુત્ર અને હાલના દીવાન રા રા વિજયશંકર ગૌરીશંકરના ભાઈ રા રા પ્રભાશંકર ગૌરીશંકર ચાલતી સાલમા ફાગણ શુદ ૭ સોમવારે સ્વર્ગવાસ થયા છે તેઓનો જન્મ ૧૯૦૦ ના માગશર વદી ૩ ભૃગુવારે ગોઘા ગામમા થયો હતો તેઓએ પોતાની બાલ્યાવસ્થામા ગોઘા ગામમાજ ગુજરાતી અભ્યાસ કરી ભાવનગરમા જ્યારે એંગ્લોવરનાક્યુલર સ્કુલ સ્થાપન થઈ ત્યારે તે સ્કુલમા ઇંગ્રેજી અભ્યાસ કર્યો હતો તે વખતના સમયને અનુસરી અભ્યાસ પુરો થઇ રહેતા તેઓ ભાવનગરના રાજ્યની નોકરીમા જોડાયા હતા સત્તર વર્ષની વયે ભાવનગર સસ્થાન ઉમરાળા મહાલના તેઓ વહીવટદાર થયા હતા ત્યા ઘણી બાહોશીથી કામ ચલાવી તે પરગણાના ખેડુતોની સ્થિતિ સુધારી તેમજ કુવાઓ, ધર્મશાળાઓ, જળાશયો અને ઉતારાઓ વીગેરે, નામદાર દરબાર શ્રી તરફથી બધાવી તે મહાલ આબાદ કરવાથી તે વખતના નેકનામદાર મહારાજા સાહેબ સર જસવતસિહજી કે સી. એસ આઇ બહાદુરે પ્રસન્ન થઇ તેમને કુડલા મહાલના વહીવટદારની જગ્યા આપી હતી ત્યા ઘણી ચાલાકી અને બાહોશીથી કામ લઈ એ પરગણાઓમા પણ સારી આબાદી કરી હતી તેમજ કુડલા પરગણાના કાઠી ખુમાણો તથા બાબરીઆવાડના ઘાખડા રૂખડ વીગેરે વાઘેર લોકો સાથે સામેલ થઇ ભાવનગર ઉપર બહારવટે નીકળેલા તેમને પકડવા આજમ વજેશંકર ગૌરીશંકર કુડલા પરગણામા ગયેલા, તે વખતે તે વિકટ કામમા પણ તેઓએ સારી મદદ કરી હતી અને એ પ્રમાણે સારીરીતે એક નીષ્ટાથી નોકરી બજાવી નેકનામદાર મહારાજા સાહેબને સતોષ આપવાથી સવત ૧૯૨૯ ની સાલમા ભાવનગર સસ્થાનના દસક્રોઇ મહાલના વહીવટદારની જગ્યાએ તેમને નીમવામા આવ્યા હતા આ મહાલ ભાવનગરની આસપાસના કેટલાક ગામો એકઠા કરી બનાવવામા આવ્યો હતો અને તે વખતે મહાલ ઘણી ગુચાવાડા ભરેલી સ્થિતિમા હતો ત્યા પણ બાહોશીથી કામ ચલાવી સર્વે પ્રકારની ગેરવ્યવસ્થાની અડચણો દુર કરી ખેડુતોની સ્થિતિ સુધારી કુવાઓ તથા જળાશયો, ઉતારા, થાણાદાર વીગેરેની કચેરી વીગેરે નામદાર દરબારશ્રી તરફથી બધાવી તે મહાલ આબાદ કર્યો હતો આ મહાલમા પ્રથમ કુવાઓ ઘણાજ થોડા તથા પાણી પણ થોડુ હતુ તેથી વધારે કુવાઓ અને જળાશયો બધાવી તે મહાલમા સારી રીતે પાણી થવાથી તે વખતના જોઈન્ટ એડમીનીસ્ટ્રેટર સાહેબ મેહેરબાન ઈ એચ. પરસીવલ સાહેબ ઘણા ખુશી થયા હતા અને તેમના

સંતોષકારક કામથી સંવત ૧૯૩૫ની સાલમાં જોઈન્ટ એડમીનીસ્ટ્રેટર સાહેબના વખત પછી રાજ્ય ખર્ચના ઉપરી તરીકે નેકનામદાર મહારાજાસાહેબ સર તખ્તસિંહજી. જી. સી. એસ આઈ એલ. એલ. ડી. બહાદુરે નીમ્યા હતા. રાજ્યકાર્યની આ જોખમવાળી જગ્યાઉપર પણ તેઓએ ઘણી બાહોશીથી કામ લઈ દરેક કામમાં સારીરીતે ફતેહમંદ નીવડયા હતા દીલ્હી એ સેમ્બ્લેજના મોટા મેલાવડામા નામદાર મહારાજા સર તખ્તસિંહજી. જી. સી. એસ. આઇ. એલ. એલ. ડી બહાદુર પધારેલા તે વખતે પણ તેઓ નોકરીમા સાથે ગયા હતા. તેઓએ રાજ્યની એક નીષ્ઠાથી અને ખરા અંતઃકરણથી સારી સેવાઓ બજાવેલી છે. તેમજ તેઓ જે જે મહાલોમાં ગયા ત્યાંહાંની પ્રજા વગેરેની પણ પૂર્ણપ્રીતિ મેળવી હતી. અને લોકો તેમના તરફ હમેશા ખુશ નજરથી જોતા હતા.

તેઓનો સ્વભાવ ઘણો દયાળુ હતો. ગરીબ અનાથ લોકો તરફ તેઓની હમેશાની દયાની લાગણી રહેતી હતી. મીઠી વીલડી, જે કે ભાવનગર સંસ્થાનનું ખદડપર મીઠી વીલડીનું સમુદ્ર કીનારે પવિત્ર તીર્થ છે અને ભાવનગર સંસ્થાનના રાજ્યકર્ત્તામાંના વીરપુરૂષ મોખડાજી ગોહેલના નીવાસથી પ્રખ્યાત છે, તે મીઠી વીલડીના તીર્થમાં સદાવ્રત તથા ધર્મશાળા બાંધેલ છે. જેથી સાધુ પુરૂષો તીર્થ યાત્રા કરતા ત્યાં આવે છે તેમને સીધું આપવામાં આવે છે અને ધર્મશાળામાં રહે છે. જેસર મહાલમાં તેઓ વહીવટદાર હતા ત્યારથી એ ગામ પોતાને અધિક વહાલું હોઇને ત્યાંહાં પણ ધર્મશાળા બંધાવેલી છે. તેથી રાહ મુસાફર લોકો તથા સાધુસંત વીગેરેને વિશ્રામ સ્થાન થઈ પડેલું છે. તેમજ કુંડલા ગામમાં નાવલી નદીમાં પોતાના તી. પીતાશ્રીના નામથી ગવરીકુંડ બંધાવેલ છે તથા શ્રી કાશીવિશ્વનાથનું મહાદેવનું દેહરૂં બનાવેલ છે ત્યાંહાં કુંડપાસે પણ પોતા તરફથી એક ઘાટ બંધાવેલ છે.

તેઓ વિદ્યાદાન આપવા તરફ પુરા ઉત્સાહી હતા. જે કોઇ ગરીબ નીરાશ્રિત માલમ પડે તેને પોતા તરફથી દર વરસે અમુક રકમ બક્ષીશ આપી વિદ્યાભ્યાસ કરવામાં મદદ કરતા હતા. બનારસમાં હિંદુ કોલેજ સ્થપાયેલ છે તેમાં પોતે સારી રકમ ભરેલી છે—તેમજ ગરીબ નીરાશ્રિતો તરફ દયાની લાગણીથી વખતોવખત ખાનગી રીતે મદદ કરતા હતા. સુરત તથા અમદાવાદમાં આગ તથા પાણીના કામમા સારી રીતે મદદ કરવામા પણ તેઓ પશ્ચાત રહ્યા નથી. બ્રાહ્મણ તથા વિદ્વાન અને સન્યાસી મહાત્માઓ તરફ પણ સારી આસ્તા હતી. તેઓએ બે વખત કાશીયાત્રા કરેલી છે અને તે પવિત્ર તીર્થમા મહારૂદ્ર તથા ગાયત્રી પુરશ્ચરણ વીગેરે કરાવેલ છે—તેમનું અંતઃકરણ શુદ્ધ હતુ. અને સાચા તરફ પ્રીતી રાખી જુઠાને ધીક્કારતા હતા. ખરૂં બોલવું એ તેમનામાં ઉત્તમ ગુણ હતો.

વેપાર કરવામાં પોતે સારી સમજ શકિત ધરાવતા હતી. વેપારીઓ સાથે સલુકાઇથી વર્તવાથી ઘણા વેપારીઓના તેઓ પ્રીતી પાત્ર હતા તેમના સ્વર્ગવાસથી ઘણાં સ્નેહીઓએ પોતાનો એક ઉત્તમ સલાહકાર ખોયો છે—તેઓએ પોતાની પાછળ એક વિધવા સ્ત્રી એક પુત્રી તથા એક દોહીત્ર તથા બહોળું કુટુંબ મૂકેલું છે—

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૯ મું ]     વૈશાખ, સંવત ૧૯૫૭     [અંક ૭ મો.

॥ यतो धर्मस्ततो जय ॥



## साधु चर्या

( ઉ. વિજય ૭૬ )

जे तुंबी कर लइ घर डोले मांगे भीख तथापि न लाजे ॥
जे सुखसेज पटंबर भूषण, चोळे चंदन तो नहिं राजे ॥
जे कोइ आवी कहे सुखथी कंई, जाणे तथापि मने नव राखे ॥
मानव ! संशयदूर करो सहु, जे कंइ साधु करे ते छाजे ॥
कोइक निंदन कोइक वंदन, कोइक आवी करावे भक्षण ॥
कोइक आवी लगावे चंदन, कोइक नांखे धूलि ततक्षण ॥
कोइ कहे आ मूरख लागे, कोइ कहे आ अति विचक्षण ॥
कोइथी राग के द्वेष नहिं कदी ए सहु जाणवां साधु सुलक्षण ॥
तात मळे वळी मात मळे सुत, भ्रात मळे युवती सुखदाई ॥
राज मळे हय हस्ति मळे, सहु साज मळे मन वांछित भाई ॥
लोक मळे सुरलोक मळे, विधिलोक मळे वैकुंठे जाई ॥
मानव ! अन्य मळे सहु सुख, संतसमागम दुर्लभ भाई ॥

## वृद्धविवाह.

આજ કાલના શિષ્ટ લોકો બાલવિવાહની પેઠે વૃદ્ધવિવાહ પણ કરે છે. આવા વિવાહ ધનના કારણથી થાય છે, અને ધનવાનોમાંજ આવી વાત થાય છે. તે ધનવાળા લોકો બુઢાપણામા સ્ત્રિનો વિયોગ સહન નથી કરી શકતા તેમજ ભોગ વિલાસ કરવાને પણ અશકત હોય છે, તથાપિ ઈંદ્રિયોના ચપલપણાથી ઘણું ધન ખર્ચી વિવાહ કરે છે. કોઈ કન્યા દેવાવાળા એમ બુઢાને કન્યા દેવાને શકિત થશે એવું માનીને, પોતાનું વૃદ્ધપણું બતાવવા વાસ્તે સફેત વાળોને કોઈ લેપ અથવા કલ્પ કે ઔષધિ લગાડી કાળા કરે છે, અને એવી સ્ત્રીને પોતાની યુવાની બતાવી વિવાહ કરે છે—જેમ નીતિકારે લખ્યું છે કે હિમથી પીડીત થયેલાને ચંદ્રમાના કિરણો શાંતિ કરતા નથી, ઘામથી વ્યાકુળ થએલાને સૂર્યથી શાન્તિ નથી થતી, તેવીજ રીતે જેની ઇંદ્રિયો વૃદ્ધવસ્થાથી શિથિલ થયેલી છે એવા પતિથી સ્ત્રિયોને પૂર્ણ સુખ પ્રાપ્ત થતું નથી. જેવું બાલ વિવાહમા સુખદુઃખ રહેલું છે તેવું જ આમાં પણ છે, તથાપી તેથી અધિક એ છે કે જે લોકો ધનના લોભથી કન્યાને વેચે છે, તેઓને કન્યા વેચવાનું મોટુ પાપ લાગે છે; તેમજ ભોગને માટે પૈસા આપી કન્યા વેચાતી લેવાથી ધર્માદિ કાર્યમાં તેનો અધિકાર ન હોવાથી, તેની સાથે બેસી જે કંઈ ધર્મકાર્ય કરે તે નિષ્ફળ જાય છે, અને તેવી કન્યાથી ઉત્પન્ન થએલ પુત્રના હાથથી અપાયેલા પિંડદાનથી પિતૃને તૃપ્તિ પણ થતી નથી. એ કારણથી એવી વેચાતી લીધેલ સ્ત્રીથી કોઈ પ્રકારે કુલની ઉન્નતિ થતી નથી. આ લોકમા સ્ત્રીઓમાં તેમા પણ વિશેષે કરી કલિયુગના સ્ત્રીયોમાં પોતાની શોક્ય (સપત્નિ) તેના પુત્રો અને તેના સંબંધિયોમાં ઈર્ષા થાય એવો સ્વભાવ હોય છે, તેથી પૂર્વની પત્નિના પુત્રો વિષે ઈર્ષાથી પતિનુ વૈમનસ્ય કરાવે છે કે જેથી પૂર્વના સંબંધથી પણ એની કુલોન્નતિ ન થાય તેવુ આચરણ કરે છે, જેથી વિદ્યમાન કુળનો ઉચ્છેદ એ બીજુ ફળ પ્રાપ્ત થાય છે ધનિકલોકોનું પાણિગ્રહણ કરવાથી ધનમદથી છકેલી અને વૃદ્ધપતિ મળવાથી જેને સંસાર સુખ બરાબર પ્રાપ્ત થયેલ નથી એવી કન્યા પતિસેવા કેવી કરશે એ બાબત સુજ્ઞ જનોએ વિચારી લેવી એ રીતે પતિ સેવા જેવી રીતે કરવી જોઈએ તેવી રીતે તે સ્ત્રીથી નહિં થઈ શકે એ વૃદ્ધ વિવાહનું ત્રીજું ફળ છે

કોઈ કોઈ ધૂર્ત લોકો વિવાહમાં વ્યસનવાળા વૃદ્ધપુરૂષોને માટે ઉદ્યોગ કરવા તત્પર થાય છે, અને જેનું નામ કે ગોત્ર માલૂમ નથી એવી કોઈપણ કન્યા દેખાડીને તેનો કપટથી વિવાહ કરાવી પોતાની મતલબ સાધી લે છે. તે પછી પેલી કન્યાપણ આગળ મળેલી સૂચના અને સંકેત પ્રમાણે થોડા દિવસમાં પાતઘરથી નીકળી ચાલી જાય છે, ત્યારે વિવાહિત વૃદ્ધ પુરૂષ નાઉમેદ અને સુસ્ત થઈ જાય છે.

આ પ્રમાણે વૃદ્ધ વિવાહના વિષયમા કોઇ આપ્તજન પાસેથી સાંભળેલ વૃત્તાન્ત દૃષ્ટાન્તરૂપે આહિ દેખાડિયે છિએ ગૂજરાત દેશમા એક બૂઢો ધનિક વણિક રહેતો હતો પચાશ વર્ષની તેની અવસ્થા થઈ ત્યારે તેની સ્ત્રી મરી ગઈ એ સ્ત્રીનો વિયોગ સહન ન થવાથી, વિવાહની લાલસામા ચોરે તરફ કન્યાનો પત્તો મેળવ્યો પરતુ પોતાને યોગ્ય કન્યા ન મળી એટલામા કોઈ ધૂર્ત સ્ત્રી વિષયમા તે વૃદ્ધની અધિક લાલસા જોઈ, અને કોઈ ગણિકાની એક રૂપવતી અને ચતુર કન્યાને તે ગણિકા પાસેથી પોતાને ઘેર બે માસ પર્યન્ત રાખવાના રૂપૈયા (૨૦૦) આ કે રમો ઠરાવી તે કન્યાને કોઇ ગામમા લઈ ગયો અને જેનો દેશ, ગોત્ર કે નામ કોઈ જાણતુ નથી એવા સ્ત્રી–પુરૂષને તેના માબાપ ઠરાવી, પેલા કન્યાભિલાષી વૃધ્ધની પાસે આવી કહેવા લાગ્યો કે, અમુક ગામમા એક કન્યા છે, તે જો આપની ઈચ્છા હોય તો આપને અપાવુ એવા ધૂર્તના વચન સત્ય માનીને પોતાની જાતિ અનુસાર તે કન્યાથી વિવાહ કરી પેલો વૃધ્ધ પુરૂષ તે કન્યાને પોતાને ઘેર લાવ્યો ચાર દિવસ પછી પોતાની સ્ત્રીને તેને પીયર મોકલી તે વખત દરમ્યાન પેલો ધૂર્ત, પોતાની ઇચ્છાનુસાર તે વૃધ પાસેથી દ્રવ્ય લઈ, પેલી કન્યાને ગણિકાને ઘેર પોચાડી દીધી અને પેલા કૃત્રિમ માતા પિતાને પણ બીજે ઠેકાણે પહોચાડી પોતે ક્યાઈ પણ ગુપ્ત થઈ ગયો

॥ થોડા દહાડા પછી ભાર્યાના કુશલ ખબર જાણવાની ઇચ્છાથી પેલા વૃધ્ધે કેટલાક પત્રો લખ્યા પરતુ ઉત્તર ન મલવાથી પોતે જાતે ત્યા ગયો, તો કોઈ સ્ત્રી ન દીઠી તેમજ પોતાના સાસુ સસરાને પણ ન દીઠા તે ઉપરથી તેણે ગામવાળા લોકોને તે બાબત પૂછ્યુ તો ઉત્તર મળ્યો કે "તમારા સાસુ સસરા આ ગામના રહીશ નથી, બે માસ પહેલા આહિ આવી રહેલા હતા, અનેકમ દિવસથી આહીથી ચાલ્યા ગયા છે તે કયા ગયેના છે તે અમોનેખબર નથી " આ પ્રમાણે વચન સાભળવાથી પેલો બૂઢો બહુ દુખી થયો અને ઘેર આવી વિચાર કરવાથી નિશ્ચય થયો કે આ કામ કોઈ ધૂર્તનુ છે ઠગ પણ જ્યા ન મળ્યો, ત્યારે તે વૃધ્ધને અજાણથી વેશ્યાસગ કર્યા તેનો દોષ દૂર કરવા પ્રાયશ્ચિત્ત પણ કરવુ પડ્યુ

વૃધ્ધ લોક કેવળ ધનમદથી અથવા ઈદ્રિયોની ચપળતાથી ચાહે તો વિવાહ કરો, પરતુ જે માબાપો પોતાની કન્યાને આગળ ઉપર થનાર સુખદુખનો વિચાર ન કરતા વૃધ્ધો સાથે પરણાવે છે એ બાબત તેમની નિર્દયતા માત્ર દર્શાવે છે–સ્ત્રીઓને સુખનો હેતુ આ લોકમા કે પરલોકમા પતિજ છે તો એ પતિ વૃદ્ધ હોવાથી કન્યાઓને તરૂણાવસ્થામાજ વૈધવ્ય પ્રાપ્ત થાય તો તેઓ પોતાની અવસ્થા કેવી રીતે કાઢશે? જો કદાચિત્ કઠણપણાથી પણ સ્વાધીન ન થનારી ઇદ્રિયો બળવાન થવાથી તે કન્યાઓ ખરાબ ચાલચલણની થઇ જાય

તેજમાં ચળકતાં શસ્ત્રો નિહાળો તો જણાશે કે આથી મ્હોટો ઉત્સવ કોઈ હોઈ શકે ખરો?

**બ્રાહ્મ**:—(મનમાં.) આમાં આપણને કાંઇ લાભ નથી. યુદ્ધ પુરૂં થતાં સુધી ભિક્ષાવૃત્તિ કરવા બહાર નહિ નીકળાય એટલુ ઉલટુ નુકસાન છે. (પ્રકાશ.) બીજુ કાંઈ અમંગળ તો નહિ થાય ને?

**વીર**:—શે! નિર્માલ્ય યવનજાતિ તરફથી અમંગળની બીક? યવનોને ઘણો મદ ચ્હડી ગયો છે; પરંતુ બધો મદ આજે તોડી નાંખીશું. અનેક મ્લેચ્છોનાં માથાં તોડી ફોડી શ્વાન ને શિયાળનાં ડાચાંમાં ફેંકી દેશું. અને આ શસ્ત્રથી....(આવેશમાં આવી જતા મ્યાનમાંથી તલવાર તાણેછે.)

**બ્રાઃ**—(તલવારના ચમકારાથી બ્હી; પાછો ભાગી, ચીસ પાડીને) હું હું બ્રાહ્મણ છું. નિરપરાધી છું; મ્હને મારશો માં.

**વીર**:—બ્રાહ્મણ દેવતા આપ બ્હીશોમાં. હું તો કેવળ આપને દર્શાવું છું કે આ શસ્ત્રથી હજારો યવનોના મુંડો ફોડી નાખીશ. ને પૃથ્વીપર યવન નામનું ચિન્હ પણ રહેવા નહિ દઉં....ચિન્હ પણ રહેવા નહિ દઉં....(પછવાડેથી અનેકવીરો "ચિન્હ પણ રહેવા નહિ દઉં," ચિન્હ પણ રહેવા નહિ દઉં" એમ બોલતા ને શસ્ત્રો ચળકાવતા પ્રવેશ કરે છે.)

**વીર**:—સ્નેહીવીરો! ત્હમે બધા આગળ ચાલો ને જયઘોષ કરતાં વાજા અને તુરાઈના નાદ સાથે તમારી વીરહાકનો જયધ્વનિ કરી તમામ સિંધુવાસીઓને એકદમ જાગૃત કરો.

**બ્રાઃ**—આ શું આપની સેના છે?

**વીર**:—હાજી, એ મ્હારી સેના છે ને હું એનો સેનાપતિ છું.

**બ્રાઃ**—એ લોકો ક્યાં જાય છે?

**સેનાપતિઃ**—આ ઉડતી રાજ્યપતાકા અને વાગતાં રણવાદ્યો જે આગળ આગળ ચાલે છે, તેની સાથે આ બધા વીરો સિંધુદેશના તમામ શસ્ત્રધારીઓને સ્વદેશની સ્વતંત્રતા રક્ષવાના મંગલ આમંત્રણ કરવા બહાર નીકળ્યાછે.

**બ્રાહ્મણઃ**---આપ પણ એની સંગે જશો?

**સેનાપતિઃ**— હાંજી. આપ પણ જોવા ચહાતા હો તો ચાલો. ને શું બોલે છે તે સાંભળો.

**બ્રાઃ**—ભલે ચાલો. (સાથે ચાલે છે.)

**બધાવીરો**:-(એકસાથે આકાશ ભેદી નાદથી) જે કોઇ ક્ષત્રી હોય, વૈશ્ય હોય, ગૃહસ્થ હોય, દીન હોય, જ્ઞાની હોય, મૂર્ખ હોય, બાળક હોય, વૃદ્ધ

હોય છે માટે ને હોય પણ જ સ્વદેશ પ્રેમી હોય ને એનું એકનાગ પણ શસ્ત્ર ચલાવવાનો મહાવરો કર્યો હોય, તો તું સ્વદેશની રક્ષમાટે નામ્ઝો લઈ નઆમભૂમિના પ્રતિ ક કરવો ને યવનોના લોહીથી તલવાર રંગવી કોઈ બીકણ પેઠે ઘરમાં સંતાશો મા, સંતાશો મા નહિ તો દેશની સ્વતંત્રતા જશે જશે સ્ત્રી જાતિની આબરૂ જશે જશે યવનોટો વીરનામને યોગ્ય નથી નવી એ નિરને ઘાતકી છે બાળકને વૃદ્ધના લોહીથી એમની તલવાર કલંકિત છે કલંકિત છે માટે ચાલજે ચાલજે વીરપુરુષો ચાલજે ચાલજે

अ. —(આશ્ચર્યથી) અહો! કવી વાક્યતુગઇ? કવી મ રમોહિની? દેશની તમામ પ્ર તને આણે એકવારે જ ઉત્સુક બનાવી દીધી! અહોહો! કેવો આનો ઉત્સા ! મૃત્યુ તો જાણે એના લેખામાં જ નથી? ધન્ય છે વીરા ત્હને ધન્ય છે ધન્ય છે ત્હારા ઉત્સાહને ધન્ય છે ત્હારા જેવા બહાદુર નરની કદાપિ હાર થાય તોપણ ત્હારા એ જય જ છે ત્હારું વીરનામ જગત્માં સનાતન અમર જ છે.

(સર્વે જાય છે)

ज का पाठक

---

## अष्टावक्र

(લખનાર પી પી પટણી)

અનુ પાને ૧૨૦ થી

માટે આજે હું બ્રાહ્મણોની સમક્ષ તે બંદીનો પરાજય કરવાને આવેલો છું, વાસ્તે તે ક્યાં છે તે કહો

રાજા—હે બાળક! તું બંદીના બળને ન જાણતા તેને જીતવાનું કહે છે પરંતુ આહિ આવેલા વેદ જાણનાર બ્રાહ્મણોએ, તેને જોયો છે અને સૂર્ય પાસે તારાઓ શોભારહિત થઈ જાય તેમ શોભા રહિત થયા છે હે બાળક શાસ્ત્રાદિના જ્ઞાનથી મદોન્મત, અમે તેને જીતશું એમ બોલનાર અને તેને જીતવાની ઈચ્છાવાળા ઘણા બ્રાહ્મણો તે બંદી પાસે આવ્યા પણ ઉલટો પોતાનો પરાજય થવાથી શોભા વિનાના થઇ ગયા છે

અષ્ટાવક્ર—હે રાજન! એ બંદીએ હું સરખા સાથે વાદવિવાદ કર્યો નથી તેથી તે નિર્ભય અને સિંહ સરખો થયો છે પણ જ્યારે તે મારી સાથે વાદ વિવાદ કરશે અને તેમાં હું તેને જીતીશ ત્યારે સુતેલા પુરૂષની પેઠે જડ સરખો બની જેમ ભાગેલ પૈડાવાળું ગાડું ચાલી શકે નહી તેમ ચાલી શકશે નહી ।

વિદેહ રાજાના મનમાં વિચાર થયો કે—આ બાલકને હિમ્મત ઘણી છે પરંતુ તેમાં કેટલું જ્ઞાન છે તે પ્રથમ મારે જાણવું જોયે એમ વિચાર કરી તેને પુછયું કે—

રાજા—નિદ્રામાં નેત્ર કોણ વિચતું નથી?

અષ્ટાવક્ર—માછલાં

રાજા—ઉત્પન્ન થયાની વખતે કોણ હાલતું નથી?

અષ્ટાવક્ર—ઈંડાઓ.

રાજા—કોને હૃદય નથી?

અષ્ટાવક્ર—પથ્થરને.

રાજા—કોણ વેગથી વૃધ્ધિ પામે છે ?

અષ્ટાવક્ર— નદિઓ. આવી હાજર જવાબીથી પ્રસન્ન થઈ રાજા વિદેહે કહ્યું કે—

न त्वांमन्ये मानुषं देवसत्व।
नत्वांबालः स्थविरः संमतोमे॥
नते तुल्यो विद्यते वाक् प्रलापे।
तस्मा द्वारं वितराम्येष बंदी॥

હે દેવ સરખા પરાક્રમી હું તમને મનુષ્ય છો એમ માનતો નથી, તું બાલક નથી પરંતુ મોટો વૃધ્ધ છો એમ માનુંછું બોલવામાં તારા સરખો કોઇ નથી માટે તને યજ્ઞ મંડપમાં જવાની રજા આપું છો. જો આ બંદી રહ્યો.

અષ્ટાવક્રે બંદીને જોઈને કહ્યું કે—અતિવાદ કરવાના ગર્વ યુક્ત હે બદિ સુતેલા વ્યાઘ્ર સરખા, વિષયુક્ત મુખ તથા જીભને ફડફડાવતા સર્પ સરખા, અને તેં જેના પિતાને વાદમાં જીતીને જલમાં નાખી દેવારૂપે મસ્તકમાં લાત મારી છે એવા આ અષ્ટાવક્રને તું જાણ, મારી સામે આવી વાદકરવા સ્થિરથા, હું આજ તને દંશ કર્યા વગર મુકીશ નહી. આટલું બંદીને કહીને અષ્ટાવક્રે રાજા વિદેહને કહ્યું કે—હેરાજન્ જેમ સર્વ દેવોમાં ઇંદ્ર અને સર્વ નદીઓમાં ગંગાજી શ્રેષ્ટ છે તેમ સર્વ રાજાઓમાં તમે શ્રેષ્ટ છો. તો બંદીને મારીપાસે લાવો છેવટે રાજાની ઇચ્છાનુસાર તે બન્નેનો વાદ શરૂ થયો અષ્ટાવક્રે બંદીને કહ્યું. કે— પ્રથમ હું વાકય બોલું તેનો તું મને ઉત્તર આપ અથવા તું બોલે તો હું તને ઉત્તર આપું. બંદીતો આ બાલકને જોઇને આશ્ચર્યજ* પામી ગયેલો અને વાદ શરૂ કરતાં તેને એવોજ વિચાર આવેલો કે—જેમ કોઈ બાલકને "એકી બેકી" ની રમતથી જીતાય તેમ આ બાલકને જીતી લેવો છે એથી એવાજ ક્રમથી વાદ પ્રથમ તેણે શરૂ કર્યો

* ઠરાવ એવો કે—જે વાકય બોલવુ તેનાં ચાર પદ પૂર્ણ કરવાજોયે અને ચાર દાખલા આવવા જોયે.

એવા ખોટા વિચાર ઠસી ગયા છે તે દૂર થઈ પદ્ધતિ પુરઃસર વેદનાં છ અંગો, ધર્મશાસ્ત્રો વગેરેનું સારૂ શિક્ષણ મળશે, અને પાશ્ચિમાત્ય સુધારાના પ્રવાહમાં ઘસડાતા ઇંગ્રેજી ભણેલા યુવકોને, શાસ્ત્રથી, યુકિતથી અને પોતાની વિદ્યાતેજના પ્રભાવથી તેવાજ મહાત્માઓ અસર કરી શકે તેમ છે.

સભાએ હાથ ધરેલ ત્રીજો વિષય એ—

**પંચાગ ગણિતનો સુધારો** કરવા બાબત છે. આપણા જ્યોતિ શાસ્ત્રનો માન્ય ગ્રંથ ગ્રહલાઘવ ગણાય છે. તેના કર્ત્તાએ પોતે લખેલ છે કે અમુક વર્ષે તેના ગણિતમાં સુધારો વધારો અમુક રીતિથી કરતા જવાથીજ તેનું ગણિત સાચું મળશે પણ તે પ્રમાણે આપણા જ્યોતિષીઓ શ્રમ ન લેવાથી ગણિતમાં ભૂલ આવે છે. જ્યોતિષ શાસ્ત્રના બે વિભાગ છે એક ગણિત અને બીજો ફલાદેશ. આપણા આસ્તિક લોકો તો બેઉ વિભાગને માન્ય ગણે છે પરંતુ પાશ્ચિમાત્ય રીતે કેળવાએલો વર્ગ ફળાદેશને ખોટો સમજે છે ઉનાળામાં અથવા શિયાળામાં કોઇ દિવસે આકાશમા વાદળાંઓ ચડી આવે છે ત્યારે, અથવા બે વર્ષપર થએલા સૂર્યગ્રહણ જેવા સમયમાં આપણા તેમજ પ્રાણીમાત્રના મનપર કેવી ઉદાસીનતા છવાઇ જાય છે એ સર્વને વિદિત છે, ત્યારે અમુક ગ્રહ અથવા નક્ષત્રના યોગ વખતે જન્મેલ બાળક ઉપર તે તે ગ્રહ અને સમયની અસર થાય એ સ્વાભાવિક છે. જન્માક્ષર પ્રમાણે ફળ બરાબર મળતાં નથી તેનાં કારણ નીચે પ્રમાણે છે. એક તો એકે બાળકનુ જ્યારે માથુંજ માત્ર દેખાય તે સમયની નોંધ લઈ જન્માક્ષર ગણ્યા હોય તો બરાબર મળે પરંતુ તેમ કરવાને બદલે બાળક પુરૂં અવતરી રહ્યા પછી પાંચ દશ મિનિટે જોશી પાસે જઇ જન્માક્ષર કરાવે છે. તેનાં ફળ મળતા કયાથી આવે? વળી ગણિતની બાબતમાં પણ ગ્રહ લાઘવની સૂચના પ્રમાણે ફેરફાર કરતા નથી, તેથી ફળાદેશમા ફેર પડે છે. હજુ પણ એવા સમર્થ જ્યોતિષીઓ પડયા છે કે, તમો એક પશુ અથવ જડ પદાર્થના જન્માક્ષર નાન ઠામ વગરના તેને જઈ બતાવશો તો તરતજ તે કહી દેશે કે આ જન્માક્ષર કોઇ બાલક અથવા બાલિકાના નથી પરંતુ પશુના કે જડપદાર્થના છે ત્યારે જ્યોતિષ શાસ્ત્રને સજીવન રાખવા માટે, તેમજ નાસ્તિક લોકોની પણ તેપર આસ્થા બેસારવા માટે પંચાગ ગણિતમા અવશ્ય સુધારો થવાની આવશ્યકતા છે.

સભામાં પૂર્ણ ઉત્સાહથી છણાયેલો ચોથો વિષય એ આપણાં પ્રાચીન વૈદકને પુનરૂજ્જીવન કરવા માટે **આયુર્વેદનો ઉદ્ધાર** કરવા બાબત હતો. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનું સંપાદન નિરોગી શરીરથીજ થઇ શકે છે અને શરીરની નિરોગતા એ વૈદ્ક જ્ઞાનને આધીન છે. એરીતે વૈદાંની જરૂરીઆત

સ્વીમારી, આપણે તપાસવનુ માત્ર એટલુજ છે કે આપણા શરીર બંધારણને આપણી ભૂમિમા ઉગેલી વનસ્પતિ અને તેમાથી આહીજ તૈયાર કરેલી ઔષધીઓ અનુકુળ આવશે કે પરમુલકમા ઉગેલ વનસ્પતીમથી પરમુલકમા બનેલ ઔષધ અનુકુળ આવશે?—અમેરીકામાથી કે સ્કોટલેંડમાથી એક અશ્વ આણેલો હોય તે પણ આપણા આહિના માત્ર હવા પાણીની અસરથીજ નબળો થઇ જાય છે અને કોઇ વખત મરણ શરણ પણ થાય છે ત્યાર શીત કટિબંધમા પેદા થએલી ઔષધી અને તેના અતિ ગરમ ટીંકચરો, આપણે જે ઉષ્ણ કટિબંધમા રહેવા વાળા, તે ઓના પેટમા નાખવા એ અહિતકર કેમ ન થાય? ઇંગ્રેજી દવાથી શરીરનો બગાડ થાય છે એટલુજ નહિ, પણ આપણા લોકો જેને શાસ્ત્રી મદિરનો નિષેધ છે, તે ઓને ટીંકચર દ્વારા મદિરા (Spirit) પીવી પડે છે તેની કોણ ના કહી શકશે? ઇંગ્રેજી દવા તાત્કાલિક અને ક્ષણિક ફાયદા કરે છે, ત્યારે દેશી દવાઓ લાંબે વખતે પણ ચિરસ્થાયી ફાયદા કરી શકે છે વળી વિલાયતી દવા ખરીદવામા આપણુ અઢળક ધન પરદેશ વસ્યુ જાય છે એ બાગત આપણા દેશની ગરીબાઇ વધારવામા ઓછી મારક ભૂત નથી—પણ તેજ નાણાંજ પૈસો જો દેશી દવા ખરીદવા અને વાપરવામા યોજાય તો આપણા શરીરને લાભ થાય, ધર્મની હાનિ થતી અટકે, દેશી માણસનો ઉદ્યોગ વધે અને દેશનો પૈસો દેશમાજ રહી નિધનતા વધતી અટકે- આવા શુભ હેતુથી મુબઈમા આજે ચાર વર્ષ થયા આયુર્વેદ વિદ્યાલય સ્થાપન થયુ છે પણ તેની પાસે પુરતુ ફંડ નહિ હોવાથી ઉપલા સર્વ શુભ હેતુઓ તેનાથી પાર પડતા નથી, તેટલા માટે પરિષદે આગ્રહ પૂર્વક સર્વને વિનતિ રૂપે સૂચના કરી કે આ વિદ્યાલયને પૈસાની જેટલી બને તેટલી મદદ કરવી એ મહા પરિષદની સૂચના યોગ્ય વખતે અને સ્થાને થએલી છે તે વિદ્યાલય જો સારા પાયા ઉપર પુષ્કળ ફંડ થવાથી ચાલશે તો તે ખાતુ વિદ્વાન વૈદ્યો પુરા પાડશે, દેશી ઔષધો ઇંગ્રેજી રીત પ્રમાણે સ્વચ્છતા પૂર્વક બનાવી ઇંગ્રેજી ઔષધીનો મોહ આપણને ભૂલાવશે અને એ રીતે આપણા ધર્મ અને શરીરનુ રક્ષણ થઇ દેશનો પૈસો દેશમાજ રહેશે

પાચમો વિષય સભા પાસે **દેવ ધનની યોગ્ય વ્યવસ્થા** સબધે રજુ થયો હતો આપણા પૂર્વ કાલીન ધર્માત્મા રાજાઓ અને શેઠીઆઓ દેવમદિર પાછળ લાખો રૂપૈઆ ધર્માદા કરી ગયા છે પરતુ તેની યોગ્ય વ્યવસ્થા ન હોવાથી તેનો સદુપયોગ થવાને બદલે ઉલટો દુરૂપયોગ થાય છે તેથી જ્યા જ્યા આવુ દેવધન કે ધર્માદા નાણુ હોય ત્યાના ચાર શિષ્ટ પુરૂષોની તે ઉપર દ્રષ્ટી તરીકે દેખરેખ હોય તો તે ધન અમુક એકાદ વ્યક્તિના ખાસ ઉપયોગમાં (દુરૂપયોગમા) ન આવતા તે સાર્વજનિક ધાર્મિક કાર્યમા વપરાય

છઠ્ઠો વિષય **અનાથાશ્રમ** સંબધી પરિષદ્ આગળ રજુ થયો હતો હાલમા વારંવાર કરાળ દુષ્કાળ પડવાથી અનાથ લોકો માટે આશ્રય અને અન્નક્ષેત્રની કેટલી જરૂર છે તે જણાણું હશે ઠેકાણે ઠેકાણે અન્નક્ષેત્રો તો છે, તથાપિ સામટાં લોકોનુ દુકાળ વખતે તેનાથી પોષણ થઈ શકે તેમ નથી, ત્યારે તે અન્નછત્રોનુ જ્યાં જ્યા બની શકે ત્યા સમેલન કરી અનાથોને તેમ.જ રાખ્યા હોય તો, જે પાદરી લોકો હજારો અનાથને માત્ર રોટલા માટેજ વટલાવે છે તેઓ વટલાવી ન શકે. બીજા ધર્મમા મોહ કે પૂજ્ય ભાવનાથી તો કોઈ અંત્યજ હિંદૂ પણ વટલતા નથી, પરંતુ પાપી પેટ માટે જાણતા છતા અધારા કુવામા પડે છે તે તેઓનો બહુ દોષ નથી. જો આપણે નિયમ પૂર્વક અનાથાશ્રમો બાંધી અન્નક્ષેત્ર ચાલુ કર્યા હોય તો, તેઓ વટલતા અટકે એટલુજ નહિ પરંતુ તે આશ્રમોમા જો સગવડ કરી હોય તો ધર્મશિક્ષણ સાથે કઈ હુન્નરકળા પણ તેઓને શિખવાય; જેથી અનાથાશ્રમમાથી નિકળ્યા પછી તેઓ ધર્મમા વધારે આસ્થાવાળા. વધારે નીતિમાન અને પોતાનુ પેટ ભરી શકે તેવો પ્રમાણિક ધધો શીખી બહાર પડે. જેથી દેશને લૌકિક તેમજ પારમાર્થિક લાભ કઇ થોડો ઘણો નથી થવાનો.

ઠરાવ સાતમો. આ છપ્પનના દુષ્ટ અને ભયંકર દુકાળ વખતે હજારો અને લાખો અનાથ બાળકો, જેઓ પ્રૌઢ વયના ન હોવાથી નહરૂ નરતા શું છે તે જાણવાને પણ સમર્થ નહિ હતા, તેવાઓને પાદરી લોકોએ માત્ર રોટલા ખાતર વટલાવી ખ્રીસ્તી કર્યા છે તેઓનુ આવા બારિક સમયે પોષણ કર્યું માટે તે પાદરીઓનો ઉપકાર માનવો ઘટે છે. પરંતુ જો પોતાનો સ્વાર્થ ત્યાગ કરી તે પાદરી લોકોએ તેમનુ પોષણજ માત્ર કરી ધર્માતર ન કરાવ્યુ હોત તો તે પાદરીની મહત્તા વિશેષ પ્રશસનીય થઈ પડત હવે તેવા અનાથ બાળકોને તેમની અજ્ઞાત અવસ્થામા વટલતા અટકાવવા માટે “જે કોઈ માણસ અપૂર્ણવયના બાળકને ધર્માતર કરે અથવા કરાવે તે ફોજદારી કાયદા પ્રમાણે ગુનેગાર થાય” આવી મતલબની એક કલમ કાયદામા ઉમેરાવવા માટે આ પરિષદે આપણી દયાળુ અને ધર્મરક્ષક સરકારને અરજી કરવા જે સાતમો ઠરાવ કર્યો છે તો પગલું ઘણુંજ પ્રશસનીય, ધર્મહિતકર, દેશહિતકર અને રાજ્યહિતકર છે એમા કઇ સશય અમોને લાગતો નથી.

આઠમો ઠરાવ **મદ્યપાનનિષેધ** અને ગોરક્ષણ સબધે હતો મદ્યપાનથી પૈસાની ખુવારી, શરીરની ખુવારી, લોક લાજના બારડકા અને ધર્મની ભ્રષ્ટતા થાય છે તે સર્વને વિદિત છે. આપણા અનુસમજુ વર્ગમા તે જોવામા આવે છે એટલુજ નહિં પણ ખેદની વાત છે કે ઉચ્ચ વર્ણના લોકો જેઓએ **ઈગ્લીશ**

કેલવણી લીધેલી છે તેવાઓ તેના દુ ાનુ જાણતા છતા, વાચેના છતા અને તેના પરિણામો નજરે જોવા છતા તે અગમ રસ્તે ચડ્યા છે માટે ઉપદેશથી તેના ગેરફાયદા સમજાવી જેમ બને તેમ દેશમાથી ારના પીવા ઓ ા થાય એ શ્રેયસ્કર છે

હિંદમા વસતા હિંદુ કે મુસલમાન પારસી કે ઇંગ્રેજ યાહુદી કે ચીના સર્વ કોઈની આખો ઉગ્લા દુકાળથી ઉઘડી ગઈ છે અને દુર અંહના ચશ્મા દૂર થયા છે તેઓને લાગ્યુ છે કે હિંદુસ્તાન સમાન ખેતીવાળા દેશમા ઢોરોની ઘણી જરૂર છે ત્યારે તેવા ઢોરો બળ ઉપન્ન કરનાર ગાયોનુ રક્ષણ અને લાલન પાલન કરવાથીજ આહિવસતા તમામ લોકોનો લાભ સમાયેલ છે અને હિંદુને ા ાય એ ધર્મદૃષ્ટયા પણ પૂજનીય વંદનીય અને માનનીય છે તો તવો ગોરક્ષણની અગત્ય સ્વીકારનારો પરિષ નો ઠરાવ સવને આ સમયે માન્ય થાય એમા કઈ આશ્ચર્ય નથી

ઉપલા ઠ ાવોનો અમલ તરત થાઓ કે ન થાઓ, તેના પ્રત્યક્ષ ફળ મળો કે ન મળો, પરતુ अकरणात् मदकरण वर એ ન્યાયથી કાળે કરી તેથી લાભ થવાનીજ આશા છે કોંગ્રેસ શરૂ થયે છ સાત વર્ષો થયા હતા, તથાપિ તેને વિશે પણ બોલાતુ કે માત્ર વકૃત્વ કરી બેશી રહે છે ા કંઈ કરી શકતી નથી અને હજુએ કાનમથી ઈ મ ા ર ક્રાગ યા નવો તા મધુ આ પણ મ્હાવિના ચાલતુ નથી ક ત ચોડે અંશે પણ સફળતા મેળવી છે જે કઈ ક્રિયા થાય તેનુ ફળ મોડુ વહેલુ ા ા મળ્યાવિના રહેતુ નથી, તેમ આ પરિષ થી યતકિંચિત લાભ પણ થયાવિના રહેશે નહિ જરૂર માત્ર એટલીજ છે કે પરિષદના નેતાઓએ અને ાનિષ્ઠાતાઓએ પોતાના **આચાર અને વિચારની એકતા** ાખવી ે ે વિઘ્નો નયા છતા પણ ધમમા શુદ્ધ ભાવના રાખી પોતાનો ઉદ્યમ ચાલુ રાખ્યે તો ભા તના પુન જીવનમા આગળ જતા આ પરિષ એક અત્યંત ભાગ ભજાવશે તથાસ્તુ

---

## વ્યાસર્જીનુ વશીકરણ

(ગતા ના ૫૦ ૨ ૬ ૫ ની)

શ્રીભગવદ્‌ગીતામા—

श्रेयानस्वधर्मोविगुणोपरधर्मात्स्वनुष्ठितात् ॥
स्वधर्मेनिधनश्रेय परधर्मोभयावह ॥ અધ્યા ३ श्लो ३५ ॥

એવા શ્રીકૃષ્ણ વચન છે તે પણ સ્વધર્મનાજ બોધક છે દરેક માણસનો વર્ણાશ્રમને અનુસરતા અને શાસ્ત્ર વિહિત એવો જે ધમ તેને સ્વધમ માનવા અને ગેરૉ ઞેસ્મ્ર જે પોતાનો ધમ તેને છોડી અન્ય પારકા ધમનુ અવ

ઉત્થાન કરવામાં કલ્યાણ નથી. સ્વધર્મ એટલે દરેક વ્યક્તિનો પોતાનો ધર્મ એટલે સ્ત્રીનો પોતાના પતિપ્રત્યેનો ધર્મ, પુત્રનો પિતા પ્રત્યેનો ધર્મ, અને એક ગૃહસ્થનો પોતાના સ્ત્રીપુત્ર ચાકર વગેરે ભણીનો ધર્મ, અને એ બધાને પોતાના માનનીય અને પિતાસમાન પાલક એવા વિશ્વનિયંતા ભણીનો ધર્મ તે સ્વધર્મ. માતા અનસૂયા પોતાના સ્વામી તરફના પોતાના ધર્મમાં અનુત્તમ હતાં અને તેથી તેમણે લોકોત્કૃષ્ટ પૂજ્યતા મેળવી હતી, અને તેમના અનુત્તમ સ્વધર્મથી વશ થએલા બ્રહ્મા, વિષ્ણુ અને શંકરે તેમનું માતૃપદ અલંકૃત કર્યું હતું એ દૃષ્ટાંત ઉપર આવી ગયા છે. ઉપર જણાવેલું સ્ત્રીઓનું મન પણ કદી સ્વધર્મનિષ્ઠાવાળું હોત એટલે પોતાના પતિનેજ એક ઇશ્વર સમાન ગણી અને તેમ કરવાનું કારણ તો તેઓ પોતાના પતિઓને વશ કરવામાં સમર્થ થાત જ, અને તેઓને પતિવશ થવાથી સુખરૂપ શ્રેય પ્રાપ્તિ પણ થાત જ, ટુંકામાં જેની ધર્મમાં એક નિષ્ઠા છે, તેને બીજે વશીકરણ કરાવવા જવું પડતું નથી. સ્ત્રીઓ પોતાના પુરૂષોને, પુરૂષો પોતાની સ્ત્રીઓને, પરીવારને, ચાકરોને અને દરેક માણસ દરેક પરિચિત માણસને સ્વધર્મનિષ્ઠાથી વશકરવાને સમર્થ થાય છે.

હવે સ્વધર્મ શું ? તે તમે સમજ્યા હશો ! જે સ્વધર્મથી વશીકરણ થાય છે, એવા સ્વધર્મની રક્ષા માટે અને અધર્મના વિધ્વંસ માટે શ્રીકૃષ્ણ પરમાત્માનું પ્રાગટ્ય થયું હતું. અને એ પ્રકટ પરમાત્માએ અર્જુનને ઉપદેશ કરતાં જે દૈવીસંપત્ અને આસુરીસંપત્ વર્ણવેલી છે તે આ પ્રમાણે છે.

## श्री भगवद्गीता अध्याय १६.

श्री भगवानुवाच–अभयं सत्वसंशुद्धिज्ञानयोगव्यवस्थितिः
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तपआर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ॥
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहोनातिमानिता ॥
भवन्तिसंपदं दैवीमभिजातस्य भारत ॥३॥

અક્ષરાર્થ–શ્રીભગવાન્ કહે છે. (૧) અભય, સત્વસંશુદ્ધિ, જ્ઞાન યોગ વ્યવસ્થા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ આર્જવ, (૨) અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, અપૈશુન, ભૂતદયા, અલોલુપત્વ, માર્દવ, હ્રી, અચાપલ (૩) તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, અતિમાનિતાભાવ એટલાં હે ભારત ! દૈવી સંપતમાં જે અભિજાત છે તેમનામાં હોય છે.

---

*દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિના શ્લોકોનું ભાષાંતર, પ્રો. રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત ગીતામાંથી ઉતારેલું છે. ચે. સ કુ

**વિવેચન**( -૩) દૈવી સંપત્ એટલે દૈવી સંપત્તિ, સમૃદ્ધિ, તેજ દૈવી પ્રકૃતિ એમ સમજવુ દૈવી પ્રકૃતિમા શી શી વાત સમાય છે એ જેમા બના વેલુ છે તે દૈવી સંપત્ કહેવાય એમ વિશેષાર્થ જાણવો દિવ્ એટલે પ્રકાશવુ એ ધાતુ ઉપરથી પ્રકાશાત્મક તે દેવ અર્થાત્ સત્વ ગુણ તે, સમૃદ્ધિ તે દૈવી માટે દૈવી સંપત્ એટલે સાત્વિક વૃત્તિ એમ અર્થ સમજવો સાત્વિકવૃત્તિરૂપી દૈવી સંપત્તિના લક્ષણ કહે છે **અભય** એટલે ભયનો અભાવ શરીરને રોગાદિ પીડા થાય તેથી ડરે નહિ ન પોતાના નાશનો ડર રાખે ન વિચાર કર્યો તે અમુક અભય અથવા કોઈથી ભય ન ઉપજવો તે અભય, અથવા અમુક માર્ગ–જ્ઞાનમાર્ગ–ગ્રહણ કરવાથી શુ થશે ? શુ ખાઈશ, શુ પીશ આમા આ વિઘ્ન છે, આમા આ છે, એમ ભીતરતા ન રાખતા સાહસ રાખવુ તેપણ અભય **સત્વસંશુદ્ધિ** એટલે સત્વ–અંતઃકરણ તેની શુદ્ધતા, રાગદ્વેષ લોભમોહ ઈર્ષ્યા મત્સર અહંકાર આદિનો અભાવ **જ્ઞાનયોગ વ્યવસ્થા** એટલે જ્ઞાનયોગ જે શ્રવણ મનન નિદિધ્યાસન તેમા મનની વિશેષ પ્રકારે અવસ્થા–સ્થિતિ **દાન** એટલે અર્થમાત્રને યથાશક્તિ શ્રદ્ધાપૂર્વ આપવુ **દમ** એટલે દુષ્ટ વ્યવહારે થકી બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ, **યજ્ઞ** શ્રૌતસ્માર્તાદિ, **સ્વાધ્યાય** એટલે બ્રહ્મ યજ્ઞ દેવયજ્ઞ આદિ પાચ મહાયજ્ઞ **તપ** તે દેવદ્વિજ ગુરૂ આદિની પૂજાથી માંડીને શરીર વાણી મન થકી અમુક નિયમો લેઈ કષ્ટ કરવુ તે **આર્જવ** એટલે સીધા પણું અર્થાત્ મન કર્મવાણી ત્રણે થકી એકરૂપતા **અહિંસા** પ્રાણિમાત્ર ઉપર પ્રેમભાવ, તેમનો ભાવમાત્રથી પણ ઘાત ન કરવો તે **સત્ય** યથાર્થ ભાષણ **અક્રોધ** એટલે ક્રોધાભાવ **ત્યાગ** તે નિત્યાદિ કર્મ માત્રનો ઈશ્વરાર્પણ બુદ્ધિથી ફલત્યાગ **શાન્તિ** અંતઃકરણની સર્વત્ર ઉપરતિ **અપૈશુન** એટલે પિશુનના જેવુ કામ ન કરવુ, પરોક્ષ પારકાના મર્મ પ્રકાશવા નહિ તે **ભૂતદયા** તે દીન આર્તાદિ સર્વને પ્રકટ પ્રેમ **અલોલુપત્વ** એટલે મૃદુપણુ, અર્થાત્ ચિત્તને કઠીન ન રાખતા આર્દ્ર રાખવુ તે **હ્રી** એટલે લાજ, અયોગ્ય પ્રવૃત્તિથી ચિત્તને પાછા હઠાવવાની જે ટેવ તે **અચાપલ** એટલે નિમિત્ત વિના વ્યાપાર કરવો નહિ એવી સ્થિરતા, ગંભિરતા **તેજ** એટલે બુદ્ધિની સૂક્ષ્મતા, અથવા અધિક પ્રકાશ **ક્ષમા** એટલે વિકાર પામ્યાવિના ઉપદ્રવોને સહન કરવાની ટેવ **ધૈર્ય** એટલે વિક્ષેપ થયા છતા મનો બુદ્ધિ આદિને નિશ્ચલ સ્થિતિમા લાવી દેવાની શક્તિ **શૌચ** એટલે શુદ્ધિ તે બાહ્ય તેમ આંતર, બાહ્યને મૃત્તિકાજલાદિથી, ને આંતરને સદસદ્વિવેક વિજ્ઞાન થકી **અદ્રોહ** એટલે પોતાનો અપકાર કરનારને પણ અપ કાર કરવાની ઇચ્છાનો અભાવ **અતિમાનિતાભાવ** એટલે અતિમાન અર્થાત્ હુ મહોટો છુ, પૂજ્ય છુ, જ્ઞાની છુ, એવો જે અભિનિવેશ તેનો અભાવ આ

આમ ગણાવ્યા તે ગુણ તે આચાર, જે દેવી સંપતમાં અભિજાત છે એટલે પૂર્વજન્મકૃત શુભ કર્મ વાસનાનુસાર આ જન્મમાં દૈવી સંપત્તિ પરિપૂર્ણ થઈ ઉત્પન્ન થયેલા છે, તેમનામાં હોય છે. એજ મોક્ષ હેતુ છે.

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च

अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

**અક્ષરાર્થ**—દંભ, દર્પ, અભિમાન, ક્રોધ અને પારૂષ્યજ તથા અજ્ઞાન, એટલા હે પાર્થ! આસુરી સંપતમાં જે અભિજાત છે તેમનાં હોય છે. ॥ ૪ ॥

**વિવેચન**—આ પ્રમાણે દૈવી અથવા સાત્વિક સંપત્તિ બતાવી, હવે આસુરી સંપત્તિ બતાવે છે **દંભ** એટલે વેષ ભાષા આચારાદિ થકી પોતાની મહત્તા જણાય તમાટે પોતજ પોતાના કુલશીલ વિદ્યાદિનું મહત્વ પ્રકટ કરવું તે. **દર્પ** એટલે વિદ્યારૂપ કુલ ધન કર્મ આદિને લેઈ જે ચિત્ત ઉદ્રેક થાય છે ને સત્પુરૂષોની પણ ગણના કરાતી નથી તે **અભિમાન** એટલે જેટલી જેટલી ઉત્કૃષ્ટતા છે તે મારામાંજ છે એમ માનવું તે. **ક્રોધ** એટલે સામાએ કરેલા અપકારથી ઉપજેલી અને મહા અનર્થના હેતુરૂપ ચિત્તવૃત્તિ. **પારૂષ્ય** એટલે પરૂષ જે નિષ્ઠુરભાષા તેનો ભાવ તે પારૂષ્ય એમ જ ઉમેરવાનું કારણ એ છે કે સ્વપ્ને પણ આવા માણસ મૃદુતાને ઓળખતા નથી એમ બતાવવું. **અજ્ઞાન** એટલે સદસદ્ વિવેકાભાવ એ બધા ગુણ હે પાર્થ! જે કોઈ જન્મકૃત કુકર્માનુસાર દુષ્ટવાસના સમેત અત્ર આવ્યા છે તેવા આસુરી સંપત્તિવાળામાં હોય છે. રજસ તે રાગાત્મક છે, તૃષ્ણાસંગ સમુદ્ભવ છે, તમો ગુણ અજ્ઞાનજ છે, સર્વને મોહ કરનાર છે, એવા જે રજસ તમસ્ તેમના ઘોર કર્મ કરાવવા માટે અસુ એટલે પ્રાણને આકર્ષે છે. (रा धातु ઉપરથી) તે અસુર (असून्+राति) અર્થાત રજોગુણ તમોગુણ તે સબંધિ જે સંપત્તિ તે આસુરી સંપત્તિ જાણવી (૪)

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ॥ ५ ॥

**અક્ષરાર્થ**—દૈવી સંપતથી મોક્ષ થાય છે, આસુરી સંપતથી બંધ થાય છે

**વિવેચન**—આ પ્રકારે બે સંપત્તિના સ્વરૂપ બતાવી તે સંપત્તિના કાર્ય બતાવે છે. દૈવી સંપત્ પ્રાપ્ત થઈ તો પછી મોક્ષ થાય છે અભેદ સાક્ષાત્કાર મોક્ષ અનુભવાય છે, અને આસુરી સંપતથી તો બંધાય છે ભેદમય સંસારના દુઃખ ક્લેશાદિ પૂર્ણ પ્રવાહમાં પડાય છે ॥ ૫ ॥

એ પ્રકારે ઉપર વર્ણવવામાં આવેલી દૈવી અને આસુરી સંપત્તિ તેજ ધર્મ અને અધર્મ, આપણામાં "ધર્મનો જે અને પાપનોખે" એવી કહેવત બોલાય છે. "તે પણ દૈવી સંપતથી મોક્ષ થાય છે અને આસુરી સંપતથી બંધ થાય

છે" એવચનને મળતી આવે છે જેવડે જય થાય તે ધર્મ અને જેનાથી ક્ષય થાય તે અધર્મ આનાથી વ્યાખ્યાનુ સરલપણુ બીજુ શુ હોય! અને તે બન્ને જય અને ક્ષય તે, પાડવ અને કૌરવ એ બન્ને વચ્ચે ગવલો ન ઢગી અને જોશે તો, દૈવી સપત્તિ અને ધર્મથી સુખ અને આસુરી સપત એટલે અધર્મથી દુખ જોવામા આવે એ દૈવી સપત્તિ અને આસુરી સપત્તિના પરિક્ષક અને વર્ણન કરનાર ભગવાન્ વ્યાસજી, કે જેણે મહાભારતમા દૈવી સપત્તિનેજ સર્વોત્કૃષ્ટ માની અને વર્ણવેલી છે અને આસુરી સપત્તિને તુચ્છ ગણી વર્ણવેલી છે, અને તે એટલા માટે કે મનુષ્યો તેના યથાર્થ સ્વરૂપને જાણી પોતાનુ ઐહિક અને પાર માર્થિક જીવન સુધારે મહાભારત જેવા ઐતિહાસિક ધર્મ ગ્રથમા એ બન્ને સપત્તિ ઓને ઓત પ્રોત (ભળેલી) કરવાનો આનાથી બીજો હેતુ હોય નહિ અને એ બન્નેમા દૈવી સપત્તિ કે જે ધર્મનુ રૂપ છે, અને જે દવી સપત્તિરૂપ ધર્મના આશ્રય થીજ પાડવોનો જય થયો હતો અને મોટુ વશીકરણ એ સિદ્ધ થયુ હતુ કે સમસ્ત ભારતની પ્રજા મન, કર્મ અને વચને પાડવોને વશીભૂત થઇ હતી, એવી સપત્તિમાથી ઉત્તમ અશો લઇ અને વ્યાસજી એ પોતાનુ આ વશીકરણ તૈયાર કરેલુ છે અને તે પોતાના ભારતમા રાજા યયાતિના મુખથી નીચે પ્રમાણે ઉપ દેશ કરે છે–

नहीदृशसवनन ॥
त्रीपुलोकेपुकिंचन ॥
दयामैत्रीचभूतेपु ॥
दानचमधुराचवाक् ॥

(મહાભારત આદિ પ૮ અધ્યાય ૮૭)

અર્થ દયા, પ્રાણિઓમા મિત્રભાવ, દાન અને મધુરવાણી એના સમાન બીજુ કાઈ પણ ત્રિભુવનમા વશીકરણ નથી (અપૂર્ણ)

(લેખક–અમૃતલાલ કુવરજી વૈદ્ય)

---

## सद्बोध प्रवर्तक ब्रह्मनिष्ठ पडितजी
## जयकृष्ण जीवनराम
अथवा
## उत्तराश्रमना परमहस परिव्राजकाचार्य स्वामीजा
## ब्रह्मानद सरस्वति

(ગતાંક પત્ર ૪૪થી)

સવત્ ૧૯૦૬ પછીથી પડિતજી લગભગ ૧૯૧૮ સુધી પોરબન્દરમાંજ રહેલા. વચમા ૧૯૧૨ મા જુનેગઢ રા રા ગોકુલજીભાઇ પાસે ગએલા ૧૯૧૫

શાહ પીતાંબર લાલજી અને શાહ માધવજી પીતાંબર, જેઓ પિતા પુત્ર બન્ને વેદધર્મસભાના સભાસદો છે, તેમણે ભાઇ માધવજીનાં સ્ત્રી. સૌ૰ ઈન્દ્રાણીબાઈના સ્વર્ગવાસ થવાથી તે બાઇના પૂણ્યાર્થે વેદધર્મસભાના ધર્માદા ફંડમાં રૂ. ૧૦) અકે દશ ભેટ તરીકે આપેલ છે. તે રકમના વ્યાજનો ધર્મના કાર્યમાં સદુપયોગ થશે.

---

ભાવનગર રાજ્યના સાજી દિવાન આજમ ગૌરીશંકર ઉદયશંકર ઓઝા સી. એસ. આઇ. ના બીજા પુત્ર રા. પ્રભાશંકર ગૌરીશંકર સ્વર્ગવાસી થયાથી, તેમના પૂણ્યાર્થે તેમનાં પત્ની બાઇ એ વેદધર્મસભાને રૂ. ૨૫૦) અકે અઢીસો, રા. રા. વિજયશંકર ગૌરીશંકર ઓઝા જેઓ હાલમાં ભાવનગર રાજ્યના દિવાન છે તેમની શુભ સલાહને અનુસરીને, ભેટ તરીકે આપેલ છે—તે સભાના અનામત ફંડમાં જમે થઈ તેના વ્યાજનો ધર્મ સંબંધી પુસ્તકો છપાવવામાં સદુપયોગ થશે.

---

## દેલવાડા.

તા ૫-૪-૧૯૦૧ શુક્રવાર,

* સુજ્ઞમહાશય,

આપના પત્રના આવતા અંકમાં મારી નીચેની શંકાઓનું સમાધાન કરવા તસ્દી લેશો એવી આશા છે.

૧–" જીવ " અને " આત્મા " એકજ વસ્તુ છે કે જુદી જુદી વસ્તુઓ છે?

(ક) જો એકજ વસ્તુ હોય તો. " જીવ " અને " આત્મા " મલી થયેલી વસ્તુ "જીવાત્મા" તે શુ છે?

અને જો જુદી જુદી વસ્તુઓ હોયતો. " જીવ " કોને કહેવો અને " આત્મા " કોને કહેવો?

૨ આ શરીર સાથે સબંધ ધરાવનારી જે " ચેતના શક્તિ " કે જેના વિયોગથી શરીર જડતાને પ્રાપ્ત થાય છે, તે ચીજ શુ છે? અને શરીરમાંથી જુદી પડયા પછી તે કયા જાય છે? વલી તેને આદિઅન્ત છે કે તે અનાદ્યન્ત છે?

(ખ) જો આદિ અન્ત હોય તો, તેનો આદિકયા પ્રકારે થાય છે અને જો અન્ત હોય તો તેનો છેડો શેમા આવે છે? અને જો અનાદ્યન્ત હોય તો આ સૃષ્ટિમા તેની હયાતિ શીરીતે થઈ?

---

* આ પત્રનો યથાર્થ જવાબ જે કોઇ સુજ્ઞ પંડિત મોકલશે તે આ પત્રના આવતા અંકમા છાપવામા આવશે— તંત્રી.

૩ આ સૃષ્ટિનો કર્તા કોઈ છે કે નહિ ?

(ગ) જો સૃષ્ટિનો કર્તા કોઇ હોય તો તે કર્તાનો કર્તા પણ હોવાજ જોઈએ

૪ પુનર્જન્મ છે કે નહિ ? અને પુરૂષને પુરૂષ, સ્ત્રીને સ્ત્રી, અને પશુને પશુની જાતીમાજ પુનર્જન્મ મલે છે કે કર્માનુસાર ઉંચ નીચ વિજાતિમા જન્મ મલે છે ?

(ઘ) જો પુનર્જન્મ હોયતો—હું આ જન્મમા પુરૂષ વર્ગમા રહી મધ્ય પ્રકારના કર્મ કરૂ છુ તો મને પુનર્જન્મ કઈ જાતિમા મલશે ?

અને પુનર્જન્મ ન હોયતો મારી શી ગતિ થશે ?

૫ મોક્ષ કોને કહેવો ? અને મોક્ષ મલ્યા પછી જન્મ ધારણ કરવો પડે છે કે નહિ ?

સાહેબ, હું કાઇ આવા પ્રશ્નોથી વાદવિવાદ કરવા માગતો નથી પણ મનની શંકાઓ માત્ર શાન્ત કરવા આપ સુજ્ઞ જનને તસ્દી આપુ છુ તો—માફ આપી મારા લખાણ ઉપર કંઈ પણ ધ્યાન આપવા કૃપાવંત થશોજ—

લી, સેવક

ભગવાન વસરામ સોની

દેલવાડા કાઠિયાવાડ

---

## सदुपदेश पचशती.

(દોહરા)

जेम दोष व्यवहारमां गुणो थकी कल्पाय ॥
तेम गणु चेतनवडे जड ते पेदा थाय ॥
जेम दोष ने गुणतणो वास्तव गणे अभेद ॥
जड चेतन बे तेम पण अभिन्न विनवे वेद ॥
सूक्ष्म दृष्टिथी जड विशे चेतन जेम जणाय ॥
सूक्ष्म पणाथी दोषमां गुणता तेम गणाय ॥
चेतनरूप गणी बधु सुधे प्रवृत्ति कराय ॥
दोषरूप जड दु खता जेथी सुखे तराय ॥
जेम जेम जूदापणु ओछु बनतु जाय ॥

तेम तेम व्यवहारना बंधथी जन मुकाय ॥
स्वार्थ विशे जे सर्वनी तुल्य वृत्ति देखाय ॥
तेथी स्वरूप ब्रह्मार्थथी न पर अर्थ देखाय ॥

कामल रोगी होय ते पीळु देखे जेम ॥
दुष्ट लोक पण सर्वने खराब देखे तेम ॥
स्वच्छ काचमां सूर्यनां किरण स्वच्छ देखाय ॥
तेम विमल मनमां गुणो यथार्थ बिंबित थाय ॥

ज्यां जेनी उपज नथी त्यां तेनुं बहु मुल्य ॥
मरुदेशमां जन गणे जळने जेम अमूल्य ॥
ज्यां जेनी उत्पत्ति छे त्यां ते पूज्य न थाय ॥
गंगा कांठे जे रहे तेणे ते न मनाय ॥

काळक्रमथी सर्वनो आवे छे परिपाक ॥
फळ समये जेम फळ मळे शाक समयमां शाक ॥
ईश्वर पण मायाथकी मुक्त नहिं ज्यां थाय ॥
केम थई निष्काम त्यां जीवे मुक्त थवाय ॥

(शास्त्री के रे जामनगर)

---

## स्वर्गवास.

## धर्मात्मा शेठ माधवलाल रणछोडभाईनो स्वर्गवास.

લખવાને ઘણાજ દિલગીર છિએ કે અમદાવાદના ધર્મધુરંધર શેઠ માધુભાઈ રણછોડભાઈએ ચૈત્ર શુદિ ૧૫ ગુરૂવારે અચાનક સ્વર્ગવાસ કર્યો છે-તેનું વ્યાપારમાં સાહસ અને કુશળતા સૌને વિદિત છે—તેનુ ધર્મમય જીવન આલેખવુ એ અમારૂ કર્તવ્ય છે

પોતાના પિતા રણછોડભાઈએ સ્થાપેલી સંસ્કૃત પાઠશાળાને તેઓ પુરતું ઉત્તેજન આપતા અને બે માસ પહેલાં અમદાવાદમાં વેદવેત્તાઓની સભા દેશદેશાવરોમાંથી બોલાવી તેમનામાંનાં યોગ્ય જનોને માધુભાઈએ પારિતોષિક આપેલ હતા—ગુજરાતનાં ઢોરો બચાવવા માટે ફંડ કરેલાં પ્રસંગમા તે ગૃહસ્થે સારી રકમ ભરેલી અને તેમની દેખરેખ અને ધાર્મિક લાગણી જોઈ નામદાર સરકારે તે ટ્રસ્ટના એક સભાસદ તરીકે તેમની નિમનોક કરી હતી

ઉેવટનુ પણ અતિ મહત્વનુ કૃત્ય તેમનાથી એ સંપાદન થયુ કે ચૈત્ર માસમા અમદાવાદમા ભરાયેલી સનાતન ભારતધર્મ મહાપરિષદ એ સમનાજ આ મન્ત્રણને સૌભાગી છે—તે સભાનો સઘળો ખર્ચ તે ધર્માત્મા શેઠે આપવા કબુલ્યુ હતુ

એવા ધર્માત્મા નરરત્નના સ્વર્ગગમનથી ધર્મને મોટી હાનિ છે. ઈશ્વર તેના અમર આત્માને સ્વર્ગ સુખ આપો અને તેમના સત્પુત્ર રા રા ચીનુભાઈ પોતાના પિતાશ્રીના પગને ચાલી ધર્મમા ઉત્સાહ અને આસ્થા રાખો એમ ઈશ્વર પાસે અમો માગીએ છિએ

## સૌભાગ્યવતી બાઈ ઇન્દ્રાણીનો સ્વર્ગવાસ.

લખવાને ખેદ થાય છે કે શાહ પીતાંબર લાલજીના પુત્ર શાહ માધવજી પીતાંબરના ધર્મપત્ની એ બાઈ ઈન્દ્રાણીએ પોતાની છત્રીશ વર્ષની ભરયુવાનીમા ચૈત્ર સુદિ ૬ સોમવારે આ ફાની દુનિયામે છોડી પરલોક ગમન કર્યુ છે જેમ કોઈ એશી વર્ષનુ બુઢ્ઢુ માણુસ ઘરમા હોય તેના જેવી તે બાઈઓ પીઢતા હતી તેના ઘરમા ઓરમાન સાસુ, કાકીજી અને રાણી વગેરે સર્વના મન સાચવીને પોતે ઘરના કામકાજનો તમામ નિર્વાહ કરતા એની એની કુટુંબ વત્સલતા હતી શાસ્ત્રમાં કહેલ ધર્મપત્નીના બધા લક્ષણો એ બાઈમા પુરેપુરા હતા તે બાઈને પ્રજામા એક દશ વર્ષનો પુત્ર છે કુટુંબાભિમાની નારી રત્નના સ્વર્ગવાસથી અમો પુરી દિલગીર છિએ. આ જગત મિથ્યા છે એવી જ્ઞાન દૃષ્ટિથી ધીરજ રાખવા, તેના પતિ અને કુટુંબીઓને સૂચના કરી તેના અમર આત્માને ઈશ્વર સ્વર્ગસુખ આપો એમ ઇચ્છિએ છિએ

## શેઠ ખેતસી વલભદાસ ખટાઉનો સ્વર્ગવાસ

જેનો જન્મ તેનો નાશ એ દુનિયાનો સ્વાભાવિક નિયમ છે, તથાપિ જ્યારે જ્યારે અઘટિત મરણ થાય છે ત્યારે ખેદનો પાર રહેતો નથી, એ પણ સહજ છે–આવી અઘટિત ઘટના મહા વદી ૭ મંગળવારે બની છે લખતા અત્યંત ખેદ થાય છે કે શે૦ વલભદાસના પુત્ર અને જેને શેઠ ખટાઉ વીરજીએ દત્તક લીધા હતા તે ભાઈ ખેતશી ખટાઉ પોતાની ૨૨ વર્ષની નાની વયમા કાળને આધીન થયા છે શે૦ વલભદાસ અને શે૦ ખટાઉ વીરજી એ બન્ને બધું વચે આ એકજ પુત્ર હતા અને ખેતશી ખટાઉના નામની વેપારની પેઢી ચાલે છે પોતાના વિધવા માતા તે શે૦ ખટાઉ વીરજીના પત્ની અને પોતાના ધર્મપત્નીને દુખસાગરમા ડુબાડી તે ભાઈએ પરલોક ગમન કર્યુ છે–આ જગતમા પુત્રાદિકનો સબંધ મિથ્યા છે એમ જ્ઞાન દૃષ્ટિ રાખી ઈશ્વર ભક્તિમા મન રાખ્યા શિવાય છુટકો નથી



# अद्वैत वेदांतपर.

## महात्मा बुल्लाशाह तथा महात्मा रतनसिंह कृत सीहरफी अथवा ककावली.

---

આપણામા જેમ પ્રીતમદાસ, છોટમ, વગેરે કવિઓએ અને બ્રહ્મજ્ઞાનીઓએ આત્મજ્ઞાનપર કરેલી કક્કાવલીઓ છે, તેમ પંજાબમા પણ કેટલાક આત્મજ્ઞાની મહાત્માઓની કરેલી **સીહરફીઓ** **ઉરણ નિવાસી** સદ્‌ગુરૂ **સ્વામીશ્રી જીવન્મુક્તજી** પાસે મારા જોવામા આવી. આમાંની રતનસિંહકૃત સીહરફી સ્વામિજીએ સ્વરચિત **શ્રી અનુભવ લહરી** નામના ગ્રંથમાં શુદ્ધ કરીને મુદ્રિત કરી છે. બીજી બુલ્લાશાહકૃત સ્વામિજીએ સ્વરચિત શ્રી **વિવેકપંજરી** તથા **ષટ્‌પદી** નામના ગ્રંથમાં હિંદુસ્થાની ભાષાંતર સહિત છાપી છે. આમાંની પહેલીનો ઉપદેશ કરવાની સ્વામિજીએ મારી ઉપર કૃપા કરી હતી. આ બન્ને સીહરફીઓનો લાભ ગુર્જર બંધુઓને આપવાની ઇચ્છાથી તેનો ગુર્જર ભાષાન્તર સહિત મુદ્રિત કરવાનો અત્ર પ્રયાસ અંગીકાર કર્યો છે. આ સીહરફીમાં યુક્તિ પ્રયુક્તિઓનું વા શંકાસમાધાનનું વા ઘટ્ટ પ્રક્રિયાઓનું ભાગ્યેજ દર્શન થશે. અદ્વૈતવેદાંતના અનેકવિધ તર્કજાળથી કંટાળેલા મુમુક્ષુને નિદિધ્યાસનમા આ પરમ ઉપકારક છે એ વાચ્યાથી સહજ સમજાશે. ગૌડપાદકારિકામાં સૂચિત અને ભગવાન્ ભાષ્યકાર અનૂદિત **અજાતવાદનો** એમાં મુખ્ય ઉપદેશ છે. અજાતવાદ એ અદ્વૈત વેદાંતની પરિપક્વ દશાનો સિદ્ધાંત છે એ સર્વ વેદાંતવિત્ મહાત્માઓને સુવિદિત છે, એટલે તત્સંબંધમાં વિશેષ વિવેચન અનાવશ્યક છે. આચાર્યનો આ પરમ સિદ્ધાંત છે એ આચાર્યરચિત દશશ્લોકી આદિ સ્તોત્રોનો જેને અનુભવ હશે તેને સહજ જ્ઞાત થશે. આ સિદ્ધાંતનો તેમજ **દૃષ્ટિસૃષ્ટિવાદ** અથવા પ્રાતિભાસિક સત્તાવાદ જે અદ્વૈતવેદાંતનો ઉત્તમ પણ **અજાતવાદ** અથવા પારમાર્થિક સત્તાવાદથી કાંઇક ઉતરતો સિદ્ધાંત છે, તે પણ આચાર્યને પરમ માનનીય સિદ્ધાંત છે એ ગૌડપાદકારિકાના ભાષ્ય ઉપરથી સુદૃષ્ટ છે. **સૃષ્ટિદૃષ્ટિવાદ** અથવા વ્યાવહારિક સત્તાવાદ કેવળ સ્થૂળ અને વિજ્ઞાનવાદાદિ મતમતાંતરોના નિરાસરૂપ નિકૃષ્ટ સિદ્ધાંત છે. આ ત્રણે સિદ્ધાંતનું લક્ષ્ય એકજ જીવાભિન્ન અદ્વૈત સચ્ચિદાનંદ પરમાત્મા હોવા છતાં ભૂમિકાભેદ તેમજ અધિકારી વ્યવસ્થાસિદ્ધિમાં તેમનું તાત્પર્ય છે વાસ્તવ ભેદમાં કાંઇ તાત્પર્યનથી. આ વ્યવસ્થા

કેવળ સુશ્લિષ્ટ હોવા છતાં; આધુનીક કેટલાક પાશ્ચાત નવીન પ્રવાહ પતિત અને તદનુસાર વ્યવસ્થા ચિકીર્ષુ પ્રેમકો તે શાસ્ત્ર સિદ્ધાંત નથી એમ આનંદપૂર્વક પ્રતિપાદન કરે છે તે લોકોને અમે ગૌડપાદકારિકા, તદુપરિ આચાર્યનુ ભાષ્ય, તથા આચાર્ય સગીત દશશ્લોકી તથા તે ઉપરની બ્રહ્માનંદકૃત રત્નાવલી સહિત મધુસૂદન સ્વામી વિરચિત દશશ્લોકી વ્યાખ્યા-સિદ્ધાંતબિંદુ નામની ટીકા મનન પૂર્વક વિચારી અનુભવવા સાદર પ્રાર્થના કરીયે છીએ તે સાથે અભેદ જીજ્ઞાસુ, મતાધાગ્રિત (તા) વાસ્તવ અભેદ જિજ્ઞાસા દૃષ્ટિથી વિલોકતા સમીક્ષક બંધુઓને પણ અમારી સવિનય એજ પ્રાર્થના કે શુષ્ક વાદવિવાદથી વા અપ્રામાણિક તર્કજાલથી ફલ કંઈપણ નિષ્પાદ થવાનો અવકાશ નથી એ તે તે તત્વવિવેચના-રસિક મામક અદ્વૈતવેત્તાઓની દૃષ્ટિની બહાર નથી પરકૃત વિવેચના વા મીમાંસા ઉપર લક્ષ આપવા કરતા તેના વિવેચ્ય વા મીમાંસ્ય તત્વ ઉપર શુદ્ધ સાત્વિક અભેદજીજ્ઞાસા પૂર્વક લક્ષ અપાશે તો ઉભયને ફલ વધારે પ્રાપ્ત થશે એમ અમારૂં માનવુ છે त्वं त्वौपनिषत्पुरुषं पृच्छामि ઈત્યાદિ શબ્દ પ્રમાણમા આટલુ અવેશ્ય ધ્યાન ગખવાનું છે કે શબ્દાર્થના બોધનમા જ્ઞાતપણું માત્ર કારણ છે અને લક્ષ્યાર્થના બોધનમા પદો વક્તાના તાત્પર્યની પણ આકાંક્ષા કરે છે, કારણ કે વકતાના તાત્પર્યની અસિદ્ધિ એ લક્ષણામાત્રમા બીજ છે એમ વાર્તિકકાર સુરેશ્વરાચાર્ય બોધે છે તો તે પ્રમાણે કોઈપણ પ્રામાણિક લેખમા વાચ્યાર્થના શોધમા લક્ષ્ય રાખી વિપ્રતિપત્તિઓ દર્શાવવી, અને "तमेव भांतमनुभातिसर्वम्" તેના એટલે 'પરમાત્માના પ્રકાશથી બધુ પ્રકાશે છે" એ શ્રુત્યુપદિષ્ટ સિદ્ધપક્ષને છોડીને 'બધાના પ્રકાશથી પરમાત્મા કાં ન પ્રકાશે તો હોય?" એવા ઉન્મત્તપ્રલાપો ઉચ્ચારવા તેના કરતા નમ્ર થનેજ મનનપૂર્વક અનુભવી અભેદજીજ્ઞાસા તૃપ્ત કરવી એ વધારે શ્રેયસ્કર છે

તથાસ્તુ

---

## बुल्लाशाहकृत सीहरफी॰

(१)

अलफ—आपणे आपनू समझ पहिल ।
की वस्तु है तेरडा रूप प्यारे ॥ १ ॥
बाझ आपणे आपदे सही कीते ।
पिओ विच बिहूरेदे दुःख मारे ॥ २ ॥

हौर लक्ष उपाव न सुख होवीं ।
पुच्छ देख सिआनडे जग सारे ॥ ३ ॥
सुखरूप अखंड चैतन्य है तुं ।
बुल्लाशाह पुकार दे वेद चारे ॥ ४ ॥

અર્થ—હે પ્યારા તું પહેલાં આપને પોતાને સમજ કે તારૂં સ્વરૂપ શું વસ્તુ છે? ૧ તું તને પોતાને નહિં જાણવાથી ત્રિવિધ તા તના દુઃખમા પડયો છે -૨-

ઈતર લાખો ઉપાયોથી તને સુખ થનાર નથી, જોઈએ તો જગતના સર્વ શાણા તત્વવેત્તાઓને પૂછી લે -૩-

તું શુદ્ધ, અખડ, આનદરૂપ ચૈતન્ય છે, બુલ્લાશાહ કહે છે એમ ચાર વેદનો ડંકો વાગી રહ્યો છે -૪-

## रतनसिंहकृत सीहरफी.

## (१)

अलफ——आपने आपनु सम्ज प्यारे ।
तरतरांदे रूप तैं आप धारे ॥ १ ॥
जिवें ख्वाबदा ख्याल होयेसु तैंनु ।
तिवें आपणा आप तूं देख सारे ॥ २ ॥
संत आख्देनी अमररूप तेरा ।
डरे मौतको लौं तेनु कौन मारे ॥ ३ ॥
रतनसिंह न दूसरा होर कोई ।
आप तूंही पूकार दे वेद चारे ॥ ४ ॥

અર્થ—હે શિષ્ય ! તું આપને, પોતાને ઓળખ, આ તરેહવાર રૂપ તેંજ ધારણ કરેલા છે -૧- જેમ સ્વપ્નમાં સઘળો વિલાસ તારોજ છે તેમ જાગૃતમા પણ સમસ્ત- દૃશ્ય વર્ગ તુંજ છે -૨- તારૂં સ્વરૂપ અમર છે એમ સતો કહે છે, તું મૃત્યુથી બીએ છે પણ તને કોણ મારનાર છે? -૩- રતનસિંહ કહે છે તારાથી ઈતર કોઈ છેજ નહિં; જે છે તે તું પોતેજ છે એમ ચારે વેદનો ઢંઢેરો છે. -૪-

२

बे—बन्न अखीं अन कन दोवें ।
गोशे बैठके बात वीचारीएजी ॥ १ ॥
छड्ड खाहिशा जान जाहान कूडा ।
कहा आरफांदा हिय धारीयेजी ॥ २ ॥
पैरीं पाइ जजीर बेख्वाहशी दे ।
इस न फस्नू कैद कर डारी एजी ॥ ३ ॥
जान जानदीनू जान रूप तेरा ।
बुल्हाशाह इव खुशी गुज्जारीएजी ॥ ४ ॥

બે—હે મુમુક્ષો! તું તારા નેત્ર અને શ્રોત્ર બંધ કર, એકાંતમાં બેસ અને આ વાતનો વિચાર કરી જો ૧ જગતને મિથ્યા જાણ અને સર્વ ઇચ્છાથી રહિત થા, મહાત્મા લોકોના કથનને તું હૃદયમાં ધારણ કર ૨ ઇચ્છાના અભાવરૂપ બેડી તું મનના પગમાં નાખ, અને તેને કેદ કર ૩ જાણવાવાળા દૃષ્ટાને તારૂં સ્વરૂપ જાણ, બુલ્લાશાહ કહે છે એ પ્રમાણે જાણીને આનંદમાં કાળ નિર્ગમન કર ૪

२

बे—वर्णाश्रम नाहीं नजर आया ।
यदों खोजके देखया आप भाइ ॥ १ ॥
असी आप्पे वीच गलतान होये ।
नहिं देखया पुण्यते पाप भाइ ॥ २ ॥
जन्म मर्ण सभे दुःख दूर होये ।
हिर्दा शांत होया मिटे ताप भाई ॥ ३ ॥
रत्नसिंह सब आप्पा आप तेरा ।
हूण कीजिय कोणको जाप भाइ ॥ ४ ॥

બે—વર્ણાશ્રમ મારી નજરમાં આવતા નથી, જ્યારે મેં મારૂં તપાસીને જોયું ૧ ત્યારે હું મારામાંજ ગુલતાન થઈ ગયો, અને પુણ્યપાપ કંઈ પણ રહ્યું નહિ ૨ જન્મ મરણનો ફેરા મટી ગયો દુઃખ માત્ર દૂર થયા, અંતઃકરણ શાંત થયું અને ત્રણે તાપ નાશ થયા ૩ રતનસિંહ કહે છે મારૂં સર્વ હુંજ છું, ત્યારે હવે કોનો જાપ કરૂં? ૪

(३)

ते—तनक छिद्र नाहि विच्च तेरे।

जिथे कख्वना इक समावुंदाही ॥ १ ॥
दूंढ देख जाहनदी गैर किथे ।
अणहुंदडा नदरी आवदाही ॥ २ ॥
जिवें ख्वावदा ख्याल है सुत्तियानूं ।
तरां तरांदे रूप देखावदाही ॥ ३ ॥
बुल्लाशाह न तुझैंथीं कुझ बहार ।
तेरा भर्मनें तुं भरमावदा ही ॥ ४ ॥

ते—હે પ્યારા, તારામા જરા માત્ર પણ અવકાશ નથી, તારા સ્વરૂપનાં તૃણુનો પણ પ્રવેશ થવાનો માર્ગ નથી -૧- વિચાર કરીને જો આ જગતનુ કંઈ ઠેકાણુ મળે છે? ન થયા છતાં આ પ્રપચ તને ભાસે છે -૨- નિદ્રાસ્થ પુરૂષને સ્વપ્નની પ્રતીત થાય છે ત્યાં જેમ નાના પ્રકારનાં રૂપ દેખવામા આવે છે તેમ ૩- પણ બુલ્લાશાહ કહે છે તારાથી ભિન્ન કશુએ નથી, તારાજ ભ્રમે તને ભરમાવ્યો છે. -૪-

(३)

ते—त्यागिये कहूणको नाहिं दूजा ।

सर आपणा आप पशाणि भाई ॥ १ ॥
सोई रूप मोहंमदने सई कीना ।
ओही राम वसिष्टमों जाणियाई ॥ २ ॥
कृष्ण जाणिया आपणा आप सोई ।
नाल गोपीयांदे रंगमाणयाई ॥ ३ ॥
सोई समज्या आप तैं रत्नसिंहा ।
सर रूपमें आप समाण याई ॥ ४ ॥

ते—બીજુ કોઈ છે નહિ ત્યારે ત્યાગ કોનો કરૂં? આ બધું હું મારૂં રૂપ જોઉં છુ ૧- એજ મહમ્મદ પેગંબર સાહેબે જોયું હતું તેજરૂપ વસિષ્ઠ પાસેથી ભગવાન રામે જાણ્યુ -૨- કૃષ્ણ પરમાત્માએ પણ તેનેજ પોતાનું રૂપ સમજીને ગોપીઓ સાથે ક્રીડા કરી -૩- રત્નસિંહ કહે છે મે પણ તેજ રૂપ જાણ્યુ છે, અને બધા રૂપમા હુજ સમાયેલો છુ-૪- અપૂર્ણ.

પેટલાદ
તા૦ ૨૭-૪-૧૯૦૧

હિરાલાલ વ્રજભુખણદાસ શરાફ.
બી. એ.

# ઈશ્વરનુ અગાધ ડહાપણ

કેટલીક સ્ત્રીઓને પ્રસવ વખતે મૃત્યુના દ્વાર સમાન દુ:ખ થાય છે, કેટલીકને બાળક અવતર્યા પછી ધાવણ પુરતુ નહિ આવવાથી બાળક પીડાય છે કેટલીક બાળકો રોગી હોવાથી તેમને પોતાને તેમજ તેમના માબાપને ચિંતાનો પાર રહેતો નથી, એવી રીતે બાળક પાંચ સાત વર્ષની ઉમરનું થતા સુધી ઘણાં ઘણા દુ:ખ સહન કરવા પડે છે, એ વાત કોઈએક દયાળુ બાદશાહના કાને આવતા તેના મનના વિચાર થયો કે ' ગર્ભ ધારણ કરવો, તે પછી પ્રસવનુ દુ:ખ સહન કરવા કરતા જો પરમેશ્વર ફળની પેઠેજ ઝાડ ઉપરથી બાળક ઉતારતા હોય તો કોઇને તેને ઉછેરવા વગેરેની અડચણ ન ભોગવવી પડે ને મોટી ઉમરના એટલે પાંચ પાંચ વર્ષના પુત્ર અથવા પુત્રી જેને ગમે તે ગમે તે વખતે ઝાડ ઉપરથી લઈ શકે, અને જગત માત્રને સુખ થઇ જાય " આવી શુભ ઇચ્છાથી તે રાજપાટનો ત્યાગ કરી વનમા ઈશ્વર ઉપર તપ કરવા ચાલી નિકળ્યો તેનુ ભોળાપણુ અને આસ્થા જોઈ પરમાત્મા પ્રસન્ન થયા અને વરદાન માગવાનુ કહ્યુ તે ઉપરથી તેણે માગ્યુ કે " હે દયાળુ દેવ! આ જગતમાં કોઇને પણ પ્રસવનુ દુ:ખ કે બાળ ઉછેરવાનુ દુ:ખ ન થાય તે માટે કૃપા કરી એવો બંદોબસ્ત કરી આપો કે ઝાડ ઉપરથી પાંચ પાંચ વર્ષના પુત્ર કે પુત્રી જે જોઈએ તે લોકો ગમે તે વખતે ઉતારી લઇ જઈ પોતાને ઘેર પુત્રપુત્રી તરીકે રાખે " ઇશ્વરે મનમા વિચાર કર્યો કે આ માણસને આ વખતે કોઈ રીતે સમજાવી શકાય તેમ નથી માત્ર કાર્યના ફળથીજ તે સમજી શકે એમ છે માટે તેની ઇચ્છા થોડી વાર પુરી કરી તેના ફળ તેને બતાવવાથીજ ઇશ્વરી નિયમનુ ડહાપણ તેને સમજાશે આમ ધારી તે બાદશાહની ઇચ્છા પ્રમાણે થવાનુ વરદાન દઇ પરમાત્મા અંતર્ધ્યાન થઈ ગયા

તે બાદશાહ પ્રસન્ન થઇ પોતાના રાજ્યમા આવ્યો ને ઢંઢેરો ફેરવ્યો કે "કોઇએ પણ પ્રજા માટે ગર્ભ ધારણ કે પ્રસવ વગેરેનુ દુ:ખ સહન ન કરવુ, પરન્તુ સૌ સૌની ઇચ્છા પ્રમાણે ઝાડઉપર લટકતા પાંચપાંચ વર્ષના બાળકોમાંથી પુત્ર અથવા પુત્રી જે ગમે તે ઘેર લાવવા" તે ભોળા બાદશાહનો આવો ઢંઢેરામાંથી તેની પ્રજા બહુ રાજી થઈ અને જેને જેને પ્રજા નહોતી તેઓ ઝાડ પાસેથી પોતાની ઇચ્છાનુરૂપ પુત્ર કે પુત્રી લાવ્યા એટલુજ નહિ પરંતુ જેને જેને પ્રજા હતી તેઓ પણ માત્ર જીજ્ઞાસા ખાતર પુત્ર અથવા પુત્રી ઝાડપરથી લઈ આવ્યા દશબાર દિવસ જ્યાં સુધી કૌતુક રહ્યું ત્યાં સુધી તો આ નવા વાર્ક્ષિ (વૃક્ષ સંબંધી) પુત્ર પુત્રીઓને નવરાવવા વસ્ત્ર પહેરાવવા, જમાડવા વગેરે, તેમની

સારી સારી સભાળ તેમનાં માબાપોએ લીધી. પરતુ ઘણા દિવસે કૌતુહલ ઓછુ થવાથી તે તે બાળકોની સંભાળમાં તેમનાં માબાપો શિથિલ થયાં. અને ધીમે ધીમે પ્રમાદ એટલે સુધી વધ્યો કે છોકરાંઓએ ખાધું છે કે નહિ અથવા તેઓ કયાં સુવે છે તેનું પણ ભાન ન રાખ્યું. અને એ સ્વાભાવિક છે કે જેવી સમતા અને વાત્સલ્ય પોતાની ઔરસ પ્રજા ઉપર હોય છે તેવી દત્તક અથવા પારકી પ્રજાઉપર હોયજ નહિં. આ વાર્ક્ષિ પ્રજા ગમે તેમ તોય પોતાની ઔરસ પ્રજા નહિં હોવાથી તેમની બાબતમાં એવો પ્રમાદ થવો સંભવે છે. આથી લાંબે દિવસે આખા શહેરમા તેવાં છોકરાંઓ ભૂખ્યાં અને તરશ્યાં શહેરના રસ્તામાં રખડવાં લાગ્યાં. કોઇ તેની સભાળ ન લહે, કોઈ ખાવાનું ન આપે ને કોઈ વસ્ત્ર પણ ન પહેરાવે.

આ દુ:ખ દાયક દેખાવ પાછો તે દયાળુ બાદશાહની નજરે પડયો. અને તેને વિચાર થયો કે " જેવા પોતાનાં ઔરસ છોકરાં પર માબાપોનો પ્રેમ હોય છે તેવો આમના પર નથી– જે વસ્તુ જેટલા અધિકશ્રમથી મળે તે વસ્તુ વિશે તેટલો અધિક પ્રેમ હોયછે – ઇશ્વરે જે સૃષ્ટિની આદિથીજ નિર્માણ કરેલ છે કે સ્ત્રીના ઉદર મારફતજ પ્રજાની ઉત્પતિ થવી જોઇએ તે યથાર્થ છે. ઇશ્વરનું ડહાપણ અગાધ છે. તેણે જે જે તંત્ર રચેલ છે તે પૂર્ણ વિચાર પૂર્વક નિયત કરેલછે. તેના ડહાપણ આગળ આપણી મનુષ્યની બુદ્ધિ કંઇ કામ કરી શકતી નથી. હવે ફરીથી તે દયાળુ પરમાત્માને વિનતી કરી આ ઝાડનીસૃષ્ટિ બંધ કરવા પ્રાર્થના કરૂં" આમ વિચાર કરી તે બાદશાહ વનમા જઇ ફરીથી ઈશ્વરનું આરાધન કરવા લાગ્યો. થોડા સમયમા પ્રભુએ પ્રસન્ન થઈ તેને દર્શન દીધું. બાદશાહે બે હાથ જોડી વિનતી કરી કે " હે જગન્નિયતા ! આપનુ ડહાપણ અગાધ છે, આપે સુખ દુઃખની જે જે યોજના અને વહેચણ કરી છે તે યથાર્થ છે, જેને જે સ્થિતિમા જેવું જોઇએ તેવું આપે આપેલ છે, આપના કામની કસોટી કરવી અમો સમર્થ નથી, આપની માત્ર એક એક યોજના જોતાં અક્કલ ગુમ થઈ જાય છે, માટે વિનંતિ કરૂ છું કે મારા માગવાથી આપે જે વૃક્ષની પુત્ર પુત્ર્યાદિની સૃષ્ટિ કરી છે તે બંધ કરો અને આપનો જે સૃષ્ટિના અનાદિ નિયમ છે તે પ્રમાણે પ્રજા ભલે ઉત્પન્ન થાય– આપનું અતર્ક્ય ડહાપણ અને મારી ભૂલ મને સમજાણી છે. "

આવાં તે બાદશાહનાં વચન સાંભળી જે વૃક્ષની સૃષ્ટિ માત્ર બાદશાહના આત્મસંતોષ માટેજ ઉભી કરી હતી અને માત્ર આભાસ રૂપ હતી તે પરમાત્માએ બાજી સકેલી લીધી.

આ વાત સાંભળવાથી મારા મનમાં વિચાર આવ્યા કે અમુક બીજા માણસની સારી સ્થિતિ બીજાને લાભ કારક કેમ ન થાય અથવા એકને દુ:ખી

સભાળ લેવાનુ મારે માથે હોત તો કેવું સારૂ ! આમ દરેકનુ વર્ણન કરવા બેસીએ તો પાર આવે એમ નથી. આનો સાર માત્ર એટલોજ છે કે જો ઇંદ્રરાજા મહેરબાની કરીને દરકાર રાખ્યા વગર સૌસૌની તુરંગી ઇચ્છાઓ પૂર્ણ કરે—એટલે પહેલાં તો તે દુખિત અને શ્રમિત થએલા સીપાઇ બચ્ચાને આરામ ભોગવવા દેવો, અને તેને વેપાર કરવાનુ અને અવિશ્વસનીય સમુદ્ર પર નશીબ અજમાવવાનું ફરમાવવું, અને એ રીતે ખજાનો મેળવવો અને પોતાને સહજ પ્રાપ્ત થએલ વિશ્રાંતિનો તિરસ્કાર કરવો. તે પછી વકીલને તેની વિદ્વત્તા ભરેલી દલીલમાંથી બોલાવીને ગામડાની શાંત જીંદગી અને સુખ ભોગવવા દેવાં. આ પ્રમાણે દરેક માગનારની જૂદી જૂદી માગણીઓ પૂર્ણ કરીને તેમને આપેલાં સુખ ભોગવવાદેવામાટે તેને રજા આપવી. તમે શુ એમ ધારોછો કે તેઓ સમસૂત્ર વહ્યા જશે ? જો કે ઉપર સ્વર્ગમાથી તેમને સુખી થવાને માટે ફરમાન થયું છે તથાપિ કોઇ પણ સરળ રીતે પોતાની સ્થિતિમા વહન નહિ કરે.

આવા વિચારો વિશે આરામ ખુરશીમાં પડયાં પડયાં હું વિચાર કરતો હતો તેટલામાં અચાનક મને નિદ્રા આવી ગઈ, એટલામાં અચાનક સ્વપ્નામા મને જણાણુ કે ઇંદ્ર મહારાજાએ ઢંઢેરો બહાર પાડયો છે કે દરેક માનવીએ (સ્રી અને પુરૂષે) પોતાનાં દુ:ખો લાવીને સાથે નાંખી તેનો એક મોટો ઢગલો કરવો. આ કાર્યને માટે એક મોટુ મેદાન નકી કરવામાં આવ્યુ હતુ. તે મેદાનના મધ્ય ભાગમાં હુ ઉભો રહ્યો અને સઘળી મનુષ્ય જાતિ એક પછી એક આવીને તેઓના પૃથક્ પૃથક્ દુ:ખના ભારો નાખવા લાગી, તે જોઈને મને બહુજ આનદ થયો; અને તે ઢગલો થોડાજ સમયમાં વધીને આકાશ સુધી પહોચે એવડો ડુગર થઇ રહ્યો.

આ ગભીર દેખાવમાં એક પાતળી અને આનદી દેખાવની એક સ્રી હતી જે બહુજ ચાલાક જણાતી હતી. તેણીના એક હાથમા સૂક્ષ્મદર્શકયત્ર હતું, અને વિચિત્ર ચિત્રવાળો ઝભો પહેરેલો હતો, જે પવન આવવાથી ઉડતો ત્યારે ઘણી તરેહના ભૂત અને પ્રેતના ચિત્રો તે ઝભા ઉપર જણાતાં. તેણીના ચહેરામાં કંઈક ઉચ્છૃંખળતા અને મનસ્વીપણુ હતું. તેણીનું નામ **કલ્પનાબાઇ** હતું. દરેક માનવીનો દુ:ખનો ભારો બાધવામાં વગર પૂછયે તેને મદદ કરીને અને તે તેના ખભા ઉપર ચઢાવીને દરેક મનુષ્યને તે નીમેલી જગ્યાએ લઈ જતી. મારા માનવ બધુઓ પોત પોતાના દુ:ખના ભારથી નિશ્વાસ નાંખતા તે જોઈને, અને મારી આગળ પડેલો માનવના દુ:ખનો ઢગલો જોઈને મારૂ હૃદય દયાથી પીગળી ગયુ.

તોપણ આ પ્રસગે એવા કેટલાક માણસો હતા કે જેથી મને બહુજ આન મળ્યો એ જુના ભરતભરેલ જભા નીચે ઢાકીને એ માલમ એક પોટલુ લઈ આવ્યો, જે પોટલુ તેણે જ્યારે ઢગલામા નાખ્યુ ત્યારે તે ગરીબાઇનુ પોટલુ હતુ એમ મને માલમ પડયુ બીજો એક માણસ આવ્યો જેણે ઘણો ઘમડ કર્યા પછી પોતાનુ પોટલુ ફેંક્યુ, જેમા તપાસ કરવાથી માલમ પડયુ કે તે તેની સ્ત્રી હતી

સ્નેહમય કટાક્ષ અને પ્રેમના બાણરૂપી બોજાથી લાદેલા કેટલાક પ્રેમી પુરૂષો આવ્યા, પણ આશ્ચર્યની વાત છે કે, જો કે આ દુ ખના બોજાના ભારથી જાણે તેમના હૃદય ફાટી જતા હોય એમ તેઓ નિશાસા નાખતા હતા, તે છતા પણ ઢગલા પાસે આવીને તે બોજો તેમા મૂકી દેવાનુ તેમને ગળે ઉતરતુ નહોતુ, પણ થોડાક મદ પ્રયત્ન કરીને પોતાનુ માથુ ધૂણાવતા, અને જેવા ભરી ભરેલા આવ્યા હતા તેવીજ રીતે પાછા જતા કેટલીક ઘરડી સ્ત્રીઓના ટોળા આવતા મે જોયા જેમણે પોતાની કરચલી (રોગ ઉપરની) ફેંકી દીધી અને કેટલીક જુવાન સ્ત્રીઓ આવી જેણે પોતાની શ્યામ ચામડીનો ત્યાગ કરવાનુ ધાર્યું રાતા ભજીઆ જેવા નાક, મોટા હોઠ અને સડી ગયેલા લાબા દાતના તો ઢગલા થયા હતા કહેવાનો સાર એ છે કે તે પહાડનો મોટો ભાગ શારિરી વિકૃતિઓથી થએલો હતો એ જોઈ મને આશ્ચર્ય થયુ—આધારણ, હું તા જગ મોટો બોજો પોતાની પીઠ ઉપર લઇ આવતા એક માણસને મે જોયો, અને જ્યારે તે પાસે આવ્યો ત્યારે મને માલમ પડયુ કે તે તેની ખોટી કોઢ હતી અને જે કોઢને તેણે અતિ આનદથી મનુષ્ય દુ ખોના પર ઢગલામા મુકી દીધી

આ નવરી જાતના શારિરી માણસો નાખી ગયા, પરતુ તેમા માનસિક કરતા કપિત વધારે હતા એ હુ જોયા વિના રહી શકયો નહિ એ નાની બાજુ ની તરફ માત્ર ખાન ખેંચાણ જેમા મનુષ્ય માત્રને સ્વાભાવિક એવા સકર રાગોની સેળભેળ હતી અને તેવી ખોંદડી ઘણા સુરખેલા સ્વચ્છ માણસોના હાથમા હતી આનુ નામ પિત્ત (ગુસ્સો) કહેવામા આવતુ હતુ પણ જેથી વધારે આશ્ચર્ય તો મને આથી થયુ કે તે સઘળા ઢગલામા એક દુર્ગુણ કે મૂર્ખતા નાખવામા નહોતા આવતા આથી મને ઘણોજ અચબો થયો કેમકે મે પહેલેથી અનુમાન કર્યુ હતુ કે પોતાના મનોવિકાર, દુરાગ્રહ અને દુર્ગુણો છોડી દેવાની આ તક નો દરેક માણસ લાભ લેશે, પરતુ તેમ તો કઈ બન્યુ નાહિ એ !

એક મહા લપટ પુરુષ રીતે મ ખ ન ખાન રાખ્યુ અને મારી ખાત્રી હતી કે તે પોતાના દુરાચાર (દુરાગ્રહો) ભરીને નાખવા આવ્યો હશે પણ

તેને નાખી દેવાને બદલે તે પોતાની **સ્મરણ શક્તિ** મૂકી ચાલતો થયો. જેના પછી તરતજ એક નમાલો હરામખોર માણસ આવ્યો, જે પોતાનું **અજ્ઞાન** ત્યાં છોડી જવાને બદલે **વિનય** છોડી રવાના થયો.

જ્યારે સઘળી મનુષ્ય જાતિએ પોત પોતાના દુ:ખના બોજા નાખી દીધાં ત્યારે જે **માયા** ( કલ્પના બાઇ ) આ પ્રસંગે એટલામાં બધા ઉદ્યોગી હતા તે મને માત્ર આળસુ દ્દષ્ટ જોઇને મારી પાસે આવ્યા. તેણીના આવવાથી મને જગ બેચેની થઇ એટલામાં તો અચાનક મારી ચક્ષુ આગળ તેણે સૂક્ષ્મદર્શક યંત્ર ધર્યું જેવું તે યંત્રમાં મેં જોયું કે તરતજ મારા ચહેરાની ન્યૂનતાથી હું ચમક્યો, જે મને તેના પૂર્ણ રૂપે હવે જણાવા લાગી આકૃતિની અસાધારણ પગતાહથી મારા પોતાના ચહેરા ઉપર મને અભાવ થયો જેથી જેમ કોઇ બુરખો ફેંકે તેમ મેં તે ફેંકી દીધો તે એક સારા ભાગ્યની વાત હતી કે જે માણસ મારી પાસે ઉભો હતો તેણે પોતાનો ચહેરો હમણાજ મૂકી દીધો હતો કારણકે તે તેને લાંબો પડતો હતો તેનો ચહેરો ખરેખર શરમાવા જેવડો લાંબો હતો બીના બીનાં કહીયે તો પણ તેની માત્ર હડપચી મારા આખા ચહેરા જેવડી લાંબી હતી. એક બીજાના ચહેરા સુધારવાનો અમને બેયને પ્રસંગ મળ્યો. અને સઘળા દુ:ખનાં પોટલા હવે આવી ગયેલા હોવાથી એક બીજાના દુ:ખ અરસ પરસ વહેંચી લેવાની સર્વને છૂટ હતી. પણ મારા સ્વપ્નામાં બીજા કેટલાક નવા બનાવ બન્યા તેથી હવે આગળ ઉપર મારો વિષય મુલતવી રાખું છું- અપૂર્ણ)

---

## अष्टावक्र.

(લખનાર પી. પી. પટણી)

( ગતાંક પત્ર ૧૨ થી )

અંહીંઆં કહ્યું કે બધું એકજ છે જેમકે—

एक एवाग्नि र्बहुधा समिध्यते ।
एकः सूर्यः सर्वमिदं विभाति ॥
एको वीरो देवराजोऽरिहंता ।
यमः पितॄणां मीश्वरश्चैक एव ॥ १ ॥

એકજ અગ્નિ બહુરૂપે પૂજાય છે એકજ સૂર્ય આ સર્વ જગતને પ્રકાશે છે. શત્રુઓને મારનાર વીર દેવરાજ (ઇંદ્ર) એક છે અને પિતૃનો ઇશ્વર યમ પણ એકજ છે. અષ્ટાવક્રે પણ કહ્યું છે કે જેમકે—

द्वा विद्रामी चरता वै सखायो ।
द्वौ दषर्षी नारदपर्वतौच ॥
द्वा वश्विनौ द्व रथस्यापि चक्रे ।
भाया पती द्वौ विहितौ विधात्रा ॥ २ ॥

ઇંદ્ર અને અગ્નિ એ બન્ને મિત્રો સાથેજ ફરે છે, નારદ અને પર્વત એ દેવર્ષી પણ બે છે, અશ્વિની કુમાર બે છે, રથના ચક્રપણ બે છે, અને વિધાતાએ સ્ત્રી અને પુરૂષ એ પણ બે કરેલા છે

બન્દીએ કહ્યુ કે– બધું ત્રણ છે જેમકે–

त्रि सूयते कर्मणा वै प्रजेय ।
त्रयोयुक्ता वाजपेय वहात ॥
अ यर्यव स्त्रि सवनानि त न्वत ।
त्रयो लाका स्त्रिणि ज्यातिषि चाहु ॥ ३ ॥

આ સઘળી પ્રજા પોતપોતના કર્મથી ત્રણ રીતે (દેવ–મનુષ્ય–પશુ) જન્મે છે, વાજપેય યજ્ઞને ત્રણે વેદ વહન કરે છે, અધ્વર્યુઓ ત્રણ સવનોને (પ્રાત મધ્યાન્હ સાય) કરે છે, લોક ત્રણ છે અને જ્યોતિર્ પણ ત્રણ (સૂર્ય, ચંદ્ર, અને અગ્નિ) છે

અષ્ટાવક્રે કહ્યુ કે બધુ ચાર છે જેમકે–

चतुष्टय ब्राह्मणाना निकेत ।
चत्वारोवर्णा यज्ञमिम वहति ॥
दिश चतस्रो वर्ण चतुष्टय च
चतुष्पदागौरपि शश्वदुक्ता ।' ४ ।

બ્રાહ્મણોના આશ્રમ (બ્રહ્મચર્ય ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ) ચાર છે, અક્ષરવર્ણ (અ ઇ ઉ, ઉકાર, મકાર અને અર્ધમાત્રા) જેમાથી ચાર વેદ ઉત્પન્ન થયા છે, તે પ્રણવ આ યજ્ઞને વહન કરનાર છે, દિશાઓ ચાર છે, વર્ણ ચાર (બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર) છે અને ગાય પણ ચાર પગવાળી કહેલ છે

બન્દીએ કહ્યુ કે–બધુ પાંચ છે જેમકે–

पंचाग्नयः पंचपदाच पंक्तिः ।
यज्ञाः पंचैवाप्यथ पंचेंद्रियाणि ॥
दृष्टा वेदे पंचचूडाप्सरश्च ।
लोकख्यातं पंचनदं च पुण्यं ॥ ५ ॥

અગ્નિ પાંચ ( ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ. આહવનીય, સભ્ય અને આવસથ્ય) છે. પંક્તિ છંદ પાંચપદ (એક ચરણમાં ૫ અક્ષર)નું છે યજ્ઞો પાચ (અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુ અને સોમ) છે. ઇંદ્રિયો પાંચ છે, પચ ચૂડા નામની અપ્સરા વેદમા જોવામા આવે છે, અને લોકમા પચનદ એ નામનુ પુણ્યવાળુ તીર્થ વિખ્યાત છે.

અષ્ટાવક્રે કહ્યુ કે-બધું ૭ છે જેમકે-

षडाधाने दक्षिणा माहुरेके ।
षट् चैवेमे ऋतवः कालचक्रं ॥
षडिंद्रियाण्युत षट् कृत्तिकाश्च ।
षट् साद्यस्का सर्ववेदेषु दृष्टाः ॥

આધાનમાં ૭ ગાયની દક્ષિણા કહેલી છે. આ ૭ ઋતુઓથી કાળ ચક્ર સંપૂર્ણ થાય છે, ઇંદ્રિયો (મનસહિત) ૭ છે, કૃત્તિકાના તારા ૭ છે અને સાદ્યસ્ક નામના યજ્ઞો સર્વવેદમાં ૭ દેખાય છે.

બંદીએ કહ્યુ કે-બધું સાત છે જેમકે-

सप्तग्राम्याः पशव सप्तवन्या
सप्तच्छंदांसि क्रतु मेकं वहंति ॥
सप्तर्षयः सप्तचाप्यर्हणानि
सप्ततंत्री प्रथिताचैव वीणा ॥ ७ ॥

ગામમાં થનારાં સાત અને વનમાં થનારાં સાત પશુઓ તથા સાત છંદે એક યજ્ઞને વહન કરે છે, ઋષિઓ સાત છે, પૂજન કરવાનાં સાત છે, અને સપ્ત'ત્રી વીણા પ્રથિતા છે.

અષ્ટાવક્રે કહ્યુ કે-બધું આઠ છે જેમકે-

अष्टांशाणा शतमान वहंति
तथाष्टपाद शरभ सिंहघाती ॥
अष्टांवसून् शुश्रुम देवतासु
यूप श्चाष्टास्त्रि विहित सर्वयज्ञे ॥ ८ ॥

આઠ શાણુ (શણની બનાવેલ ગુણીઓ) સો માન (અનત વજન) ને વહન કરે છે તથા સિહનો ઘાત કરનાર શરભ આઠ પગનો હોય છે, દેવતામા વસૂને આઠ સાભળ્યા છે, અને સર્વયજ્ઞમા અષ્ટ કોણુ (આઠહાસ) નો યૂપ વિહિત છે

બદીએ કહ્યુ કે-બધુ નવ છે જેમકે-

नवै वोक्ता सामिधेन्य पितृणा
तथामाहु र्नवयोग विसर्गं
नवाक्षरा बृहता सप्रदिष्टा
नवैवयोगो गणनामेतिशश्वत् ॥ ९ ॥

પિતૃની સામિધેની (અગ્નિ અભિધનાથી) ઋક્ નવ કહેલી છે, તેમજ આ જગત્નો વિસર્ગ નવ યોગ (સત્વ રજસ અને તમસ એ ત્રણ ગુણના ઓછા વત્તા મિશ્રણથી થતા નવ ભેદથી) થયેલ છે, બહુતી છદ નવ અક્ષરનો કહેલ છે, અને નવનો અક ૯ વારવાર ગણનામા આવે (૯ નવ અકને ગમે તેટલી રીતે ગુણતા જે અક આવે છે તેના સરવાળો નવજ થાય છે જેમકે ૯+૯=૮૧ તમા આઠ અને એક મેળવતા ૯ થાય છે)

અષ્ટાવક્રે કહ્યુ કે બધુ દસ છે જેમકે-

दिशोदशोक्ता पुरुपस्य लोके
सहस्रमाहु दशपूर्ण शतानि ॥
दशैवमासा बिभ्रति गर्भवत्यो
दशैरकादशदासा दशार्हा ॥ १० ॥

પુરુષની આલોકમા દસ દિશા કહેલ છે, (પુરુષ જ્યા ઉભો હોય ત્યાથી તેને દસ દિશા (ચાર બાજુ ચાર ખુણા, ઉપર, તથા નિચે) ફરતી હોય છે દસ સો ને પૂર્ણ સહસ કહેલ છે, (દસ સોથી એક હજાર પરિપૂર્ણ થાય છે) ગર્ભવતી સ્ત્રીયો (ગર્ભને) દસ માસ સુધી ધારણ કરે છે, એરક, દાસ, અને અર્હ (એ ત્રણે જાત) દસ દસ છે

બંદીએ કહ્યું કે-બધું અગ્યાર છે જેમકે-

एकादशैकादशिनः पशूना
मेकादशैवात्र भवंति यूपाः ॥
एकादश प्राणभृतां विकारा
एकादशोक्ता दिवि देवेषु रुद्राः ॥ ११ ॥

અગ્યાર અગ્યાર પશુઓને બાંધવા માટે યજ્ઞમાં યૂપો અગ્યાર કરવા જોઇએ છીએ, પ્રાણીઓને અગ્યાર વિકાર (ઇંદ્રીયો) છે. અને સ્વર્ગના દેવોમાં રૂદ્રો અગ્યાર છે.

અષ્ટાવક્રે કહ્યુ કે- બધું બાર છે જેમકે-

संवत्सरं द्वादशमास माहु
र्जगत्याः पादोद्वादशैवाक्षराणि ॥
द्वादशाहः प्राकृतोयज्ञ उक्तो
द्वादशा दित्यान्कथयंतीह धीराः ॥

બાર માસથી એક સંવત્સર ( વર્ષ ) થાય છે, જગતી છંદનો એક પાદ બાર અક્ષરનો છે, પ્રાકૃત યજ્ઞ બાર દીવસનો કહેલ છે અને ધીર પુરૂષો બાર સૂર્યને કહે છે. (ધીર એટલે ઘણીજ ધીરજવાળા ખગોળવેત્તાઓએ પ્રાચીન કાળમાં તારા મંડલની ગણતરી કરીને એમ નક્કી કરેલ છે કે- એક સૂર્યને જેટલા તારા મંડલની જરૂર છે તેથી બાર ગણા તારાઓ આકાશમા નજરે આવે છે માટે બાર સૂર્ય હોવા જોઇએ એમ સિદ્ધ થાય છે,)

બંદીએ કહ્યું કે- બધું તેર છે જેમકે -

त्रयोदशी तिथि रुक्ता प्रशस्ता
त्रयोदश द्वीपवती महीच ॥

તેરશ એ તીથી પ્રશસ્તા છે અને પૃથ્વી તેર દ્વીપ વાળી છે.

આ અરધો શ્લોક બોલીને બંદી બંધ થયો અને આગળ બોલી શકયો નહીં એટલે ઠરાવ પ્રમાણે ચાર ઉદાહરણ અને ચાર પદ તેનાથી પૂર્ણ થઇ શકયાં નહીં, ત્યાર પછી તુરતજ મહાત્મા અષ્ટાવક્રે તેમનાથી પૂર્ણ થયેલો શ્લોક એ બીજાં ઉદાહરણો આપીને પૂર્ણ કર્યો.

અપૂર્ણ.

# આયુર્વેદ વિદ્યાલયની
## વાર્ષિક સભા



મરહુમ સર દીનશા માણેકજી પીટીટ બારોનેટના દુખદાયક મરણને લીધે મુલતવી રહેલી આયુર્વેદ વિદ્યાલયની વાર્ષિક સભા તા ૧૪ મી મે ૧૯૦૧ મંગળવારને રોજ સાંજના કાલબાદેવી રોડ ઉપર આવેલી શેઠ પ્રેમજી જીવનની વાડીવાળા વિદ્યાલયના નવા હોલમા ડાકતર સર ભાલચદ્ર કૃષ્ણના પ્રમુખપણા નીચે મળી હતી સભામા આશરે સોએક સભાવિત ગૃહસ્થોએ હાજરી આપી હતી સર ભાલચદ્રને પ્રમુખસ્થાન આપ્યા પછી વિદ્યાલયના વ્યવસ્થાપક ડાકતર પોપટ વિ પ્રભુરામે વિદ્યાલયનો ગઈ સાલનો રીપોર્ટ સભામા નીચે મુજબ વાચી સભળાવ્યો હતો—

## આયુર્વેદ વિદ્યાલય
### વાર્ષિક રિપોર્ટ
### સને ૧૯૦૦—૧૯૦૧ નો.

---

ગૃહસ્થો! આ વિદ્યાલય, જેની અદર આયર્વેદકનુ શિક્ષણ પદ્ધતિપૂર્વક આપવામા આવે છે, અને તે સાથે દુનીઆના બીજા વૈદકશાસ્ત્રોના જરૂર પડે તેવા વિષયોની સૂચના આપવામા આવે છે તેની સ્થાપના સ્વર્ગવાસી ઓનરેબલ મિ જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડેના પ્રમુખપણા નીચે સને ૧૮૯૬ના મે માસની ૧૮ મી તારીખે કરવામા આવી હતી આ પ્રમાણે જોતા તેને આજે પાચ વર્ષ પુરા થયા છે હાલ આ વિદ્યાલયમા ચોથા વર્ષના સૌથી આગલ વધેલા વર્ગમા ૧૦ વિદ્યાર્થીઓ, ત્રીજા વર્ષમા આઠ વિદ્યાર્થીઓ, બીજા વર્ષમા ૧૪ વિદ્યાર્થીઓ, અને પહેલા વર્ષમા ૧૨ વિદ્યાર્થીઓ છે નવા દાખલ થવાની ઇચ્છા રાખનાર ૫૨ વિદ્યાર્થીઓની અરજી આવી છે અને તેમાના ત્રણ જણ બહાર ગામથી મુબઈ આવી પ્રવેશક પરિક્ષા આપી વિદ્યાલયમા દાખલ થઈ ચૂકયા છે

વિદ્યાલયના અભ્યાસ દરમ્યાન પહેલા બે વર્ષમા વૈદકનો સસ્કૃત ગ્રથ વાગ્ભટ શીખવવામા આવે છે, અને તે સાથે જૂદા જૂદા અધ્યાપકો વનસ્પતિ શાસ્ત્ર, શારીર તથા ઇન્દ્રિય વિજ્ઞાન શાસ્ત્ર, ઔષધિક્રિયા ગુણદોષ, અને રસાયન શાસ્ત્રના વ્યાખ્યાનો આપે છે દરેક વિષય બનતા સુધી પ્રત્યક્ષ ચીજ બતાવી અથવા પ્રયોગો કરી, અને ઔષધી ક્રિયામા દેશી ઔષધો શાસ્ત્રવિધિ પ્રમાણે વિદ્યાર્થીઓને પોતાને હાથે કરાવી, જેમ બને તેમ પ્રત્યક્ષ અનુભવ સાથે શીખવવામા આવે છે

આ રીતે બે વર્ષ સુધી અભ્યાસ કરેલા વિદ્યાર્થીઓની પ્રસિદ્ધ ડાક્તરે તથા વૈદ્યો પાસે પરિક્ષા લેવરાવી તેમાં સફળ નીવડે છે તોજ તેમને પાછલા બે વર્ષના વધારે ઉપયોગી વિષયો શીખવવામાં આવે છે.

પાછલાં બે એટલે ત્રીજા અને ચોથા વર્ષના વિદ્યાર્થીઓને નિદાન ચિકિત્સા, શસ્ત્રવિદ્યા , નેત્રરોગ, સૂતિકાસ્ત્રી રોગ તથા બાલ રોગ, ન્યાય વૈદક, વિષ વિષય અને વાગ્ભટનો ગ્રંથ સપૂર્ણ રીતે શીખવવામા આવે છે આ દરેક વિષય શીખવતાં, રોગીઓને અને ત્યાં સુધી પાસે રાખવામાં આવે છે. શસ્ત્ર વિદ્યાના બની શકે તેવા પ્રયોગો વિદ્યાર્થી સમક્ષ કરવામાં આવે છે અને બીજા વિષયોમાં જેટલું બની શકે તેટલું અનુભવિક જ્ઞાન આપવામાં આવે છે.

ચોથા વર્ષના વિદ્યાર્થીઓને અનુભવ મેળવવા માટે વિદ્યાલયની સાથે એક ધર્માદા ઔષધાલય જોડવામાં આવ્યુ છે, જેની અંદર વિદ્યાર્થીઓને પાસે રાખી રોગીની પરીક્ષા તથા ઉપાય કરવામા આવે છે વિશેષ અનુભવને માટે ઔષધાલયની સાથે ટુંક વખતમાં એક નાની હોસ્પીટલ જોડવાનો વિચાર ચાલે છે.

આ સર્વ અભ્યાસ કરી તૈયાર થએલા વિદ્યાર્થીઓ જેમણે હાલ પોતાના અભ્યાસનું છેવટનું વર્ષ પુરૂં કર્યુ છે, તેઓ આવતા માસમા છેવટની પરીક્ષા આપી પોતાના ધંધા માટે બહાર પડવા સંભવ છે. તેમની પરીક્ષા વિદ્વાન પ્રસિદ્ધ ડાકટરો તથા વૈદ્યોને હાથે લેવામાં આવશે, અને તેમાં સફળ ઉતરેલા વિદ્યાર્થીઓને વિદ્યાલયની કમીટી તથા પ્રમુખ તરફની સર્ટિફિકેટ આપવામાં આવશે, તથા હવે પછી વિદ્યાલયની કમીટી જે ઠરાવશે તે ખાસ નામથી તેઓ ઓળખાશે.

વિદ્યાલયમાં ચાર ગ્રેજ્યુએટ ડાકટરો અને ત્રણ વૈદ્યો શિક્ષકનું કામ કરે છે. તેઓ સર્વ પોતાનાં વ્યાખ્યાનો દેશી ભાષામાં એટલે ગુજરાતી અને મરાઠીમાં આપે છે. ડા. પોપટ પ્રભુરામ નિદાન, ચિકિત્સા અને ઔષધીક્રિયા તથા ગુણદોષના વિષયો ઉપર શીખવવા ઉપરાંત વ્યવસ્થાપકનું કામ પણ કરે છે.

ડાકતર અનંત નારાયણ સાંભારે વનસ્પતિશાસ્ત્ર તથા સૂતિકાસ્ત્રીરોગ અને બાલરોગનો અભ્યાસ કરાવે છે.

ડાકટર વિષ્ણુ કૃષ્ણ પરૂલકર શારીર અને ઇન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્રનો વિષય શીખવે છે, અને શસ્ત્રવિદ્યા તથા નેત્રરોગ વિશે પણ વ્યાખ્યાનો આપે છે. તેઓ પોતાના વિષયને માટે ખાસ કરીને અતિશય કાળજી બતાવે છે અને પોતાનાં વ્યાખ્યાનો ઘણુંજ રસીક કરે છે.

ડાકટર માણેકલાલ મોરલીધર ઘોડી, રસાયન શાસ્ત્ર, ન્યાયવૈદક, વિષ વિષય અને આરોગ્ય વિષયમાં વ્યાખ્યાનો આપે છે અને તેની પાછળ અતિશય મહેનત લે છે.

વૈદ્યરાજ શંકર દાજી શાસ્ત્રીપદે વાગ્ભટ ઉપર વ્યાખ્યાન આપે છે

વૈદ્યરાજ વાસુદેવાચાર્ય પણ એજ વિષય ઉપર વ્યાખ્યાન આપે છે તથા સ્થાયી વૈદ્ય તરીકે કામ કરે છે

પંડિત શ્રીનિવાસાચાર્યજી, જેઓ મુંબઇના પ્રખ્યાત શેઠ દેવકરણ નાનજી તરફથી વિદ્યાલયમા કામ કરે છે, તેઓ ચરક અને વાગ્ભટના ગ્રંથોનું અધ્યયન કરાવે છે

આ સર્વ અધ્યાપકો જુજ લવાજમથી પોતાનું કામ અતિશય સંતોષકારક રીતે બજાવે છે, અને તે સાથે ડાકતર પોપટ પ્રભુરામની ગેરહાજરીમા ડાકતર કાશીનાથ નારાયણ ગોખલેએ નિદાન ચિકિત્સા તથા ઔષધિક્રિયા ગુણદોષના અધ્યાપકનું કામ બહુજ સારી રીતે કર્યું હતું અને ડાકતર ઘોડીની ગેરહાજરીમા મિ લક્ષ્મીશંકર મોરારજી ભટે તેમના વિષયો સારી રીતે શીખવ્યા હતા, તે માટે તે સર્વનો ઉપકાર માનવાની એક સૂચના હુ આ મીટીંગ આગળ રજુ કરૂં છુ

વિદ્યાલયની સાથે અભ્યાસ અને અનુભવની સગવડ ખાતર એક નાનું પુસ્તકાલય તથા એક સંગ્રહસ્થાન જોડવામા આવેલ છે, જેમા દેશી વનસ્પતિના ઔષધીઓના નમુના, વિદ્યાર્થીઓને હાથે તૈયાર થએલા શાસ્ત્રવિધિ પ્રમાણેના ઔષધો, શારિર શીખવવામાટે નક્શા અને શારીરના માટીના નમુનાઓ, રસાયન શાસ્ત્રના પ્રયોગ કરવાના યંત્રો વિગેરે છે આમાથી કેટલુક વિદ્યાલયને ખર્ચે ખરીદ કરવામા આવેલ છે અને બીજુ પરોપકારી ગૃહસ્થો તરફથી ભેટ કરવામા આવેલ છે, જેમા વિદ્યાલયના સેક્રેટરી શેઠ દ્વારકાદાસ ધરમશી, શેઠ ખીમજી જેરામનારણ, ડાકટર સાહેબ મોરેશ્વર ગોપાળ દેશમુખ અને શેઠ નરશી ધનજી એઓ મુખ્ય છે, જેને વિદ્યાલય પૂર્ણરીતે આભારી છે

વિદ્યાલયમા હલકા વર્ણ શિવાય હિંદુ, પારશી અને મુસલમાન એ દરેક વર્ણને વિદ્યાર્થી તરીકે દાખલ કરવામા આવે છે અને સ્ત્રી વિદ્યાર્થી માટે જુદી ગોઠવણ રાખવામા આવેલ છે બે વર્ષ ઉપર વિદ્યાલયમાં દાખલ થએલ સ્ત્રી વિદ્યાર્થી જેમનો અભ્યાસ અતીશય સંતોષકારક હતો, તેમને કુટુંબ વ્યવહારની અડચણોને લીધે પાછળથી વિદ્યાલય છોડવુ પડયુ હતુ

વિદ્યાલયમા બે જાહેર અને બે ખાનગી પરીક્ષાઓ થાય છે પહેલા અને ત્રીજા વર્ષના વિદ્યાર્થીઓ વિદ્યાલયમા ખાનગી પરીક્ષા આપે છે બીજા અને ચોથા વર્ષના વિદ્યાર્થીઓ જાહેર પરીક્ષા આપે છે, જે બહારના પ્રસિદ્ધ વિદ્વાન ડાક્ટરો અને વૈદ્યોની મારફત લેવાય છે એવી રીતે ગયા અઠવાડીયામા પુરી થએલી વિદ્યાલયની બીજા વર્ગની પરિક્ષામાં હાજર રહેલા નવ જણામાથી

પાંચ જણને પસાર થએલા જાહેર કરવામાં આવ્યા છે. આ પરીક્ષા લેનાર ડાક્ટરો એલ. બી. ધારગાલકર, પુરૂશોતમ હરિચંદ, કાશીનાથ નારાયણ ગોખલે તથા પાંડુરંગ ગોપાલ મંત્રી હતા. તેમણે લીધેલ તસ્દી માટે વિદ્યાલય અતિષય આભારી છે.

વિદ્યાલયમાં વિદ્યાલય તરફથી ચાર વિદ્યાર્થીઓને રૂપૈયા ૩) ત્રણની સ્કોલરશીપ તથા રહેવાની જગ્યા મળે છે. શેઠ ખેમરાજ શ્રીકૃષ્ણદાસ તરફથી ગયા વર્ષ સુધી, એક રૂ. ૨૫) પચ્ચીશની શિક્ષકવૃત્તિ અપાઈ છે, જે હજુ પણ ચાલુ રહેશે એવી આશા છે. શેઠ દેવકરણ નાનજી તરફથી રૂ. ૩૭) ની એક શિક્ષકવૃત્તિ તથા રૂ. ૧૨) બારની બે શિષ્યવૃત્તિ હજી પણ ચાલુ રાખવામાં આવી છે. મહારાજ શ્રી ખેંગારજી બહાદૂર તરફથી રૂ. ૨૦) વીશની એક સ્કોલરશીપ કચ્છના એક વિદ્યાર્થીને આપવામાં આવે છે. સરદાર બાબા સાહેબ ઇચલકરંજીકર તરફથી પણ એજ પ્રમાણે રૂ. ૨૦) વીશની એક સ્કોલરશીપ તે તરફના એક દક્ષિણી વિદ્યાર્થીને અપાય છે. સર ભાલચંદ્ર કૃષ્ણા તરફથી દરમાસે રૂ. ૫) પાંચની એક સ્કોલરશીપ બીજા વર્ષની પરિક્ષામાં પહેલા આવનાર વિદ્યાર્થીને અપાય છે અને ભાવનગર રાજ્યના દિવાન સાહેબ શ્રી વિજયશંકર ગૈરીશંકર તરફથી દરમાસ રૂ ૮) ની એક સ્કોલરશીપ એક નાગર વિદ્યાર્થીને આપવામા આવે છે આશા છે કે આ સર્વ સ્કોલરશીપો તથા શિક્ષકવૃત્તિઓ જાથુકને માટે ચાલુ રહેશે. વિદ્યાલયની કમીટી આ સર્વ ગૃહસ્થોની અતિશય આભારી છે, કારણ કે તે ન મળતા કેટલાક વિદ્યાર્થીઓને પોતાની ગરીબાઇને લીધે વિદ્યાલય છોડી દેવાની જરૂર પડત.

વિદ્યાલયને જરૂરીયાત તરીકે એક સારા પાયા ઉપર ઔષધો બનાવવાની ગોઠવણની જરૂર છે. જે ભાષણો એ વિષયો ઉપર થાય છે તેની અંદર આવતા શાસ્ત્રસિદ્ધ ઔષધો તૈયાર કરવાની વિદ્યાર્થીઓને ફરજ પાડવામા આવે છે જેમાની ઘણી દવાઓ તેઓ સ્થાયી વૈદ્યની દેખરેખ નીચે તૈયાર કરે છે, પણ કેટલીક ઉપયોગી દવાઓ કરત યન્ત્રોની અને મોટા ખર્ચના સગવડની ન્યૂનતાને લીધે મુકી દેવાની જરૂર પડે છે. એટલા માટે ઔષધો બનાવવાનાં યન્ત્રો સાથેની એક લેબોરેટરીની ખાસ જરૂર છે, જેને માટે વિદ્યાલય કોઈ સખી ગૃહસ્થની તરફની મદદની ઇંતેજારીથી આશા રાખે છે. મને જણાવવાને આનંદ ઉપજે છે કે રા. રા. ભાઇશંકર નાનાભાઈ સોલીસીટર આ બાબતના પ્રયાસમાં છે. તેમ વિદ્યાલયના મંત્રી શેઠ દ્વારકાદાસ ધરમશી એ વિષયમાં અતિશય મહેનત લે છે.

રોગીના બિછાના પાસે કરાવેલો અભ્યાસ વૈદ્ય થનાર વિદ્યાર્થીને બહુજ ઉપયોગનો છે એ સિદ્ધ વાત છે. ધર્માદા ઔષધાલયના પણ એવુંજ જ્ઞાન મળી શકે છે, પણ તેની મદદ આવતા રોગીઓ ઉપર પુરતી દેખરેખ રાખી શકાતી નથી અને ઘણા સખ્ત રોગી ઔષધાલયમાં આવી શકતા નથી, એટલા માટે ગરીબ રોગીઓ રહી શકે અને તેમને ખાવા પીવાનો, કપડાંનો અને દવાનો ખર્ચ પુરો પડી શકે તેવી ગોઠવણ કોઈ ઉદાર દિલના ગૃહસ્થને હાથે થવાની જરૂર છે. હાલ તરત નાના દશ રોગીને પથારી પુરી પડી શકે તેવી ગોઠવણ થઈ શકે તો તેમને રાખવાની જગા અને ઔષધની મદદ માટેનો ખર્ચ વિદ્યાલય તરફથી કરવાના આધારે એટલો આધાર મળતા વિદ્યાલયને એક નાની હોસ્પીટલની મદદ મળી શકશે અને તેથી વિદ્યાર્થીઓને ગંભીર રોગોનો અનુભવ લેવાને ઘણીજ સારી મળી શકશે. તેથી ગૃહસ્થો તાને પડેલ મેઘ ધમાદાના ફંડોના અગ્રેસર ધનવાન સજ્જનોની આગળ હું આ વાતની અરજ મુકું છું અને આશા રાખુ છું કે વિદ્યાલયને વિદ્યાના વર્ગ ખાતર અને ઉગ્ર કુળના ગરીબ રોગીઓની સગવડ ખાતર અપેક્ષી પૈસા સબંધી આયુર્વેદની મદદ આપવાથી મોટું પુન્યનુ કામ થયેલુ ગણાશે.

વિદ્યાલયને એક ફંડેડુનદ અને ઉપકારક ખાતુ કરવાને માટે કરેલી આ બની શકે તેટલી ઉત્તમ ગોઠવણો આપની [illegible] રજુ કર્યા પછી વિદ્યાલયની પૈસા સબંધી સ્થિતિ ઉપર હું આપ સાહેબોનુ ગંભીર ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

વિદ્યાલયની શરૂઆતથી આજ સુધીના વિદ્યાલયના નિભાવ અર્થે ભરાયેલી રકમ લાખ પચાસ હજારથી વધારે થવા જાય છે. આ રકમ લાખ એકની થાય ત્યારે તેને નામે એક ટ્રસ્ટ કરી આપણા ટ્રસ્ટીઓના હાથમાં તે સોંપવી, અને તેના વ્યાજમાંથી વિદ્યાલયને લાગતો ખર્ચ કરવો એમ નક્કી કરવામાં આવ્યુ હતુ. આ સિવાય કેટલાક સખી ગૃહસ્થો તરફથી વાર્ષિક રકમો વિદ્યાલયને આપવામાં આવે છે, જે ઉપર વિદ્યાલયનો નિભાવ થાય છે.

મુંબઈ ઉપર જે દુકાળ અને મરકીનું સંકટ આવી પડ્યું તેને લીધે ઉપર જણાવેલી વાર્ષિક રકમો દિવસેદિવસ ઓછી થતી જાય છે. ગયા વર્ષની કુલ આવક રૂ-૧૯૭૨) હતી અને કુલ ખર્ચ રૂ-૨૦૦[illegible]) હતુ. આ રૂ-૧૦૩૫ નો વધારે ખર્ચ વિદ્યાલયને વૈદ્યરાજ મથુરામ જીવનરામ તરફથી મળ્યો હતો, જે તેમણે વિદ્યાલયના આયુર્વેદ ફંડના ભરેલા રૂ-૩૦૦૦)ને પેટે આપુના છેવટ આયુર્વેદ ફંડના તેટલા નાણા ઓછા થવાની ધાસ્તી છે, તેટલા માટે જેમ બને તેમ જલદી આયુર્વેદનુ ફંડ વધારવાની જરૂર છે પણ હાલ તેમાં વધારે નાણું ભરાવવાની અતિશય મુશ્કેલી દેખાય છે. છતા પણ એ બાબતનો મર્યાદ સાહેબ

છે અને તે જારીજ રાખવાની જરૂર છે; કારણ આવા ખાતાને સરળતાથી ચલવવા માટે ઓછામાં ઓછા રૂ. ત્રણ લાખની જરૂર છે. આમ છતાં પણ હાલ તરતની પૈસા સંબંધી સ્થિતિ સુધારવાને માટે એટલું જરૂરનું છે કે હાલ જે જાથુકની રકમો ભરાઈ છે તે વસુલ કરી તેનાં નાણાં ટ્રસ્ટીઓને સોંપવાં, અને હવે પછી જે રકમો એ ખાતે આવે તે તેમાં ઉમેરતાં જવી અને તેના વ્યાજમાંથી વિદ્યાલયનો ખર્ચ ચલાવતાં જે પૈસા ખુટે તે વાર્ષિક લવાજમમાંથી મેળવવા. આટલા માટે આ મીટીંગને હું વિનંતિ કરૂં છું કે ભરાયેલી રકમો વસુલ કરી ટ્રસ્ટીઓને સોંપવાની દરખાસ્ત તેઓએ પસાર કરવી, અને વિદ્યાલયના વાર્ષિક મેમ્બરો જેમ બને તેમ વધારવાને માટે બનતો પ્રયાસ કરવો. ગરીબમાં ગરીબ માણસ પણ વિદ્યાલયને મદદ કરી શકે તેટલા માટે વાર્ષિક લવાજમ પહેલા વર્ગના સભાસદો માટે રૂ. ૫૦) બીજા વર્ગના સભાસદો માટે રૂ. ૨૫) અને ત્રીજા વર્ગના સભાસદો માટે રૂ. ૧૦) રાખવામાં આવ્યા છે. જે રકમ આપનારા મુંબઈ અને બહારના ઘણા સખી ગૃહસ્થો મળી શકશે એવી આશા છે.

મારે આ બાબતમાં વિશેષ કંઈ કહેવાનું નથી. માત્ર આવું એક ખાતું મુંબઈમા, મુંબઈ ઈલાકામાં અને આગળ જઈએ તો હિંદુસ્તાનમાં પહેલવહેલુંજ છે. તેને મદદ કરવી તે દરેક સખી ગૃહસ્થોની ફરજ છે, અને આ ખાતા માટે એક વખત એવો આવે કે જેની જાથુકની થાપણના વ્યાજમાંથી તેનો ખર્ચ ચાલ્યો જાય તેવી ગોઠવણ ધનવાન ગૃહસ્થો તથા રાજાઓ મારફત થવાથી હિંદુસ્તાનને મોટો લાભ કરેલો ગણાશે.

છેવટમાં, ગયા વર્ષમાં વિદ્યાલયના દરેક કામમાં વારંવાર સારી અને ઉપયોગી સલાહ આપવા માટે માનવંત ડાકતર સાહેબ સર ભાલચંદ્ર, ઓન. મી. વિજભૂખણદાસ આત્મારામ, વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ, જેમની વખતો વખતની પૈસા સંબંધી મદદ શિવાય આ ખાતું ક્યારનું બંધ થઈ ગયું હોત તે, તથા શેઠ દારકાંદાસ ધરમશીને આ વિદ્યાલય તેમની મદદ માટે અતિશય આભારી છે એમ જણાવવાની હું રજા લઉં છું.

ગયા વર્ષમાં ભાવનગરના નામદાર મહારાજા સાહેબે વિદ્યાલયની મુલાકાત લઈ આપણને મોટું માન આપ્યું હતું, તે બાબત આપની આગળ મુકતા હું ઘણોજ ખુશી થાઉં છું. અને કાઠીઆવાડના તથા હિંદુસ્તાનના બીજા રજવાડાઓ આ બાબતને ઉત્તેજન આપે તો વિદ્યાલયને ઘણોજ લાભ થાય તેમ છે, અને તેથી સર્વે રાજા રજવાડા તથા ધનવાન, ધાર્મિક ગૃહસ્થોને આ ખાતાને તન મન અને ધનથી મદદ આપવાની વિનંતી કરી હું મારૂં બોલવું પુરૂં કરૂં છું.

મારૂં વિવેચન સમાપ્ત કરતાં આપ સાહેબોનું હું ધ્યાન ખેંચવાની રજા લઉં છું કે વિદ્યાલયના માનવંત પ્રમુખ સાહેબ ઓનરેબલ જસ્ટીસ ચાનડેએ

સ્વર્ગવાસ થવાથી વિદ્યાલયને એક મોટી ખોટ ઇ છે એમની જગ્યાએ નવા પ્રમુખ નીમવાનુ એક મુખ્ય કામ છે તે સાથે વિદ્યાલયના જાથુકના નિભાવને માટે ભરાયેલી રકમો જલદીથી વસુલ કરવાનુ અતિશય અગત્યનુ કામ એકદમ હાથ ધરવાની ખાસ જરૂર છે કારણ કે વિદ્યાલય તેના ગમે તેવા લાભો છતા પૈસાની મદદ વગર ટકી શકવુ મુશ્કેલ છે અને તે સાથે આ વર્ષ માટેની વ્યવસ્થાપક કમીટી અને વિદ્યાલય બોર્ડની નવી ચુટણી થવાની આવશ્યકતા છે આટલુ કામ આપ સાહેબોની આગળ રજુ કરી હુ બેસવાની રજા લઉ છુ

રીપોર્ટ વચાઇ રહ્યા પછી ઓનરેબલ મી બમનજી દીનશાજી પીટીટને આવતા બે વર્ષને માટે આ વિદ્યાલયના પ્રમુખ તરીકે નીમવામા આવ્યા હતા આ ખાતા માટે ભરાયેલી રકમ વસુલ કરીને તે રકમો ટ્રસ્ટીઓને સ્વાધીન કરવાને નીચલા ગૃહસ્થોની એક કમીટી નીમવામા આવી હતી

ડાકતર સર ભાલચંદ્ર કૃષ્ણા, ડાકતર મોરેશ્વર ગોપાળ દેશમુખ, સરદાર ખાનબહાદૂર ઉમર જમાલ, મી વિજભુખણદાસ આત્મારામ, શેઠ ચતુરભુજ મોરારજી, ખાનબહાદૂર દારાશાહ રતનજી ચીચગર, શેઠ દામોદરદાસ ગોવર્ધન દાસ સુખડવાળા, શેઠ પરશોતમ ઓધવજી, વૈદરાજ પ્રભુરામ જીવણરામ, શેઠ દ્વારકાદાસ ધરમશી શેઠ મનમોહનદાસ દયાળદાસ અને શેઠ ગોવર્ધનદાસ સુંદરદાસ નવા કારોબારીઓ તરીકે નીચના ગૃહસ્થોને નીમવામા આવ્યા હતા—ઓનરેબલ મી બમનજી દીનશાહજી પીટીટ (પ્રમુખ) ડા સર ભાલચંદ્ર કૃષ્ણા (ઉપપ્રમુખ) સરદાર ઉમર જમાલ, ખાનબહાદૂર દારાશા રતનજી ચીચગર, રા બા નારાયણ વિષ્ણુ વૈદ્ય, અને શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા

સ્કુલ બોર્ડના ભભાસદો તરીકે- વૈદ્ય પ્રભુરામ જીવનરામ (પ્રમુખ) ડા રૂસ્તમજી નાનાભાઇ રાણીના (ઉપપ્રમુખ,) અને ડા પોપટ વિ. પ્રભુરામને નીમવામા આવ્યા હતા

શેઠ વિજભુખણદાસ આત્મારામ અને શેઠ વિઠલદાસ દામોદરદાસને ટ્રસ્ટીઓ, અને શેઠ દ્વારકાદાસ ધરમશી અને ડા પોપટ વિ પ્રભુરામને સેક્રેટરીઓ નીમવામા આવ્યા હતા

એ પછી કેટલાક ગૃહસ્થોએ વિવેચન કર્યા પછી સભા બરખાસ્ત થઈ હતી

---

## परोपकारी सर दीनशाजी पीटीटनो स्वर्गवास.

મુબઈના પ્રખ્યાત ઉદાર ગૃહસ્થ સર દીનશાજી ગઈ તા ૫-૫-૧૯૦૧ ને દિને આ ફાની દુનીયાનો ત્યાગ કરી સ્વર્ગ પથે સિધાવ્યા છે પોતાના સાહસ અને ઉદ્યોગથી અખૂટ લક્ષ્મી મેળવી તેનો સદુપયોગ કરી જાણનાર આ નર રત્ન હતા તેમની પ્રમાણિક નિષ્ટા અને ઉદ્યોગથી જેમ જેમ લક્ષ્મી તેમને પ્રાપ્ત થતી ગઈ તેમ તેમ તેમની પ્રકૃતિ વધારે ઉદાર બનતી ગઈ કોઇ પણ દુખીનુ દુખ દૂર કરવામા, કોઇ પણ દેશહિતકારી સસ્થાને મદદ કરવામાં ક કોઈ પણ સારા કામમા તેઓ પોતાના ધનથી હમેશા મદદ કરતા મુબઇ ગૌરક્ષક મડળીના તેઓ પ્રમુખ હતા અને તેમણે ઘણી ગૌશાળાઓ

અને અનાથના દર્દો દૂર કરવા ઘણી હોસ્પીટલો બંધાવેલ છે. નાત જાતનો તફાવત રાખ્યા વગર તેઓની ઉદારતાનો ઝરો સતત વહેતો હતો. સરકારમાં પણ ઉચ્ચતર માન જે **બેરોનેટ** પદ કહેવાય છે તે તેમની લાયકાતથી સહજ પ્રાપ્ત થયું હતું--આપણાં આર્ય વૈદકનું પદ્ધતિ પૂર્વક શિક્ષણ આપવાને મુંબઇમાં સ્થપાયેલ **આયુર્વેદ વિદ્યાલયને** તે શેઠજીએ પોતાથી બનતી મદદ આપી તેવી દેશહિતકારક સસ્થાના પોતે પેટ્રન બની તે ખાતાના નેતાઓને પૂર્ણ ઉત્સાહ આપ્યો હતો. ભલેને પુખ્ત વયે ગુજરે તોપણ સત્પુરૂશોની તો હમેશાં ખોટજ હોય છે તેથી તેવા ઉદારદિલના પરોપકારી ગૃહસ્થના સ્વર્ગ ગમનથી મુંબઇ ઇલાકાના સખી ગૃહસ્થોનો મુગટમણિ પડયો છે, દીન જનનો બધુ ગયો છે, દેશ હિતનો હીરો ખોવાણો છે અને ટુકામા જન સમાજના કલ્યાણરૂપ અને દેશહિતકર દરેક રૂડા કાર્યમા તેની ખામી જણાશે. તેમના પૌત્ર જે હાલ સર દિનશાજી પછી બેરોનેટ પદ ભોગવનાર છે તે અને તેમના પુત્ર શેઠજી બમનજી દીનશાજી પીટીટ એ બન્ને સદ્‌ગૃહસ્થો, પોતાના વડીલે ગ્રહણ કરેલા શુભ માર્ગને અનુસરો અને પોતાના પિતાના અમર આત્માને સંતોષ આપો. તથાસ્તુ-

## સૌ. બાઇ કાનબાઇનો સ્વર્ગવાસ.

લખવાને અત્યત દિલગીર છિએ કે શેઠજી દેવીદાસ વંદ્રાવનદાસનાં ધર્મપત્ની સૌ. **બાઇ કાનબાઇ**એ ટુક મંદવાડ ભોગવી ગયા ફાગણ વદિ ૨ ગુરૂવારે આ સ્થૂળ શરીરનો ત્યાગ કર્યો છે. એ બાઇનો જન્મ સં. ૧૯૩૭ ની સાલમાં મુંબઇમા ભણસાળી શેઠ ગાંગજી પદમસીને ત્યાં થયો હતો. કચ્છ જખાઉ બંદરમાં ગોકળદાસ તેજપાળની નીશાળે તેણે ગુજરાતી પાચમી ચોપડી સુધી અભ્યાસ કર્યો હતો; તે અભ્યાસ દરમીયાન તેમણે સ્કોલરશીપ અને ઇનામો મેળવ્યાં હતાં—ચૌદ વરસની ઉમરે તેમના લગ્ન મુંબઇમાં શેઠજી દેવીદાસ વદ્રાવનદાસ જોડે થયાં હતાં. પોતાનુ ભોળુ મન, માયાળુ હસમુખો અને નમ્રસ્વભાવ, અને નીતિ ધર્મને અનુસારી એક માર્ગી વર્તણુકથી પોતાનાં સગાં સંબંધીઓનો પૂર્ણ પ્રેમ સપાદન કર્યો હતો. તેઓ પોતાના પતિનો શુદ્ધ મનથી સેવા કરતાં હતાં; અને શ્રી ગીતાજી, ભાગવત વગેરે ધર્મપુસ્તકોનો ચાલુ અભ્યાસ રાખતા હતા, અને પોતાના ટુક જીવનમાં દયા, દાન અને દીનતા એ ત્રણે ગુણો સારી રીતે દર્શાવ્યા હતા. એક પુત્રને જન્મ આપી આ ફાની દુનીયા છોડી તેનો અમર આત્મા સ્વર્ગ તરફ સિધાવ્યો છે. તેના પવિત્ર આત્માને ઇશ્વર સ્વર્ગનુ સુખ આપો.

## વેદધર્મસભાને મળેલી ભેટ.

ધર્માત્મા શેઠજી **દેવીદાસ વદ્રાવનદાસ** તરફથી તેમનાં ધર્મપત્ની બાઇ **કાનબાઇ**ના પુણ્યાર્થે **વેદધર્મસભા**ના ફડમા રૂપૈયા ૨૦) અકે વીશ ભેટ તરીકે આપવામાં આવ્યા છે, તે ઉપકાર સાથે સ્વીકારીયે છિએ. તે રૂપૈયા સભાના અનામત ફંડમાં જમા થઇ તે રકમના વ્યાજનો સભા તરફથી બહાર પડતાં ધર્મ સંબંધી પુસ્તકો છપાવવા વિગેરે ધાર્મિક કાર્યમા સદુપયોગ **થશે**.

# આર્યધર્મપ્રકાશ.

પુસ્તક ૨૯ મું ] આસો સંવત ૧૯૫૭ [ અંક ૮ મો


॥ यतो धर्मस्ततो जय ॥

## मनने उपदेश

( વૈષ્ણવ જનમાં વર્તવે એ રાગ )

ठाठ अरे! आ मिथ्या बधो, अंते स्वप्न समान,
सत्य गणी तेने मोहथी, थामा तु गे हेरान ठा १
लाखो राजाओ चाल्या गया, ( जेना ) न मळे नाम के ठाम,
रंक राणानो नथी जड, रखडे छे तु शु काम ठा २
संयोग आ मळ्यो तने, मानो मानव देह,
सफळ करी ले तु रत्नथा, पाछो मळेश न जेह, ठा ३
खबर नथी पळ एकनी, कोण जाणे शु थाय,
माटे करी ले तु साधनो जेथी मोक्ष पमाय ठा ४
आळ पथ तु तो आथडे, तेथी सुख रे शु थाय,
ज्ञानवडे न संतोषथी साचु सुख तो पमाय ठा ५
देह मळ्यो ते तो भजनजे, हासी जेम न थाय,
समय गयो पाछो नहि मळे, प्रभु थाजो सहाय, ठा ६
धाम धरा धन ए बधु, रहेवानु दिन चार,
तृष्णावडे बधाई तु, थाय देम खुवार ठा ७
मेली ममत्वने मोहने, छोडी दइ अभिमान,
पुण्यपथे जो चालीश तो, राजी थशे भगवान ठा ८
छेल्ली कहु छु आ वात हु, करने खूब विचार,
योग्य लाग ते प्रकारथी, तरजे तु आ ससार ठा ९
अंते गति एक सर्वनी होय रंक के राय,
राख विवेक वैराग्यने, शामाटे तु मुझाय ठा १०
हु तो कशु नथी जाणतो, गोथा खाउ अपार,
हाथ झालो मारो हे हरि! आप उतारो पार ठा ११

खे० शा० मू०



## प्रबोधसुधाकर



### નાદાનુસંધાન પ્રકરણ.

એક ક્ષણ અથવા અર્દ્ધાક્ષણ જેટલા વખત સુધી પરમાત્મ સ્વરૂપનું ચિંતન થાય છે, તેટલા વખત સુધી જમણા કાનમાં અનાહત શબ્દ સંભળાય છે. સિદ્ધિ, આરમ્ભ, સ્થિરતા, વિશ્રમ, વિશ્વાસ અને બીજશુદ્ધિનુ પરમ ઉપલક્ષણ એ મનનું નાદાનુસંધાન છે. ભેરી, મૃદંગ અને શખાદિકથી **વાગતા** નાદમાં મન ક્ષણભર રમે છે, ત્યારે આ **અનાહત** મધુવત્ મધુર અખડિત અને સ્વચ્છ પદાર્થમાં કેમ નહિં રમે? રમશેજ. વિષયોના ઉપરામથી જેમ જેમ ચિત્ત નિશ્ચલ થતું જાય છે, તેમ તેમ વાસના જેવો દીર્ઘતર નાદ સંભળાય છે. તે નાદમાં અભ્યન્તરવર્તિ જે ચિર જ્યોતિ રહેલ છે, તેમાં જો મનનો લય થાય તો ફરીથી સંસારનું બંધન થતું નથી. બીજી રીતે ચિત્તને લય કરવાના અનેક પ્રકારો હોવા છતાં પરમાનન્દનો અનુભવ કરાવનાર નાદાનુ સધાન એજ શ્રેષ્ઠ ચિત્તલય છે.

### મનોલય પ્રકરણ.

સંસારના ત્રિવિધ તાપને પ્રાપ્ત થએલુ, નાના પ્રકારની યોનીમાં ભટકવાથી થાકી ગયેલુ ચિત્ત પરમાનન્દને પ્રાપ્ત થવાથી કોઇ ઠેકાણે કદાપિ ચલાયમાન થતું નથી. અદ્વૈત આનંદના ભારથી “ આ શું છે, હું કોણ છું અને હું કોનો છું ” આવી રીતે જ્યારે મન મન્થરતાને પ્રાપ્ત થાય છે ત્યારે ચિત્ત મૂર્છિત થાય છે. સાગરમાં મળેલી સરિતા જેમ સમુદ્રભાવને તદન પામી જાય છે, તેમ ઘણા કાળ પર્યંતના આત્માના અનુભવથી ચિત્ત આત્માકાર થઇ જાય છે-દૂધમાંથી કાઢી લીધેલું ઘી જેમ ફરીથી દૂધપણાંને પ્રાપ્ત થતું નથી, તેવીજ રીતે આત્મામાં અનુપ્રવિષ્ટ થએલુ ચિત્ત ફરીથી બાહ્યવિષયોની અપેક્ષા કરતું નથી. દૃષ્ટિ, દૃષ્ટા અને દૃશ્ય પદાર્થ એ ત્રણેમાં અનુસ્યૂત અને જે ભાનમાત્ર છે તે વસ્તુમાં જો ચિત્તનો ક્ષય થાય તો તે મૂર્છિત થાય છે. જ્યારે દૃષ્ટિમાત્ર સ્વસમુખપણાને પ્રાપ્ત થાય છે ત્યારે દૃશ્યમાં દૃષ્ટાનો ભેદ થાય છે પણ જો અસંમુખ હોય તો તે ભેદ થતો નથી. એકજ દૃઙ્માત્રમાં તે તે દૃશ્યાદિક ઉદય પામે છે, તે દૃઙ્માત્ર જો લીન થાય તો એક આત્મતત્વજ અવશેષ પછી રહે છે. દર્પણમાં જોયા પહેલાં અને જોયા પછી પણ મુખ હોય છે, માત્ર મુખનું પ્રતિબિંબ દર્પણમાંઆભાસિત થાય છે; અરીસાનો નાશ થાય તથાપિ મુખમાં મુખતો રહેલુંજ છે તેમજ આત્માની બાબતમાં સમજવું.

## દ્વિધાભક્તિ નિરૂપણ પ્રકરણ

ગોળના મોટા કડકામા તેમજ તેના અણુમાત્ર અશમા પણ મધુરતા રહેલી છે, એ પ્રમાણે ગોળ અને મધુરપણુ જુદુ છેજ નહિ અથવા કપૂર અને તેની સુગધી એ જુદા નથી, તેવી રીતેજ આત્મસ્વરૂપમા મનવાળા પુરૂષોનું જગત આત્મતાને પામે છે જે ભાવનો અનુભવ જાગૃત અવસ્થાની અન્તે નિદ્રાદિમા થાય છે, તે અતરમા જો સ્થિર થાય તો ત્યારે અદ્વયઆનન્દ પ્રાપ્ત થાય છે અતિ ગમ્ભીર, અપાર અને વિશાળ એવા જ્ઞાનચૈતન્યરૂપ આનદ સાગરમા કર્મરૂપી વાયુથી ચલાયમાન થતી જીવરૂપી મોજાની હાર સ્ફુરે છે ચૈતન્યરૂપી સૂર્ય જ્યારે ઉદય થઈને તીક્ષ્ણ કિરણોથી પ્રદિપ્ત થાય છે, ત્યારે અનેક વિધ જીવોની મૃગતૃષ્ણા ચારે બાજુ ખોટી છે એમ સ્ફુરણ થાય છે જેની અદર વિલોકવાથી આ જગત જલની ચારે તરફ સ્ફુરે છે, તે એક વખત પણ વિલોકવાથી તે અસદ્રૂપ જગત ક્યાઈ વિલીન થઈ જાય છે—

સ્થૂલ ભક્તિ અને સૂક્ષ્મભક્તિ એમ બે પ્રકારની હરિભક્તિ કહેલી છે, પ્રારભમા સ્થૂલભક્તિ ઉત્પન્ન થાય છે અને તેમાથી પછી સૂક્ષ્મ ભક્તિ ઉત્પન્ન થાય છે હવે સ્થૂલભક્તિ આવા પ્રકારની હોવી જોઈએ પોતાના આશ્રમ પ્રમાણે ધર્મનુ આચરણ કરવુ, નિત્ય શ્રીકૃષ્ણની પ્રતિમાની પૂજા અને ઉત્સવ વિવિધ ઉપચાર અને સામગ્રીથી કરવો હમેશા હરિદાસ ભક્ત જનોનો સમાગમ રાખવો, શ્રીકૃષ્ણની કથાશ્રવણમા મહાઉત્સવ કરવો, સત્ય બોલવુ, પારકુ ધન પારકી સ્ત્રી અને પારકી નિદામા પરાગમુખતા રાખવી ગ્રામ્ય કથામા ઉદ્વેગ રાખવો, સુતીર્થ ગમનમાં તાત્પર્ય રાખવો, અને યદુપતિની કથાનો વિયોગ થાય ત્યારે “મારૂ તેટલુ આયુષ્ય વૃથા ગયુ” એમ ચિંતા રાખવી એવી રીતે સ્થૂલ ભક્તિ કરવાથી શ્રીકૃષ્ણની કથાશ્રવણના અનુગ્રહથી ઉત્પન્ન થએલી સૂક્ષ્મ ભક્તિ ઉદય પામે છે, અને તેથી હરિ અન્તરમા પ્રવેશ કરે છે, તેના લક્ષણ નીચે પ્રમાણે જણાય છે સ્મૃતિ અને સત્પુરાણ વાક્યથી વર્ણવેલ અને સાભળવામા આવેલ હરિની મૂર્તિમા માનસપૂજાનો અભ્યાસ થવો જોઈએ, અને એ નિત નિવાસમા તાત્પર્ય રાખવુ સમસ્ત જન્તુમા શ્રીકૃષ્ણની અવસ્થિતિ છે એવુ સત્યજ્ઞાન થવુ જોઈએ, ભૂતગણમા દ્રોહ ન જોઈએ તો તેથી ભૂતમાત્ર ઉપર અનુકમ્પા ઉત્પન્ન થાય છે થોડુ (માપસર) અને યદ્રચ્છાથી જે પ્રાપ્ત થાય તેમા સતોષ રાખવો, દારપુત્રાદિમા મમતાશૂન્ય થવુ અને તેથી નિરહંકારીપણુ અને ક્રોધ રહિતપણુ પ્રાપ્ત થાય છે મીઠુ બોલવુ, પ્રસન્ન રહેવુ, પોતાની નિન્દા કે સ્તુતિમા સમતા રાખવી, સુખ દુ ખ ટાઢ તડકો વગેરે દ્વન્દ્વમા સહનશીલતા રાખવી અને આપત્તિમા ભય ન રાખવો નિદ્રા આહાર અને વિહારમા અના

દૂર રાખવો, સંગ રહિત થવું, વચનમાં અવકાશ ન રાખવ
સ્મરણથી હંમેશ શાન્તિ રાખવી. કોઇપણ હરિકિર્ત્તન અથવા વે
આવા ભક્તોને આનન્દના આવિર્ભાવથી એકદમ રૂવાડા હર્ષમાં ઉ
છે. તેવી ભક્તિમાં પરાત્મસુખનું ગ્રહણ થતુ હોય એમ મન અ
અને તે સ્થિરતાને પ્રાપ્ત થવાથી મદોન્મત હસ્તિની દશાને પ્રાપ્ત થ
ક્રમે કરીને જન્તુમાત્રમાં ભગવદ્ભાવ અને ભગવાનમા સર્વ ભૂતપ્રાણિ
છે, અને આવી જો દયા હોય તો તેજ વખતે સર્વ ઈશ્વરરૂપ થઈ જાય

## ધ્યાનવિધિ પ્રકરણ.

યમુનાતટની નિકટ રહેલ મહારમ્ય વૃંદાવનના કાનનમાં, કલ્પદ્
ભૂમિ ઉપર ચરણ ઉપર ચરણ રાખી ઉભેલા, ઘનશ્યામ, પોતાની કાંતિ
જગતમાં પ્રકાશ કરતા, પીતાંબર પહેરેલા, ચંદન અને કર્પૂરથી સ
જેના લિપ્ત છે એવા, કાનના ખૂણા સુધી નેત્રવાળા, કાનમાં જેણે કુંડલ
કરેલ છે તે, જેના મુખ કમલમાં મન્દ સ્મિત શોભી રહેલું છે, કૌસ્તુભ
હાર જેણે ધારણ કરેલ છે તેવા, કડાં, વીંટી આદિ પોતાના અલંકારને પણ
કરનાર, જેની વનમાલામાથી પુષ્પ ખરે છે તેવા, કાન ઉપર જેણે કલિકા
કરેલી છે, ચણોઠીનાપુજથી અન્વિત જેના મસ્તક ઉપર ભમરાઓના ગું
થાય છે, ગોપની સાથે ભોજન કરતા અને કુંજમાં બિરાજતા એવા હરિનુ સ્મ
કરો. જે મન્દાર પુષ્પથી વાસિત છે, મન્દ પવન જેની સેવા કરે છે. જેના ચર
માંથી મન્દાકિની ( ગંગાજી ) ઉત્પન્ન થયા છે, તેવા પર આનન્દ રૂપ, મ

**કૃશાનુ**—હે મિત્ર! આ કાશીપુરી પણ તારી સ્તુતિ યોગ્ય છે? જુઓ-આ કાશીમા જે લોકો ષડ્‌રસયુક્ત ભોજન કરે છે, તેમજ જેઓ ઉત્તમ ઘોડા હાથી ઉપર આરોહણ કરે છે, જેઓ મોતીઓની માળાઓ ધારણ કરે છે અને શોભન અંતઃપુરમાં યૌવન–રૂપાદિકથી મત્ત થએલ મહીલાઓ સાથે વિહાર કરે છે; એવા સુખી લોકો પણ મુવા પછી પરલોકમાં, મુક્તાહારને બદલે ભયંકર અસ્થિ ધારણ કરે છે, હાથી ઘોડાને બદલે વૃષભનું આરોહણ કરે છે, મિષ્ટાન્નને બદલે વિષભોજન કરે છે અને અન્તઃપુરસ્થ સુંદર સ્ત્રીના વિલાસને બદલે સ્મશાન નિવાસી થાય છે, અને ઉન્મત્ત અને નીચ પિશાચની ગાથે નૃત્ય કરે છે. એ પ્રમાણે આહી સુખી જનોને પણ એવી રીતે દુઃખ દેનારી આ કાશી નગરી છે.

હે કાશી! જો સત્પાત્રને સંતોષવા માટે એક વખતજ થોડું દાન આપ્યું હોય તો, તારાથી જૂદા પ્રયાગ પુષ્કરાદિ તીર્થના પ્રભાવથી અન્ય જન્મમાં તે દાન નિશ્ચે કોટિગણું ફળ આપે છે એમ પુરાણમાં પ્રસિદ્ધ કહેલુ છે. અને તારે વિશે તો વાસ કરીને વારવાર આસ્થાથી મહ વસ્ત્ર-સુવર્ણાદિ સત્પાત્રને આપનારા લોકો જન્માન્તરમાં દિગ્વસનતાને પ્રાપ્ત થાય છે, અર્થાત્ વસ્ત્રહીન દરિદ્રી થાય છે, માટે દૂરથીજ તને નમસ્કાર છે!

હે વારાણસી! હમેશાં શીતાદિ રોગવાળી તારી ભૂમિ છે તેને આરોગ્ય ભૂમિ છે એમ કહેવુ એ સાવ જૂઠુ છે. તારે વિશે રહેવાવાળાનાં શરીર, આ જન્મમાં તો શું, પરતુ જન્માન્તરમાં પણ સશૂલ થાય છે અને તેમનાં મસ્તક જલભારવત્ એટલે શૈત્યરોગ યુક્ત થાય છે.

**વિશ્વાવસુ**—હે મન્દબુદ્ધિ કૃશાનુ! વારાણસીના જે ગુણો છે તેને પણ તું દોષસ્થાને આરોપણ કરે છો! કારણ કે, કાશીપુર નિવાસી લોકો, જે સ્ત્રીઆદિ વિષયના ભોગી હોય છે, તે પણ યમ નિયમ આસનાદિ અષ્ટાંગ યોગ યુક્ત યોગી જનોને પણ અપ્રાપ્ય એવી શિવસમાન રૂપતાને પ્રાપ્ત થાય છે.

આ કાશીપુરીમાં મનુષ્યો, વિષયાસક્તિ અને મલમૂત્રાદિના સંબંધથી અપવિત્ર દેહને તજીને, સ્વચ્છ શરીરને પ્રાપ્ત થાય છે; જે શરીરના ભાલ પ્રદેશમાં રહેલાં નેત્રમાં અગ્નિ હોય છે, અને જટાયુક્ત મસ્તક ઉપર વિષ્ણુપાદોદકી ગંગાજી હોય છે. આ કાશીમાં રહેવાવાળા લોકોની આ બીજી પણ ધન્યતા છે—

જેવી રીતે સાયંકાળનો સમય, અન્ધકારી (અંધારાવાળો) કહેવાય છે અને વ્યાપક આકાશ પ્રદેશમાં તારાના ઉદયથી માણસોને પ્રકાશ આપે છે, તેવી રીતે આ કાશીમાં પ્રદોષનટ (શીવજી) અન્ધકારી (અન્ધક અસુરના વેરી) કહેવાય છે.

અને તે મૃત્યુ સમયે મનુષ્યના કાનમા તારકમત્રનો ઉપદેશ કરે છે કારણ કે શ્રીરામાયણમા શિવવાક્ય છે કે—

अहो भवन्नाम जपन्कृतार्थो वसामि काश्यामनिशं भवान्या।
मुमूर्षमाणस्य विमुक्तयेऽहं दिशामि मंत्रं तव राम नाम॥

(અર્થ—અહો! તમારૂ નામ જપતા કૃતાર્થ થએલો હુ ભવાની સાથે હમેશા કાશીમા રહુ છુ અને મરવા તૈયાર થએલાની મુક્તિ માટે, હે રામ! હુ તમારા નામ મત્રનો ઉપદેશ કરૂ છુ)

વળી કાશી ખણ્ડમા લખ્યુ છે કે—

पेयं पेयं श्रवणपुटके रामनामाभिरामं ध्येयं ध्येयं मनसि
सततं तारकं ब्रह्मरूपम्। जल्पन् जल्पन् प्रकृतिविकृतौ
प्राणिनां कर्णमूले वीथ्यां वीथ्यां मटति जटिलः कोऽपि
काशी निवासी॥

(અર્થ—"કાન રૂપી પડીઆઓથી રૂડુ રામ નામનુ વારવાર પાન કરો, મનમા હમેશા બ્રહ્મરૂપ તારક મત્રનુ વારવાર ધ્યાન કરો" એવી રીતે મરણ સમયે પ્રાણીના કાનમા વારવાર બોલતા કોઇ અવર્ણનીય કાશીનિવાસી [illegible] પુરૂષ (શિવજી) શેરીએ શેરીએ ફર્યા કરે છે) એ પ્રમાણે સમસ્ત ગગાતીરના પ્રદેશનુ અજલી બધ અવલોકન કરીને કહે છે કે- પ્રતિ પ્રાત કાને ગગાજળમા આદર સહિત સ્નાન કરીને સધ્યાદિક નિત્ય ક્રિયાઓ જે કરે છે, અને સૃષ્ટિના આદ્ય પુરૂષ શ્રી વિશ્વનાથનુ પૂજન કરવાથી જેના ચિત્ત પવિત્ર થએલા છે એવા ભૂદેવ બ્રાહ્મણોને નમસ્કાર હો

**કૃશાનુ**—કલિયુગના પ્રભાવથી શાસ્ત્રથી વિરૂદ્ધ આચાર જેમણે અગીકાર કરેલા છે એવા આ કાશીવાસી બ્રાહ્મણોને પણ શુ તમે વદન કરો છો? તો આ કાશી દેશના જનોનુ સ્વાચારવિપરીતપણુ જુઓ —કાશી નિવાસી બ્રાહ્મણો આયુધ ધારણ કરી પોતાની ઉપજીવિકા ચલાવે છે પરતુ આપત્કાલ વિના બ્રાહ્મણોએ શસ્ત્ર ધારણ કરવુ એ નિષેધ છે પોતાના સ્વધર્મ ભૂત ઉત્કૃષ્ટ વેદાધ્યયનને છોડી દેછે શૂદ્રથી ભરાયેલા જળથી સ્નાન કરે છે, આચમન લે છે, દેવપૂજા કરે છે અને તે જળથી અન્નપણ રધે છે, તે ઘણુજ નિદ્ય છે, તેમજ ઉચ્છિષ્ટનુ પણ ભક્ષણ કરે છે ઉચ્ચ નીચ મ્લેચ્છાદિ જાતિની સાથે સહવાસ, તેની સાથે સ્પર્શ ભાષણાદિ કરે છે, એટલુજ નહિ કિંતુ નિકટ આવેલા ચાણ્ડાલોનો સ્પર્શાસ્પર્શનો વિચાર કર્યા વગર વારવાર માર્ગમા ભટક્યા કરે છે, એ સર્વ બ્રાહ્મણાચારની વિરૂદ્ધ છે—

વળી– આ દેશમા કોઇ પણ માણસ વેદ શાસ્ત્રાધ્યયન કરતો નથી, અને જો કોઈ સોમાં એક અધ્યયન કરે છે તો તે ચાર્વાક ગૌતમાદિ પ્રણીત, આત્મ- પરમાત્મ પરાંગમુખ, દેહાત્મવાદાત્મ પ્રતિપાદક શાસ્ત્રના દુસ્તર્કમાં પરિશ્રમ કરે છે. પરંતુ શ્રુતિ- સ્મૃતિના સુતર્ક, ઉપનિષદ્--વ્યાસસૂત્ર—મનુસ્મૃત્યાદિ—આત્મ— પરમાત્મ પ્રતિપાદક શાસ્ત્રનું અધ્યયન કરતા નથી

વિશ્વાવસુ—અરે કૃશાનુ! બ્રાહ્મણોની નિંદા સાંભળીને મારૂ હૃદય કંપે છે તમે જો સદાચારનું વિપરિતપણુ બતાવ્યુ તે કલિયુગનો દોષ છે, બ્રાહ્મણોનો નથી. આ કલિયુગમા સત્યુગનુ ચારિત્ર કેમ સમ્ભવે? કારણકે, પાપ વલ્લીના આશ્રય રૂપ કલિયુગ દુર્જેય છે. પરધન હરણ—પરસ્ત્રી ગમન—મદ્યપાનાદિ પાપ કર્મની પરંપરાના નિવાસ સ્થાનરૂપ, ગર્વના ધર્માસનરૂપ, શાસ્ત્રસમૂહના કપાળમા લખેલા આયુઃઅક્ષરના નાશરૂપ, યજ્ઞોની સમાપ્તિ રૂપ, સત્પૂજાદિ કર્માનુષ્ઠાનની અવધિ-રૂપ અને દ્રવ્યવાંછાના જન્મભુમિરૂપ ઘણા અનર્થોને આ કલિયુગ ઉત્પન્ન કરે છે.

આવા કલિયુગ વિષે શતઆદિ એક, દેખાડી આદર અને શ્રુતિમાર્ગ ટેક;
યત્કિંચ આચરણથી સ્તુતિપાત્ર થાય, થોડા જળે *મરૂ--સરે ગુરૂતા પમાય.

જે કાયસ્થ જનો, રાજપુત્રો અને બ્રાહ્મણો શસ્ત્ર ધારણ કરીને મહત્મ ચાકરી, દયારહિત તુર્ક બાદશાહોને સેવાધર્મે અનુસરીને બ્રાહ્મણોનુ રક્ષણ કરે છે, યવનલોકો સ્વભાવથી ક્રુરનિર્દય અને પરમધર્મદ્વેષી હોય છે, તેથી તેઓ બ્રાહ્મણોને તેના ધર્મને અને તેના દેવતાને ભ્રષ્ટ કરે છે અને તેનો નાશ કરે છે. તેટલા માટે ઉપર કહેલા બ્રાહ્મણ લોકો તેમની સેવા સ્વીકારીને બ્રાહ્મણદૈવત સબધમાં તેમનું અજ્ઞાન નિવારણ કરીને તેઓથી રક્ષા કરે છે, માટે તે ધન્ય છે. તે શસ્ત્ર-ધારણાદિ સેવાવિના જો ઘેરજ બેઠા રહે તો પૃથ્વીમા બ્રાહ્મણકર્મને માટે બધાઓએ જલાંજલી આપવી.

જો કે હિમાચલથી સેતુબન્ધ રામેશ્વર પર્યંત પૃથ્વીમાં યવનલોકો વ્યાપી રહેલા છે, યવનભયથી રાજસમૂહ પલાયમાન થયો છે, પૃથ્વીના લોકની શું સ્થિતિ છે તે જોયા વગર કરૂણા રહિત ભગવાન નારાયણ પોઢયા છે, અને કલિયુગ પ્રતિબંધ વિના પ્રચાર કરી રહ્યા છે, ત્યારે પણ લોકવિલક્ષણ એકજ પુરૂષ તે તે દેશમાં વૈદિક કર્મ માર્ગનુ પોતાની શ્રદ્ધાના સામર્થ્યથી નિષ્કંટક રક્ષણ કરે છે, માટે તે ધન્ય છે.

વળી, કાશીનિવાસી જન શ્રુતિ–સ્મૃતિ વિહિત કર્મનો ત્યાગ ભલે કરો, અને નિષિદ્ધ કર્મનું આચરણ કરો, તથાપિ આ લોકમાં એના કરતા બીજો કોઈ વધારે પુણ્યવાન નથી. કેમકે શ્રીવિષ્ણુના ચરણ નખની કાંતિથી શુદ્ધ થયેલ

*મારવાડના તળાવથી.

અને પાપનો વિનાશ કરવામાં જામીનરૂપ ગગાજળવાળુ તેમના શરીરનો સ્પર્શ કરે છ, તેથી અહિના નિવાસી લોક પાતકી હોય તોપણ શુદ્ધ થઈ જાય છે

વળી-પ્રતિભાશુ ત ગૌડદેશના લોકો, કાન્યકુબ્જ, અગ, બંગ અને મિથિલ દેશના લોકોમા જો કે સારી વિદ્યા છે, તથાપિ વિશ્વેશ્વર સ્નાન અને ગગાસ્નાન નથી પુણ્યવાન કાશીનિવાસી લોકોમાં તે વેદવિદ્યા આ કલિયુગમા પણ અધિક જણાય છે

હવે જે ટુકામા કહુ છુ તે સાભળો—

આ દેશના લોકોના ચરિત્ર બીજા દેશનિવાસીને ગમો કે ન ગમો, તેથી શુ હાની છે! વિદ્વાન પુત્રોથી જેવી રીતનો માતા પિતાના હૃદયમા આનન્દ થાય, તેવો આનદ પારકાના મનમા જો ન થાય તો, હે કૃશાનો! આમા તે પુત્રોનો શુ દોષ છે?

વળી, કાશીનિવાસી આયલોક પ્રાતકાળમા ગગાના શીત જળમા સ્નાન કરીને વિશ્વેશ્વર-બિંદુમાધવ વગેરે દેવનુ સમ્યક અર્ચન કરે છે, ત્યારપછી ભૂખથી ભલે તેને અધારા આવતા હોય તોપણ રાત્રીનુ ટાઢુ અન્ન ખાતા નથી, પરતુ ગોમયથી પોતે લીપેલ પ્રદેશમા સ્વયપાક કરી ભોજન કરે છે, અને તે પાક સ્વસ્થળથી બીજે ઠેકાણે જો તે પક્વાન્ન પોતાથી વા ણી નથી લઈ જવામા આવે તો તે તેના ભોજનમા કામ લાગતુ નથી આવો ભોજન નિયમ ક્યાંઇ પણ તમોએ જોયેલ છે?

---

# સદુપદેશ પચશતી

(ગાહગા)

(ગતાઙ્ક્ના પૃષ્ઠ ૧૬૫ થી)

જેમ પગથીયા ક્રમ થકી મનુજે ઉંચે ચઢાય
ઈશ્વરપદથી બ્રહ્મ તે થવુ તેમ લેખાય
ઈશગુણો ઈશ્વરપણ ગ્રહનારે સેવાય
તેમ બ્રહ્મને પામવા બ્રહ્મગુણો સેવાય
જેવુ જેવુ પામવા મનમા ઈચ્છા થાય
તેવા તેના કર્મને સર્જને સેવાય
ઈશ્વર પણ માયાથકી ચિરમાર્ગે મૂકાય

जसोदाः—(ક્રોધથી વીરજાને.) ત્હારો જીભડો ભારે લાંબો છે! ત્હારી સાથે તો વાતચીત કરવામાં યે ખોટ છે. (શૂરજાને.) બ્હેની! ત્હારા શરીરની પીઠી પણ હજુ ભૂસાણી નથી. વળી ત્હારો સ્વામી રૂપમાં પણ કાર્તિકસ્વામી જેવો છે, વળી ક્ષત્રીપુત્ર છે. તો યુદ્ધનું નામ સાંભળતાંજ તલવાર તાણી ઉભો થશે. માટે એને યુદ્ધમા જવા ન દેજે ને ફોસલાવી ફટાવીને ઘરમા જ રાખજે.

वीरजाः—વાહ રે વાહ! ધન્ય છે ત્હારી મતિને! (શૂરજાને.) સખી! જસોદા કહે છે તેમ ત્હારા કાર્તિકસ્વામીને ઘરમા જ બાંધી રાખજે. એથી ત્હને પુત્રપ્રાપ્તિ પણ થશે

शूरजाः—(જસોદાને.) બ્હેની! યુધ્ધે જવાની તો એમની બહુ હોસ છે, ત્યારે મ્હારાથી એમને બાંધીતો નજ રખાય ના?

वीरजाः—ભલા પ્રેમની સાંકળે બાંધ્યને?

जसोदाः—(શૂરજાને) તું તો ગાંડી છે. સ્વામી તો ઘરનું માણસ કહ્યું એને રાખવામાં શુ ભારે કામ છે? ત્હને વશીકરણ ન આવડે તો મ્હારી પાસે આવજે; જોતજોતાંમાં શીખવાડી દઇશ સખિ! હું ધારૂતો તો મ્હારા ઘરડિયા દાગ બધાં ઘરના ને વાંદરા પેઠે નચાવુ

वीरजाः—બ્હેન! તું તો બુઢ્ઢા બાપાની ગોદની સ્ત્રી ઠરી તું તો આંબળાની લાકડી. જેમ ચલાવ તેમ ચાલે પણ એનો સ્વામી તો જવાન છે. ભલા, એ આનો ચલાવ્યો કેમ ચાલે?

जसोदाः—ભલે બુઢ્ઢો હોય કે જવાન. પણ પુરૂષમાત્ર સ્ત્રીને વશ છે. બધાનો આધાર સ્ત્રીજ છે.

शूरजाः—સખિ! એમની રણમા જવાની હોસ હોય તે આપણે અટકાવીએ એ અન્યાય નહિ?

जसोदा—(વિસ્મિત થઇને) અરે! યુદ્ધમાં મરવા જવું એજ અન્યાય નહિ?

शूरजाः—યુદ્ધમા જાય એ બધા મરીજ જાય એવો કાંઇ નિયમ નથી. ને વિધાતાની ઇચ્છા એવીજ હશે તો કોણ મિથ્યા કરનાર છે? પણ ક્ષત્રિયપુત્રો સ્વદેશ રક્ષણાર્થે મરવામા કદિ બ્હીવું સમજતા નથી. ને ક્ષત્રિયપુત્રીઓ કુળધર્મ પાળવામા કદિ ના પાડવું સમજતી નથી (નયનમા જળ ભરાય છે)

वीरजाः— સખિ! આમ કરવુ ક્ષત્રિયકન્યાને યોગ્ય નથી સામો ત્હારા સ્વામીને ઉત્સાહ આપ.

घणा विचारे हुं रही नथी हुं वारंवार पत्र लखी आपना कर्तव्यमां विघ्न करवा चाहती नथी. छतां जो अपराध थतो होय तो क्षमा करशो."

(વિચાર કરીને) અહો ! સ્ત્રીઓના પ્રેમ નિસ્વાર્થ છે એ સત્ય છે. એ કાઇ આશાથી પ્રેમ કરતી નથી. પરતુ એ કેવળ પોતાના શુદ્ધપ્રેમથીજ રાજી રહે છે, એનો આજે યથાર્થ અનુભવ થયો વળી વિમળામા કેવળ નિસ્વાર્થપ્રેમજ ચળકે છે એટલુ જ નહિ, પણ એનુ હૃદય સ્વદેશ સેવામા કેવું ઉત્સુક છે તે યે સ્પષ્ટ સમજાય છે. ક્ષત્રિયોને સ્વદેશ પ્રાણથી પ્રિય છે, ને સ્વદેશ પ્રેમી તો તેથી પણ વધારે પ્રિય છે એ ન્યાયે પણ વિમળા ! તું સ્વદેશથી હજારગણી પ્રિયતમા બને છે. પરતુ મત્રીકન્યે ! જો તું મ્હારા હૃદયનો ભાવ યથાર્થ જાણતી હોત તો આવી સાધારણ વાતમા કદાપિ આમ કહેત ? મંત્રીકન્યે ! જે જીવતર ત્હને અપ્રિય છે ને મ્હને પણ સદા કલક દેનાર છે, એવુ તુચ્છ જીવતર—માતૃભૂમિની સેવા ભૂલવાનુ નિંદ્ય જીવતર—લઇને હુ શુ કરું ? યવનો સાથે લડતા મ્હારો પ્રાણ જશે તોપણ મ્હને આટલો તો સતોષ છે કે ત્હારો પવિત્રપ્રેમ ને સ્વદેશનો આશીર્વાદ લઇ હું મરું છું ! પ્રિયે ! ત્હારા પ્રેમપ્રભાવે મૃત્યુ પણ મ્હારી નજરે મધુર બની ગયુ છે. હવે મ્હને કોઇપ્રકારની વાસના કે ભય જીતી શકે તેમ નથી હવે હું અજીત થયો છુ.

(એક રક્ષક પ્રવેશ કરે છે.)

रक्षकः—(પ્રણામ કરીને) વીરવર ! એક સન્યાસી આપને મળવાની ઇચ્છાથી બહાર ઉભા છે.

सेनापतिः—ઠીક, તેમને લઇ આવ (રક્ષક જાય છે ને સેનાપતિ મનમા વિચારે છે) આ રણભૂમિમાં સન્યાસીને આવવાનુ શું કામ ? જગતના સારા નઠારા સમાચાર તો તપસ્વીજનોથી અજાણ્યા રહેતા નથી, તો સમાચાર જાણવા તો એ અહી આવે જ શામાટે ? નક્કી ત્યારે મ્હારા પોતાના સબધની જ કાઇ વાત હશે. નહિ તો સંન્યાસી આટલે દૂર આવેજ નહિ. (ચિતામા) રખે, કાઇ અશુભ સમાચાર તો નહિ હોય ?

(હાથમા દડ કમંડળુ લઇ ભગવાં વસ્ત્રવાળો સન્યાસી તથા રક્ષક પ્રવેશ કરે છે.)

संन्यासी —(મીરા જોઈને) ના ાથણાં ના ાસ્ત્રા ા ન ાણ્યાં (સેનાપતિ સામુ જોઈને) વલું ના તિ ભ્ ાને સબુદ્ધિ આપો

सेनापति —(હાર જોઈને) આ ામ ના ાન ારે છે

संन्यासी —જન ાન્વિતાન (હાથ ઉંચો કરી સેનાપતિને આશીર્વાદ દે છે) મહાશયા મ્હારે આપને કાંઈક એકાંતમા કહેવાનુ છે

सेनापति —(ગ્ય ને) તુ બહાર જા (રક્ષક બ ાર જાય છે પછી સન્યાસી સામુ જોઈને દેવા આ રણભૂમિ યવનોના લોહીથી અપવિત્ર થયેલી છે, તો શા કારણના ા ાપ્રી આપે આપના પવિત્ર ચરણ કમળોને અહી પધારી હ્વિત યા?

संन्यासी —ત્હમારૂ હિત કરવાની ઈચ્છા જ એનુ કારણ છે

सेनापति —આપનો આ દાસપર અતિ આભાર થયો તો આપની જે આજ્ઞા હોય તે બોલો

संन्यासी —મારૂ, વીરશ્રેષ્ઠ મારૂ ક્ષત્રિયસતાન કદિ ગર્યોગ્ય આચરણે ચાલતા નથી ને બ્રાહ્મણની આજ્ઞાનુ તો ઉલ્લઘન કરતા જ નથી તો ત્હમને કહેવાનુ એ જ કે ત્હમારૂ મારૂ ચહાતા હો તો લડવાનો વિચાર છોડી દો

सेनापति —દેવ! મ્હારો દોષ ક્ષમા કરશો લડવાનો વિચાર છોડી હું મ્હારૂ એકલાનુ હિત નથી ચહાતો મ્હારો એ દૃઢ વિચાર છે કે લડીને કાં તો યવનોનો નાશ કરવો કે કાંતો મ્હારૂં પોતાનુ શરીર ખોવુ

संन्यासी —પણ દેવતાઓ યે યુદ્ધથી રાજી નથી

सेनापति —જે દેવતા સ્વદેશનો ઘોર સહાર કરનાર ઉપર પણ શસ્ત્ર ચલાવવાની ના પાડતા હોય તે દેવતાના રાજીપણાની પણ ક્ષત્રિયોને જરૂર નથી

संन्यासी —મહાશય! ત્હમે ત્હમારી જુવાનીના મ મા દેવતાનુ વૃથા અપમાન કરો છો

सेनापति —ક્ષત્રિ સતાનોને સ્વદેશ એ સૌથી વધારે પૂજ્ય છે ને એની રક્ષા કરવી એ અમારો મ્હોટામા મ્હોટો ધર્મ છે એટલે કુલધર્મનુ રક્ષણ કરતા યે દેવતાઓ નર્કમા નાખશે તો એ નર્ક પણ અમારે મન સ્વર્ગ જ છે

संन्यासी —તો ત્હમે એમ ધારો છો કે ' હું એકલો જ મ્હારા બાહુબળથી આ દેશનુ રક્ષણ કરી શકીશ?" રે! અતિ ગર્વથી માણસ કેવુ સત્યાસત્ય ભૂલી જાય છે?

सेनापतिः—હું મ્હારા એકલાના બાહુબળથી તો સ્વદેશનું રક્ષણ કરી ન યે શકું; પરંતુ જ્યાં સુધી મ્હારા આ હાથમાં એક બિંદુ પણ લોહી હશે ત્યાં સુધી તો આર્યધર્મનું નિકંદન કરનાર યવનોની વિરુદ્ધ શસ્ત્ર ચલાવવામાં કદાપિ પાછો નહિ હઠું

संन्यासीः—ત્હમારૂં મૃત્યુ પાસે આવ્યું લાગે છે, નહિ તો ત્હમે સન્યાસીના વચનનું ઉલ્લંઘન કરો?

सेनापतिः—દેવ! હું આપના વચનનું ઉલ્લંઘન નહિ કરૂં. આ સિવાય આપની જે આજ્ઞા હોય તે કહો હું શિરે ચઢાવીશ. પરંતુ ક્ષત્રિયસંતાન મૃત્યુનો ભય રાખતા નથી. પરાધીન થવાની ઈચ્છા કરતાં મૃત્યુની ઈચ્છાને એ ઉત્તમ માને છે.

संन्यासीः—આ કેવળ મ્હારી જ ઈચ્છા છે એમ નથી. વિધાતાની ઈચ્છા પણ એવી જ છે કે ત્હમે મુસલમાન સેનાપતિના પક્ષમાં જોડાઓ. એથી કુળલક્ષ્મી ત્હમને સહાયતા કરશે, સંપત્તિ પણ ઘણી મળશે.

सेनापति.—(ક્રોધમાં) આહ! આર્યસંતાનના મુખમાં કેવી યવનોચિત વાત! બ્રહ્મચારી! ત્હમારું બ્રહ્મતેજ જતું રહ્યું લાગે છે. ને તેથી ત્હમે મ્હારે પૂજ્ય નથી. (ક્રોધાવેશમાં ધ્રૂજતાં.) રે અનાર્ય! ક્ષત્રિય સંતાન ધનના લોભથી કદાપિ શસ્ત્ર બંધ કરે છે શું? ક્ષત્રિય લોકો કેવળ સ્વદેશરક્ષા માટેજ શસ્ત્રશિક્ષણ લે છે, ધન કે માનની આશાથી કદાપિ નહિ જ. અરે પામર! ઈચ્છા થાયછે કે આ ક્ષણેજ ત્હારા શરીરના બે ટૂકડા આ શસ્ત્રે કરી નાખું.

संन्यासीः—(ભયભીત થતાં.) દુહાઈ અલ્લાહની! ખુદાવિંદ, રહિમ કરી અલ્લાને નામે મ્હારી ગરદન કરીશ માં.

सेनापतिः—(મહાક્રોધી બની તલવારપર પોતાનો જમણો હાથ નાખતાં.) રે નાદાનમ્લેચ્છ! ત્હને આટલી બધી હિંમત આવી કે ક્ષત્રિયના મકાનમાં બ્રહ્મણનો વેશ ધરી પેઠો? હરામી! હમણાજ ત્હારા ટૂકડા કરી નાંખું છું નીચ! શા માટે તું અહીં આવ્યો છે?

संन्यासीः—(ધ્રૂજતાં ધ્રૂજતાં) જી!....જી! . હું.. હું..

सेनापतिः—પામર! હું હું શું કરે છે? જલદી બોલ.

संन्यासीः—(ધ્રૂજતાં) જી, હું આપનો ગુલામ છું. મહમ્મદકાસિમે મ્હને મોકલ્યો છે. મ્હારો જાન બક્ષો.

सेनापतिः—લુચ્ચા! શામાટે ત્હને મોકલ્યો છે?

सन्यासी —(ભયમા)જી ^આ આ ( ધ્રૂજતા ધ્રૂજતા ) આ થેલી (ભયથી બગનમા ગ્હેરી એક થેલી પડી જાય છે)

सेनापति —આ, આ, શુ? બોલ, શુ મો. શુ છે?

सन्यासी —જી આપને પોતાની તરફ લેવા આ મહોરોની ભેટ મોકલી છે,

सेनापति —(ક્રોધાવેશમા કપતા ) રે નીચ મ્લેચ્છ! ત્હારો વધ કરવાથી પણ મ્હારી તલવાર કલંકિત થાય ક્ષત્રિયો નિર્માલ્ય કાપુરુષોપર શસ્ત્ર ચલાવતા નથી નીચ! તુ જઈ ત્હારા નીચ સેનાપતિને કહે કે ક્ષત્રિય સેનાપતિ ત્હારા જેવો હલકા વિચારનો ને વિશ્વાસઘાતી નથી પૃથ્વીનુ તમામ અશ્વર્ય ચરણપર ધર્યા છતા ય તે સ્વદેશનો દ્રોહી થનાર નથી (ક્રોધથી મહોરની થેલીને ઠેસ મારીને) દુષ્ટ નાસ્તી જતુ જો તુ ત્હારૂ ભલુ ચહાતો હોય તો ત્હારૂ પાપી દ્રવ્ય લઈ આ ક્ષણેજ અહીથી નાશી જા

(થેલી લઈ ધ્રજતો ધ્રજતો સન્યાસી બહાર નીકળી જાય છે)

જ કા પાઠક (અપૂર્ણ)

---

## *બ્રાહ્મણ અને બ્રાહ્મણધર્મ

ધર્મથી બ્રાહ્મણ વા જાતિથી બ્રાહ્મણ એવો ભેદ કરી શકાય કે કેમ, એ પ્રશ્નાત્મક વિષયનો વિચાર કરવાને, ધર્મ અને જાત એ બન્નેને વેગળો સબધ છે કે કેમ, અને બ્રાહ્મણ જાતિથી જેનો સબધ નથી એવો બ્રાહ્મણધર્મ નિરાળો હોઇને તે સાર્વત્રિક છે અને તે અનુસાર તે ધર્મથી બ્રાહ્મણ એ કલ્પના કેટલી સયુક્તિક છે તે જોવાનુ છે આ બાબતમા જે વિચાર અને ઉપાય થાય છે તેનો હેતુ દેશોન્નતિ એજ છે ધર્મ એ દેશોન્નતિનુ એક અગ છે એવુ હવે બહુ લોકોને જણાય છે પચ્ચાશ વર્ષ પહેલા જે સમાજો સ્થાપન થયા છે તેનુ એકદર ધોરણ જોતા તેને નવીકરણ સપ્રદાય કહેવા જોઇએ, પણ હાલ જે ધર્મ વિચારની દિશા છે તે ધર્મ વૃક્ષની પુનરુજ્જીવન શાખા છે પ્રાચીન ધર્મ અવલોકવો, પ્રાચીન આચાર વિચારનુ સશોધન કરવુ એ આ કામની દિશા હોવાથી, તેનો પ્રસાર સાર્વત્રિક થાય એવો વિચાર જાગૃત થતો જાય છે આ

* રા રા ગજાનન ભાસ્કર વૈદના વ્યાખ્યાન ઉપરથી

ધર્મકાર્યમાં જે અડચણો દેખાય છે તે આવા પ્રકારની છે—(૧) આપણા **પ્રમાણ ગ્રંથ** કયા છે, (૨) આપણા ધર્મનુ લક્ષણ કેવી રીતે બાંધવું (૩) અને તેનું રાષ્ટ્રીય **નામ** શું, (૪) જાતિભેદ ધર્મકાર્યની આડે આવે છે એમ કહેવામા આવે છે તેની સોય કેમ કરવી, (૫) **બીજા ધર્મોથી** આપણો સંબંધ કેવી રીતનો હોવો જોઈએ, (૬) **સાયન્સ નાસ્તિક** આધુનિક પાશ્ચાત્ય શાસ્ત્રનાં સિદ્ધાંતોનો ધર્મતત્વથી વિરોધ આવે છે તેનુ શુ કરવું, અને (૭) આગળ ધર્મકાર્યમા કામ લાગનારા સાધનો કેવી રીતે તૈયાર કરવા. આ અડચણોના વિચાર કરવા માટે આંહી તાત્વિક દૃષ્ટિથી ધર્મ, સનાતન ધર્મ અને રાષ્ટ્રીય ધર્મ એ વિચારની વ્યાપકતા કેટલી છે તે તપાસીયે.

## ધર્મ એટલે શું?

ધર્મ એ શબ્દ વ્યાપક હોવાથી અનેક અર્થમાં યોજાય છે. સમાજશાસ્ત્ર, કાયદા, નિયમ, ગુણ, પૂજાવિધિ, કર્ત્તવ્ય કર્મ એવા અનેક અર્થનો દ્યોતક ધર્મ શબ્દ છે. તેથી "गुणकर्म विभागशः" એજ તેની કલ્પના સારી હોવાથી તેમા અધિકાર ભેદ માનેલા છે. ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કહીએ તો Theology, Philosophy, Religion એવાં અનેક તરેહનાં તેનાં ભાષાંતર થઇ શકે. છેવટનો શબ્દ લઇએ તો આપણાં દર્શનોની બાજુથી તે અનેકાર્થી છે. ત્યારે ધર્મ એટલે "ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ" એવો અર્થ સ્વીકારી આગળ ચાલીએ.

## સનાતન અને રાષ્ટ્રીય ધર્મ.

ધર્મના અથવા તત્વજ્ઞાનના સિદ્ધાંત સર્વકાલિક અને તેથી સાર્વત્રિક હોવાથી તેને સનાતન (સર્વકાળ—સંબધી) કહે છે. બ્રાહ્મણધર્મના સિદ્ધાંત એવા સનાતન છે. તેમાંથી કંઇ પણ આધ્યાત્મિક તત્વ ગ્રહણ કરીએ તો તે એકજ કાળમાં અને એકજ સમાજના સંબંધમાં સત્ય છે એવો પ્રકાર નથી. એટલા માટે બ્રાહ્મણધર્મ સનાતન અને સાર્વત્રિક છે. તેનુ કારણ એવું છે કે આત્મા એ અવિનાશી અને સાર્વત્રિક હોવાથી તેનોજ સબંધ ધર્મ સાથે હોવાથી તેનાં તત્વ સનાતન હોવાંજ જોઈએ; અને બીજુ કારણ એ છે કે ધર્મજ્ઞાન એ વૈચિત્ર્યાત્મક મનનું નથી; પરંતુ બુદ્ધિગમ્ય એટલે ધ્યાનગમ્ય છે, અને તે સ્થિતિને સ્થળકાળની સાથે કંઇ સંબંધ નથી. આવો વિચારાત્મક ધર્મનો ગુણ બતાવવા સારૂ જુના ગ્રંથોમાં "एष धर्मः सनातनः" એમ કહેલું છે. ત્યારે ધર્મ

કાયમ રાખવા માટે તેનું શુદ્ધ ધર્મતત્ત્વ કે સનાતનતત્ત્વ એ પુરતું નથી. સનાતન તત્ત્વ એટલે નિર્ગુણ નિરાકાર બ્રહ્મ જેવું. તેને રાષ્ટ્રીય સ્વરૂપ હોય તોજ ધર્મ ટકે. વ્યક્ત થવા માટે આત્માને દેહી થવું પડે છે, સુગંધને પુષ્પનો આશ્રય કરવો પડે છે, ગુણને દ્રવ્યનો આશ્રય લેવો પડે છે, તેવી રીતે સનાતન અમૂર્ત ધર્મને રૂપાવિષ્ટ અને દેહી થવું જોઈએ. ધર્મનો દેહ એટલે રાષ્ટ્રીયતત્ત્વ. ધર્મનું રાષ્ટ્રીય સ્વરૂપ હોય તો તેનું જતન આ રીતે થાય છે અને તે તે સ્વરૂપને ઉપયોગી થવામાટે નિર્વાહ પર્યંત રહે છે. બ્રહ્મધર્મને રાષ્ટ્રીય સ્વરૂપ આપવાથી તેનું સનાતનપણું કે તેની સાત્વિકતા મરી જતી નથી.

---

## પ્રમાણ ગ્રંથ

સાર્વત્રિક ધર્મની દૃષ્ટિથી જોતાં સર્વ ધર્મગ્રંથ પ્રમાણ છે, એટલે કોઈપણ ગ્રંથ ત્યાજ્ય નથી. અધિકાર ભેદે પ્રમાણે કોઈપણ ગ્રંથ કોઈપણ મનુષ્યને સત્પથ તરફજ લઈ જશે. આથી એક બાજુ અનવસ્થા દોષ અને બીજી બાજુ બુદ્ધિભેદ હોય એ બે દોષો ટાળવા માટે ગ્રંથના **પરપ્રમાણગ્રંથ** અને **અપર પ્રમાણ ગ્રંથ** એવા ભાગ કરવા ઠીક પડશે. બ્રાહ્મધર્મની દૃષ્ટિથી પરબ્રહ્મ—અપરબ્રહ્મ, પરાવિદ્યા—અપરા વિદ્યા, પરપ્રકૃતિ—અપર પ્રકૃતિ એમ કહેવાય છે, તેમ પ્રમાણ ગ્રંથ સંબંધમાં વ્યવસ્થા હોવી જોઈએ. અપર પ્રમાણ ઉપરથી લોકોને ઉપલી પાયરી પર લઈ જવા એ આપણા રાષ્ટ્રીય ધર્મતત્ત્વનું એક અંગ હોવું જોઈએ. એ કાર્ય સાધવા માટે બુદ્ધિભેદ ન કરતાં ધર્મ શિક્ષણ દેવું જોઈએ. આ કામમાં શંકરાચાર્યની પદ્ધતિ ઘણી ઉપયોગી થઈ પડે એમ છે. તેમણે મતસ્થાપના કરવા માટે બુદ્ધિવાદ કરેલ હોવાથી, ગ્રંથપ્રામાણ્ય ઉપર ઘણું જોર દીધું નથી, કારણ કે સર્વ શ્રુતિ ઉપલબ્ધ નથી અને વેદ શાસ્ત્રનું જ્ઞાન તેથી મળવું અશક્ય છે. પરપ્રમાણ ગ્રંથ જે શ્રુતિ તેમાં જ્ઞાન 'જોયું' એટલે સમાધિમાં સાક્ષાત્ અનુભવ કર્યો અને તે તત્ત્વરૂપ હોવાથી તેની માન્યતા યોગ્ય છે. જે ગ્રંથમાં મૂળ સિદ્ધાંતનું વિરોધી પ્રતિપાદન કરેલ હોય તે બ્રાહ્મધર્મનો ગ્રંથ ન હોય, અને અપ્રમાણ પણ ન હોય. વ્યવહારમાં આપણે ધર્મ પાળવા લાગીએ એટલે સિદ્ધાંત ચોખો કરીને કહેવા લાગીએ, અને વ્યવસ્થા ગા અને તેથીમાટે બ્રાહ્મધર્મના મુખ્ય મુખ્ય ગ્રંથ કહેવા જોઈએ, તેથી ગ્રંથપ્રામાણ્ય માટે, બ્રાહ્મધર્મનું સ્વરૂપ કહેનાર **સિદ્ધાંતપ્રામાણ્ય** અને **પ્રધાનગ્રંથતા** એમ કહેવું એ ઠીક છે.

---

## લક્ષણ અને નામ.

આપણા રાષ્ટ્રીય ધર્મનું લક્ષણ કહેવાને માટે સિદ્ધાંતની બાજુએજ જવું જોઈએ. દેવ, ધર્મ, નીતિ, ગ્રંથ, માર્ગ, આચાર અને વ્યવહાર એ સબંધમાં અહિં થએલા વિચાર એવા ખુલ્લા અને સાર્વત્રિક છે કે તેમાં સર્વનું સમાધાન કરવાનું સામર્થ્ય છે. સર્વવ્યાપી દિવ્ય તત્વ એક હોવાથી ઈતર દેવ દેવતા તેનીજ શક્તિ છે; તેમાંથી સર્વ જીવની ઉત્પત્તિ, અને જે ઠેકાણેથી આવ્યો તે ઠેકાણે જીવને પહોંચાડનારો જે માર્ગ તે ધર્મ, અને તેનો સબંધ આત્મા સાથે હોવાથી તે સાર્વત્રિક અને સનાતન, સદ્બોધ અને આત્મોન્નતિ કરનારો માર્ગ તે નીતિ, અને જીવ જ્ઞાની થવા માટે અનેક જન્મ ગ્રહણ કરે છે અને સ્વકર્મ પ્રમાણે ગતિ પામે છે; ગ્રંથ અધ્યાત્મ બાબતપર હોવાથી તેની ભાષા બે કારણમાટે અલંકારિક છે, એક કારણ એવું છે કે વ્યવહારની ભાષામાં અધ્યાત્મ બાબત કહેવાની હોવાથી એમ કરવુંજ પડે છે, અને બીજું કારણ એ છે કે અનધિકારીથી અર્થગોપન કરવા માટે એવી ભાષાનો ઉપયોગ થાય છે; અધિકારભેદ પ્રમાણે ઈશ્વરપ્રાપ્તિના માર્ગ અનેક છે અને તે સર્વનું પર્યવસાન જ્ઞાનમાં થાય છે તેજ મોક્ષ માર્ગ. આચાર એ સનાતન ધર્મતત્વનું અસનાતન શરીર છે, અને તે ધર્મનું કાયમપણું કરવાને અને તેને વ્યાવહારિક સ્વરૂપ દેવાને માટે ઘણો ઉપયોગી છે; વ્યવહાર એ જ્ઞાનનું સાધન હોવાથી તે ચોખ્ખો રાખવાથીજ ધર્મનું સ્વરૂપ મલીન ન થતાં ટકશે, અને જ્યાં વ્યવહાર બગડ્યો ત્યાં ધર્મે ધર્મત્વ મૂક્યું, માણસે માણસપણું છોડયું, અને દેશે દેશપણું તજ્યું એમ ઉચિત સમજવું. આ અવિનાશી અને સાર્વત્રિક સિદ્ધાંતનો વિચાર કરીએ તો એજ રાષ્ટ્રીય બ્રાહ્મણધર્મનું સ્વરૂપ છે, અને નિરાળું લક્ષણ જો જોતું હોય તો **"प्रामाण्य बुद्धि वेंदेषु"** એ **ધર્મસૂત્ર** પુરતું છે. શિવ, બ્રહ્મ, બુદ્ધ, કર્તા, ઈત્યાદિ નામો એકજ ત્રૈલોકયનાથના, આવી ઉદાર કલ્પના પુરાતની હોવાથી "**यं शैवाःसमुपासते शिवइति कर्मेति मीमांसकाः**" એ શ્લોકમા ગ્રથિત કરેલ છે, તેજ કવિ આજ જીવતો હોય અને એમ કહે કે **क्रैस्ताःख्रिस्तइति ग्रहर इति वा ते ज्ञारतुष्टा जनाः । योऽन्नैयोनुमतो जडाङ्‌लउनाःलाजन्स्त्री वादिसि ॥**' એવા સનાતન અને સાર્વત્રિક ધર્મનું રાષ્ટ્રીયત્વ યુક્ત નામ શોધવા માટે જુના ઇતિહાસ તપાસીયે તો તેમા નીચે પ્રમાણે કાલવિભાગ થઈ શકે છે (૧) પહેલો **આર્યાનાર્યકાળ**; (૨) બીજો **બ્રાહ્મણ-બૌદ્ધ** અથવા વૈદિક-બૌદ્ધકાળ, (૩) ત્રીજો **હિંદૂયાવન-કાળ**; આ કાળમા કાળા લોકનો ધર્મ એવું હિંદૂ નામ મુસલમાનોએ આપણા ધર્મને દીધેલ છે, (૪) ચોથો **હીદન** ક્રૈસ્તકાળ; આ કાળમા ખ્રીસ્તી લોકે આપણા ધર્મને મૂર્તિપૂજકોનો ધર્મ એટલે હીદન એ નામ દીધું

તે સાર્વત્રિક અને સનાતન, સદ્બોધ અને આત્મોન્નતિ કરનારો માર્ગ ! અને જીવ જ્ઞાની થવા માટે અનેક જન્મ ગ્રહણ કરે છે અને સ્વકર્મ ગતિ પામે છે; ગ્રંથ અધ્યાત્મ બાબતપર હોવાથી તેની ભાષા બે કા અલંકારિક છે; એક કારણ એવું છે કે વ્યવહારની ભાષામાં અધ્યાત્મ કહેવાની હોવાથી એમ કરવુંજ પડે છે, અને બીજું કારણ એ છે કે કારીથી અર્થગોપન કરવા માટે એવી ભાષાનો ઉપયોગ થાય છે, અધિકાર પ્રમાણે ઈશ્વરપ્રાપ્તિના માર્ગ અનેક છે અને તે સર્વનું પર્યવસાન જ્ઞાનમા થાય છે તેજ મોક્ષ માર્ગ. આચાર એ સનાતન ધર્મતત્વનું અસનાતન શરીર છે, અને તે ધર્મનું કાયમપણું કરવાને અને તેને વ્યાવહારિક સ્વરૂપ દેવાને માટે ઘણે ઉપયોગી છે; વ્યવહાર એ જ્ઞાનનુ સાધન હોવાથી તે ચોખ્ખો રાખવાથીજ ધર્મનું સ્વરૂપ મલીન ન થતાં ટકશે, અને જ્યાં વ્યવહાર બગડ્યો ત્યા ધર્મે ધર્મત્વ મૂકયુ, માણસે માણસપણુ છોડયુ, અને દેશે દેશપણું તજ્યુ એમ ખચિત સમજવું. આ અવિનાશી અને સાર્વત્રિક સિદ્ધાંતનો વિચાર કરીએ તો એજ રાષ્ટ્રીય બ્રાહ્મણધર્મનુ સ્વરૂપ છે, અને નિરાળુ લક્ષણ જો જોતું હોય તો "**प्रामाण्य बुद्धि वेदेषु**" એ ધર્મસૂત્ર પુરતું છે. શિવ, બ્રહ્મ, બુદ્ધ, કર્ત્તા, ઇત્યાદિ નામો એકજ ત્રૈલોક્યનાથનાં, આવી ઉદાર કલ્પના પુરાતની હોવાથી "यं-शैवाःसमुपासते शिवइति कर्मेति मीमांसकाः" એ શ્લોકમા ગ્રથિત કરેલ છે. તેજ કવિ આજ જીવતો હોય અને એમ કહે કે ख्रैस्ताःख्रिस्तइति टहूर इति वा ते ज्ञारतुष्ट्रा जनाः । योऽत्रैवोल्लसतो जडाद्दलकलासाप्यस्तु वो वादिमि ॥' એવા સનાતન અને સાર્વત્રિક ધર્મનું રાષ્ટ્રીયત્વ યુક્ત નામ શોધવા માટે જુદા ઇતિહાસ તપાસીયે તો તેમા નીચે પ્રમાણે કાલવિભાગ થઇ શકે છે. (૧) પહેલો **આર્યાનાર્યકાળ**; (૨) બીજો **બ્રાહ્મણ-બૌદ્ધ** અથવા વૈદિક-બૌદ્ધકાળ, (૩) ત્રીજો **હિંદૂયાવન-કાળ**; આ કાળમા કાળા લોકનો ધર્મ એવું હિંદુ નામ મુસલમાનોએ આપણા ધર્મને દીધેલ છે, (૪) ચોથો **હીદન** ક્રિશ્ચનકાળ: આ કાળમા ખ્રીસ્તી લોકે આપણા ધર્મને મૂર્તિપૂજકોનો ધર્મ એટલે હીદન એ નામ દીધું

પ્રમાણે હજુ એ બાબતથી નિશ્ચિત થએલા નથી કારણ કે, "જેને આપણે ખોરાક તરીકે લેખીએ છિએ તે, જેમ આપણે સાધારણ રીતે ધારીએ છીએ તેમ, આપણા મનુષ્ય શરીરને પોષવામાટે એવો ભવો જરૂરનો નથી," એવી સાધારણ મનાયેની બાબતનુ એથી કઈ મજન કે ખડન થતુ નથી. એ અપવાસી ભાઈના આશ્ચર્ય જનક ઢોગની, શુદ્ધ અતઃકરણ પૂર્વક અને પદ્ધતિ પુરઃસર તપાસ કરવાનુ કેટલાક વિદ્વાન માણસોએ યોગ્ય ધાર્યું, એથીજ આ તપાસની કિમત આપણને સમજાય છે જ્યા કઈ દૈવી શક્તિનો સવાલ આવે તેને વિશે તપાસ થાય નહિ અને તેને માટે શક બતાવવો એ તો મહાપાપ થાય એની માન્યતા આપણામા હોવાથીજ આપણા સનાતન શુદ્ધ ધર્મના, કેટલાક વિભાગમા, તમે નિઘ રૂપાતર જુઓ છો એવી રીતેજ મેનડી, ભુવો, સામો શીકોતર એવા ધતિંગો ચાલેલા છે ઉપર જણાવ્યા પ્રમાણેની શુદ્ધ અતઃકરણથી દરેક બાબતમા તપાસ કરવાની વૃત્તિ સહુમા જાગૃત થાય. એજ બાબતની હાલમા ખાસ જરૂર છે અને એવી શુદ્ધ અતઃકરણ પૂર્વક કરેલી તપાસને પરિણામે શરીર સબધી કેટલાક આશ્ચર્ય કારક સત્યો મનુષ્યો શોધવાને શક્તિમાન થયા છે, જો કે આ પણ સ્વાભાવિક છે કે આવી બાબતમાં, એક રતી અને રતલના પ્રમાણમા, સત્યવાત એ જુઠી વાત સાથે મિશ્રિત થએલી હોય છે

---

## શેઠજી લક્ષ્મીદાસ ખીમજીનો સ્વર્ગવાસ

લખતા અત્યત ખેદ ઉપજે છે કે પરોપકારી ધર્માત્મા શેઠજી **લક્ષ્મીદાસ ખીમજી** સ ૧૯૫૭ ના જેઠ શુદિ ૧૦ સોમવારે આ જગતમાથી હમ્મેશને માટે રજા લઈ, પોતે અહિ કરેલા સત્કર્મોનુ સુખમય ફળ ભોગવવા સ્વર્ગ તરફ સિધાવ્યા છે—પોતાની ખત, ઉદ્યોગ, સમય સૂચકતા, વ્યાપારમા સાહસ અને પ્રમાણિક નિષ્ઠાથી વેપારના ઉત્તરોત્તર વધતા જઈ, તેમણે સારી રીતે લક્ષ્મી સપાદન કરી, પોતાની સ્થિતિ બાધી તે પછી પહેલા પોતાના નાતભાઈઓને, ત્યારપછી હિંદુજનને અને છેવટે પોતાના સમગ્ર દેશને ઉપયોગી થવામાટે ઉપર વર્ણવેલ તેમના ગુણો અને તેથી પ્રાપ્ત થએલી લક્ષ્મીને કામે લગાડવા લાગ્યા નીતિ તરફ પોતાની નિસ્સીમ પ્રીતિ અને નિડર સ્વભાવને લીધે, જે જે લોકો ધર્મમા, સમાજમા કે રાજ્ય પ્રકરણમા ગોટાળો કરી દેશના કટક રૂપ હતા, તેમનો ઉચ્છેદ કરવામા આ મહાન સુધારક નર સૌનો અગ્રભાગ ભજવતો હતો હાલમા "સુધારો સુધારો" એવી વૃથા બુમ પાડી સત્ય સુધારાને

અકારો કરાવનારાના જેવા તેઓ નાસ્તિક મિથ્યા સુધારક ન હતા, પરંતુ "હું હિંદુ છું અને મારે હિંદુ રહેવું જોઈએ" એવું નીતિસૂત્ર હૃદયમાં રાખી ખરા સુધારા તરફજ તેઓ તન મન અને ધનથી ઢળતા. "ગોબ્રાહ્મણ પ્રતિપાળ" એ ક્ષત્રી લોકને પૂર્વના વખતથી અપાયેલું વિશેષણ આ મહાન નરે પોતાના જીવન સમયમાં ખરૂં પાડયું હતું અહિંની ગોરક્ષક સંડળીના તેઓ સભાસદ હતા અને ગોપાલન સભાના પ્રમુખ હતા. તેમજ ગયા દુકાળમાં પઢરપુરમાં એક અનાથાશ્રમ સ્થાપી ઘણાં નિરાધાર બાળકોને અન્ન અને વસ્ત્રથી તે મહાત્મા નરે પોષ્યાં હતાં. તેમજ વિદ્વાન પુરૂષો, બ્રાહ્મણો અને સંન્યાસીઓના સમાગમમાં આવી યથાશકિત તેમનો સત્કાર કરતા હતા. અમારી વેદધર્મસભાના ઉચ્ચ ઉદ્દેશને માટે પોતાનો સંતોષ બતાવી વારવાર આ સભાને તેઓએ પોતાની રૂડી સલાહની અને પૈસાની મદદ આપી છે. ભાટીયા સ્ત્રીઓના સુવાવડ ખાતામાટે તેમણે રૂ. પોણોલાખની રકમ ધર્માદા કાઢી છે, તેમજ **વેદધર્મસભા** અને દેશીવૈદક શીખવનાર **આયુર્વેદ** વિદ્યાલયને પણ તેઓ મદદ તરીકે સારી રકમ આપવા પોતાના વીલમાં જણાવી ગયા છે. એવા મહાન નરના વૈકુંઠવાસથી હિંદુમાંથી એક નિડર, પરમાર્થી દેશ હિતૈષી હીરો ગયો છે, હિંદુસ્થાનમાંથી એક સાહસીક વ્યાપારી અને નીતિમાન પુરૂષોનો યમરાજ અસ્ત થયો છે, અને ઇંગ્રેજ સરકારના રાજ્યમાંથી પ્રજા અને રાજા એ ઉભયનું હિત કરી, તે ઉભય રાજા પ્રજા વચ્ચે ઉત્પન્ન થતી ગેરસમજુતી અટકાવી, તેનું ઉભયને લાભકારક છેવટ લાવી પ્રજા અને રાજાની નિસ્વાર્થી સેવા બજાવનાર એક ધુરંધર શહેરી સિધાવ્યો છે—તેનો અમર આત્મા પરમકૃપાળુ જગન્નિયતાની સાનિધ્યમાં શાશ્વત સુખ ભોગવો એમ અમે પરમાત્મા પાસે માગિયે છિયે.

---

## આયુર્વેદ વિદ્યાલયને મળેલી ભેટ.



**આયુર્વેદ** વિદ્યાલયના ચાલુ ફંડમાં શેઠજી શેઠજી લખમીદાસે પોતાની તરફથી રૂ. ૨૫૦) અઢીસો, તથા સ્વર્ગવાસી શેઠ રામદાસ ઓધવજી તરફથી રૂપેયા અઢીસો મળી રૂપીયા ૫૦૦) પાંચસો ભેટ તરીકે મોકલી આપ્યા છે. તે વિદ્યાલયના મંત્રીઓ ઉપકાર સાથે સ્વીકારે છે, અને આશા રાખે છે કે આ વિદ્યાલય જેવા ઉપયોગી અને દેશહિતકારી ખાતાને બીજા ઉદાર ગૃહસ્થો તરફથી ઉપર પ્રમાણે મદદ મળ્યા કરશે.

---

# આર્યધર્મપ્રકાશ.

પુસ્તક ૨૯ મુ ] દ્વિતીય શ્રાવણ, સવત્ ૧૯૫૭ [ અક ૧૦ મો

## ॥ यतो धर्मस्ततो जय. ॥

## शु ससार विषमय हशे?



(प्रथम पद्य)

१

विषमय आ ससार—हशे शु विषमय आ ससार?
स्वर्गलोक सुंदरी सम सुदर दिव्य देह धरनार,
तजी नारी नरनाथ भरथरी, छोडी गयो गृहद्वार-हशे शु १
मैनावती सम मात न पुत्र न, गोपीचद सम सार,
एक अश्रुबिंदुए सूचव्यो, कूट लह्यो ससार-हशे शु २
नव सेव्यो नारदे न सेव्यो मानस ब्रह्मकुमार,
तेथी पण सूचवाय एज के, छे न सुखद ससार-हशे शु ३
ओ पुत्र प्रिय! उभो रहे क्षण, व्यास हरि अवतार,
वात्सल्ये आमत्रण करता, छता गया शुकसार-हशे शु ४
हजार जीभथी जेनी विभूति न, शेष वरणी शकनार,
एवा कैक जनो छे जइने वसेल वन मोझार-हशे शु ५
स्वामी सकल विश्वनो इश्वर, अलग रहे सर्जनार,
जरुर होय तो धरे जन्म पण, स्वल्प समय टकनार-हशे शु ६
तज्यो राज दरबार मीराए राणा घर जे नार,
राज्य लक्ष्मी पति तजी छेवटे, भज्या भुवन भरथार-हशे शु ७
पीयूषना प्रिय प्राण तमे पण, क्षेर भर्ये ससार,
वास करोछो हरि आश्रयथी करो सुधामय सार-हशे शु ८

अ० कु० वन
(चाव९)

સત્કાર કર્યો છે, એ આપનું પરમગૌરવ છે. આ શરીર યુદ્ધક્ષેત્રમાં નાશ પામે તો યે કાંઇ હાનિ નથી. ક્ષણભંગુર અસાર શરીરની માયા શી ? માટે આપે એક ડગલું પણ પાછું ન હઠવું. વીરો ! આપ રણનિપુણ *રાજ સૈન્ય પાછળ ક્રમપૂર્વક ગોઠવાઇ જાઓ. ( આજ્ઞાપ્રમાણે સર્વે ગોઠવાઇ જાય છે.)

**गुलाबसिंह** (ધુનુર્ધારી રાજસૈન્યને ) તમે સર્વે જણ આ તલવાર ધારી સૈન્યની પાછળ ઉભા રહી શત્રુઓપર બાણની વૃષ્ટિ નિરંતર એવી કરો કે યવનોને શ્વાસ લેવાનો સમય પણ ન આવે.

**भीमसिंहः**–(આમંત્રણથી આવેલા ધનુર્ધારી પ્રજાવીરોને.) ક્ષત્રી બંધુઓ! આજ સુધી તો આપનાં બાણો આકાશમાં ઉડતાં પંખીનાં શરીર વીંધતાં. પરંતુ ધન્યભાગ્યનો સમય છે કે આપની બાણ કુશલતા આજે શત્રુઓનાં શરીર વીંધવા ઉપયોગી થશે; ને ક્ષત્રિયકુળનું ગૌરવ વધારશે. “ક્ષત્રિય લોકો સ્વદેશનું રક્ષણ કેવળ ઉદરંભરા ભાડુતી સિપાઇયોથી નથી કરતા, પણ દરેક ક્ષત્રિયપુત્ર સ્વદેશરક્ષણ કરવામાં માથું મૂકવા તૈયાર છે.” તે આજે પ્રત્યક્ષદૃષ્ટાન્તથી મ્લેચ્છોને સમજાવો. સિદ્ધિદાતા ગણેશ આપણા સહાયક છે; ચંડ મુંડને મહિષાસુરમર્દની માતા આપણું રખવાળું કરે છે. તો વીરો ! ધનુર્ધારી રાજ-સૈન્યની પાછળ તમે પણ ગોઠવાઇ જાઓ. (બધા તેમ કરે છે.)

**अर्जुनसिंहः**—( ઘોડેસ્વારોના સૈન્યને ) જ્યારે સમસ્ત ક્ષત્રિયોનું બળ અસ્ત થાય, ત્યારે સ્વદેશ રક્ષાને કેવળ તમારોજ આધાર છે. એવો સમય આવે તો તલવારો તાણી ક્ષત્રિય નામનું પાણી બતાવજો. નહિતો રક્તથી રંગાયલી રણભૂમિની શય્યાપર શયન કરજો. હવે તમે પણ તમારે સ્થાને ગોઠવાઈ જાઓ. ( બધા તેમ કરે છે. ) ( એટલામાં કેશરિયાં પહેરી, કટિમાં લાંબી તલ-વાર, ડાબે ખભે ધનુષ્ય, ડાબા હાથમાં ભાલું, જમણા હાથમાં બંદૂક અને માથે કેશરિયો શિરપેચ ધરી અશ્વ રમાડતો સેનાપતિ પ્રવેશ કરે છે; અને તમામ સેના પોતાનાં શસ્ત્રો ઉંચાં કરી તેને માન આપે છે. )

**सेनापतिः**—(ઉત્સાહમાં.) મ્હારા વ્હાલા વીરો ! હવે ખરો મોખરાનો મામલો છે. માટે આ હાથમાં આવેલો અમૂલ્ય લાભ ખોશો માં. વળી આપણા રાજરાજેશ્વરી માતુશ્રી મહારાણી પંડેજ સંગ્રામ ભૂમિમાં સેનાને શોભાવ-વાનાં છે. તો પ્રાણ અર્પણ કરીને પણ સુપુત્રોએ માતાનું રક્ષણ કરવું.

---

* રાજસૈન્ય=પગાર લઇ લડનાર લશ્કર.

(એવામા કમ્મરમા તલવાર લટકાવતી, હાથમા ધનુર્બાણ ધારતી, ને ઘોડા ખેનાવતી કવચવાળી મહારાણી પ્રવેશ કરે છે સેનાપતિ તથા સેના, શિર અને શસ્ત્રો હલાવી તેને માન આપે છે અને "જયસિદ્ધદેશાધીશ્વરીની જય" "જય રાજરાજેશ્વરીની જય" વગેરે સ્વરે દિશાઓ ગજાવી મૂકે છે)

મહારાણી'—(સૈન્યને) મારા પુત્ર સમાન વ્હાલા વીરો! આજે આ ક્ષત્રિય કન્યાનુ પરમ સૌભાગ્ય છે કે તેનુ નોતરૂ સ્વીકારી દેશના તમામ વીર પુરુષો સ્વદેશ રક્ષા માટે અહી વિરાજમાન થયા છે યુદ્ધ એ ક્ષત્રિયસતાનનો કુળ ધર્મ છે ક્ષત્રિય પુત્રોને યુદ્ધ સમયે ઉત્તેજન આપવાની કાંઈ જરૂર નથી સ્વદેશરક્ષા માટે તેમના શસ્ત્રો સ । ખુલ્લાજ રહે છે પણ આજ કેવળ 'સ્વદેશરક્ષા કરવાનોજ પ્રસગ છે એમ નથી આજ તો આર્યના ધર્મની રક્ષા ને આર્ય અબળાની લાજની રક્ષણ કરવાનુ પણ તમારાજ હાથમા છે રે! ક્ષત્રિય વશમા એવો કુલાગાર કોણ હશે કે જે દુરાચારી યવનજાતિની જયપતાકા ભારતભૂમિની છાતીપર ઉડતી જોઇ શકે? એવો કુલકલક કોણ હશે કે જે આપણા સનાતન આર્યધર્મનુ સત્યાનાશ થતુ જોઇ શકે? એવો કુલકુઠાર કોણ હશે કે જે આર્ય નારીઓને યવનોની લુડીઓ થતી જોઈ શકે?

સેના —(મ્હોટે નાદે) નહિ, નહિ, એવો કા પુરુષ અહી કોઇ "છે નહિ," "છે નહિ"

મહારાણી —હા, હુ પણ કહુ છુ કે તમારામા એવો કુલાગાર "કોઇ છે નહિ" (પડછદો સાભળીને) જુઓ તમારી સાક્ષી પુરવા ગગન પણ ગાજીને કહે છે કે "કોઇ છે નહિ" સમગ્ર દિશાઓ પણ કહે છે કે "કોઇ છે નહિ" અને પાતાળ પણ પોકારીને કહે છે કે "કોઇ છે નહિ" (પડદામાથી) વાજાના ગડગડાટ અને શખનાદ સાથે શબ્દ આવે છે કે "કોઈ છે કે નહિ" વળી સ્વર્ગમા રહેના દેવતાઓ પણ તમને ધીરજ દઇ કહે છે કે "કોઇ છે નહિ" તો મ્હારા વ્હાલા વીરો! હવે વિલબ કરવાનો વખત નથી સ્વદેશની પ્રીતિ અને દેવતાનો આશીર્વાદ હૈડામા ધારણ કરી નિર્ભય રની સગ્રામભૂમિમા શત્રુઓને લલકારો, મ્હારા સિંહ સમા શૂરવીરો! યવનસેનાની જેની શય્યા વિધાતાએ આ ધૂળ ભરેલી સગ્રામભૂમિમા નિર્મેલી છે, તો તેમને જલ્દી શય્યાપર સુવાડો, સુવાડો, મારો, મારો

સેના —મારો, મારો, જય આર્યભૂમિની જય, જય રાજરાજેશ્વરીની જય,

( એમ જયધ્વની ગજાવતું ક્ષત્રિયસૈન્ય ઉપડે છે. )

( બીજી તરફથી સેનાસહિત યવન સેનાપતિનો પ્રવેશ. )

**યવન સેના**ઃ—અલ્લાહ અકબર; ફત્તેહ ખલિફા સાહિબની, ફત્તેહ—બસરાના બાદશાહની.

**મહમ્મદકાસિમ**:—( સિપાઇયોને ) યારો ! આજથી આ હિંદુસ્તાન ત્હમારો થયો. બસ, હવે ત્હમારો કબજો કરો. કાફરો ઉપર તૂટો, તેમનાં દોલત લૂટો, નાપાક મુંજીને દંડો, તેમના મંદિરો ખંડો, તેમની મૂર્તિઓ તોડો, નાપાક કાફરોને પાકમહમ્મદીમાં જોડો. અને આ નાગી તલવારના જોરથી તેમની ઓરતોને ગિરફતાર કરો.

**મહારાણી**:—વ્હાલા ક્ષત્રિયવીરો ! બસ, હવે આ નીચમતિ યવનોનાં વાકયો વધારે વાર ન સાંભળો. આ ક્ષણેજ એની જીભના ટુકડે ટુકડા કરો ( પરસ્પર બાણ ફેંકાય છે, મારો, મારો કાપો, કાપો એવા અવાજો કરતાં બંને સૈન્યો સામસામાં આથડે છે, ઘોરયુદ્ધનો આરંભ થાય છે, વીરહાકોના હોકારા, ખાંડાંના ખડખડાટ, ઘોડાના હણહણાટ અને રણતુરના ટંહેંકારથી દિશાઓ ગાજી ઉઠે છે. ને " હરહર શંકરા " તથા " અલ્લાહ અકબરનો " નાદ પવનમાં વિંઝાઇ રહે છે. એટલામાં મહારાણીના જમણા પગમાં તીર વાગે છે તે તેથી શરીરરક્ષક ગભરાય છે. )

**મહારાણી**:—(મ્હોટે નાદે.) ગભરાઓ માં; ગભરાઓ માં; રે નિર્માલ્ય યવનના આવા એક તીરથી મ્હને શું થવાનું છે ? (પગમાં પેઠેલા તીરને સ્વહસ્તે જોરથી ખેંચી કાઢે છે, ને સૈન્યને દેખાડી ફેંકી દે છે.) લ્યો, આ તીર હું ફેંકી દઉંછું; પણ બંધુ ! તમે આગળ વધો. જુઓ, શત્રુઓમાં ભંગાણ પડયું. તમારા તીક્ષ્ણ શરોથી અને ધારાળા ખાંડાંથી એ લોકો ભચ્ચો ભચ્ચ હણાઇ નાસવા લાગ્યા. સૈન્યગણ ! પકડો, પકડો, મારો, મારો, પણ સાવચેતી રાખજો. જે શત્રુઓ શસ્ત્ર ફેંકી દે છે, જે શરણે આવે છે, ને જે ઘાયલ થઈ પડયા છે; તેનાપર કદાપિ શસ્ત્ર ચલાવશો માં, ચલાવશો માં. ક્ષત્રિયનાં શસ્ત્રો રણભૂમિમાં સન્મુખ ઉભેલા શત્રુઓને માટે છે; દુઃખી ને શરણાગતને માટે નથી. ( એમ મુસલમાનની સેનાના મોરચા તોડતી, દાઢીવાળાં તૂબડાંને તલવારથી ફોડતી ને સિંહણ પેઠે સંહાર કરતી, ગર્જતી મહારાણી રણભૂમિમાં ગાજી રહે છે. )

જ. કા. પાઠક. ( અપૂર્ણ. )

---

# इश्वरनुं अगाध डहापण

( ગતાંકના પત્ર ૧૮૦ થી ચાલુ )

મારા આગલા લેખમાં દુઃખનો ડુંગર, જે મનુષ્યના મનને કચવાવનાર કેટલાક દુઃખનો બનેલો હતો, તેનું હું વાચનારને દિગ્દર્શન કરાવી ગયો છું સઘળી મનુષ્ય જાતને આ પ્રમાણે તેની ચિંતામાંથી મુક્ત થએલી જોઈને મને અનિર્વાચ્ય આનંદ થયો, જ્યારે અમો તે ઢગલાની આસપાસ ઉભા હતા અને તે જે વસ્તુનો બનેલો હતો તે તપાસતા હતા, ત્યારે આ ટોળામાં એવો એક માનવી ન હોતો કે જે તેના પોતાના વિચાર પ્રમાણે જીવનના સુખ અને આનંદ આ ઢગલામાં ન જોઈ શક્યો હોય, અને તે તે વસ્તુના માલેકોએ તેમને દુઃખ અને બોજારૂપ કેમ ધાર્યાં હશે એમ આશ્ચર્ય ન પામ્યો હોય

આ કુવેશ અને દુઃખની ભેળસેળ અને ગોટાળો અમે ધ્યાન પૂર્વક જોતા હતા, એટલામાં ઇંદ્રમહારાજાએ ઢંઢેરો બહાર પાડયો કે, દરેક માણસ હવે પોતાના દુઃખની અદલાબદલી કરવાને, અને બીજું જે પોટકું તેને બદલામાં આપવામાં આવે તે લઇને પોતાના સ્થાનકે પાછો ફરવાને મુખતીઆર છે

આ ઉપરથી કલ્પનાબાઈ ફરીથી દોડધામ કરવા લાગ્યાં અને સઘળા ઢગલાના ન માની શકાય એવી ત્વરાથી ભાગલા પાડીને દરેક જણને તેનું ખાસ પોટલું લઈ જવા ભલામણ કરતા હતા આ વખતની ઉતાવળ અને ગોટાળાનું વર્ણન થઇ શકે એમ નથી તે પ્રસંગે જે કંઇ મારા જોવામાં આવ્યું તે જન સમાજને જાણવા માટે હું કહીશ એક માનનીય વૃદ્ધ પુરૂષ, જેણે પોતાના ઉદરશુળનો વ્યાધિ ત્યાં ઢગલામાં છોડી દીધો હતો, તે પોતાની જાગીરના વારસ તરીકે કોઇને મેળવવાને આતુર હતો એમ મને માલમ પડયું, એક ક્રોધી પિતાએ જે કપુતને તે ઢગલામાં નાખી દીધો હતો તેને પોતાના વારસ તરીકે ઉપાડી લીધો તે પાપી જુવાનીઆએ, થોડાક કલાક કરતાં ઓછા સમયની અંદર, તે ઘરડા માણસની દાઢી તાણી, અને તેને માથામાં મહા વ્યથા કરવાને પણ ઇચ્છા રાખી હતી, તેથી તેનો ખરો પિતા, જે તેની તરફ

**ઉદરશુળ**ની અસરને લીધે આવતો હતો, તેને મળવાથી તેના **પુત્ર**ને પાછો લઈ જવા અને પોતાનું ઉદરશુળ પાછું આપવા પેલા વૃદ્ધ માણસે તેને વિનંતિ કરી, પરંતુ જે પસંદગી તેઓએ કરી હતી તેમાંથી ખસી જવાને તે બેમાંથી એક પણ શક્તિમાન ન હતા. એક બિચારો વહાણ ઉપરનો ગુલામ, જેણે પોતાની **બેડી** તોડીને નાંખી દીધી હતી, તેણે તેને બદલે **સંધીવાયુ** ઉપાડી લીધો, પણ ચહેરાની, એરંડીયા પીધેલની પેઠે, એવી વિકૃતિ કરતો હતો કે, કોઇ પણ માણસ સહેલાઇથી સમજી શકે કે તે સાટામાં તેને કંઈ મોટો લાભ થયો ન હોતો—કેટલીક અરસપરસની આપલે (વિનિમય) જેમકે, **દારિદ્ર**ને બદલે **રોગીપણું**, પેટમાં રહેલ મંદાગ્નિને બદલે **ભસ્મક** વ્યાધિ (અતિશય ખાઉં ખાઉં કરવું તે), અને દુઃખને બદલે **ચિંતા** એવી કેટલીક આપલે જોઈને બહુ આનંદ થતો.

સ્ત્રી સમાજ પોત પોતામાં આકૃતિઓનાં સાટાપાટા કરવામાં રોકાઈ ગયેલ હતો. એક સ્ત્રી માણેકને માટે પોતાના ભૂરા વાળના ગુચ્છાનો વિનિમય કરતી હતી, બીજી સ્ત્રી ગોળ ખભાની જોડ માટે પોતાની ટુંકી કમર આપી દેતી હતી, અને ત્રીજી સ્ત્રી ગયેલી આબરૂ પાછી મેળવવા માટે ખરાબ ચહેરાનું સાટું કરતી હતી. પણ આ સઘળા પ્રસંગોમાં, એવી કોઈ પણ ન હતી કે જેને, જેવી નવી ખોડ તેણીએ પોતાના સ્વાધીનમાં લીધી કે તરતજ, જુનાં દુઃખ કરતાં તે વધારે અપ્રિય ન થઇ પડી હોય. પોતાનાં નૈસર્ગિક દુઃખો કે કલેશનો ત્યાગ કરી તેને બદલે મંડળીમાનાં દરેકે જે બીજાં દુઃખ અને કલેશ વોહોરી લીધા હતાં, તે સઘળાંની બાબતમાં પણ મને ઉપર પ્રમાણેજ જણાયું; ગમે તો તે એમ હોય કે, જે સઘળાં દુઃખો આપણી ઉપર આવી પડે છે, તે કેટલેક અંશે આપણી શક્તિના પ્રમાણમાં અને તેને બંધ બેસે તેવાં હોય છે, અથવા તો, દરેક દુઃખનો જેમ જેમ પરિચય થતો જાય છે તેમ તેમ આપણાથી તે સહન થતાં જાય છે, એ બેમાંથી હું કંઈ નિશ્ચય કરી શકતો નથી.

મારા આગળના લેખમાં વર્ણવેલો પેલો બિચારો ખુંધવાળો માણસ, જે સુંદર આકારવાળો થઈ રહ્યો કિંતુ બદલામાં મુત્રાશયમાં પથરી થઇ તેની; તેમજ જે સુંદર માણસે પેલાની સાથે આ સાટું કર્યું હતું, અને જેણે પોતાનો પથરીનો રોગ આપીને બદલામાં ખુંધ લીધી હતી તે, જે સ્ત્રીઓ તેની સુંદરતા માટે તેનાં વખાણ કરતી તે સ્ત્રીઓની સભા પાસેથી, માથા ઉપર બહાર

નીકળી ગયેલા ખભા સહિત લગડાતો નીકળ્યો ત્યારે તેની, એમ એ બેયની મને દયા આવ્યા વગર રહી નહિ

મારૂ પોતાનુ પરાક્રમ મારે ભૂલી ન જવુ જોઇએ લાબા ચહેરાવાળા મારા મિત્રે જેવો મારો હુકો ચહેરો પોતાના મોઢા ઉપર મૂકયો કે તરતજ તેમા તે એટલો બધો વિચિત્ર દેખાયો કે, જ્યારે મે તેના તરફ જોયુ ત્યારે મારા પોતાને વિશે મને હસવુ આવ્યા વગર રહ્યુ નહિ, કારણ કે મારો પોતાનો ચહેરો બેડાળ લાગવા માડયો તે બિચારા ગૃહસ્થને તે મશ્કરીથી એટલુ બધુ લાગી આવ્યુ કે, તેણે જ મારી સાથે સાટુ કરી હુકો ચહેરો બદલામા લીધો હતો તેથી તેને ઘણી શરમ થતી હતી એમ મને જણાયુ— બીજી બાજુએ તપાસતા મને માલમ પડયુ કે મારે પોતાને કઈ હર્ષ પામવાનું વધારે કારણ ન હોતુ, કારણ કે જેવો હુ મારા કપાળ ઉપર હાથ ફેરવવા ગયો કે તે જગ્યા હુ ચુકી ગયો, અને મારી આગળીયો મારા ઉપના હોઠની સાથે અથડાણી વળી, મારી નાસિકા બહુજ મોટી હોવાથી, જ્યારે હુ મારા ચહેરામા કાન કે કપાળ ખજવાળવા જતો, ત્યારે તે નાક ઉપર બે ત્રણ વખત કમભાગ્યે મારો હાથ સખત રીતે વાગી જતો

મારી પાસે મે બે ગૃહસ્થોને જોયા, જેઓ સર્વની પેઠે હાસ્યજનક સ્થીતિમા મુકાએલા હતા જાડા અને ટાટા પગની જોડ અને લાબા ત્રાક જેવા બે પાતળા પગનુ તેઓએ અરસપરસ મૂર્ખતાભરેલુ સાટુ કર્યું હતુ તેમાનો એક લાકડાની ઘોડી ઉપર ચાલતો હોય એમ જણાતુ, અને પોતાની સાધારણ ઉચાઇના કરતા આકાશમા એટલો બધો ઉચો દેખાતો હતો કે, તેને લીધે તેને માથામા ચક્કર આવવા માડયા, અને બીજો માણસ, જેવો તે ચાલવા જતો કે એવા તો બેડોળ ચક્કર ખાતો કે પોતાના નવા ટેકા (પગ) ઉપર આગળ કેમ ચાલવુ તે બાબત તે ભાગ્યેજ જાણતો હતો તે બહુ આનદી માણસ હતો એમ જાણીને, મે મારી નેતરની સોટી જમીનમા ખોડી, અને તેને કહ્યુ કે તે સોટીને પોચવાને જ સીધી લીટી હુ દોરૂ તે રસ્તે પા કલાકમા જો તે તેને પોચી શકે તો તેની સાથે અમુક શર્તે બધાઉ છુ

તે દુ ખનો ઢગલો આખરે સ્ત્રી અને પુરૂષ એ બન્ને જાતિ વચે વેચી દેવામા આવ્યો, અને જ્યારે તેઓ પોત પોતાના બોજાના ભારથી આમતેમ ભટકતા હતા ત્યારે તે ઘણો દયાજનક દેખાવ થઇ રહ્યો— કળકળાટ અને

હાયવોય, નિશ્વાસ અને રડારોળથી આખું મેદાન ભરાઈ ગયું. આખરે મરણશીળ માનવીઓ ઉપર દયા આવવાથી ઇંદ્રમહારાજે બીજી વાર ઢંઢેરો કાઢી તેમને પોતપોતાના બોજા પાછા મુકી જવાને ફરમાવ્યું; તે એવા હેતુથી કે દરેકને પોતપોતાનું પહેલાનું પાછું આપવું. તેઓ ઘણી ખુશીથી પોતાના બોજાથી મુક્ત થયા, જે પછી, જે માયાએ તેમને આવા મહા મોહમાં દોર્યાં હતા, તેને અંતરધ્યાન થઈ જવા હુકમ થયો. તેને બદલે એક જુદીજ આકૃતિનાં દેવીને મોકલવામાં આવ્યાં; તેઓનું હાલવું ચાલવું સ્થિર અને શાંત હતું, અને તેનો દેખાવ ગંભીર પણ આનંદી હતો. તે પોતાનાં ચક્ષુ હરવખત સ્વર્ગ તરફ તાકતી અને ઇંદ્રમહારાજનાં દર્શન માટે તેને સ્થિર કરતી. તેનું નામ **તિતિક્ષા** દેવી (સહનશીલતા) હતું. મને ઘણુ આશ્ચર્યકારક એ લાગ્યું કે, જ્યારે તે દેવી તે દુઃખના ડુંગર પાસે આવી ઉભાં કે તરતજ તે એટલો બધો ઓછો થઇ ગયો કે, તે અગાઉ જેવડો મોટો હતો તેનો ત્રીજો ભાગ પણ હવે જણાતો ન હોતો. તેણે પછી દરેક માણસને તેનું પોત પોતાનું દુઃખ પાછું આપ્યું, અને તે દુઃખને ઘણીજ અનુકુળ રીતે કેમ સહન કરવું તે તેને શીખડાવ્યું, ત્યારે તેથી સંતોષ પામીને દરેક ચાલતો થયો; કેવી જાતનું દુઃખ સ્વીકારવું એ તેની પોતાની મરજી ઉપર મુકેલું નહિં હોવાથી તે બહુ રાજી થતો હતો.

આ સ્વપ્નમાંથી કેટલોક સાર ખેંચવા ઉપરાંત તેમાંથી મેં નીચે પ્રમાણે શિખામણ લીધી કે, **પોતાનાં દુઃખ માટે કદી દિલગીર થવું નહિં, તેમજ બીજાનાં સુખની કદી અદેખાઇ કરવી નહિં**, કારણકે કોઈ પણ માણસ પોતાના પડોસીનાં દુઃખનો સત્ય વિચાર બાંધી શકતો નથી; જે કારણથી હું વળી એવા ઠરાવ ઉપર આવ્યોછું કે, બીજાની ફરીયાદો વિશે કદી હલકો મત બાંધવો નહિં, પરંતુ મારા મનુષ્ય બંધુઓનાં દુઃખને કૃપા અને દયાની લાગણીથી નિરખવાં.

---

## गुरु नानक

કોઈ પણ ઈતિહાસવેત્તા પુરૂષ આ મહાપુરૂષના પવિત્ર અને વિચિત્ર ચરિત્રથી અપરિચિત નથી. આર્યભૂમિના મહાપુરૂષોના પવિત્ર ઈતિહાસોમાં

તો એમનો ઈતિહાસ જીવનરૂપ છે આ દેશમા યવન બાદશાહોના અત્યાચાર રૂપ અગ્નિનુ શમન એ મહાત્માના અમૃતમય સદુપદેશથીજ થયુ હતુ કુમાર્ગ ગામી અનેક બાદશાહોને એમના સારગર્ભિત સદુપદેશોયે સન્માર્ગમા પ્રવૃત્ત કરાવ્યા હતા હિન્દૂ મુસલમાન બેય જાતિની સમાન પૂજ્ય બુદ્ધિ માન તે મના વિષેજ હતી કૃત્રિમ ભેદો તરફ દૃષ્ટિ ન રાખીને મનુષ્યમાત્રને શ્રેયસ્કર સદુપદેશનો પ્રચાર એજ મહાનુભાવે કરેલ છે અને જો લાંબી દૃષ્ટિથી તપા સીયે તો શિષ્ય પ્રશિષ્ય પરમ્પરાદ્વારા ભારતીય આર્યસંતાનનુ બીજ પણ એ મહાપુરૂષેજ બચાવી રાખ્યુછે એમ પ્રતીત થાયછે

ગુરૂનાનકનો જન્મ સુલતાન બહલોલ લોદીના અમલમા વિક્રમી સવત ૧૫૨૬ ના કાર્તિક શુક્લ પૂર્ણિમાની ચાર ઘડી રાત્રિ બાકી રહેતા થયોહતો કલ્યાણરાય નામના ક્ષત્રિય પિતાને ઘેર માતા તૃપ્તાના ગર્ભથી લાહોર પ્રાન્ત ના તલવંડી નામના નગરમા તેઓ જન્મ્યા હતા ઋષભદેવ, વામદેવાદિની પેઠે આ મહાપુરૂષ પણ સ્વયજ્ઞાની હતા દૈવી શક્તિ, અલૌકિક પ્રભાવ, ઋદ્ધિ, સિદ્ધિ તેમને સહજ જન્મની સાથેજ પ્રાપ્ત થઈ હતી પાચ વર્ષની અવસ્થામા અનેક હિન્દૂ મુસલમાન શિવાય રાયબુલાર નામના પ્રતિષ્ઠિત નવાબ પણ તેમની ઋદ્ધિ સિદ્ધિ જોઈને તેમના મુરીદ ( શિષ્ય ) થયેલ હતા ત્રીસ વર્ષ પર્યંત ગૃહમા નિવાસ કર્યો અને શ્રીચદ્ર તથા લક્ષ્મીચદ્ર નામના બે પુત્રરત્નો તેમને ઉત્પન્ન થયા યવનરાજ્યાધિકારી લોકોને ઉપદેશ કરીને તે મના અત્યાચારથી દીન હિન્દૂ પ્રજાનુ સરક્ષણ કર્યું ત્યારપછી ઘર છોડી દે વળ બે સેવક સાથે દેશદેશાતરમા જઇને ઉપદેશ કરવાનો વિચાર કર્યા—તેમનો ઉપદેશ વિશેષ કરીને મુસલમાન બાદશાહોમા અથવા તેના અધિકારી વર્ગમા થયા કરતો હતો દૈવી શક્તિના પ્રભાવ યુક્ત સદુપદેશ સાભળીને તોબા તોબા પુકારી અનેક મોટા મોટા નવાબો તેમના મુરીદ ( શિષ્ય ) થઈ જતા હતા

સૌથી પહેલા તેમણે પૂર્વમા આસામ દેશ સુધી યાત્રા કરી તે પછી દક્ષિણમા રામેશ્વર સુધી સર્વ પ્રાન્તોમા યાત્રા કરી પછીથી ઉત્તરમા કાશ્મીર, નેપાલ, ટિબેટ આદિ સર્વ પ્રાન્તોમા પ્રયાણ કર્યું તે પછી પશ્ચિમમા કાબુલ, કદહાર, મક્કામદીના, અરબસ્થાન તથા બગદાદ દેશના સર્વ નગરોમા પરિ ભ્રમણ કર્યું મોટા મોટા બાદશાહ નવાબોને કરામત દેખાડીને પોતાના મુરીદ ( શિષ્ય ) બનાવ્યા મક્કામા જઇને તેમનુ મસીદ તરફ પગ રાખી સુવુ,

અને ઝાડુ કાઢનારનો પગ પકડી તેને ઘસડવો તથા મક્કાનું ફરવું ઇત્યાદિ અનેક તેમની કરામતની વાર્તા હિન્દૂ મુસલ્માન બેય જાતિમાં પ્રખ્યાત છે. એ રીતે ગુરૂનાનક પોતાના સદુપદેશનો દેશ માત્રમાં પ્રચાર કરીને, સંસારી જીવોને પોતાના સદ્વચનો દ્વારા લાભ પહોંચાડીને, તથા લહના—અપરનામક ગુરૂ અંગદની પોતાના સ્થાનપર સ્થાપના કરીને પોતે ૬૯ વર્ષ ૧૦ માશ ૧૦ દિવસનું આયુષ્ય ભોગવી આશ્વિન વદી ૧૦ સંવત્ ૧૫૯૫ માં પરમધામમાં ગયા. એમનો પ્રયાણ સમય પણ વિચિત્ર હતો. હિન્દૂ મુસલ્માન બે જાતિમાં વિવાદ થવા લાગ્યો. તેમના શબને હિંદુ બાળવા ઇચ્છતા હતા અને મુસલ્માનો દાટવા ઈચ્છતા હતા. અન્તે એ ફળ થયું કે શબ તો કોઈને હાથ ન આવ્યું; કિન્તુ માયામય હોવાથી તિરોધાન થઈ ગયું. પછી બે પટની ચાદર, જે તેમની ઉપર હતી, તેનું એક પટ હિંદૂઓએ બાળ્યું અને બીજું પટ મુસલ્માનોએ દાટયું. એથી લોકમાં નીચેની કહેવત પ્રચલિત થઈ કે "બાબા નાનક ફકીર, હિન્દુના ગુરૂ અને મુસલ્માનોના પીર." વર્તમાન સમયમાં તેમનું મુખ્ય સ્થાન અમૃતસરમાં છે; જેના નિરીક્ષણથી પ્રતીત થાય છે કે એની સ્થાપના કરનાર મૂળ પુરૂષ કેવા પ્રભાવશીળ તથા કેવા સિધ્ધાન્તના પ્રચારક હોવા જોઈએ.

---

## व्यासजीनुं वशीकरण

वा

### ( વશીકરણ વિદ્યા )

હવે આપણે આપણા વશીકરણ પૈકી દયા એટલે શું ? અને તેને માટે શિષ્ટો શું કહેછે તે વિચારીએ; દયાને માટે ભકત શિરોમણિ તુલસીદાસજી કે જે ભગવાન્ શ્રીરામચંદ્રના પરમ ભક્ત હતા. તે આ પ્રમાણે કહેછેઃ—

दया धर्मको मूलहे, पाप मूल अभिमान;
तुलसी दया न छांडीए, जवलग घटमें प्राण. ॥ १ ॥

આ સંસારમાં દયા વિના ધર્મ સંબંધિ પ્રવૃત્તિઓ થતી નથી. જેવાં મૂલ વિનાનાં ઝાડો તેવો દયા વિનાનો ધર્મ છે. દયા વિના ધાર્મિક પ્રવૃત્તિ-

એ થતી નથી, માટે પ્રાણ અને દેહનો જ્યા સુધી મ યોગછે ત્યા સુધી ધર્મના પોષણને માટે દયાને રાખવી એ આવશ્યકછે ઉપરના પદમા પણ મહાત્મા તુલસીદાસે દયાની યોગ્યતા અને ઉત્તમતા જણાવીછે એ દયા એટલે મન વચન અને શરીર વડે સર્વ દીન પ્રાણિઓપર અનુગ્રહ કરવો મહાત્મા યાજ્ઞવલ્ક્ય પણ સહિતામા આ પ્રમાણે કહેછે —

दया सर्वेषु भूतेषु सर्वत्रानुग्रह स्मृत ॥

એટલે બધા પ્રાણિઓ ઉપર સર્વ પ્રકારે અનુગ્રહ કરવો તેનુ નામ દયાછે વળી બીજી સ્મૃતિમા પણ કહ્યુ છે કે—

प्राणायथात्मनोऽभीष्टा भूतानामपितं तथा ॥
आत्मौपम्येन भूताना दयांकुर्वन्तु साधव ॥ १ ॥

જેમ આપણને આપણો પ્રાણ પ્રિય લાગેછે તે પ્રમાણે બી ન પ્રાણિઓ ને પણ તેઓનો પ્રાણ વ્હાલો લાગતો હશે ! જેમ આપણને સુખદુ ખ થાય છે તે પ્રમાણે પશુ પક્ષી વગેરે સર્વ પ્રાણિઓને પણ સુખદુ ખ થતુ હશે ! માટે વિવેકી પુરૂષોએ આત્મસમાન જાણી અને સર્વ પ્રાણિઓપર દયારાખવી એ યોગ્યછે દયાને માટે પૂર્વાચાર્યોનો પણ તેનોજ અભિપ્રાયછે કહેછે કે—

सर्वेऽत्र सुखिन सतु सर्व सतु निरामया ॥
सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद् दु खमाप्नुयात् ॥ १ ॥

આ સસારમા સર્વ પ્રાણિઓ સુખી થાઓ, અને સર્વ પ્રાણિઓ દુ ખ-રહિત નિરોગી થાઓ, તથા સર્વ પ્રાણિઓ કલ્યાણને પ્રાપ્ત થાઓ, કોઈ પણ પ્રાણિ દુ ખને નહિ પામો એ પ્રમાણે સર્વ પ્રાણિઓપર અત કરણથી અનુકપા રાખવી માનવતાને ઉચિતપણ એજછે મનુષ્ય બધા પ્રાણિઓમા ઉત્તમતા ભોગવેછે તે માત્ર અત કરણની દયામય લાગણીવાળ અને સદ્બુદ્ધિ થી, આવા ઉત્તમ ગુણો સગ્રહવાને માટેજ વિશ્વનિયતાએ માણસ જાતને ઉત્તમ બુદ્ધિ આપીછે અને તેને સન્માર્ગમા યોજનાર માણસ મનુષ્યોમા પણ ઉત્કૃષ્ટતા મેળવી શકેછે આવુ ઉત્તમપણુ અનેક પ્રાણિઓનો સહાર કરવાથી અથવા કરાવવાથી મેળવાતુ નથી એવી ઉત્તમતા સાર્વભૌમ પદના અધિકારીઓના મેળવી શકે એવુ નથી, પણ એ ઉત્તમતા મેળવવાનો સર્વને સમાન હકછે

"माकश्चिद्दुःखमाप्नुयात्"

અહો કેટલું ઉત્તમ માણસ કે જેણે કોઈપણ જીવને દુઃખી ઇચ્છયો નહિ ! આટલી અંતઃકરણની વિમળતા અને સરલતા હશે ત્યારેજ આચાર્ય પદ પ્રાપ્ત થયું હશે ! આચાર્યપદ પ્રાપ્તિથી એવા ગુણો આવ્યા નહિ હોય; સદ્ગુણો ઉત્તમ પદને વરતા નથી—અને તેનું કારણ એ છે કે ઉત્તમપદ કોઈવખત આચાર્યોની પેઠે પરંપરા પ્રાપ્ત હોય છે. તેમજ રાજાઓની પેઠે બલાત્કારથી મેળવેલું હોય છે. આજ કારણથી આચાર્યોમાં અને રાજાઓમાં કેટલોક વખત ઉત્તમતાનો અભાવો હોય છે. ઉપર જણાવેલી અંતઃકરણની વિશાળતા તે **જગદીશ્વરી મહારાણી**માં હતી—પણ તેના યુદ્ધપ્રેરકપ્રધાન્‌માં નથી અને તેથી દુનિયામાં મહાન્ સંહારવળી રહ્યો છે; ભૂલાય છે, યુદ્ધપ્રેરક પ્રધાન તે મહારાણીનો નહિ પણ કાળકૃતિનો પ્રધાન છે. મહારાણીનો પ્રધાનતો તેવાજ વિશાળ અંતઃકરણવાળો હતો. એ કોણ હતો? મહાત્મા **ગ્લાડ્સ્ટન** હતો, જેનું હૃદય ઉપર જણાવેલાં આચાર્ય વચનોથી વિભિન્ન હતું નહિ, અને તેથીજ તેને ઉત્તમ પદ વરેલું હતું. દુનિયાનાં સદ્ભાગ્ય હોય ત્યારેજ એવા નરોનો ભૂમી ઉપર વાસ હોય છે. અને દુર્ભાગ્યે તેવાઓનું પરલોકમાં પ્રયાણ થાય છે. આવાં વિશાળ–વિમળ અને અનુકંપાશીળ હૃદયવાળા મનુષ્યોને કોઇનાથી પણ ભય થતો નથી એજ વાર્તા વાસિષ્ટ સંહિતામાં પણ કહી છે:—

अभयंसर्वभूतेभ्योदत्वाचरतियोद्विजः
तस्यापिसर्वभूतेभ्योनभयंजातुविद्यते ॥ १ ॥

જે માણસ સર્વ પ્રાણિયોને અભય દાન આપી આ ભૂમંડળપર વિચરે છે, તેને સર્વ પ્રાણિઓથી કદાચિત્ પણ ભય થતો નથી. અભય દાન આપવું એ પણ દયાળુતામાં રહેલુંછે અને જ્યારે અભયદાન આપનાર સર્વત્ર ભય રહિત થાયછે તો દયાળુ પણ થવો જોઈએ. આપણાં વ્યાસ વચન પણ તેજ કહેછે. શું કહેછે? દયા સમાન બીજું વશીકરણ નથી એટલે દયાથી સર્વ વશ થાયછે, અને તેઓ મિત્ર સમાન વરતેછે. ભય થવો એ અમિત્ર એટલે શત્રુથી થાયછે, પણ મિત્રથી થતો નથી. દયાથી વશીભૂત એટલે વશ થએલું વિશ્વ સર્વદા દયા કરનાર ઉપર પ્રેમ વરસેછે અને તેથી દયાશીળ પ્રાણિ નિર્ભય થાયછે માટે હમ્મેશાં દયા રાખવી જોઇએ. અપૂર્ણ

લેખક
अमृतलाल कुंवरजी वैद्य
चावंड

# अद्वैतामृत

આ પ્રમાણે ઉદ્વેગયુક્ત વચનો વિલપતી, તથા દુઃખાવેશમા પોતાનુ શિર તથા છાતી કુટતી, આંખથી અશ્રુ સારતી ચિત્તવૃત્તિને શાન્ત કરતા વિવેકાશ્રમ કહેવા લાગ્યા હે સ્ત્રિ, તુ આવો ઉદ્વેગ છોડી દે આવા દુઃખકર મિથ્યા ઉદ્વેગને છોડી તત્વને જાણવાના શ્રેયસ્કર ઉદ્યોગમા ધ્યાન કર જેના અજ્ઞાનથીજ જે અસત્ય વસ્તુની સત્યતા જણાય છે, તે પ્રથમ વસ્તુના જ્ઞાનથી તે અસત્ય વસ્તુ નિસ્તત્વ અથવા અસત્ય છે તેમ જ્ઞાન થાય તુજ સ્વપ્નનુ દૃષ્ટાન્ત સમજી જો પુરૂષ જે સમયે શય્યામા સુતો છે, તે સમયે તે શય્યામા રથ, કે રથ ચાલવામા માર્ગ, કે રથના ઘોડા આદિ કાંઇ નથી એમ છતા તે પુરૂષ સ્વપ્નમા એ વસ્તુમાત્ર જુએ છે, તથા તેથી થતો આનદ પણ લેય છે આ શાથી થતુ હશે ! આવાજ દૃષ્ટાન્ત શ્રુતિમા પણ આપ્યા છે સ્વપ્નમા ચક્રવર્તિરાજા પોતાને રક માની બેસે છે, તથા રક પોતાને રાજા સમજી આનદ માણે છે પોતાનો સબધી પાસે બેઠેલો હોય છતા તેને દૂરદેશમા દેખે છે, એટલુજ નહિ પણ, અસભવિત ભાવના પણ થાય છે પોતે મનુષ્ય શરીરમા છતા પોતે વ્યાઘ્ર સમજી તેના જેવુ આચરણ સ્વપ્નમા કરે છે ચિત્તવૃત્તિ ! વિચાર કર તો સમજાશે કે એ સર્વ અજ્ઞાનનુંજ ફલ છે જો એ અજ્ઞાન ન હોય તો તેથી જ્ઞાનને આવરણ કેમ થાય આ સર્વ જે દર્શન માત્ર છે તે સર્વ જગત્ સ્વપ્ન જેવુજ છે એવિના એની સ્થિતિ બીજી કાંઇજ નથી સ્વપ્નમા જેમ એક પલમાનના સમયમા સો વર્ષનો સમાવેશ થાય તેમ અહિ પણ આ સ્થિર કાલ સ્થિતિ સમજાય છે

## કવલ પાચમો

વિવેકાશ્રમ—હે સાધ્વિ ! આગળ જે જ્ઞાન (ચિત્) કહ્યુ તેજ આત્મા છે, એજ નિશ્ચય છે જો તેમ ન હોય તો આ જગત્નો પ્રકાશજ ન થાય

ચિત્તવૃત્તિ—તમે યથાયોગ્ય સમજાવોછો પરતુ તમારી વાણીમા સશય પેદા થાય છે જ્ઞાન તેજ આત્મા છે એટલે શુ ? જ્ઞાન વસ્તુ—તથા આત્મા વસ્તુ એકજ છે અને જુદા નામ માત્ર છે, કે આત્મા એ જ્ઞાનનો આશ્રય છે?

વળી જો આત્મા તથા જ્ઞાન એકજ વસ્તુ હોય તો તે ક્ષણિક છે કે નિત્ય છે?

જો આત્મા જ્ઞાનનો આશ્રય હોય તો, જ્ઞાન ભિન્ન ભિન્ન પ્રકારનું છે માટે આત્મા એક છે કે ઘણા પ્રકારનો છે એ પણ પ્રશ્ન છે?

**વિવેકાશ્રમ**—અહો સાધ્વી મુમુક્ષુ સ્ત્રિ! તારા પ્રશ્ન બહુ સારા છે. તર્કશાસ્ત્રનું અધ્યયન કરવાથી, સંશયાત્મક મતિ જેની થઇ ગઇ છે એવા નૈયાયિકો આવીજ માથાકૂટ કર્યા કરે છે. એમને એવા ગુંચવાડાવાળાં વિચારનાં જંગલમાંથી, વેદાન્ત વિચાર જેવા સરલ ઉપવનમાં લાવવાથીજ તેમનું સમાધાન થાય. તમે જે પ્રશ્નો કર્યા તેનો ઉત્તર સરલ છે. અને હું તે શબ્દ પ્રમાણથી તથા અનુમાનથી, ઉભય રીતિએ આપીશ.

પ્રથમ શબ્દ પ્રમાણથી જોવા જઈએ તો સરલછે કે: અતિ પ્રમાણભૂત આપ્ત ઉપનિષદ્ વચનો વારંવાર કહેછે કે, **विज्ञानमानंदंब्रह्म**-જ્ઞાનરૂપ આનંદરૂપ બ્રહ્મછે. **प्रज्ञानं ब्रह्म**-ઉત્કૃષ્ટજ્ઞાન રૂપ બ્રહ્મછે. **अहंब्रह्म** હું બ્રહ્મછું. એ આદિ ઘણી શ્રુતિઓ આત્માને જ્ઞાનરૂપજ સિદ્ધ કરેછે.

અનુમાન પ્રમાણથી સિદ્ધ કરતાં ભિન્ન ભિન્ન પ્રકાર લઈ વિચાર કરવો પડશે.

તાર્કિકો કહેછે કે—આત્મા એ જ્ઞાનનો આશ્રયછે. તેમ હોયતો ત્રણ વિકલ્પ થાયછે. આત્મા એ જ્ઞાનનો આશ્રયછે એમ સિદ્ધ કરવામાં હેતુ શુંછે? ત્રણ હેતુ થઈ શકે.

૧ જ્ઞાનછે માટે.
૨ ગુણછે માટે, અથવા
૩ અર્થ રૂપછે માટે.

પ્રથમ હેતુ તપાસતાં આ પ્રમાણે અનુમાન ગોઠવાશે.

પ્રતિજ્ઞા— જ્ઞાન—આત્માશ્રયછે ( આત્મા છે આશ્રયજેનો એવું )
હેતુ— જ્ઞાનછે માટે.
ઉદાહરણ——
( વ્યાપ્તિ )

આ અનુમાનમાં ઉદાહરણ નથી મળતું, કારણકે ઉદાહરણ પક્ષ (અહિં-જ્ઞાન ) થી ભિન્ન વસ્તુ જોઈએ. જ્ઞાન માત્રને આપણે પક્ષ કરેલછે. તેથી

અન્ય જ્ઞાન ન હોવાથી ઉદાહરણ મળી શકતુ નથી આમ હોવાથી એ અનુમાન મિથ્યાછે

૨ અનુમાન

પ્રતિજ્ઞા—જ્ઞાન આત્માશ્રયછે

હેતુ—ગુણત્વછે માટે

ઉદાહરણ ——

આ અનુમાનમા પણ ઉદાહરણ નહિ મળે કારણ કે, આત્માશ્રય અને ગુણત્વને કાઈ સબધ નથી આત્મામા ગુણ સભવતો નથી તેથી વ્યાપ્તિ નહિ થાય

૩ જુ અનુમાન

પ્રતિજ્ઞા —જ્ઞાન આત્માશ્રયછે

હેતુ—અર્થછે માટે

ઉદાહરણ—જ્યા જ્યા અર્થછે ત્યા ત્યા આત્માશ્રયછે

આ અનુમાન સિદ્ધ કરવામા સાધ્ય આત્માશ્રય પણ અર્થ હોવાથી તેના આશ્રય માટે બીજા અર્થની અપેક્ષા રહેશે આ રીતે બીજા માટે ત્રીજો આશ્રય, ત્રીજા માટે ચોથો એ રીતે અનવસ્થા પ્રાપ્ત થાય આ અનવસ્થા પિશાચી એવીછે કે જો એક વખત તેનો અગિકાર કર્યો તો તે છુટેજ નહિ, આમ હોવાથી એનો અગિકારજ ન કરવો

ચિત્તવૃત્તિ-ત્યારે સિદ્ધ શુ થયુ ?

વિવેકાશ્રમ-એમ નિશ્ચય થયો કે શબ્દ તથા અનુમાન પ્રમાણથી જ્ઞાનછે તેજ આત્માછે

ચિત્તવૃત્તિ-આત્મા એજ જ્ઞાન હોય તથાપિ એ સિદ્ધાન્તમા મારો એક પ્રશ્ન હજી ઉભોછે જો એ એકજ હોયતો શુ આત્મા ક્ષણિકછે ?

વિવેકાશ્રમ-હે સાધ્વિ ! એ પ્રશ્નનુ સમાધાન તો સુલભછે જો તમે એને ક્ષણિક કહો તો તે કેની પેઠે ક્ષણિકછે ? દીપકની પેઠેછે ? અથવા પ્રયોજનથી ક્ષણિક છે ?

ક્ષણિકત્વમા કાઈ પ્રયોજન તો જણાતુજ નથી ત્યારે કદાચ, તમે એમ ધારશોકે દીપકની પેઠે ક્ષણિક છે આનો પણ સુલભ ઉત્તર છે પરતુ

હું એમ પુછું? કે દીપકને લઇને ક્ષણિક કહો છો ત્યારે વિશેષ સારૂ દૃષ્ટાન્ત સૂર્યનું લઈ આત્માને સૂર્યની પેઠે સ્થિર કાં નથી કહેતાં.

**ચિત્તવૃત્તિ**—સૂર્યમાં સ્થિરત્વ કયાં છે? પ્રાતઃકાલમાં પૂર્વદિશામાં અને સાયંકાલે પશ્ચિમમાં જાય એશું એનું સ્થિરત્વ?

**વિવેકાશ્રમ**—યોગ્ય પ્રત્યુત્તર કર્યો. જો એમજ અસ્થિરત્વ હોય તો તે કેવળ દિશાની ઉપાધિને લીધેજ છે. એમ ઉપાધિથી સ્થિરત્વ હોય તો આત્મામાં અથવા જ્ઞાનમાં પણ હો. પટનું જ્ઞાન થતાં ઘટનું જ્ઞાન ન થાય, તથા ઘટનું જ્ઞાન થતાં પટનું જ્ઞાન ન થાય, એ રીતે અસ્થિરત્વ. પરંતુ ઘટ તથા પટ એ ઉપાધિને મુકી દેતાં જ્ઞાન સ્થિરજ છે. દૃષ્ટાન્તમાં પણ પૂર્વ તથા પશ્ચિમ દિશાની ઉપાધિને છોડી દેતાં સૂર્ય સ્થિર છે. અન્ય ઉદાહરણ લઈએ. સ્ફટિકને લાક્ષારસ પાસે રાખતાં લાલ દેખાય છે, તથા પીત વસ્તુ પાસે રાખતાં પીળો દેખાય છે, તેથી શું સ્ફટિક પીળો અથવા લાલ થયો? નહિજ. એજ રીતે આ જ્ઞાનરૂપ આત્મા નિર્મલ, સ્વતઃસિદ્ધ, સર્વવ્યાપકછે. તેનાથી જે જે પદાર્થને પ્રકાશ થાય તે તે ઉપાધિને લઈ ભિન્ન ભિન્ન ભાસે, પરંતુ તે ઉપાધિ નાશ થતાં, તે પોતે નિર્મલ સ્વરૂપજ રહેછે. અહો માહાભાગે ચિત્તવૃત્તિ! આ ચૈતન્ય આત્મસ્વરૂપ સર્વને પ્રકાશ કરેછે, એને પ્રકટ કરવાને કોઈ સમર્થ નથી, એનો ઉત્પન્ન કર્ત્તા કોઈ નથી, પણ એજ આત્મા સર્વ જગન્માત્રને ઉત્પન્ન કરેછે. એનો નાશ કર્તા હોયજ નહિ, પરંતુ એજ ત્રણ લોકોનો ઉપસંહાર કરનાર છે. જયાં એ ન હોય ત્યાં વસ્તુ માત્રનો અભાવ છે. જયાં એ ન હોય ત્યાં કાલ ન હોય તેમ દેશ પણ ન હોય. બાલક, યુવા તથા વૃદ્ધના ધર્મેથી રહિત, નિર્મલ, ચૈતન્ય સ્વરૂપ આ આત્મા છે. વાણી તેનો પ્રકાશ નથી કરી શકતી, કારણ કે તેનો આત્માને સંગ નથી. મન તેનામાં પ્રવેશ નથી કરી શકતું, કારણ કે પ્રમાણના માર્ગથી એ આત્મસ્વરૂપ બહાર છે. વેદ પણ તેનું નિષેધ દ્વારાજ જ્ઞાન કરાવે છે; આ વસ્તુ આત્મા નહિ, આ વસ્તુ આત્મા નહિ, એ રીતે સર્વ વસ્તુનો ત્યાગ કરાવી, શેષ રહેલી આત્મા છે એમ બ્હીતાં બ્હીતાં બોધ કરે છે.

---

# जमीन संबंधी कायदानो खरडो

( મનુ )

पचाशद्भाग आदेयो राज्ञा पशु हिरण्ययो ।
धान्यानामष्टमो भाग षष्ठो द्वादश एव वा ॥
मनुस्मृति

ઉપલા શ્લોકમા આર્યાવર્ત્તના માનનીય ધર્મશાસ્ત્રના વકતા મહારાજ મનુએ સ્પષ્ટ જણાવેલ છે કે રાજાએ ખેડુત વર્ગ પાસેથી કર તરીકે ધાન્યનો બારમો ભાગ, અથવા આઠમો ભાગ, અથવા છઠો ભાગ જમીનના હલકા, મ ધ્યમ અને ઉ ચ પ્રકાર પ્રમાણે વસુલ કરવો અધુના સર્વ ઠેકાણે વિઘોટી થઈ જવાથી ધાન્યની નીપજમાથી કઈ લેવામા આવતુ નથી, પરતુ ઠરાવેલ દરપ્રમાણે વિઘોટીના રૂપૈયા વસુલ કરવામા આવેછે—અમુક અમુક વર્ષને આતરે વીઘોટી ઉત્તરોત્તર વધતી જાયછે, અને વર્ષ મોળા આવવાથી પેદાશ અગાઉ જેવી થતી નથી અને છેલ્લા ભયકર દુકાળથી તો ખેડુત વર્ગના દુ ખ ની અવધિ આવી ગઈછે ને તેઓ છેક કરજમા ખૂડતા જાયછે

આપણી દયાલુ સરકાર જણાવેછે કે તે દુ ખદ સ્થીતિમાથી ખેડુતનો ઉદ્ધાર કરવા માટે આ નવો કાયદો અમે અજમાયશ દાખલ ચાલુ કરવા મા ગીયે છિએ, પરતુ ક્ષય જેવા ભયકર રોગથી પીડાતા દરદીને આથી સારૂ થશે કે પેલી દવાથી સારૂ થશે એવા સશય ભરેલા ઉપચારોથી ફાયદો નજ થાય પરતુ તેને માટે સર્વમાન્ય કોઈ સિદ્ધ ઔષધીજ જો અજમાવાય તો કઈ પણ સારૂ થવાની આશા રહે

આપણો ખેડુત વર્ગ અતિ કરજવાન છે એ વાત માટે બે મત છેજ નહિ પરતુ પ્રજાવર્ગ જેને માટે ખુલાસો માગેછે તે એજ છે કે, જે ખરડો હાલમા ગજહારી એજણ ઉપર મુકાયેલો છે અને જેને ઘડવા માટે કૌન્સીલ ના સરકારી સભાસદો તૈયાર ઉભાછે, તે ખરડો તે ભયકર દુ ખ ટાળવાને ખરો ઉપાય છે કે કેમ ?

ઘણા કાળથી મૂળ ઘાલી બેઠેલા રોગને નિર્મુળ કરવાને અને તેના ખરા કારણો શોધી કાઢવાને માટે વૈદમા ધીરજ અને ચતુરાઇ જોઇએ જ્યારે

તે વૈદ્યને રોગનું ખરૂં કારણ માલમ પડે ત્યારેજ તેને માટે સાચો ઉપાય શોધી શકે. પરંતુ જે વૈદ્ય તેનું ખરૂં કારણ તપાસ્યા વગર માત્ર શામક ઉપચારો કરે છે તે નિષ્ફળ જાય છે.

હમણાં જે પ્રજા અને સરકાર વચ્ચે મતફેર છે તે આ પ્રકારે છે. પ્રજા કહે છે કે—"જે રીતે સરકાર ખેડુતની કરજદાર સ્થીતિ મટાડવા માગે છે તે રીતથી ફત્તેહ નહિં મળે, કારણ કે તે ખોટી રીત છે; કેમકે તે રીતથી તે સ્થીતિનું મૂળ કારણ હાથ લાગ્યું નથી; અને જે શામક ઉપાય સરકાર અજમાવવા માગે છે તેથી મૂળ રોગમાં વૃદ્ધિ થશે અને પરિણામ બહુ ભયંકર આવશે. થોડો સમય વાટ જોઇ અને તે રોગનું બરાબર નિદાન કરી ખરૂં અને મૂળ કારણ શોધવાની સરકાર કૃપા નહિં દર્શાવે"? બીજી બાજુ સરકાર ધારે છે કે "માત્ર શાહુકારો મોટા વ્યાજે ખેડુતોને પૈસા ધીરે છે તે, અને ખેડુતો પોતાની જમીન ગીરો મૂકી લગ્ન વીગેરેના પ્રસંગમાં પૈસા ઉડાવે છે તેથી આવી સ્થીતિ થઇ છે તે અટકાવવાને આ ખરડો ઉપયોગી થઇ પડશે" પરંતુ પ્રજાજનની પક્કી ખાત્રી છે કે ખેડુત વર્ગની કરજદાર સ્થિતિનું મુખ્ય કારણ જમીનનું મેહેસુલ ઉઘરાવવાની સખતાઈ ભરેલી રીતીજ છે અને તે મેહેસુલ છેલ્લાં ત્રીશ વર્ષમાં ઘણુંજ વધારી દેવામાં આવ્યું છે.

જે ઠેકાણે યોગ્ય કરતાં અતિ વધારે ગણોત ઉઘરાવવામાં આવતું હોય અને જમીનની પેદાશનો કસ દિવસો દિવસ ઓછો થતો જતો હોય, તેવે સ્થળે દુનીયાનો કોઇપણ ખેડુત આબાદ થઇ શકે નહિં. પરંતુ દિલગીરી સાથે જણાવવું જોઇએ કે આ ઇલાકાના ખેડુતના મોટા ભાગની સ્થીતિ ઉપર પ્રમાણે છે. ત્યારે આવી સ્થિતિમાં સરકારી મહેસુલ ભરવાને અને પોતાના ઘેર કંઇ વરો કે શુભ કાર્ય પ્રસંગમાં ખેડુત શાહુકારને શરણે જાય એ સ્વાભાવિક છે.

ગમે તેમ હો, છતાં હમણાં એવી બારીક સ્થિતિ ખેડુતોની થઈ પડી છે કે આ વાતનો હમેશને માટે કંઇ નીકાલ થવો જોઈએ. ખેડુતોની કરજદાર સ્થીતિનું મુખ્ય કારણ બોજારૂપ વસુલાતનું ધોરણ છે કે કેમ તે આપણને ખરી રીતે જણાવવામાટે ખાસ સ્વતંત્ર અને કોઈ પણ પક્ષના અભિપ્રાયથી નહીં દોરાયેલા એવા ગૃહસ્થોની બનેલી કોર્ટની જરૂર છે. ખેડુતની સ્થીતિ સુધારવાનો આ પ્રથમ ઉપાય છે. આવી યોજના પરમાર્થી નર સર વિલીયમ વેડર્નબર્નના પ્રયાસથી "હીંદી દુકાળ કમીટી" એ નામથી વિલાયતમા પ્રચલિત થઇ પણ ચૂકી છે. તેટલા માટે આપણે આશા રાખશું કે લોર્ડ નોર્થકોટની સરકાર આ કાયદો પસાર કર્યા પહેલાં પૂર્ણ વિચાર કરી ખેડુતની કરજદાર સ્થીતિનું ખરૂં અને મૂળ કારણ શોધવાની તસ્દી લેશે અને સાહસ કરી આ પ્રજામાં અપ્રિય થઈ પડેલો ખરડો પસાર નહિં કરે.

---

# સ્વામી વિવેકાનંદ
## અને
## માંસ ભક્ષણ

અમેરીકાના ચીકાગોની ધર્મસમાજમા હિન્દુસમાજના પ્રતિનિધિ રૂપે ગયેલ અને ત્યા પોતાના વેદાન્તના વ્યાખ્યાનોથી પ્રસિદ્ધ થયેલા સ્વામી વિવેકાનંદ હાલમા આર્ય તનુજોને ભલામણ કરવા નીકળ્યા છે કે તેઓએ અસલની પેઠે માંસભક્ષણની પદ્ધતિ તરફ જવુ જગતમા ઘણા મહાન નરો પાક્યા છે, પાકે છે અને હજુ પાકશે કે જેઓ પોતાના અદ્ભુત કાર્યથી જગતને છકકરી નાખે છે પરતુ તેવા પુરૂષોમા **આચારની અને વિચારની** એકતા હોય છે હાલના કેટલાક સુવાગ્કો અને નવીન શિક્ષણ પામેલા તરૂણો કહે છે કે "અમારા મન ચોખા છે, બાહ્યાચાર એ મિથ્યા આડંબર છે, ધર્મની સાથે તેનો સબંધ નથી, એ આચારો તો વાડાના ટોળામાટે છે" ઇત્યાદિ વચનો અને વિચારોથી અમે તદન વિરૂદ્ધ છઇએ અમારૂ પૂર્ણપણે માનવુ છે કે બાહ્યાચાર અને બાહ્ય શુદ્ધિ રાખ્યાવિના અંત:કરણની નિર્મળતા અને શુદ્ધિ થતીજ નથી માંસ ભક્ષણ એ રજોગુણી અને તામસ ખોરાક છે, તે ખાવાથી સાત્વિક વૃત્તિ કે ચિત્તની પ્રસન્નતા મેળવવી બહુ કઠિણ છે

સ્વામી વિવેકાનંદની વિદ્વત્તા અને વક્તૃત્વ શક્તિ માટે અમોને માન છે અને આર્યધર્મનુ જે તેણે પાશ્ચિમાત્ય પ્રજામા ગૌરવ વધાર્યું છે તેને માટે આપણે તેના આભારી છિએ પરતુ કહ્યા વિના ચાલતુ નથી કે આપણા ધર્મ શાસ્ત્રમા બતાવેલ સપ્રદાય પ્રમાણે સ્વામી પદને નહિ પામેલ અને પોતે બ્રાહ્મણ નહિ છતા આર્યના ઉપદેશક સ્થાનપર ચડી બેસેલા હોવાથી સ્વામી વિવેકાનંદથી આર્યધર્મનો જીર્ણોદ્ધાર થવો અશાસ્ત્રીય અને તેટલામાટે અસમત અને અશક્યછે— અને મન વાણી અને કાર્યની એકતા તેમની નહિ હોવાથી અમારા જાણવામા આવેલ છેકે પરમ પૂજ્યપાદ શારદાપીઠાધીશ્વર સમાધિસ્થ જગદ્ગુરૂ શંકરાચાર્યને અને તેમની વચ્ચે કંઈ વાદવિવાદ પણ થયો હતો—સમાધિસ્થ શંકરાચાર્ય વિદ્વાન હતા એ નિર્વિવાદ વાત છે, તેવા મહાત્માને તે સ્વામી સાથે ભાંજગડ થવામા કંઇ સબળ કારણ હશે એમ

કદાચ ધારીયે કે સ્વામીની વાત સાચી છે, તથાપિ ઉત્તમ વર્ણના હિંદની લાગણીની વિરૂદ્ધનો ખોરાક ખાવાની તેમને ભલામણ કરવાથી

શું લાભ છે? ઘણીક એવી વસ્તુઓ છે કે જે ઘણા લાંબા વખતના વ્યવહારથી પ્રજાના સુધારાનો એક અગત્યનો ભાગ થઇ પડે છે. હિંદુ સમાજની મોટા ભાગની લાગણી માંસની તદ્દન વિરૂદ્ધ છે. અને ખોરાક તરીકે હમેશ માંસ ખાવું એવું તો કદી ધર્મ શાસ્ત્રમાંથી નિકલેજ નહિં કેમકે न हिंस्यात् सर्व भूतानि એવાં વાક્યો ઠેકાણે ઠેકાણે મળી આવે છે. આર્યાવર્ત્તની બ્રાહ્મણ પ્રજા, જે નિર્વિવાદ રીતે હિંદી પ્રજામાંની સૌથી બુદ્ધિશાળી શાખા છે, તેઓ સઘળા ઘણે ભાગે અન્નાહારી છે. ત્યારે સ્વામી વિવેકાનંદ તેઓને પોતાના મતમાં કેવી રીતે ફેરવી શકવાના? અને બીજી ઉંચ વર્ણની હિંદૂ પ્રજા કે જેઓ બ્રાહ્મણના દાખલાએ આ બાબતમાં પોતાનું વર્તન કરે છે તેઓ સઘળાને સ્વામી શું સમજાવશે? માંસાહારની ભલામણ કરવામાં સ્વામીનો આ હેતુ કદાચ હશે કે આપણ સર્વને લડાયક પ્રજા બનાવવા. તો સ્વામીને અમો જણાવીએ છીએ કે ક્ષત્રિ વર્ગ માંસાહાર કરે છે છતાં કાં તેઓ લડાયક જુસ્સો સઘળા નથી બતાવતા? માંસ ખાવાથીજ લડાયક થવાય છે એ વાત ખોટી છે. એ બાબત પ્રસંગ ઉપર આધાર રાખે છે. હથીયાર બંધીનો કાયદો સરકાર તરફથી લાગુ થવાથી શસ્ત્રનો ઉપયોગ ભૂલી જવાણો છે અને હજુ તદન ભુલી જવાશે. જ્યાં જ્યાં હજુ તે કાયદાનાં શુભ પગલાં નથી પડયાં ત્યાં ત્યાં હજુ ફકત અન્નાહારવાળી પ્રજા હથીયાર બાંધી અણીને વખતે લુંટારા અને બહાર વટીયા સાથે યુદ્ધ કરી શકે છે. દાખલા તરીકે કચ્છ પ્રાંત કે જ્યાં હથીયાર બાંધવાની છૂટ છે ત્યાં માંડવીના ભાટીયા ગૃહસ્થોએ એક પ્રખ્યાત અને ભયંકર બહારવટીયાને મારી કેદ કરેલ હતો. હવે અમે સ્વામીને પુછિએ છિએ કે તેઓએ જન્મથી કોઈ દિવસ માંસાહાર કરેલ નથી છતાં તેમાં લડાયક જુસ્સો ક્યાંથી આવ્યો?

હવે સ્વામીની ઉપલી ભલામણ માટે કદાચ બીજું કારણ એ હોય કે સ્વામીના મનમાં આપણું પારલૌકિક કલ્યાણ કરવાની બહુ ઉત્કંઠાછે તો અમને પોતાને અમારાં ભગવદ્ગીતા જેવાં ધર્મશાસ્ત્રોનાં વચનમાં વિશ્વાસ છેકે ફળ ફૂલ અને અન્નના સાત્વિક ખોરાકથી જેવું અમારૂં ધર્મમય જીવન સુધરેછે તેવું કદી પણ તમોગુણી માંસાહારથી સુધરવાનું નથી.

કદાચ સ્વામીના મનમાં એમ હોયકે દુનીયાની બીજી સુધરેલી પ્રજા જેમ ચીન વગેરેમાં લડાઈઓ કરી પોતાની નામના મેળવેછે તેમ હિન્દુ પ્રજા એ પણ સુધરેલી પ્રજામાં નામના મેળવવી, તો અમારે તેમને જણાવવાનું કે આર્ય પ્રજાનો ઉચ્ચ આશય અનાદિ કાળથી ધર્મ અને આત્મોન્નતિ તરફછે, કિન્તૂ તે આત્મશ્રેયનો માર્ગ છોડી જડવાદી પાશ્ચિમાત્ય પ્રજા પેઠે રાજદ્વારી કાળાંધાળાં કરવા તરફ કદી નહિં ઢળે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૯ મું ] ભાદ્રપદ, સંવત્ ૧૯૫૭ [ અંક ૬ ઠો

## ॥ यतो धर्मस्ततो जय ॥



## कायरने प्रोत्साहन.

( झुलणा छंद )

छेक हिम्मत नथी धन नथी माहरे साव निर्बळ पडयो हु विचारो,
वय नथी माहरी व्हार नथी कोईनी थाय छे अंतरे बहु विचारो,
वखत सारो नथी शु करु हाय हु खत्र खाता खरे आम गोथा,
उदयनां साधनो आम मळता नथी अस्त आवी पडे वाट जोता ॥ १
नजर पडती नथी काम करता कशी छे न संयोग सारो अमारे,
छे प्रतीकूळ ईश्वर खरे हालमा कोण आ कष्टथी हाल तारे,
मदद मळती नथी अन्य जननी कशी शु करु हाय हु आम रोता,
उदयना साधनो आम मळता नथी अस्त आवी पडे वाट जोता ॥ २
आधिने व्याधीओ अतिव आवी पडे शरीर अस्वस्थ रहेछे अमारु,
उंघ आलस बहु अंगमा छे भर्या शु हवे अंतरे हु विचारु,
समज पडती नथी शु करु हु हवे एम कहिने बगासा खवातां,
उदयना साधनो आम मळता नथी अस्त आवी पडे वाट जोता ॥ ३
सार वेपारमा हालमा छे नहीं छेक नादान तेथी थनारो,
करम छे कठण बहु हालमा माहरा उदय तेथी न मारो थनारो,
धंग नथी सरस सप देश सारो नथी आम विचारमा दिवस खोता,
उदयना साधनो आम मळता नथी अस्त आवी पडे वाट जोता ॥ ४

काम पुष्कळ हतुं आज मारे खरुं पण मल्या लाडवा खूब खावा,
ए मजामां गयो सकळ हुं विसरी केम करवुं हवे श्रेय थावा;
हाय खोटुं कर्युं समय फोकट गयो मुख थकी फक्त एवुं कहेतां,
उदयनां साधनो आम मळतां नथी अस्त आवी पडे वाट जोतां. ॥ ९.

---

होय संकट गमे तेम नडतां भले तोय तेनी न दरकार करतां,
सज्ज थावो खरा खंतथी अंतमां उदयनो पूर्ण विचार करतां;
यत्न करशो करी पूर्ण हिम्मत धरी अंगमां शौर्यता खूब धरतां,
उदयनां साधनो तेम मळशे खरां अस्त आवी पडे वाट जोतां.

शास्त्री दामोदर कानजी.

---

# समुद्र वर्णन.

વિમાનને દૂર સ્થાપીને અંજલી જોડીને—

**વિશ્વાવસુ**—"પૂર્વે પર્વતોને પાંખો હતી, તેથી તેઓ આંહીથી તહીં ઉડીને લોકને ત્રાસ આપતા હતા; તેટલા માટે ઈંદ્ર મહારાજે તેમની પાંખો કાપી નાખી, પરંતુ મૈનાક આદિ કેટલાક પર્વતો સમુદ્રમાં સંતાઈને રહેલા છે." ઉપરની પૌરાણિક કથાનુસારે, પોતે ઉડવાથી લોકનું કદન કરવાથી ક્રોધ પામેલ ઈંદ્રના વજ્રના પ્રહારથી અતિશય બ્હીનેલા પર્વતોના પ્રાણ રક્ષણ કરવાથી સ્થિર થયેલ છે યશ જેનો એવા, વાયુરૂપી સૂત્રધારથી જેનાં મોજાં નાચે છે એવા, અને માન્ય જનસમૂહમાં પણ માન્ય આ આગળ દેખાતા મહા સમુદ્રને નમસ્કાર કરૂંછું.

**કૃશાનુ**—( હાસ્ય કરીને ) પામર લોકોથી પણ પીવાને અયોગ્ય એવાં ખારાં જલના રક્ષક, અને મત્સ્યાદિક જડ જલજંતુના આશ્રયભૂત આ સમુદ્રને નમન કરવાની ઈચ્છા તમને કેમ ઉત્પન્ન થઈ? મને તો આ કઠોર ગર્જના કરનાર સમુદ્ર ઉપર ક્રોધજ ઉત્પન્ન થાય છે—

મહા પાયસ અન્નથી હર્ષ પામતા, પ્રદિપ્ત જઠરાગ્નિવાળા અને નિરંતર "હું ભૂખ્યોછું, મને આપો, આપો." એમ બૂમો પાડતા દરિદ્રી માણસ

ઉપર જેમ સર્જન ક્રોપે છે તેમજ આ ઘણા જળવાળા, અંતરમાં વડવાગ્નિ વાળા અને નિરંતર ગર્જના કરતા સમુદ્રપર સર્જનને ક્રોધ વ્યાપે છે

વળી આ સમુદ્ર જલાદિ સંપત્તિયુક્ત છે, છતાં પણ અતિ લોભી હોવાથી બુદ્ધિમાન પુરૂષોએ અનાદર કરવા યોગ્ય છે-કારણ કે જુઓ-

આ સમુદ્ર કૌસ્તુભ આદિ ચૌદ રત્નોરૂપી શ્રેષ્ઠ વસ્તુનું ઉત્પત્તિ સ્થાન છે તથાપિ, લક્ષ્મીરૂપી સમૃદ્ધિનું ઉદ્ભવ સ્થાન છે તથાપિ, સ્વર્ણયુક્ત અને જલયુક્ત સ્થલીને પ્રાપ્ત થયેલ છે તથાપિ, ઘણા તરંગરૂપી તેને આગળોયો છે તથાપિ, મેઘનો ઉત્પત્તિકર્ત્તા છે અને નાવના પ્રચારથી દ્રવ્યનો બહુ સંચય કર્ત્તા છે તથાપિ આ સમુદ્ર વિતરણિપણું (નૌકા રહિતપણું, દાતાપણું) પ્રાપ્ત કરતો નથી-નાવનો પ્રચાર કરીને બહુ ધન સંચય કરનાર પુરૂષનું અદાતાપણું અનુચિત છે તેમજ વળી-

(શાર્દૂલ વિક્રીડિત)

કાંઠે ઝાડ ઉગે નહિ કયમ કરી ધાન્યો તીહાં તો ઉગે?
નાવાને જળ યોગ્ય નહિ કદિ જનો પીવા શું પાણી છુવે?
અંતરમાં અતિશે ભયાનક મહા જંતુથી આ ગર્જતા
શું મનમાં નિરધારીયું ઉદધિને બ્રહ્માજીએ સર્જતા?

વળી-જે પુરૂષને અતિબહુ સ્વર્ણની (સોનાની, સુંદર જાતની) સંપત્તિ પ્રતિદિન પ્રયત્નવિના પ્રાપ્ત થાય છે, તેવા પુરૂષો પોતાની પ્રાપ્તિની અનુરૂપ દાનાદિરૂપ ત્યાગ જો નથી કરતા, તો કાલાંતરે દૈવવશાત, તે સંપત્તિ અગ્નિનો ગ્રાસ (દહન, વડવાગ્નિભક્ષણ) થાય છે, અથવા લક્ષ્મીની ઇચ્છાવાળા જગતના અધિપતિ (રાજા, વિષ્ણુ, રામચંદ્ર) થકી મથન, (તાડન, નિચોડન) અને બંધન (બેડીનું, સેતુરૂપે) થાય છે આ વિષયનો પ્રત્યક્ષ અનુભવ કરવો હોય તો સમુદ્રનું દૃષ્ટાંત જુઓ— -

આ સમુદ્રનું વડવાગ્નિથી ભક્ષણ થાય છે, વિષ્ણુઆદિ દેવે તેનું મથન કરેલું છે, અને રામચંદ્રજીએ તેનાપર સેતુબંધ કરેલ છે માટે દ્રવ્યવાળા પુરૂષોએ આ સમુદ્રનો દાખલો મનમાં વિચારીનેજ દાન ભોગ આદિ માર્ગે દ્રવ્યનો વ્યય કરવો આને અનુરૂપ રાજા ભર્તૃહરિએ પણ કહેલ છે કે—

दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गति र्भवति ॥

[ દાન, ઉપભોગ અને નાશ એ રીતે દ્રવ્યની ત્રણ ગતિછે; જે દાન નથી દેતો, જે ઉપભોગ નથી કરતો, તેવાના દ્રવ્યની ત્રીજી ગતિ ( નાશ ) થાય છે.]

વિશ્વાવસુ ! તમને વધારે શું કહું ? ટુંકામાં કહું છું કે—અગસ્ત્ય ઋષિએ જેનું પાન કરીને પછી મૂત્રદ્વારથી જેનું ઉત્સર્જન કરેલ છે, અને એટલા માટેજ સજ્જનોથી સ્પર્શ થવાને અયોગ્ય એવા આ સમુદ્રને કાંઠે આવીને, અતિશય તૃષ્ણાતુર પથિક જન, આ સમુદ્રનું જળ ક્ષાર હોવાથી તેનું પાન કરી શકતો નથી.

**વિશ્વાવસુ**—હે મિત્ર! સર્વ ગુણની ખાણરૂપ સરિતાના પતિ આ સમુદ્ર દૂષણ દેવા લાયક નથી. કારણ કે-ઇંદ્રને ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ આપનાર અને તેના નાનાભાઈ વિષ્ણુને ચન્દ્રાત્મક વામનેત્ર આપનાર આ સમુદ્રથી વધારે ઉદાર બીજો કોણ છે તે કહો તો ખરા ? વળી આ સમુદ્રે દેવતાઓને ઇચ્છિતફળદેનાર અમૃત, કલ્પવૃક્ષ અને કામદુધા ગાય આપ્યાં; દિગ્વસન સદાશિવને જેણે સિતાંશુ ( ચંદ્રમા ) આપ્યો ; તેના જેવો બીજો દાતાર કોઈ દીઠો છે ?

આ સમુદ્રનું ઐશ્વર્યપણું હજાર મુખવાળા શેષાદિક પણ કહેવાને સમર્થ નથી તો બીજાની શું વાત કરવી.

જહ્નુસુતા જે જગમાં પવિત્રા
ગંગા પ્રિયા, પુત્ર વળી કલાત્મા[1]
લક્ષ્મી મહા ભાગ્યવતીજ કન્યા
જમાત આના જગદીશ ધન્યા.

---

૧ ચંદ્રમા

# अष्टावक्र

( ગતાંક પન ૧૮૪ થી )

હવે આપણે આ વા વિવાદનુ જરા સ્પષ્ટીકરણ કરીએ પ્રારભમા બંદીએ ચાર્વાકનો ક્ષણિક વિજ્ઞાનવાદ સ્વીકારીને "એક બુદ્ધિ તત્વજ છે" એ સિદ્ધાત સ્થાપ્યો અષ્ટાવક્રે કહ્યુ કે "બુદ્ધિનો સાક્ષી ચીદાભાસ છે" ત્યારે બદી બોલ્યો કે કર્મથી જીવની ઉચ્ચ નીચ ગતી થાયછે તેથી ( મીમાસક મતે ) કર્મનો અગીકાર કરવો જોઈએ અષ્ટાવક્રે કહ્યુ કે કર્મને તત્વ માનવુ અયોગ્યછે, પરતુ કર્મ કરવાથી અત કરણ શુદ્ધ થાય ત્યા જ જ્ઞાન થાયછે તેનેજ તત્વ માનવુ યોગ્યછે બદિએ કહ્યુ કે જ્ઞાન એ તત્વ હોય તો પાચ જ્ઞાનેંદ્રિયછે તે પાચ તત્વો માનવા ઘટે છે અષ્ટાવક્રે કહ્યુ કે પાચજ્ઞાનેંદ્રિયને તત્વો માનીએ તો તે પાચેઇદ્રિયને નિયમમા રાખનાર છઠ્ઠુ મન છે, તેને પણ તત્વ માનવુ ઘટેછે બદી બોલ્યોકે–પાચજ્ઞાનેંદ્રિય, છઠ્ઠુ મન, અને બુદ્ધિ એ સાત તત્વોછે અષ્ટાવક્રે કહ્યુ કે–ત્યારે તો આઠમા અહકારને પણ તત્વ માનવુ પડશે ત્યારે બદી કહે કે–સત્વગુણ, રજોગુણ અને તમોગુણના ન્યૂન, અધિક અને સમાન એ નવયોગથી અનેક પ્રકારની સૃષ્ટિને કરનાર પ્રકૃતિ ( પ્રધાન ) એ ( સાખ્યમતે ) તત્વછે તેથી દ્વૈત સત્ય ઠરેછે અષ્ટાવક્રે કહ્યુ કે–ઇંદ્રિયો અસગ આત્માને પોતાને સ્વાધીન કરેછે તેથી દ્વૈત મિથ્યા છતા શુક્તિરજતની પેઠે ભ્રાતિથી સત્ય ભાસેછે, પરતુ જ્યારે બ્રહ્મનુ સાક્ષાત્કાર જ્ઞાન થાયછે ત્યારે દ્વૈત ભાસતુ નથી, માટે દ્વૈત મિથ્યાછે અને અદ્વૈત, અસગ આત્માજ સત્યછે બદીએ કહ્યુ કે–પાચ જ્ઞાનેંદ્રિય, પાચ કર્મેંદ્રિય અને મન એ અગ્યારથી જીવ પશુની પેઠે બધાયછે અને તેને એ ઇંદ્રિયજન્ય વિષયોથી હર્ષ શોક ઈત્યાદિ થાયછે, માટે વિષયોજ આત્માને બધન કરનારા દેખાયછે તેથી આત્માને અસગ કહેવો તેમા પ્રત્યક્ષ વિરોધછે અષ્ટાવક્રે કહ્યુ કે–તે અગ્યાર ઇંદ્રિયોથી બારમો આત્મા જુદોજછે, તે મૂઢ પુરૂષના જાણવામા આવતો નથી, સર્વ ઇંદ્રિયોનુ પણ કારણ રૂપ તે બ્રહ્મજછે એ પર બ્રહ્મનુ જ્ઞાન થવા માટેજ બાર યમનિયમ પાળવાનુ કહેલછે, તેથી શુદ્ધ અત કરણ થયે અસગ આત્માનુ જ્ઞાન થાયછે બદીએ કહ્યુ કે–એ જ્ઞાનને ઉત્પન્ન કરે તેવુ શુદ્ધ અત કરણ આ દેશકાળમા થતુ નથી, પરતુ સત્યયુગમા અને

સત્ય લોકમાંજ થાયછે, માટે આ સમયમાં જે પુરૂષો બ્રહ્મજ્ઞાન મેળવવા પ્રયત્ન કરેછે તે વૃથાછે, કેમકે તારા કેવા પ્રમાણે નિઃસંગ આત્માનું જ્ઞાન અંતઃકરણ શુદ્ધ થયા વિના બનતું નથી અને તેવું શુદ્ધ અંતઃકરણ આ સમયમાં થતું નથી; તેમાં પવિત્ર દેશ કાળની અપેક્ષાછે. આટલું બોલીને બંદી બોલતો બંધ થઈ ગયો. છેવટમાં અષ્ટાવક્રે કહ્યું કે—જેમ અગ્નિ, સૂર્ય તથા વાયુ એ સર્વ પદાર્થથી જુદા છે તેમ આત્મા એ દશ ઈંદ્રિયો, મન, બુદ્ધિ અને અહંકાર એ તેરથી જુદોછે, અસંગછે; તો પણ સંગવાન્ હોય શુ એમ દેખાયછે. માટે મનુષ્યોએ બુદ્ધિ આદિની શુદ્ધિમાટે ઉદ્યોગ કરવો પણ ઉદાસ થઇ બેસી રહેવું નહી, કેમકે પ્રથમ કહેલ યમ નિયમ આદિબાર સાધનો, તેર ઇંદ્રિયોના વિષયોને નિવૃત્ત કરનારછે. તેથી જયારે જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે પોતાની મેળે બુદ્ધિ આદિના વિષયો નિવૃત્ત થયાથી અદ્વૈત બ્રહ્મ સાક્ષાત્કાર થાયછે. માટે પુરૂષોએ દેશ કાળની કાંઇપણ અપેક્ષા રાખ્યાવિના આજના સમયમાં પણ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો જેથી અંતઃકરણ શુદ્ધ થતાં અદ્વૈત, નિર્ગુણ સચ્ચિદાનંદ બ્રહ્મનું જ્ઞાન થાય; તથાસ્તુ. આપ્રમાણે મહાત્મા અષ્ટાવક્રે તે સભામાં પોતાનો અદ્વૈત સિદ્ધાંત સિદ્ધ કરીને બંદીનો પરાજય કર્યો.

ત્યારપછી વાદવિવાદમાં હારી જવાથી નીચું ઘાલી મુંગા બેસી રહેલા અને મોટી ચિંતામાં પડેલા બંદીને તથા અનેક તરેહનાં વાક્યો બોલતા અષ્ટાવક્રને જોઈને સભામાં બેઠેલા સર્વ પુરૂષોએ મોટા હર્ષનાદ કર્યો, અને એ વિદેહ રાજાના શ્રેષ્ટ યજ્ઞ મંડપમાં મોટો મેલાવડો હતો તેમાંથી કેટલાક બ્રાહ્મણો અષ્ટાવક્રને હાથ જોડી વખાણ કરતા તેની પાસે ઉભા રહ્યા, તે જોઈને અષ્ટાવક્રે તેઓને કહ્યું કે—હે બ્રાહ્મણો! આ બંદીએ પૂર્વે મોટા પંડિત બ્રાહ્મણોને વાદમાં જીતી જલમાં નાંખ્યા છે માટે આજે તે પોતે બ્રાહ્મણોના જેવી વ્યવસ્થાને પામવો જોઇએ, તેથી તમે તેને જલમાં નાંખી આવો. પછી અષ્ટાવક્રે વિદેહ રાજાને કહ્યું કે—હે રાજન્! આપના ઠરાવ પ્રમાણે હવે આ બંદીને જલમાં નાંખવો જોઈએ. ત્યારે બંદીએ તે સભામાં વિદેહ રાજાને કહ્યું કે—હે જનકવંશમાં ઉત્પન્ન થયેલ વિદેહ રાજા! હું વરૂણ દેવનો પુત્ર છું, હમણા મારા પિતા વરૂણ આપના આ યજ્ઞ સરખો બાર વર્ષની દિક્ષાવાળો યજ્ઞ કરે છે તેમાં સારા વિદ્વાન્ બ્રાહ્મણો જોઇએ, તેટલા માટે મેં આંહિ વાદવિવાદમાં બ્રાહ્મણોને જીતીને તે યજ્ઞમાં મોકલ્યા છે કે જેઓ હમણાં

પાછા ત્યાંથી આહિં આવે છે હુ આજે પૂજાના યોગ્ય અષ્ટાવક્રની પૂજા કરીશ અને હવે મારા પિતા વરુણની પાસે જઇશ પછી અષ્ટાવક્રે રાજા વિદેહને કહ્યુ કે–હે વિદેહ રાજા ! જેમ સુરાના પાનમા ભોજન કરવાથી તથા તેના અન્ન ખાવાથી મનુષ્યની બુદ્ધિ નાશ પામે છે તથા તેને દોષની પણ પ્રાપ્તિ થાય છે, તેમ આ બન્દીના વચનો સાંભળનાર પુરૂષની બુદ્ધિ નાશ પામેછે, તથા તેને દોષની પણ પ્રાપ્તિ થાય છે તોપણ તુ તેના વચનો સાભળે છે કેમકે તને પોતાની સ્તુતિથી મોટો હર્ષ થાય છે તેથી તુ મારી વાણીને સાભળતો નથી ત્યારે વિદેહ રાજા બોલ્યા કે–હે મહાત્મા અષ્ટાવક્ર ! હુ આપની દિવ્ય અને બીજા મનુષ્યોથી બોલી ન શકાય તેવી વાણીને સાભળુ છું આપે આજ વાદવિવાદમા બન્દીને જીત્યો છે માટે આપ સાક્ષાત દેવરૂપ છો અને આપની કામના પરિપૂર્ણ થઈ એમ હુ માનુ છુ આ બન્દી આપની પૂજા કરવા ઉભો છે અષ્ટાવક્ર બોલ્યા કે–આ બન્દી જીવતો રહે તેમા મારી કાંઇપણ કામના પ્રાપ્ત થાય તેમ નથી, તેનો પિતા વરૂણ છે માટે તેને જલમા ડુબાવી દે બન્દી બોલ્યો કે–મને જલમા ડુબાવશો તેથી કાંઇ ભય નથી કેમકે હુ વરૂણનો પુત્ર છુ, પરન્તુ હમણા એક મુહૂર્ત્તમા આ અષ્ટાવક્ર ઘણા વર્ષથી નાશ પામેલા પોતાના પિતા કહોડને આહિં આવેલા જોશે એ પ્રમાણે બન્દી બોલતો હતો તેવામા જે જે બ્રાહ્મણોને બન્દીએ જીતીને જળમા ડુબાવ્યા હતા તે સર્વે વરુણના યજ્ઞમાંથી સારો સત્કાર પામીને પાછા ત્યા આવ્યા, આ આશ્ચર્ય જોઇને સર્વને ઘણો વિસ્મય થયો મહાત્મા અષ્ટાવક્રે પોતાના પિતા કહોડના પગમા દંડવત્પ્રણામ કર્યા, ત્યારે કહોડ બોલ્યા કે–

> इत्यर्थ मिच्छति सुतान् जना जनन कमणा ॥
> यन्मह नाशक कर्त्तु तत्पुत्र कृतवान्मम ॥ १ ॥
> उत्तानलस्य वलवानुत वालस्य पडित ॥
> उत वा विदुषो विद्वान् पुत्रो जनक जायते ॥ २ ॥

અર્થ—માણસો ગૃહસ્થાશ્રમ કરીને એટલા માટેજ પુત્રોને ઇચ્છેછે, કેમકે જે કામ કરવાને હુ અશક્ત થયો હતો તે કામ મારા પુત્રે કર્યુ હે જનકરાજા ! બલ વગરના પુરુષને બળવાન, મૂર્ખને પડિત અથવા વિદ્વાનને પણ વિદ્વાન પુત્ર થાય છે

પછી કહોડે જનક રાજાને આશીર્વાદ આપ્યો કે "યુદ્ધમાં તમારા શત્રુ-ઓનાં મસ્તકને સાક્ષાત્ યમ તિક્ષ્ણધારવાળા કુવાડાથી છેદી નાંખો અને તમારૂં સદૈવ કલ્યાણ થાઓ."

ત્યારપછી બંદીએ વિદેહ રાજાની તથા સર્વ સભાજનોની રજા લઈ જળમાં પ્રવેશ કર્યો. મહાત્મા અષ્ટાવક્રનો વિદેહ રાજાએ ઘણોજ સત્કાર કર્યો અને હમેશાં પોતાની પાસે રહેવાની પ્રાર્થના કરી ; તેનો સ્વીકાર કરીને પોતાના પિતાની તથા મામા શ્વેતકેતુની સાથે અષ્ટાવક્ર પોતાને ઘેર આવ્યા. તેને જોઈને તેની માતા તથા માતામહ એ સર્વને ઘણોજ હર્ષ થયો. તે વખતે તેની માતાએ તથા પિતાએ પ્રસન્ન થઈને અષ્ટાવક્રને કહ્યું કે–હે પુત્ર! આ નદીમાં સ્નાન કરવાથી મનુષ્યોનાં અંગ સરખાં થાય છે માટે તેનું "સમંગા" એવું નામ પડયું છે તેથી તું તેમાં સ્નાન કર. આમ માતપિતાની આજ્ઞા થતાં અષ્ટા-વક્રે તે સમંગા નદીમાં સ્નાન કર્યું, તેથી તેના અંગમાં આઠ સ્થલે જે વિકૃતિ હતી તે સર્વ મટી ગઈ, અને તેનું શરીર ઘણું સુશોભિત થઈ ગયું. પ્રસન્ન થયેલાં માતપિતાના શુભાશિર્વાદથીજ પુત્રોનું કલ્યાણ થાયછે. ભીષ્મને પ્રસન્ન થયેલા પોતાના પિતાના શુભાશિર્વાદથી સ્વચ્છંદ મૃત્યુ (ઇચ્છા કરે ત્યારેજ મૃત્યુ થાય તેવી શક્તિ)ની પ્રાપ્તિ થઈ હતી તે મહાભારતમાં પ્રસિદ્ધ વાર્તાછે. વળી अदूरगमनं तीर्थं मातुश्चरणपंकजं આવાં અનેક વાક્યો અને પ્રસંગો ઉપર જેઓનાં સાત્વિક અંતઃકરણ શ્રદ્ધા રાખતાં હોય તેઓએ એ વાત સત્ય માનવી જોઈએ. પરંતુ શુદ્ધ બ્રહ્મચર્ય, સાત્વિક ખોરાક, અને અત્યંત હર્ષથી શરીર સુધરીને સારૂં થાયછે એતો સર્વ માન્ય સિદ્ધાંતછે. અસ્તુ. આપણે આંહિ મહાત્મા અષ્ટાવક્રનું વૃત્તાંત સપૂર્ણ કરીએ છીએ. અને હવે તેઓ વિદેહ રાજાનીપાસે રહેવા લાગ્યા પછીના તેમના "સ્વતંત્ર વિચારો" ને વાંચનારાઓની સેવામાં નિવેદન કરીએ.

(લેખક. પી. પી. પટણી.)

---

# आलोरनी शूरीश्यामा

( ગતાકના પત્ર ૨૨૮ થી )

## प्रवेश त्रीजो

સ્થલ —આલોરના કિલ્લાનુ રાજગૃહ

( ઘણા સ્ત્રીપુરૂષો બેઠા છે )

महाराणी —( निराशाथी ) દૈવ જેને પ્રતિકૂળ હોય તેને જય મળવાની કઈ આશા છે શુ? ક્ષત્રિયવીરો! ત્હમે અતુલ પરાક્રમ કરી વારવાર શત્રુઓને નસાડયા, ત્હમે વારવાર સગ્રામમા જીત મેળવી, પરતુ કોને ખબર પડે કે આવી આપત્તિ આવી પડશે? કોણ જાણતુ હતુ કે અનાજની તગી પડશે? કોણ જાણતુ હતુ કે અન્નપાણી મેળવવાના માર્ગ બન્ધ થશે? મ્હારા સિન્ધુવાસી વીરનરો અને વીરવામાઓ! મનુષ્યજાતિથી જેટલુ બને તેટલુ કરવામા તો ત્હમે કચાશ રાખી નથી લાઘણો વેઠીવેઠીને શત્રુપર તૂટનાર વીરનરો! ત્હમને ધન્ય છે! પોતે તથા પોતાના બાળકોને ભૂખ્યા રાખી યુદ્ધમા ગયેલાને આહાર મોકલનાર વીરનારીઓ! ત્હમને પણ ધન્ય છે સુન્દર કેશ કાતરી ધનુષ્યની પણછો બનાવનાર વીરકન્યાઓ! ત્હમને પણ ધન્યછે આભરણો ઉતારી અસ્ત્રો બનાવનાર અબળાઓ! ત્હમને પણ ધન્ય છે ધન્ય વીરનરો! ધન્ય વીરાગનાઓ! ત્હમારા સ્વદેશપ્રેમને ધન્ય છે! ત્હમે ક્ષત્રિય કુળની કીર્તિ કગાર ગણી વધારી છે ત્હમે ત્હમારી એકોતેર પેઢીને ઉજ્વલ કરીછે ત્હમે શૂરપણાથી સ્વર્ગવાસી પિતૃગણોને શોભાવ્યા છે પણ હાય! અફસોસ એટલોજ છે કે એ બધો યત્ન નિષ્ફળ થયો છે ત્હમારા પરાક્રમ પાસે શત્રુઓ થાકી ગયા, પણ દૈવે ત્હમારા પરાક્રમને નિષ્ફળ કર્યુંછે પણ હવે ચિન્તા કરવાનો અવસર નથી આ સમય બે વાતોના વિચારની છે કા તો યવનોની તાબેદારી સ્વીકારવી કે કા તો પ્રાણનો ત્યાગ કરવો બેમા જે ઉત્તમ હોય તે કરવા ઉદ્યોગ કરો

एक यो-धो આપની શી ઇચ્છા છે?

महाराणी —મ્હારી ઇચ્છામા તો મૃત્યુજ શ્રેષ્ઠ છે

**वधा:**–તો અમારી ઇચ્છા શું જુદીછે ? અમે ક્ષત્રીસંતાન થઈ મૃત્યુના ભયથી શું સ્વાધીનતા વેચીશું ? શું ધર્મને છોડી દઇશું ?

**महाराणी:**–જો તમ્હારી સઘળાની એવીજ ઇચ્છા હોય તો ઉઠો, મ્યાનમાંથી તલવાર બહાર કાઢો અને યવનસૈન્યમાં પ્રવેશ કરી દેખાડી દ્યો કે ક્ષત્રીલોકો પ્રાણપરિત્યાગ પણ કેવીરીતે કરેછે ?

**वधा:**–( ઉભા થઈ, એકસાથે તલવાર ખેંચીને. ) લ્યો, આ અમે તલવાર તાણી, અને હમણાં શત્રુના દળમાં પ્રવેશ કરીશું; પરંતુ આપનું રક્ષણ....

**महा:**–મ્હારૂં રક્ષણ અગ્નિદેવ પોતેજ કરશે. હું એમાં પ્રવેશ કરી આપત્તિઓથી સદાકાળમાટે દૂર થઇશ. યવનોનો જરા યે જુલમ મ્હને સ્પર્શ કરી શકનાર નથી. ( દાસીને. ) જા તું ચિતા સળગાવવાની તૈયારી કર.

**वधू कमलादेवी:**–માતુશ્રી ! આ દાસીની ઇચ્છા પણ આપની ઇચ્છાપ્રમાણેજ છે.

**अन्यस्त्रीओ:**–માજી રાજરાજેશ્વરી ! અમારી ઈચ્છા પણ ચિતામાંજ જોડાવાની છે.

**वधावीरो:**–શું તહમારી બધાંની એવીજ ઇચ્છાછે ? તો હવે અમે નિશ્ચિંત થયા-પરંતુ બાળકોનો શો ઉપાય કરવો ?

**स्त्रीओ:**–માતાની કૂખ એ અસહાય બાળકોની સહાયતા છે. અમે એમને અમારા ખોળામાં ધારણ કરીશું. અમારાં વ્હાલાં બાળકો અમારા ખોળામાંજ સદાકાળ નિદ્રા લેશે. ( કહેતાં કહેતાં આંસુ પાડેછે. )

**वीरो:**–ક્ષત્રીનારીઓ ! અશ્રુ ન પાડો. તમ્હારાં અશ્રુ અમ્હારા કર્ત્તવ્યમાં વિઘ્નકર્તા છે. જાઓ, બાળકોને જલ્દી અહીં બોલાવો. અમે આ છેલ્લીવારનું તેમનું મુખચુંબન ને આલિંગન કરી સદાકાળમાટે વિદાય થઇએ. ( બોલતાં કંઠ ગદગદિત થાયછે. )

( સ્ત્રીઓ ઓઢેલાં વસ્ત્રે પોતાના આંસુ લુછતી જાય છે; ને પોતાના બાળકોને લઇ પાછી આવેછે. દશ, અગિઆર ને બાર વરસના પુત્રો આવી એકહારમાં ઉભા રહે છે. )

**क्षत्रीबालको:**–માતા ! માતા ! લાવો અમ્હારાં કેશરિયાં વસ્રો ! લાવો અમ્હારાં ધનુષ્ય, બાણ ને તલવારો. અમે પણ પિતાની સાથે યુદ્ધમાં જઈશું. ક્ષત્રીનાં બાળકો દાસ નહિ બને, ને ઘાતકને હાથે પ્રાણ નહિ દે; પરંતુ

યુદ્ધક્ષેત્રમા વીરની પેઠે પ્રાણ અર્પીશે માતા ! લાવો તલવાર, લાવો અમારા ધનુષ્યબાણ અને લાવો અમારા કેશરિયા વસ્ત્રો ! લાવો, લાવો, વિલમ્બ ન કરો

**માતાઓ** –( રોતી રોતી ) પુત્ર ! તુજ બોલ મ્હારા બાલુડા ! મ્હારા લાડક્વાયા ! હુ ત્હારી માતા છુ ત્હને મરવા હુ કેમ વિદાય કરી શકુ ? બાપુ ! શત્રુના શસ્ત્રો અત્યન્ત કઠણ છે, અત્યન્ત ધારવાળા છે ત્હારુ આ કોમળ શરીર જે મ્હે મહામહા મહેનતે લાલન પાલન કરી સાચવ્યુ છે તે શુ ભેદાઇજ જશે ? હુ ત્હારી માતા છતા તે કેમ સહન કરી શકીશ ? પુત્ર ! ત્હારે યુદ્ધમા જવાનુ અને યવનના પાપી હાથમા પ્રાણ આપવાનુ શુ કામછે ? આવ વ્હાલા ! મ્હારા ખોળામા આવ ત્હારુ મુખ જોઈને મ્હારો ગળતો પ્રાણ શીતળ કરીશ તુ મારૂ હૈડાનુ ધન છે હૈડાનુ ધન હૈડામાજ રાખીશ, અને ચારેકોર ઝળઝળતી જ્વાળામા હુ ભસ્મ થઈશ તો પણ તે સમયે ત્હારુ મુખચુમ્બન કરી આનદીત મને મ્હારો પ્રાણ ત્યજીશ

**ક્ષત્રીવાલકો** –( અશ્રુ ભરેલે નયને ) માતા ! અમારાં નાના ભાઇડા તો ત્હમારી પાસે છે તેમને પડખામા રાખી અગ્નિમા પ્રવેશ કરો મૃત્યુકાળેં તેમના મુખોનુ ચુમ્બન કરો, પરતુ અમને યુદ્ધમા જવાની ના ન પાડો અમે ક્ષત્રીધર્મની દીક્ષા લીધી છે, અસ્ત્ર ચલાવવાનો અભ્યાસ ર્ક્યા છે, તો અમને યુદ્ધક્ષેત્રમા પ્રાણાર્પણ કરવા ઘો ક્ષત્રીસતાનો બીજી રીતે મરવા ચહાતા નથી જે મૃત્યુથી અમારો સ્વર્ગનો રસ્તો ખુલ્લો થાય, તેવા મૃત્યુમા તમે વિઘ્ન ઉત્પન્ન ન કરો

**માતાઓ** –પુત્ર ! આ જીભે તો મ્હારાથી કહેવાતુ નથી કે તુ યુદ્ધમા જા હૃદયમા આ દુ ખ સહન થતુ નથી તો ત્હને કેવી રીતે વિદાય કરુ ? પરતુ પુત્ર ! ત્હારી ઘણી હોસ છે તો આ ત્હારા કેશરિયા, લે આ ત્હારી નાજુકડી તલવાર, ને લે આ ધનુષ્યબાણ બેટા ! મ્હારો આશીર્વાદ છે કે ભગવાન ત્હારૂ કલ્યાણ કરો બેટા, શત્રુથી બ્હીશ મા, હથિયાર છોડી ભાગીશ મા બેટા, ત્હારી ઘેલી માને એકવાર ત્હારૂ મુખચુમન કરવા દે ( પુત્રનુ મુખ ચુ બેછે ને અશ્રુપાત કરેછે )

**બધા ક્ષત્રીપુત્રો** –( ઉત્સાહ પૂર્વક, એક સાથે )

### કુંડળીઆ.

હિમાલયનાં શિખ્ખરો, કદિ પાતાળે જાય:
ગંગાજી સરીને કદિ, ગગનમહીં લય થાય.
ગગનમહીં લય થાય, કદિ પશ્ચિમ રવિ ઉગે,
સિંધુ બિંદુ સમો, બની જો કદિયે સૂકે;
નો યે અસિ ના તજે, રંગરસિયો આ સુજકર:
તૂટી ફૂટી પડે ભલે, હિમાલય શિખ્ખર—૧
ખંભો ઠોકી ખંતથી, કરૂં પ્રતિજ્ઞા માત!
રણધેલો રજપૂત હું, કરૂં અરિની ઘાત.
કરૂં અરિની ઘાત, યવનનાં તુંડો તોડી,
કુંડ રુધિરના ભરૂં, કહું તુજને કર જોડી:
રણમાં જવા રજા, આપ માતુ! નિશ્ચિંતે,
દીપાવું તુજ કુખ, ઠોકીને ખંભો ખંતે—૨
પરા પૂર્વની રીત છે, વીરમાતનો સુત;
દેશ રક્ષવા કારણે, કરે યુદ્ધ અદ્ભુત.
કરે યુદ્ધ અદ્ભુત, ધર્મનો પંથ ન છોડે,
મરે કદિ જો રણે, સિધાવે સ્વર્ગે દોડે:
આવો લ્હાવો અરે ફરી નહિ આવે નિત્યે,
માટે યુદ્ધે જવું પરાપૂરવની રીત્યે–૩
તૂરાઈ ટહેંકાર દે, પડઘમ ગડગડ થાય.
માતુ મ્હારૂં મનડું, આનંદે ઉભરાય:
આનંદે ઉભરાય, ધમધમે હૈડું મ્હારૂં,
સિંહગર્જના કરી, અરે ક્યારે લલકારૂં
માતુ! માતુ! રજા દિયો લાગું તમ પાયે,
હવે ધીરજ નવ રહે તૂરાઈ ટહેકારો થાયે–૪
(માતાના પગે પડે છે)

માતાઓ–(અત્યન્ત રોતાં રોતાં,) પુત્ર! એકવાર મ્હારી સોડમાં આવ, દુઃખિણીની સોડના ધન! એકવાર સોડમાં આવી મ્હારી

અભાગિણી માતાનુ હૃદય શીતળ કર ત્હારૂ છેલ્લામા છેલ્લુ મુખચુમ્બન ને આલિંગન કરી મ્હારૂ જીવન સફળ કર (રોતારોતા મુખચુમ્બનને આલિંગન કરતા ) હાય ! હવે આ મુખચન્દ્રનુ ફરી ચુમ્બન નહિંજ થાય ? હવે આ કોમળ શરીરનુ ફરી આલિંગન નહિંજ થાય ? હાય ! મ્હારા સુખનો સૂર્ય હવે શુ છેક આથમીજ જશે ? (બોલતા બોલતા મૂર્છિત થાયછે ને વીરપુરૂષો તેમને રોકી રાખે છે)

વીરપુરૂષો–( બાળકોને ) પુત્રો ! ઉભા રૂહો, ઉભા રૂહો અમે પણ આવીએ છીએ અમે ત્હમારી આગળ ચાલીનુ જ્યારે શત્રુઓના શસ્ત્રથી વારવાર ઘાયલ થઈ અમારા શરીર નકામા થાય ત્યારે તમે આગળ વધી યવનોપર અસ્ત્રો ચલાવજો, ને બદલો લેજો (સ્ત્રીઓને) સુન્દરીઓ ! ધીરજ ધરો, ધીરજ ધરો, વીરનારીઓને ઘટે એવો વ્યવહાર કરો દુ ખમા અધીરા થઈ બમણા દુ ખને ન બોલાવો સાભળો, સામે ઉભેલા યવનો ગર્જના કરી રહ્યા છે ત્હમારે માટે તે કેવા અપમાનકારી વચનો બોલી રહ્યા છે ? બસ, એમને વધારે બકવાનો સમય ન આપો અમને પ્રેમાલિંગન આપી આ ક્ષણેજ વિદાય કરો જે પાપિષ્ટો ત્હમારૂ અપમાન કરેછે, તેમને છેદી, ભેદી, અમે અમારૂ સ્વામીનુ નામસફળ કરીએ ધિક્કારછે એવા કુલાગારોને કે જે માતા, બેનો, પુત્રી કે પત્નીને અપમાન કરનારને સજા કર્યાવિના જવા દે છે ! ધિક્કાર છે એવા કુલકલંકોને કે જે સ્વદેશી કે વિદેશી સ્ત્રીઓનુ થતુ અપમાન જોઈ રહેછે ! ધિક્કાર છે એવા દેશને કે જ્યા સ્ત્રીજાતિને અપમાન આપનાર વસેછે ! એવી જાતિને મનુષ્ય સમજનારને પણ ધિક્કાર છે ! મત્રી સતાનો તો એવી પામર જાતિને પૃથ્વીમાથી ને માનવ જાતિમાથી ઉડાવવાજ ચાહેછે તેમના શરીરોના ટૂકડેટૂકડા કરવા આ શસ્ત્રો બુ નાજ છે (મ્યાનમાથી તલવાર ખેંચેછે) હવે ત્હમારૂ પ્રેમાલિંગન લઈ અમે વિદાય થઇએ છીએ

સ્ત્રીઓ –( પોતપોતાના સ્વામીની છાતીએ પોતાનુ માથુ મુકી રોતી રોતી ) સ્વામીનાથ ! ધીરજ રાખો, ક્ષણવાર ધીરજ રાખો આ છેલ્લી ઘડીએ આપની પાસે એક ક્ષણ પણ બેસી જીવન સફળ કરીએ, હૃદય તૃપ્ત કરીએ ને પીડાને દૂર કરીએ અમે મહાભાગ્યવાન છીએ કે આપસરખા સ્વામીને પામ્યા છીએ અમે આપના કર્તવ્યમા કદિ વિઘ્ન નહિ કરીએ પરતુ ઉભા રૂહો, જરા ઉભા રૂહો આ અન્તસમયે આપના એકવાર સારી રીતે

દર્શન કરી લેઇએ. અમારૂં આથી વધારે સૌભાગ્ય શું કે આપ અમને કુવચન કહેનારને દંડ આપવા સિધાવોછો ! વિધાતા આપનું કલ્યાણ કરો. શંભુ આપની સહાયતા કરો. આ અભાગિણીના નશીબમાં અમંગળ લખેલું હશે તોપણ અમને કાંઇ ચિંતા નથી. આપની પરલોકમાં ફરી ભેટ થશે. બસ, પધારો. અમે પણ આપની પેહલાં સ્વર્ગમાં જઇ આપની સુખશય્યા સમારીએ છીએ. ( દૃઢ આલિંગન કરતાં સ્વામીનું મુખ નિહાલી રહેછે. )

**વિમલા**:—( મંત્રીને ) પિતાજી ! શું આ સમયે પણ આ અભાગિણી બાલિકાને આજ્ઞા નહિ મળે ? શું આપ આપની સ્નેહમયી પુત્રીને સ્વર્ગસુખથી પણ હીણભાગી રાખશો ? શું આપની એવીજ ઈચ્છા છે કે પરલોકમાં પણ હું એ વીરસેનાપતિનાં દર્શન ન કરું ? નહિ, કદાપિ નહિ, આપનું હૃદય આ અભાગિણીના દુઃખથી સદા બળતું રહ્યું છે, તો આ જીવનને છેલ્લે સમયે મને સદાકાળ દુઃખિણી નહિ કરો. હું આપની આજ્ઞાનું કદિ ઉલ્લંઘન કરનાર નથી. ( એવામાં ચિતામાં વેરવાનાં પુષ્પો અને પુષ્પમાળાઓનો થાળ લઈ દાસી પ્રવેશ કરે છે. )

**મંત્રી**:—( પુષ્પપાત્રમાંથી પુષ્પમાળા લઇને ) પુત્રી ! લે આ તારી પિતૃભક્તિનું ઈનામ ! એ તારી અસાધારણ ધીરજનું ફળ છે. એ માળા જે ચિતાશય્યાને અલંકૃત કરવા મંગાવી હતી, તે તારી વરમાળા બની છે ! મારી આજ્ઞા છે કે આનંદથી તું સેનાપતિને વર.

**વિમલા**:—(ગદ્‌ગદિત થઇ સેનાપતિને વરમાળા પહેરાવતાં.) નાથ ! મ્હને પણ આપ આ જીવનાંત સમયે પહેલું અને છેલ્લું પ્રેમાલિંગન અર્પો. આપના મધુર અને પવિત્ર પ્રેમાલિંગનથી મ્હારું જીવન પવિત્ર થશે, હૃદય શીતળ ને શરીરમાં અમૃતધારાનો પ્રવાહ વહશે. જો કે આ જીવનમાં તો આપણે આ ક્ષણવારજ મળ્યાં છીએ; પરંતુ આશા છે કે સ્વર્ગમાં સદાકાળ માટે મળીશું. (સેનાપતિની વિશાળ ભુજામાં વિંટાયેલી વિમળા અચેતન થાયછે.)

**વધુકમલાદેવી**:—( વિલાપ કરતાં કરતાં ) આજે ભાગ્યવતી ક્ષત્રીકન્યાઓને કેવો માંગલિક દિવસ છે ? એ પ્રેમની ભેટ લઈ પોતાના સ્વામીને યુદ્ધમાં કેવી વિદાય કરે છે ? પરંતુ હાય ! હું આ બાહુથી આલિંગન કરી કોને વિદાય કરૂં ? હા સ્વામી ! ત્હમે આ સમયે કયાં છો ? લોકો કહે છે કે યવનોનો રોળ વાળી આપ રણમાં પડયા છો એ સત્ય છે. નક્કી તમે જીવતા

હોત તો આ અભાગિણીની આવી દશા ન હોત આજે યવનલોકો કેવા કુવચનો બોલી રહયા છે? જો ત્હમે જીવતા હોત તો દાહિરરાજાની સ્ત્રી અને પુત્રવધુનુ અપમાન કરનાર યવનોને પોતાના શસ્ત્રે છેદ્યાવિના રહ્યા ન હોત હાય! ત્હમારે માથે રણવિમુખનુ મિથ્યા કલક બેઠુ આથી મ્હોટુ કલક ક્ષત્રિયકુળમા બીજુ શુ હોઇ શકે? હુ આ દુ ખને કયા ભરૂ? હૃદય હવે તો આ દુ ખભાર સહન કરી શકતુ નથી શરીર પણ હવે તો પ્રાણ પૂરવાના પાજરા જેવુ પીડાકારક ભાસેછે લોકો કહે છે કે રાજ્યમા સુખ છે, મ્હોટાઇમા સુખ છે, પર તુ તેમણે જોવુ, કે હુ રાજકન્યાને રાજવધૂ છુ, છતા મ્હને જરાયે સુખ છે? જો સદાકાળ કગાલિની કે ભીખારિણી થયા છતા પણ મ્હને મ્હારા પ્રાણેશ્વર મળતા હોય તો હુ મ્હારૂ સર્વસ્વ ત્યજવા તૈયાર છુ જેને ઇચ્છા હોય તેણે રાજેશ્વરી બની સમગ્ર ઐશ્વર્યનો ભોગ કરવો, ને પછી મ્હારા સમાન દુ ખભાર લેવો પછી જોવુ કે રાજ્યસપત્તિ, છતા પણ એ દુ ખભાર સહન થાય તેમ છે? નહિ, નહિ, રાજ્યમા સુખ નથી, ઐશ્વર્યમા સુખ નથી ને સસારના કોઇવિષયમા પણ સુખ નથી, પર તુ આશાહીન મનુષ્યને તો મૃત્યુમાજ પરમસુખ છે પ્રાણનાથ! એક વાર તો આવી આ દાસીને દર્શન આપો! મ્હેં આપનો એવો શો અપરાધ કર્યો છે કે આપે મ્હારો સદામાટે પરિત્યાગ કર્યો? સત્ય છે મ્હે મહા અપરાધ કર્યો છે ક્ષમા ન થઈ શકે એવો અયોગ્ય વ્યવહાર કર્યા છે મ્હે રાક્ષસીપેઠે આપને અયોગ્ય વચનો કહ્યા છે હાય એ અપરાધથી હવે હુ ક્યારે મુક્ત થઇશ? પણ નાથ! આપ દયાળુ છો, આપ આ અભાગિણીઉપર અતુલ પ્રેમ રાખતા, તો આ અત સમયે આપ પ્રેમ કેમ દર્શાવતા નથી? એકવાર–માત્ર ક્ષણવાર–તો દર્શન આપો જો એકવાર પણ દર્શન નહિ આપો–એકવાર પણ સતાપિત હૃદયને શાત નહિ કરો–તો આપના આ ખડ્ગથીજ મ્હારા હૃદયને શીતળ કરીશ

(ખડ્ગ ઉઠાવવુ ને મૂર્છિત થઈ પૃથ્વી ઉપર પડવુ)

(પડદામા "અલ્લાહો અકબર, અલ્લાહો અકબર" ના શબ્દો થાયછે)

ક્ષત્રી વીરો –બસ, છોડો જુઓ યવન લોક આવેછે ત્હમે ચિતામા પ્રવેશ કરો અમે એમનીપર તુટી પડીએ છીએ

(આકાશમા મેઘનાદનો ગડગડાટ, વીજળીના ચમકારા, વાયુનો ભયાનક નાદ, ધરતીકપનો ધણેણાટ ને ઉલ્કાપાત જેવા ચિન્હો જણાય છે)

**क्षत्री स्त्रीओः**–( ભયાકુળ સ્વરથી. ) હે પ્રભુ! ચારેકોર વીજળીના ચમકારા થાયછે, સમગ્ર પૃથ્વી ડગમગી રહી છે. હાય! ચારેકોર મહાવિપત્તિનાં ચિન્હો નજરે પડેછે. પ્રાણેશ્વર! ( કંઠાલિંગન કરીને ) પ્રાણેશ્વર! હમણાં ધીરજ રાખો, ધીરજ રાખો. હમણાં યુદ્ધમાં જવાનું કામ નથી.

**क्षत्रीवीरोः**—પ્રિયે! શામાટે ડરે છે? જેટલી વિપત્તિ મનુષ્યપર આવવા સંભવ છે તે બધી વિપત્તિ ભેગી આવી પડે તોપણ અમે યુદ્ધથી અટકવાના નથી. કોઈપણ પ્રકારનો ભય અમને રોકી શકે તેમ નથી. ક્ષત્રીસંતાનો પ્રાણ દઈને પણ સ્વધર્મનું ને કર્ત્તવ્યનું પાલન કરશે. (પડદામાં અલ્લાહ અકબરનો નાદ ગાજી રહે છે.) છોડો, છોડો. ( જોરથી છૂટી જાય છે તે મ્યાનમાંથી ચમકતી વીજળી જેવી તલવારો ખેંચી "મારો, મારો" કરતા યવન સૈન્યપર તૂટી પડે છે. ને વિકાળસિંહો મૃગલાંનો સંહાર કરે તેમ યવન સૈન્યમાં ઘોર સંહાર કરે છે.)

**बधा वालकोः**—માતા! તમ્હારાં ચરણકમલની રજ માથે ચઢાવીએ છીએ, અમને રજા આપો. ( પદધૂલિ માથે ચઢાવી વિદાય થાય છે ને ક્ષત્રિયનારીઓ મુખ ઢાંકી રુવે છે. એટલામાં પડદામાં એકદમ હજારો ચિતાઓનો ભડભડાટ લાગી ઉઠે છે.)

**महाराणीः**–( સ્ત્રીઓને. ) જુઓ, હવે ચિતાઓ સળગવા માંડી. વીરનારીઓ! ચાલો, માલા ચંદન ધરી પવિત્ર થઇએ, અને ચિતાની પ્રદક્ષિણા કરી અગ્નિદેવની વંદના કરીએ.

( બધી સ્ત્રીઓ પડદામાં જઇ, ભગવાં વસ્ત્રો ધરી, પુષ્પની માળાઓ ને કપાળમાં પિયળો કરી ચિતા સમીપ આવેછે.)

**एक बन्दीः**–( યુદ્ધક્ષેત્ર સામું નિહાળીને. ) ધન્ય વીરપુરૂષો! ત્હમારા સાહસને ધન્યછે. ત્હમારી યુદ્ધકુશળતાને ધન્ય છે. ધન્ય છે ત્હમારી જનેતાને કે કોઈપણ ક્ષત્રી શત્રુને માર્યાવિના રણમાં પડતો નથી. વીરબાલકો! ધન્યછે ત્હમારી વીરતાને! અને ધન્ય છે ત્હમારી અસ્ત્રશિક્ષાને! અહો, કેવા નિડર બની શત્રુઓપર અસ્ત્ર ચલાવવા લાગ્યા છે? ધન્ય ક્ષત્રીપુત્રો ધન્ય ધન્ય વીરમણિઓ ધન્ય! પાછું ડગલું ન ભરતાં રણમાં પડનાર ક્ષત્રીપુત્રો! ત્હમને હજારોવાર ધન્ય છે.

( સ્ત્રીઓ ચિતાની પ્રદક્ષિણા કરી અગ્નિ દેવની વંદના-કરે છે.)

नन्दी—( ચિતાઓ તરફ તથા યુદ્ધક્ષેત્ર સામુ જોઇને ) અહો ! કેવો ખેદનો વિષય છે કે હવે કોઈ ક્ષત્રીવીર યુદ્ધભૂમિમા દેખાતો નથી કદલિસ્તંભ પેઠે બધા નીચેજ ઢલી પડયા હા પ્રભુ ! ત્હારી શી અવકૃપા ?

( પડદામા અલ્લાહ અકબર , ફતેહ ખલિજીની , ફતેહ થાઓ ખસરના બાદશાહની , પકડો, પકડો, લૂંટો, લૂંટો, વગેરે નાદો )

**महाराणी**—( ખેદ, ચિતા ને આવેશમા ) અગ્નિદેવ ! અમે ત્હમારે શરણે છીએ પૂજ્ય પિતાજી ! ત્હમારી પુત્રીઓને શરણે લ્યો તાત ! ત્હમારા સિવાય અમારે બીજુ શરણુ નથી ત્હમારો પ્રચંડતાપ પણ સ્વદેશ રક્ષા, સ્વધર્મ રક્ષાને સ્વમાનરક્ષા ઈચ્છનાર વારનારીઓને અમૃત સમાન શીતળ છે આપના ખોળામા લ્યો તાત !

( પકડો, પકડો, અલ્લાહ અકબર વગેરે નાદો છવાઈ જાય છે )

( ઉચ્ચ્હર નકરા કરી સૌપહેલા મહારાણી પોતે ચિતામા કૂદી પડેછે, તે પછી કમલાદેની, વિમળા ને અનેક વીરનારીઓ છલંગો મારી ક્રમોવાર ચિતામા કૂદી પડેછે પ્રચંડચિતાના ભડકાથી, ચિતામા સળગતા બાળકો ને સ્ત્રીઓની ચીસોથી, આકાશમા થતી મેઘગર્જનાના કડકડાટ અને વીજળીના ચમકારથી, અને ઘાયલ યવનો તથા ગીધ સમડીઓની કાલીચીસોથી દિશામા ક્ષણવાર કોલાહલ મચી રહેછે ને ક્ષણમા તો તે શમી જતા શૂન્યકાર ભર્યા શ્યામનિશામા શ્યામ અંધકાર છવાઈ જાયછે )

---

( સૂત્રધાર ને નટી પ્રવેશ કરેછે )

सूत्रधार }
नटी }

राग माढ

આ શી આવી નિશા, અરેરે આ શી આવી નિશા !
હા ઝરતી શોક અંધાર રે આ શી આવી નિશા ( ધ્રુવ )
નરવીર્ય હા અસ્ત થવાથી, ઘેરાયુ નભઘોર,
શાન્ત નિશામા સર્વે સૂતા, ઘોર ગાઢ અઘોર રે આ શી ૧

ચેતનહીન બન્યાં જન સર્વે, હાલે ચાલે ન કોય;
કોઇક તમરાં તમતમ તમતમ, મધુરૂં મધુરૂં રોય રે. આ શી. ૨
નિર્ભાગી જાગી ના જોતા, ન રહ્યું જોવા જોર,
ગીધ ઘુવડનાં ઘાતી ટોળાં, કરતાં શોર બકોર રે. આ શી. ૩
ફૂં ફૂં ફૂંફવતા ફણીધર ત્યાં, પીતા રૂધિર અપાર;
ઓ પતિ ! આપત્તિથી હાવાં, કરો તરત નિરતાર રે. આ શી. ૪
જય ગોવિંદા ! બાળમુકુંદા ! પ્રણતપાળ ! ગોપાળ !
સત્ય સનાતન ભારત કેરી હે હરિ ! લ્યો સંભાળ રે. આ શી. ૫

જગજીવન કાલિદાસ પાઠક;
મેહેતાજી; રાણાકંડોરણા.

---

संपूर्ण.

---

# संस्कृत विद्यानुं "आचार्य" पद.

## અને શાસ્ત્રી નર્મદાશંકર.

---

પ્રશ્નોરા નાગર જ્ઞાતિમાંથી એક યુવાન હાલમાં કાશીની સંસ્કૃત સરકારી પાઠશાલામાં વ્યાકરણ શાસ્ત્રનું "આચાર્ય" પદ મેળવવાને શક્તિવાન થયો છે, તે જોઈ સર્વને આનંદ થયા વગર રહેશે નહિ.

શ્રી કાશી પ્રાચીન કાલથી આપણી આર્ય સસ્કૃત વિદ્યાનું મુખ્ય સ્થાન છે. વેદથી આરંભી આપણાં તમામ પ્રાચીન શાસ્ત્રોનું અધ્યયન જેવું ત્યાં થાય છે, તેવું હિંદુસ્થાનમાં બીજે કોઈ સ્થાને થતું નથી, તેમજ ત્યાંના પડિતો જેવા સમર્થ છે, તેવા બીજા કોઈ સ્થાનના પંડિતો નથી એ સુવિદિત વાત છે. ત્યાં સંસ્કૃત અભ્યાસને માટે એક સરકારી પાઠશાલા સ્થાપન થયેલી છે, અને તેમાં બીજાં શાસ્ત્રોની જોડે વ્યાકરણ શાસ્ત્રનો સંપૂર્ણ અભ્યાસ કરાવવામાં આવે છે. વ્યાકરણની છેલી પરીક્ષામાં જે વિદ્યાર્થી પેહલે નંબરે પાસ થાય તેને "આચાર્ય" નું માનનીય પદ આપવામાં આવે છે. વિલાયતમાં જેમ ગણિત

શાસ્ત્રની ઉચ્ચ પરીક્ષામાં પ્રથમ નંબરે આવનારને "સીનીઅર રેંગલર"નું પદ આપવામાં આવે છે તેવુંજ આ વ્યાકરણ શાસ્ત્રના આચાર્યનું પણ છે આજે ઘણાં ઘણાં વર્ષથી સ્થપાયા છતાં તે પદ લેવાને કોઈ ગુજરાતી વિદ્યાર્થી ભાગ્યશાળી થયો નથી તેથી આ યુવાને જે વિજય મેળવ્યો છે, તેમાં ગુજરાત અને કાઠીયાવાડને ખરેખર આનંદ માનવા જેવું છે

આ "આચાર્ય" પદ મેળવનાર મી નર્મદાશંકર ઉમિયાશંકર ભટ્ટ કાઠીયાવાડમાં વળા પાસે આવેલા પછેગામના એક પ્રશ્નોરા નાગર ગૃહસ્થ છે તેમણે પ્રથમ ભાવનગરમાં અને ત્યાર પછી વડોદરામાં કેટલોએક અભ્યાસ કરી કાશી તરફ પ્રયાણ કર્યું હતું શાળામાં આઠ પાંચ વર્ષ અભ્યાસ કરી આખેર ઉંચી પરીક્ષામાં પ્રથમ નંબરે આવી અતિ માનનીય "આચાર્ય" પદ મેળવી તેમણે ત્યાં જવાનો હેતુ સફલ કર્યો છે આચાર્ય પદ મેળવ્યા અગાઉ ભાવનગરની શામળદાસ કૉલેજમાં તેમણે ઑનરરી રીતે તરીકે કામ કર્યું હતું, તે વખતે તેમની બુદ્ધિ અને વિદ્વત્તાના કૉલેજના વિદ્યાર્થીઓ તેમજ પ્રોફેસરો અને પ્રીન્સીપાલ પોતે પણ સારા વખાણ કરતા હતા અને તે વખતમાંજ જે સારી છાપ તેમણે પાડી હતી તેને લીધેજ આજ ભાવનગરમાં તેજ કૉલેજના પ્રીન્સીપાલ સાહેબની હીલચાલથી ભાવનગરના મોટામોટા અમલદારો, અને માનનીય નાગરીકોની ગંજાવર સભામાં આચાર્યને જાહેર માનની સાથે રકીયાળ, શાલજોડા તથા પાઘડી વગેરે બક્ષીસ કરવામાં આવ્યા હતા સંસ્કૃત વિદ્યાની આટલી ગરી લાગણી તથા સાર્વજનિક હિતને માટે આટલા બધા ઉત્સાહને માટે અમે શામળદાસ કૉલેજના પ્રીન્સીપાલ સાહેબને ધન્યવાદ આપીએ છીએ, અને આજે ઈંગ્રેજી વિદ્યાના સુધારાના કાળમાં જે વખતે મારા સારા વિદ્વાન દેશીઓ પણ સંસ્કૃત વિદ્યાની ઉપેક્ષા કરે છે, તેવે વખતે આવા એક વિદ્વાનની ભાવનગરમાં કદર થઈ તેને માટે અમે ભાવનગરને પણ ભાગ્યશાળી ગણીએ છીએ

મનુષ્યના જીવનમાં વ્યાકરણ શાસ્ત્ર કેટલું ઉપયોગી છે એ પ્રશ્ન સહજ થાય તેમ છે જે ભાષા વ્યવહારમાં પણ ઉપયોગી નથી, જે ભાષા પોતેજ આજે કાળના બળને લીધે નિરુપયોગી છે તેનું વ્યાકરણ શા ઉપયોગનું છે, એ શંકા વાસ્તવિક છે સંસ્કૃતને એક પ્રાચીન ભાષા જાણી કોલેજમાં શીખવવામાં આવે છે તેથી તેવા વિદ્યાર્થીઓને તેમજ પ્રાચીન શોધખોળમાં રસ ધરાવનાર દે

ટલાએક તરંગી વિદ્વાનોનેજ માત્ર તે કામની છે, એમ ઘણાઓનું માનવું હશે પણ આ પ્રશ્નનું નિરાકરણ કરવું મુશ્કેલ છે. મુશ્કેલ એટલા માટે કે સંસ્કૃત વિદ્યાનો મૂલ પાયો જે વેદ તેનુંજ ગૌરવ આજ માણસો સમજતા નથી ત્યારે તેને સહાય ભૂત વ્યાકરણદિ શાસ્ત્રોને માટે તેમને વિચાર ક્યાંથી હોય ? માત્ર ભાષાનું જ્ઞાન આપવું અને શબ્દનાં રૂપ બરાબર સમજાવવાં એ વ્યાકરણનું કામ છે એમ સંસ્કૃત શિવાય બીજી ભાષાના વૈયાકરણીઓ માને છે. સંસ્કૃત વૈયાકરણીઓ માને છે કે એકજ શબ્દનું યથાર્થ જ્ઞાન થાય, તેનો યથાર્થ પ્રયોગ થાય અને તેનો ઉચ્ચાર યથાર્થ કરી શકાય તો તે સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવે છે. વેદ સર્વના પારમાર્થિક શ્રેયનું સાધન છે. આ લોકમાં આપણે જન્મ લીધો છે તે થોડા કાલનો છે. આપણું શાશ્વત કલ્યાણ આ લોકના સુખમાં નથી. શરીર સુખ, વૈભવ સર્વ ક્ષણિક છે, માયાના ચાલા છે. ખરૂં સુખ તો બ્રહ્માનંદ પ્રાપ્ત કરવામાં છે, પરમાર્થ સાધવામાં છે. એ બ્રહ્માનંદ તે કેવળ પુરાણોનાં ગપાં નથી, બ્રાહ્મણોના મુખની કપોલ કલ્પિત વાતો નથી. પણ વેદ રૂપી ઈશ્વરી શબ્દથી નિશ્ચિત મનાયેલી સત્યવાત છે, અને બીજી બધી પ્રવૃત્તિ મનુષ્યથી નહિ બની શકે તો ચાલશે, પણ તે પરમાર્થ પદને માટે તો રંક કે રાય, નાના કે મોટા, પંડિત કે મૂર્ખ, બ્રાહ્મણ કે શૂદ્ર સર્વેએ યત્ન કરવાનો છે, અને તે બતાવનાર મુખ્ય પુસ્તક વેદ છે. એજ વેદને યથાર્થ રૂપમાં સમજાવનાર વ્યાકરણ શાસ્ત્ર છે. જેવો વેદ એ દૈવી જ્ઞાનનો ભંડાર છે તેવુંજ વ્યાકરણ શાસ્ત્ર પણ દૈવી છે. અને તેના મુખ્ય આચાર્ય પાણિની એક સમર્થ ઋષિ અને સર્વ ધર્મને જાણનાર હોઇ તેમણે વેદના અર્થને બરાબર સમજાવવાને માટે વ્યાકરણ શાસ્ત્ર બનાવી આ જન સમાજ ઉપર મોટો ઉપકાર કર્યો છે.

સુધારાની પ્રવૃત્તિથી ઇંગ્રેજી.વિદ્યાના આરંભ કાલમાં સર્વના મનમાં એમ લાગતું હતું કે બધી પ્રવૃત્તિઓ ઉપર અંધકાર છવાઈ જશે. વેદ, પુરાણ, ધર્મ વગેરે કોઈ માનશે નહિ, અને માત્ર પ્રત્યક્ષ વાતોનેજ માણસો માન આપશે. પણ આજે પાછો વખત બદલાયો છે. સુધારાને પણ એમ લાગ્યું છે કે સર્વનું ખંડન કરવાથી માત્ર પ્રત્યક્ષ થતા ઇંદ્રિય સુખ ઉપર આવી આપણે મહા અઘોર નાસ્તિકવાદ ઉપર આવીએ છીએ. મનુષ્યના મનનું બંધારણજ એવું છે કે તેને ધર્મ વગર ચાલે તેમ નથી. ઈંગ્રેજી કેળવણીએ જાગ્રત કરેલી સંસ્કૃત વિદ્યાની અભિરૂચિથી પણ ધર્મ તરફ કાંઈક

પ્રવૃત્તિ થઇ છે થીઓસોફીકલ સોસાઇટી, આર્યસમાજ અને જ્ઞાનીઓ અને પંડિતોના શ્રમથી ધર્મ વ્યવસ્થા ટકી રહી છે, અને સંસ્કૃત વિદ્યા તરફ માણસો કાંઇક માનની દૃષ્ટિથી જુએ છે આવે વખતે માત્ર એટલુંજ આવશ્યક છે કે સંસ્કૃત વિદ્વાનોએ પોતાની વિદ્યાનો લાભ બીજાને આપવો, પોતાનુ વર્તન શુદ્ધ અને નિસ્પૃહ રાખવુ, અને સર્વનું શ્રેય શામા છે તે યથાર્થ સમજાવવું અમે આશા રાખીએ છીએ કે શ્રી નર્મદાશંકર પોતે જે જ્ઞાન મેળવ્યુ છે તેને યોગ્ય પોતાનુ વર્તન રાખશે, પોતે જે વિદ્યાનુ અધ્યયન કર્યુ છે, તેનુ ગૌરવ બીજાઓને સમજાવશે, અને સંસ્કૃત વિદ્યાના સેવનની સાથે જન સમાજની પણ ખરા અંતઃકરણથી સેવા બજાવશે તથાસ્તુ !'

---

## पुस्तकनी पहोच

ઓરંગજેબ અને પરમહંસ—એ નામની ઐતિહાસિક નવલકથા બંગ ભાષામાં (લખાયલી છે) તેનો ગુર્જરગિરામાં અનુવાદ રા રા જગજીવન કાલિદાસ પાઠકે કરી તે પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે

શાહનશાહ ઔરંગઝેબના સમયમાં તેનો સેનાપતિ દિલેરખા રૂપનગરની રાજસભામાં આવે છે તે વખતે પ્રતાપસિંહનુ ક્ષાત્રતેજ પ્રકટી નીકળતા પહેલુ પ્રકરણ શરૂ થાય છે પ્રતાપસિંહને તેના કાકાએ કારાગૃહમાં પૂરવાથી તેના કાકાની પુત્રી ચમ્પાનિના અને પ્રતાપ ઉપર નૈસર્ગીક સ્નેહ ધરાવનાર બાલિકા પ્રમીલાનુ વર્ણન આપતા બીજા પ્રકરણમાં સ્ત્રી પ્રશંસામાં લેખકે બહુ છટાદાર લેખિની ચલાવી છે

રમણીના હૃદય પવિત્રતા દયા અને કરુણાથી સદા ભરેલાં રહે છે જ્યારે અમે કોઇ મહાન સંકટમાં પડી આહાર ને નિદ્રાનો પણ ત્યાગ કરીયે છિએ ને રાત દિવસ નિરાશ મને વ્યગ્ર બનીને છિએ ત્યારે રમણીના મૃદુ આશ્વાસથી ઉત્સાહી બની કર્તવ્ય પરાયણ બનીયે છિએ મહાન વિપત્તિમાં પડતાં જ્યારે અમને સગાં પરિવારો પણ ત્યજી દે છે ત્યારે પણ રમણીજ છાયાની પેઠે અમારી સંગે રહી ક્લેશને દૂર કરવા હજારગણાં વધારે દુખો સ્વીકારે છે અને અમને આનંદ થાય એ વિષયમાં પ્રાણ સમર્પણ કરવા સુધી પ્રયત્ન કરે છે રમણી ! તું સાક્ષાત આનંદ સ્વરૂપ છે

પોતાના પતિનો સ્વર્ગવાસ થતાં સંસારના તમામ સુખોનો ત્યાગ કરી મલીન વસ્ત્રો પહેરી, ક્લેશ ભરેલા જીવને રમણીઓ પોતાનો તમામ કાળ જે પ્રેમ સ્મરણમાં ગાળે છે

એમ જીવન ગાળવાને આ ભૂમંડળમાં બીજું કોણ સમર્થ છે ? છતાં કેટલાબધા કુસાંગાગે પોતાની સતી સ્ત્રીને દુઃખ આપતાં પાછું વાલી જુએ છે ? કોઇ વેશ્યાગમન કરી પોતાની સોળ વર્ષની સુંદરીને કષ્ટકારક બને છે તો કોઈ મદિરા પાનમાં મસ્ત બની પોતાની અર્ધાંગનાને અસહ્ય દુ:ખ દે છે. વળી કોઈ જુગારી બની ઘરનું તમામ દ્રવ્ય ખોઇ પોતે કેદમાં પડે છે ને બિચારી અબળાને નિરાધાર કરી દુઃખસાગરમાં ડુબાવે છે પવિત્ર રમણીઓ ! અમે ત્હમારા સુખ માટે જે જે યત્નો કરીયે તોપણ તમારા દેવામાંથી મુક્ત થઇ શકીયે તેમ નથી.

આગળ ચાલતાં તપસ્વિની અને પરમહંસની વાત આવતાં તે કંઇ છૂપી મંડળી જેવો ભાસ કરાવે છે. તે વાત બરાબર સમજવા માટે તેમજ આગળ ચાલતાં જે પ્રતિજ્ઞા પ્રકરણ આવે છે તેનો ખુલાસો મેળવવા માટે આપણે છેક અઢારમાં પ્રકરણ સુધી જવું પડે છે. આઠમાં પ્રકરણમાં શાઈસ્તખાન અને તેની વ્યભિચારી સ્ત્રી ગુલનું વર્ણન છે તે પ્રસંગમાં મદિરા વિશે લેખક નિચે પ્રમાણે યથાર્થ લખે છેઃ—

સુરાદેવી નહિ નહિ, સુરારાક્ષસી ! તારી કેવી મોહિની શક્તિ છે તે અમે કહી શકતા નથી. તારા મોહિની મંત્રને અધીન બની અનેક માણસો કેવા કેવા દુઃખો પામે છે તે કોઇથી અજાણ્યું નથી. તારા ભીષણ પદ્પર પુષ્પાંજલી પેઠે પોતાની માન મર્યાદા, લક્ષ્મી અને શાન્તિ સમર્પણ કરી ચિરકલેશનાં ભોકતા કેટલાં માણસો બને છે ? સુરાદેવિ' તારા પ્રબલ પ્રવાહમાં ઘણા જીવો પોતાના ધન મન, ઐશ્વર્ય, આનંદ અને સ્વસ્થતા લઇ ડુબી જાય છે.

સર્વ નાશકારી સુરા રાક્ષસી ! ત્હારી કૃપા જેના ઉપર થાય છે તેને દરિદ્રતાની ખામી નથી. તારા ભકતોને ભીખ માગી પણ મળે તેમ નથી તારો જ્યાં પ્રચાર છે ત્યાં રોગ, શોક અને પીડાની ખોટ નથી, કારણ તે તારા સંતાનો છે. તે ત્હારી પછવાડે એની મેળેજ ચાલ્યાં આવે છે પાપ અને હત્યાની પણ તું માતા છે.

સુરા દેવિ ! તારી મોહિની શક્તિનું વર્ણન કેટલુંક કરીયે. તને તો છેટેથીજ નમસ્કાર છે હજારોવાર નમસ્કાર છે.

આ પ્રમાણે આ ગ્રંથનો થોડો રમ્ય ભાગ બતાવ્યા પછી મૂળ બંગાલી લેખકના સંબંધમાં અમારે કંઇક કહેવાનું છે. ફ્રેંચ અને ઇંગ્લીશ નવલકથાના તરંગો તેઓના મનમાં ઘૂમતા હોવાથી આપણા હિંદુ ઇતિહાસમાં પણ તેઓ તેવા વિચારો દર્શાવી આર્યનું અનાર્યપણું ઘણીવાર કરી બતાવે છે. અમ્બરાધીશ મહારાજા જયસિંહ એક બ્રાહ્મણ પુત્રી સુમતીને ઔરંગજેબને અર્પણ કરી પોતાનો સ્વાર્થ સાધે એ ઈતિહાસનું વીરોધી છે, ક્ષત્રિ ગૌરવતાના કલંક જેવું છે. પરંતુ એ બાબતમાં મૂળ લેખકના દોષ શિવાય બીજું કહેવાનું નથી. અનુવાદ

ર્તાએ તો પોતાની ફરજ યથાર્થ બજાવી છે જો કે મૂળ બંગાળાના આ ગ્રંથમાંજ વસ્તુ સંકલનાની કેટલીક ખામીઓ છે, અને તેને લીધે ભાષાંતરમાં પણ એ સંકલના ભૂલ રહિત થવી અશક્ય છે, તો પણ ગ્રંથની વર્ણન શૈલી, વિષય અને જન સ્વભાવના કેટલાક ચિન્હો ખાસ અવલોકન કરવા યોગ્ય છે એવટે અમારે કહેવુ જોઈએ કે આ ગ્રંથ રસિક અને સરળ ભાષામાં અનુવાદિત થયેલો છે એ માટે અનુવાદ કર્તાને અમો ધન્યવાદ આપીએ છીએ તે ગ્રંથની કિમત રૂ ૧ રાખેલી છે

## परमारथ काम करवामाटे मनने सबोधन

( રાગ ધ થાશ્રી )

કર પરમારથ કામ—મનતુ કર પરમારથ કામ —ટેક
બચેલા તુજનાથી મરશે, નવ પરલોકે કામ —મનતુ કર–૧
ઈશ્વર પ્રીતિ મળે કરવાથી, વાધ થશ અભિરામ,
કરને સ્હાય હરિ દેતેથી, નહિ ખૂટે કદી દામ —મનતુ કર–૨
મેળવતુ પણ તારે છે મન,–ધન સઘળી ગૃહગામ,
ઘોડા હાથી ગાય મહિષી–ને ગાડી સુખધામ —મનતુ કર–૩
વિચાર એ સૌ મેળવનાના,–નવનિજ અર્થ તમામ,
ઘેરાઈને મોહ જાળમા,–નહિ કર મન તુજ કામ —મનતુ કર–૪
સ્વાર્થ સહુ સાધે છે પશુઓ,– પેટ ભરે છે શામ,
માનવતાનો વાસ ગણુ ત્યા,–જ્યા પરમારથ કામ —મનતુ કર–૫
કરવુ માત્ર કામ પોતાનુ,–પણ પરમારથ કામ,
ટુટી બદામ હરામ વટાએ, નિર્થ ક પશુ નામ —મનતુ કર–૬
સુખ પોતાનુ સહુ કો ઈચ્છે, પણ પરસુખકર કામ,
નહિ કોઈ કરવાને ધારે, વિણ સાધુ ગુણ ધામ —મનતુ કર–૭
તન માનવનુ અતિ ઉત્તમ આ, શ્રેષ્ટ સકલ ગુણધામ,
કર્મ યોગ વડે પામ્યુ છે, મળશે ફરી નવ આમ —મનતુ કર–૮

ભવજલ તરવા પાર ઉતરવા, ને પ્રભુપદરજકામ;
નાવ પરમ પરમારથ, તારે—જે તુજ કુલ તમામ.—મનતું કર–૯
મળશે તનપણ ના માનવનું–કરી કરી પરનાં કામ;
ભૂખ તરશ વેઠી તન ગાળીશ–નવ પામીશ વિશ્રામ.—મનતું કર–૯
આ માનવની કાયામાં છે.—મનતુજ હાથ લગામ;
પશુ પામરના તનમાં છે શું? પરમારથનું ઠામ,—મનતુ કર–૧૦
જ્યાં પ્રેરે ત્યાંજતું પરાણે–કરવા સ્વામી કામ;
સુખેદુ:ખે નવથાએનો પ્રેરક તોડે ચામ—મનતું કર–૧૧
દુ:ખના દહાડા દેખી એવા ભજી લેને મન રામ;
પીયૂપ પ્રેમ વડે પામીશતો–કરી પરમારથ કામ—મનતું કર–૧૨

अमृतलाल कुंवरजी वैद्य
( चावंड )

---

## गतमासना.

### મુખ્ય બનાવો.

---

#### દ્વિતિય શ્રાવણ શુદિ ૧ ગુરૂવાર.

શ્રી ગાયત્રી પુરશ્ચરણ, શ્રી વિષ્નુયાગ તથા શ્રી મહારૂદ્રનો માધવબાગમાં આરંભ થયો.

#### દ્વીતીય શ્રાવણ શુદ ૫ સોમવાર.

સર દિનશાજી માણેકજી પીટટના સ્મારક માટે ટાઉન હૉલમાં જાહેર સભા ભરાણી.

#### દ્વીતીય શ્રાવણ શુદ ૮–૯ અને ૧૦ વાર ગુરૂ, શુકર અને શની.

પૂનામાં લેજીસ્લેટીવ કાઉન્સીલ ભરાણી, સાલ ૧૯૦૧–૧૯૦૨ના બજેટ ઉપર તકરાર, જમીનના નવા કાયદાનું પસાર થવું.

#### દ્વીતીય શ્રાવણ શુદ ૧૧ રવીવાર.

ત્રણ યજ્ઞોની માધવબાગમાં પૂર્ણાહુતિ થઇ.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૨૯ મું ]  આશ્વિન, સંવત્ ૧૯૫૭  [ અંક ૧૨ મો



## ॥ यतो धर्मस्ततो जय. ॥

### चेतवणी.

( सोरठ )

चचल चिच चतुर तज चिंता, भज भगवाननेरे, शुभगुण
गाननेरे—चचल टेक

मूरख ना ममता तु मेले, सर्व जशे जमवारो एळे
मेळें मान तजीश ते पहेलां माननेरे, शुभगुण गाननेरे—चचल
भजन अनूपम हीरो हारी, पत्थर पर थई प्रीति तारी,
खारी भव खाडीमा भूल्यो भाननेरे, शुभगुण गाननेरे—चचल
विषय वासना वहाली कीधी, मस्त बनी मद मदिरा पीधी,
लीधी धर्म तणीना शिक्षा साननेरे, शुभगुण गाननेरे—चचल
काळ जशे आवरदा लटी, हैयु केम गयु तव फूटी ?
छूटीश केम कपूत कळ्या विण कानानेरे, शुभ गुणगाननेरे—चचल
निंदित कृत्य करी नव लाज्यो, सज्जन देखी मुखी दिल दाझ्यो,
गाज्यो फोकट फदे घरी अभिमाननेरे, शुभगुण गाननेरे,—चचल
अनुचित उद्योगे नहीं थाक्यो, कुल अगार खरेखर पाक्यो,
वाक्यो व्यर्थ चढी अडतो असमाननेरे, शुभगुण गाननेरे—चचल
मानव आ मानव तन मोंघो, केम गण्यो तें सघळो सोंघो,
वोधो थई ना चूकीश तेना ताननेरे, शुभगुण गाननेरे—चचळ
केशव नाम समरवु मूकी, झूकी अन्य विषे निज चूकी,
टूकी सर्व करे कां ? तज अज्ञाननेरे, शुभगुण गाननेरे—चचल

केशवलाल सीताराम वैद्य
भायावदर

# ગુર્જરદેશ વર્ણન.

**વિશ્વાવસુ**—હે સખે! આટલા કાલ પર્યંત માત્ર સાંભળેલ, અને હમણાં પ્રત્યક્ષ દેખાતો, સર્વ સંપત્તિના સ્થાનરૂપ હોવાથી સ્વર્ગની પ્રતિમારૂપ આ ગુજરાત દેશ નેત્રોને આનંદ ઉપજાવે છે. કેમકે આ દેશમાં કર્પૂરયુક્ત અને મધુર સોપારી સહિત નવાં તામ્બૂલના રસેથી શોભતા મુખવાળા, સર્વ જનની પ્રશંસાના પાત્રભૂત વિવિધ પ્રકારનાં દિવ્ય વસ્ત્રોને ધારણકરવાવાળા, શોભિતા મણીનાં આભૂષણવાળા અને કેસર આદિ સુગંધી દ્રવ્યોથી સુવાસિત દેહવાળા આ તરૂણ પુરૂષો, સમાન અનુરાગી તરૂણ સ્ત્રીઓની સાથે આનંદનો અનુભવ કરેછે.

આંહિની સ્રીયોનું પણ સૌંદર્ય ભિન્ન પ્રકારનું છે. ગુર્જર દેશીય સ્ત્રીઓનું અંગ તપાવેલ સુવર્ણ જેવું છે, તેમનો અધરોષ્ટ રક્ત અને મૃદુ છે, હાથ નવીન પલ્લવ સમાન સુકુમાર છે, વાણી અમૃત જેવી મધુર છે, મુખ કમલ સમાન છે, તેમના નેત્રો કમલદલની શોભા સૂચવે છે; એ પ્રમાણે ગુર્જર રમણીનાં ક્યાં અવયવો તરૂણોને મોહ સંપાદક નથી થતાં? સર્વે મોહ ઉપજાવેછે.

કૃશાનુ—તમે કહ્યું તે સત્ય છે, તથાપિ અહિંના પુરૂષો શ્રેષ્ઠ વસ્તુના ઉપભોગમાં ચતુર નથી. કેમકે—

તેઓ, બહુ મૂલ્યવાળા મણીના સમૂહથી ક્રય વિક્રયાદિ વ્યાપારમાંથી જે લાભ થાયછે તેમાં અતિ આસક્ત હોવાથી, લજ્જાયુક્ત તેમજ કામાકુલ, કુરૂપ નહિં કિંતુ વિધુત સમાન સ્વરૂપવાન્, કૃશાંગી એવી પોતાની કુલીન સ્ત્રીઓને તરૂણાવસ્થામાંજ તજીને, ઘણાં વર્ષે જ્યાંથી પાછું અવાય એવા દેશાંતરમાં વારંવાર જાયછે, એ બહુ ખેદની વાતછે.

વિશ્વાવસુ—મન્દમનીષ! વ્યાપાર માટે દેશાંતરમાં પરિભ્રમણ કરવું એ તો પુરૂષમાં ગુણ કહેવાય, પણ દોષ નહિં કેમકે,

દેશોદેશે કુતુહલ થકી વસ્તુ રમ્યા વિલોકી,
સંપત્તિ લઈ ગૃહ ભણી ફરે જોઈ આખી ત્રિલોકી;
ભેટે પ્રીતે સુચિર વિરહી સ્વામિભક્તા પ્રિયાને,
હાણે માણે સુખં અનુભવે ધન્ય એની ક્રિયાને.

મારે કહેવાનો ભાવ આવો છે કે, જેમ રસ્તે ચાલતો પથિક જન મા ર્ગમા સૂર્યાતપથી તપેલો હોય, ત્યારે વૃક્ષની છાયામા જે સુખનો તે અનુભવ કરે છે તે બીજાથી અનુભવવુ શક્ય નથી, તેવીજ રીતે જેને પ્રથમ દુ ખ અને પાછળથી સુખ મળેછે તે તેને અધિક સતોષ આપેછે—આવોજ વિચાર મહા કવિ કાલીદાસે વિક્રમોર્વશીયમા જણાવેલછે—

यदेवोपनत दु'खात्सुख तद्रसवत्तरम् ।
निर्वाणाय तरुच्छाया तप्तस्य हि विशेषत ॥

( જે દુ ખ પછી સુખ પ્રાપ્ત થાયછે તે વધારે રસવાળુ હોયછે, તરૂછાયા તપેલાને વિશેષ સુખ આપેછે )

વળી એવી રીતે દેશાતરમા ફરીને જે માણસ દ્રવ્ય સપાદન નથી કરતો, અર્થાત્ ઘરમાજ બેઠો રહેછે તે તેનું પુરૂષાધમપણુ દેખાડે છે

જે કુમતિ અને આળસુ પુરૂષ, એટલે ઘરમાજ રહેવાથી વાવકુવાના દેડકાની પેઠે જેનો બહાર જવાનો સ્વભાવજ નથી, અને તેથીજ જે દરિદ્રી થયેલ છે, અને ગૃહના અતિ પરિચયથી પોતાની સ્ત્રી જેની ઉપેક્ષા કરે છે, ભૂપાલની સભામા જે જતો નથી અને મોટા માણસો પાસે જતા જે બ્હીયે છે, તેવો પુરૂષ વિવિધ ચમત્કારવાળુ ત્રિભુવનનુ ચરિત્ર શુ જાણી શકે ? તેમજ સુખ શુ ભોગવે ? કઈ જાણે પણ નહિ અને સુખ ભોગવે પણ નહિ કેમકે—

દ્રવ્ય સપાદનાર્થે અન્ય દેશોમાં ગમનાદિરૂપ વ્યાપારને છોડીને, જે દુર્મતિ પુરૂષ, સ્ત્રીનુ સુખ નિરખતો ઘરમાજ સ્તબ્ધ થઈ રહે છે, તે પુરૂષ દારિદ્રને બોલાવે છે વળી સાભળો—

જે પુરૂષને પૃથ્વીમા સુખથી વસવાની ઈચ્છા હોય, તેવા ધન્ય પુરૂષે રાજસભામા જવુ, ત્યા સભામા સકલ જનને રોચક વાણી બોલવી અને એવી રીતે ધનસપાદન રૂપ પોતાનુ કાર્ય સાધવુ કાર્યસાધક માણસે કોઇ જગ્યાએ કટુ ભાષણ કરવુ નહિ, કેમકે તેથી કાર્યની હાની થાય છે એ રીતે કલેશ વિના ધન સપાદન કરવુ—ધનાર્જન થયુ હોય તથાપિ રાજાના પ્રિય પુરૂષોને સતોષવા, પણ તેનો તુચ્છ બુદ્ધિથી તિરસ્કાર ન કરવો, વળી ઉપકારજ કરવો, શત્રુ,મિત્ર ઉદાસીન અથવા અન્ય જનનો પણ કદાપિ અપકાર કરવોજ નહિ, વળી પણ સાભળો.—

( શિખરિણી. )

ગમે સાચું ખોટું વચન વદીયું અજ્ઞ વિભુએ,
વખાણી તે નિત્યે, જડ પણ ગુરૂને વિનવિએ;
સભામાં દેખાડો પરમ શ્રમથી નિસ્પૃહપણું,
સુસાધી લેવું જઇ ખુશનૃપ થકી કાર્ય સઘળું.

---

## गौप्रताप.

ગાધી રાજાના પ્રતાપી પુત્ર વિશ્વામિત્ર રાજા મહતી સેનાસાથે એક સમયે જંગલમાં વિચરતા, ઉપવનોની શોભા જોતા, જેની ચોતરફ ગિરીનાં ઝરણાં વહ્યા કરેછે, વિચિત્ર પ્રકારનાં વૃક્ષો સુશોભિત જેની ચોતરફ છે, પાસે રહેલા નાના નાના કાસારોમાં નીલકમલ વિગેરે અનેક જાતનાં ખીલેલાં કમળોમાં મત્તબનેલા ભ્રમરાઓનો ગુંજારવ જેની આસપાસ થઈ રહેલ છે, વૃક્ષોઉપર બેસીને નાદ કરતાં પક્ષીઓનો કોળાહળ અને ભ્રમરોના ગુંજારવથી અતિ ગરજીત થયેલા એવા એક વનમાં લીલા ઉગેલા ઘાસને ચરનારા મૃગોના ટોળાંને જોઈને મૃગયા કરવાની ઈચ્છાથી તે વનમાં આવ્યા. ત્યાં તેમણે રૂષીભક્ષ્ય નિવાર વૃક્ષોથી સુશોભિત અને પુષ્પોની વલ્લીઓથી વીંટાયેલો એક આશ્રમ જોયો. સારથીને આજ્ઞાકરી કે રથ ઉભો રાખ, રથમાંથી ઉતરી ક્ષાત્રતેજોમય રાજા વિશ્વામિત્ર વેદધ્વનિઓથી ગર્જીત તથા યજ્ઞના ધૂમ્રથી પરિપૂર્ણ મહા આશ્રમ તરફ ચાલવા લાગ્યા. આશ્રમની અંદર ગયા ત્યાં અનેક શિષ્યોથી વિંટાયેલા, આશ્રમના મધ્યમાં બીરાજેલા, વન્યવસ્ત્રોને ધારણ કરનારા, હોમ દ્રવ જેના હાથમાં રહેલુંછે, જ્વલિત કૃશાનું જેની સન્મુખ છે, તારામંડળમાં જેમ ચંદ્ર શોભે તેમ અનેક શિષ્યોની મધ્યમાં શોભતા ઉચ્ચ પ્રતાપી એક મહાત્માને તેણે જોયા અને તત્કાળ નમન કર્યું.

હાથમાં ધારણ કરેલ હોમ દ્રવ્ય બાજુ ઉપર મુકી ઉભાં થઈ તે મહાત્માએ તેમને આશીષ આપી, શીષ્યોને આજ્ઞા આપી કે મહારાજા વિશ્વામિત્ર અને તેની નાયક તથા સૈનિકોને આસન લાવી આપો.

શિષ્યોએ લાવીને આપેલા આસનો ઉપર બેસારી બ્રાહ્મણોએ ક્ષત્રીયો પ્રત્યે જે સત્કાર કરવો જોઈએ તે વિધિપ્રમાણે કર્યા, અને વિશ્વામિત્રને સંબોધી કહ્યું મહારાજા વિશ્વામિત્ર! આપના આગમનથી મારૂ અંતઃકરણ આનંદ સ્પંદથયું રાજાઓમા ઈશ્વરાંશ વિશેષ હોય છે તે શાસ્ત્રનું વાક્ય છે તો આપને ઈશ્વર ભાવથી પૂજવા જોઈએ, આમ કહી તેમની યથાવિધી મધુપર્કાદિકથી પૂજા કરી

મહારાજા—વસિષ્ટ મુને! મારેવિશે આપની અતુલ્ય પ્રીતિ જોઈ મારૂ અંતઃકરણ પ્રસન્ન થાય છે આપનુ શુ શ્રેય કરૂ! તેના જવાબમા મુનીરાજે કહ્યુ 'મારે ત્યા યથેચ્છ ભોજન કરી મને કૃતકૃત્ય કરો' 'જગતમા રાજાઓને ઇપ્સિત ભોજન મળવુ મુશ્કેલ છે, તો લાચાર છુ કે ભોજન કરવાનુ મારાથી નહિ બને, તેમજ હુ એકાકી નથી પણ સેનાનાયક વિગેરે અનેક માનવો મારી સાથે છે તો તેને છોડીને મારાથી એકના ભોજન કરવાનુ ન બને, તેમ તે સર્વને ભોજન યથેષ્ટ આપવાને આપ શક્તીવાન હો એ અસંભવિત વાત છે' વિશ્વામિત્રે એમ કહ્યુ

વશિષ્ટ રૂષીએ જવાબ આપ્યો કે મહારાજ! શ્રી વિશ્વંભરના પ્રતાપથી અને કલ્પવૃક્ષ સમાના કામધેનુસુતા નંદીનીની અનુકંપાથી સર્વે માનવો સહિત આપને જગત છતા યથેષ્ટ અન્ન આપી શકીશ એ પ્રત્યુત્તરથી વિશ્વામિત્ર વિસ્મિત થયા, તથાપિ કૌતુકાકાંક્ષી બની તે રૂષીની આજ્ઞા સ્વિકારી ભોજન કરવાને કબુલાત આપી શુ ભોજન કરવાની ઈચ્છા છે' એ સવાલ થતા મહારાજા વિશ્વામિત્રે પાયસાન્નની માગણી કરી તે સ્વિકારી અરૂંધતી સહ વસીષ્ટમુની નંદીની ગાય પાસે જઇ તેમનુ પૂજન કરવા લાગ્યા કપાલમા ચાંદ્નો કરી પુષ્પમાલ ધારણ કરાવી પ્રદક્ષિણાકરી નિરાજનાદિક કરી, અરૂંધતી સહિત ધેનુની સન્મુખ આવી પ્રાર્થના કરવા લાગ્યા કે હે હવ્યવાહિની, યજ્ઞના સાધનભૂતાનંદિની! આપ સર્વ રીતે મારા શ્રેયકર્ત્રીછો, આપના ઉગ્ર પ્રભાવથી આ જગતમા નિરામય અને નિર્ભય થૈને વસુછુ

આપને હિસક પ્રાણીઓ પણ પરાભવ નથી કરી શકતા, આપ સર્વની કામનાને પૂર્ણ કરનારાછો, હુ નિર્બલ છતા આપની અનુકંપાથીજ બલવાનછુ, સમૃદ્ધિ રહિત છુ છતા આપથીજ સમૃદ્ધિવાનછુ મહારાજા વિશ્વામિત્ર અને તેના માનવોને ભોજન કરાવવાને અશક્તછુ- છતા આપને લીધે સશક્તછુ

મુનીની મહાન સ્તુતી અંગીકાર કરી મનુષ્યવાણી નંદીની બોલ્યાં. "આદ્ય પાત્ર નીચે રાખશો એટલે મારા આંચલોમાંથી ઈપ્સિત વસ્તુઓ તમોને પ્રાપ્ત થશે."

મહારાજા વિશ્વામિત્રની માગણીથી પાયસાન્ન જોઇએ છિએ એ વિનંતિ થતાં તે વસ્તુની આંચલોમાંથી ધારા છુટી અને રાજાને તે આપી તૃપ્ત કર્યા. સેનાનાયકે અન્ય વસ્તુ માગી તો તે તેમને આપી તેમને પણ તૃપ્ત કર્યા. આમ સર્વે સૈનીકોએ જે વસ્તુ માગી તે તે વસ્તુ આપી વસિષ્ટ રૂષીએ સર્વને સંપૂર્ણ રીતે તૃપ્ત કર્યા. આ જોઈ વિશ્વામિત્ર રાજા અત્યંત વિસ્મિત થયા, એટલુંજ નહિં પણ તેની સાથે રજોગુણમય તે રાજાની બુદ્ધીમાં પણ ફેરફાર થયો. મનમાં તર્ક થયો કે જંગલી લોકોને ત્યાં આ ધેનુ જેવી વસ્તુઓ શોભતી નથી; જેમ ઝુંપડામાં રહેલા હાંડી તખ્તાઓ ગાલીચાઓ, અને ઝૂમરો શોભતાં નથી, ખર ઉપર જરીયનવસ્ત્ર કે અંબાડી શોભતાંજ નથી, અને અન ધિકારીપાસે જેમ ધનશોભતું નથી તેમ ભિક્ષુક વર્ગપાસે રહેલી આ ગાય આંહી શોભતી નથી.

વિશ્વામિત્રનું અંતઃકરણ મહાન ન હતું પણ ક્ષુદ્ર હતું, દુર્યોધનને મળતું હતું. ક્ષુદ્ર અંતઃકરણવાન સારાસારનો વિચાર કરતો નથી. આત્મક્ષતિની દરકાર રાખતો નથી, માત્ર પોતાના ઇપ્સિત કાર્યને પારપાડવાને દોડે છે; જેને માટે ઝનુન ઉપર આવી જઇ વખતે હિંસકપણ બને છે એટલે કોઇનો ઘાત કરવાને પણ તે આંચકો ખાતો નથી. આમ ઘાત કરવાની ઉત્કંઠા થતાં વિપરીત પરિણામો વખતે પોતાને આવે એટલે તેમ કરતાં વખતે પોતેજ ફસાય તો તેની પણ તે દરકાર કરતો નથી.

"વસીષ્ટમુને ! ભોજનાદિ ઇપ્સિત સામગ્રીઓ આપનારી કામદુધા સુતા નંદિની આ પર્ણકુટીને યોગ્ય નથી પણ રાજ્યવાનને યોગ્ય છે, તો મને આપો" વિશ્વામિત્ર બોલ્યા.

કર્ણ કઠોરા એ વાણી સાંભળી વસિષ્ટ મુનિ સ્તબ્ધ થૈ ગયા, ગભરાયા, અને વિચાર કરવાલાગ્યા કે ના પાડીશ તો તે રાજાને માઠું લાગશે એટલું નહિં પણ તે ક્રોધી અને ક્રૂરછે તો જુલમ કરીને પરાણે ગાયને લૈજશે; જો કે તેને પરાભવ કરવાની મારી શક્તી છે પણ તે શક્તીનો આવી ક્ષુદ્ર બાબતમાં ઉપયોગ કરી તપભંગ કરવો એ મને મોટા અનિષ્ટ રૂપ છે. ક્રોધ કરવાથી તપભંગ થાય છે એ શાસ્ત્રમાં લખેલ છે.

આવા વિચારમા સ્તબ્ધ ગયા, કશો પણ ઉત્તર ન આપ્યો ત્યારે રાજાએ બીજી વખત કહ્યુ ત્યારે પણ ઉત્તર ન આપ્યો, એટલે ક્રોધાયમાન થઇને વિશ્વામિત્રે કહ્યુ કે મુને ! આપોછો કે મારા સૈનીકોને પ્રેરી વિના રજાએ લઇ જાઉં? જવાબ ન મળતા રાજાના હુકમને માન આપી સૈનીકો ગાય છોડી તેને લૈ જવા માંડયા ગાય ખસી નહિ, સ્થિરથઈ ઉભી રહી રાજાના હુકમથી તેને ચાબુક માર્યા છતા પણ ખસી નહિ, પણ મનુષ્યવાણીથી બોલી કે, હે વસિષ્ટ મુની ! આ દુષ્ટો મને ત્રાસ આપે છે, મારી ઉપર જુલમ ગુજારે છે, પ્રહાર કરે છે છતા આપ નિર્બન થઈ કેમ બેઠેલા છો ?

" હુ જાણુછુ કે મારા કરતા તમારામા અધિક પ્રતાપ છે છતા તેને અટકાવવાને અને તેને પરાજય કરવાને હુ ક્રોધ કરી મારૂ તપોબળ ઓછુ કરવા ધારતો નથી જો આપમા શક્તી નહોત તો એક સવાલ હતો પણ તેમ છે નહિ" વસીષ્ટ મુનીએ કહ્યુ

તે સાભળી નદિનીને દુષ્ટ લોકોના પ્રહારથી અતી ક્રોધ વ્યાપ્યો, ભ્રકુટી ચડાવી, આખ અગ્નીથી બળતી હોય તેમ લાલ બની પ્રથમ છાણ અને પેશાબ કરી તેમાથી હજારો યાવન અને મીના નામના યોદ્ધાઓ પ્રગટ કર્યા પૂછડુ ઝાટકીને તેમાથી બર્બલ યોદ્ધાઓ પ્રગટ કર્યા, અને ઔ ( આચળ ) માથી દ્રાવિડનામના હજારો યોદ્ધાઓને પ્રગટ કરી તેને વિશ્વામિત્રના સૈનિકોને મારવાને આજ્ઞા આપી ક્રોધાયમાન થયેલા તમામ યોદ્ધાઓ પોતાના ઉગ્રબળથીને સૈનિકોને પ્રહાર કરી યમદ્વારમા પોચાડવા લાગ્યા અસહ્ય ગોજન્ય યોદ્ધાઓનો પ્રહાર સહન ન થતાં કેટલાક નાસી ગયા વિશ્વામિત્ર પણ જીવ લઇને નાઠા મારીપાસે મોટુ સૈન્યછે તો ક્ષુદ્ર બ્રહ્મતેજમય બ્રાહ્મણ વસિષ્ટ મને શુ કરવાના હતા? સહજમા તેમનો પરાભવ કરીશ એવું જે તેમનું અભિમાન હતુ તે ઉતર્યું, આશ્ચર્ય પામ્યા અને મનમા કહેવા લાગ્યા કે સેના તથા અન્યસાધનોયુક્ત ક્ષાત્રતેજ કરતા બ્રહ્મતેજ અથવા ગૌપ્રતાપજ અધિક છે આમ વિચાર કરતા નિરાશ થયેલા અને પરાભવપામેલા વિશ્વામિત્ર પોતાના રાજ પ્રત્યે ચાલ્યા ગયા

(લેખક શાસ્ત્રી દામોદર કાનજી)

---

# सदुपदेश पंचशती.

( લેખક. શાસ્ત્રી કેશવલાલ રેવાશંકર )

ગરીબ ગાયો ઉપર જ્યમ બગા ઘણી દેખાય,
તેમ દીનને ઈતરનર દુઃખ અર્પવા જાય.
સ્વાભાવિક આ નિયમ જ્યાં સબલે અબલ હણાય,
ન્યાય નથી આ એમ ત્યાં, કેમ ! જનેં બોલાય.
પુરુષોત્તમ સમ પણ નરો, લક્ષ્મીમાં લોભાય,
પામર નરનું કયમ નત્યાં ધનમાં મન લલચાય.
અજાણતાં પણ દુઃખમાં દુઃખ પડે છે જેમ,
નહિ ધારેલું સુખ વિષે આવિ મળે સુખ તેમ.
સમર્થનાં સાહાય્યમાં તેમ મળે બહુ લોક,
મોટા નદમાં જઇભળે જેમ નદીનો થોક.
ઘાયલ પાશવ અંગને કાક ટોચવા જાય,
તુચ્છ વિષયમાં તેમ મન દુર્જનનું લોભાય.
ચંદ્રહાસને મારતાં મુઓ ધૃષ્ટમતિ જેમ;
પરનું ઈચ્છે અહિત તે પોતે પામે તેમ.
જાર ચારના સંગથી, કદી મળે નહિ સાર;
કાંતો કરે ખુવાર કે, કાં ખવરાવે માર.
ફુંકી ફુંકી લોકને ઉંદર કરડે જેમ;
ધીરે ધીરે લોકને ધૂર્ત ધૂતવે તેમ.
માયામય સંસારમાં, જે જન માયિક થાય;
તેના સમ નિર્માયથી ન કદી શીઘ્ર ફવાય.
સ્વધર્મ સમજી સૂર્ય જ્યમ, તમનો કરે વિનાશ;
મટાડવા અજ્ઞાન ત્યમ પામે સુજ્ઞ પ્રકાશ.
સહાય ન છતાં અન્યપણ, સૂર્ય ઉદિત જ્યમથાય;
પોતાથી ત્યમ ઉદયને, આર્ય પામતા જાય.

[અપૂર્ણ.]

ॐ तत्सत्

# अष्टावक्र प्रकरण १ लु

## પ્રસંગ ૧ પેહેલો

जनकउवाच

कथंज्ञानमवाप्नोति कथंमुक्तिर्भविष्यति।
वैराग्यंच कथं प्राप्तमेतद्ब्रूहि मम प्रभो ॥ १ ॥

જનક રાજાએ મહાત્મા અષ્ટાવક્રને પુછ્યુ કે જ્ઞાન કેમ પમાય છે, મુક્તિ કેમ થાય છે અને વૈરાગ્ય પ્રાપ્ત કેમ થાય છે તે વિષે આપના વિચારો મને જણાવો ૧

अष्टावक्रउवाच ત્યારે મહાત્મા અષ્ટાવક્રે કહ્યુ કે

मुक्ति मिच्छसिचेत्तात विषयान् विषवत्त्यज।
क्षमार्जवदयातोष सत्य पीयूषवद्भज ॥ २ ॥

હે તાત! જો તુ મુક્તિને ઇચ્છતો હો તો વિષયોને વિષની પેઠે છોડી દે, અને ક્ષમા, વિનય, દયા, સંતોષ અને સત્યને અમૃતની પેઠે સેવ

તાત એ સંબોધન અનુગ્રહ બતાવનાર અતિ મધુર છે તેથી પરમદયાળુ મહામુનિ અષ્ટાવક્રનો ઉપદેશ સાભળનારને અનુગ્રહકારક અને અત્યંત મીઠો લાગે તેવો જણાય છે સંબોધપ્રદગુરૂ કરૂણાલુજ હોવા જોયે

મુક્તિ એટલે સર્વ અનર્થ (દુઃખ) ની નિવૃત્તિ અને પરમાનંદ (સત્ય સુખ) ની પ્રાપ્તિની ઇચ્છા રાખનારે વિષયો એટલે પાચ બુદ્ધીંદ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાચ વિષયો છે તથા પાચ કર્મેંદ્રિયોના વચન, આદાન, આનંદ, વિસર્ગ અને વિહાર એ પાચ વિષયો છે તેમા સર્વ દેહાદિ પ્રપંચનો સમાવેશ થઈ જાય છે, કેમકે તે સર્વે જીવ ભોગ્યજ છે જે અનર્થના હેતુરૂપ છે તેઓને વિષ એટલે ઝેરની પેઠે છોડીદેના જોયે એટલે જેમ ગમે તેવી પોતાને પ્રિય વસ્તુ હોય પરતુ તેમા વિષ પડ્યુ છે એવુ જણાય તો તેને પછી કોઇ ખાતો નથી કેમકે વિષથી મરણ થાય છે એ તેના જાણવામા છે, તેવીજ રીતે ઈંદ્રિયોના વિષયો પણ બહુ પ્રિય છે તોપણ તે મરણને આપનાર વિષરૂપ છે એવુ સમજી તેને છોડીદેવા જોયે તેમા અહમમત્વ તજી દેવુ જોયે,

એટલે કે ઇંદ્રિય નિગ્રહ કરવો જોયે તેને દમ કહેવાય છે, અને ક્ષમા વિનય દયા સંતોષ તથા સત્ય એ પાંચ અતિ ઉત્તમ સદ્‌ગુણોને—શમ ને અમૃતની પેઠે સેવવા જોઈએ; જેમ અમૃત પીવાથી અજરામર થવાય છે તેમ આ પાંચ સદ્‌ગુણોને સેવવાથી અજરામર થવાય છે. એ રીતે શમ દમાદિ સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારી થવાથી અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થતાં મુકિત મળે છે એ સારાંશ છે. ૨.

પંચ મહાભૂતથી થયેલો દેહ તેજ આત્મા છે અને વિષયો તેના ધર્મ છે તેનો ત્યાગ થવો કેમ ઘટે ? જેમ પૃથ્વીધર્મ ગંધ છે તે જ્યાં પૃથ્વી હોય ત્યાં હોયજ તેવી રીતે જ્યાં આત્મા (દેહ) ત્યાં તેના વિષયો હોયજ એ શંકાનો પરીહાર કરે છે કે—

न पृथ्वी न जलंनाग्नि र्नवायुर्द्यौर्नवा भवान् ।
एषां साक्षिणमात्मानं चिद्रूपं विद्धिमुक्तये ॥ ३ ॥

પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂત છે, જેથી આ શરીર બન્યું છે, તે તું નથી પરંતુ તે પાંચે મહાભૂતના સાક્ષીરૂપ ચિદ્રૂપ (કેવળ ચૈતન્યરૂપ) આત્માને તું જાણ—હું તે આત્મરૂપ, સર્વનો સાક્ષી, ચિદ્રૂપ છૌં—એવું જાણ તો તેથી મુક્તિ થશે.

એવો નિયમ છે કે જે જેનો સાક્ષી હોય છે તે તેનાથી હમેશાં જુદોજ હોય છે, જેમ घटद्रष्टा घटाद्भिन्नः ઘડાનો દૃષ્ટા ઘડાથી જુદો છે, તેમ આ શરીર જે પંચ મહાભૂતથી બનેલ છે તેને તું જોઈ શકે છે એટલે તેનો સાક્ષી તેનાથી જુદો છે, તેજ તું આત્મા કેવળ ચૈતન્ય રૂપછો એમ અપરોક્ષાનુભવથી મુક્તિ મળે છે. ૩.

આત્યંતિક દુઃખની નિવૃત્તિ તે મુક્તિ એમ નૈયાયિકો માને છે, દુઃખના પ્રાગ્ભાવનું પરિપાલન એ મુક્તિ એમ પ્રાભાકરો માને છે, અને આત્માની હાની તે મુક્તિ એમ બૌદ્ધો માને છે; એ સર્વનો અનાદર કરીને કેવળ સ્વાત્મજ્ઞાનથીજ જીવન્મુક્તિની દશાને કહે છે કે.

यदि देहं पृथक्कृत्य चिति विश्राम्य तिष्ठसि ।
अधुनैवसुखीशांतो बंधमुक्तो भविष्यसि ॥ ४ ॥

જો દેહને જુદો કરીને દેહાદિકથી હું આત્મા વિલક્ષણ છૌં એમ વિવેચન કરીને કેવળ ચૈતન્ય આત્મસ્વરૂપમાં વિશ્રાંતિ કરીને રહે તો અત્યારેજ સુખી, પરમાનંદ પામનાર, શાંત અને બંધમુક્ત થઈ જાઇશ. ૪.

વર્ણાશ્રમના કર્મોને છોડી કેવળ ચૈતન્યમાં વિશ્રાંતિ કરવી તે યુક્તિ કેમ ઘટે? ત્યાં કહે છે કે,

नत्वं विप्रादिको वर्णो नाश्रमी नाक्षगोचरः।
असङ्गोऽसि निराकारो विश्वसाक्षी सुखीभव ॥ ५ ॥

તું બ્રાહ્મણ આદિ વર્ણ નથી, તેમ કોઈ આશ્રમવાળો પણ તું નથી તેમ કે ઇંદ્રિયોથી જોઈ શકાય તેવો તું નથી પરંતુ અસંગ, નિરાકાર, અને આખા વિશ્વનો સાક્ષી તું પોતે આત્મારૂપ છો એમ જાણીને સુખી થા ૫

જો વેદમાં કહેલા કર્મોને છોડી ચૈતન્યમાં વિશ્રાંતિ કરે તો પ્રત્યવાયનો પ્રસંગ આવે (દોષ લાગે) એ શંકા નિવારણાર્થે કહે છે કે—

धर्माधर्मौ सुखं दुःखं मानसानि न ते विभो।
नकर्तासि न भोक्तासि मुक्तएवासि सर्वदा ॥ ६ ॥

ધર્મ, અધર્મ, સુખ, દુઃખ ઈત્યાદિ સર્વ માનસિક ધર્મો (મનના ધર્મો) છે તે વ્યાપક, તારા (આત્માના) નથી એટલે કે ત્રણે કાળમાં તે માનસીક ધર્મો સાથે તારે કશો સંબંધ નથી તું (આત્મા) કર્તા કે ભોક્તા નથી પરંતુ સર્વદા મુક્તજ છો કેવળ અજ્ઞાનથીજ માનસિક ધર્મનો સંબંધ પોતાનામાં કલ્પનાથી સુખ દુઃખ જણાય છે, તે જ્યારે જ્ઞાન થાય છે ત્યારે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ પોતાનું જણાયાથી માનસિક ધર્મો સાથે મારે કશો પણ સંબંધ નથી એવો નિશ્ચય થતાં સુખ દુઃખાદિક મટી જાય છે કેમકે કર્તા કે ભોક્તા પોતે નથી ૬

શુદ્ધ બ્રહ્મસ્વભાવ એક નિત્ય મુક્ત આત્માને શાથી બંધ થાય છે કે જેને મટાડવા વિવેકીઓ પ્રયત્ન કરે છે એ શંકાનું સમાધાન કરે છે કે—

एकोद्रष्टासि सर्वस्य मुक्तप्रायोऽसि सर्वदा ॥
अयमेवहितेबन्धो द्रष्टारं पश्यसीतरम् ॥ ७ ॥

તું એકજ સર્વનો દૃષ્ટા છો અને સર્વદા મુક્તજ છો તારાથી (આત્માથી) ભિન્ન બીજા પદાર્થોને (દેહાદિકને) દૃષ્ટા જાણે છે એજ તારે બંધન છે તો બંધન કરનાર એ અજ્ઞાનજ છે, જે દેહાદિકમાં આત્માને લીધે તેને દૃષ્ટા=સાક્ષી રૂપ માને છે વાસ્તવ કાંઈ બંધ નથી, સાક્ષી સ્વસ્વરૂપનું જ્ઞાન થયે મુક્તજ છો ૭

એ અનર્થનું કારણ અને તે મટવાનો ઉપાય બતાવે છે

अहंकर्तेत्यहंमानमहाकृष्णाहिदंशितः ।
नाहंकर्तेतिविश्वासामृतंपीत्वा सुखीभव ॥ ८ ॥

"હું કર્ત્તાછીં" એ અભિમાન રૂપ મોટા કાળો સર્પ તને કરડેલો છે, તો "હું કર્ત્તા નથી" એ વિશ્વાસરૂપ અમૃતપાન કરીને સુખી થા. આત્મામાં કર્ત્તાપણું નથી છતાં દેહાધ્યાસને લીધે આત્માને કર્ત્તા માનવાથી દુઃખ થાય છે તે જ્યારે એવું જ્ઞાન થાય કે હું ( આત્મા ) અકર્ત્તા છીં ત્યારે સુખી ( પરમાનંદ પ્રાપ્તિ ) થાય છે. ૮.

एकोविशुद्धबोधोऽहमितिनिश्चयवन्हिना ।
प्रज्वाल्याज्ञानगहनं वीतशोकः सुखीभव ॥ ९ ॥

હું એક સજાતીય વિજાતીય અને સ્વગત ભેદરહિત શુદ્ધજ્ઞાનરૂપ છીં એ નિશ્ચયરૂપ અગ્નિથી અજ્ઞાન ( હું દેહી, કર્ત્તા, ભોક્તા છીં ઈત્યાદિ ) રૂપ જંગલને બાળી નાંખીને શોકરહિત સુખી થા. ( સર્વ દુઃખથી મુક્ત અને પરમાનંદ યુક્ત મુક્ત થા. ) ૯.

આત્મજ્ઞાનથી અજ્ઞાન રૂપ જંગલને બાળતાં પણ આ સત્ય પ્રપંચનો જ્ઞાનથી નાશ ન થતાં શોક રહિત કેમ થવાય ? ત્યાં કહે છે કે—

यत्रविश्वमिदंभाति कल्पितंरज्जुसर्पवत् ।
आनंद परमानंदः सबोधस्त्वं सुखं चर ॥ १० ॥

જે બોધમાં આ સમસ્ત વિશ્વ દોરડીમાં સર્પની પેઠે અધિષ્ઠાનનાં અજ્ઞાનથી કલ્પિત ભાસે છે, વિવર્ત રૂપે દેખાય છે, તે બોધ રૂપજ તું છો, જ્ઞાન સ્વરૂપ છો. સ્વપ્નમાં સત્ય જણાતો સિંહ ભય ઉપજાવે છે, તે જાગ્યા પછી સ્વપ્નનું મિથ્યાપણું જણાતાં સિંહભયની શાંતિ સ્વતઃ થઈ જાય છે; તેમજ આ સંસાર અજ્ઞાન દશામાં સત્ય જણાય છે, સુખ દુઃખપ્રદ થાય છે પરંતુ જ્યારે જ્ઞાન થયું ત્યાર પછી તે મિથ્યા જણાતાં શોકપ્રદ નથી. અસ્તુ. દુઃખનાં કારણ રૂપ પ્રપંચનું અસત્યપણું થયેથી દુઃખનો અભાવ થશે પરંતુ સુખ કેમ થાય ? ત્યાં કહે છે કે—પછી આનંદો—મનુષ્યલોકાનંદ અને દેવ લોકાનંદથી પણ પરમ આનંદ રૂપજ તે બોધ રૂપ તું ( સર્વનાં અધિષ્ઠાન રૂપ ) સુખ ભોગવ. તું પોતે અધિષ્ઠાન રૂપે સત્ય જ્ઞાનરૂપ અને પરમાનંદ રૂપ એટલે કે સચ્ચિદાનંદ રૂપ છો. ૧૦.

સર્વ પ્રપંચ રજ્જુસર્પવત્ કલ્પિત છે અને આત્મા આનંદ રૂપજ છે ત્યારે આત્માને બંધ મોક્ષ છે એવું કેમ કહેવાય છે ? ત્યાં કહે છે—

मुक्ताभिमानी मुक्तोहि बद्धोबद्धाभिमान्यपि ।
किंवदन्तीह सत्येय यामति सागतिर्भवेत् ॥

જે મુક્તનો અભિમાની છે તે મુક્તજ છે અને બદ્ધનો અભિમાની છે તે બદ્ધજ છે આહિ यामति सागतिर्भवेत् જેવી મતિ તેવી ગતિ થાય, એ લોક વાણી સત્યા ( ખરી ) જાણવી, એટલે કે બંધ કે મોક્ષ એ કાંઈ વાસ્તવ નથી, કેવળ પોતાના મનના નિશ્ચય ઉપરજ તેનો આધાર છે પોતાનુ આત્મસ્વરૂપ દેહથી કેવળ ભિન્નજ છે તેના દશ કારણો બતાવે છે

आत्मा साक्षी विभु पूर्ण एकोमुक्तश्चिदक्रिय ।
असगोनिस्पृह शातो भ्रमात्ससारवानिव ॥ ११ ॥

આત્મા એ સર્વનો સાક્ષી છે, વિભુ એટલે સર્વના અધિષ્ઠાન રૂપ છે, पूर्ण એટલે વ્યાપક છે, एक એટલે સજાતીય વિજાતીય અને સ્વગત ભેદ રહિત છે, मुक्त એટલે માયા અને તેના કાર્યોથી પર છે-છુટો છે, चित् એટલે સ્વ પ્રકાશ ચૈતન્ય રૂપ છે, अक्रिय એટલે ચેષ્ટા રહિત છે, असग એટલે સર્વ સમધથી શૂન્ય છે, શ્રુતિમા પણ કહે છે કે असगो य पुरुप ॥, निस्पृह એટલે વિષયોના અભિલાષ રહિત છે અને शात એટલે પ્રવૃત્તિ અને નિવૃત્તિ કે દેહ તથા અત કરણના ધર્મો રહિત છે, એટલે વસ્તુતાથી તે સસારી નથી તોપણ કેવળ ભ્રમ–ભ્રાતિથીજ સસારી હોય એમ ભાસે છે ૧૧

આ ભ્રાતિ અનાદિ પરપરાથી ચાલી આવે છે તે એકાદ વખત વિચાર કરવાથી મટે નહી માટે વ્યાસ સૂત્રમા કહેલ છે કે आवृत्तिरसकृदुपदेशात् ॥ તેથી ફરીફરીને અદ્વૈત ભાવના કરવાની ભલામણ આપે છે

कूटस्थ बोधमद्वैत मात्मान परिभावय ॥
आभासोऽह भ्रम मुक्त्वा भावबाह्यमथातर ॥ १२ ॥

હુ આભાસ–અહકાર રૂપ છૌં તે ભ્રમને છોડીને, બાહ્યભાવ-આદેહ સ્ત્રી પુત્રાદિક મારા છે એ વિચારને પણ છોડીને, આતરભાવ–હુ સુખી છૌં, દુ ખી છૌં, મૂઢ છૌં ઈત્યાદિ ભાવના–વિચારને પણ તજી દઈને કેવળ કૂટસ્થ, અદ્વૈત, બોધ રૂપ સ્વરૂપની ભાવના કરતો રહે અથવા परि એટલે સર્વત્ર વ્યાપકપણાની ભાવના કર કે “મારૂ આત્મ સ્વરૂપ એ તો વ્યાપક છે ” ૧૨

देहाभिमानपाशेन चिरबद्धोमि पुत्रक ॥
बोधोऽह ज्ञानखड्गेन तन्नि कृत्यसुखीभव ॥ १३ ॥

દેહાભિમાન રૂપ પાશથી હે પુત્ર તું ઘણા વખતથી બંધાઇ રહેલ છે તો હવે " હું જ્ઞાન રૂપ છૌં " એ જ્ઞાનરૂપ ખડ્ગથી તે અજ્ઞાન પાશને કાપીને સુખી થા. ૧૩.

**योगश्चित्तवृत्तिनिरोधः॥** એ સૂત્રથી ચિત્તવૃત્તિનો નિરોધ એટલે સમાધિ. એ યોગ એજ કેવળ બંધ નિવૃતિનો હેતુ છે એ પાતંજલમતનું ખંડન કરવા કહે છે કે—

निःसंगो निःष्क्रियोऽसित्वं स्वप्रकाशोनिरंजनः ॥
अयमेवहितेबंधः समाधि मनुतिष्ठसि ॥ १४ ॥

વસ્તુતાએ તું નિઃસંગ અને નિઃક્રિય છો, કેમકે તું સ્વપ્રકાશ અને નિરંજન છો તેમ છતાં તું સમાધી કરવા ધારે છે એજ તારે બંધન રૂપ છે. જ્ઞાનસિવાય જે જે ઉપાયો કરવા તે ઉલટા બંધનરૂપ થાય. ૧૪.

હવે બે શ્લોકથી કેવળ પોતાનાં સ્વસ્વરૂપમાંજ નિષ્ઠા રાખવાની ભલામણ કરે છે.

त्वया व्याप्तमिदं सर्वं त्वयि प्रोतं यथार्थतः ॥
शुद्धबुद्धस्वरूपस्त्व मागमः क्षुद्रचित्ततां ॥ १५ ॥

આ અખિલ વિશ્વ તારાથી વ્યાપ્ત છે ( જેમ સુવર્ણ કુંડલમાં વ્યાપ્ત છે તેમ ) અને તારામાં પ્રોત ( પરોવાયેલું=રહેલું ) છે (જેમ માટી ઘડામાં રહેલી છે તેમ ): યથાર્થ વિચાર કરતાં તું શુદ્ધ ( અવિદ્યા અને તેનાં કાર્ય પ્રપંચથી પર ) અને બુદ્ધ (સ્વયંપ્રકાશ) ચિદ્રૂપ છો, તેતું ક્ષુદ્રચિત્તપણાંને ન પામ, વિપરીત ચિત્તવૃત્તિ ( હું ક્ષુદ્ર છૌં એ વિચાર ) ને ધારણ ન કર. ૧૫.

निरपेक्षो निर्विकारो निर्भरःशीतलाशयः ॥
अगाधबुद्धि रक्षुब्धो भवचिन्मात्रवासनः ॥ १६ ॥

તું કોઈની કશી અપેક્ષા રાખ નહી. નિર્વિકાર ( **जायते, अस्ति, वर्द्धते विपरिणमते, अपक्षीयते** અને **विनश्यति** આ છ વિકારો છે ) વિકારો રહીત થા ( મારૂં સ્વરૂપ નિર્વિકાર છે એમ જાણ ), નિર્ભર ચિદ્ધન ચૈતન્યથી ભરેલો, શીતલ અંતઃકરણ વાળો, અગાધ બુદ્ધિ—જેનો તળ સ્પર્શ થાય નહી તેવી બુદ્ધિવાળો અને અક્ષુબ્ધ—અવિદ્યાકૃત ક્ષોભરહીત અને કેવળ ચૈતન્યમાંજ નિષ્ઠા રાખનારો થઇજા ( તારાં પોતાનાં ચૈતન્યનોજ ભરોસો રાખ. ) ૧૬.

साकारमनृतं विद्धि निराकार तुनिश्चल ॥
एतत्तत्त्वोपदेशेन नपुनर्भवसभव ॥ १७ ॥

જે કાઈ સાકાર આકારવાળુ શરીરાદિક છે તે ખોટુ જાણ, અને જે નિરાકાર આત્મતત્વ છે તેને નિશ્ચલ ધ્રુવ જાણ આ તત્વના ઉપદેશથી પુનર્જન્મનો સભવ નથી, આ તત્વજ્ઞાનથી ફરી જન્મ ન થતા મોક્ષ થાય છે તેમા દૃષ્ટાત આપીને સમજાવે છે કે–

यथैवादर्शम यस्थे रूपेऽत परितस्तुस ॥
तथैवास्मिन् शरीरेऽत परित परमेश्वर ॥ १८ ॥

જેમ અરીસામા રહેના આપણા સ્વરૂપમા તે રૂપની અદર અને ચારે તરફ તે અરીસોજ છે, તેમજ આ શરીરમા અદર અને ચારેતર પરમેશ્વરજ છે બીજુ કાઈ નથી ૧૮

અરીસો એક પરિછિન્ન વસ્તુ છે તેથી હવે વ્યાપક વસ્તુનુ દ્રષ્ટાત આપે છે કે –

एक सर्वगत व्योम वहिरत यथाघटे ॥
निस निरतर ब्रह्म सर्वभूत गणेतथा ॥ १९ ॥

જેમ સર્વમા રહેન, એક (નિત્ય) આકાશ ઘડાની અદર પણ છે અને બહાર પણ છે, તેમજ નિત્ય નિરતર બ્રહ્મ સર્વ પચમહાભૂતના (શરીરાદિ) પદાર્થ માત્રની અદર અને બહાર રહેલ છે શ્રુતિમા પણ કહે છે કે—एष आत्मा सर्वान्तर ॥

પેહેલુ પ્રકરણ સમાપ્ત [અપૂર્ણ]

પી પી પટણી



## સ્ત્રી સૃષ્ટિ

પ્રાચીન સમયમા અમુક દેશમા સૂર્યકાન્ત નામનો રાજા વસતો હતો શૌર્ય તેમજ નીતિથી અધિકૃત થયેલુ તેનુ સૈન્ય સમુદ્ર પર્યંત સર્વ દિશામા પહોચેલુ હતુ, અને તેની બુદ્ધિ સર્વ શાસ્ત્રોમા પારગત હતી, માત્ર એકજ વસ્તુથી તે અનભિજ્ઞ હતો, સ્ત્રી અને સ્ત્રીના પ્રેમથી તે અજાણ હતો જાણે કે

તે રાજા વિવાહદ્વેષની સાક્ષાત્ મૂર્ત્તિ રૂપ હતો, પોતે અતિશય સુંદર હોવાથી, જેજે સ્ત્રીઓ ભાગ્યયોગે તેના તરફ નિરખતી, તેમનાં હૃદયને પોતાની કીર્ત્તિનાં કિરણથી બાળતો, છતાં તેમના કટાક્ષ તરફ પોતે હિમની પેઠે શીતળ રહેતો. અને જેમ વખત વહેતો ગયો, તેમ રાજયના ભવિષ્ય માટે તેના પ્રધાનોને ચિંતા પેદા થઈ; કારણકે તેઓ કહેવા લાગ્યાઃ રાજાને કોઈ પુત્ર નથી, અને જો તે મરણ પામે, તો વારસ વિના સર્વ બાબતનો નાશ થશે. તેથી માંહોમાંહે વિચાર કરીને, દુનીયામાં સુંદરતાના સાર રૂપ એવી કટલીક સ્ત્રીઓને લાલચ રૂપે તેના રસ્તામાં તેઓએ મૂકવા માંડી. પણ સઘળું ફોકટ ગયું. તે સ્ત્રીઓની દિવ્ય સુંદરતાથી, જેમ એક સૂકું પાંદડું હાથીની પીઠ ઉપર પડવાથી તેને અસર થતી નથી, તેમ તે રાજાને કંઈ અસર થઈ નહિ. ત્યારે પ્રધાનો નિરાશ થઇ બોલી ઉઠયાઃ ખરેખર અમુક હદ ઉપર લઈ જવાથી સદ્ગુણ દુર્ગુણ થઇ જાય છે. સ્ત્રીઓના ફાંસાથી દૂર રહેવું એ રાજાને માટે સારૂં છે પણ સ્ત્રી ધિક્કારનાર આ રાજાથી તો હદ આવી છે! અને તેઓએ સર્વે વિચાર કરીને રાજાને પરણવા માટે વિનંતિ કરી. પણ તે રાજા તેમના એક વચનને સાંભળતો નહિં. તેઓની બુદ્ધિ આ બાબતમાં કામ કરતી નહિ હોવાથી, રાજાને ખબર ન પડે તેવી રીતે તેઓએ પોતાના છૂપા જાસુસો મારફતે એવી વાયકા ચલાવી કે જે કોઈ રાજાના મનમાં ફેરફાર કરીને તેના મનને પરણવા તરફ વાળશે તેને એક કરોડ સોના મોહોર આપવામાં આવશે. ઘણી વેશ્યાઓ આવી અને ઘણા ઉપાય અને યુક્તિઓ કરી જોઇ, છતાં ધારેલું કામ પાર પડયું નહિ. પરંતું ઉલટું સ્ત્રી જાત તરફ રાજાનો ધિક્કાર એટલો બધો વધ્યો કે જે જે સ્ત્રી તેની નજરે પડતી તેને દેશનિકાલની શિક્ષા ફરમાવતો. અને રખેને રાજય આખું સ્ત્રીઓ વગરનું થઈ જાય એવા ભયથી, જયાં જયાં રાજા જતો તે તે રસ્તે તેના મંત્રીઓ જાસુસો રાખી અગાઉથી સ્ત્રીઓને તેના રસ્તામાંથી દૂર રાખતા. અને તરવારની ધારપર ઉભા રહેવા જેવું આ કાર્ય મુશ્કેલ હતું, કેમકે રાજા જાણે લોહચુંબક હોય અને સ્ત્રીઓ જાણે લોઢાની સોય હોય તેવી રીતે પ્રેમ અને જીજ્ઞાસાથી દેશની સઘલી સ્ત્રીઓ તેને જોવાને ધસડાઇ આવતી.

એક દિવસે તેની રાજધાનીમાં એક ચિતારો આવ્યો. અને જેવો તે આવ્યો તેવુંજ તેણે તે શહેરની આશ્ચર્યકારક વસ્તુઓ વિશે પૂછવા માંડયું.

ત્યારે લોકોએ તેને કહ્યુ અમારા શહેરમા મોટી આશ્ચર્યકારક વસ્તુ રાજા સૂર્ય કાન્ત પોતે છે જો કે તે રાજા છે, છતા કંઇ પણ વસ્તુથી તે સ્ત્રી બાબતમા લલચાતો નથી, અને જે સ્ત્રીઓની સુંદરતા રૂપી મયૂરથી પોતે સર્પની પેઠે નાસે છે અને પોતે બીજા કામદેવ સમાન સુંદર છે, તેથી આ મોટુ આશ્ચર્ય છે કે જેને સ્ત્રીઓના હૃદય ચીરવાને માટે કામદેવે પોતાનુ છઠુબાણ બનાવ્યુ છે, તેનામા પોતાની સત્તાનો ઉપયોગ કરવાની કંઈ પણ જીજ્ઞાસા નથી શુ સૂર્ય ગરમી આપવાની અથવા પવન વાવાની ના પાડે? પણ જ્યારે તે ચિતારાએ આ સાભળ્યુ ત્યારે તે હસ્યો, અને કહ્યુ જેમ સૂર્યકાન્ત મણિ ઉપર સૂર્ય અસર કરે તેવી રીતે તે રાજાપર અસર કરે એવી એક મોહક વસ્તુ મારી પાસે છે મત્રીના ગૃપ્ત દૂતે આ વાત સાભળી, અને દોડી જઇને તેઓને આ ચિતારો શુ બોલ્યો તે સઘળુ કહ્યુ, અને તેઓએ તે ચિતારાને તરત બોલાવ્યો, અને સઘળી બાબતથી તેને વાકેફ કર્યા, અને જો તે પોતાનુ વચન સત્ય કરી બતાવે તો તેને ઇનામ આપવાનુ વચન આપી, તે તેમ કરી શકશે કે કેમ એવો પ્રશ્ન કર્યો ચિતારાએ કહ્યુ એવી યુક્તિ કરો કે રાજા મને તેની હજુરમા બોલાવે, અને બાકીની બાબતનો હુ સઘળો બદોબસ્ત કરી લઈશ

તેથી તે મત્રીઓ ગયા અને રાજાને કહ્યુ મહારાજા! આપની રાજધાનીમા એક એવો ચિતારો આવેલ છે કે હુશીયારીમા એની બરોબરી કરે એવો ત્રિલોકીમા કોઇએ નથી અને રાજાએ જ્યારે આ વાત સાભળી ત્યારે તે ખુશી થયો, કારણ કે તે પોતે ચિત્રકળામા અને બીજી કળામા કુશળ હતો, અને તે ચિતારાને પોતાની હજુરમા લાવવાનો તેણે હુકમ ફરમાવ્યો પરતુ જ્યારે તે આવ્યો ત્યારે રાજાના અતિશય સૌંદર્યથી તે આશ્ચર્ય પામ્યો, અને બોલી ઉઠયો હે મહારાજા! આપની નિરૂપમ સુંદરતાના દર્શનનો અમૂલ્ય લાભ આપીને મારા જીવનનુ ફળ મને આપ્યુ છે અને હવે માત્ર એક વધારે ચીજ આપવાની બાકી રહે છે આપ નામદારને હુ વિનતિ કરૂછુ કે આપના સ્વરૂપની છબી મને ચિતરવા દ્યો, એટલામાટે કે ભવિષ્યમા તે વિનાનો કદાપિ હુ ન થાઉ કારણકે જ્યારે નાની આરસીમા સૂર્યનુ પ્રતિબિબ પડેલુ હોયછે ત્યારે પણ તે ગરમી આપેછે ત્યારે રાજાએ કહ્યુ પહેલા તમારી કળાના નમુનાઓ મને બતાવો, પણ યાદ રાખજો કે તેમા કોઈ સ્ત્રીની છબી ન હોવી જોઈએ, નહિતર તેનુ પરિણામ તમોને નુકસાન કરશે તેથી તે ચિતારાએ

દુનીયાના સઘળા દેશોનાં ચિત્રોનો સમૂહ તેને દેખાડયો, પણ તેની અંદર છુપી રીતે તેણે એક સ્ત્રીની છબી મૂકી દીધી હતી. અને જેવો રાજા એક પછી એક ફેરવીને ચિત્રો જોતો હતો, તેવુંજ એકદમ તે છબી ઉપર તેની દૃષ્ટિ પડી. પણ જે ક્ષણે તે છબી સામું જોયું, કે તેજ ક્ષણે મૂર્છા ખાઈ પૃથ્વીપર તે ઢળી પડયો.

ત્યારે તે ચિતારો હસ્યો અને મંત્રીઓને કહ્યું: રોગની નિવૃત્તિ થઈ ચૂકીછે; વૈદ્યને તેની ફી આપો. પણ તેઓએ જવાબ આપ્યો; અમોને પહેલાં ખાત્રી થવી જોઈએ કે દરદીને ખરેખર આરામ થયોછે. ચિતારાએ જવાબ આપ્યો; તમને તે તરત જણાશે. રાજાની નજર રાખો, અને તેને શુદ્ધિમાં આણો, અને શુદ્ધિમાં આવ્યા પછી જ્યારે મને આંહી ન દેખે ત્યારે તે શું બોલેછે તે જુઓ. હું તે દરમીયાન આ ઓરડાની બહાર જાઉંછું.

ત્યારપછી મંત્રીઓએ નોકરોને બોલાવ્યા, જેમણે પંખાવતી પવન નાંખ્યો અને ચંદન ગુલાબજલ છાંટયાં. રાજાને શુદ્ધિ આવી, અને તરતજ આસપાસ જોઈ બોલી ઉઠયો: ચિતારો, ચિતારો! મંત્રીઓએ કહ્યું: મહારાજા! તે ગયો છે. પણ જ્યારે રાજાએ તે વાક્ય સાંભળ્યું ત્યારે તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો, અને તેના ધ્રૂજતા અવાજે કહ્યું: જો તમોએ તેને નાશી જવા દીધો છે, તો સૂર્ય અસ્ત પામ્યા પહેલાં તમોને સઘળાને હાથીના પગતળે ચંપાવી મારી નખાવીશ. તેથી તેઓ જલદીથી બહાર ગયા, ચિતારાને શોધી કાઢયો અને ફરીથી તેને રાજા પાસે અંદર લઈ ગયા. તેણે રાજાને પગે પડી કહ્યું: મહારાજા મને ક્ષમા કરો! અફસોસ! મારૂં મોત આણવાને માટે માઠા ભાગ્યે તે સ્ત્રીનું ચિત્ર બીજા ચિત્રો સાથે ભળી ગયું. પણ રાજાએ કહ્યું: ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સર્વ ચિતારા માંહેલા હે ઉત્તમ ચિત્રકાર! તે ચિત્ર બતાવીને તેં મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે એમ તું જાણ, જેનો બદલો મારા સર્વ રાજ્યથી પણ હું વાળી શકું તેમ નથી. અને તે શક વિનાની વાતછે કે તે સ્ત્રી આગલા જન્મમાં મારી સ્ત્રી હશે, આવા મનોવિકાર ખરેખાત આગલા ભવનું ભાન કરાવેછે. ત્યારે હવે મને કહે કે તેણીનો પિતા કયા દેશનો રાજાછે? મને ખાત્રી છેકે તે કોઇની પ્રતિકૃતિજ (છબી) છે, કારણકે તેના જેવી સુંદરતાની કલ્પના કોઇ પણ માનવ મગજમાં આવે નહિં. વિધાતાએ પોતે તેણીનો ઘાટ ઘડેલોછે. ત્યારે ચિતારાએ હસીને કહ્યું: હે મહા-

રાજા ! મારાવી સાવચેત થાઓ . આ સ્રીને તમારા મનમાથી કાઢી નાખો, અને તેને વિશે વધારે વિચાર ન કરો, નહિતર મારી ગાફલતા આપના વિનાશનુ કારણ થઈ પડશે પણ રાજાએ કહ્યુ, ચિતારા ! વધારે બોલમા, કાતો તે ઠાણછે તે મને કહીને સોના મહોરોનો બોજો ઉપાડ, અને જ્યા સુધી તુ મને તેના વિશે નહિ ખબર દે ત્યા સુધી અન્ન જળવિના કેદમા તારે સડવુ પડશે, આ બેમાથી જે પસદ પડે તે કર

ત્યારે ચિતારાએ કહ્યુ, રાજન્ ! જ્યા બીજો કોઈ ઉપાય નથી, અને તમારા ભાગ્યમા એમજ લખેલુ છે, તો જાણો કે, અહિથી બેમાસની મુસાફરીએ પહોચાય એટલે દૂર જગલમા, નાગના રાજાનો બધુ મહેલ બાધી રહેલછે, અને આ છબી તેની પુત્રી અનગરાગાની છે અને તેણીની સુદરતા કેવી છે તે બાબત તેની છબી જોયાથી તમને કેવી અસર થઈ તેથી થોડો ઘણો અનુભવ તમને થયો હશે પરતુ કયુ ચિત્ર મૂળ પ્રતિમા જેવુ હોઈ શકે? કારણકે, દરેક જણા જે તેણીને જુએછે, તે મોહિત થઈ જાયછે, તમારી પેઠે મૂર્છા ખાઈ જાયછે, અને કેટલાક તો મરી પણ ગયાછે, અને તે છતા વિધાતાએ, જ્યારે તેણીને આવી સુદરતાવાળી બનાવી, ત્યારે તેણીની અદર કઠો વજ્ર જેવુ હૃદય મૂકેલછે, ત એટલુ તો કઠોર છે કે તેને ચીરવાના કામદેવના સઘળા યત્નો તરફ તે હસેછે કારણ કે દુનીયાના સઘળા ભાગમાથી તેના પાણીગ્રહણાર્થે હજારો મનુષ્યો આવેલાછે, અને સઘળા તરફ તેણી ઉપેક્ષાથી જુએછે, છતા એકવીશ દિવસ પર્યંત તેમનો ભવ્ય પરોણા ચાકરી કરેછે, શરત માત્ર એટલીજ ક, દરરોજ તેઓએ તેણીને એક સમશ્યા પૂછવી અને જેનો તે જવાબ ન આપી શકે એવી સમશ્યા પૂછવાને કોઈ પણ માણસ શક્તિવાન થાય તો તેનુ તે પાણીગ્રહણ કરે, પરતુ નિમેના સમયમા તે નિષ્ફળ થાય, તો તે તેણીનો ગુલામ થાય, અને તેની મરજી માફક તેની વ્યવસ્થા કરે , જેનો તે જવાબ ન આપી શકે એવી કોઈ પણ બાબત તેને પૂછવાને હજુ સુધી કોઈ સમર્થ થયો નથી, કારણ કે તે દેવતાઈ બુદ્ધિવાળી અને સર્વ શાસ્રોમા નિષ્ણાત છે, તેના પાણીગ્રહણાર્થે ઘણા પુરુષો, જેઓએ યત્ન કર્યા હતા અને નિષ્ફળ થયા હતા, તેઓમાના કેટલાકને તેણે રજા આપીછે, અને બાકીનાને ગુલામ તરીકે પોતાની પાસે રાખેછે, અને જે સુદરતા તેમને મળવી મુશ્કેલછે તેનુ હમેશા દર્શન કરાવી તેમની સ્થીતિ પશુ કરતા પણ વધારે કગાળ બના

દુનીયાના સઘળા દેશોનાં ચિત્રોનો સમૂહ તેને દેખાડયો, પણ તેની અંદર છુપી રીતે તેણે એક સ્ત્રીની છબી મૂકી દીધી હતી. અને જેવો રાજા એક પછી એક ફેરવીને ચિત્રો જોતો હતો, તેવુંજ એકદમ તે છબી ઉપર તેની દૃષ્ટિ પડી. પણ જે ક્ષણે તે છબી સામું જોયું, કે તેજ ક્ષણે મૂર્છા ખાઈ પૃથ્વીપર તે ઢળી પડયો.

ત્યારે તે ચિતારો હસ્યો અને મંત્રીઓને કહ્યુંઃ રોગની નિવૃત્તિ થઈ ચૂકીછે; વૈદ્યને તેની ફી આપો. પણ તેઓએ જવાબ આપ્યો; અમોને પહેલાં ખાત્રી થવી જોઈએ કે દરદીને ખરેખર આરામ થયોછે. ચિતારાએ જવાબ આપ્યો; તમને તે તરત જણાશે. રાજાની નજર રાખો, અને તેને શુદ્ધિમાં આણો, અને શુદ્ધિમાં આવ્યા પછી જ્યારે મને આંહી ન દેખે ત્યારે તે શું બોલેછે તે જુઓ. હું તે દરમીયાન આ ઓરડાની બહાર જાઉંછું.

ત્યારપછી મંત્રીઓએ નોકરોને બોલાવ્યા, જેમણે પંખાવતી પવન નાંખ્યો અને ચંદન ગુલાબજલ છાંટયાં. રાજાને શુદ્ધિ આવી, અને તરતજ આસપાસ જોઈ બોલી ઉઠયોઃ ચિતારો, ચિતારો ! મંત્રીઓએ કહ્યું: મહારાજા ! તે ગયો છે. પણ જ્યારે રાજાએ તે વાક્ય સાંભલ્યું ત્યારે તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો, અને તેના ધ્રૂજતા અવાજે કહ્યું: જો તમોએ તેને નાશી જવા દીધો છે, તો સૂર્ય અસ્ત પામ્યા પહેલાં તમોને સઘળાને હાથીના પગતળે ચંપાવી મારી નખાવીશ. તેથી તેઓ જલદીથી બહાર ગયા, ચિતારાને શોધી કાઢયો અને ફરીથી તેને રાજા પાસે અંદર લઈ ગયા. તેણે રાજાને પગે પડી કહ્યું: મહારાજા મને ક્ષમા કરો ! અફસોસ ! મારૂં મોત આણવાને માટે માઠા ભાગ્યે તે સ્ત્રીનું ચિત્ર બીજા ચિત્રો સાથે ભળી ગયું. પણ રાજાએ કહ્યું: ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સર્વે ચિતારા માંહેલા હે ઉત્તમ ચિત્રકાર ! તે ચિત્ર બતાવીને તેં મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે એમ તું જાણ, જેનો બદલો મારા સર્વે રાજ્યથી પણ હું વાળી શકું તેમ નથી. અને તે શક વિનાની વાતછે કે તે સ્ત્રી આગલા જન્મમાં મારી સ્ત્રી હશે, આવા મનોવિકાર ખરેખાત આગલા ભવનું ભાન કરાવેછે. ત્યારે હવે મને કહે કે તેણીનો પિતા કયા દેશનો રાજાછે? મને ખાત્રી છેકે તે કોઇની પ્રતિકૃતિજ ( છબી ) છે, કારણકે તેના જેવી સુંદરતાની કલ્પના કોઇ પણ માનવ મગજમાં આવે નહિં. વિધાતાએ પોતે તેણીનો ઘાટ ઘડેલોછે. ત્યારે ચિતારાએ હસીને કહ્યું: હે મહા-

મોહિત છેઉ, બીજી એક બાબતનો વિચાર કરતો નથી, ત્યારે તમારા શરીરનો બીજો અર્ધભાગ જે મારા શરીરમાટે અને જે તમારી સેવા કરવા હમેશા તત્પરછે, તેના વિના તમે તેણીને કેવી રીતે માત કરશો? અને મારા બીજા ઉત્તમાર્ધ વિના મારે શુ કરવુ? અને જો તમે નિષ્ફળ થશો તો મારાવિના તમો શુ કરશો? કેમકે જ્યારે સપત્તિ પણ મિત્ર વિના નિરસ લાગેછે, ત્યારે વિપત્તિ કેટલી વધારે દુઃખદાયક લાગવી જોઇએ! ત્યારે રાજાએ કહ્યુ ભલે એમ થાઓ! ચાલો આપણે જઈએ પણ રસકોશે કહ્યુ મેં નહોતુ કહ્યુ કે તમારૂ મન ભમતુ છે? વિનાયકનુ સ્મરણ કર્યા વિના, આ જોખમ વાળા કામમાટે તમો ચાલવા માડશો? જેઓ ગણેશને નથી સભારતા તેઓ શુ કદી સફળ થાયછે? રાજાએ કહ્યુ! તે ખરી વાતછે મારી આતુરતામા હુ તેને વિસરી ગયો હતો તેથી તેણે ગણેશની સ્તુતિ કરતા કહ્યુ! પ્રાત કાળના સૂર્ય આગળ જેમ રાત્રીની ઝાકળ નાશ પામેછે, તેવી રીતે સઘળા વિઘ્નો જેનાથી નાશ પામેછે એવા ગજાનન! આપને નમસ્કાર હો જેની સહાયથી નબળો સબળ પર જીત મેળવેછે તેને નમસ્કાર જેના વિના સઘળુ ડહાપણ ફોકટછે, સઘળી ચતુરાઇ મૂર્ખાઇ છે, તેને નમસ્કાર કરૂછુ

ત્યાર પછી તેઓ રસ્તે પડયા અને જગલી પશુઓ, વાદળ અને ભીલથી ભરેલા જગલમા રાત દિવસ તેઓ મુસાફરી કરવા લાગ્યા પરતુ રાજા ઘણાદિવસ પર્યંત કઈ ખાતો કે બોલતો નહોતો, રાણીની છબીને આખો વતી પાન કરતા તેણે દિવસ વિતાડવા માડયા

ત્યારપછી એક દિવસે બપોરે કદબના છાયા તળે તેઓ વિસામો ખાતા હતા ત્યારે રાજાએ તે છબી તરફ ઘણીવાર તાકીને જોયુ, અને એકદમ બોલી ઉઠયો રસકોશ! આ એક સ્ત્રી છે હવે સ્ત્રી એવી વસ્તુ છે કે જેના વિષે હુ કશુ જાણતો નથી મને કહે કે સ્ત્રીઓનો સ્વભાવ કેવો હોય છે? ત્યારે રસકોશ હસ્યો, અને કહ્યુ રાજન્! આ સવાલ કુમારીને પૂછવા માટે તમારે રાખી મૂકવો, કારણકે તે કઠણ સવાલ છે સ્ત્રી એ ઘણુ ભયકર પ્રાણી છે અને વિચિત્ર તત્વોનુ તે પ્રાણી બનેલુ છે હુ તમને એક વાર્તા કહુ તે સાભળો

સૃષ્ટિના આદિકાળમા જ્યારે વિધાતા સ્ત્રીની સૃષ્ટિ કરવા તૈયાર થયા, ત્યારે તેને માલમ પડયુ કે મનુષ્ય બનાવવામા તેની સઘળી સામગ્રી ખપી ગઇ હતી, અને કઈ પણ તત્વ બાકી રહ્યા ન હતા આ મુશ્કેલીમાં, પુખ્ત વિચાર કરીને, તેણે નીચે પ્રમાણે કર્યુ તેણે ચદ્રનુ શીતળ તેજ, લતાની કોમ

ળતા, તૃણનું સ્પંદન, બરૂની કૃશતા, પુષ્પોની વિકાસતા, પત્રની લઘુતા, ગજની ગતિ, હરિણના કટાક્ષ, સૂર્ય કિરણની સુંદરતા, વર્ષાનાં અશ્રુ, પવનની ચપલતા, સસલાની ભીરૂતા, મયુરનું અભિમાન, શુકના હૃદયની કોમલતા, વજ્રની કઠોરતા, મધુની મધુરતા, વાઘની ક્રૂરતા, અગ્નિનો ઉષ્ણ પ્રકાશ, હિમની શીતળતા, કલકલીયા પક્ષીનો કકળાટ, કોકિલાનું મધુર કુહુકુહુ, બગની ઠગતા અને ચક્રવાકની સત્યતા એ સઘળું એકઠું કર્યું; અને સર્વ સાથે મેળવીને તેણે સ્ત્રી બનાવી, અને માણસને આપી. પરંતુ એક અઠવાડીયા પછી તે માણસે વિધાતા પાસે આવીને કહ્યું પ્રભો ! જે પ્રાણી તમોએ મને આપેલ છે તેથી મારી જીંદગી કંગાળ બની છે. તેણી આખો દહાડો બોલબોલ કરે છે, મનેકદી એકલો રહેવા ન દેતાં મારી ધીરજ ધસી પડે એવીરીતે મને ચીડવે છે તેણીની પાછળ હમેશ ધ્યાન રાખવું પડે છે, અને મારો સઘળો વખત તેમાં રોકાય છે, કંઇ પણ કામવિના બૂમ પાડે છે, અને હમેશાં આળસુ રહે છે;તેથી તમોને તે પાછી આપવાને હું આવેલ છું કારણકે તેની સાથે હું રહી શકીશ નહિ. તેથી વિધાતાએ કહ્યું: બહુ સારૂં: અને તેણીને પાછી લઇ લીધી. ત્યારપછી બીજા એક અઠવાડીયા પછી તે માણસ વિધાતા પાસે ફરીથી આવ્યો અને તેને કહ્યું : પ્રભો ! જ્યારથી તે પ્રાણી તમને પાછું આપી ગયો ત્યારથી મારી જીંદગી મને નિર્જન લાગેછે. તેણી કેવી રીતે ગાતી, નાચતી અને મારા તરફ કટાક્ષ કરો કેવી રીતે નિરખતી, મારી સાથે રમતી અને મને આલિંગન કરતી એ મને યાદછે; તેના હાસ્યમાં ગાન હતું, તેણીનું રૂપ અનુપમ હતું અને તેનું અંગ કોમળ હતું તેથી તે મને પાછી આપો. તેથી વિધાતાએ કહ્યું : બહુ સારૂં અને તે સ્ત્રી તેને પાછી આપી. ત્યાર પછી માત્ર ત્રણ દિવસમાંજ તે માણસે વિધાતાને આવીને અરજ કરી; પ્રભો ! તે કેમ થાયછે તે હું જાણતો નથી, તથાપિ હું એવા નિર્ણયપર આવેલછું કે મને તે આનંદાસ્પદ કરતાં દુઃખાસ્પદ વિશેષ છે; તેથી કૃપા કરી તેણીને પાછી સ્વીકારો. પરંતુ વિધાતાએ કહ્યું: છટ ! નાસી જા ! આવી ખટપટનું મારે કામ નથી. ગમે તેમ તારે તેની સાથે ભોગવી લેવું. ત્યારે માણસે કહ્યું: પણ હું તેની સાથે રહી નહિં શકું. અને વિધાતાએ જવાબ આપ્યો : તેવીજ રીતે તેના વિનાપણ તું નહિં રહી શકે. અને તેણે પોતાની પીઠ માણસ સામે ફેરવી, અને પોતાનું કામ કરવા માંડ્યું. ત્યારે તે માણસે કહ્યું: હવે શું કરવું ? કારણકે તેની સાથે તેમજ તેના વિના હું રહી શકનાર નથી.

# धर्मात्मा शेठ कालीदास जुठाभाईनो स्वर्गवास

લખવાને અતિ દિલગીર છિએ કે મુબઇના પ્રસિદ્ધ કાપડના વ્યાપારી **શેઠજી કાલીદાસ જુઠાભાઈ** સ ૧૯૫૭ ના ભાદ્રપ શુદિ ૧૧ મગળવારે રાત્રે નવ વાગે ૬૦ વર્ષની વયે સ્વર્ગવાસી થયા છે તેમનો જન્મ શ્રી દ્વારકામા ઉત્તમ કુળના લુવાણા જ્ઞાતિના ગહસ્થને ત્યા થયો હતો પહેલાથીજ ચાલાક હોઇને મુબઇમા આવી પોતાની કુશળતાથી તેઓ સર દીનશાજીની મીલના કાપડના કમીશન એજટનુ કામ કરતા હતા અને દેશી તેમજ વિલાયતી કાપડને બહોળો વ્યાપાર તેમની પેઢી ઉપર હજી ચાલુ છે

તેમનુ ધર્મમય જીવન તપાસતા માલમ પડે છે કે તેઓ સ્વભાવે અત્યત દયાળુ અને પરોપકારી હતા ધર્મઉપર તેમની શ્રદ્ધા અને પ્રેમ અતુલ હતા પોતાના જીવન પર્યંત તેઓ અમારી **વેદધર્મસભાના** સભાસદ હતા શ્રી દ્વારીકા જવાના રસ્તા ઉપર જનારાઓમાટે એક આશ્રમસ્થાન ન હોવાથી તેમણે આશરે પદર હજાર રૂપિયા ખરચી એક ધર્મશાળા બધાવી, અને રૂપયા વીસ હજારને ખરચે સદાવ્રત ચાલુ કર્યુ છે, જ્યા સાધુઓ અને ગરીબોને અન્ન આપવામા આવે છે સવત્ ૧૯૫૩ મા વરસાદ થોડો પડવાથી દુકાળ હોવાથી ગરીબોને મદદ કરવાને વિરાર પાસે એક આશ્રમસ્થાન તેઓએ ઉઘાડયુ હતુ, કે જ્યા દરરોજ ગરીબોને પેટ પુરતુ અનાજ ખવરાવવામા આવતુ હતુ સવત્ ૧૯૫૬ ના મહા ભયકર દુકાળ સમયે પોતાની જ્ઞાતિના ગરીબોને માટે દ્વારિકા, ખભાલીયા, પોરબદર વગેરે કાઠીયાવાડના સ્થળોમા આશ્રમ સ્થાનો ઉઘાડી ગરીબોને ભોજન આપવુ ચાલુ કર્યુ હતુ તેમજ ગરીબ પ્રજા અને બિચારા ઢોરોને બચાવવામાટે જુદા જુદા ગામોમા તેઓએ સારી મદદ કરી હતી તેઓની વ્યાપારમા વિચક્ષણતા અને ઉદાર વૃત્તિ જોઇ નામદાર સરકારે સુનેહના અમલદારનુ માન આપ્યુ હતુ કે જે માન હાલારી લુવાણા જ્ઞાતિમા તેમને એકનેજ મળેલુ હતુ પોતાની પાછળ રૂપૈયા પદરથી વીશ હજાર સુધીની રકમ જુદા જુદા ધર્મના ખાતામા આપવાને તેઓ પોતાના વીલમા ફરમાવી ગયાછે તેઓ પોતાની પાછળ એક વિધવા અને ત્રણ પુત્રોનુ કુટુબ મુકી ગયાછે

એ ધર્માત્મા નરના આત્માને સ્વર્ગ સુખ મળો અને તેની પ્રજા તેને શુભ પગલે ચાલો એમ ઇશ્વર પાસે અમો માગીયે છિએ

## વેદ ધર્મસભાને મળેલી ભેટ.

ધર્મ ધુરંધર શેઠજી લક્ષ્મીદાસ ખીમજી સ્વર્ગવાસી થતાં, તેમના પૂણ્યાર્થે તેમના સત્પુત્રો શેઠજી દામોદર તથા વીરજી લક્ષ્મીદાસે **વેદધર્મસભાના** ધર્માદા ફંડમાં રૂ. ૧૨૫) અંકે સવાસો ભેટ તરીકે આપેલાછે, તે રકમના વ્યાજનો ધર્મનાં પુસ્તકો છપાવવા વગેરે સત્કાર્યમાં સદુપયોગ થશે.

## આયુર્વેદ વિદ્યાલયને મળેલી ભેટ.

સ્વદેશાભિમાની શેઠજી લક્ષ્મીદાસ ખીમજી સ્વર્ગવાસી થવાથી તેમના પૂણ્ય નિમિત્તે તેમના સત્પુત્રો શેઠજી દામોદર તથા વીરજી લક્ષ્મીદાસે **આયુર્વેદ વિદ્યાલયના** ફંડમાં રૂ ૧૨૫) અંકે સવાસો ભેટ દાખલ મોકલાવ્યા છે, તે વિદ્યાલયના મંત્રીઓ ઉપકારસાથે સ્વીકારે છે અને ખાતરી આપેછે કે ઉપલી રકમનો વિદ્યાલય જેવા ધર્માદા અને દેશોન્નતિકર ખાતામાં સદુપયોગ થશે.

## શેઠજી વીરજી લક્ષ્મીદાસનું દુઃખદાયક મૃત્યુ.

લખવાને અત્યંત દુઃખ થાય છે કે ઉપર જેની ધાર્મીક ઉદારતાની નોંધ લેવાણી છે, તે સ્વર્ગવાસી શેઠજી લક્ષ્મીદાસ ખીમજીના નાના પુત્ર શેઠજી **વીરજી લક્ષ્મીદાસ** ભાદ્રપદ વદિ ૬ ગુરૂવારે રાત્રે ૨૧ વર્ષની ભર યુવાનીમાં માત્ર આઠ દિવસની તાવની બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા છે. તેમના સ્વર્ગવાસી પિતાજીને ગુજરી ગયા હજુ ચાર માસ પૂરા થયા નથી તેટલા વખતમાં આ તેમના નાના પુત્ર ગુજરી જવાથી તેમના કુટુંબ ઉપર એક મહા વજ્રપાત થયો છે.

તે ભાઇ એ સારી કેળવણી લીધેલ હતી અને વ્યાપારમાં કુશળતા ધરાવતા હોવાથી ભવિષ્યમાં બહુ સારા નીવડવાની આશા હતી. તેઓ પોતાના વડીલભાઇ શેઠ દામોદરની સાથે પોતાના વડીલ પિતાજીનો ધંધો સારી રીતે ચલાવતા હતા. તેઓને તેમના પિતાજીની પેઠે ધર્મમાં શ્રદ્ધા હતી અને કંઇપણ રૂડા કાર્યમાં તેઓ રાજી થતા અને ભાગ લેતા. તેમના અકાળે પરલોક ગમનથી તેમના કુટુંબમાં તેમના પત્ની માતા અને બંધુને મહા દુઃખદ પ્રસંગ આવ્યો છે. પરંતુ આ જગતમાં સર્વ નશ્વર છે, કોઇ સ્થિર રહેવાનું નથી અને ઇશ્વરની મરજી આગળ આપણે લાચાર છિએ, એમ જ્ઞાન દૃષ્ટિથી હૃદયમાં ધીરજ રાખ્યા શિવાય કંઇ બીજો ઉપાય નથી. પરમદયાળુ પરમાત્મા તેના અમર આત્માને સ્વર્ગનું સુખ આપો!!

ॐ तत्सत्

# आर्यधर्मप्रकाश.

# ARYA-DHARMA-PRAKASHA

पुस्तक ३० मु सवत् १९५८

श्लोक

अहिंसासत्यमस्तेय शौचमिन्द्रियनिग्रह
दानदमोदयाक्षांति सर्वपा धर्मसाधन ॥ १ ॥

---

उत्तम औषधनी पेठे परिणाम गुण करनार

नीति, धर्म, तथा व्यवहारसबधी बोध आपनार

छपावी प्रगट करनार

वेदधर्मसभानी कार्यभारमडळी

तरफथी

रा रा विश्वनाथ प्रभुराम वैद्य बी ए एम आर् ए एस्
तथा
रा रा डाकटर पोपट प्रभुराम वैद्य एल् एम् एन्ड एम् ज पा

आनतवाडी, भुलेश्वर

मुबई — हे?? ??? ?? प्रेस
सवत् १९५८ सन १९ २ ईसवी

वर्ष १ नो दोढ रुपियो

# अनुक्रमणिका



વિષય.





# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ ]  કાર્તિક, સંવત્ ૧૯૫૮  [ અંક ૧ લો

## ॥ यतो धर्मस्ततो जय ॥

---

### नूतन वर्ष परत्वे




ईश्वरोपासना

धनाश्री-अथवा भैरवी

करि करुणाकर ! वार सहुनी करिकरु० टेक
आ भवन मडलमा सहुने आपतणो आधार
शरणागत पालक छो ईश्वर आप जगतना सार-सहु
आप अमारा अपराधोने नव नव गणशो किरतार !
बालक पाद प्रहार क्रोधे मातन मारे मार- सहु
त्यम बालक अपराधी अमने नव करशो लाचार
सकट विकट निहाली अमपर करवी अमृत धार-सहु
वार कर्ये हानी थाशे नही गणशु जगदाधार
आ नूतन वर्ष करुणाघन अघहरजो किरतार !- सहु
मन अर्पावी आप चरणमा करजो अम उद्धार
अवर कशानी गरज न अमने विश्वभर जगसार !-सहु
स्वात सुधारी आर्यजनोनु कान्त करी दरकार
दामोदर ! तमने धरी हृदये नमिए वार हजार-सहु

ला० शास्त्री दामोदर कानजी

---

# दिवाळी.

## नूतन वर्ष.

વેદ ધર્મ સભા તરફથી પ્રગટ થતા આ માસિક પેપરને ઓગણત્રીશ વર્ષ પૂરાં થયાં. આ સભા આજ પર્યંત અનેક લોકોપયોગી ધર્મ કાર્ય કરતી આવેછે. આર્યધર્મ નામના માસિક પેપરદ્વારા અનેક, ધર્મની લાગણી પ્રગટ થાય તેવા વિશયો લખીને માત્ર લોકોની શ્રદ્ધા બેસાડી છે એટલુંજ નહિં પણ તેવાંજ ધર્મની લાગણી વધારનારાં પુસ્તકો પ્રગટ કરીને પણ આપણા આર્ય લોકોની સેવા, આ સભાએ બજાવેલછે. જે વખતે ખરેખરા ધર્મ સંબંધી ઝઘડા થતા હતા અને આર્ય લોકોના હૃદયમાં, જે વખતે ઘણા મતભેદીઓએ અનાસ્થાની કાંઈક છાપ બેસારી દીધેલી હતી તે વખતે, આ "આર્યધર્મ પ્રકાશ" માસીક પેપર, પોતાનો સદ્ધર્મ પ્રતિપાદક મત સિદ્ધકરી અનાસ્તિક બનેલા આર્ય લોકોને સંપૂર્ણ રીતે દૃઢ આસ્તિક બનાવવામાં ફત્તેમંદ નીવડ્યું હતું તેમ હજી નિવડેછે અને આગળ ઉપર તેવીજ રીતે નીવડશે એમ અમે ખાત્રી રાખીએ છૈએ. આજપર્યંત અનેક ધાર્મિક પુસ્તકો આ સભા તરફથી પ્રગટ થયાંછે અને તે પુસ્તકનો સર્વ મનુષ્યો એટલે ગરીબ વર્ગનાં મનુષ્યો પણ ઉપયોગ કરી શકે તે માટે મોટી કીંમતનાં પુસ્તકો પણ થોડી કીંમતમાં આપવાને આ સભાના મંત્રીજીએ બંદોબસ્ત કરેલોછે. અગાધ શ્રમ લઈ તૈયાર કરેલું અને નિર્ણયસાગર જેવા ઉત્તમ પ્રેસમાં તૈયાર કરાવેલછતાં શ્રીમદ્‌ભાગવત, સર્વ ગરીબ લોકોના હિતાર્થે, જેની કીંમત, આગળ ૧૫ પંદર રૂપૈયા હતી તે પોથીના આકારનું શ્રીભાગવત્ માત્ર ૯ થી૧૦રૂપૈયાના મુલ્યથી આપવામાં આવે છે. આ શિવાય એક સુશ્રુત નામનું વૈદ્યક સંબંધી પુસ્તક જે આપણા પ્રાચીન વૈદ્યક સંબંધી પુસ્તકોમાં ઉત્તમ ગણાયછે તેનું ભાષાન્તર ઘણી સારી ઢબથી કરાવી, વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ તથા ડા૦ પોપટ પ્રભુરામની દેખરેખ નીચે તેને બરાબર સુધારી, આ વર્ષમાં પ્રગટ કરેલુંછે તે તમામ વૈદ્યો અને ગ્રહસ્થોની લાઇબ્રેરીને શોભા આપે એટલુંજ નહિં પણ એક ડાકટરનું કામ સારે તેવું છે. તે મહાભારત પ્રરિશ્રમ લૈ તથા મોટો ખર્ચ કરી પ્રગટ કર્યા છતાં તેની કીંમત માત્ર રૂ. ૧૦ રાખીછે. આવાં આવાં અનેક લોકોપયોગી પુસ્તકો પ્રગટ કરી આ સભા,

પોતાનુ "લોકોનુ હિત કરવુ" એ કર્તવ્ય પાર પાડતી આવીછે એવા ઉત્તમ કાર્યોને માટે તે સભાને વારવાર સદ્ગ્રહસ્થો તરફથી મદદ મળતી જાયછે તેને માટે તેવા ધર્માભિમાની ગ્રહસ્થોને ધન્યવાદ છે કે જેઓ આવા ધાર્મિક કાર્યમા સહાય કરે છે

---

## દિવાળીનુ સરવૈયુ

અમારા વાચક વૃદને નવુ વર્ષ શરૂ થયાના આરભમા ગયા વર્ષનુ સરવૈયુ તૈયાર કરવાની સૂચના આપવાની જરૂર છે વ્યાપારીઓ જેમ ચોપડામા જણાવેલ આવક વરાનો નવુ વર્ષ શરૂ થયા અગાઉજ અડસટો કાઢે છે અને અમુક નાણા ખરચી માલ મગાવ્યો અને અમુક માલ વેચ્યો તેમા અમુક ફાયદો થયો અને અમુક જાતની ભાવ બેસી જતા ખોટ ગઈ એની પક્કી ખાત્રી કરી, હાસલને ખોટના પ્રમાણમા હર્ષને શોક કરે છે જો ઝાઝો નફો રહ્યો હોય તો પૂર્ણ આનદમા ઉભરાય છે અને દિવાળીના શુભ દહાડામા ધનતેરશને દીવસે ધન વધારે પ્રાપ્તી થવાના શુકનને ખાતર ધનરૂપ ચાદી, સોનુ અને મોતી (મૌક્તીક) ખરીદે છે તેમ પૂર્ણ હર્ષભેર આતસબાજી પોતે ફોડે છે તથા પોતાના બાળકો પાસે આતસબાજી છોડાવે છે દીવાળીને દીવસે શુભ સૂચક અનેક દીવાઓ કરી, આનદમગ્નથી રહે છે અને અધિક લક્ષ્મી પ્રાપ્ત થવાના શુકનરૂપ તે દીવાળીને દીવસે શ્રી શારદા (લક્ષ્મી) પૂજન, નવા અલકારો તથા નવા કપડા ધારણ કરીને કરે છે ઉપર જણાવેલ સર્વ જાતનો હર્ષ વાર્ષિક સરવૈયાને અગે છે એ તો સિદ્ધ વાત છે જો સરવૈયામા નુકશાન હોય તો લોક રીતીથી જોકે દીપોત્સવ કરે પણ નવા અલકાર ખરીદે નહિ તેમ મુખપર તેટલો આનદ દર્શાવે નહિ

ઉપર જણાવેલ દ્રવ્યનુ સરવૈયુ સત્યરૂપ છે અને તેમા ફત્તેહ મેળવનાર મનુષ્ય, ફત્તેહમદ થયો એ અમારી માન્યતા નથી કારણ તે વસ્તુત નાશવત છે આજે ફત્તેહ દેખાશે તો આવતી કાલે ખિન્નતા જન્ય નુકશાન દેખાશે તાત્પર્ય દ્રવ્ય નાશવત છે

ત્યારે અમારા વાચકવૃદને જે સરવૈયુ તૈયાર કરવાની ફરજ પાડીએ છીએ તે ફરજમા પ્રથમ તો આ માસિક પત્રના સારની છે એટલે કે આખા વર્ષના બાર માસિક ચોપાનીયા વાચીને તેની અદરથી શુ સારરૂપ દ્રવ્ય તમારા

અંતઃકરણ રૂપ ચોપડામાં જમે કર્યું અને શું ઉધાર્યું ? એ પ્રથમ સવાલ છે. અને બીજો જે સવાલ છે તે સવાલ તો હમેશાં સવારમાં ઉઠીને લક્ષમાં રાખવાનો છે.

उत्थायोत्थाय स्मर्तव्यं किंचसुकृतंकृतं
आयुषःखंडमादाय रविरस्तं प्रयास्यति

હમેશાં સવારમાં નિદ્રાથી જાગ્રત થઇને તર્તજ યાદ કરવાનું કે ગઇ કાલે મેં શું શુભ કર્તવ્ય કર્યું હતું? કારણ જો તેમ સ્મરણ ન થાય ને કાંઈ શુભ કર્તવ્ય ન થાય તો, આમ શુભ કામની રાહ જો કાંઈ સૂર્યનારાયણ બેસી રહેતા નથી. તે તો આપણા આયુષ્યનો એક દીવસ જેટલો ભાગ લઇ હમેશાં અસ્ત પામેછે. તો તેવા દિવસ ફોકટ ન ગાળવાની ખાતર હમેશાં પોતાના સત્કૃત્યનું સરવૈયું કાઢી તૈયાર કરી રાખ્યું હોયતો વાર્ષિક હિસાબ વખતે ગોટો વળતો નથી. છતાં વર્ષની આખરે તે સર્વૈયું તપાસવાની જરૂર છે. આખા વર્ષમાં કેટલાં સત્કર્મો કર્યાં કેટલાં દાન કર્યાં? પારમાર્થિક અન્ય કાર્યો કેટલાં કર્યાં? કેટલી નીતિ વાપરી? કેટલો સત્સમાગમ કર્યો? ક્યાં ક્યાં ઉત્તમ પુસ્તકો વાચ્યાં અને સત્સમાગમ તથા ઉત્તમ પુસ્તકોદ્વારા શું શું બોધ ગ્રહણ કર્યો અને તેવા બોધને અનુસરીને શું શું વર્તણુંક ચલાવી તેમ કેવી જાતની હવે વર્તણુંક ચલવવાની જરૂરછે? ઉત્તમ વર્તણુકદ્વારા ચાર પુરૂષાર્થ માહેલા ક્યા પુરૂષાર્થ રૂપ અખૂટ ધન, નીતિ દ્વારા સંપાદન કર્યું? કેટલી ધર્મમાં વૃત્તિ રાખી અને ધર્મમાં વૃત્તિ રાખતાં શું દ્રવ્ય મેળવ્યું? તે દ્રવ્યદ્વારા શું સાત્વિક કામના સિદ્ધ કરી અને આમ ત્રણ પુરૂષાર્થ સંપાદન કરી ધનતેરશને દહાડે જેમ ધનવાન લોકો સોનું, ચાદી ને મોતી ખરીદે તેમ શું ઉત્તમ વસ્તુ ખરીદી? તેનો ખરેખરો વિચાર કરવાનોછે.

મતલબ કે ધર્મ, અર્થ અને કામ રૂપ ત્રણ પુરૂષાર્થો, નીતિદ્વારા સંપાદન કરી છેવટનું કર્તવ્ય, ધનતેરશને દીવસે જેમ ગ્રહસ્થો સોનું, રૂપુને મૌક્તિક ખરિદે છે તેમ સોનાને રૂપા રૂપ સત્વગુણ તથા રજોગુણોને પણ ન ખરીદ કરતાં માત્ર મૌક્તિકનો દાગિનો આર્થાત્ (મુક્તી) મોક્ષ રૂપ છેલ્લા ઉત્તમ પુરૂષાર્થ રૂપ અલંકાર ખરીદવાની જરૂર છે. તો જો કે દરવર્ષે ગણાવેલા ત્રણ પુરૂષાર્થનો અડસટો કાઢતાં આ વર્ષના સરવૈયાંમાં તે પુરૂષાર્થરૂપ દ્રવ્યનો નફો ન હોય તો હાંસલ ન હોવાથી મુક્તી રૂપ દ્રવ્ય કદાપી ન લૈ શકાય તો તે બાબતનો કશો અફસોસ કરવો નહિં પણ માત્ર તેવી લાગણી રાખવી કે એ ખરં

દ્રવ્ય સપાદન કરીશુ તો તેજ કામ આવશે એ લાગણીજ છેવટે પાર પાડને અને કોઇ વખત એવી દીવાળી આવી જશે કે જેમા મુક્તી (મોક્ષ) રૂપી ખરી દવાનો સમય મળશે કે જેથી તે અવકાશ રૂપ ચોથો પુરૂષાર્થ સપાદન કરી ખરી સમૃદ્ધીવાન બનવાનો વખત આવતા આતસબાજી છોડવાને એટલે આતસ અર્થાત્ અતરની કામક્રોધાદી યુક્ત માયા રૂપ બાજી છોડવાને એટલે તજવાને કુદરતી ઉલ્લાસ થશે ને ઉદ્યમ થતા કુદરતે જ્ઞાન મયરોશની (દીવાળીના દીવાઓ) અતરમા પ્રગટાશે તો ખરેખરી રીતે ઉપર જણાવેલ ખરૂ સરવૈયુ દરવર્ષે આપણા વાચકવૃંદે તપાસી પછી ઉપર જણાવેલ ધર્માદિ ત્રિપુટી રૂપ સમૃદ્ધી યુક્ત બનવાની કોશેશ કરી ચાદી સુવર્ણરૂપ છેવટ રજ સત્વનો પણ ત્યાગ કરી તુરીયાવસ્થાની પ્રાપ્તી રૂપ ચોથો પુરૂષાર્થ સિદ્ધ કરવા મુક્તી (મોક્ષ) રૂપ દાગીનો ખરીદ કરવાને આતુરતા રાખવી અને પછી આતસબાજી (આતરિક કામક્રોધાદિ યુક્ત માયા) છોડી જ્ઞાન મયરોશની પ્રગટી પૂર્ણાનદ મગ્ન થવુ લેખક શાસ્ત્રી દામોદર કાનજી

---

## कर्मचाडाळ ते चाडाळ के जातिचाडाळ ते चाडाळ?

લેખક શાસ્ત્રી દામોદર કાનજી

વિશ્વજીત નગરના સદ્ગુણસપન્ન વિદ્વન્મણી રણવીરસીહ રાજા અમાત્ય વર્ગ સાથે એક વખત આનદ મગ્ન થઇ બેઠેલા હતા તેટલામા તેના અત કરણમા અનેક વિચારો સ્ફુરતા कर्मचाडाळ ते चाडाळ के जातिचाडाळ ते चाडाळ? એ સવાલ સ્ફુર્યો સવાલનુ હાર્દ બહુ ગભીર હતુ અને તે સવાલ કુદરતે સ્ફુર્યો છતા નિષ્કારણ ન હતો પણ સકારણ હતો કુદરતે સ્ફુર્યો છતા કેમ જાણે કોઇને આક્ષેપીનેજ સ્ફુર્યો હોય? એવો ભાસ થયો પ્રધાન ક્રૂરબુદ્ધિને સબોધીને કહ્યુ મારા મનનુ સમાધાન કરનાર કોઈ તપસ્વીને ખોળી લાવ! પ્રધાન, પ્રશ્ન સાભળી અનેક તર્કો કરવા લાગ્યો હુકમનો અનાદર ન થાય માટે કંઇ વગર બોલ્યે હુકમને આધીન થઈ તપસ્વીને ખોળવા ચાલી નીકળ્યો આ સવાલ જોકે પ્રગટ થયેલો કુદરતે, કારણ પ્રધાનના ગુણ દોષથી રાજા તદ્દન હતે અજ્ઞપણે તેનેજ આજ્ઞા ફરમાવતા તે કુદરતનો દેખાવ કૃત્રિમ જેવો થઈ ગયો કેમ જાણે રાજાએ તુ તારી દુષ્ટ બુદ્ધિ સુધારવાને તપસ્વી પાસે જા એમ આજ્ઞા કરી હોય! એવો ભાસ થયો હજી આ બધો આભાસ ગર્ભિત છે

નૃપતિની આજ્ઞા સ્વિકારી પ્રધાન મુગ્ધ બન્યો. પોતાના પરાક્રમોની કાંઇક પણ છુપી રાજાને ખબર પડી હશે, એમ પોતાને વહેમ પડયો અને ગભરાવા લાગ્યો હૃદય ધ્રૂજવા લાગ્યુ.

જે ક્રૂર હોયછે તેને ક્ષણિક ગભરાટ થાયછે પણ પાછળથી તે ગભરાટને અંગે પોતાના સ્વભાવ જેવાજ નવા વિચારો પ્રગટ થાયછે અને તે વિચારને અંગે હિંમત આવેછે તેમ પ્રધાનને થયું.

રાજાને ખબર પડી હોય તોય શુ થયું? આ વખતે રાજા કરતાં મારે આધીન લોકો વિશેષછે—ચાણાક્યની માફક સામા થનારનું નિકંદન કરતાં મને શું વાર લાગવાની હતી? આમ કરવાથી ઉલટો મને લાભ થશે સ્વતંત્ર થઇશ.

અત્યંત ક્રૂર હૃદયવાન, મહા સાહસ કરવાને ધારે તો તેમાં તેને વિચાર કરવો પડતો નથી. રાજાના આ કુદરતી પ્રશ્નને અંગે પ્રધાનનું ક્રૂર મન આમ વધારે ઝનુની બન્યું.

વાંચનાર જાણશે કે પ્રધાન પોતેજ કર્મચાંડાલછે. એ તેમના આવા વિચારોથીજ જણાઇ આવેછે. જાતી ચાંડાલ, પોતાનો ધંધો હોવાથી અને પોતાનું ઉદર પોષણ એ રસ્તેજ હોવાથી એક જાતના પોતાના સ્વાર્થને લીધે ચાંડાલપણું (ઘાતકીકામ) કરેછે પણ કર્મચાંડાલ, પોતાનો કશો સ્વાર્થ ન છતાં નિરર્થક જોકે પોતાનું કદાપી બૂરૂં થાય તો તેની પણ દરકાર કર્યાવીના ચાંડાલ પણું ( ઘાતકી કામ ) કરેછે.

તેવાજ વિચારવાળો–પ્રધાન પોતાનું પોકળ ઉઘાડું થવાના ભયને લીધે તે પોકળ ઉઘાડું ન થવાની ખાતર રાજાનો ઘાત કરવાના ઉપાય મનમાં ગોઠવતો જંગલમાં ચાલ્યો જાયછે.

એક ચાંડાળણી માંસ રાંધતી હતી. ઉંડા વીચારમાં લીન થયેલા પ્રધાનને હું કઈ બાજુ જાઉં છું તેનું પણ ભાન ન હતું. ચાલતાં ચાલતાં પ્રધાનના વસ્ત્રનો સ્પર્શ, પેલી માંસ રાધનારીના માંસના ઠામને થયો. તે જોઈ પેલી બૂમ પાડી ઉઠી અરે મૂઢ પ્રધાન! ત્હેં મારૂં માંસ અભડાવ્યું. પ્રધાન એ સાંભળી સ્તબ્ધ બન્યો. મનમાં કહેવા લાગ્યો કે અરે આ ચંડાળણી શું કેમ છે? હું વાણીયો છું અને આ માંસનો મને સ્પર્શ થતાં હું અભડાયો અને મારે નાહું પડશે તે સંબંધે તો તેનો કાંઈ વિચાર નથીથતો પણ ઉલટી સામી લેતી પડે છે તેનું શું કારણ?

શું તુ બોલે છે ? બકે છે? હુ અભડાયો કેતાર માસ અભડાયુ ? પ્રધાને કહ્યુ

તેના જવાબમા ચાડાળણી બોલી ઉઠી બન્નેની પરસ્પરની તકરારમા ખુલાસો કરનાર ત્રાયત માણસ હોવુ જોઈએ જો કે હુ તને ખરો હેતુ દર્શાવીશ તો પણ મારે માટે હુ કહેતી હોઈશ તેથી તે વચન ઉપર તને વિશ્વાસ નહિ આવે માટે તત્સબધે ખુલાસો મેળાવવો હોય તો આહીથી થોડે દૂર શ્રીનગર નગર છે તેમા દેવદત્ત બ્રાહ્મણ રહે છે તેને ત્યા જા એટલે તેની સ્ત્રી તને ખુલાસો કરી આપશે

ચડાળણીના વચનો સાભળી ક્રોધ યુક્ત થયેલો છતા કુતૂહલ જોવાને ઉત્સુક પ્રધાન અનેક તર્કો વિતર્કો કરતો શ્રીનગર તરફ ચાલ્યો દેવદત્ત બ્રાહ્મણનુ ઘર ખોળી કાઢી તેના ઘરમા પેઠો જે સ્ત્રીને ખુલાસો પૂછવાનુ હતુ તેજ સ્ત્રીના, ઘરમા પેસતા સન્મુખ દર્શન થયા આવો ક્રૂરબુદ્ધી પ્રધાન ? આપ ચાડાલણીના વચનોથી પ્રેરાઇ આજ મારા અતિથિ થયા છો આ જે આસન હેકુ છુ તે પાથરી તે પર આપ બિરાજો મારૂ ખરૂ કર્તવ્ય પૂરૂ કર્યા બાદ આપનો અતિથિ સત્કાર કરીશ તેટલા વખતનો અવિવેક ક્ષમા

દેવદત્તની સ્ત્રીના આવા વચનો સાભળી પ્રધાન સ્તબ્ધ બન્યો ઝખવાણો પડયો અને વિશેષ સશયશીલ બની અત્યત કૌતુકોત્સુક થયો જોકે પોતાનો તર્તજ સત્કાર તથા પોતાને જોઈયે તેટલો આવકાર ન મળ્યો તેથી મનમાં પોતાને અપમાનનો આઘાત લાગ્યો ખરો પણ કૌતુક જોવાની આકાક્ષાથી તે આઘાતને સહન કરી સ્થિર થઈ બેઠો અને એ શુ કર્તવ્ય કરે છે ! તે જોવામા વખત ગાળતા પોતાના પ્રશ્નના ઉત્તરની લાલસાથી સ્થિર થૈ બેઠો

જે વખતે પ્રધાન ક્રૂરબુદ્ધિ ત્યા આવેલ તેજ વખતે તેમના પ્રાણપતી દેવદત્ત પણ ભોજનાર્થે બાહારથી આવેલ તેથી તેની સેવામા પરાયણ તેની સ્ત્રી હતા પહેરેલા કપડા જેમ તેના પતિ ઉતારતા ગયા, તેમ વ્યવસ્થાપૂર્વક પોતાને હાથેજ મકવા લાગ્યા ત્યાર બાદ નહાવાનુ વસ્ત્ર આણી આપ્યુ તે પહેર્યું કે તર્તજ પોતે જાતે ગરમ પાણી લાવીને લોટાવડે નવરાવવા લાગ્યા, દેવદત્ત મહારાજ પૈસેટકે સુખી હતા દાસીદાસ રાખેલ હતા કદાપી નવ-ડાવવુ વિગેરે કામ પોતે ન કરે તો ચાલે તેમ હતુ તથાપી

दासीशता अपिविभोर्विदधुस्सदास्य

જોકે દાસીદાસ ગમે તેટલાં હોય તોપણ પતિનું અંગ કાર્ય સ્ત્રીએજ કરવું એ પોતાની ફરજ સારી રીતે સમજતાં હતાં. પતિને અનુસરીને સર્વ વર્તણુંક રાખવી એ પોતાના ધર્મને જાણતાં હતાં. પતિની પ્રસન્નતા એજ પોતાનું કર્તવ્યછે એમ અંતઃકરણ પૂર્વક પોતાનું માનવું હતું. સ્ત્રીનો પ્રથમ સેવ્ય (પૂજનીય) પ્રાણપતિ છે અને તેના અનુમોદનથીજ જગન્નીયંતા દેવની સેવા કરવી એ, વેદવાક્ય અને અન્યશાસ્ત્રવાક્ય અનુસરવાને અંતઃકરણપૂર્વક તત્પર રહેતાં હતાં. તે વેદવાક્યને અનુસરવામાં કાંઈ ખામી આવી હશે તો ? એમ વારંવાર શંકાશીળ રહેતાં હતાં. જો કે પોતે નાહી ધોઈ તથા ઘર સ્વચ્છ રાખી, અજીઠાનો વહેમ ન રહે તેવો સદાચાર પાળતાં હતાં ખરાં પણ હાલના વખતમાં જેમ સ્ત્રીઓ અમુક વસ્તુ અજીઠી હશે તો અથવા અમુક વાણીઆના ઘરમાં ગયાં કે એવા અન્ય આર્ય જાતીનો સ્પર્શ થયો તોપણ આપણે, તે રસોઈ કરીને હાથ બરાબર ન ધોવે ને અજીઠા હાથ બધે અડાડે માટે તેને અડીને પણ છોવાઈ ગયાં. આમકહીને તેવી જાતનાજ વહેમમાં, અમે પોતાનો આચાર પાળીએ છીએ એમ માની દીવસ ગાળે છે અને વારંવાર એવા મિથ્યા આચારમાં એક જાતનો વહેમ પેસી જવાથી શંકાશીલ રહ્યા કરે છે તેમ, આ ઉત્તમાંગના એજ બાબતમાં શંકાશીલ નહોતાં બનતાં અને તેના અંતઃકરણમાં તેવો વહેમ કાયમને માટે નોહોતો પેઠો, પણ ઉપર જણાવ્યું તેમ હું પતિ સેવા કરૂં છું તેમાં કાંઈ ખામી રેહેલી હશે તો ! ઉતાવળી છું તે કાંઇ આપતાં ભૂલી જઈશ ને પતિને માગવું પડશે તો ! એ વહેમમાંજ પોતાનો વખત ગાળતાં હતાં અને સંભારી સંભારીને પતિને જોઈએ તે વસ્તુ તેની માગણી થયા પહેલાં આપતાં હતાં. હાલની પદ્ધતિ પ્રમાણે લાજનો ઘૂમટો કાઢીને બેસે, ને ઝાઝું બોલે નહિ તેમાં તે શરમ નોહતાં માનતાં. પણ તેના પતિને માગવું પડે કે અમુક વસ્તુ નથી આવી માટે લાવો. એમાં એમને શરમ થતી હતી અને લાજ ગઈ એમ માનતાં હતાં. તેમજ અરર ! ! મારી ભૂલથી એ વસ્તુ મારા પતીને માગવી પડી ? આમ તેને અંતરમાં આઘાત થતો હતો. તેમજ પોતાના તરફથી પતિને કલેશ થાય એ મહાભયંકર પાહાડ તૂટી પોતાને માથે પડયો હોય એવોપોતાને આઘાત થતો હતો.

અપૂર્ણ.

---

# સતિકલ્પલતા

## મદાલસા

લેખક શાસ્ત્રી દામોદર કાનજી

વિશ્વસુદ્ધા ગન્ધર્વને સર્વ ગુણ સપન્ના સદ્વિદ્યા વિભૂષિતા સુદર અગવાળી મદાલસા નામની પુત્રી હતી તેના પિતાએ બાલ્યાવસ્થામાથીજ સુશીક્ષણ સદ્ગુરૂ પાસે અપાવી ષટ્શાસ્ત્ર સપન્ના કરેલી હતી જેથી સ વિદ્યાના અનુયાયીઓ (સદ્ધર્મ, નીતિ, વિનય, વિવેક વિગેરે) તેને સહજ પ્રાપ્ત થયેલા હતા—

મધુર હાસ્યથી મોહ પમાડનારી તે મદાલસા, યૌવનાવસ્થાને પ્રાપ્ત થઈ અવયવો પ્રફૂલ્લિત થવા લાગ્યા પ્રેમના અકુરો ફૂટવા લાગ્યા પતિમળવાને ઉત્કઠા પ્રગટ થવા લાગી નવીન આનદ લેવાને મન લલચાવા લાગ્યુ ખરો આનદ ( પતિમિલાપ ) ઈશ્વર ક્યારે કરાવશે ? એમ વારવાર મન આતુર થવા લાગ્યુ કન્યા અવસ્થામા પિતાને ત્યા રહેલી, નવીન યૌવનાવસ્થાને પૂર્ણ રીતે પ્રાપ્ત થયેલી મદાલસા, આમ ઉત્કઠિતા બની, સહચરીઓ—( દાસિઓ ) ની સાથે ઉપવનમા ફરવા લાગી એકજ ચીતવન કરવા લાગી

હજી હુ કન્યાછુ ? પતિને મળવાને યોગ્ય નથી ? શુ મારા પિતા નહિ સમજતા હોય ? પોતે મારા પિતા વ્યાવહારિક વિષયમા અજ્ઞાન હશે તો મારે માટે મારાસમાન ગુણશાળી અને રૂપ સપન્ન પતિ ક્યાથી મેળવશે ?

ત્યારે મને કેવો પતિ મળશે ?

નાવલીયો મને કેવો મળશે ?
હૈયુ મારૂ લુપ્ત કેવુ કરશે ?
મારા મનના મનોરથ કોણ પૂરશે— ૧
વિરહથી વ્યાકુલ થૈ ફરૂ વનમા
મને લાઈ લાગે અતિ તનમા
કેનાતુ નથી કશુએ જનમા— નાવ

આમ ગાતા ગાતા મદાલસા, ઉપવનમા ફરતા ફરતા પુષ્પો વીણી તેનો હાર ગુથવા લાગી હાર તૈયાર કરી નિ શ્વાસ નાખ્યો તૈયાર કરેલો સુગધમય હાર !!! આહા !! શુ સુગધ !! શુ મનોહર તેની કોમલતા !!

પણ......ભોક્તા કોણ ? કોને અર્પુ ? અરે આ હારે તો ઉલટું કાળજું બાળ્યું. બાળ્યું એ શબ્દ, મદાલસાનાં પ્રારબ્ધો, કેમ જાણે સત્ય કરવાને મથતાં હોય ! તેવો આ વખતે આભાસ થયો. ઉપવનમાં ફરનારી મદાલસાના કાળજાને વિશેષ બાલનાર દુઃખરૂપ વાદળ, તેના શીરપર આવીને ઝૂક્યું.

યૌવન અવસ્થામાં આવેલી અને અત્યંત સુંદર રૂપવાળી તેને જોઈ કામવશ થયેલો અને મદાલસાના ઉપવનની આસપાસ ફરતો પાતાળકેતુ નામનો દુષ્ટ રાક્ષસ, અનાથ બિચારી મદાલસાને બલાત્કારે હરણ કરી ચાલતો થયો.

દુષ્ટ પાપી રાક્ષસના પંજામાં ફસાયેલી બિચારી ટીટાડીની પેઠે ટળવળવા લાગી. તાળવું સુકાવા લાગ્યું, કોઈ ઉગારો ! ! એમ પોકાર કરવા લાગી. અરે ! મને અબલાને જુલમથી ઉપાડી, ઘાતકી કર્મ કરનાર પાપી રાક્ષસને મારી તેના પંજામાંથી છોડાવી મારૂં રક્ષણ કરી, મોતને આધિન થયેલી મને ઉગારનાર શૂરવીર ક્ષત્રી પુત્ર કોઈ જગતમાં નથી ? અરે મને આ ધર્મ ભ્રષ્ટ કરશે. આમ ભ્રષ્ટ થવું તેના કરતાં જીભ કરડી દેહ ત્યાગ કરવો એ ઉત્તમ છે આમ બોલતી અને વલવલતી અનાથ મદાલસાના પુકારો નિર્જન વનમાં વન દેવી વિના કોણ સાભળે ? અને કોણ તેની રક્ષા[illegible]તે તમરથાય ?

પોઠીયા પર બિરાજેલા શંકરનાં અ[illegible] [illegible]રહેલી,ધોગે રૂપ તેની ડાબી બાજુએ બિરાજેલાં પાર્વતીજી, કૃપાળુ મ[illegible]હાદેવ સાથે જંગલમાં વિચરતાં હતાં તેણે અનાથ મદાલસાનો પુકા[illegible]ર સાંભળ્યો અને તર્ત પોતાના પતિને કહેવા લાગ્યાં, બિચારી નિરપરાધી [illegible] આ મદાલસાનો પુકાર છે તેને કોઈ રાક્ષસ ઉપાડી જાયછે તેને આપણે [illegible] રક્ષણ કરવું જોઈએ તો [illegible] શું કાંઇ નહિં પણ માત્ર અભય વચન આપી તેનું માન્ય કરી શંકરે રજા [illegible] આપની આ[illegible]યતો હું તેમ કરૂં. પાર્વતીના વચનને પાર્વતીજી, રાક્ષસ ન દેખે [illegible]પતાં, સર્વ[illegible]તનાં વિઘ્નોને ટાળનારાં જગદંબા, શ્રી મદાલસાને કહેવા લાગ્યાં. [illegible]ી શકે તેવી રીતે અંતરિક્ષમાં રહી ધીરજ આપી શીયળ જાળવી શકીશ અને [illegible]ન ! ધીરજ ધર ! તું તારી પોતાનીજ [illegible]થી તારૂં [illegible] સ[illegible] ગુણવાળા રૂતુધ્વજ નામના પતિને તુ પાપી રાક્ષસને મારનાર, તા[illegible] લઇ જાયછે [illegible] તેજ સ્થળે તારા પતિ સાથે તારો મેળાપ થશ[illegible] તુ સુખી થઇશ માટે ચીંતા કરી[illegible] માં. ગભરાઇશ નહિ આટલું કહી દયાળુ પાર્વતિજી અંતર્ધ્યાન થઇ ગયાં.

તપેલા અને વ્યાકુલ થયેલા મનને અમૃત સમાન શાન્ત કરનારા આવા વચનો સાભળીને મદાલસાને ધીરજ આવી શાન્ત થઇ દુષ્ટ પાતાલકેતુ તેને પોતાને રહેવાને ઠેકાણે પાતાલમા લઈ ગયો પાતાલમા તે રાક્ષસનુ રહેવાનુ સ્થલ અત્યત સુશોભિત હતુ મણિ આદિકથી પ્રકાશવાન હતુ તે સ્થળની પાસે એક સરોવર હતુ તેમા ચક્રાગ બતક વિગેરે પક્ષીઓ, ક્રીડાઓ કરતા હતા હસપક્ષીઓ તેને કાંઠે વિચિત્ર પ્રકારનુ નૃત્ય કરતા હતા તે તળાવની આસપાસ બગીચો હતો તેમા સુગધમય પુષ્પો યુક્ત વૃક્ષોની ઝાડીઓ અને વેલીઓ અત્યત મનોહર દેખાતી હતી પુષ્પની સુગધી ચોમેર ફેલાવાથી સર્વ સ્થલ સુગધમય થયુ હતુ આવુ સુદર ભુવન જોઈ મદાલસાને વિસ્મય થયો વિચારવા લાગી કે, આ ભુવન, આ પાપી રાક્ષસને રહેવાને લાયક નથી તેમનુ પોતાનુ હોય એમ ભાસતુ પણ નથી, કોઈ દેવતાનુ છિનાવી લીધેલુ હોય તેમ ભાસે છે આવા વિશાલ સ્થળમા રાક્ષસ અને મદાલસાવિના બીજુ કોઈ ત્યા ન હતુ તેથી મદાલસાને અત્યત મનમા ગભરાટ થયો, મનમા મોટી ફાળ પડી હવે શુ થશે ? આ પાપી રાક્ષસ બળાત્કારથી મને ભ્રષ્ટ કરવા ધારશે તો તેને વારનાર આહી કોણ છે ? આ ફડફડતા પ્રાણને બચાવનાર અહીં કોઇ નહિ મળે ? અરે અતરીક્ષે રહી મને ધીરજ આપનાર માતા પાર્વતીજી ! આવા વિકટ સમયમા આપવિના મારૂ રક્ષણ કરનાર કોઇ નથી એમ કહી ખૂબ રડવા લાગી

રાક્ષસે વિચારકર્યો કે, બલાત્કાર કરવાથી આપણા કામની સિદ્ધી નહી થાય માટે તેને પ્રસન્ન રાખવી એમ વિચાર કરી અનેક પ્રકારના વૈભવો તેને દર્શાવવા લાગ્યો સુગધમય પુષ્પના હારો ગુથી તેને આપવા લાગ્યો અને બહુ રીતે સમજાવવા લાગ્યો છતા તેનો શ્રમ વૃથા ગયો જજે લાલચો આપે અને વૈભવો બતાવે તે તરફ તિરસ્કાર દૃષ્ટિથી મદાલસા જોવા લાગી તેને એક દાસી સોપેલી તે દાસી બહુ ભલી હોવાથી મદાલસાના સકટમા સ્હાયક રૂપે થઈ પડી અને જ્યારે મદાલસા બહુ રૂદન કરતી ને ગભરાતી તે વખતે એ દાસી તેને શાત પાડતી હતી આ દુ ખમાથી છુટવા માટે તે દાસીએ એક યુક્તી તેને બતાવી કહેવા લાગી કે બેન મદાલસા ! તુ શાન્ત થા આમ આ રાક્ષસથી આડી ચાલીશ તેમા કઇ વળવાનુ નથી પણ તેને લાવણ્ય દેખાડી યુક્તીથી ફસાવીશ તો તારો જય થશે તેને ફસાવવામાટે મને એક યુક્તી સૂઝી તે સાભળ!

આ રાક્ષસના ભાઈ તાલકેતુને ગાલવ રૂષીનો યજ્ઞ ભંગ કરવાના અપરાધથી ઋતુધ્વજ રાજાએ માર્યોછે. તો તું આ રાક્ષસને લાલચમાં નાખી રીઝાવીને પછી, તમારા કુટંબ સમક્ષ વિધી પ્રમાણે મારી સાથે લગ્ન કર્યા પછી તમે મારી પાસે આવો ત્યાં સુધી ન આવો આમ કહેતાં તેને તેનો મરી ગયેલો ભાઈ તાલકેતુ, કુટંબ સ્મરણ કરતાં યાદ આવશે એટલે તુર્તજ તે કોપાયમાન થઈ તુને છોડીને તેના ભાઈને મારનાર ઋતુધ્વજ રાજાને મારવા દોડશે એટલે તે રાજા આંહી આવતાં તારૂં કામ થશે એમ મને ભાસે છે. આ વાત સાંભળી મદાલસા પ્રસન્ન થઈ અને ઋતુધ્વજ રાજા તને વરશે, એવું જે દેવીએ કહેલ વચન, તે તેને યાદ આવતાં આ સઘળી પ્રેરણા કૃપાળુ જગદંબા પાર્વતીજીનીજ હશે અને તેજ મારૂં શ્રેય ઇચ્છી મારૂં ભલુ કરેછે એમ પોતાના મનમાં સિદ્ધ થયું એટલે તર્તજ દાસીના કહેવા પ્રમાણે સઘળી યુક્તી રચવાનો આરંભ કર્યો.

કામાતુર રાક્ષસ તેની પાસે આવી સમજાવવા લાગ્યો ત્યારે જરા હસીને પોતે આનદ મય મુખ રાખ્યુ એટલે તે રાક્ષસ અત્યંત ખુશી થયો. મનમાં ધારવા માંડયો કે હવે સારૂં થયું. આજ મારા મનોરથ પૂર્ણ થશે, હવે હું મદાલસા સાથે અનેક પ્રકારનો આનદ કરીશ, આમ મનમાં તર્ક કરતો તે તેના હાસ્યથીજ માત્ર મોહ પામી ગયો અને તેની પાસે આવવા લાગ્યો. ત્યારે જરા દૂર ખસી મદાલસા બોલી કે હજી પાસે આવવાને વાર છે કારણ માત્ર આપેજ મને દીઠેલી છે તો આપના કુટુંબને એક વખત મારે જોવું જોઇએ અને તેની સમક્ષ આનંદ મંગળ વર્તાવી વીધી પ્રામાણે લગ્ન કરો; તે પછી મારી પાસે આવો. હું શાસ્ત્ર વિધી પ્રમાણે જે મારી સાથે લગ્ન કરશે તેનેજ મારા શરીરને હાથ અડાડવા દઇશ. આવાં તે મદાલસાનાં વચન સાંભલી પોતાના કુટુંબનુ સ્મરણ કરતાં તુરતજ ઋતુધ્વજે મારી નાખેલ પોતાનો ભાઈ તાલકેતુ યાદ આવ્યો એટલે ચોધારાં આંસુપાડી રડવા લાગ્યો. થોડી વારપછી અયંત ક્રોધના આવેશમાં આવી જઇ, તમામ ભુવનને ગજાવે એવી ત્રાડપાડી હાથમાં ત્રિશલ અને ગદા લઈ આ ત્રિશૂલ અને ગદા મારી મારા ભાઇને મારનાર ઋતુધ્વજને ઠારકરી તેનીછાતી ચીરી તેનું ધગધગતું લોહી જ્યારે હું પીશ ત્યારેજ મારૂં મન શાન્ત પામશે અરે મારા વ્હાલા ભાઈ ! તને મારનારને મારા તિક્ષ્ણ ધારવાળાં ત્રિશૂલથી હમણાં યમલોકમાં પ્હોંચાડુંછુ. આમા બકતો બકતો લાલચોલ આંખોવાળો ક્રોધાયમાન

થઈ તે પાપી રાક્ષસ, મદાલસાને તે વિ઼ડલા નામની દાસીને સોપીને ગાલવ ઋષીના આશ્રમ તરફ જ્યાં ઋતુ ધ્વજ તેની રક્ષા કરેછે ત્યાં ગયો મોટી ચીસો અને બરાડા પાડતો, ઋતુ ધ્વજને મારવા માટે અનેક યુક્તિઓ રચતો મહા ભયંકર યુદ્ધ, તે સાથે કરવા લાગ્યો બન્નેનુ પરસ્પર મહા યુદ્ધ થતાં અનેક રાક્ષસી માયાથી રાક્ષસ ત્રાસ વર્તાવવા લાગ્યો પણ મહાવીર ઋતુંધ્વજ, તેથી જરા પણ ચલાયમાન ન થતાં ક્રોધ યુક્ત થઈ તેમની માયેબાજે યુદ્ધ કરવા લાગ્યો અને તીક્ષ્ણ બાણોના પ્રહારથી સર્વ રાક્ષસીમાયાનો પરાજય કરી તે દુષ્ટ રાક્ષસને પણ બાણોથી વિંધી કાયર કરી મુ઼ષ્ટિ઼ પ્રહારથી વ્યાકુલ થયેલો રાક્ષસ હથીઆરો છોડી દઈ જીવ લઈને નાઠો અરે પાપી ક્યાં ચાલ્યો જાયછે! ઉભો રહે હમણા તારા પ્રાણ લઉછુ એમ પુકાર કરતો ઋતુ ધ્વજ તેની પછવાડે દોડયો ઉગ્રવેગવાળો પોતાને સ્થલે આવી પાતાલમાં એક અના઼ા ઓરડામાં ઋતુધ્વજના ભયથી રાક્ષસ ભરાઇ ગયો ઋતુંધ્વજ તે રાક્ષસને ખોળતો ખોળતો મદાલસા અને દાસી વિકુડલા જે રમ્ય ભુવનમાં રહેલાછે તે પાસે આવી, તે સુંદર ભુવન જોઇ અને મોહ પામી ગયો સુગંધ મય પવન, રાક્ષસ પાછળપાછળ દોડવાથી પડેલા થાકથી અકળાઈ ગયેલા રાજપુત્રને પ્રસન્ન કરવા લાગ્યો ધીમે ધીમે ચાલી મ઼દાલસાના ઓરડા પાસે આવતા દાસી વિકુડલાએ દીઠો એટલે તુર્તજ અંદર દોડી જઇ મદાલસાને કહેવા લાગી બાઈ આપના મનોરથ પૂર્ણ થયા રાજ પુત્ર ઋતુધ્વજને મારવા જનાર પાતાલકેતુ આ ભુવનની બાજુમાં છુપાઇ ગયોછે અને તેને મારવાને માટે પાછળ પડેલા ઋતુધ્વજ, તેને ખોળતા અહીં આવ્યા હોય તેમ ભાસેછે આ વચન સાંભળી મદાલસાને પાર્વતીજીના વચનો યાદ આવ્યા કહેવા લાગી મહાદેવી પાર્વતીજીએ મારી સંપૂર્ણ સ્હાય કરી તેમની સેવા અને તે શિવાય કરેલા અન્ય વૃતો આજે ફલીભૂત થયા મારા હરખનો સૂરજ ઉગ્યો બેન વિ઼કુડલા! આ જલની ઝારી લઇ તેની પાસે જઇ તે રાજપુત્રની આગતા સ્વાગતા કરી આહીં મારી પાસે પધરાવી મને ઉપકારી કર આ વચન સાંભળી પાણીની ભરેલી ઝારી લઈ દાસી વિકુડલા તેની પાસે આવી અને તેનો સત્કાર કર્યો સુંદર ભુવન અને આસપાસના બગિચાઓની રચનાઓ સુંદર જોઇ, પ્રથમથી મોહ પામેલો રાજકુવર ઋતુધ્વજ આ દાસિને જોઇ વિશેષ મોહ પામ્યો નીતિવાન તે ઋતુધ્વજ, નમ્ર વચને આમ બોલ્યો, આપ

કોણછો ! હુ આવડો આપનો સત્કાર પામી બહુ રાજી થયોછું આપનો પિતા કોણ ? આ સ્થળ કોનું ?

આ વચનો સાંભળી વિકુંડલા બોલી હે રાજપુત્ર ! આ સ્થલ પ્રથમ દેવતાઓને વસવાનું હતું અને એ વિશ્વકર્માએ બનાવેલ છે. દેવતાના રાજા ઇન્દ્રે, પ્રસન્ન થઈ કઠલધારને આ સ્થલ આપેલ, તે રાજાની હું પુત્રી થાઉંછું તે કેઠલધારને રાક્ષસ વૃક્ષકેતુના દુષ્ટપુત્રો તાલકેતુ અને પાતાલકેતુએ મારી નાખેલ છે. મારા પિતાની સર્વ સમૃદ્ધિઓ લુટી લઇ મને નિરાધાર કરીને તે રાક્ષસોએ દાસી તરીકે મને આંહી રાખીછે. એ પાપી દૈત્યોએ, અનેક દેશ, જંગલો અને લેકોને લુટી હેરાન કર્યાછે. લુટેલ સર્વ ધન આહીંજ ભરેલુંછે, ઓછાંમાં પૂરૂં કુકર્મ કરનાર પાપી પાતાલકેતુ રાક્ષસ, વિશ્વાવસુ ગંધર્વની મદાલસા નામની પુત્રીનું બલત્કારે હરણ કરી, આંહી લાવી આ ઓરડામાં રાખેલછે. ઇશ્વરની કૃપાથી હજી તે સ્ત્રી પોતાના સત્ય પરાક્રમ અને યુક્તીથી તે દુષ્ટ રાક્ષસ સાથે ભ્રષ્ટ થયેલ નથી. હવે હું ધારૂં છુ કે આપ તે બિચારી મદાલસાની રક્ષા કરશો અને તેને દુષ્ટના ફાંસામાંથી ઉગારશો. ઈશ્વરેજ તેના અને મારા રક્ષણમાટે આપને આંહી મોકલેલ હશે.

દુષ્ટ આચરણ કરતો તે રાક્ષસ જ્યારે મદાલસાને સતાવવા લાગ્યો ત્યારે મેં તેમને યુક્તી બતાવી કે, તમારા કુટંબોને બોલાવી વિધીથી મારી સાથે લગ્ન કર્યા પછી મારી પાસે આવો. એમ રાક્ષસને કહીશ એટલે ઋતુધ્વજે મારેલ તેના ભાઈ તાલકેતુ નું તેને સ્મરણ થતાં તેને મારનારને મારવા માટે તે ઋતુધ્વજ પાછળ જશે એટલે રાક્ષસને મારવા, ઋતુધ્વજનું અહી આગમન થતાં તારૂં શ્રેય થશે. આમ મહારા કહેવાથી તે રાક્ષસને તે પ્રમાણે કહેતાં તે ક્રોધાયમાન થઈ મદાલસાને મને સોપી, હથિઆરો ઉગામતો ચીસો પાડતો તે ઋતુધ્વજને મારવા ગયો, ત્યાંથી ભયને લીધે કે ગમે તેમ પણ હમણાં પાછો આવી આ પાસેની અંધારી કોઈ કોટડીમાં છુપાઇ ગયોછે. આટલું બોલતાં છેવટ તે વિકુંડલા બોલી કે હે રાજપુત્ર! હવે માત્ર અમારા રક્ષણનો આધાર આપની ઉપરજછે તો આપ દયા કરી અમને બચાવો અને અંદર પધારો.

તે સાંભળી ઋતુધ્વજ બોલ્યો તાલકેતુને મારનાર ઋતુધ્વજ તે હું પોતેંજ છું અને મારી સાથે યુદ્ધ કરવા આવેલો પાતાલકેતુ મારીસાથે લડતાં હારીને નાઠો અને તેને મારવા, પાછલ દોડતાં હું આ ભુવને આવી બહુ

આશ્ચર્ય પામ્યો અને આ સુંદર ભુવન જોઇ અને હું અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યો તેમા તમે આવી મારા મનનું સમાધાન કર્યું ચાલો હવે અંદર આવુછુ

વિકુડલાની પાછળ ચાલી ઋતુધ્વજ અંદર ગયો એટલે સુંદર અગવાસી અને શેકાતુર મુખથી બેઠેલી મદાલસા ઋતુધ્વજને જોઇ અત્યંત ખુશી થઇ, કેમ જાણે હેતનો ઉભળકો આવ્યો હોય અને એકદમ આતુર થઈ મળવાની ઇચ્છા કરે! તેમ તર્તજ બેઠી થઈ પ્રણામ કરી દર્શનથી તેમને મળી અને મનમા કહેવા લાગી કે માતુશ્રી પાર્વતીજીએ નિર્માણ કરેલા સન્મુખ દેવા એજ મારા પતિ થવાના હોઇ મારે પાણી ગ્રહણ કરવાને તે માતાજીની પ્રેરણાથી આહી પધાર્યા હોય એમ મારૂ અંતઃકરણ કહેછે કુદરતે મારું મન તેની ધર્મપત્ની થવાને ખેંચાયછે આમ વિચાર કરેછે ત્યા વિકુડલાએ પાસે આવી કહ્યુ બેન મદાલસા! આ પોતેજ ઋતુધ્વજ રાજાછે વિકુડલાનુ વચન સાભળી મદાલસાનુ મન વધારે આતુર થયુ

આમ એક બાજુજ મન ખેંચાયુ એમ નહિ પણ પરસ્પર બન્નેનુ મન ખેંચાયુ ઋતુધ્વજ, સુંદર મુખવાળી કન્યાને જોઇ મોહ પામ્યા અને કહેવા લાગ્યો કે શુ આનંદાસ્પદી મનોહર આ સુંદરી છે? આવી સુંદર અમળાને ખરેખર એક પાપીએ આ સ્થળે બળાત્કારે આણી ને ફસાવેલછે એમ લાગે છે મારું મન તેને મળવા આતુર થઇ જાયછે પણ તે મારી શાસ્ત્ર રીતીથી પત્ની થયેલ નથી એટલે મારે તેમા પત્નીભાવ કરવો યોગ્ય નથી, એમ કરૂ તો ધર્મ ભંગ કર્યા કહેવાય પરન્તુ માત્ર ગાંધર્વ લગ્નથી પણ મને વરે તો તેને મળુ પણ તેમા તે સ્ત્રીની પોતાની મરજી હોય તોજ કામ સિદ્ધ થાય આમ પરસ્પર વિચાર કરેછે, બન્નેપરસ્પર તાકી નજર કરી સામુ જોયા કરે છે અને પોતાની ઇચ્છા માત્ર દ્રષ્ટીથી બતાવેછે પણ બન્નેનો અંતઃકરણનો ભેદ કોઇ ફોડી શકતુ નથી તેમ ભેદ ખુલ્લો કરનાર બીજુ કોઇ મનુષ્ય પણ નથી દાસી વિકુડલા બન્ને ને મેળવીને ચાલી ગયેલ છે

બન્નેનો મેલાપ કરાવવા અને લગ્ન કરાવવાની ઇચ્છાવાળા આકાશમા અંતર્ધ્યાનપણે રહેવા પાર્વતીજીના મનમા વિચાર થવા લાગ્યો કે આ બન્નેનો મેલાપ હવે કેમ કરાવવો? એમ તર્ક કરેછે ત્યા નારદજી તેની પાસ આવતા નારદજીને પાર્વતીજીએ આજ્ઞા આપી કે તમે મદાલસા અને ઋતુધ્વજનુ પાણીગ્રહણ કરાવી આપો એ આજ્ઞા થતા તર્તજ એક બીજા સામુ જોઇ સ્થિર

થઇ મુંગાં ઉભેલાં, લજ્જાયુક્ત બનેલાં બન્ને જણ પાસે નારદજી પધાર્યા અને ઋતુધ્વજને કહ્યું, હે ઋતુધ્વજ? આ કન્યા છે તે વિશ્વાવસુ ગંધર્વની પુત્રીછે અને તેનું તારી સાથે લગ્ન કરવાનું પ્રથમથીજ પાર્વતીજીએ નિર્માણ કર્યું છે તે વાત તારી પત્ની થનાર મદાલસા જાણેછે. પોતાના બગીચામાં આ કન્યા આનંદથી ક્રીડાકરતી હતી ત્યાં આ દુષ્ટ પાતાળકેતુની દ્રષ્ટીએ પડતાં તે રાક્ષસ, તેને હરીને આંહી લાવેલછે હરીને આ રાક્ષસ ચાલ્યો જતો હતો ત્યાં વિલાપ બહુ કરતાં પાર્વતીજીએ ધીરજ આપીછે અને કહ્યું છે કે, જે સ્થળે આ રાક્ષસ તુને લઇજશે તેજ સ્થળે ઋતુધ્વજની સાથે તારાં લગ્ન થશે.

અપૂર્ણ.

---

# वेदनी अधोगतिनुं परिणाम.

લેખક શાસ્ત્રી દામોદર કાનજી.

આપણા પ્રાચીન પુરાણ શાસ્ત્ર કારો એમ જણાવી ગયા છે કે, સ્ત્રી અને શૂદ્રો સાંભળતાં વેદપાઠ કરવો નહિં આમાં અનેક શંકાઓ થાયછે કારણ વળી અન્ય શાસ્ત્રકારોએ તો સ્ત્રીને પણ યજ્ઞોપવીતઆદી સંસ્કાર થાય અને વેદાધ્યયન કરાવાય તેમ શુદ્રને ઉત્તમ બ્રાહ્મણોના સંસ્કાર કરાવેલ હોય અને તે પછી વેદાધ્યયન કરી નિત્ય દ્વિજ કર્મ રત રહેતો હોય તો તે, દ્વિજમાં ગણાયછે આમ જણાવેલું છે, આ બન્ને પક્ષ માહેલો એકેય અસિદ્ધ આપણાથી ન કહી શકાય કારણ પ્રાચીન શાસ્ત્રકારો તરફ આપણેહાલ સુધી માન દ્રષ્ટીથી જોતા આવ્યા છીએ ત્યારે આ વખતે તે માન આપણે તજવું. અને શાસ્ત્રકારોની એક બીજાની ભૂલ ગણવી તે ભૂલ ખરૂ જોતા પરિણામે આપણીજ ભૂલરૂપ થઈ પડે છે. માટે તે રીતિ મુજબ આ ઠેકાણે વિચાર કરી બન્ને પક્ષ સત્ય કરાવવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ.

જે સ્ત્રી અથવા શૂદ્ર, પોતાનું નિંદિતકર્મ છોડીદઇ વેદનું રહસ્ય જાણવાને અંતઃકરણપૂર્વક આકાંક્ષી બની; કૂડ કપટાદિ જે પોતાના ભાવો છે, તેને તજીને શુદ્ધહૃદયથી ગુરૂ પાસે શિષ્ય બની, અધ્યયન કરવા આવે અને કાંઇક જ્ઞાન થતાં દ્વિજત્વ ધારણ કરી વિશેષ અધ્યયન કરે તો તેવા ઉતમ જ્ઞાની શૂદ્ર, કે સ્ત્રીને યજ્ઞોપવીત સંસ્કાર અને વેદાધ્યયન કરાવવામાં

કરી દોષ નથી, પરન્તુ જે શૂદ્ર કે સ્ત્રી કેવળ આસ્તા વિના માત્ર અર્થ પુરો સમાજ્યાવિના વેદને કોઇ ઠ્ઠાગ સાભળીને મોઢે કરી, તેમાના અર્થોનો અનર્થ કરતા હોય, અર્ધ દગ્ધ જેવુ મોઢે હોવાથી કોઈક સાચુ હોય અને કાઈક જોડીને ખોટુ બોલે અને મનુષ્યોને અવળા અર્થો સમજાવે, શિષ્ય બનીને જેણે અધ્યયન નજ કર્યુ હોય, પોતાના જાતી કૃત્યોનો જેણે ત્યાગ નકર્યો હોય, દુષ્ટતા, કાપટ્ય ભાવ, નિર્દયતા, એ જેના અન્ત કરણમા કાયમ રહેલીજ હોય, એવા સ્ત્રી શુદ્રો કે ચ ડાળો માભવતા વેદાધ્યયન નકરવુ એમ શાસ્ત્ર કારે લખેલછે જે શાસ્ત્રકારે નિશેધ લખેલ છે તે આવા પોતાના નીચ કર્મોને ત્યાગ ન કરનારા તથા આસ્તા વિના માત્ર માણસને ઠગવા અને ભમાવવા ખાતરજ સાભળીને વેદ પાઠ શીખનાર મનુષ્યો, અવળે રસ્તે મનુષ્યને દોરી અને ખુનાર કરે તે ખુવાર કરતા અટકે આ હેતુથીજ અને જેઓએ તેમને વેદાધ્યયન કરાવવા માટે સન્મતી આપેલછે તે ઉપર જણાવેલ આકાક્ષીઓને માટે, આમ બન્ને મત જુદા નથી એ સિદ્ધ થાયછે હવેમાત્ર ટુકામા એટલુ કહેવાનુ કે, સ્ત્રીકે શુદ્રઆદિ, આકાક્ષિત થૈ વેદપ્રત્યે ભક્તિભાવ રાખી શિષ્ય બની અધ્યયન કરવા આવે તેને સુખેથી અધ્યયન કરાવવુ પરન્તુ નિરાકાક્ષી, અપવિત્ર સ્ત્રી શૂદ્રાદિને કાને વેદનો શબ્દ સરખો પણ ન જાય તેમ કરવુ જોઈએ કારણ આમ થવાથી ખરેખરી વેદની અધોગતી થઇ તેનુ પરિણામ નઠારૂ આવ્યા વિના રહેતુ નથી સ્કદપુરાણમા આને માટે એક સારૂ દૃષ્ટાન્ત આપેલુછે હવે તે જોઇએ બીજા રૂપમા પરન્તુ આ વિષયને અણઘટતુ ન હોવાથી સમગ્ર લઉછુ આ દૃષ્ટાન્ત લખતા મગઠી ઉપયુક્ત કથા સગ્રહ નામના પુસ્તકનો કેટલોક આધાર લીધેલછે

દ્વારકામા રૂક્મિનીના મહેલમા શ્રીકૃષ્ણ, અનેક ક્રીડાઓ કરતા હતા મહેલપાસેના બગીચા માહેલા વિવિધ પુષ્પાનુરાગીમત્ત અલિકુલોનો ગજારવ સાભળી, તેમ વિવિધ વૃક્ષો અને અનેક જલચર પક્ષીના વિહાર ભુવન રૂપ નાના નાના કાસારો, અને સુગની પુષ્પોથી સુગધી બનેલ શીતલ પવન આદિક, ભુવનતલ પૂતકરવાનેજ ખાતર તથા ભક્તજનોનુ શ્રેય કરવા ખાતર આ જગત્મા પધારેલ શ્રીકૃષ્ણને સ્વભુવન ( વૈકુઠ ) સુખનો અનુભવ કરાવતા હતા કેટલીક દાસીઓ, ભૂવન મધ્યગત હીચોલા ઉપર રૂક્મીનીજી સાથે બિરાજેલા શ્રીકૃષ્ણને પવન નાખતી હતી કોઈ ચામર લૈને ખમા! ખમા!

બોલતી ઉભી હતી. કોઈ સુગંધી પદાર્થો અંદર નાખી પાનની પટ્ટિઓ તૈયાર કરી આપતી હતી, કોઈ જળની ઝારી લૈ અને ઉભી હતી, શ્રીકૃષ્ણના અંગોપર અનેક રત્નો અને ઉપરત્નો શોભી રહ્યાં હતાં, અગર, કસ્તુરી, વિગેરે સુગંધી પદાર્થ મિશ્ર ચંદનનો લેપ તે સૌષ્ટવ અંગ ઉપર બહેકી રહ્યો હતો. એક દાસી ધીમે ધીમે હીંચોળાને ઝુલાવતી, હતી, રૂકમીનીજી આ વખતે શ્રીકૃષ્ણના ચરણ સંવાહન ક્રિયા કરતાં હતાં. આ અતુલ સુખ જોઈ, રૂકિમણીજીના અંતઃકરણમાં અનેક તરગો થવા લાગ્યા ? પરન્તુ તે તરગો મનમાંજ ન રહ્યા જેથી પોતાને બોલ્યા વગર ન ચાલતાં રૂકમીનીજી કૃષ્ણપ્રત્યે બોલવા લાગ્યાં. કૃપાનાથ! આપ આવખતે અતુલ સુખનો અનુભવ કરો છો પણ એક વખત વિકરાલ જંગલમાં આપને રખડવું પડતું હતું. ટાઢ અને તડકાઓ તથા વરસાદનો અનુભવ કરવો પડતો હતો. સોનાના થાળને બદલે પથ્થર પર અન્ન મુકીને જમવું પડતું હતું, જે અંગરપર આજે કસ્તુરી, અગર, વિગેરે બહેંકે છે તે અંગ એક વખત ગાઇની ખરીની રજે ઉડી ધુલી ધૂસર બનતું હતું, જે અંગપર આજે સુવર્ણમય અલંકારો છે તે અંગપર એક વખત માત્ર ગુંજા અને વનની માલાજ શોભતી હતી, જે મસ્તકપર સુવર્ણ અને હીરા જડીત મુકુટ ધારેલછે તે મસ્તકપર એક વખત માત્ર મયુરપિચ્છથી અંકિત મુકુટ હતો, જે અંગપર હાલ જરીયન વસ્ત્ર ધારણ કરેલછે તે અંગ ઉપર એક વખત માત્ર જામો અને જાડા વસ્ત્રનું ચોસર અંગરખુંજ ધારણ કરેલું હતું જે આપને આજે દાસી પાણીની ઝારી લૈને ઉભીછે તેજ આપશ્રીને જ્યારે તૃષ્ણા લાગતી ત્યારે જાતેજ જંગલમાં પાણી ખોળવામાટે ભમવું પડતું હતું અને સુવર્ણના લોટાને બદલે પોતાની અંજલીનોજ ઉપયોગ ઉદકપાનમાટે કરવો પડતો હતો. આમ દૈવની ગતી વિચિત્રછે. એક મનુષ્યને અનેક અનુભવ એ દૈવ કરાવેછે. મનુષ્ય સંપુર્ણ સુખમાં પડયા પછી તેમને પૂર્વના દુઃખનું સ્મરણ રહેતું નથી તેમ આપને પણ કોઈ વખત એ ગોકુલ યાદ નહિ આવતું હોય. આટલા વૈભવોમાં એ શાનું યાદ આવે?

રૂકમીનીજી આમ જેમ જેમ અંકેકી બાબત કહેતાં ગયાં તેમ તેમ તે તે વનની જગાઓ અને અદ્ભુત ગોકુલની લીલાઓનું સ્મરણ થતાં શ્રીકૃષ્ણ ભગવાનની ચક્ષુઓ જલથી ઘેરાઈ ગઈ. હૃદય ગભરાવાનો આભાસ થવા લાગ્યો.

માત્ર રૂકિમનીના બોલવા પછી થોડીજ વાર મૌન રહિ જળબીંદુઓનો ચક્ષુમાથી સ્રાવ કરતા શ્રીકૃષ્ણ રૂકિમની પ્રત્યે બોલ્યા

ધનાશ્રી

બ્રજબિસરત નૈયા રૂકમીની મોહિ બૃજ૦ ટેક
યમુનાજી આચમન જન શીતન ઔર કદમકી છૈઆ ૨
જો સુખમે બ્રિંદાવન પાયો સો સુખ સ્વપને નૈયા ૩ ૧
જા દિનતે બ્રિંદાવન છોડયો ગોરસમે મુખનૈયા ૩ ૨

હે રૂકમીની આ ઉત્તમ વૈભવો છે છતા ગોકુલની લીના આગળ તે કશા હિસાબમા નથી જે મે વ્રજમા લીલાઓ અને આનંદ કરેલ છે તે આનંદ ક્ષણ પણ વિસારે પડતો નથી અને જેમ જેમ સ્મરણમા વિશેષ આવે છે તેમ તેમ અંતઃકરણ વધારે ખિન્ન બને છે સુંદર કદમની છાયા તળીએ બેસીને મારી અંજલીથી જે હુ શીતન યમુનાજીનુ પાન કરતો હતો તે વખતે જે મને આનંદ આવતો હતો તેનો શતાંશ પણ સુવર્ણ મયકલશ માહેલુ સુગંધી જન પીતા આનંદ આવતો નથી આહીં મારે ગાયઓનો ઠાઠ પણ તોટો નથી અને મરજી મુજબ સુગંધી દહી બનાવી ઉપભોગ કરવાને હુ શક્તિવાન છુ પરન્તુ તેમ કર્યા છતા મારો માતાજી યશોદાજી જે સવારના ભોજનમા દહી આપતા અને એમા જે મીઠાશ આવતી હતી એ મીઠાશ આહીં આવતા મે સ્વપ્નામા પણ નથી જોઈ રૂકમીની ! વ્રજની લીલાની શી વાત હુ કહુ ! હજીરેટ લીક ક્રીડાઓ ત્યા જે હુ કરતો તેનુ સ્મરણ કરતા મારૂ હૃદય સ્થિર રહેતુ નથી એ સ્મરણ થતા આ વૈભવો તુચ્છ થૈ પડે છે મારી ઉપર અત્યંત પ્રેમ રાખનારી તમે આઠ પટરાણીઓ તથા સોલ હજાર અને એકસો બીજી સ્રીઓ છે તે સઘળી પણ અતુલ મારી ઉપર પ્રેમ રાખેછે પરંતુ વ્રજની ગોપિઓના પ્રેમ આગલ તમારા પ્રેમને તુચ્છ ગણુ છુ, ખરી પ્રેમ લક્ષણા ભક્તિ તો તેનીજ છે જેઓ હજી સુવી મારે માટે ઝુરેછે અને વારવાર સંદેશાઓ મોકલે છે, તે શિવાય મારી અત્યંત વહાલી સખી મુરલી છે જે હુ હજી પણ પાસે રાખુછુ તેનો જ્યારે મંધ્ય જંગલમા જઇ નાદ કરૂ એ વખતે તમામ સ્થાવર જંગમ પ્રાણિઓ સ્થંભિત બની જાય સર્વના મન ઉલ્લાસીને વ્યગ્ર બને આહા ! ! શુ એ સમયનુ હુ વર્ણન કરૂ ? મારૂ ચિત્ત પણ એ વર્ણન કરતા વ્યગ્ર બને છે

રાગ પૂર્વીને મલનો

તાલ દાદરો.

મધુર મધુર મધુર સ્વરે, મુરલી બજે;
કુંજ ભુવન મહિ આનંદ, પૂર્ણ ત્યાં ભજે:— મધુ૦
સુંદર ભૂમી વિશાલ, યમુના મહિં કુમુદ જાલ:
સુમન શુભ્ર જાલને, આ ચિત્તના તજે.— મધુ૦

ઘાડી ઝાડીની અંદર જ્યાં મધુર રવવાલી મુરલીનો નાદ મારે મુખેથી થવા લાગે એ વખતનો આનંદ સર્વ મનુષ્યોને અત્યંત અદ્ભુત લાગતો જે સ્થળે હું જાઉં એ સ્થળ પણ એવું અદ્ભુત હોય કે મનુષ્યને બે ઘડી વિશ્રાન્તિ લેવાની સહજ ઈચ્છા થાય. ભૂમી ઉપર લીલી આઠી ગ્રા ઉગેલી હોય પાસે નિર્મળ યમુનાજીનો પ્રવાહ ખળખળ વહેતો હોય, તેની અંદર અનેક મનોહર કમળો ખીલેલાં હોય તે આવાં રમણીય લાગે કે તેની આગળ આ બગીચો કશા હિસાબમાં નહિ, મારૂં મન હજી આ બગીચા કરતાં તેમાં વધારે લાગી રહ્યું છે અને એ મુરલી ધ્વનીનો આનંદ તથા સ્થિર ચર પ્રાણીઓનો જે મારી ઉપર પ્રેમ તેમજ ગોપીઓનો જે પ્રેમ તે હજી સુધી મને વિસારે પડતોજ નથી. અને તે જ્યારે વિશેષ યાદ આવે છે ત્યારે ઘણી વખત હું બહુ અકળાઈ જાઉં છું, આટલું કહેતાં પુનનઃ શ્રીકૃષ્ણની ચક્ષુઓમાંથી આંસુઓ વહેવા લાગ્યાં.

રૂકમીનીજી મનમાં વિચારવા લાગ્યાં કે સહેજ હાસ્ય પ્રસંગ કરતાં શ્રીકૃષ્ણની અંતઃકરણની લાગણી પ્રગટ થઈ તેમનો વ્રજ વિશેનો તથા ગોપી વિશેનો પ્રેમ ઓછો થયો હોય એમ ભાસતું નથી. કોઈ મનુષ્યના મનમાં સપૂર્ણ લાગણી પ્રગટ થયા વિના તેના અંતકરણમાં આટલો ગભરાટ ન થાય. મારી જે કલ્પનાઓ હતી તે વ્યર્થ ગઇ હું ધારતી હતી કે આ વૈભવ આગળ એ તુચ્છનું શું સ્મરણ કરશે ? કાંઈનહિં માટે કહુ પરતુ કહેતાં વારજ આ વૈભવનો ત્યાગ કરતાં જે દુઃખ થાય તેથી ચોગણો ખેદ વ્રજના ત્યાગનો દર્શાવ્યો. આહિંના કરતાં ત્યાંની પ્રીતિ વિશેષ દર્શાવી ઇશ્વરને શું પ્રિયા પ્રિય છે તે સમજાતું નથી આ વખતે હવે આ વિચારો છોડી દઈ અન્યવૃતાંતમાં ઉતારી શ્રીકૃષ્ણનું મન પ્રસન્ન કરવું એ મારૂં કર્તવ્યછે માટે તેવા વિચારો શું યોજવા ? આમ જ્યાં

વિચાર કરેછે તેટલામા એક વૃતાંત સ્મરણમા આવતા શ્રીકૃષ્ણ પ્રત્યે રૂક્મિનીજી બોલ્યા હે પ્રભૂ ! થયુ, કૃપા કરી આ બાબત હવે જરા વિસારે કરી એક આપને પ્રશ્ન કરૂ છુ તે તરફ કૃપા કરી લક્ષ આપો

ગીતી

પ્રભૂ અધરામૃત સક્તા મધુસેવની મક્ષિકા સમા મુરલી
તવ મુખ સેવન કરતા એવુ તે પુન્ય શુ કરેલ હરિ

## मराठी गीति

हरि अधरामृति झाली मधुसेवनि मक्षिका तसी मुरली
मुरली हरिमुख सेवुन ऐसी ते काय पुण्य आचरली

હે ઇશ્વર મધમાખી જેમ પોતાના પોડામા આસક્ત રહેછે તેમ મુરલી, હમેશા તમારા અધરામૃત પ્રાપ્ત કરવામા આસક્ત રહેછે અને આપ પણ ઘણા ભાવથી તેને અંગીકાર કરી તમારી પાસે રાખોછો તો તેણે સદા તમારા ચરણમાંજ દાસી થઈ રહેવા જેવુ અને તમને પણ તેમા આસક્ત બનાવવા જેવુ શુ પુન્ય કરેલછે? તે કહો અપૂર્ણ

---

## વ્યાસજીનુ વશીકરણ

અથવા

( વશીકરણ વિધા )

ઉપર જે કહેવામા આવ્યુ તેટલાઉપરથી–દયા શુ એ સમજાયુ હશે હવે પ્રાણિઓ ઉપર મિત્રતા રાખવાના સબંધમા કહેવાનુ છે, જે પ્રમાણે 'દયા' એ વશ કરવાનુ સાધનછે, તે પ્રમાણે મૈત્રી એ પણ એક વશ કરવાનુ સાધનછે અને તે અનૂપમછે મિત્રભાવથી વશ થઈલો માણસ વખત પડે પ્રાણાર્પણ કરવાને પણ તૈયાર થઇ જાયછે અને પોતાના મસ્તકને પણ આપેછે તો બીજી વસ્તુઓ કોણ હિસાબમા ? મિત્ર એટલે જેને સાચોમિત્ર કહેવાય તેનાથી અનેક ફાયદા છે મિત્રલક્ષણ આવાં હોયછે

दद्‌दातिप्रतिगृह्णाति गुह्यमाख्यातिपृच्छति
भुंक्तेभोजयते चैव षड्विधं प्रीतिलक्षणं ॥

અર્થ-વખતસર મદદ આપે તથા લ્યે, છાની છાની વાત કેહે તથા પૂછે. અને જમે તથા જમાડે એછ, પ્રીતિનાં લક્ષણ છે. અર્થાત્ મિત્રનાં લક્ષણ છે. એ શિવાય.

સત્ય વચન કહેનારો, અપ્રિય (કડવાં) પણ અંને હિત કરનારાં વચનો બોલનારો પૂછયા શિવાય સન્માર્ગને સૂચવનારો, પવિત્ર, ઉદાર, ધીર અને શૂરવીર, સુખદુ:ખની વાતો વેળાએ તેમાં ભાગ લેનારો, ડાહ્યો, ચતુર, પ્રેમાળ અને સન્માર્ગમાં દોરનારો હોય તેજ ખરો મિત્ર ગણાય મહાત્મા ભર્તૃહરી પણ

पापान्निवारयति योजयतेहिताय
गुह्यानिगूहति गुणान्प्रकटीकरोति
आपद्गतंचनजहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदंतिसंतः ॥

અર્થ:-પાપ કર્મ કરતાં વારે અને હિતકારક કર્મમાં જોડે છે, ગુપ્ત રાખવા લાયક વાતો ઢાંકી અને ગુણોને પ્રગટ કરેછે. આપત્તિમાં છોડતો નથી અને યોગ્ય સમયે (મદદ) આપેછે. આવાં સન્મિત્રનાં લક્ષણ સત પુરૂષોએ વર્ણવ્યાં છે.

સજ્જનો ! મૈત્રી તો ખરેખર અદ્‌ભુત ચમત્કારિક છે. આ જગતમાં મૈત્રીથી જેવાં જેવાં કાર્યો થયાં છે, થાયછે, અને ભવિષ્યમાં થશે તેવાં કાર્યો બીજે પ્રકારે ભાગ્યેજ બનશે. નિરધાર જેવા પાંચ પાંડવો, ભરતખંડની સામ્રાજ્યશ્રીને ભોગવનાર અને દૂર્યોધન જેવા અનેક રાજાઓની સહાયવાળા રાજાધિરાજને જીતી દીલ્લીના પતિ થયા તે શ્રીકૃષ્ણ પરમાત્માની મૈત્રીના પ્રભાવથીજ, વિભીષણ જેવા શત્રૂ પક્ષના અધિપતિને લંકાનું રાજ્ય શ્રીરામભદ્રે આપ્યું તેપણ ભક્તિ અને મૈત્રીથીજ. મૈત્રીએ શું નથી કર્યું કે આપણે કરીશું! યૂરોપખંડમાં ચાલતી લોહીની નીકો પણ એ મૈત્રીના કાંઈ અંશો અને દયાના અંશો વડે બંધાયેલા કાયદાવડે બંધ થઈ છે. એ મૈત્રીએ વ્યાપારમાં ભલી અને પરરાષ્ટ્રીને કેટલાં ધનાઢય બનાવ્યાં છે. (કંપની પણ મૈત્રીના

અશ વિના યતિ નથી ) એ મૈત્રીની નકલ કરનારાઓ પણ આપણા દેશમા આવી આપણા જાતિ ભાઇઓ જે પરધર્મમા ખેચી જવાને સમર્થ થાય છે હા ! એ મૈત્રીનો ઉદય પાઠો હિદમા ક્યારે થશે, હિદ ! હિદ ! તારે એ આપણા પરદેશી પ્રજાએ હાથ ધરેલા સૂત્રો પાછા ગ્રહણ કરવા આવશ્યક છે

अमृतलाल कुवरजी वैद्य ( चावद )

---

## अमृतमयससार

(પદ્ય ૧)

આશા

અમૃતમય સસાર તેહનો અમૃતમય સસાર ટેક
કલેશ લેશ નહિ જેના ઘરમા, સહુમા વિનય વિચાર,
વડિલ તણી આજ્ઞામા વરતે, ન્હાના મોટા સાર-તેહનો ૧
રહે સદા આનદ વિષે સહુ, કરી ઘરકામ વિચાર,
એક બીજાને સલાહ આપી, કરે સરલ સસાર—તેહનો ૨
પેખી છિદ્રન એક બીજાના, નહિ જે ઉર ધરનાર,
સદ્ગુણ માન વિષે પ્રેમીલા, જન્મ સફલ કરનાર,-તેહનો ૩
ઉદ્યોગીલા અને રસીના, ન્યાય પથ પળનાર,
સપીલા જ્યા વસે તેથીછે, સ્વર્ગત ઉત્તમ સાર૦—તેહનો ૪
મને તેટલા વડેજ જેના, મનમા, તોષ અપાર,
વૈભવ એક બીજાને જોઇ, દુ ખનહિજ ધરનાર -તેહનો ૫
સ્વધર્મ નિષ્ઠ સહુએ ધરના, અને સહન કરનાર,
સુખ બીજાનુ સદા ઇચ્છતા, સુખ જેને મલનાર -તેહનો ૬
સત્ય કારણે સહુ દેનાર, હરિશ્ચદ્ર સમસાર,
સત્ય સદા વ્હાલુ છે જેને, સત્યપથ વવનાર -તેહનો- ૭

જાત નિરોગી અને સુશીલા, પુત્રવાળી ધરનાર;
અન્ન અનુપમ ઘરનું ખાવા, ધન્ય ધન્ય સંસાર.–તેહનો ૮
નિવૃત્ત થઇને નિશા વખતમાં ભજે જેહ કિરતાર,
પીયૂષ પ્રેમ સ્વધર્મે જેનો અન્ય ધર્મે દુઃખકાર.–તેહનો ૯

अमृतलाल कुंवरजी वैद्य ( चावंड )

## वेदधर्म सभाने मळेली भेट.

શેઠ રવજી નંદજીનો સંવત્ ૧૯૫૭ ના ભાદરવા વદ ચૌદશને શુક્રવારે સ્વર્ગવાસ થવાથી તેમના પુણ્યાર્થે તેમનાં પુત્રી અને શેઠ રણછોડદાસ ઘેલાભાઈના સ્ત્રી બાઈ રાધાબાઇએ વેદધર્મ સભાના ધર્માદા ફંડમાં રૂ૦ ૫) અંકે પાંચ ભેટ તરીકે આપેલા છે તે રકમના વ્યાજનો ધર્મનાં પુસ્તકો છપાવવા વિગેરે સત્કાર્યમાં ઉપયોગ થશે.

## आयुर्वेद विद्यालयने मळेली भेट.

ધર્માભિમાની શેઠ રવજી નંદજીનો સંવત્ ૧૯૫૭ ના ભાદ્રપદ વદ ચૌદશને શુક્રવારે સ્વર્ગવાસ થતાં તેમના પુણ્યાર્થે તેમનાં પુત્રી અને શેઠ રણછોડદાસ ઘેલાભાઇનાં સ્ત્રી બાઈ રાધાબાઇએ આયુર્વેદ વિદ્યાલયના ફંડમાં રૂ૦ ૧૦) અંકે દશ ભેટ દાખલ મોકલાવેલા છે તે, વિદ્યાલયના તંત્રીઓ ઉપકાર સાથે સ્વિકારે છે અને ખાત્રી આપે છે કે ઉપલી રકમનો વિદ્યાલય જેવા ધર્માદા અને દેશોન્નતીકારક ખાતામાં તેનો સદ્ઉપયોગ થશે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મું] માર્ગશીર્ષ, સંવત ૧૯૫૮ [અંક ૨ જો

## ॥ यतो धर्मस्ततो जय ॥

---



### उद्योग प्रभात

हिंदवासी ने संबोधन

विभास

हिंदना निवासी ! जागो थई हवे सवार टेक

रजनी निद्रामा गाळी प्रभात थयु निहाळी,
जागो जागो बुद्धी शाळी ! आलस निवारी हि

अन्य भूमीना निवासी, उद्योग रह्या विकासी,
जागीने उद्योगप्यासी, बनो हिंदवासी ! हि

बनो शु ! हजी उदासी, हिमत ग्रहाने खासी,
रविनी प्रभा प्रकाशी, रहोना विमासी हि

निद्रा आपथी तजागे आलस जो स्थाशे
दारिद्र्य तमारू जाग नष्टशो[1] जाशे हि

नम्र विनाति स्विकारी सत्य रूप ते विचारी
दामोदर उरधारी करो सौ तयारी हि

---

१ क्रमे करीने नष्ट थशो अर्थात् उद्योगथी लक्ष्मीनाश यता दारिद्र्य भरी तमो तेज वरशो

८

# आर्यावर्तमां उद्योगनी खामीनो एक मोटो पूरावो.

સઘળા મનુષ્યો જાણે છે કે સન ૧૯૦૦ની સાળમાં સકળ વિશ્વો-ગદર્શની એક મહાપ્રદર્શન પારીસમાં ભરાયેલું હતું. એ પ્રદર્શનની અગાઉ તેવુંજ મહાપ્રદર્શન ચિકાગો શહેરમાં ભરાયેલું હતું. આવાં મહાપ્રદર્શનો ભરવાનો હેતુ જગત્‌ના ઉદ્યોગની પરિક્ષા રૂપજ છે, એટલે તે પ્રદર્શનમાં તમામ કારીગરો, પોતાની પરિક્ષા આપવા ખાતર ઉત્તમ કારીગિરીથી પોતે જે હુન્નર કરતો હોય તે હુન્નરની વસ્તુ બનાવી, પ્રદર્શનમાં મોકલે છે. આમ તમામ દેશમાંથી નવનવી કારીગિરીઓ વાળી વસ્તુઓ આવે છે અને તે ઉપરથી કયા દેશમાં વિશેષ કારીગરો અને ઉત્તમ હુન્નર છે? તેનો અડસટ્ટો નીકળે છે. પારીસના પ્રદર્શન વખતે તેવી રીતે પોતાનો હુન્નર દેખાડવાને અનેક દેશનાં ઉત્સાહી લોકોએ જુદી જુદી વસ્તુઓ મોકલેલી. તેમાં હિંદુસ્તાની કારીગિરીનો વ્યવસ્થાપક મી० બેનઝામીન હતો. તે, હિંદુસ્તાન તરફથી આવેલી કારીગિરીવાળી વસ્તુઓ અને ખનીજ પદાર્થો તથા હિંદુસ્તાનમાં બનતા અન્ય કુદરતી પદાર્થોપરથી ટીકા કરતાં જણાવે છે કે, પ્રદર્શન જોવાને આવનાર તમામ ગ્રહસ્થોએ, હિંદુસ્તાની કારીગિરી અને અન્ય પદાર્થો જોવાની આતુ-રતા દર્શાવેલી અને તે જોવાને જે ઉમંગ તે જોયા પહેલાં તેઓનો હતો તે જોયા પછી તદન ઉતરી ગયો અને ગ્રહસ્થો, નાસીપાસ થઈ હિંદુસ્તાનને ઉદ્યોગમાં પછાત ગણવા લાગ્યા. તેજ સાથે જ્યારે હીરા, જવાહીર વિગેરે હિંદુસ્તાનના ખનીજ પદાર્થો જોવા લાગ્યા ત્યારે તમામ લોકો, ઘણા પ્રસન્ન થયા અને હિંદુસ્તાનની ભૂમીની વારંવાર પ્રસંશા કરવા લાગ્યા. આટલી સૂચના કરતાં વિશેષમાં જણાવે છે કે ડચ, ઇન્ડિઝ ને અલઝીરિયા જેવા નાના પ્રદેશની વસ્તુઓ અને ઉદ્યોગી મનુષ્યોની કારીગિરીઓ, હિંદુસ્તાન સાથે સરખાવતાં પણ હિંદુસ્તાન, ઘણું ઉદ્યોગમાં પછાત છે એમ સિદ્ધ થાય છે. આટલું જણાવ્યા બાદ વિશેષમાં સખિન્ન અંતઃકરણે મી. બેનઝામીન જણાવે છે કે હિંદુસ્તાનની મોટી શેહેનશાહને છાજે તેવી રીતે મોટાં દેશ પ્રદેશના સંગ્રહસ્થાનોમાં પુરતી રીતે જણસો મોકલી શકાતી ન હોય અને ઉદ્યોગી કારીગરો તે દેશમાં ન હોય તો ભવિષ્યના પ્રદર્શનમાં તે દેશવાસીઓએ હાસ્ય કરાવવા નજીવી વસ્તુઓ મોકલવીજ નહિં.

ઉપલી બિના ઉપરથી આપણા આર્ય દેશને થોડુ નિચુ જોવા જેવુ નથી ! હિંદુસ્તાન માટે વિપર્યય ભાવ બનેલો છે એટલે કે ઉદ્યોગના સાધનો જેવા હિંદુસ્તાનમા છે એવા એક પણ દેશમા નથી તે અનાદિકાળથી સિદ્ધ થયેલછે અને ઉપરના પ્રદર્શન રૂપ પ્રત્યક્ષ પુરાવાથી વિશેષ સિદ્ધ થાયછે હવે તે ઉત્તમ સાધનો આ દેશમાથી અન્ય દેશમા જાયછે અને તેના બદલામા અન્ય દેશમાથી તે દેશોનુ દારિદ્ર, અઘોર નિદ્રા, અલ્પવિદ્યા, શુન્ય બુદ્ધી અને નિરૂદ્યોગીપણુ વિગેરે આપણા દેશમા આવેછે અને આવ્યાછે અર્થાત્ તમામ દેશનુ દારિદ્ર ત્યાના ઉદ્યોગના તેજથી અઝાઈ જઈ નાઠમાઠ બચી નિરૂદ્યોગી દેશ ખોળતુ ખોળતુ હિંદુસ્તાનમા ચિરકાળથી ભરાયેલછે અને અઘોર નિદ્રા અને શુન્ય બુદ્ધીની સહાયતાથી પુષ્ટ બનતુ જાયછે નિદ્રા એ મનુષ્યને અચેત બનાવેછે ત્યારે આપણાદેશના કારીગિરીના સાધનો બહાર દેશમા ચાલ્યા જાય છે છતા તેનો, પોતાની વસ્તુનોપોતાને ઉપયોગ કરવાનુ ભાન ન હોવાથી ને તે વસ્તુ જતી રહેછે તેનુ પણ ભાન ન હોવાથી આપણાદેશમાજ તમામદેશની ગાઢ નિદ્રા આવી પહેલીછે એ સિદ્ધ થાયછે કદાપી આપણા લોકો, બહુ બસેરવાથી જાગ્રત થશેતો આળસ અને શુન્ય બુદ્ધી, તેની સારવારમા હાજર થશે જેથી તેની સેવામા અઝાઈ જતા પોતાના કર્તવ્યનુ ભાન નહિ રહે, પોતાના ઘરમાથી વસ્તુ ઉપડી જાય એનુ ભાન ન રહે એ આશ્ચર્ય જનકવાત છે એક રીતે ભાન નથી રહેતુ એ વાત મિથ્યા માનવી પડેછે કારણ જે વસ્તુ (કારીગિરીના સાધનો) હિંદુસ્તાનમાથી ઉપડી જાયછે તે લેનાર મનુષ્યો, ચોરીને કે લુંટીને નથી લેજતા પણ આપણે આપણા હાથેથી સતોષ પૂર્વક તન્નિમિત્ત દ્રવ્ય લૈને રાજીખુશીથી આપીએ છીએ અને તે લેજનારા પરદેશવાસીઓ થોડી કીંમતે આહીની વસ્તુઓ લૈને તેજ વસ્તુઓને સારા રૂપમા લાવી ઉત્તમ બનાવી આપણા દેશમા મોકલી તે વસ્તુના દશગણાકે એથી પણ વિશેષનાણુ આપણી પાસેથી લેછે અને આપણે તેની કારીગિરીથી મોહ પામી તે વસ્તુના પૈસા રાજી ખુશીથી આપીએ છીએ

આમ ઉત્તમ વસ્તુ માગી કારીગિરી બનાવવામા આપણે કુશલ છીએ ? તે બનાવવાની હિમ્મત પણ આપણામા છે ? તેવી બુદ્ધી પણ છે ? અને તેવી વિદ્યા પણ છે ? કશુ નથી માત્ર ઉપર જણાવેલી Cથ આળસ અને દારિદ્ર્ય રૂપી ત્રિપુટી આપણી પાસેછે ત્યારે આપણે મોટા પ્રદર્શનોમા ઉત્તમ કરાવી

ગણાવાના ? આપણા લોકો ઉદ્યોગમાં પાછા પડેછે અને અન્યદેશવાસીઓ આગળ પડે છે તેનાં સબળકારણો જે છે તે પ્રથમ દૂર થાયતોજ આપણે અન્યની સમાન ઉદ્યોગી થઈએ. તેમાં પ્રથમ કારણ એકે અન્યદેશવાસીઓ સંપૂર્ણ રીતે વિદ્યાભ્યાસ બાલ્યાવસ્થામાં કરીને તર્તજ પોતાની બુદ્ધીપૂર્વક જે ઉદ્યોગ કરવામાં પોતાની હિમ્મત વધે તેમાં સંપૂર્ણ મન રાખી તે ઉદ્યોગમાં મથશે અને તેમાંથીદ્રવ્ય મેળવશે અને આગળજતાં તેનેજ પરિણામે મહાધનવાન બનશે. હવે આપણાદેશના લોકો બાલ્યાવસ્થામાં નજીવો બેચાર ધોરણનો જેમતેમ અભ્યાસ કરી નોકરી ખોળવા દોડશે ને દશબાર રૂપૈયામાં પારકી મજુરી કરવામાં પોતાના દિવસો ગાળશે પણ તેટલીવિદ્યા સંપાદન કરતાં નવીશોધ ખોળ કરવાને જરાપણ મથશે નહિ. કદાપી કોઇ સંપૂર્ણ ઇંગ્રેજી કે સંસ્કૃત વિદ્યાભ્યાસ કરી વિદ્વાન સારો થશે તો પણ તેવાઓને પણ આપણે, નવીશોધ ખોળ કરવી એવો મનમાં ખ્યાલજ નહિ આવે પણ મોટી ડોગ્રી મેલવવા અને મોટાં માનપાન મેળવવા તથા મોટી નોકરી મેલવવાને મથશે અને પોતાની ઉત્તમ બુદ્ધીને આખા દીવસમાં બે કલાક પણ સદુપયોગી કાર્ય કરવા ખાતર નવી શોધ ખોળમાં નહિ યોજે.

ત્યારે આમ સાક્ષરવર્ગ તો કોઇ ઉદ્યોગ અને તે દ્વારા આર્યોન્નતિ ચહાતાજ નથી એમ સિદ્ધ થયુ. ત્યારે ઉદ્યોગ અને કારીગિરી ને ઉત્તેજન આપનારા અને તેમાં ખંત કરનારા માત્ર નિરક્ષરી સુતાર, લુવાર, સંઘેડીઆ અને મોચી, રંગા, તેવાઓ પણ પોતાની બુદ્ધિ પ્રમાણે સાધારણ કારીગિરી બનાવી સંતોશ આપેછે તો તેવાઓને ઉત્તેજન આપનારા કોઈ નથી. કાઠીયાવાડમાં આવેલ મહુવા શહેરમાં સંઘેડીયાઓ લાકડાની સોપરી, એલચી, દ્રાખ, ખારેક અને એવી એવી સાચી ખોટી વસ્તુનું ભાન ભૂલાવે તેવી અનેક કારીગિરીવાળી વસ્તુઓ બનાવેછે અને દાંતની પણ નવનવી સુશોભિત અને ઉત્તેજન આપવાને લાયક વસ્તુઓ બનાવેછે. તો તેને ઉત્તેજન મળતું નથી અને આવા કારીગરો છે છતાં તેઓ ભિખારી દશામાંજ રહેછે. મહાપ્રદર્શનમાં પોતાની કારીગિરીની વસ્તુઓ મોકલવા માટે નાણાં જોઇએ તો તે પણ તેમની પાસે ન હોય તેમજ ધનવાન અને વિદ્યાવાન મનુષ્યોનો કારીગરોને કશા કામના નથી થૈ પડતા તેમ પોતે પણ કારીગર નથી બનતા. ધનવાન મનુષ્યો પોતાના ધન મદમાં અક્રાઈ ન રહેતાં આવા કારીગરોને મદદ આપે તો પણ હિંદની ઉન્નતી કાંઈક ઝળકે,

પોતાનુ સ્વાત્માભિમાન રાખવા માટે અને આર્યાવર્તમા ઉદ્યોગ સાવ નથી એ અસિદ્ધ કરવા ખાતર અને હિન્દુ કાંઈક પાણી રાખવા ખાતર જે વસ્તુઓ હિન્દુસ્તાનમા બનતી હોય તે વસ્તુના બનાવનારની શક્તી પ્રદર્શનમા મોકલવાનો ન હોયતો રાજા અગર વનવાને મદદ કરવી જોઈએ

મી૦ મેનઝોમીને જે આપણા દેશને માટે ટીકા કરી તે જો જેટલી આપણા દેશમા હાન કારીગરી થાય છે, તેટલી પણ તે પ્રદર્શનમા મોકલવાને ધનવાને અને રાજાએ મદદ કરી હોત તો કાઇક ઓછે દરજ્જે ટીકા થાત પણ અફસોસ ! ઉદ્યોગનુ અને ઉદ્યોગને ઉત્તેજનનુ પણ અંધારું

બિચારા અભણ કારીગરો તે કેટલુ કરે ! ધારો કે હજી તેઓ પણ સારા પાયાપર પોતાના ઉદ્યોગને વધારે પણ ક્યાર્ કે ? તેને મારું ઉત્તેજન મળતુ હોય તો પણ ઉદર પોષણના પણ સાંસા હોય ત્યા કેવી રીતે બિચારા, પોતાનો ઉદ્યોગ ખીલવી શકે ? આમ નાના સાધારણ ઉદ્યોગીને ખીલવવાનુ આપણા વિદ્વાન વર્ગ અને ધનવાન વર્ગથી નથી બનતુ ત્યારે પોતે જાતે મહેનત લે અને ધનવાન મનુષ્યો અને વિદ્વાન મનુષ્યો ઉદ્યોગ પાછળ મચ્યા રહે એવુ તો ક્યાથી બને ? આમ ઉદ્યોગ ખીલવવાને જરા પણ આર્યને મનમા થતુ નથી આનુ કારણ કાંઈ સમજાતુ નથી વિદ્વાન છતા પોતાના ઉદ્યોગના સાધનો પરદેશમા મોકલી પારકી નોકરીમા અથવા ધનવાન, ધનમદમા આખો દીવસ ગાળી, અવિદ્વાન બની છેવટ ખરૂ જોતા નિવનજ રહેવા છતા તેઓના મનમા ઉદ્યોગના વિચારો શામાટે નહિ આવતા હોય ?

દા કા

---

## ધર્મની સ્પર્ધા

આર્ય ભૂમીમા વસનાર આર્ય લોકોમા આજ કાલ, પરાપૂર્વથી અનેક ધર્મના ઝઘડાઓ થતા આવ્યા છે અને તેમા એક પોતાના મનમા જે સિદ્ધાંત થયો હોય તે ધર્મને અવગણી અથવા કુળપરંપરાના ધર્મને અવગણી કેટલાક મનુષ્યો, પોતાથી જુદા મતવાદીઓને અને મતને તિરસ્કારે છે, તેના દેવને નિંદે છે અને કેટલાક તો એવા ધર્મચૂસ્ત હોય છે કે પોતાના માન્ય દેવ શિવાય અન્ય દેવનુ મોઢેથી નામ અજાણતા લેવાઈ ગયુ હોય તો થુકી નાખે

છે અને સચૈલ સ્નાન કરે છે અર્થાત્ પોતાને ધર્મ ભ્રષ્ટ થયો ગણી પ્રાયશ્ચિત્ત કરે છે. આમ અજ્ઞાનાધીન મનુષ્યો પોતાના દેવથી અન્ય દેવને ભેદ બુદ્ધીથી જોઇ તે તરફ તિરસ્કારતાં, દેવને જુદા જુદા કલ્પે છે. કહેવાનું તાત્પર્ય એકે પોતાના સેવ્ય દેવનેજ ઇષ્ટપ્રદ ગણી, તેની સેવામાં તત્પર રહેવું એ, કાંઇ દોષ ભરેલું કર્તવ્ય નથી પણ પોતાના સેવ્ય દેવની સેવામાં તત્પર રહેતાં, અન્ય દેવને તિરસ્કારવા એમાં પોતાના દેવનો પણ તિરસ્કાર થૈ જાય છે. કારણ સૃષ્ટીઉત્પાદક, પાલક અને સંહારક દેવો કાંઇ જુદા જુદા નથી.

**सब्रह्मा सविष्णुस्सशिवस्सोक्षरस्सपरमः स्वराट्**

કૈવલ્યો વનિષદ્.

નાસ્તિક મનુષ્યો પણ વેદને અને ઉપનીસદને પ્રમાણ ભૂત ગણે છે ત્યારે દેવ પૂજકો અને ખરેખરા ભાવિકો તો માનતા હોવાજ જોઈએ પણ એમ ચોક્કસ થાય છે કે સેવ્ય દેવનેજ પૂજનીય ગણી અન્ય દેવને તિરસ્કારનારાને ઉપર જણાવેલ વાક્યથી જાણીતા નહિં કરેલા હોય, જો જાણીતા કરેલ હોય તો અન્ય દેવને પણ પોતાના ઇષ્ટ ગણે અને તે તરફ કડવી નજર ન કરે.

દૃષ્ટાંન્ત-એક મહા વિદ્વાન ધર્મગુરૂ અને પ્રતાપી, ઇશ્વર ઉપર સંપૂર્ણ નિષ્ટા રાખનારા, વિવેકાનંદ નામક ધર્મબોધક મહાન પુરૂષ હતા. તેને ત્યાં કેટલાક શિષ્યો ધર્મ શિક્ષણ તથા વિદ્યા શિક્ષણ ગ્રહણ કરવાને વસતા હતા. થોડા દિવસ પેહેલાં અલ્પબુદ્ધી અને સ્થૂલબુદ્ધી નામના બે અજ્ઞાન શિષ્યો ભિન્ન ભિન્ન જાતનું શિક્ષણ સંપાદન કરવાને માટે તે ગુરૂની પાસે આવીને વસેલા, તે બન્નેનો ઉગ્ર અને સ્પર્ધાયુક્ત સ્વભાવ હોવાથી બન્નેને વારંવાર સહજ વિષયમાં પણ કલેશ થયા કરતો હતો, બન્ને પરસ્પર ઉગ્ર દૃષ્ટીથી એક બીજાનું નિરીક્ષણ કરતા હતા. આમ બન્નેને અત્યંત કલેશ છે તે વાતથી ગુરૂજી અજ્ઞાન હતા. બન્નેને ગુરૂજીના એક વિદ્વાન શિષ્યે બોલાવીને આજ્ઞા કરી કે આજથી ગુરૂચરણની સેવા કરવાનો તમારા બેનો વારો છે, એક જમણા ચરણની સેવા કરવી અને બીજાએ ડાબા ચરણની સેવા કરવી. આમ મહાન શિષ્યની આજ્ઞા થતાં તે બન્ને જણાએ સ્વિકારી, અને હમેશાં સૂર્યાસ્ત સમયે બન્ને જણાઓ ચરણ સેવામાં તત્પર રહેવા લાગ્યા. એક દીવસે તે બન્નેમાં અલ્પ બુદ્ધિ નામનો શિષ્ય કાંઇ કામને માટે બહાર ગામ ગયો. જેથી સ્થૂલ બુદ્ધિ એકલોજ રાત્રીને સમયે ગુરૂની ચરણ સેવામાં

તત્પર રહો પોતાને સેવા કરવાને માટે ડાબો ચરણ હતો અને જમણો ચરણ અલ્પબુદ્ધિનો સેન્ય હતો મનમા કહેવા લાગ્યો કે આ જમણો ચરણ મારા વૈરીનો અને મારી સાથે હમેશા કલેશ કરનારનો છે અર્થાત્ તેનો સેવ્ય છે માટે તેને હુ શા માટ અડકુ ? આમ મનમા બડબડતો હતો તટલા વખતમા ગુરૂજીને નિદ્રા આવી ગઈ અને નિદ્રામાને નિદ્રામા ગુરૂજીએ જમણો ચરણ, ઉચો કરી સ્થૂલ બુદ્ધી સેવતો હતો તે ડાબા ચરણ ઉપર પોતે પડખુ ફેરીને નાખ્યો જેવો તે જમણો ચરણ ઉપર પડયો કે સ્થલ બુદ્ધીને ક્રોધ ચડયો અને પાસે પડેલો ધોકો ઉપાડી તે જમણા ચરણ ઉપર જોરથી લગાવીને બડબડી ઉઠયો બેનકુક ! તુ મારા શત્રુનો સેવ્ય થઈ મારા સેવ્યને કચરી નાખી નાહકનો કલેશ કરેછે ? હુ તુને બોલાવતો હતો ! કે નાહકનો મારા મનમા કલેશ કર્યો, આમ જમણા ચરણને કહેવા લાગ્યો ગુરૂજી ગાભરા બની એકદમ ચમકી ઉઠયા, તેવામા અલ્પ બુદ્ધી પણ આવી પોહોચ્યો અને પોતાના સેવ્ય ચરણને પ્રહાર કરતો સ્થૂલ બુદ્ધીને જોઈ ક્રોધાવેશમા આવ્યો અને મોટો ધોકો લઈ સ્થૂલ બુદ્ધીના સેવ્ય ડાબા ચરણને પ્રહાર કરવાલાગ્યો અને મોટેથી બકવા લાગ્યો અરેરે સ્થૂલ બુદ્ધી ! તુ આજ સુધી જે કાઇ મારાથી આડાઈ કરતો હતો તે સર્વ હુ સહન કરતા હતો પણ આ મોટો જે મોટો અપરાધ તેં કરેલોછે તે મારાથી સહન નથી થતો મારા સેવ્ય ચરણને જે તે પ્રહાર કર્યોછે તે, મારા હૃદયમા વજ્ર પ્રહાર થતા જેટલુ દુ ખ થાય તેટલુ દુ ખ થયેલછે દુષ્ટ ! તાહરા સેવ્ય ચરણને જ્યારે હુ કાપી નાખીશ ત્યારેજ મને શાંતી થશે

यश्चमूढ तमोलोके योविबुद्धे परंगत
तावुभौसुखमेधेते क्लिश्यत्यतरितोजन

સાત્ર મૂઢ હોય અથવા સપૂર્ણ વિદ્વાન હોય તે સુખ મેળવે છે (વાંચ્યા વળે છે) પણ અલ્પ બુદ્ધી ( અર્દ્ધ દગ્ધ ) માણસ કોઈ રીતે સુખ મેળવી શકતો નથી એટલે તે નાચો રહેતો નથી તેને કોઈની સમજણ લાગતી નથી સ્થૂલ બુદ્ધી કરતા અલ્પ બુદ્ધી, આ વખતે વધારે ઝનુની બન્યો એક લાત પ્રતિસ્પર્ધી સ્થૂલ બુદ્ધીને તો લગાવી લીધીજ આટલેથીજ ન અટકયો પણ તેના સેવ્ય ચરણને બીજી વખત મોટો ધોકો લઇ લગાવવા દોડયો ગુરૂજી બૂમ પાડી ઉઠયા અરે ! બન્ને જણાએ મારી સેવા કરવી એક બાજુપર મૂકી

મારા પગ શા માટે ભાંગી નાંખવાને તૈયાર થયા છો? અરે! કોઈ દોડો !! આ બન્ને પરસ્પર કલેશ કરી મારો પગ ભાંગી નાખે છે.' ગુરૂજીની બૂમ સાંભળી તમામ અન્ય શિષ્યો દોડી આવ્યા, તથા અન્ય બહારના માણસો પણ દોડી આવ્યાં. અને બન્ને જણાને છૂટા પાડી ગુરૂ ચરણને પ્રહાર કરતા અળસાવ્યા.

જે ગુરૂના મોટા શિષ્યે તેઓને સેવા કરવાની આજ્ઞા કરી હતી તેણે બન્નેને સમજાવીને કહ્યું કે અરે મુર્ખાઓ! તમે સમજતા નથી કે આ અમારા ગુરૂના ચરણને વાગે છે?

મારા સેવ્ય ચરણને સ્થૂલબુદ્ધી શા માટે પ્રહાર કરે? અલ્પ બુદ્ધી બોલી ઉઠયો. તેના જવાબમાં સ્થુલબુદ્ધી બોલ્યો કે મારા સેવ્ય ચરણને તારો સેવ્ય ચરણ શા માટે દબાવે?

આ બન્નેની તકરાર સાંભળી વિદ્વાન મોટા શિષ્યને અત્યંત હસવું આવ્યું. અને બન્નેને સમજાવવા લાગ્યા, અરે મૂર્ખાઓ? જરાતો સમજો? તમે આ કોને પ્રહાર કરો છો? ડાબા ચરણને પ્રહાર કરશો તોપણ આપણા ગુરૂને વાગશે અને જમણા ચરણને પ્રહાર કરશો તોપણ તેનેજ વાગવાનું, તો જ્ઞાન દૃષ્ટીથી વિચાર કરો કે આ અમે બન્ને જણા ગુરૂની સેવા, બાજુપર મૂકી ઉલટો પ્રહાર તેને કરીએ છીએ. મહાન શિષ્યનાં વચનો સાંભળી બન્નેને કાંઈ ભાન આવ્યું અને મનમાં થયું કે આતો આપણે ગુરૂદ્રોહી થયા, ઉલટા અપરાધી બની નરકના અધિકારી બન્યા, એ પશ્ચાતાપને પરિણામે કલેશ છોડી દઇ બન્ને, ગુરૂ સેવા રત બની પછીથી સુખી થયા.

આ દૃષ્ટાંતથી માત્ર સમજવાનું એટલું કે બ્રહ્મા, વિષ્ણુ ને શિવ વિગેરે જે જુદા જુદા દેવો કલ્પેલા છે. તે એકજ દેવનાં જુદાં જુદાં નામ છે જેમ ડાબા જમણા ચરણને અજ્ઞાની શિષ્યો શત્રુવત્ માનતા હતા પણ પરિણામે એકજ ગુરૂના બે ચરણ હતા તેમ તમામ દેવોના નામો તે, જુદાં જુદાં ગુરૂના ચરણાદી અંગ રૂપ સમજી પરીણામે ઈશ્વર એકજ છે એમ માની, દરેક મનુષ્યે અજ્ઞાની શિષ્યોના પોતાના સેવ્ય ચરણ ન હોય તેને લાકડીના પ્રહાર કરવા રૂપ અન્ય દેવની નિંદા તજી દઈ અભેદભાવ રાખવો જોઈએ. અભેદ ભાવ ન રાખતાં ભેદભાવ રાખી અન્ય દેવના નામની નિંદા કરતાં પોતાંના સેવ્ય દેવની પણ ઉલટી નિંદા થતાં કરેલી સેવા ઉલટી વ્યર્થ જઈ નરકના અધિકારી થવું પડે છે. માટે ધર્મા અભિમાનીઓએ સર્વ તરફ સમાન ભાવ રાખવાની જરૂર છે.

સર્વ દેવના નામ માન જુદા છે પણ વસ્તુત એકજ છે તે વાત પ્રતિપાદન કરવાને ઉપનિષદ વાક્ય જો કે આગળ આપેલુ છે અને કેટલાક નાસ્તિકો પણ વેદ ક ઉપનિષદને તિરસ્કારતા નથી પણ તે તરફ પૂજ્ય ભાવ દર્શાવે છે, ત્યારે આસ્તિકો, તે તરફ ઉત્તમ ભાવ લાવી તેને અનુસરે તેમા આશ્ચર્ય નથી છતા કેટલાક ધર્માભિમાનીઓ, પુરાણ તરફ અને સ્મૃતિ તથા ઇતિહાસ તરફ વેદ કરતા વધારે આતરિક ભાવ રાખે છે અને તેવા વાક્યને વિશેષ માન આપે છે જો કે પુરાણને સ્મૃતિઓ પણ વેદનેજ અનુસરે છે છતા તેની ઉપર વધારે આસ્તિકને પણ ઈશ્વર એકજ છે એ સિદ્ધ કરવા ખાતર નિચેનુ પ્રમાણ, પ્રમાણભૂત થૈ પડશે—

आकाशात् पतिततोय यथागच्छतिसागर
सर्वदेवनमस्कार केशवप्रतिगच्छति ॥

ભારત અનુશાસનપર્વ વિષ્ણુ સહસ્રનામ

આકાશમાથી જુદે જુદે સ્થળે પડેલુ જળ, જેમ એકઠુ મળીને સમુદ્રમા મળે છે તેમ, ગમે તે દેવનુ નામ લઈ નમસ્કાર કરશુ તે કેશવ વિષ્ણુ પરમા ત્માને પોહોચશે આ મહા વાક્ય ઈશ્વરનુ ઐક્યત્વ સિદ્ધ કરી આપે છે છતા મનુષ્યો અન્ય દેવનુ નામ સરખુ લેતા અભડાય એ આશ્ચર્ય ! એવા મનુષ્યો, ઈશ્વર પુજક નહિ પણ ઈશ્વરના દ્રોહી, ઉપરના ગુરૂના દૃષ્ટાન્ત ઉપરથી સિદ્ધ થાય છે તો દરેક મનુષ્યે ઈશ્વરના દ્રોહી ન બનવાની ખાતર બ્રહ્મા કહો, શીવ કહો, વિષ્ણુ કહો કે અન્ય નામ કહો તે તમામ પરીણામે એકજ છે એમ માની, એક ઈશ્વર સચ્ચિદાનદ સ્વરૂપની ભકતીમા લીન થવુ એ અમારી ખાસ ભલામણ છે ઈશ્વર વ્યાપક હોવાથી વિષ્ણુ એવુ તેમનુ પાડેલુ છે ગ, એટલે કલ્યાણ કર—એટલે કરનાર હોવાથી શકર એવુ નામ પાડેલ છે અને બ્રહ્મમય આ જગતને ઉત્પન્ન કરનાર તેજ ઈશ્વર હોવાથી તેનુ નામ બ્રહ્મા એમ પાડેલ છે પરતુ વેદ વાક્ય પ્રમાણે તેજ ઇશ્વર બ્રહ્મા, તેજ શકરને તેજ વિષ્ણુ છે, માટે ગુરૂના અન્ય ચરણને જેમ અજ્ઞાની સ્થૂલ બુદ્ધીને અલ્પબુદ્ધીશિષ્ય પ્રહાર કરતા હતા તેમ ઇશ્વરના બીજા નામની, (પોતાના વિરૂદ્ધ ધર્મી એ દેવછે) એમ ગણી ઉલટી નિદા તેની ન કરતા ઐક્ય ભાવ રાખી તેની સેવામા મગ્ન રહેવુ

દા કા

# कर्मचांडाळ ते चांडाळ के जातिचांडाळ ते चांडाळ ?

( ગયા અંકને પાને ૮ થી )

નવા નવા સોનાના અને ચાંદીના અલંકારો ધારણ કરવામાં પોતે આનંદ નોતાં માનતાં પણ નીતિ, ન્યાય. વિનય રૂપ અલંકારો ( ઘરેણાં ) ધારણ કરવામાં આનંદ માનતાં હતાં અને પોતાના પતિને પ્રસન્ન રાખવામાંજ તે આનંદ માનતાં હતાં. કવચિત્ કોઇ કારણથી અથવા ભૂલથી પોતાના પતિને જોઇતી વસ્તુ આડી અવળી મુકાઈ ગઈ હોય ને જલ્દી ન જડતી હોય તેને માટે અપરાધ કદી દાસ વર્ગનો થયો હોય તોપણ તે અપરાધ પોતાને માથેજ ઓઢી લેતાં હતાં ને દાસ દાસીઓને કોઇ વખત નારાજ નોતાં કરતાં જેથી સર્વે દાસ વર્ગ, સંપૂર્ણ તેમની ઉપર પૂજ્ય ભાવ રાખી આનંદપુરસ્સર ભૂલ કદાપી ન આવે તેવી રીતે પોતપોતાનું કામ કર્યે જતાં હતાં.

દેવદત્તાંગના વિદ્યુત્પ્રભાએ પોતાના પ્રાણપતિને સારી રીતે નવડાવ્યા ને ધોયેલુ વસ્ત્ર પહેરવા આપ્યું તે પહેરીને ભોજનાર્થે તૈયાર કરેલા થાળની આગળ ઢાળેલા બાજઠ ઉપર જઈ બેઠા. ભોજન કરવા લાગ્યા. સંતોષ પૂર્વક જમાડી પાન બીડી આપી ને લઈ, પાન ચાવતા ચાવતા દેવદત્ત મહારાજ, બહાર આવી ક્રૂરબુદ્ધીને મળ્યા, થોડી વાર પછી વિદ્યુત્પ્રભા પણ તેની પાસે આવી પતિને અભિવંદન કરી તેની આજ્ઞાથી બાજુના આસન પર બેઠાં. પ્રધાન ક્રૂરબુદ્ધી ! આટલો વખત આપને બેસારી રાખવાનો કરેલો અવિનય ક્ષમા કરતાં આપની શી આજ્ઞા છે ' તે આપ કહો. વિદ્યુત્પ્રભાનાં વચનો સાંભળી પ્રધાને ઉત્તર આપ્યો બેન ' હુ બહુ આશ્ચર્ય પામુ છું તમે મારૂં નામ શા ઉપરથી જાણો છો ' ચંડાલણીએ મને મોકલેલ છે એ આપ કેમ જાણી શકયાં ?

### श्रेयान्स्वधर्मोविगुणः परधर्मात्स्वनुष्टितात्

પ્રધાનજી ' પતિ ચરણ પ્રસાદ વિના અન્ય કશું સાધન મારી પાસે નથી. શ્રી ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણના મુખમાંથી નીકળેલું આ મહા વાકય છે તેને અનુસરવાનુંજ આ પરિણામ છે. મહદ્વચનાનુસરણ કરતાં ત્રિકાળિક સિદ્ધી મળેછે એ નિસ્સંદેહ છે અને તેનું અનુસરણ ન કરનાર આ ભવાં ભાવોમાં વારંવાર અથાગ દુઃખને પામેછે તેનો પ્રત્યક્ષ દાખલો જોવો હોય તો

આહીંથી મધુવનમાં આપ જાઓ મારા પિતાને બે પુત્રીઓ છે તમા એક હુ અને બીજી વિનાસિની કરીને મારે બેન છે તેને બાલ્યાવસ્થાથીજ વૈરાગ્ય પ્રગટ થએલ જેથી તેમનુ લગ્ન કરવા મારા પિતાએ આગ્રહ કર્યા છતા તે ન સ્વિકારતા તપ કરી પોતાનો આત્મા પરમાત્મા સાથે મેળવવા માટે મધુવનમા જઈ તપ કરવા માડેલુ છે એની હાલની સ્થિતિ છે તે જોઈ, તેને સાથે લઈ મારા પાસે આવો પ્રધાન, કૌતુકાતુર થઈ ત્યા ગયો વિનાસિની હવે મારે ઘાા વર્ષ સુધી તપ કરવાથી તન મુકાઈ ગયેલી હજી તપ કરે છે દૈવયોગથી તેના પાસેના વનમા દાવાનળ સળગ્યો તેનો તાપ પોતાને લાગવાથી એકદમ ચમકી અને તપ કરવુ એક બાજુપર મૂકી, અરે મને કોઇ બચાવો!! આમ વારવાર પુકાર કરવા લાગી તેટલામા પ્રધાને તેની બૂમ સાભળીને તેને હિમ્મત આપી તેની પાસે આવી, હજી અગ્ની તેની પાસે નથી આવ્યો તેટલામા તેને નસાડી, નિર્ભય સ્થળે લઈ ગયો અને પૂછ્યુ બેન! તમારુ નામ શુ? આહી શુ કરતા હતા? શરીર કેમ સૂકાઇગયુ? વિલાસિની બોલી ભાઈ! મારુ નામ વિલાસિની, ઇશ્વર મેળવવા માટે હુ તપ કરતી હતી, તેને પરિણામે આ મારી સ્થિતિ થઇ અરે! આમા તો કાઇ સુખનો આરો ન આવ્યો, મારી બેન આ વખતે મારા કરતા શો દરજ્જે સુખી હશે, હરે! એમા કોનો દોષ? મારી અવળાઈનો દોષ પણ હવે મને કશુ ગમતુ નથી, કોઇને મુખદેખાડવુ ગમતુ નથી, મરવા શિવાય રસ્તો નથી ક્રૂરબુદ્ધીએ આ સાભળી કહ્યુ કે બેન! તુ ગભરામા તારી બેન વિદ્યુત્પ્રભાની પ્રેરણાથીજ હુ તુને તેડવા માટે આવેલો છુ માટે કાઇ પણ મનમા ડર ન લાવતા મારી સાથે ચાલ.

ક્રૂર સ્વભાવવાળો ક્રૂરબુદ્ધી આમ ચમત્કારની પેઠે ક્ષણ માત્રના વિદ્યુત્પ્રભાના સતસગથી નમ્ર બન્યો, આવા નમ્ર વચનો કદાપી ક્રૂરબુદ્ધીના મુખમાથી નીકળતા ન હતા

क्षणार्द्धस्यसतसंगोऽपिकोपिकल्पद्रुमायते
तस्मात्सदापि सत्संगमभंगमभिकाक्षति

शास्त्राशक्तल्पद्रुमात्रिवा

કલ્પ વૃક્ષ એટલે કલ્પના પ્રમાણે જે વૃક્ષની નિચે જઇ ઉભા રહેતા ફળ મળે તે કલ્પવૃક્ષ અર્થાત્ ઇચ્છિતવર પ્રદ વૃક્ષ, ઉપરના શ્લોકમા, શિવકવી શાસ્ત્રી શકરલાલે અને અન્ય ગ્રથકારોએ સત્સગને જે કલ્પ વૃક્ષની ઉપમા

અને મહા પાપી, તેની પાસે ત્રિકાળીક જ્ઞાન ક્યાંથી? પ્રધાનનું મન સપૂર્ણ આર્દ્ર થયુ અને પોતાને ચાંડાલના શિષ્ય થવાની ઇચ્છા થતાં નમ્ર બની, દીર્ઘબાહુને સબોધી બોલ્યો. ભાઈ તમારી અદ્‌ભુત શક્તી જોઇ મને મારી દુષ્ટતાનું ભાન આવ્યું અને તમે ચાંડાલ નથી પણ હુ ચાંડાલ છું એમ મને ભાન થયું. અને મને માંસ રાંધનારી ચાંડાલણીએ જે ચાંડાલ કહેલો તેનો મને આજે સપૂર્ણ અનુભવ થતાં તે સત્ય હતું, પરંતુ આપની પાસે ત્રિકાલજ્ઞ અદ્‌ભુત શક્તી ક્યાંથી?

---

## आयुर्वेद विद्यालयनी एक मोटी सभा.

ડાકટર પોપટ પ્રભુરામ તથા પ્રખ્યાત વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામની દેખરેખ નીચે જે આયુર્વેદ વિદ્યાલયમાં આધુનિક ઇંગ્રેજી પદ્ધતિ પૂર્વક દેશી વૈદ્યકનું શિક્ષણ અપાય છે તે વિદ્યાલયમાં ચાર વર્ષ સુધી સંપૂર્ણ દેશી વૈદ્યકનો અભ્યાસ કરી, છેલ્લી પરીક્ષામાં સંતોષકારક પરિણામ મેલવનારા વિદ્યાર્થિઓને "ભષગ્વર" અને "એસોશીએટ ઓફ્ ધી આર્યન મેડીકલ સ્કૂલ" નું પદ અર્પણ કરવાને એક મોટી સભા ગઇ તા૦ ૨૧–૧૧–૧૯૦૧ ગુરૂવારને રોજ સાંજના સાડાપાંચ વાગે ફ્રામજી કાવશજી ઈન્સ્ટીટ્યુટના હોલમાં મલી હતી. તે સભામાં નીચેના ગ્રહસ્થો આવેલા હતા. નામદાર વડા જજ સર લોરેન્સ જેન્કીસન, પાલીતાણાના કુમાર સાહેબ સામતસીહજી. ઓનરેબલ સર ભાલચંદ્ર કૃષ્ણ ભાડવડેકર, મી૦ ત્રીભુવનદાસ મંગળદાસ નથુભાઈ. રા૦ બા૦ નારાયણ ત્ર્યંબક વૈદ્ય, શ્રીજભુખણદાસ આત્મારામ. ઓનરેબલ મી૦ ગોકળદાસ કહાનદાસ પારેખ, મેસરસ શામરાવ વિઠ્ઠલ વૈદ્ય, શેઠ વિઠ્ઠલદાસ દામોદર ઠાકરશી, શેઠ ડોસાભાઈ નવરોજજી કાબરાજી, ડૅાકટર ટર્નર, ડૅાકટર કર્વીન, ડાકટર હેચ, મેસરસ બમનજી દીનશાજી માણેકજી પેટીટ. નાનુ નારાયણ દોદારે. રાવબાહાદુર કેશવજી નથુ સેલર. મી૦ લખમસી નપુ નેણસી. અને રા૦ ગ૦ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, આ ઉપરાંત કેટલાએક બીજા પુરૂષો અને સ્ત્રીઓ પણ આવેલી હતી. કુલ એકદર સાતસો ને આશરે મનુષ્યોએ હાજરી આપી હતી.

ગ આતમા મી૰ બ્રીજભૂખણદાસ આત્મારામે નામદાર વડા જજ સર લોરેન્સ જેન્કીન્સને પ્રમુખપદ ગ્રહણ કરવાને દરખાસ્ત કરી તને મી૰ બમનજી રતનજી માણેકજીએ ટેકો આપતા તે નામદારે પ્રમુખપણુ સ્વિકારી, પ્રમુખસ્થાન ગ્રહણ કર્યુ

તે પછી પ્રમુખની આજ્ઞાથી ડૉકટર પોપટ પ્રભુરામે વિદ્યાલયે બજાવેલા કામનો રિપોર્ટ વાંચ્યો હતો જેમા જણાવવામા આવ્યુ હતુ કે, લોકોને પ્રાચીન વૈદ્યક અને આયુર્વેદને અનુસરતી દેશીવનસ્પતીઓની દવા ઉપર ઘણોજ ભરોસો હોયછે માટે હિંદીલોકો તરફથી દેશી વૈદ્ય, એક ઘણોજ જરૂરનો અને ઉપયોગી ગણવામા આવેછે, આ ખાતાનો મુખ્ય ઉદ્દેશ દેશી ભાષા મારફત આર્યોની અમની વિદ્યાને લગતી કેળવણી, પદ્ધતીપૂર્વક આપવાનો છે, અને તેની સાથે સાથે યુરોપીયન તબીબી વિદ્યાની જોતી કેળવણી પણ આપવાનો હેતુ ધ્યાનમા રાખવામા આવ્યોછે વિદ્યાર્થિઓએ વૈદકને લગતા વિષયોમા જોઈતી કુશળતા મેળવેલી છે કે નહિ તે તપાસવા માટે દર વર્ષે તેઓની પરિક્ષા લેવામા આવેછે અને તે પરિક્ષામા જેઓ ફતેહમંદ થાયછે તેઓને જેપ્રમાણે તેઓએ માર્ક મેળવ્યા હોય તેના પ્રમાણમા સનદ (પદ) ઈનામ વિગેરે તેઓને આપવામા આવેછે વૈદકની કેળવણી આપવાની મુદ્દત ત્રણથી ચારવર્ષ સુધીની રાખવામા આવીછે સંસ્કૃત ભાષાનુ સાહિત્ય ઘણુ વિશાળછે એ દીલગીરીની વાતછે આયુર્વેદમા આજ સુધી પદ્ધતિપૂર્વક કેળવણી આપવામા આવી ન હતી આયુર્વેદને ઈંગ્રેજ તબીબો પણ માન આપીને વખાણેછે તો તે વિદ્યાનુ ઉપયોગીપણુ જાણી મર્હુમ મિસ્તર ગ્રેવેગીલાન તથા મી૰ રનાડે તરફથી મને આ વિદ્યાની કેળવણી આપવા માટેની એક યોજના ઘડી કાઢવાને વિનતી કરવામા આવી હતી, તે યોજના પ્રમાણે વિદ્યાલય સ્થાપવામા આવ્યુ હતુ તેમા પહેલા અભ્યાસની હદ, બે વર્ષની રાખવામા આવી હતી પણ પછી તેમા વધારો કરી ચાર વર્ષની કરવામા આવી હતી, આ વિદ્યાલયમા વિદ્યાર્થિ તરીકે છોકરા તેમજ છોકરીઓને દાખલ કરવામા આવેછે દરવર્ષે વિદ્યાર્થિઓની પરિક્ષા સ્વતંત્ર પરિક્ષક તરફથી લેવામા આવેછે

જે વિદ્યાર્થિઓએ પ્રથમથી મેટ્રિક અથવા સ્કુલ ફાઈનલ પરિક્ષા પસાર કીધી હોયછે તેઓને એકદમ વિદ્યાલયમા અભ્યાસ કરવા દેવામા આવેછે પણ બીજાઓને તેના જ્ઞાનની પરિક્ષા લીધા પછી તેઓને દાખલ કરવામા આવેછે

ગયે વર્ષે છેલ્લી પરિક્ષામાં જે ઉમેદવારો બેઠા હતા તેમાંથી અગીયાર પસાર થયા હતા. વિદ્યાલયમાં હાલ સાત શિક્ષકો છે જેમાંના ચાર ગ્રેજ્યુએટોછે અને ત્રણ દેશી વૈદ્યોછે. લાયક વિદ્યાર્થિઓને સ્કોલરશીપો પણ આપવામાં આવેછે. સ્કોલરશીપો રૂ. ૨. થી પાંચ સુધીની છે. બધું મળીને પંદરેક જુદી જુદી સ્કોલરશીપોનો વિદ્યાર્થિઓ લાભ લેછે.

વિદ્યાલયની નાણા સંબંધી સ્થિતિ વિશે બોલતાં મારે જણાવવું જોઈએ કે સંતોષકારક નથી તેનું ફંડ હાલ સાઠ હજાર રૂપૈયાનું છે અને દર વર્ષે સખી ગ્રહસ્થો વિગેરે તરફથી મળી એકંદર બે હજાર રૂપૈયા જાથુકના આવે છે, આ વિદ્યાલયનો વહિવટ શહેરના કેટલાક આગેવાન ગ્રહસ્થોની બનેલી, "બોર્ડ" તરફથી કરવામાં આવે છે. મારે કબુલ કરવું જોઇએ કે વિદ્યાલય માટે હજી ઘણું કરવાનું બાકી રહ્યું છે. અંતમાં આ વિદ્યાલયને તેની કમીટીના જે ગ્રહસ્થોનાં મરણથી ખોટ ગઇ છે તે જણાવવું જોઇએ. તે ગ્રહસ્થો તે મર્હુમ ઓનરેબલ મી૦ ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક છે અને નામદાર જજ મી૦ માહદેવ ગોવીંદ રાનાડે છે અને અમને સતોષ એટલો છે કે આયુર્વેદ વિદ્યાલય, પોતાના કામના પરિણામ તરિકે આ વિદ્યાલયમાં પસાર થયેલા યુવાનો દુનિયામાં પોતાનું કામ બજાવવા પેહેલવેહલી વખત મોકલે છે. (તાલીઓ)

રીપોર્ટ વાંચી રહ્યા બાદ ડા૦ પોપટ પ્રભુરામે બહાર ગામના કેટલાક ગ્રહસ્થોએ આ મેળાવડાને ફત્તેહમંદી ઇચ્છી હતી તેઓ તરફથી આવેલા તાર, પત્ર વિગેરે વાંચી સંભળાવ્યા હતા.

સર ભાલચંદ્ર કૃષ્ણનું ભાષણ—

તે પછી ઓનરેબલ સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકરે જણાવ્યું કે ઇંગ્રેજી રાજ્યના અમલથી આપણને ઘણા ફાયદા થયા છે, અને તેમાંનો એક એ છે કે આંહીઆં પશ્ચિમ તરફની વૈદાંને લગતી કોલેજ સ્થાપવામાં આવી છે, અને હોસ્પીટલો વિગેરે ઠેકાણે ઠેકાણે ઉઘાડવામાં આવી છે. એ ફાયદાઓ કબુલ કરતાં પણ કહેવું પડે છે કે તેને લીધે આયુર્વેદને કાંઇ ધક્કો લાગ્યો છે, આયુર્વેદના અનેક સંસ્કૃત પુસ્તકોમાં સુશ્રુત, ચરક, અને વાગ્ભટના બનાવેલાં પુસ્તકો તો અપૂર્વજ છે, પણ પાશ્ચિમાત્ય વિદ્યાને લીધે તે પુસ્તકોનો પ્રચાર ઘટી ગયો હોવાથી દેશના જુદા જુદા ભાગોમાં તેનો પ્રચાર વધારવા માટે વિચાર કરવામાં આવતો હતો અને તેને પરિણામે એવો નિશ્ચય કરવામાં

આવ્યો હતો કે આયુર્વેદ વિદ્યાના ગ્રન્થો ગુમાવી દેવા નહિ આ વિદ્યાલયનું એક ખાસ ખાતુ છે, ખાસ એટલા માટે કે, આવી આખા હિંદુસ્તાનમા, એકજ શાળા છે કે જેમા પૂર્વ તેમજ પશ્ચિમની પદ્ધતિ પ્રમાણે વૈદ્યને લગતી કેળવણી આપવામા આવતી હોય આ વિદ્યાલય, આહીની ગ્રાંટ મેડીકલ કાલેજના હરીફ તરીકે ખોલવામા આવેલ છે એવો જ ઇશારો કેટલેક ઠેકાણે કરવામા આવે છે તે તદ્દન ખોટી વાત છે કારણ તેમ બનવુજ અસંભવ છે આ શાળામા શિક્ષણ, દેશી ભાષા મારફત આપવામા આવે છે તે પણ એક જાણવા લાયક બાબત છે

અફઘાનીસ્તાનના મર્હુમ અમીર અબદુરરહેમાન કહેતા હતા કે દેશની ઉન્નતિ માટે વિદ્યા હુન્નરને લગતી બાબતો દેશી ભાષા મારફતજ શિખવવામા આવવીજોઇએ મર્હુમ મિ ઝવેરીલાલ અને મિ રાનાડેનો પણ એવોજ અભિપ્રાય હતો આ વિદ્યાલયમા હાલ બેતાલીસ વિદ્યાર્થીઓ શિક્ષણ લેછે મુબઇ, સખાવત માટે પ્રખ્યાત છે પણ હાલ તેની નાણા સબંધી સ્થિતિ સારી નહોવાથી વિદ્યાલયને જોઇએ તેવી ઉદાર રીતે નાણાની સહાયતા તેનાથી કરી શકાતી નથી, આશા છે કે તેની હાલત સુધરતા, મુબઇના સખી ગ્રહસ્થો આ વિદ્યાલયને મદદ કર્યા વિના રહેશે નહિ ( તાળીઓ )

હવે હુ દરખાસ્ત મુકુછુ કે તમારી આગળ વાચવામા આવેલો રીપોર્ટ તમે બહાલ રાખો

તે પછી મી ગોકલદાસ કહાનદાસ પારેખે એ દરખાસ્તને ટેકો આપતા જણાવ્યુ કે કેટલાક જણોને વૈદકની જરા પણ માહિતી નહી હોવા છતા તે ઓ ડાકટર ને વૈદ્ય તરીકે પોતાને ખપાવે છે, તો આ વિદ્યાલયની હાજરીથી તેઓને એક જાતનો અટકાવ થવા સભવ છે આ વિદ્યાલયની સ્થાપના, આપણા લોકોમા કેળવણી કેટલી આગળ વધવા લાગી છે તે બતાવી આપે છે આયુર્વેદની વિદ્યા કાઇ આજ કાલની નથી પણ તે ઘણી પુરાતન છે અને પ્રાચીન કાળના વિદ્વાન લોકોએ ઘણા અનુભવ અને અભ્યાસ પછીજ આ વિદ્યા રચી છે તેથી કરીને તે વિદ્યાનો જય થાઓ એવી આશા મારા ધારવા પ્રમાણે દરેક જણ રાખશેજ ( તાળીઓ )

આ દરખાસ્ત સર્વાનુમતે પસાર કરવામા આવી હતી

વૈદ્ય પ્રભુરામ જીવનરામનુ વિવેચન—ત્યાર બાદ આયુર્વેદ વિદ્યાલયને તન, મન, અને ધનથી સહાયતા આપનાર વૃદ્ધ વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે

આયુર્વેદની ઉત્તમતા ઉપર અને વિદ્યાલયે કીધેલાં કામ ઉપર કેટલુંક વિવેચન કર્યું અને અંતમાં તેમણે દરખાસ્ત મૂકી કે બળવંતસિંહ, નારાયણ સદાશીવ લલીત, રામચંદ્ર વામન ભટ, નરશી દામોદર અને વિઠ્ઠલ ભાસ્કર એ પાંચ વિદ્યાર્થિઓ કે જેઓએ વિદ્યાલયની છેલ્લી પરિક્ષા પસાર કરી હતી તેમને નામદાર વડા જજ સર લૌરેન્સ જેન્કીન્સન "ભિષગ્વર" અને "એસોશીએટ ઓફ ધી આર્યન મેડીકલ સ્કૂલ"નું પદ એનાયત કરે.

ડા૦ રાણીનાએ આ દરખાસ્તને ટેકો આપ્યો હતો અને તે પસાર કરવામાં આવી હતી.

ત્યાર બાદ ઑનરેબલ સર લોરેન્સ જન્કીન્સને પાંચમાંના ચાર વિદ્યાર્થિઓને સનંદ બક્ષીસ કરી હતી. પહેલો વિદ્યાર્થિ બલવંતસિંહ બિમારીને લીધે હાજર થઈ શક્યો નહતો તેથી તેની સનંદ તેને આપી નોહોતી શકાઈ. ત્યાર બાદ પ્રમુખસ્થાને બિરાજેલા વડા જજ ઑનરેબલ સર લોરેન્સ જેન્કિન્સનને ભાષણ કરવાને ઉઠતાં લોકોએ તાળીઓના અવાજોથી વધાવી લીધો હતો.

તેણે પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે જ્યારે મને આ મેળાવડાના પ્રમુખ થવાને એકાદ અઠવાડીયા ઉપર વિનતિ કરવામાં આવી હતી ત્યારે મેં તે વિનતી ઘણી ખુશીથી સ્વિકારી લીધી હતી. (તાલીઓ)

આયુર્વેદને લગતી વિદ્યા જેવી તત્વ વિદ્યાને લગતા અને ગૂઢવિષયમાં હું ઝાઝું સમજી શકું એમ તો હતું નહિં છતાં પણ પ્રમુખપદ સ્વિકારવાને કબુલ કરતાં મને તેથી કાંઇ ઓછી ખુશી ઉપજી નહતી. મારા મિત્ર સર ભાલચન્દ્ર કૃષ્ણે, તમોને એક વૈદ્યમાં ધ્યાનથી આ વિદ્યાલયના હેતુઓ અને ઉપદેશો કહી સંભળાવ્યા છે જ્યારે ઓનરેબલ મી૦ ગોકળદાસ કહાનદાસ પારેખે તેજ વાત તમોને એક ધારાના હિમાયતી અને બીમાર આદમીને ધ્યાનથી તમોને કહી સંભળાવેલ છે. (હસાહસ) હું કાંઈ આમ કહેવામાં અતિશયોક્તી કે અવિવેક કરતો નથી. કેટલાક લોક પોતાની ખુમારી ને હોંશીયારીના તોરમાં ડાકટરો ખરા છે એ માનતાજ નથી પણ મારા ધારવા પ્રમાણે દરેક ડાકટરોએ જે હુશીયારી અને ઉંડો અનુભવ મેળવ્યો છે તે વાતને માન આપી માનવી જોઇએ. આ વિદ્યાલયના મુખ્ય હેતુઓ બે છે તે તમે જાણો છો. જ્યારે હું મારી જમણી અને ડાબી બાજુએ જોઉં છું ત્યારે ઘણા પ્રખ્યાત અને વિદ્વાન ગ્રહસ્થો મારી નજરે પડે છે. તે ઉપરથી મને લાગે છે કે

જ્યારે ડાકટરો ટર્નર, હેગ, કવીન વિગેરે આહીં આ પા કે ત્યારે આ ખાતાનું કાર્ય સંગીન રહેવુંજ જોઈએ, નહિ તો તેઓ અહિ આવતે નહિ આ દેશના પ્રાચીન કાળના વિદ્વાન ફિલસુફો, પોતાના અનુભવ અને વિદ્યાનો એક અમુલ્ય વારસો આપણને છોડી ગયા છે (તાળીઓ) હું પોતે હિંદી વૈદક વિષે કશુ જાણતો નથી પણ તેને મળતો એક બીજો વિષય જે મારો પોતાનો છે અને જે કાયદાનો છે તે વિષે સંસ્કૃત પુસ્તકોમાં જે કહ્યું છે તેનો મેં અભ્યાસ કીધો છે કોઈ પણ ધારાનો હિમાયતી એમ કદી કહેશે નહિ કે હિંદુઓના અસલી કાયદાના અભ્યાસથી પુષ્કળ ફાયદો થતો નથી (તાળીઓ) જો શુદ્ધ બનાવીને અને સત્યાસત્યનો તોલ કરી અસલી હિંદી ક્રિયા વિગેરે વાપરવામાં આવે તો જરૂર ફાયદો થાયજ આ વિદ્યાલયના રિપોર્ટ ઉપરથી માલમ પડે છે કે એ ખાતાની નાણાં સંબંધી હાલત ઠીક નથી પણ તેનો ઉપાય તો સહેલો છે તે એજ કે તમારે તમારા ગજવામાં હાથ નાખવો અને જોઇતા નાણા કાઢી આપવા (હસાહસ ને તાળીઓ) હું આશા રાખું છું કે આવતા વર્ષના રીપોર્ટમાં નાણાં સંબંધી સ્થિતિની ફરીયાદ કરવાનું કારણ રહેશે નહિ એક મહારના આનંદ તરીકે આ વિદ્યાલયમાં શિક્ષણ દેશી ભાષાદ્વારા આપવામાં આવે છે તે મને અગત્યનો લાગે છે આહીંના ખાસ રહેણીને લીધે દેશી ભાષા ઘણી જરૂરની છે તેથી બીજો ફાયદો એ થાય છે કે વૈદકની કેળવણીનો લાભ જેને ઇંગ્રેજી નહિ આવડતું હોય તે પણ સારી રીતે લઇ શકે છે વળી આ વિદ્યાલયની એક ખાસ ખુબી એ છે કે તેમાં સ્ત્રીઓને પણ દાખલ કરવામાં આવે છે જ્યારે મેં આ મેળાવડામાં સ્ત્રીઓને બેઠેલી જોઈ ત્યારે મેં ધાર્યું કે તેઓ આ વિદ્યાલયમાંની ગ્રેજ્યુએટો હશે પણ ખબર કાઢતાં મને માલમ પડયું છે કે તેમ નથી પણ હાલ વિદ્યાલયમાં એકજ સ્ત્રી ભણે છે જોકે સ્ત્રી વિદ્યાર્થિઓની સંખ્યા હાલ નજીવી છે તોપણ હું આશા રાખું છું કે તે આગળ જતા વધશે બીજી જે એક બાબત છે તે વિદ્યાલયની કમીટીએ ખોયેલા મર્હુમ સદસ્યો સંબંધી છે તેમાંના એક સદસ્ય તે ઉપના ઉદ્યોગી મિ. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞીક છે બીજા સદસ્ય તે સર દીનશા માણેકજી પીટીટ છે કે જેઓ વૈદકની વિદ્યા માટે ખાસ શોખ ધરાવતા હતા અને દરેક સારા કામને વધારવા માટે પોતાની તરફથી હમેશ નાણાંની મદદ કરતા રહેતા હતા, ત્રીજા સદસ્ય તે મિ૰ રાનાડે કે જેમને માટે મને

ઘણુંજ માન છે અને જેમનું નામ શહેરમાં જે કાંઈ સારૂં થયું છે તે જોડે જોડાયલુંજ છે તે ગ્રહસ્થ, જે કાંઈ કામ આગળ વધવાથી તેમાં દેશનું કલ્યાણ થશે એમ ધારતાં તેમાં આગલ વધતો ભાગ લેતા હતા. આ મરણો માટે આપણે આપણી દિલગીરી જાહેર કરવા શિવાય બીજું કશું કરી શકતા નથી, જે છેલ્લી બિના મારે કહેવાની છે તે જે વિદ્યાર્થિઓને આજ સનંદ મળી છે તે છે. જે અગીયાર વિદ્યાર્થિઓ પરિક્ષામાં બેઠા હતા તેઓમાં પાંચ પસાર થયા છે એ વાત બતાવી આવે છે કે પરિક્ષા સખત લેવામાં આવે છે એ ઘણીજ ખુશીની વાત છે. નાપાસ થયેલા વિદ્યાર્થિઓને પોતાની હુશીયારી બતાવવાની હવે તક મળી છે અને તેઓએ તે તકનો લાભ છોડવો ન જોઇએ. હું તેઓને શિખામણ આપવા માટે શાસ્ત્રનું એક પ્રમાણ કહીશ તે એ છે કે તમે શોધક વૃત્તિના બનો અને દરેક બાબત તપાસો. તમો લોભી અને અદેખા નહિ થાઓ. તમે ઉદાર અને ખુશી દિલના થાઓ, તમારો સ્વભાવ માયાળુ ને આનંદી રાખો (તાલીઓ)

પ્રમુખનો ઉપકાર

ઉપર પ્રમાણે પ્રમુખ બોલી રહ્યા પછી ડા૦ પોપટ પ્રભુરામે જણાવ્યું કે આજના મેળાવડાનો કુલ ખરચ મી૦ હંસરાજ પ્રાગજી તરફથી આપવામાં આવ્યો છે અને ડા૦ ગોખલેએ વિદ્યાર્થિઓ માટે ઈનામના રૂ. ૧૦ દશ આપ્યા છે. ત્યારબાદ મિ૦ નાનુ નારાયણ કોઠારેએ પ્રમુખપદ લેવા માટે નામદાર જજ સર લોરેન્સ જેન્કીન્સનનો ઉપકાર માનવાનો દરખાસ્ત મુકી જેને મિ૦ વિઠ્ઠલદાસ દામોદરે ટેકો આપ્યો મી૦ વિઠ્ઠલદાસે ટેકો આપતાં જણાવ્યું કે સર લોરેન્સ તો આ વિદ્યાલયના ચેન્સેલર જેવા છે. બાદ ઑનરેબલ સર ભાલચદ્ર કૃષ્ણે, પ્રમુખને ફુલનો હાર પહેરાવી તુરો ભેટ કર્યો હતો. સર લોરેનસ જેન્કીન્સને પોતા વિશે જે શબ્દો કહેવામાં આવ્યા હતા તે માટે બધાનો ઉપકાર માન્યો હતો. ત્યાર બાદ સભા વિસર્જન થૈ હતી.

---

## बंधु स्नेह.

આધુનિક સમયમાં આ ભારત ભૂમિમાં સ્નેહ કેટલે દરજ્જે ઓછો થયો છે, એ સમજાતું નથી; પરન્તુ એ તો ચોક્કસ સિદ્ધ થાય છે કે પ્રાચીન

સમયમા આપણામા જે સ્નેહ હતો તેમા અને આજમા ઘણો તફાવત છે તેમ કાળે કરીને તફાવત થતો જાય છે આપણા વૃદ્ધોના અન્ત કરણમા જે સ્નેહની લાગણી હશે તેથી કાઈક ન્યૂનભાવે આપણામા હશે અને આપણા બાળકો તરફ દૃષ્ટી કરશુ તો તે આપણાથી પણ ન્યૂન હશે આ ઉપરથી એમ તો સિદ્ધ થાય છે ખરુ કે કાળે કરી સ્નેહ એ શુ ? તેની ઓળખ પણ નહિ રહે સ્નેહનો નાશ થતા શત્રુભાવ પ્રગટ થાય છે કદાપી શત્રુભાવ પ્રગટ થવાનુ કારણ ન મળે તો એટલુ તો સિદ્ધ ખરુ કે સ્નેહ ભાવનો નાશ થતા ઔદાસિન ભાવ તો પ્રગટ થાય છેજ આ બન્ને ભાવો હાલના સમયમા પણ પુષ્કળ બધુ વર્ગોમા જોવામા આવે છે, જ્યાસુધી સ્નેહ હોય ત્યાસુધી ઐક્યતા રહે છે, અને જે કાઈ શુભાશુભ કાર્ય કરવુ હોય તેપણ પરસ્પર મળીને કરવાનુ બને છે તેમજ એક બિજાના ઉદયની આકાક્ષા રાખે છે તથા પરસ્પર બધુ વર્ગનો ઉદય થાય એવી જાતનો યત્ન કરે છે, પરન્તુ એક સ્નેહ જતા આ માહેનુ કાઈ રહેતુ નથી, પોતાનો સહોદર ભાઇ હોય તોપણ તેમાનો ભ્રાતૃભાવ લોપ થાય છે શત્રુ સમાન દૃષ્ટિ ગોચર થાય છે તેના ઉદયની આકાક્ષાને બદલે તેને સકટ પ્રાપ્ત કરવાની ઉપેક્ષા થાય છે

સર્વસ્વ સ્નેહમાજ રહેલુ છે, ભોજનમા સ્નેહરૂપ ઘી છે, લાડુ, કસાર, કે રોટલીમા ઘી નાખ્યાવિના જો જમાશે તો તે ભોજન ફિક્કુ લાગશે, ભાવશે નહિ અને છેવટ જમવાની ઇચ્છા ન કરતા તે ભોજન ઉપર તિરસ્કારરૂપ શત્રુભાવ અણાશે, તેમ સ્નેહ વિનાનુ જે મનુષ્યનુ અન્ત કરણ હશે તે મનુષ્ય ફિક્કા લાગશે તેની ઉપર ગ્લાની પ્રગટ થશે તથા આતરીક શત્રુભાવ થતા કાયમને માટે સહોદર ભ્રાત ભ્રાતા તજી દેવાનો યત્ન કરાશે

આમ જ્યારે સ્નેહ ભાવ ઓછો થશે ત્યારે સહોદર ભાવ નાશ પામવા મડશે અને તેનુ પરિણામ એ આવશે કે પરસ્પર જુદા અત કરણ થતા એકલા થૈ રહેવાશે મનુષ્ય એકલુ કાઈપણ મહાભારત પ્રબલ અથવા જનહિત કાર્ય કરી શકતુ નથી પરન્તુ સર્વે એકસપથી મળીને ઐક્યતાથી જે કામ કરે તેજ જગત સુખાવહ કામ કરી શકે છે ગમે તેવુ દુર્બલ બળ હોય તો પણ પક્ષવાળો ( અન્ય મનુષ્યોની સહાયવાળો ) મનુષ્ય દ્રવ્ય કે શરીરથી કદાપી નિર્બલ હોય તો પણ તે ફત્તે મેળવી શકે છે

उत्तुंगशैलशिखरे स्थित पादपस्य
काकः कृशोऽपि फल मालभते सपक्षः
सिंहो बली गज विदारण दारुणोऽपि
सीदत्यहो तरुतले खलु पक्षहीनः ॥ १ ॥

ઉંચા પહાડના ઉંચામાં ઉંચા શિખર ઉપર રહેલા ઝાડના ફલને કાગડો, અંગે દુર્બળ છે છતાં પક્ષ ( પાંખો ) યુક્ત હોવાથી મેળવી શકે છે, અને હાથીને પણ મારવામાં સમર્થ એવો સિંહ, પાંખો વિનાનો હોવાથી ફલને ન મેળવી શકતાં તે ઝાડ તળે બેઠો બેઠો વિમાસે છે.

આ શ્લોક માત્ર ઉદાહરણ રૂપ છે, તેમાંથી સમજણ એ લેવાની છે કે ગમે તેવો બળવાન હોય તોપણ સહાય વિનાનો એકલો હોય તો તે કશું કર્મ કરી શકતો નથી. એ વાત પ્રાચીન દૃષ્ટાન્તોથી પણ સિદ્ધ થાય છે. ઐકયતા રાખનારા પાંડવોએ અનેક સંકટો વેઠ્યા છતાં મોટા ભાઈ યુધિષ્ટિરની આજ્ઞાને અનુસરી પરસ્પર સ્નેહ જારી રાખ્યો તો મહાભારતના તુમુલ યુદ્ધમાં જય ધ્વનિનો ડંકો વગડાવી, દુનિયામાં મહત્ કીર્તિ સંપાદન કરી. ઓહો ! આ ઐકયતા જાલવવામાં ભીમસેનાદિને કેટલો મનનો નિગ્રહ કરવો પડયો હશે? જ્યારે દુષ્ટ દુઃશાસન, ભરી સભામાં દ્રોપદીનાં વસ્ત્રો ખેંચવા લાગ્યો ત્યારે શું પાંડવોમાં સામર્થ્ય ન હતું? શું પોતાની ધર્મપત્નીનિ લજ્જા લોપાય છતાં તેની તરફ જાણીને દરકાર ન કરે એવા શું તેઓ મૂર્ખ હતા? નહિ નહિ ! દુઃશાસન તો શું પરન્તુ દુર્યોધનાદિક તમામ દુષ્ટ મનુષ્યોનો તેજ વખતે નાશ કરવો હોય તો કરી શકે એટલું માત્ર એક ભીમમાં કે અર્જુનમાં સામર્થ્ય હતું પરન્તુ શું કરે સત્યથી બંધાઈ ગયેલા પોતાના જ્યેષ્ટ બંધુ યુદ્ધિષ્ટિરને આધિન હતા, તેની આજ્ઞાને પાલનાર હતા. પોતાની સ્ત્રીની લાજ લેવાય એ નજરે જોયા છતાં આમ મન સંયમ રાખનાર કોણ છે? તેનાજ સામા પક્ષમાં જુવો કે ઐકયતાને તજનાર અને દ્વેષભાવ રાખનાર, દુર્યોધનાદિ કૌરવોની શી દશા થઈ?

તેમ રામાયણમાં જુઓ જ્યેષ્ટ બંધુ સાથે ઐક્ય ભાવ રાખનાર, લક્ષ્મણ અને ભરથનો ઈતિહાસ આજ પણ સર્વથી અજાણ્યો નહિ હોય, રામચંદ્રજીને જે દીવસ રાજ્યાભિષેક કરવો હતો એ વખત ભરતજી પોતાને મોશાળ હતા. જેથી તેને આ મહોત્સવ પ્રસંગે ખાસ તેડાવેલ, ત્યારે તે વડીલ બંધુને રાજ્યાભિષેક થાય છે તે સાંભળી હર્ષ સર્યા, તરત તે મહોત્સવ જોવા ખાતર પોતાને

મોશાળથી ચાની નિકળ્યા, રસ્તામા ચાલતા અનેક હર્ષના તરંગો તેના મનમા ઉત્પન્ન થવા માડયા જેથી મનમા ને મનમા શકા કરી સમાધાન કરવા લાગ્યા પ્રથમ શકા કરી કે આજે રામચદ્રજીનુ શ્રીમુખ કેટલુ પ્રકાશિત હશે? કેવુ ગભીર હશે? (સમાધાન)–તે તો સદાય પ્રકાશિતજ છે, સદાય ગભીર છે, તેને કશો હર્ષ શોક છેજ નહિ માત્ર આપણી મિથ્યા કલ્પના છે પણ આ મહોત્સવ જોઇ માડ અત કરણ તો બહુજ સ્નેહથી ઉભરાઇ જશે, હુ તો આજના રામચદ્રજીના સ્વરૂપને જોવાને બહુ આકાક્ષી છુ આમ વારવાર મનમા કહેવા લાગ્યા પરતુ દૈવીવિચિત્રા ગતિ । પોતાના મનોરથો, પોતાને નિમિત્તે પોતાની માતુશ્રી દ્વારા નિષ્ફળ ગયા રામચન્દ્રજીએ રાજ્યાભિષેકના વસ્ત્રોને બદલે વલ્કલ વસ્ત્ર ધારણ કર્યા દીઠા રામચન્દ્રજીનુ વનવાસ જવાનુ અઘટિત વૃત્તાત સાભળી કેમ જાણે કોઇએ હૃદયભેદક ઘા માર્યો હોય ! ને પૃથ્વીને ભારણ થાય તેમ તે અસ્વસ્થ બની ધરણી શરણ થયા કાઇક શાન્તિ થતા–

## ભૈરવી

મિના સિયા રામકો દેખે, નહિ દિનમે કરારી હૈ,
ઉઠી ર્ગુ બ્રમે તિનગી, અનલ સારી પ્રજાગી હૈ મિ૦— ૧
હુવા ર્વુ વશમે પાપી, દુખી સારી અવધવાસી,
બિના જલ મીનજ્યુ પ્યાસી, એસી ગતિયા હમારીહૈ, બિ૦— ૨
કૈસી મેરી માતકો કરની, અરૂ્લ દુનીયા સે ન્યારી હૈ,
વિમુખ મોકુ રામસે કીનો, એસી જનુની હમારી હૈ મિ૦— ૩
સુના જબ તાતકા મરના, જીગર બરસી ની મારી હૈ,
નહિ મે રાજકા ભૂખા, નહિ જનુનીભી પ્યારી હૈ મિ૦— ૪
ભરત લોટે ધરની ઉપર, નયનમે નીર જારી હૈ,
રામ લછમન ચલે બનમે, કેસી કીરતાર ! બિગારી હૈ મિ૦— ૫

આ પદથી એમ સિદ્ધ થાય છે કે તેમણે બધુ સ્નેહ આગળ અન્ય કશી લાલસા રાખી નથી જનની ઉપર કોઇને અભાવ ન થાય પણ બધુ સ્નેહમા મગ્ન થયેના ભરતજીએ આ વખતે પોતાની જનનીને કેટલી તિરસ્કારેલ છે? તેમ રાજ્યની પણ દરકાર નથી રાખી માત્ર ભ્રાતૃ વિયોગોદધીમા ડુબેલા ભરતજી, અશ્રુધારા પ્રસરાવતા અરે કીરતાર ! મારા જ્યેષ્ઠ બધુ રામ અને લક્ષ્મણનો વિયોગ કરાવી તે કેવો ખેલ બગાડયો? આ બનાવ કરવો ઘટતો ન

હતો, આમ બોલતાં બોલતાં વારંવાર બેભાન થવા લાગ્યા. અહો ! ! કેવો સ્નેહ !

ભરતજી, આટલેથીજ બંધ રહ્યા એમ નહિં પરન્તું ભ્રાતૃ વિયોગ ન સહન થવાથી મહાત્મા વસિષ્ટ વિગેરે માન્ય જનોને સાથે લૈ જ્યાં રામચદ્રજી પધાર્યા હતા તે ચિત્રકૂટ પર્વત ઉપર ગયા અને બહૂજ દીનતાથી અશ્રુધરાઓ વહેતાં, હૃદય ભેદક શબ્દો કહી પ્રાર્થના કરતાં, રામચંદ્રજીને પાછાં પધારવા વિનંતિ કરી પરન્તુ તેમ છતાં રામચન્દ્રજીએ ના પાડી તો છેવટ તેમના દુ સહ વિયોગથી વ્યાકુલ થઈ રાજ્ય વૈભવનો ત્યાગ કરી, તે પણ વલ્કલ વસ્ત્રો પહેરી રામચંન્દ્રની વાટ જોતા જોતા જંગલમાં તપ કરવા ગયા પરન્તું રાજ્યાસન ન સ્વિકાર્યું. આનું નામ ખરો સ્નેહ.

હવે લક્ષ્મણજી તરફ દૃષ્ટી કરીએ. જ્યારે રામચન્દ્રજી વનમાં જવાની તૈયારી કરવા લાગ્યા એ વખતે લક્ષ્મણજીથી વિયોગ સહન ન થઇ શક્યો; બહુ ગભરાવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હે જ્યેષ્ટ બંધુ ! આપ મને એકલો મુકી ચાલ્યા જશો તો જળના વિયોગથી માછલું જેમ જીવી નથી શકતું તેમ આપના વિયોગથી મારો પ્રાણ રહેશે નહી તો મારો પ્રાણ બચાવવો હોયતો મને સાથે લ્યો. આ વચનોથી રામચન્દ્રજીને દયા આવી અને તેને સાથે લીધા. જંગલમાં અનેક રીતે લક્ષ્મણજીએ વડીલ બંધુની સેવા કરેલી હતી; જગલમાં ઉદર પોષણાર્થે ફળ ફૂલ વિગેરે લાવવાનું સંકટ બિલકુલ રામચન્દ્રને વેઠવુ પડયું નહતુ. આટલુંજ નહિં પણ બીજું એક મહત્ કાર્ય એ કરેલું હતું કે ભાઇની સેવા કરતાં પોતે આહાર માત્રનો ત્યાગ કર્યો હતો તેમજ "નિદ્રા લઈશ ને વખતે ભાઇને કામ પડશે ને હું નહી જવાબ દઈ શકું તો મેં ખોટું કર્યું કહે વાશે" આવા ભયથી બાર વર્ષ સુધી બિલકુલ નિદ્રા પણ નહી લીધેલી આ જે માહાન વ્રત લક્ષ્મણજીએ કર્યું તે થી રામચન્દ્રજીને બહુ લાભ રૂપ થૈપડયું તે એ કે જ્યારે રામચંદ્રજી રાવણની સાથે યુદ્ધ કરવા ગયા એ વખતે ઈન્દ્રજીત કોઇથી હણાતો ન હતો, ત્યારે બિભીષણે રામચન્દ્રજીને કહ્યું કે હે દેવ ! આ ઇન્દ્રજીત, જેણે બાર વર્ષ બ્રહ્મચર્ય પાળેલ હશે તથા ઉપવાસ કરેલ હશે અને તેટલાંજ વર્ષ સુધી નિદ્રાનો ત્યાગ કર્યો હશે તેવા પુરૂષથી હણાશે. આ વચનો સાંભળી રામચંદ્રજી વિચારમાં પડયા કે; આવું કોણ હશે ? ત્યારે લક્ષ્મણજી રામચંદ્રજીના ચરણમાં પડી બોલ્યા, આપનો દાસ હુંજ હાજર છું. [અપુર્ણ.]

દા૦ કા૦

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ]     પૌષ, સંવત્ ૧૯૫૮     [અંક ૩ જો

॥ यतो धर्मस्ततो जय ॥




## अद्भुत् स्वप्नो

( यथा मात पिता वेरी ए राग )

मने स्वप्न थयु भारी, थयो भवमा सुखि यारी मने टे०
नृप वनी वेठो सिंहासनपर, शासन करवा लाग्यो,
धर्या अंवर अति नव रंग, आभूषण संग,
समूह जन संग, बोले जय भारी मने १
जागी जोयु त्यां कंइ नव दीठु, वळि निद्रावश पाम्यो
आव्यु स्वप्न वहु दु खकार, थयो हु बेहाल,
भमु हु वजार, नँ पेट भराये मने २
आ वे स्वप्नोथी मुजमनमा, तरंग थावा लाग्या,
मुज साचु भिखारी रूप, के सुखकर भूप [2]
के ब्रह्म स्वरूप [1] व्याकुळ थाव भारी मने ३
निश्चय छेवटनो अंतरमा, एज थयो गुरुद्वारे,
तथा सर्व स्वरूप मनाय, साचा जगराय
करे जो सहाय, तो थाय जयकारी—
दामोदर रट अघहारी, थवाये तोतो सुखियारी— मने ४

१ मारो जे ब्राह्मणना कुळमा अवतार छे ते भौतिक देह २ जेम राजा अने भिखारी ना स्वरूपनो मिथ्या आभास थयो तेम आ दृश्य देह पण स्वप्नना देहनी पठे मिथ्या मानी तमाम भौतिक देहमा मिथ्या कल्पना थइ ३ इश्वरज सत्य छे एवा दृढ निश्चयपूर्वक तेमने आधारे निजस्तत्य कर्म कराय अने तेमां इश्वरना साहायता मळे तो धर्म, अर्थ, काम अने मोक्ष रूप चारपुरुषार्थनी प्राप्तिरूप जय थाय- दा का

# वेदनी अधोगतिनुं परिणाम.

ગયા અંકને પાને ૨૧ થી.

આ તમારા મનનું સમાધાન નારદજી આવીને કરશે શ્રી કૃષ્ણે ઉત્તર આપ્યો. સ્મરણ કરતાંજ નારદનું આગમન થયુ. પ્રણામ કરી રૂકમીનીજીએ બાજુના આસનપર બેસાર્યા અને વિનયપૂર્વક શ્રી કૃષ્ણની આજ્ઞાથી મુરલી સંબંધી પ્રશ્ન પૂછ્યું. જેના ઉત્તરમાં નારદજી બોલ્યા.–

જગજ્જનની રૂકમીનીજી! આપનાં ઉત્તમ પ્રશ્નનો ખરેખરી સતી સ્ત્રીનું વર્ણન કરવા રૂપ જવાબ આપતાં મારૂ અંતઃકરણ અત્યત સંતુષ્ટ બને છે અને એક સ્ત્રીનો ઇતિહાસ કહેવા માટે આકર્ષાય છે.

ગીતિ

શિવગ્રામે રૂક્મિનીજી! ધુંડી શર્મા હતા દ્વિજ શ્રેષ્ટ
વેદ ચતુર્મુખ સમ નિજ જીહ્વાગ્રે તેહને હતા સ્પષ્ટ
નિષ્ણાત હતા ત્યમ ષટ્ શાસ્ત્ર મહિં ત્યમ હતા સદાચારી
નિશદિન નિજ છાત્રોને અધ્યયને યોજતા સ્વઆગારે

રૂક્મિનીજી! વિદ્વન્મણિ વિભૂષિત શિવગ્રામમાં ધુંડીશર્મા નામક એક બ્રહ્મ તેજથી પ્રકાશિત દ્વિજવર રહેતા હતા, બ્રહ્મદેવની પેઠે ચારે વેદ તેમને સંપન્ન પણ હતા તે વિદ્વન્મણિ મહારાજને ત્યાં અનેક વિદ્યાર્થિઓ, અધ્યયનાર્થે આવતા હતા અને તેઓને પ્રેમપૂર્વક પોતાના ઘરમાં બેસારી અધ્યયન કરાવતા હતા.

અરાઠી સાખી.

તેના ગ્રહની સમીપ માંહી અંત્યજ વસતો એક
ગુપ્ત સ્થળે રહિ વેદ સુણીને પ્રવીણ થયો તે છેક
ધરીને પછિ દ્વિજનો વેશ ગયો નિજ સ્થળ તજી વિદેશે.

તે મહારાજના ઘરની પાસે એક ચાંડાલ વસતો હતો તે ચાંડાલ, ગુરૂ મહારાજના ઘરની પાછળ ગુપ્ત રીતે સાંભળતાં નિત્યના અભ્યાસથી તે અંત્યજ, વેદ અને ષટ્ શાસ્ત્ર સંપન થયો.

જ્યારે સંપૂર્ણ વિદ્યા સંપન્ન થયો ત્યારે તે ચાંડાલ અંતરમાં વિચાર કરવા લાગ્યો કે મારૂં કર્તવ્ય કર્મ, માંસ ચાંમડાં ને હાડકાં ચૂંથવાં તેના કરતાં વેશ બદલાવી બ્રાહ્મણ બની શાસ્ત્રાધ્યયન કરાવવું કે ભાષણ કરી વેદનો પાઠ

કરી તે દ્વારા ઉદ્યોગ કરવો એ વિશેષ ઉત્તમ છે અને દ્રવ્યનો લાભ તેથીજ વિશેષ થશે માસ ચામડા વેચવાનો ઉદ્યોગ કરતા છેવટ ભિખારીજ રહેવાનો અને બ્રાહ્મણના ઉદ્યોગથી પૈસા પાત્ર થવાનો માટે તેજ ઉદ્યોગ કરૂ

મારી પાસે ઉત્તમ વિદ્યા છે ત્યારે તેનો ઉપયોગ શામાટે ન કરૂ ? આ ગામમા રહીશ તો મને કદાપી લોકો ઓળખશે પણ અન્ય દેશમા બ્રાહ્મણનો વેશ ગ્રહણ કરીને જઇશ તો મને કોણ ઓળખવાનુ હતુ ?

આમ મનમા વિચાર કરી ચાડાલોના વસ્ત્રોનો ત્યાગ કરી બ્રાહ્મણના જેવા વસ્ત્રો પહેરી જનોઇ પહેરી ગુપ્ત રીતે વિદેશ ગયો અને દરેક મોટા શહેરમા બ્રહ્મ સભાઓ કરી પોતાની વિદ્વત્તાથી તમામ સભાઓ જીતી પોતે મહાન પડિત તરીકે ઓળખાવા લાગ્યો અને બ્રાહ્મણોથી સત્કાર પામી પુષ્કળ ધન મેળવવા લાગ્યો –

વિદેશમા વિચરતા બ્રહ્મ વેશ ધરનાર અને બ્રાહ્મણ કૃતિનુ અનુકરણ કરનાર ચાડાલ, બ્રહ્મપુરી નામના શહેરમા આવ્યો અને બ્રાહ્મણોની મોટી સભા કરી તેમા વે ધ્વની કરી તથા શાસ્ત્રાર્થ કરી પોતાની વિદ્વત્તા પ્રગટ કરવા લાગ્યો

તમામ બ્રાહ્મણો બહુ પ્રસન્ન થયા અને ચાડાલને મહાન પડિતજી તરીકે ગણી માન આપવા લાગ્યા તેજ સભામા આવેલ અને તની વિદ્વત્તાથી પ્રસન્ન થયેલ જયશકર નામના એક ધનાઢ્ય બ્રાહ્મણે તેજ વખતે ચાડાલ પડિતને તેની પાસે આવીને વિનતિ કરી પડિતજી ! વિદ્વન્મણી રૂપ આપના દર્શનથી હુ અને આ તમામ બ્રહ્મવર્ગ, અત્યત પ્રસન્ન થયા છીયે અને સર્વે અપના નિત્ય ગૈનાકાક્ષી છે તો આપ મારે ઘેર નિવાસ કરો અને આપની ઉત્તમ વિદ્યાનો પ્રસાદ અમારા બાળકોને આપો આપનો અમે યોગ્ય સત્કાર કરશુ શામાટે એ વિનતિને ચાડાલ ન સ્વિકારે ? મિષ્ટાન્ન ભોજન ક્યાથી તેની ચાડાલની સ્થિતિમા પ્રાપ્ત કરેલ હોય ? તેમ મોટી ધન પ્રાપ્તી પણ ક્યાથી કરેલી હોય ? મિષ્ટાન્ન ભોજન અને દ્રવ્યની લાલસાથી જયશકર મહારાજની વિનતી સ્વિકારી, તેને ત્યા નિવાસ કરી રહ્યો અને જયાનદ નામક તેમના પુત્ર અને અન્ય બ્રહ્મપુત્રો ને વિદ્યાધ્યયન કરાવવા લાગ્યો બાર માસ થતા જયાનદ ને કાઇક વિદ્યા નીપુણ કર્યો પણ તે બાર માસ માડ માડ બહુ મુશ્કેલીએ કાઢયા જેનુ અત કરણ ચોર છે તેને ચારે તરફથી ભય સામો આવી ખડો થાય છે,

તેની છાતી ધ્રુજે છે. તેમ આટલો વખત બ્રહ્મપુરી શહેરમાં રહેનાર ચાંડાલ પંડિતના અંતરમાં થાવા લાગ્યું. એક વર્ષ થયા બાદ અત્યંત ગભરાટમાં પડી મનમાં તર્ક કરવા લાગ્યો કે હવે આંહિ વિશેષ રહેવામાં સાર નથી, વખતપર રીતભાત કે અન્ય વર્તણુક ઉપરથી મારી જાતને કોઇ ઓળખી જશે તો મારી આબરૂ જશે. એટલુંજ નહિ પણ મારા 'જીવની હાની પણ વખતપર થશે. માટે હવે સ્વદેશ જવું ઉચિત છે. આમ તર્કો કરતો ચાંડાલ જયાનંદના પિતા જયશંકર મહારાજની પાસે જઈ તેને સંબોધી બોલ્યો– મહારાજ ! હું ઘણા વખતથી આપની સેવામાં તત્પર રહ્યો છું, મેં બનતી મહેનતે આપના પુત્રને સાધારણ અભ્યાસ કરાવી શાસ્ત્ર સંપન્ન યત્કિચિંત કર્યો, હજી વિશેષ અભ્યાસ કરાવત પણ ❋

મરાઠી સાખી.

માત પિતા મમ વાટ જુવે છે ભેટી આવું ત્હેને<br>
યથા મતિ અર્પિને દક્ષિણા રજા અર્પે જો સુજને<br>
દયાળો કરૂણા મૃત પૂર્ણ ! નમુ હું આપતણે ચર્ણે.

મારાં માત પિતા મારી રાહ જુવે છે, મને મારી માતાએ આંખમાં આંસુ લાવી વિદેશ જવા વખતે ગદ્દગદ સ્વરે કહ્યું કે બેટા ! વહેલો આવજે, અમારૂં જીવન તું છો, વિખૂટો કરતાં મન નથી થતુ પણ તારી મરજી આગળ નિરૂપાય. આ મારી માતાનાં વાક્યો યાદ કરતાં મારૂં મન ગભરાય છે માટે તેને મળવા જવા દ્યો, પછી તેમને મળી કાંઇ દ્રવ્ય, માતા પિતાને આપી પાછો આપની સેવામાં હાજર થઇશ. હાલ યથામતિ મને દક્ષિણા આપી રજા આપો.

જયશંકર મહારાજના અંતરમાં તર્કો થવા લાગ્યા કે આવા સુપાત્ર પંડિત પુનઃ મળવા દુર્લભ છે અને છોકરાને સંપૂર્ણ અભ્યાસ થયો નથી તેવા વખતમાં પંડિતજી જતા રહેશે તો અભ્યાસ અધુરો રહિ જશે માટે ગમે તે પ્રકારે મારા બાળકનું શુભ કરવા ખાતર તે પંડિતને આંહી રોકવા. આમ મનમાં વિચાર કરી ચાંડાળ પાસે જઇ તેને અનેક રીતે માન આપી તેમજ દ્રવ્યની લાલચ આપી સમજાવ્યો પણ જેનું મન શંકાશીલ બને તેને પછી કોઇ ઉપાયે રહેવાનું મન ન થાય તેમ આ ચાંડાલનું મન પણ અસ્થિર થયું. પણ માહારાજના મનમાં એમ કે કોઇ ઉપાયે પોતાના બાલકનો અભ્યાસ પૂરો કરાવ્યા વિના પંડિતને જવા ન દેવા જ્યારે તેને મનાવવાને બધી રીતે

મહારાજ નિષ્ફળ થયા ત્યારે પોતાને છેવટનો એ ઉત્તમ રસ્તો સૂઝયો અને વિચારવા લાગ્યા કે, ઉમર લાયક થયેલી મારી કન્યા લક્ષ્મીનુ હજી વેવીશાળ કર્યું નથી તેમ તે કન્યા બહુ ચતુર અને શાણી છે તો તેને માટે વિદ્વાન શાણો વર ખોળવો જોઇએ તો તેવો કોઈ વર આટનામા નથી અને આ પડિત જેવો વિદ્વાન મળવો તો બહુ મુશ્કેલ છે તો આ મહાત્મા પડિત સાથે મારી પુત્રીના લગ્ન કરી તેને સુખી કરૂ અને તેમ કરવાથી પડિતજીને આહી વિશેષ રોકી શકાશે અને પછી શરમાઇને રોકાશે પણ ખરા આમ તેનુ રોકાવુ થતા પુત્ર જયાનદ પણ વિશેષ અભ્યાસ કરી શાસ્ત્રસપન્ન બનશે તો એજ રસ્તો લઉ કારણ

ચોતિ

મધુર વચન વદનારો વેદ શાસ્ત્ર ને હૃદયે ધરનારો

ત્યમ સહુ મન હરનારો, એવો લક્ષ્મી પતિ ન મળનારો

મધુરા વાણીવાળો, વેદ શાસ્ત્ર સપન્ન, સકળ મનુષ્યના મન રજન કરનાર એવો ઉત્તમ વિદ્વાન પતિ, બીજો કોઇ લક્ષ્મીને નહિ મળે માટે એ વાત તે પડિતજીને કહી તેનુ મન પ્રસન્ન રાખવા અને મારી પુત્રીનુ કલ્યાણ કરવા હમણાજ તેની સાથે લગન કરૂ પરન્તુ પ્રથમ મારી સ્ત્રીને આ વાત કહી તે દ્વારા પુત્રીની સમ્મતી લઉ હુ ધારૂ છુ કે આવો મનોહર પતિ મેળવવા માટે તે પ્રતિ કૂલ નહિ થાય તથાપી શકાશીલ ન રહેવુ આમ વિચારી તેની સ્ત્રીને વાત કરી તેણે પોતાની પુત્રી પાસે રહેનારી તેની સખીઓને વાત કહી તે સખીઓ લક્ષ્મી પાસે જઈ બોલી બેન ! ઉપવર પદને આપ પ્રાપ્ત થયા છો શૃગાર રસની ગુલાબી ઝાઇ આપના શ્રીમુખને ખીલવવા લાગી છે આપના અવયવો હવે યુવાવસ્થાને સૂચવે છે તેમજ આપનુ મન યુવક પુરૂષ તરફ આકર્શાવાની તૈયારીમા છે એ સઘળુ આપના માત પિતા જાણે છે અને આપના લગન કરવાને માટે આપના જેવોજ ચતુર શાણો અને વિદ્વાન પતિ ખોળે છે પણ આપણે ત્યા આવીને વસેલા પડિતજી જેવો વિદ્વાન અને ચતુર પતિ મળતો નથી જેથી તેજ તેમના મનમા વિશેષ આવેલછે જેવી રીતે આપના માતાપિતાને તે પ્રસન્ન આવેલછે તેવીજ રીતે આપને પણ તે પ્રસન્ન હશે અને તે તરફ આપ આકર્શાશો એમ અમે સ્પષ્ટરીતે માનીએ છીએ કારણ—

બિહાગ.

વર છે મનોહર કેવો મજાનો દિસે—વર ટે૦
શાસ્ત્ર સંપન્ન મધુરા ગિરા જેની
અવર મદનના જેવો—મજાનો દિસે—વર-૧
વિનય વિવેક વિચારે નિપુણ જે'
ચતુર શિરોમણી એ સેવો—બાઈ મારાં—વર—૨
ભાગ્ય ઉદય થયો ગણજો તમારો
મળશે ન વર અન્ય એવો—બાઈ મારાં—વર—૩

બેન ! આવો વિદ્વાન શાસ્ત્ર સંપન્ન અને આપના કરતાં અધિક ચતુર બીજો વર નહિ મળે. એમ સમજો કે આપના ભાગ્યનો ઉદય થયો કે જેથી અનાયાસે આવા વિદ્વાન વરનું આપને માટેજ આંહી આગમન થયું.

લક્ષ્મીએ મંદસ્મિત સાથે શરમથી અધોમુખ કરી ઉત્તર આપ્યો—બેનો ! ગુરૂજન આજ્ઞાલોપક મનુષ્ય, કૃતઘ્ની અને પાપી ગણાય છે અને તે નરકાધિકારી બને છે. તો ગુરૂ ( માતાપિતા )ની આજ્ઞા લોપી હુ કૃતઘ્ની નહિં બનું છતાં તેને માન આપવા ખાતરજ તે વિષયમાં અનુમોદન આપું છું તેમ નહિં પણ તે પંડિતની વાક્ચાતુર્યતા અને વિદ્વત્તાથી મારૂં મન પણ તે તરફ આકર્શાયું છે અને મારા અંતરમાં એજ રટણ છે કે મારા માતાપિતા, મારા મનોરથ પૂર્ણ કરવારૂપ એજ વરની પ્રાપ્તી કરાવે તો સારૂં. પણ ઇશ્વરેજ તેને તે ઉત્તમ માર્ગે પ્રેર્યા કે જેથી મારે શરમ છોડી સૂચના આપવા જરૂર ન પડી.

લક્ષ્મીની સહચરીઓએ તેમનું આંતરીક અનુમોદન શ્રવણકરી તેની માતાને વાત કહી. તેણે જયશંકર મહારાજને પોતાના મતને અનુસરતોજ પુત્રીનો મત જણાવ્યો જે સાંભલી પૂર્ણ હર્ષમાં આવેલ મહારાજ, ચાંડાલ પંડિત પાસે જઇ તેને સંબોધી બોલ્યા.

શાર્દૂલવિક્રીડિત.

મારી ઉત્તમ કન્યકા બહુ ગુણી લક્ષ્મી સમા જે અતિ,
જેનું યૌવન રૂપ સુંદર દિસે હંસી સમા છે ગતિ.
લક્ષ્મી નામક એ સમર્પિં દુહિતા સંતોષ પામું ખરે.
અંગીકાર કરી કૃતાર્થ કરજો આવાસ આંહી કરી.

ઉપરની વિનતી સાભળી, ચાડાલ પડિત, ગભીર બન્યો અને સહજ હસીને પોતાની સમતી દર્શાવી શામાટે સમતી ન આપે ? નીચ જનને ઉત્તમાગના કયાથી મળે ? "મેં બ્રાહ્મણોના ઘરે તો અત્યન્ત મય કર્યાં પણ આ ગરીબડી બ્રાહ્મણ કન્યાનો ભવતો ન બગાડુ" આવા વિચારો તેના મનમા શામાટે આવે ? ઉત્તમ વિદ્યા, નીચ જાતીનો મનુષ્ય સપાદન ભલે કરે પણ જે જાતી સ્વભાવ "અન્યનુ બગાડવામા કે અન્યનો ઘાત કરવામા નિર્દયતા ક્રૂરતા સ્વાભાવિક તેમા હોય તે શુ જવાનુ ?

कर्पूरधूल्या रचितालवाल
कस्तूरिका वार्धित दोहदश्री
हेमाम्बुकुभैरपिसिंचमान
प्राश्च गुण मुचतिकिंपलाड्ड

કાદા જે કુદરતી દુર્ગંધી ( જાતી સ્વભાવ ) છે તે મટાડવા સારૂ અને સારી ગધ લાવવા સારૂ કદાપી તેને કપૂરની સુગધમય રજનો ક્યારો બનાવી, કસ્તુરીનુ ખાતર એટલે તેની વચમા કસ્તુરી છાટી, તેની મધ્યમા કાદા ( ડુગળી )ને વાવી સોનાને ઘડે પાણી પાઈ તેને ઉગાડવાને યત્ન કરશુ તો પણ તે કદી પોતાનો જાતિસ્વભાવ ( દુર્ગંધપણુ ) છોડનાર નથી [અપૂર્ણ

દા કા

---

# બધુ સ્નેહ

ગયા અકને પાને ૮૯ થી

આપણે વનવાસ ક્યા ત્યારથી જે ફળો લાવતો તે માત્ર આપનેજ ખાવા માટે પણ હુ તદન ઉપવાસીજ રહ્યો છુ આપની સેવામા ભગ ન પાડવા સારૂ નિદ્રાનો પણ ત્યાગ કર્યો છે આ સઘળુ મ્હારે કહેવુ ન જોઈએ પરન્તુ આ વખતે કહ્યા વિના ન ચાલે માટે કહુ છુ અને ઇન્દ્રજીતને મારવા માટે હુ તૈયાર છુ આ સાભળી રામચન્દ્રજી આશ્ચર્ય પામી ગયા, હર્ષના અશ્રુ આવી ગયા, મનમા કહેવા લાગ્યા, અરે લક્ષ્મણ ! શુ તારો મહોદર સ્નેહ ! અરે મારા માટે તારા દેહની પણ દરકાર ન કરી ! ઇશ્વર ! ભાઇઓ આવાજ આપજો

આમ રામચન્દ્રજી લક્ષ્મણની સહાયતાથીજ રાવણને જીત્યા. આવો ખરો સહોદર સ્નેહ હતો તો આ મહત્ કાર્ય પણ રામચન્દ્રજીએ સિદ્ધ કર્યું; અને પરિણામે સુખી થયા; અને રાવણે પોતાના ભાઇ વિભીષણ સાથે દ્વેષ રાખ્યો અને મોટાભાઇના કહેવાથી વિરૂદ્ધ વર્ત્યો તો તેનું પરિણામ માઠું આવ્યું, પોતાના તમામ વૈભવો સાથે પોતાનો નાશ થયો. સહોદર સ્નેહ રાખવાનું પરિણામ સારૂં આવે છે અને દ્વેષ રાખવાનું પરિણામ માઠું આવે છે! એતો આપણે હવે સ્પષ્ટ સમજ્યા. આ ભારત ભૂમીની પણ દશામાં હાલ જે, ફેરફાર થયો તેનું કલંક પણ નિસ્નેહ (કલેશ)ને શીર છે. આપણા દેશના પ્રાચીન ઇતિહાસ તરફ હજી દૃષ્ટી કરો. દીલ્હી તખ્તપતિ ચહુઆણરાજા પૃથુરાજ અને તેના માશીયાઇ ભાઈ જયસીંહનો પરસ્પર વિક્ષેપ ન થયો હત અને આ બન્ને રાજા સંપીને ચાલ્યા હત તો વિદેશીય મુસલમાન લોકોનો જય થવો ઘણો મુશ્કેલ હતો પરન્તુ કલેશનું પરિણામ એ આવ્યું કે સામસામા લડી બન્ને જણા નબળા જ્યારે પડી ગયા ત્યારે તે લાગ જોઈ શાહાબુદ્દીન ઘોરીએ બન્ને રાજાઓનો પરાજય કરી તે મહાનરાજ્યો જીતી લેઇ પોતાનો જયનો ડંકો વગડાવ્યો. તે મુસલમાન લોકોમાં પણ જોશો તો શત્રુતાનું પરિણામ સારૂં નથી આવ્યુ. જ્યારે દિલ્હીની ગાદી પર અલ્લાઉદીન બાદશાહ રાજ્ય કરતો હતો ત્યારે તેના વજીર મલેક કાફૂરને તે રાજ્ય કરવાની ઈચ્છા થઈ જેથી તેણે દગાથી બાદશાહ અલ્લાઉદીનને ઝેર દઈને મારી નાખ્યો અને તેના પુત્રની આંખો ફોડી પોતે રાજ્ય ગાદી પર બેઠો પરન્તુ દગા અને કુસંપનું પરિણામ સારૂં નથી એ નક્કી સમજવાનું છે.— માત્ર પાંત્રીશ દહાડાજ રાજ્ય કર્યા બાદ બહુ બૂરી હાલતથી તેનું મૃત્યુ થયું. આમ બાદશાહને ઝેર દઇને ન મારતાં તેના અમલથી તેને અનુસરી તે મલેકકાફૂર પોતે જો ઐક્ય ભાવથી વર્ત્યા હતતો, આ નાશ રૂપ પરિણામ ન આવત. કોઈ મહત્ કાર્ય કરવું હોય જેમાં ઐક્ય ભાવવાળાં અનેક મનુષ્યની સહાયતા જોઇએ તેવું કાર્ય પણ ખરી ઐક્યતારાખી એક ચિત્તથી કરવા ધારે તો બેજ મનુષ્યો કરી શકે.

पंचभिर्मिलितैः कश्चिज्जगति यनेसाध्यते
एकचित्तेद्वयोरेव किमसाध्यं भवेदिती ॥

એક ચિત્તે કામ કરવા મનુષ્ય ધારે તો શુ ન કરી શકે? આપણે કાંઈ પણ જગત્ વિજયી કામ નથી કરી શકતા તેનું કારણ માત્ર ઐક્યતા ની

ખામી શિવાય બીજુ કશુ નથી, આપણામા પરસ્પર સગાભાઇઓના પણ મન જુદા છે, માધારણ વિદ્યાભ્યાસ કરી માત્ર ઉદર પોષણ કરવામાજ આપણે પુરુષાર્થ સમજ્યા છીએ પરન્તુ આપણોજ ભાઇ, આપણાથી નાનો હોય તેને વિદ્યાથી કે દ્રવ્યથી ઉત્તેજન આપી, હિમ્મત આપી, તેને અમુક ઉદ્યોગ પરાયણ કરવો, અથવા તેને પક્ષમા લૈ આપણે અમુક જગન્માન્ય કામ કરવુ, એવો કદી વિચાર નહિ આવે સૌ પોત પોતાનુ સભાળે તમારા અગમા જે બળ કે પરાક્રમ કરવાની શક્તિ હોય તે મુજબ તમે ગમે તે કરો પરન્તુ તમારા સહોદર ભાઇની સહાયતાની આશા ન રાખો કદી આત્મબળ તરફથી વિપરીત પરિણામો મેળવવા ધારશો તો મળશે પોતાની કીર્તિ વધારવા ખાતર તમારુ માન હીન કરવા વારશે તો કરશે પરન્તુ તમારા પક્ષમા બેની પરસ્પર મળી ઐક્યતાથી કામ લેનારા સહોદર ભાઈઓ પણ બહુ વિરલા છે "શુ મારા ભાઇની દુષ્ટતાની વાત કરુ ? નાહકનો કલેશ વધાર્યા કરે, કદી જપીને બેસતો નથી અને બેસવા દેતો નથી હુ તેનાથી કાયર થૈ ગાયો છુ" આવા શબ્દો હર વખત હાલના પ્રસગમા આપણા સાભળવામા આવે છે—એક ભાઇ વિદ્યાથી કે દ્રવ્યથી બળવાન હોય અને બીજો ભાઇ ગરીબ હોય તે ગરીબ ભાઇ કદી ખરા સકટને વખતે મળવા કે ભાઇની સલાહ લેવા જાય અથવા સકટમાથી નિવૃત્ત થવા કિંચિત માત્ર પણ દ્રવ્ય લેવા જાય તો તેને તે બળવાન ભાઇ પાસેથી પાછો પગ ઉપાડવો ભારે થૈ પડે, એવો જવાબ મળે કે તેથી ખરેખરા આર્દ્ર હૃદયનો હોય તે તો અનુરાગ યુક્ત બને, અથવા શરમાળ હોય તેવાને સપૂર્ણ ગ્લાની પ્રગટ થાય આવી નિર્માલ્ય જેવી રકમ માગતા પણ સહોદર ભાઈ, બળવાન હોય છતા દ્રવ્ય મદાધ થઈ કઠોર અત કરણ રાખી જ્યારે પોતાના ભાઇને નિરાશ કરે ત્યારે તે હજારો રૂપૈયા ખરચી પોતાના ભાઇની ઉન્નતિ ચાહી પોતાનો ઉદય શુ કરી શકનાર હતો ? શુ આમ ભારતભૂમીનો ઉ ય થવાનો ? આમ કાળે કરી ક્ષીણ થતા બન્ધુસ્નેહનુ પરિણામ શુ આવશે ? એ સમજાતુ નથી શુ સારુ માઠુ પરિણામ મનુષ્યોથી સમજાતુ નહિ હોય ? કુસપનુ પરિ ણામ નેષ્ટ આવે છે અને સુસપ "સ્નેહાળ વૃત્તિ" નુ પરિણામ શ્રેષ્ટ આવે છે એ શુ હાલની પ્રજાઓ નહિ સમજતી હોય ? આધુનિક સમયમા બ્રિટિશ પુન્ય પ્રતાપે કેળવણીનો પ્રચાર સારો વધ્યો છે છતા જે આ ર મત્કાર, કુદરતી સ્નેહ,

ઐકયતા વિગેરે આગળ હતું તે આમ કેળવણીનો વધારો થવાથી ઉલટું ક્ષીણ થવા લાગ્યું એ મોટા ખેદની વાત છે. કેટલીક ગર્હ્ય બાબતોનો આધુનિક કેલવણીથી ઉલટો પ્રચાર થાય છે પરંતુ બ્રિટીશ લોકોમાં જે મુખ્ય સ્તુત્ય બાબત છે અને જેને તેઓ વિશેષ માન આપે છે અને જેથી તેઓ આટલે ઉંચે દરજ્જે ચડયા તેવી સ્તુત્ય બાબત જે પરસ્પર સ્નેહવૃત્તિ, તે હાલની કેળવણી પામનારા મનુષ્યોમાં નથી દાખલ થતી એ અત્યન્ત આશ્ચર્યકારક છે અને આવીજ ભારતભૂમિનાં ભાગ્ય કાંઈકહીન હોય એમ મનાય છે. ભારત વાસીજનો! કાંઇક આ વાત લક્ષમા લ્યો. સ્નેહ રાખી એક બીજાના ઉદયમાં ઉત્કંઠિત થશો તો તેથી તમારો પણ ઉદય થવાનો એમ મનમાં સમજી તેમ કરવાની કોશેષ કરો અને આગળ જેવી આ ભૂમી ઉત્કૃષ્ટતાને પામેલી હતી એવી ઐકયદ્વારા ઉત્કૃષ્ટતાની આકાંક્ષા રાખો, આપણા ઉદય તરફ આપણે લક્ષ નહિં રાખીએ ત્યારે કોણ રાખશે? સ્નેહવૃત્તિ રાખી સામ્યભાવ રાખવો એ તમારૂંજ હિતકર્તા છે એમ સમજો.

મનુષ્ય માત્રનું સ્વાભાવિક મન મધના બિંદુ તરફ આકર્શાશે પરન્તુ ઝેર તરફ નહિ આકર્શાય, બંધુ સ્નેહમાં આધુ નિક સમયમાં જે ન્યૂનતા થતી જાય છે તેનું મુખ્ય કારણ મધ બિંદુ રૂપ દ્રવ્ય છે. વિશેષે કરી દ્રવ્ય વિભાગ કરતાં ઐકયત્વ ખંડન થાય છે અર્થાત્ એજ દ્રવ્યરૂપ મધબિંદુ પરિણામે વિષમય બને છે કારણ સ્થાપિત મિલકત જે હોય તેને માટે ઝનુન વાપરી તે મેળવવા તરફ લક્ષ રાખતાં કુસંપ પ્રતિપાદક બને છે, આમ ભિન્ન બન્યા પછી ઐકયતાથી જે ઉદ્યોગ કરી વિશેષ ઉન્નતી મેળવવી હોય તે નથી મેલવી શકાતી. જેથી તે સ્થાપીત દ્રવ્યજ મધબિંદુ ગણતાં પરિણામે કુસંપના મૂળ રૂપ વિષબિંદુ થૈ પડે છે. હવે આપણા પ્રાચીન સમય તરફ દૃષ્ટી કરશું તો તે વખતના મનુષ્યોનાં અંતઃકરણો મહાન હતાં. સ્થાપિત દ્રવ્ય (વારસા) ને માટે કુટુંબમાં કુસંપ કરી ઐકયત્વનો ત્યાગ કરે એવા ક્ષુદ્ર મનના ન હતા પરંતુ "કદાપી નાનો ભાઇ અથવા મોટો ભાઇ જરા વિશેષ મારામાંથી લે તો શું થયું? હું તેમની સાથે મળી તમામ ભાઇઓ એકઠા થૈ ઉદ્યોગ મહાન કરશું તો કુદરતે દ્રવ્ય વધશે અને વિશેષ ઉન્નતિને સમગ્ર ભાઇઓ પામશું આવા વિચાર ના હોઇ કાયમ એક સંપથી દ્રવ્યની વેહેચણી માં દરકાર ન રાખતાં દ્રવ્ય સંપાદન કરવા રૂપ ખરા મધબિંદુ તરફ વિશેષ

દરકાર રાખતા હતા આવો બહુ સ્નેહનો પ્રાચીન ભાવ હાલ આર્ય લોકો ગ્રહણ કરે તો સુખી થવાય માટે સર્વેએ તેમ કરવામા લક્ષ રાખી ઐક્યભાવ વધારવો દા૦ કા૦



## अद्भुत् बाजी

**चोपाट रमवाना साधनोनो मुक्काबलो**—આ બાજીમા રમવા માટે ૧૬ સોગઠા હોય છે, તે ચાર ચાર એકેક રગના છે, જેવા કે રાતા ૪, લીલા ૪, પીળા ૪ ને કાળા ૪ આમ ચાર રગના ચચ્ચાર હોય છે ને દરેક રમનાર, તે એક એક રગના ચચાર રાખે છે એમજ આ સસાર રમતમા ચાર વર્ણના ચાર જણ રમનાર ગણ્યા છે, ને તે દરેક વર્ણમા ચાર ચાર આશ્રમગણી તે આશ્રમથી એ રમત રમાય છે ચાર રગ આપવાનો હેતુ પણ એજ છે કે લાલ, લીલો, પીળો, એ ચડતા રગ છે, ને કાળો રગ ઉતરતો એના નામથીજ ગણાય છે, તેમજ ચાર વર્ણમા ત્રણ વર્ણ ઉચા ગણાય છે કેમકે તેઓ દ્વીજ જાતીમા ગણાએલા છે, ને શુદ્રને હલકા ગણેલા છે તેમજ આશ્રમમા પણ ત્રણ આશ્રમ શ્રેષ્ટ છે ને ચોથો મધ્યમ છે એટલે કે–બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, અને સન્યસ્ત એ ત્રણ ઉંચા છે ને ગૃહસ્થાશ્રમ એ મધ્યમ છે જોકે પ્રથમના ત્રણેનો આધાર ગ્રહસ્થાશ્રમ ઉપરજ છે પરતુ બીજી તરફ દૃષ્ટી કરતા પ્રથમના ત્રણ આશ્રમ ઝટ પાર પમાય છે અને ચોથા આશ્રમમા ઘણાક પ્રકારના ભય રહેલા છે

બ્રહ્મચર્યાશ્રમ પ્રથમનો છે તેમા બીજ રૂપ બ્રહ્મચર્ય સર્વાંગે પળાય તો તેને મોક્ષમા કશી હરકત આવે નહી સાતનમા અનુમાન પ્રમાણે યનોપવીત આપતી વેળા બટવાને એક દડ આપવામા આવે છે, ત્યારે તે દડની સહાયતાથી આ પ્રથમના આશ્રમનો પ્રવેશ જે કરવામા આવે છે તે પરીપુર્ણ રીતે પાળવામા આવે એ હેતુ હોવો જોઇએ અર્થાત્ એક દડ લાકડી આપે છે તેતો જોવા માત્ર છે પણ મનોનિગ્રહ રૂપે જે સત્તાથી બ્રહ્મચર્ય પળાય તે સત્તારૂપ એક લાકડીની જરૂર છે એમ સુચના છે

વાનપ્રસ્થાશ્રમ એ ત્રીજો ગણેલો છે કેમકે ગ્રહસ્થાશ્રમીથીજ આ

આશ્રમમાં જવાય છે. ત્યાં પણ માત્ર એકજ ભય રહેલો છે. સાધનમાં જે ધોળાં વસ્ત્ર પેહેરવાં પડેછે તેજ બતાવી આપેછે એટલે કેઃ—આ વસ્ત્ર છે તેવુંજ ઉજવળ મન રાખી આ આશ્રમ પાળવામાં આવે તો બીજો ભય નથી. કારણ કે સ્ત્રી પુરૂષ સાથે રહેવાથી જો મનની મલીનતા હોય તો ભ્રષ્ટ થતાં વાર લાગશે નહી. માટે જોવા માત્રજ ધોળાં વસ્ત્રથી સાધન થયું એમ સમજવું નહી પણ તે વસ્ત્ર પ્રમાણે મન સ્વચ્છ રાખવાના હેતુથીજ શ્વેત વસ્ત્રધારણ કરવા રિવાજ હશે.

સન્યસ્તાશ્રમ એ ચોથો છે. તેમાં પણ ભગવાં વસ્ત્ર ધારણ કરી દંડ ગ્રહણ કરવા રિવાજ છે. જેઓ દંડ ધારણ કરે છે તે દંડી અને વગર દંડના તે સન્યાસી માત્ર કહેવાય છે. તેનો હેતુ પણ ઉપરના સાધનોથીજ સમજવાનો છે. સફેદ વસ્ત્ર ધોવાઈ ધોવાઈને છેવટ લાલાશ પકડી ઘેરા ભગવા રંગનુ બને છે તે અસલ રંગ સન્યાસીના વસ્ત્રનો છે. ફક્ત ગેરૂ કે એવા કૃત્રીમ રંગમાં ઝબોળી ઘેરૂ ભગવું વસ્ત્ર બનાવેલું હોય તો તે રંગ નહી. કારણ કે જેમ પેલા શ્વેત વસ્ત્રને ધોવાતાં ધોવાતાં છેવટ લાલાશ આવે છે તેમજ વાનપ્રસ્થ એ શ્વેત વસ્ત્ર જેવો છે તે નિર્મળ થતાં પરિપક્વ અવસ્થાને પામે ત્યારેજ લાલાશ પડતાં રંગરૂપ સન્યસ્તને ધારણ કરે છે; માટે એ ભગવો રંગ સન્યાસીઓ માટે યોજેલો છે, અને દંડ ધારણ કરેલો છે તે યષ્ટિકા માત્રજ દંડ નહીં પણ મન વચન અને શરીરને દંડથી સ્વાધીનમાં રાખવાની શકતી રૂપ દંડ ધારણ કરવાના હેતુથી એ દંડ છે. દંડ કાષ્ટનો છે તેનો હેતુ એ છે કે કાષ્ટવત્ સખત દ્રઢતાવાળો હોવો જોઈએ.

ગૃહસ્થાશ્રમ—એ ક્રમમાં બીજો છે પણ આ બાજીમાં તેને મધ્યમ ગણ્યો છે પણ ખરી રીતે તેજ સર્વોત્કૃષ્ટ છે કારણકે ઉપરના ત્રણે આશ્રમીઓનો નિર્વાહ આ આશ્રમીથીજ ચાલે છે માટે ઉત્તમ છે પરંતુ આમાં સ્થળે સ્થળે ભય રહેલો છે તેથી આ સંસાર બાજીમાં તેને ઉતરતો ગણવાની આવશ્યકતા છે. આંહી બીજું કારણ વળી એ છે કે તેની ઉત્પત્તિ વૈરાટ પુરૂષના પેડુથી થઇ છે એમ શ્રીમદ્‌ભાગવતના ૧૧ મા સ્કધના ૧૮ મા અધ્યાયમાં કેહેવામાં આવ્યુ છેઃ વિશેષમાં ત્યાં કહ્યું છે કે બીજા આશ્રમો ચડતા સ્થળોથી પ્રગટયા છે માટે તે ચડતા છે. ત્યાં પણ તાત્પર્ય જોઈએ તો બ્રહ્મચર્યાશ્રમ ઉરસ્થલથી, વાનપ્રસ્થ વક્ષસ્થળથી અને સન્યસ્ત મસ્તકથી થએલ છે

તે સર્વ (ઉર, વક્ષસ્થળ, ને મસ્તક)નો નિર્વાહ (પેડુ) ટોજરી પરજ છે માટે ત્યા જેમ પેડુ મુખ્ય ગણાય તેમજ ગૃહસ્થાશ્રમ મુખ્ય છે પણ સ્થળાતર પક્તીમા ઉતરતી પક્તીયે છે તેમ અહીં પણ સમજવુ

ગૃહસ્થાશ્રમમા મુખ્ય ભય તો શત્રુરીપુ છ વિકારોનો છે બિજો ભય ગૃહ વ્યવહાર ચલાવવાનો, ત્રીજો અતિથિ આ રનો, ચોથો કર્તવ્યકર્મ કે જે ત્રીશ પ્રકારના છે તે ઉલઘન કરવાનો, તથા આ સિવાય પણ બીજા ઘણા ભય રહેલા છે જે પ્રસગોપાત કહેવાશે–

જેમ ચોપાટ બાજીની રમતમા પ્રથમ પાકી જાય તે શ્રેષ્ટ, બીજો પાકો જાય તે ઉત્તમ, ત્રીજો મધ્યમ, અને ચોથો અથવા હારે તે કનિષ્ટ એમ છે તેમજ આ વર્ણમા એમજ છે કેમકે હમેશા ધર્મ પ્રવર્તક, અને મોક્ષ પ્રાપ્ત કરવામા અગ્રણી બ્રાહ્મણોજ પ્રથમ થયા છે, અને તેથી સનકાદી રૂષીઓનુ પ્રથમ પ્રગટવુ થયુ છે અદ્યાપિ પર્યંત જોતા ધર્મ પ્રવતક, બ્રાહ્મણજ જોવામા આવશે તેમજ શાસ્ત્રોમા પણ એજ વર્ણને શ્રેષ્ટ ગણેલ છે ત્યાર પછી ક્ષત્રી પછી વૈશ્ય અને છેવટે શુદ્ર આહી વિશેષમા જોતા જણાશે કે આ ચારે વર્ણનુ ઉચ નીચપણુ તેમના કર્તવ્ય કર્મથી પણ જણાય છે, તેમજ તેમની ઉત્પત્તીથી જણાય છે કે આ ચારે વર્ણનુ ઉચ નીચપણુ તેમના કર્તવ્યકર્મથી પણ જણાય છે, તેમજ તેમની ઉત્પત્તીથી જણાય છે કેમકે –બ્રાહ્મણો વૈરાટ પુરૂષના મુખથી, ક્ષત્રીઓ બાહુથી, વેશ્યો પેટથી કે સાથળથી અને શુદ્ર ચરણથી ઉત્પન્ન થયા છે તે પ્રમાણે તેઓ ચડતા ઉતરતા છે અને નિર્ણય એમ સમજાય છે કે બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ, બ્રહ્મ એવુ વેદનુ નામ પણ છે તે વેદ, પરબ્રહ્મ પરત્માનુજ સ્વરૂપ છે એટલે કે તેના મુખથીજ એ થયેલ છે માટે બ્રહ્મને જાણનાર તેજ બ્રાહ્મણ કહેવાય તેમ બ્રાહ્મપનુ ઉત્પતીસ્થાન વેદ ને વેદ તેજ નારાયણનુ મુખ તેથી મુખથી થયા એમ લખેલ છે ક્ષત્રીઓ બાહુથી –કાઈપણ કરવાની શક્તીનુ સ્થળ બાહુજ છે, ક્ષત્રીઓના કર્મ બાહુથીજ થાય છે માટે તેવી શક્તી ધરાવનાર ક્ષત્રી, હોવાથી તે બાહુથી થયાનુ સમજાય છે વૈશ્યો ઉદરથી –ઉદરનો સ્વભાવ, ઠ કે ઠ કે ખાતા છતા અસતોષ રહે તેવો છે ગમે તેટલી વિદ્યા, કળા, વાતો વિગેરે ભરવામા આવે તોપણ સતોષ નહીં જણાય, તેમ સર્વથી હલકુ થઇ, સર્વના પોષણમા તત્પર રહેવુ, સર્વ પાસે કામ (શરીરના દરેક અવયવો પાસે સૌ સૌનુ કામ) કરાવી જે ખાઇ ઉદર

પુર્ણ હોય તે પોતામાં સંગ્રહ કરવો, એવો ઉદરનો વિચિત્ર પ્રકારનો હેતુ છે અને વૈશ્યની પણ તેવી પ્રકૃતી હોય છે એથી તેની ઉત્પતી ઊદરથી ગણી છે. એજ પ્રમાણે શુદ્રનું પણ છે તે એ કે કાંઇપણ આજ્ઞાકારી કામ આવ્યું હોય તો તે ચર્ણથીજ બને માટે તેની ઊત્પતી તેમ ગણવામાં આવી છે ને એ શરીર અવયવોની ચડતી ઊતરતી પંકતી પ્રમાણે વર્ણની પણ છે.

ક્ષત્રીઓને બ્રાહ્મણો પછી ગણ્યા છે. કેમકે સનાતન રીતી પ્રમાણે બ્રાહ્મણોનું પ્રતિપાલન તેમજ તેમને માન આપી તેમની શિક્ષા પ્રમાણે વર્તવું ઈત્યાદી કર્મ કરવાં ને તેમનાથી ઊતરતે દરજ્જે વર્તવું. એ તેમને ફરજ એજ પ્રમાણે વૈશ્ય અને શુદ્રોના આચરણ પ્રમાણે ક્રમ ગોઠવાએલ છે.

આ હેતુથી ચાર આશ્રમમાં ગ્રહસ્થાશ્રમને મધ્યમ ગણીને હવે આગળ કહેવામાં આવે છે કે—

**पिंडे ते ब्रह्मांडे**—આ કેણી અથવા શાસ્ત્ર વચન પ્રમાણે જેવું પિંડે તેવુંજ બ્રહ્માંડે તે જોતાં પ્રથમનો મુકાબલો બ્રહ્માંડ સાથેનો થયો છે. પણ હવે એજ પ્રમાણે પીંડ (શરીર) સાથે સરખાવતાં આબેહુબ જણાઇ આવશે કે ઉપર કહ્યું વચન સિદ્ધજ છે—

ચોપાટના ચાર પટની પેઠે આ સૃષ્ટી પણ ચાર પટે કેમ રહેલી છે ને કહેવાઇ ગયું છે હવે આ શરીર તરફ જોતાં, એક પડ, વામ હસ્ત બીજું મસ્તક, ત્રીજુ દક્ષીણહસ્ત અને ચોથું પગ છે. મધ્યસ્થળ જેમ પાકવાનું સ્થળ છે તેમજ આ શરીરની મધ્ય જગોએ અંતઃકર્ણ રહેલું છે જેમ ચોપાટનું મધ્ય સ્થળ ચોરસ ચાર બાજુથી ઘેરાયલું છે, તેમજ આ અંતઃકર્ણ એક છતાં ચો બાજુવાળું છે. તે દરેક બાજુનું નામ આ પ્રમાણે છેઃ— એક બાજુએ મન, બીજી ચીત્ત, ત્રીજી બુદ્ધી ને ચોથી બાજુ અહંકાર. હવે એ મધ્ય સ્થળમાં આત્મા રહેલો છે કે જેને જાણવાથી ચોપાટમાં જેમ સોગઠી પાકે ને પછી તેને ફરવું પડતું નથી તેમજ જીવાત્માને મોક્ષપ્રાપ્ત થઇ જન્મ મરણના ફેરા મટે છે.

ચોપાટના દરેક પડના ઉભા ત્રણ વિભાગ છે તેમ સૃષ્ટીના પણ ત્રણ વિભાગ કહી ગયો છું કે અર્થ, ધર્મ કામ. તેમજ શરીર પણ ત્રણ ભાગવાળુંજ છે, ચોપાટના વચલા વિભાગમાં સોગઠીને ભય હોતો નથી તેમજ સૃષ્ટીનો વચલો વિભાગ જે મનુષ્યની વસ્તીવાળો ગણ્યો તેમાં ભય હોતો નથી તેમજ શરીરના ત્રણ વિભાગ તે ત્રણ ગુણ છે સત્વ, રજ, અને તમ, તેમાં

વચલો રજો ગુણ છે તેમા ભય હોતો નથી અહી ભય તે માત્ર અરસપરસનોજ જાણવો, જેમકે ચોપાટના વચલા ભાગમા સોગઠી બેઠી છે ત્યાથી ચાલી ઘર બાહાર ન નીકળી હોય ત્યા સુધી બીજી સોગઠી મારશે તેનો ભય હોતો નથી તેમજ વસ્તીવાળો સૃષ્ટીનો ભાગ કે જે વચલો ગણ્યો છે તેમા પણ મનુષ્યોનો ભય હોતો નથી એટલે કે ગીતસર જેમ સોગઠી ચાની જાય તેમ સૃષ્ટીમા રીતસર ચાલનારને નિર્ભય ગણ્યો છે એવીજ રીતે આ શરીર રૂપ ચોપાટનો વચનો ભાગ જે રજોગુણ કહ્યો તે એવા હેતુથી કે રજો ગુણ એ બ્રહ્મનો છે તે બ્રહ્મદેવ, ઉત્પત્તી સ્થાનના ધણી છે, માટે રજો ગુણથી મનુષ્ય માનની ઉત્પતી ગણી છે ને ઉત્પન્ન થઈ બાન અવસ્થા સુધીમા નિર્ભયપણુજ છે, માટે રજો ગુણ વચલો વિભાગ કર્પ્યો છે

ચોપાગના વચના પડના સાત આસન વળોટયા કે પેટઘર, અથવા વચલા વિભાગથી બાહાર આવ્યા કે ચિતા ઉદ્‌ભવે છે જેમ વસ્તીવાળુ શેહેર કે ગામડુ મુકી રસ્ત પડયા કે ચીતા થવા લાગે તેમજ આ શરીર કે જે ત્રણ ગુણથી બન્યુ છે તેમા જેમ ચોપાટના ચોવીશ આસન છે તેવીજ રીતે ૨૪ આસન એટલે ૨૪ તત્વો કલ્પ્યા છે ૧૦ ઈંદ્રીયો, પાચ તત્વો, પાચ તેના ભેદ, અને ચાર અત કરણ, તે એવી રીતે કે —કાન, ત્વચા, દૃષ્ટી, જીભ, નાસિકા, વાણી, હાથ, પગ, શીષ્ન અને ગુદા, એ દશ ઈંદ્રીયો, પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, એ પાચ તત્વો, તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ તેમના પાચ ભેદ અને મન, બુદ્ધી, ચીત્ત, અહકાર એ ચાર અત કરણ મળી ચોવીસ આસન જે કલ્પ્યા છે તે શરીરના વચલા ગુણ રજો ગુણથી બનેલા છે બાળ ભાવ જે ઉપર બતાવ્યો છે એટલે સાત વર્ષ સુધી બાળકપણે તેને નિર્ભયપણુ છે પછી દ્વિજ જાતીને યજ્ઞો પવીત વાગણ કરવા રિવાજ છે તે પણ આજ કારણથી કે બાળ ભાવ પછી તેને ચિતા ઉત્પન્ન કરવાનુ આ પ્રથમ પગથિયુ યોજેલુ હશે, જેમ ઉપર કહો ગયો કે ચોપાટમા વચના સાત સ્થળ વળોટાય કે બીજી સોગઠી મારશે એવો ભય પ્રગટે તેમજ બાળક ૭ વર્ષનુ થયુ કે તેને ચિતા ઉદ્‌ભવે દ્વિજના છોકરાને સાતમે વર્ષે યનોપવીત આપ્યા પછી વિદ્યા ભણવારૂપ ચિન્તા ઉત્પન્ન થાય છે પ્રાચીન કાળે ખરેખરી ચિતા ઉત્પન્ન થતીજ, કેમકે સાતમે વર્ષે જનોઈ આપ્યા પછી તેઓ વિદ્યાભ્યાસે જતા ને પ્રથમનો આશ્રમ કે જે બ્રહ્મચર્ય કહેવાય છે તેની મુદત પચીશ વર

સુધીની શાસ્ત્રમાં કહેલી છે તે પળતા પણ હવે તે ચિંતા જોવામાં આવતી નથી. કારણકે એ પચીશ વર્ષનો કાળ માત્ર અરધા કે આખા કલાકમાં ઉકલી જાય છે. બડવો થઇ ખાંધપર દંડ ધારણ કરી ભણવા માટે કાશી જવાની તૈયારી કરી, દોટ મુકે કે તેનો મામો સામેથી આવી પકડી લે કે બ્રહ્મચર્ય આશ્રમ પુરો થયો. ઘણી થોડીજ મુદતમાં તેનો ગૃહસ્થાશ્રમ શરૂ કરી દે છે. જો કે હાલના સમયાનુસાર છોકરાઓને ૭ વર્ષેજ નિશાળે મુકી વિદ્યાભ્યાસની ચિંતા ઉત્પન્ન કરવામાં આવે છે ખરી પણ પ્રાચિન સમય જેવી નહી. કેમકે તે કાળે તો વિદ્યાર્થીને ગુરૂને ઘેર રહી ભિક્ષાન્નથી પોતાનો નિર્વાહ કરી ગુરૂની આજ્ઞા પ્રમાણેજ વર્તી વિદ્યાભ્યાસ કરવો પડતો તેને બદલે અર્વાચીન કાળે ગુરૂની આજ્ઞા માત્ર નિશાળમાંજ રહે છે, તેમાં પણ કદી દૈવયોગે કોઈ છોકરાને કંઈ વિશેષ શિક્ષા તેના ખાસ ગુન્હામાટેજ કરવામાં આવી હોય તો ગુરૂની દક્ષિણામાં તેનાપર ફરિયાદ મંડાય છે. તેથી હાલની ચીંતા નહી જેવીજ છે.

ચોપાટનો વચલો ભાગ વળોટયા પછી જમણા હાથ તરફના વિભાગમાં આવવાથી ઘણીક જાતની ફીકર તેમજ કોઈ મારશે તેવો ભય વારંવાર રહેવાથી ઝટ કેમ ચલાય તેવી કાળજી રહે છે તેમજ આ સુષ્ટિરૂપ ચોપાટમાં જે બિજો માર્ગ વસ્તી વિનાનો ભાગ કલ્પ્યો છે અથવા પુરૂષાર્થનો રસ્તો છે તે છે. ત્યાં પણ તેમજ બને છે; કારણ કે નિર્જન રસ્તામાં અનેક રીતની ફિકર તેમજ કોઈ ચોર મારી નાંખે તેવો ભય ઉત્પન્ન થાય છે, તથા પૈસો કેમ મેળવવો ? અને મળ્યો તો તે કેમ સાચવવો, ? તેવી કાળજી ત્યાં પણ થાય છે. એવીજ રીતે આ શરીર ચોપાટમાં પણ તમોગુણ રૂપ બિજા વિભાગમાં આવ્યાથી ઉપર પ્રમાણે બને છે. તમો ગુણને બિજો વિભાગ ગણવાનો હેતુ એ છે કે તે બાળ અવસ્થા પછી પ્રાપ્ત થાય છે, તેમાં સ્થિતિ તમો ગુણ જેવીજ હોય છે, કદી ત્રણ વિભાગને ત્રણ પુરૂષાર્થ સાથે સરખાવતાં બીજો રસ્તો અર્થનો ગણીયે તો કામ એ પ્રથમનો ગણાય, જેમકે (કામ ધર્મ, અર્થ) આ પ્રમાણે કામ પેહેલે વિભાગે આવે છે ત્યાં તાત્પર્ય એ છે કે પેલે વિભાગે કામ જીતવો છે.

અપૂર્ણ.

# पारितोषिक सभा

ગયા કાર્તિક વદ ૧૧ ને શુક્રવારને દીવસે રાત્રીના આઠ વાગે વેદ ધર્મ સભા તરફથી, અભ્યાસ કરનાર વિદ્યાર્થિઓને પારિતોષિક (ઇનામ) આપવાને માટે વૈદ્ય પ્રભુરામ જીવનરામને ત્યા તેમના આમંત્રણથી એક સભા મળી હતી તેમા નીચેના ગ્રહસ્થોએ હાજરી આપી હતી શેઠ ધરમશી મોરારજી ગોકળદાસ, વેદધર્મ સભાના મંત્રી, શેઠ દ્વારકાદાસ ધર્મસી, રા રા લલુભાઈ શામળદાસ, મનમોહનદાસ દયાળદાસ શરાફ, શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસ, શેઠ મોતીલાલ કાનજી ધર્મસી, શેઠ વિઠ્ઠલદાસ દામોદર ઠાકરશી મૂળજી વિગેરે આશરે બસોથી અઢીસો સ ગ્રહસ્થોએ આમંત્રણ સ્વિ કારી હાજરી આપી હતી તે શિવાય શાસ્ત્રી વર્ગમા, શાસ્ત્રી જીવરામ વલુરામ, શાસ્ત્રી રણછોડજી ઉદ્ધવજી, શાસ્ત્રી નાથજી, શાસ્ત્રી હરિશંકર, વિગેરે બીજા શાસ્ત્રીઓ પણ પધાર્યા હતા

શરૂઆતમા શાસ્ત્રી જીવરામે પાઠશાળામા અભ્યાસ કરનાર વિદ્યાર્થિઓની મોઢેથી પરિક્ષા લીધી હતી જેમા પાસ થયેલા સારા વિદ્યાર્થિઓને યોગ્ય ઇનામ વહેંચી આપ્યુ હતુ તે પછી શાસ્ત્રી જીવરામે ધર્મ સબંધી વ્યાખ્યાન આપી મનુષ્યને સ્વધર્મમા રહેવા માટે સૂચવ્યુ હતુ ત્યાર પછી તેને અનુમોદન શાસ્ત્રી નાથજીએ આપતા પ્રાચીન દૃષ્ટાન્તો આપી પુનઃ ધર્મ પરાયણ રહેવાને સૂચવ્યુ હતુ

આ બન્ને શાસ્ત્રીઓનુ વિવેચન થૈ રહ્યા બાદ તેજ વિવેચનને અનુસરતા વિષય પૂર્વક શાસ્ત્રી દામોદર કાનજીએ તમામ સગીત સાહિત્યો સાથે ગુજરાતી ભાષામા હરિકીર્તન શરૂ કર્યુ હતુ

શરૂઆતમા દરેક મનુષ્યો દુઃખાકાક્ષી નથી પણ સુખાકાક્ષી છે અને સુખના સાધનો સર્વ ખોળે છે ને તેને માટે દરેક મનુષ્ય મથે છે તો ખરા સુખનુ મથન કરી ચાર પુરુષાર્થ સિદ્ધ કરવાને મર્વેએ યોજનુ આમ સૂચવતા તે ચાર પુરૂષાર્થમા પ્રથમ ધર્મનુ વિવેચન કરી ધર્મ શબ્દનુ રૂપથી કરણ કરી શ્રી કૃષ્ણે ધર્મમા પ્રેરવા માટે એક વખત અર્જુનને ગીતાનો બોધ આપ્યો છતા તે ધર્મ પરાયણ છે કે નહિ તેની પરિક્ષા લેવા, શ્રી કૃષ્ણે બીજી

વખત પ્રેરણા કરી અને અર્જુન સામે પોતે લડાઈ કરવા ઉભા રહ્યા જેથી અર્જુનને પુનઃ મોહ થતાં ધર્મ ભ્રષ્ટ થતા હતા તે વખતે શ્રી કૃષ્ણે પુનઃ બોધ આપી અર્જુનને ધર્મ પરાયણ કર્યા તે સંબંધે ઐતિહાસીક દૃષ્ટાંત ચલાવી વિશેષ ધર્મ પ્રતીપાદન કરી, છેવટ ટુંકામાં તે ધર્મદ્વારા અર્થ કામ અને મોક્ષ એ ત્રણ પુરૂષાર્થને પ્રાપ્ત કરવાની સૂચના કરી હરિકીર્ત સમાપ્ત કર્યું હતું.

હરિકીર્તન સમાપ્ત કર્યા પછી શેઠ દ્વારકાદાસ ધર્મસીએ હરિકીર્તનકારની પ્રસંશા કરી હતી અને ઉત્તેજન આપવાને લાયક છે એમ જણાવ્યું હતું. ત્યાર પછી વૈદ્યરાજ પ્રભુરામના આવા ધર્મ સંબંધી પ્રયાસને માટે સર્વ ગ્રહસ્થોએ ધન્યવાદ આપ્યો હતો ત્યાર બાદ આનંદપૂર્વક સભા મોડી રાત્રે વિસર્જન થૈ હતી–

---

## धर्मसभा.

---

બ્રમ્હચારી રામેશ્વરાનંદજીની પ્રેરણાથી તા૦ ૨૫ ડિસેમબર થી તા૦ ૨૯ સુધી પાંચદિવસ પર્યંત બાહારગામના વિદ્વાન પંડિતો અને ગામના શાસ્ત્રી ઓને આમંત્રણ કરી વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામના પ્રમુખપણા નીચે અને ડા૦ પોપટ પ્રભુરામ અને વૈ. નારાયણ ત્રંબકના સેક્રેટરીપણા નીચે ધર્મ સભા એકત્ર થઇ હતી તેમાં છત્રીસ ધર્મસંબંધી પ્રશ્નોનું વિવેચન કરાવામાં આવ્યું હતું.

**बहार गामथी पधारेला पंडितो** કાશીના સમર્થ વિદ્વાન મહામહોપાધ્યાય પંડિત, શિવ કુમારમિશ્ર ઈટાવાના પંડિત ભિમસેન શર્મા, કરૂક્ષેત્રના પંડિત ગરૂડધ્વજ, આગ્રાના સેન્ટ જાન્સ કોલેજના પ્રોફેસર પંડિત ધનશ્યામ શર્મા, અલીગઢના પંડિત ટીકારામજી, અમદાવાદના શાસ્ત્રી રામકૃષ્ણજી, જામનગરના શાસ્ત્રી હાથીભાઇ, વડોદરાના શાસ્ત્રી છોટૂમહારાજ, કોલ્હાપૂરનાગણેશ શાસ્ત્રી, મોરબીના શીઘ્રકવિ શાસ્ત્રી શંકરલાલ વિગેરે પધાર્યા હતા શિવાય શાસ્ત્રી નાનુંરામજી, શાસ્ત્રી રણછોડજી, શાસ્ત્રીનાથજી તથા શાસ્ત્રી પ્રાણજીવન વગેરે ગામના શાસ્ત્રીઓ પણ સભામાં પાંચેદીવસ હાજર હતા.

છવ્વીસ પ્રશ્નો

૧ વેદોના સ્વત પ્રામાણ્ય સબધી અને અપૌરૂષેય સબધી વિચાર
૨ મન્ત્રોનુ તથા બ્રાહ્મણોનુ અપૌરૂષેયત્વ છે કે કેવળ મન્ત્રોનુ ?
૩ તે સમકાલીન છે કે વિષમકાલીન છે ?
૪ ભુતસૃષ્ટિની પહેલા વેદોનો પ્રાદુર્ભાવ છે કે તેના પછી ?
૫ વેદનિર્માણ કરનાર વિગ્રહવાન્ હતા કે વિગ્રહરહિત ?
૬ ઋષિઓ મન્ત્રદ્રષ્ટા કહેવાય છે તેમા મન્ત્રદ્રષ્ટૃત્વ તે શુ ?
૭ વેદમા કહેલા મધુચ્છંદ, ભરદ્વાજ આદિ મન્ત્રદ્રષ્ટા ઋષિઓના નામોનો અર્થવિચાર
૮ યજ્ઞના દ્રવ્ય દેવતાનો વિચાર, તેમા યજ્ઞમા પશુહિસા સબધે કર્તવ્યા કર્તવ્યનો વિચાર
૯ (વેદના) ૭ અગોના સમયનો વિચાર
૧૦ દર્શનોનો પરસ્પર વિરોધ પરિહાર તથા સમય વિચાર
૧૧ યજ્ઞદેવતા વિગ્રહવાળી છે કે વિગ્રહરહિત છે ?
૧૨ બુદ્ધના અને જૈનના દર્શનો ષડદર્શનના પછી થયા છે કે કેમ ?
૧૩ સ્મૃતિઓના કર્તૃત્વાદિનો વિચાર
૧૪ સ્મૃતિઓ પહેલી કે વ્યવહાર પહેલો ?
૧૫ કલિમા ક્ષત્રિય વૈશ્ય જાતિની હયાતિ અને તેઓનો ઉપનયન વિચાર
૧૬ કન્યાના તથા વરના વિવાહને યોગ્ય વયનો વિચાર
૧૭ ચાતુર્વર્ણ્ય વિભાગ ગુણકર્મથી કે જન્મથી ?
૧૮ દ્વિજોને દ્વીપાન્તર જવુ ઉચિત છે કે નહિ ?
૧૯ પોતપોતાની જાતિમા સામાન્ય રીતે ભોજન લેવાનો અને ભોજનવ્યવહારવાળી જાતિ સાથે કન્યા વ્યવહારનો વિચાર
૨૦ સ્ત્રી કેળવણીનો અને ગૃહકાર્યમા સ્ત્રીઓના મુખ્યપણાનો વિચાર
૨૧ ક્ષત્રિયોની ધર્મોન્નતિ વિશે વિચાર
૨૨ ચૌદ વિદ્યાના પઠનપાઠન કરવા સબધી વિચાર
૨૩ પુરાણ ઇતિહાસમાના સદિગ્ધ વિષયોનો વિચાર અને તે કયારે કયારે રચાયા તેનો વિચાર
૨૪ વિધવાવિવાહ શાસ્ત્રવિરુદ્ધ છે કે નહિ ?
૨૫ વર્ણ તથા આશ્રમ ધર્મો માટે કલિમા વિશેષ વિચાર
૨૬ પતિતોને પાવન કરવા સબધી વિચાર

ઉપર જણાવેલાં છવીશ પ્રશ્નોનો ખુલાસો મેળવવા માટે મળેલી શાસ્ત્રીઓની સભામાં પ્રથમ વિદ્વાન પ્રમુખ તરીકે સર્વાનુમતે પડિત નાનુ રામજીને પંડિતજી શિવકુમાર હાજર ન થવાથી નીમ્યા હતા.

**भाषण क्रम:**— પહેલે દીવસે પ્રમુખપદે બિરાજેલ પંડિત નાનુ રામજીએ સભાનો આરભ અને છવીશ પ્રશ્નોનું ઉપોદ્ઘાતના રૂપમાં વિવેચન કર્યું હતુ. બીજે દીવસે શાસ્ત્રી નાથુરામજીએ ખગોળથી પોતાના વ્યાખ્યાનમાં વેદનું અનાદિત્વ પણું સતોષ કારક સિદ્ધ કરી આપ્યું હતુ. ત્યાર બાદ ભીમસેન શર્માએ પેલા પ્રશ્નથી નવમા પ્રશ્નનું વિવેક કર્યું, ગરૂડ ધ્વજજીએ મિમાંસાની રીતોની આવશ્યકતા સંબધે વિવેચન કર્યું, ત્યાર પછી શાસ્ત્રી રામકૃષ્ણ અને શાસ્ત્રી હાથી ભાઇએ ઉપલા વ્યાખ્યાનના અનુમોદન તરીકે વિવેચન સારી રીતે કર્યું હતું.

ત્રીજે દીવસે, ગયે દીવસે કરેલા નવ પ્રશ્ન સુધીના વિવેચનનો ભીમ સેન શર્માએ ઉપસંહાર કરી ૯ થી ૧૮ પ્રશ્ન સુધી આગળ વિવેચન ચલાવ્યા બાદ છોટુ મહારાજે દર્શનોનો પરસ્પર વિરોધ પરિહાર સંબંધે ટુંકામાં વિવેચન કરી ભીમસેન શર્માના નવમા પ્રશ્નના વિવેચનને અનુમોદન આપ્યું હતુ બાદ રામ કૃષ્ણ શાસ્ત્રીએ નવથી સત્તરમાં પ્રશ્નનું અનુમોદન આપ્યું, પડિત ઠાકુર પ્રસાદે સોળ તથા સત્તરમાં પ્રશ્નને અનુમોદન આપ્યું ત્યાર પછી ગણેશ શાસ્ત્રીએ એકવીશમાં પ્રશ્ન ઉપર વ્યાખ્યાન ચલાવ્યું હતું પડિત હરિહર અને શાસ્ત્રી નરહરિએ બાવીશમાં પ્રશ્ન ઘણું સારૂં વિવેચન કર્યું હતું. પડિત ધનશ્યામજીએ ચોવીશમા પ્રશ્નનું વિવેચન, પંડિત રામકૃષ્ણજીએ ચોવીશથી છવીશ પ્રશ્ન સુધીનું વિવેચન, પં० હાથીભાઇએ સતરમા પ્રશ્નનું વિવેચન, અને રામકૃષ્ણ શાસ્ત્રીએ વીશમા પ્રશ્નના વિવેચનની સમ્મતિ; આપી હતી

शास्त्रीओ तथा पडितोना भाषणोनो टूकसार.

### પડિત ભીમસેનશર્માનુ ભાષણ ૧

પંજાબવાળા પડિત ભીમસેનશર્મા બોલ્યા કે, વેદ શાસ્ત્રથી મારો મત બંધાયલો છે અને વેદને પોતાના પ્રમાણ શિવાય બીજાના પ્રમાણની જરૂર રહેતી નથી. વેદરૂપી સૂર્યનો પ્રકાશ બીજાઓથી જોઇ શકાય નહિ તેમાં જોનારનોજ દોષ કહેવાય, વેદમાં અગ્નિની સર્વ વ્યાપકતા સિદ્ધ કરેલી છે. જે માણસમાં જેટલી યોગ્યતા હોય તે પ્રમાણે તે વેદની વ્યાપકતા જાણી શકે છે.

વૈદિક સિદ્ધાંત એવો છે કે, દરેક માણસને એક અથવા બીજી રીતે તે માનવો પડે છે જેમકે ચોરી કરવી એ પાપ છે એમ સર્વ કોઈ પ્રજા માને છે પરંતુ વેદના સિદ્ધાંત એજ છે એમ તેમનાથી સમજાતુ નથી જેમની બુદ્ધિ વિશુદ્ધ છે તેઓ વેદના દરેક સિદ્ધાંત માને છે અને જેમની મતિ મલીન છે તેઓ બીજી રીતે પણ તેનાજ સિદ્ધાંતને સ્વીકારે છે જેની જેવી મતિ તેને તે પ્રમાણે દેખાય છે દાખલા તરીકે જેઓ કામી હોય તેઓ સ્ત્રીમય જગત જુવે એ સાહજીક છે દિવ્યચક્ષુનાજ એ પ્રતાપ છે શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને જ્યારે પોતાના દિવ્યચક્ષુ આપ્યા ત્યારેજ તે ખરી વસ્તુનુ દર્શન કરી શક્યો હતો વેદ કોઈ વેળા પ્રકટરૂપ, અને કોઈવેળા અપ્રકટરૂપે રહેના હશે આખી સૃષ્ટિ તેના પછી ઉત્પન્ન થઇ છે એમ મારૂ માનવુ છે વેદના મંત્રો ઉપરથી ઋષિઓના નામ લીધેલા છે તેથી એમ ન ધારવુ કે તે તે ઋષીઓની કવાઓ વેદમા છે વેદથી સવળો ધર્મ પ્રકટ થયો છે તેમા પશુહિંસા નથી સ્મૃતિમા અહિંસા ઇત્યાદિનુ પુષ્કળ વર્ણન કરેલુ છે અને અહિંસા એ ધર્મદ્વાર ગણાયલુ છે વેદનો સિદ્ધાંત અહિંસા ઉપર છે શાસ્ત્રોના નીયમ પ્રમાણે ચાલવુ એ વિહિત કર્મ છે પરંતુ તેથી કઈ એમ માનવામા આવતુ નથી કે, વેદમા હિંસા છે હિંસાને સ્મૃતિઓમા અધમ ગણેલી છે અને અમારો તેને મળતો અભિપ્રાય છે

વેદ જેમ મનુષ્યના બનાવેલા નથી તેમ, બ્રાહ્મણ ગ્રંથો પણ પુરૂષના બનાવેલા કહી શકાય નહિ વેદ મંત્રો ઉપર તેમા ટીકા થયેલી છે તે ખરુ છે પરંતુ મારૂ માનવુ એવુ છે કે, મંત્ર બનાવનારેજ ટીકા કરેલી છે વેદમા બહુના એવુ જોવામા આવે છે અથર્વ વેદના મંત્રોમા એક મંત્ર અને બીજો તેની ટીકારૂપ હોય એવો ક્રમ જોવામા આવે છે તે અને તેના અંગોમા ઇતિહાસ સમાયલો છે એમ બતાવી શકાય તો પણ વેદની સાથેજ તેના અંગો પણ મનુષ્યકૃત હરતા નથી આ બાબતને વધારે સ્પષ્ટ કરતા ભાષણ કર્તાએ જણાવ્યુ કે ઉદાહરણ તરીકે પાણિનિ મુનિના વ્યાકરણ મંત્રો એને હુ અનાદી માનતો નથી પરંતુ વેદના પ્રકટ અંગોમા પ્રતિવાહિત થતી વિદ્યા અનાદિ અને અપૌરૂષેય છે વેદના દેવતાઓ શરીરવાન છે કે નહિ તેના સબંધમા બે મત છે, પરંતુ હુ એવો મત ધરાવુ છુ કે દેવતાઓ તો શરીરવાળા નહિ પરંતુ તેને શરીરવાળા વર્ણવી એક આલંકારીક સ્વરૂપ બનાવ્યુ હશે, જેમકે, વાયુ અંગ રહિત વર્ણવી શકાય અને અંગવાન પણ વર્ણવી શકાય

ઉપર પ્રમાણે ભીમસેન શર્માનું વિવેચન થયા બાદશાસ્ત્રી વ્યંકટાચાર્યે વિવેચન કર્યા પછી સભાના સેક્રેટરી ડો. પોપટ પ્રભુરામે જણાવ્યું કે, આજ પહેલા નવ પ્રશ્નો ઉપર વિવેચન કરવામાં આવ્યું છે; અને વખત ઘણો થઇ જવાથી સભા આવતી કાલ ઉપર મુલતવી રાખવામાં આવે છે.

પંડીત ગરૂડધ્વજનું ભાષણ.

ત્રીજે દીવસે મંગળાચરણ કરી કરૂક્ષેત્રવાળાપંડિત ગરૂડધ્વજે તે પછી વેદનું અનાદિત્વ સિદ્ધ કરતાં પોતાનું ભાષણ શરૂ કર્યું કે, મન્વંતરથી મન્વંત સુધી હમેશાં શાસ્ત્ર પ્રમાણે ધર્મનો નિર્ણય કરી લેવાનો છે અને શ્રુતિ એટલે વેદ અને સ્મૃતી એટલે ગ્રંથ તે ઉપરથી તેનો નિશ્ચય થાય છે. ધર્મનું દર્શન કરવાને માટે દિવ્ય નેત્રોની અગત્ય છે. ભગવાને અર્જુનને દિવ્ય નેત્રો આપ્યાં ત્યારેજ તે દિવ્ય વસ્તુ જોઇ શકયા હતા. જીજ્ઞાસુ પુરૂષોને ધર્મ જોવાને વેદ એ દિવ્ય ચક્ષુ સમાન છે, લૈકિક દૃષ્ટાંત આપી તેમણે શ્રોતાઓને સમજાવ્યું કે, ધર્મશાસ્ત્રો વડેજ વેદની મહત્તા જોઇ શકાય છે. જે ચર્મચક્ષુથી સાંસારિક વ્યવહારનું નરીક્ષણ થાય છે તે ચક્ષુથી અને નાસ્તિક વૃત્તિથી ભગવાન વેદનું નિરીક્ષણ થતું નથી. ધુમાડો હોય ત્યાં અગ્નિ પણ હોયજ એ ન્યાયને અનુસરીને જોતાં જેમાં અલૌકિક સત્ય હોય ત્યાં ઈશ્વરજ હોય એમ માનવું પડે છે ત્યારે વેદમાં એવું અલૈકિક સત્ય છે કે જે સાક્ષાત્ ઈશ્વર રૂપજ ગણાય છે. વેદ આવા અનાદિ સત્ય અને પુરૂષથી નહિ રચાયલા હોવાથીજ વેદથી પ્રતિપાદ્ય તે ધર્મ કહેવાય છે. રાજા, પ્રજાની રક્ષા માટે છે ત્યારે રજાની રક્ષા તે તેની રાજનીતિ છે બ્રાહ્મણ, જન્મથીજ ઉપનયનનો અધિકારી છે તેમાં ગુણ કર્મનો સંબંધ નથી. ગુણ કિંવા કર્મથી બ્રાહ્મણ થઈ શકતો નથી અને જે ગુણ કર્મથી બ્રાહ્મણત્વમાંથી ભ્રષ્ટ થાય છે તેને તો ઉપવીતનો અધિકારજ નથી. ગૌતમ કહે છે કે, આપદ વાક્ય એજ વેદ અપૌરૂષેયત્વનું પ્રમાણ છે. ભગવાન જૈમિની મુનીએ મીમાંસા શાસ્ત્રમાં અતિ વિસ્તારથી વેદને અનાદી અને અપૌરૂષેય પ્રતિપાદન કરેલો છે, જ્યારે વેદ અપૌરૂષેય છે ત્યારે તેના અંગ પણ તેવાંજ ગણાવાં જોઈએ.

સભાનો છેલો દીવસ—તા૦ ૨૯ સેમ્બર ૧૯૦૧.

આ દિવસે મહામહોપાધ્યાય પંડીત શીવકુમારજીએ ૨૯ પ્રશ્નો ઉપર પોતાના વિચાર જણાવ્યા હતા. ત્યાર પછી ધર્મ સભાનું કામ પુર્ણ થતાં વૈદરાજ

પ્રભુરામ જીવનરામે પડીતજી શિવકુમારનો મડપના પ્રમુખ તરીકે કેટલોક વખાણવા લાયક કામ માટે તેનો ઉપકાર માન્યો હતો, જેને મી મનમોહન દાસ દયાળદાસે અનુમોદન આપ્યુ હતુ આ પછી મી મગળદાસ જમનાદાસે વ્યવસ્થાપક કમીટી તથા સેક્રેટરી રાવબાહાદુર નારાયણ નેબક તથા ડાક્ટર પોપટ પ્રભુરામનો ઉપકાર માનતા તેમણે કરેલી વખાણવા લાયક વ્યવસ્થાને માટે કેટલુક વિવેચન કીધુ હતુ આ સર્વે દરખાસ્તો હર્ષનાદ સાથે પ્રસાર થઈ હતી આ પછી બ્રહ્માચારીજી રામેશ્વરાનદજીએ બહારગામથી પધારેલા પડીતો તથા મુબઇના બીજા શાસ્ત્રી અને પડીતોનો સત્કાર કર્યો હતો દરેકને આવના જવાનુ ભાડુ તથા યોગ્ય દક્ષણા આપવામા આવી હતી, આ પ્રમાણે લગભગ ૨૦૦૦ ) રૂપીઆ દક્ષણાઓમા આપવામા આવ્યા હતા, તે પછી આગળ જણાવ્યા પ્રમાણે પડીતોના સન્માનમા એક સરઘસ કાઢવામા આવ્યુ હતુ જેની અદર, દરેક પડીત ને બ્રહ્મચારીજી તરફથી મળેલા પોશાક સાથે સર્વે પડિતો સરઘસમા ગયા હતા, બ્રહ્મચારજીને આ વખતે વૈદરાજ પ્રભુરામ જીવન રામે સન્માન પૂર્વક રોલુ ઓઢાડી તેમને માટે તૈયાર રાખવામા આવેલી ચાર ઘોડાની ગાડીમા બેસાડવામા આવ્યા હતા જેની અદર તેમની સાથે મહામહોપાધ્યાય પડીતજી શીવકુમારજી, વૈદરાજ પ્રભુરામ જીવનરામ શાસ્ત્રી જીનરામ તથા પડીતજી નાનુરામજી બીરાજ્યા હતા તેમજ બીજા દરેક પડીતોને બે ઘોડાની ગાડીમા પધરાવવામા આવ્યા હતા આ પ્રમાણે બનેલુ સરઘસ ઘણુજ લાબુ થયુ હતુ અને તે નળબજાર, ભોઇવાડો, ભુલેશ્વર, કુભાર ટુકડો અને કાવસજી પટેલના તળાવને રસ્તે પાછુ માધવ બાગમા આવ્યુ હતુ આ સરઘસ નીકળવાની લોકોને આગમચથી ખબર હોવાથી ઠેકાણે ઠેકાણે પડીતોના દરશન કરવાને માટે માણસોના ટોળે ટોળાનો જમાવ થયો હતો અને જેમ જેમ સરઘસ આગળ વધતુ ગયુ તેમ તેમ ધર્માભિમાની ગ્રહસ્થો તેની અદર દાખલ થતા ગયા હતા પોલીસે આ વખતે ઘણોજ સારો બદોબસ્ત રાખ્યો હતો તથા દરેક પડીત અને ગ્રહસ્થોની સગવડ તરફ સેક્રેટરીઓએ પુરતુ ધ્યાન આપ્યુ હતુ માધવ બાગમાથી નીકળતા તે પાછુ પહોચતા સુધી લગભગ બે હજાર માણસોએ તેમા ભાગ લીધો હતો સરઘસ, માધવ બાગમા પાછુ આવતા લક્ષ્મી નારાયણના દર્શન કરી સમાજ સ્થાનમા સર્વે ગ્રહસ્થો પાછા બીરાજ્યા હતા જેવખતે મોરબી નિવાસી શિવકવિ શકરલાલ માહેશ્વરે

આ સભા સંબંધી રચેલી સંસ્કૃત કવીતા વાંચી સંભલાવવામાં આવી હતી, આ વખતે શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસ તથા શેઠ ધરમસી મોરારજી ગોકળદાસે પંડીતોનું સન્માન કર્યું હતું. સમાજના સેક્રેટરી ડા. પોપટે આ વખતે સમાજની વ્યવસ્થામાં જો કંઈપણ ન્યુનતા રહી ગઇ હોય તો તેને માટે સમાજની ક્ષમા ઇચ્છી હતી અને પોતાની મદદમાં રહેનાર મી. છોટાલાલ ઝવેરદાસ, મી. રણછોડદાસ તથા મી. રામચંદ્ર વગેરેનો ઉપકાર માન્યો હતો. આ પછી ડા. પોપટે સભા વીસર્જન થવાનું સર્વને જણાવ્યુ હતું.

સભામાં ગવાએલી શાસ્ત્રી શકરલાલની કવિતાઓ.

**श्रेयःश्रियदिशतु दैवतसार्वभौम श्रीराजराजपरमेश्वर आशुतोषः**
**यस्येश्वरस्य करुणा कणिकापिकापि श्रेयश्रियदिशतिकामपिकामपूरां**

અપૂર્ણ.

## वेदधर्म सभाने मळेली भेट.

આ લેખ લખવાને અત્યંત સંતોષ ઉપજે છે કે આફ્રીકાથી એક ગ્રહસ્થે આ સભાની ઉત્તમ યોજના અને તેનાં ધર્મોતેજક ઉત્તમ કર્તવ્યોથી પ્રસન્ન થઈ. તેને ઉત્તેજન આપવાને ખાતર રૂ. ૧૦૦ સો નિ સ્વાર્થ બુદ્ધીથી ભેટ દાખલ મોકલ્યા છે તે ઉપકાર સાથે સ્વિકારતાં જણાવવાનું કે बहुरत्नावसुंधरा પરદેશ વાસી થયા છતાં સ્વદેશ અને સ્વધર્મને ઉત્તેજન આપનારાં આવાં મહાન રત્નો હજુ વિદ્યમાન છે ખરાં. જગતમાં જે કોઈ કાંઈ કરે છે તે બન્ને રીતે લાભ મેળવવાને ખાતર એટલે કે કીર્તિ અને ધર્મોત્તેજન, આમાં વિશેષે કરીને ધર્મોત્તેજન કરતાં કીર્તિ ઉપર કેટલાક લોકો વિશેષ લક્ષ આપે છે. તેવી રીતે ઉપલી રકમ ભેટ તરીકે મોકલનાર ગ્રહસ્થે પોતાનું નામ બહાર પડવાની ના કહેલ છે તે ઉપરથી સ્પષ્ટજ જણાય છે કે તેમણે કીર્તિમાટે કાંઇપણ લક્ષ આપ્યાવિના કેવળ ધર્મને ઉત્તેજન આપવાને ખાતરજ મોકલેલછે આ એક ઉદાહરણથી ધર્મોત્તેજક મનુષ્યોને આનંદ સ્ફુર્યાવિના નહિં રહે, ઉપરનું ઉદાહરણ લક્ષમાં લૈ દરેક ધર્માભિમાની મનુષ્યો આમ નિસ્વાર્થ બુદ્ધીથી કીર્તિની દરકાર કર્યા વિના આવાં દરેક ધર્મ કાર્યો લક્ષમાં લેવાને ઉત્સુક રહેશે એવી અમે આશા રાખીએ છીએ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ ]     માઘ, સંવત્ ૧૯૫૮     [ અંક ૪ થો

## ॥ यतो धर्मस्ततो जय. ॥

### आर्याभ्युदयार्थ

#### प्रभुप्रार्थना

(आशागोडी—ताल दीपचंदी)

तन बळ बुद्धि वधारो विश्वंभर! तन० टे०
निज पर भेद रुपी दुमनने आप सदैव निवारो—वि०
सप सदौषध अर्पि अहोनिश आर्य प्रबळता पसारो—वि०
कुटिलपणु परित्याग करावी स्वांत सदैव सुधारो—वि०
विद्या कुशळ बनावी जनोनो निज पुरुषार्थ वधारो—वि०
सन्मति सबळ समर्पि कृपाधन! निजजन आप उद्धारो—वि०
सौख्य अनंत समर्पु अमोने अनहद तम उपकारो—वि०
सत्पथ प्रेरक बनीने वधारो शुभकर नित्य प्रचारो—वि०
पालक आप स्वरूप प्रगट करी अमृत रस सींचतारो—वि०
मम याञ्चा ए सफळ करो प्रभु! आश्रय एक तमारो—वि०
भारत उदय स्पृही दामोदर नमन करेछे हजारो—वि०

તે જમીને તેનો કસ ચૂસી લીધેલો હોય છે પણ ખેતરમાંજ ખાતર પડતું હોય તો તેનો ખરો કસ તેમાંજ રહે છે તેથી આણેલા ખાતરમાં ઓછા કસને લીધે જમીન પણ ઓછા કસવાળી કાયમ રહેવાથી પાક ઓછો થાય. તેમ જો તેનો રક્ષક કાયમ રાત્રી દીવસ ખેતરમાંજ રહેતોહોય તો તૈયાર થયેલા પાકને જાનવરો કે ચોર લોકો બગાડ ન કરી શકે પણ તેનો માલીક અન્ય સ્થળે રહેતાં તેવી જાતનો બગાડ થાય જેથી પાછો તેને પરીણામે પણ પાક ઓછો આવે, પોતાના ખેતરમાં વસવાથી પશુઓ માટે ચારો ઘેર લાવવાનો પણ યત્ન ન કરવો પડે અને ફોકટનો વખત ન જાય અને ખાતર લાવવાને માટે પણ શ્રમ ન લેવો પડે. ચારો વિગેરે લાવવામાં જે વખતનો વ્યય થાય તે વખત બચતાં તેનો જમીન ખેડવા વિગેરેમાં ઉપયોગ લેવાથી પણ એક મોટો લાભ થાય છે. ઉપર પ્રમાણે વિવેચન કરી તે જર્મની વિદ્વાન, ખેડૂતોને પોતાના ખેતરમાં વસવાથી ખેતીનો લાભ થાય છે અને ખેતર છોડી ગામમાં વસવાથી સર્વ રીતે હાનીજ થાય છે અને તે હાનીને પરીણામે દ્રવ્યથી નબળા પડી ગયા અને પડતા જાય છે એમ સૂચવે છે એટલુંજ નહિં પણ ખેડૂતના ગામમાં રહેવાથી શારીરિક પણ નુકશાન છે. એટલે ગામમાં રહેવાથી પશુઓના છાંણ વિગેરે જે હમેશનું ખાતર હોય તે એક જગ્યાએ પોતાના ઘર આગળ નાખીને મોટો ઉકરડો કરે છે. તે લાંબે દહાડે કોહી જઈ તેમાં અનેક જંતુઓ એકઠા થાય છે જે જંતુઓ કોલેરા વિગેરે શારીરિક વ્યાધીના મૂળરૂપ થૈ પડી શરીરને હાની કરે છે એટલુંજ નહિ પણ તેથી તે ખાતરનો ખરો કસ ચૂસાઈ ખાતરને નિસ્સત્વ કરીને તે રસ ચૂસનારી જમીન, ઉલટી ભેજવાળી બની માણસો વસવાને નાલાયક ને વ્યાધીના કારણભૂત બને છે. અને તે જમીન, આજુબાજુની જમીન પણ બગાડે છે. આટલી સૂચના કરી છેવટ જમીનની ગરીબી તથા પોતાની ગરીબી મટાડવાનેખાતર અને શારીરિક આરોગ્યતા વધારવા ખાતર તેમજ આર્યાવર્તમાં અનાદિ કાળથી ચાલ્યા આવતા અને ખરેખરા ખેતીના ઉદ્યોગની એ મહા મોટી ખામી સુધારવાને ખાતર, દરેક ખેડૂત વર્ગને પોતાના ખેતરમાં વસીને ખેતરને બરાબર સંભાળવાને માટે ભલામણ કરે છે.

ઉપરની મહાન વિદ્વાનની ખરેખરી લોકપ્રિય સૂચના સામેપણ કેટલાકો જમીનમાં એકલા રહેવાને ચોર અને હિંસક પ્રાણીઓની અડચણ

બતાવશે તેનો સક્ષેપમા એક પ્રથમ ઉત્તર આપેલછે તથાપી જણાવવાનુ કે એક જે ગ્રહસ્થનુ ખેતર હોય તેની બાજુમાજ બીજા ગ્રહસ્થનુ ખેતર હોય છે તેની બાજુમા ત્રીજાનુ હોયછે આમ ઉત્તરોત્તર હોવાથી તેને ખેતરના માલીક પોતાનું ઘર કરીને ખેતરમા રહે અથવા ગામમા કુટુબોને રાખીને પોતે ખેતરમા પોતાના પશુઓ સાથે રહે, આમ વધારે ખેતર સાથે સબધ રાખેતો એકલાપણુ ન લાગે તેમ આધુનિક ઈગ્રેજી રાજ્યનો પણ એવો બદોબસ્ત છે કે વિશેષે કરી ચોરનો ભય નજ લાગે પણ માત્ર કહેવાનુ કે પ્રાચીન વખતમા ઉદ્યોગ માટે જે ખેડુતોની આતરીક લાગણી હતી અને ખેતીને વધારવાને ઉત્સુકતા હતી તે ઉત્સુકતા અને લાગણીજ હાલ નષ્ટપ્રાય થૈ ગઈ છે જેને પરીણામે લોકો અને જમીન, બન્ને નબળા પડી જઇ, જે હિદી જમીન આખી પૃથ્વીમા વખણાય છે તે, ઉદ્યોગની ખામીને પરિણામે નિ સત્વરૂપ કલકને પાત્ર બને છે

આમ હિંદુસ્તાનમાં ઉદ્યોગની ખામીનુ ઉપર જણાવેલ ઉદાહરણ આપ્યા શિવાય તે જર્મની વિદ્વાન, એક બીજુ પણ ઉદ્યોગની ખામીનુ આવશ્યક દૃષ્ટાંત આપી લક્ષમા લેવાલાયક સૂચના આપે છે તે એ કે, હિદુસ્તાની લોકો જે છાણ વિગેરેનું ખાતર જમીનમા નાખેછે તેનાથી વિશેષ ઉત્તમ અને સપૂર્ણરીતે ફળપ્રદ ખાતર, ખરેખર હાડકાનુ છે કારણ હાડકા એ એક અન્નમય પદાર્થ છે કારણ કે દરેક પ્રાણીના શરીરમા જે હાડકા વધે છે તે ખોરાકને પરીણામેજ અને તે શિવાય તેમા જમીનને કસવાળી બનાવનારા ફાસફરસ અને ચૂનો વિગેરે કુદરતે રહેલા છે કે જેથી હાડકાના ખાતરથી જેટલો વખત બહુજ ઉમદા કસવાળી જમીન રહે છે તેટલા કસવાળી જમીન, છાણ વિગેરેના ખાતરથી નથી રહેતી તો હાલના વખતમા, એક જગ્યાએ નાખવાથી ઓછા કસવાળુ થૈ ગયેલુ છાણ વિગેરેનુ ખાતર જમીનમા નાખવુ તેતે બદલે એ હાડકાનુ ખાતર નાખવુ એ વિશેષ લાભકારક થૈ પડશે અને એ ખાતર નાખતા ઉત્તમ છાણનુ ખાતર નાખવાની ખાતર પશુ સહિત જગલમા રહેવાની જરૂર નહિં પડે માત્ર તેને સભાળવા ખાતરજ રહેવુ પડશે તે સભાળવા સારૂ તો એક માણસ રહે તોપણ ચાલે

હિદુસ્તાનમાથી લાખો મણ હાડકાઓ વિદેશમા ચાલ્યા જાય છે અને તે હાડકાઓની અનેક વસ્તુઓ બનાવી તેનો વિદેશી લોકો સદુપયોગ કરે છે,

જ્યારે આપણે તેવી ઉપયોગી અને ખરેખરી ખેતીને સુધારી આપણા દારિદ્રને મટાડનારી ઉત્તમ વસ્તુને આપણે નકામી કરી ફેકી દઇએ છીએ અને આપણે હાથેજ આપણે ઉપયોગી વસ્તુનો ત્યાગ કરી ભિખારી બનીએ છીએ. તો આપણા ઉદ્યોગની ખામીને લીધે આપણે અનેક સાધનો છતાં આવી પડેલી ગરીબી હાલતને લીધે દયા ઉપજવા થતાં આપણને એક ઉત્તમ સૂચના કરી આપણું ભલું ઇચ્છનાર એ ઉત્તમ જર્મન વિદ્વાનની સૂચનાને આપણે અનુસરવું જોઇએ.

એ શિવાય ખેતરમાં વાવવાના બીને માટે પણ તે સૂચવે છે કે જે બી, વાવવાનાં હોય તેમાંથી ઝીણા દાણા દૂર કરી માત્ર મોટા મોટા દાણાજ વાવવા માટે લેવા અને તે દાણાઓ ખેડૂતો, કોઠીમાં ભરી રાખેલા હોય તે કાઢીને બારોબાર વાવે છે જેથી કેટલાક ઉગે છે અને કેટલાક ઉગતા નથી કારણ કે જે વસ્તુ, હવા વિનાની જગ્યામાં એકઠી થૈ ઝાઝો વખત રહે છે તેમાં જંતુઓ પડે છે. તે જંતુઓ જ્યારે મોટા થાય છે ત્યારે આપણી દૃષ્ટીએ આવે છે પણ સૂક્ષ્મ હોય ત્યારે દેખાતા નથી પરન્તુ તે સૂક્ષ્મ જંતુવાળો દાણો જમીનમાં વાવવાથી ઉગતો નથી. તો જે દાણા, વાવવા હોય તે કોઠીમાંથી બહાર કાઢી તેના સૂક્ષ્મ જંતુઓ દૂર કરવા માટે પ્રથમ તેને મોરથુથુના પાણીની ભાવના દેવાની જરૂર છે. એટલે દશ શેર પાણી ખૂબ ગરમ કરી તેમાં પોણો શેર મોરથુથુ વાટેલું નાખી હલાવી, પાણી થંડું થયા બાદ પાંચ મણ દાણાને તેમાં ભીંજવી તેને છાંએ સૂકવ્યા પછી તે દાણા વાવવામાં આવે તો તેના સૂક્ષ્મ જંતુઓ નાશ થવાથી તે સંપૂર્ણ રીતે લાભ કર્તા નીવડે છે.

ઉપર જણાવેલ હકીકત ખરેખર ધ્યાનમાં લેવાની જરૂર છે. બીજા ઉદ્યોગમાં પછાત રહેવાથી જે હિંદની ક્ષતિ થશે તેથી સો ગણી, ખેતીના ઉદ્યોગની ખામીથી ક્ષતી થવા સંભવ છે અને તેનો પ્રત્યક્ષ અનુભવ મળે છે, કેટલાંક શ્રદ્ધાળુ ને ભોળાં લોકો સમય તરફ કટાક્ષ કરતાં કહે છે, કે હવે કળીયુગનો વખત આવ્યો જેથી પૃથ્વી, ઓછા રસવાળી થૈ જતાં અન્નાદિકની બરાબર ઉત્પત્તિ થતી નથી. ખરૂં જોતાં એ માન્યતા કાયરની છે પરંતુ ઉદ્યોગી નથી: જો તેમ હોય તો જર્મન અમેરીકા વિગેરેમાં જ્યાં ઉદ્યોગને પરીણામે ખેતીનો પાક સારો નીપજે છે ત્યાં પણ કળીયુગ નડવો જોઈએ. તો તેમ તો છેજ નહિ, જેથી હિંદીલોકોની ઉદ્યોગની ખામીથીજ હિંદી જમીન રસ

વિનાની ગરીબ થતી જાય છે એમ માન્યાશિવાય ચાલશેજ નહિ પ્રાચીન વખતમા જે અનાજ સસ્તા મળતા હતા અને ઘી આદીપદાર્થોપણ થોડી કીમતે પુષ્કળ મળતા હતા અને તે અનાજની પુષ્કળ નીપજથી જે હિંદી લોકો ધનાઢ્ય હતા તેનુ પરિણામ તે વખતે સત્યયુગ હતો એટલે તે સત્યયુગનો ગર્ભિત અર્થ લેવા ધારિએ તો તે ખરેખરી રીતે હતો અને હાલ કલીયુગ છે તેપણ ખરેખરી રીતે છે અર્થાત્ પ્રાચીન વખતમા લોકો, સત્યયુગ એટલે સત્ય ( ખરા ) યુગ ( યોગ )મા તનમન અને ધનથી આસક્ત રહેતા અને તે ખરા યોગ એટલે ખરા ઉદ્યોગ વધારવાને માટે નવી નવી શોધ કરતા હતા અને હાલ કલિયુગ છે એટલે કલી ( કલેશ દુકાળ જન્ય કલેશ થાય તેવો યુગ ( યોગ ) ને માટે મનુષ્યો મથે છે અર્થાત્ હાલમા યોગ એટલે ઉદ્યોગ લોકો એવી જાતનો કરે છે કે જેથી કાળ ( દુકાળ )જ પડે અર્થાત્ ઉદ્યોગની ખામીથી અનાજ વિગેરે વિશેષ ન ઉત્પન્ન થાય જેને પરિણામે હિંદ ભૂમીની ને હિંદવાસીની ગરીબ હાલત થાયછે અપૂર્ણ

---

## सतिकल्पलता

## मदालसा

ગયા અંકને પાને ૧૬ થી

ને તેજ તને હરણ કરનાર રાક્ષસને મારશે માટે ધીરજ રાખજે આમ ધીરજ આપતા તે શાન્ત થઈ તમારી વાટ જોઇ આહીં રહેલી છે અને તેણે યુક્તિ વાપરી પોતાનુ શીયળભંગ થવા દીધુ નથી માટે હે રાજપુત્ર ! હવે આ કન્યાનુ પાણીગ્રહણ કરી તેનુ રક્ષણ કરો અને તમારા મહેલને શોભાવનારી તે સ્ત્રીને આનંદપૂર્વક તમારે મહેલે લઇ જાઓ, પાર્વતી જીની આજ્ઞાથી હુ તમારા લગ્ન કરવા આવ્યો છુ માટે તમારી બન્નેની અનુમતી જણાવો એટલે હુ વિધિથી લગ્ન કરૂ નારદના વચનો સાભળી ઋતુધ્વજ, પોતાનુ મસ્તક નમાવી મદાલસાની સાથે લગ્ન કરવાની પોતાની આતુરતાપૂર્વક અનુમતી જણાવી અને તેવીજ રીતે મદાલસાએ પણ શરમથી નીચુ જોઇ મદહાસ્ય કરી પોતાની અનુમતી, કુંડલા દ્વારા જણાવી

ત્યારે શ્રીનારદજીએ, વિકુંડલાની પાસે કન્યાદાન અપાવવાનો નિશ્ચય કરી, વિધિ પૂર્વક ગાંધર્વ લગ્ન કરી, તે ઋતુધ્વજને આજ્ઞા કરી કે આ તારા અશ્વ ઉપર તારી સ્ત્રી સાથે બેસી હવે તારે મહેલે જઈ તારા પિતાને આનંદથી પરીપૂર્ણ કર. આમ કહી નારદજી સ્વર્ગ તરફ પધાર્યા અને ઋતુધ્વજ, મદાલસાની સાથે અશ્વ ઉપર બેસી પોતાના પુજ્ય ગાલવ ઋષિ ને આશ્રમે ગયા અને પોતાની અનુકંપાથી યજ્ઞમાં અનેક વિઘ્ન કરનાર તાલકેતુના મરણથી સ્વસ્થ બનેલા અને યથેષ્ટ યજ્ઞકરનારા તથા આનંદ પૂર્વક પોતાને અંતઃકરણથી અભિનંદન આપી વેદ ધ્વની કરનારા મહાત્મા ગાલવ મુની અને તેના શિષ્યોના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામકરી બેહાથ જોડી તે દંપતી, તેઓની સન્મુખ ઉભાંરહ્યાં. અત્યંત આહ્લાદિત સુખ યુક્ત તથા પત્ની યુક્ત ઋતુધ્વજને પોતાની સન્મુખ આવીને ઉભેલાં જોઇ માહાત્મા ઋષિજી અત્યંત પ્રસન્ન થઈ બોલ્યા ઋતુધ્વજ ! આપ દંપતીને આ સ્થળે જોઈ મારા આનંદની સીમા આવતીનથી ઇશ્વરે મારી આંતરીક ઈચ્છા પાર પાડી. આ વિશ્વસુદ્ધાપત્યા મદાલસા, પાર્વતીજીને અત્યંત વહાલી છે અને પાર્વતીજીએ તેના પતિ તરીકે આપને નિર્માણ કરેલછે તેમ હુંપણ તેના પતિ આપ થવા રૂપ કાર્ય કયારે ફળી ભૂત થશે ? એ રાહ જોઇ બેઠો હતો અને આપ બન્નેનો સમાગમ શોધવા માટે હું તત્પર હતો તેમાં પાર્વતીજીની પ્રેરણાથી તાલકેતુના મારવાના બાનાથી મેં આપનું આમંત્રણ કર્યું જેને પરિણામે ઈશ્વર સાનુકુલતાથી આપ બન્નેનો સમાગમ થવા રૂપ મારી તથા પાર્વતીજીની ઇચ્છા ફળીભૂત થૈ.

હવે તેમના પિતા વિશ્વસુદ્ધા ગાંધર્વ પાસે વિધિ પૂર્વક લગ્ન કરાવવાની મારી ઉત્કંઠા છે માટે આંહીથી આપણે આપની રાજ્યધાની તરફ જઈ આપના પિતાને આનંદ પ્રદ સમાચાર આપી તે દ્વારા આપના સસરાને બોલાવીએ.

જેવી આજ્ઞા આમ બોલી ઋતુધ્વજ, મહર્ષિ તથા તેમના શિષ્યો અને પોતાની પત્નીની સાથે પોતાના રાજ્યાસ્પદ અયોધ્યા પ્રત્યે આવ્યા અને પિતાપાસે આવી તેને પત્ની સહિત પોતે પ્રણામ કર્યા અને વિનય પૂર્વક બન્ને, એક બાજુ ઉભાં રહ્યાં-શીષ્યોસહિત ગાલવ ઋષિનું આગમન થતાં વિજયવાન રાજા શત્રુજીતે ઉભાં થઇ મહર્ષિને પ્રમાણ કર્યા, તેમની આગતા સ્વાગતા કરી, વિનયપૂર્વક મહત્ આસનપર બેસાર્યા, નિવૃત્તિ મળ્યા બાદ મહર્ષિગાલવ, શત્રુજીત મહારાજને અત્યંત આનંદપ્રદ સમાચાર આપતાં બોલ્યા. શત્રુજીત

મહારાજ ! આપના ઉચિત કર્તવ્યનુ આ એક આપની પાસે ઉભેલુ હર્ષપ્રદ ફળ, આપની બાજુમા ઉભેલા આપના પ્રતાપી પુત્ર ઋતુધ્વજની જોડમા જે ઉત્તમ કુળાગના ઉભેલ છે તે આપની પુત્રવધૂ છે અને વિશ્વસુદ્ધા ગાધર્વાપત્યા છે તમારા પુત્રે, પાતાળ કેતુ રાક્ષસ, તે બાળાને હરી જઈ તેને ધર્મભ્રષ્ટ કરતો હતો તેવામા તે દુષ્ટના પાશમાથી છોડાવી, જેથી પોતાના પ્રાણત્રાણના ઉપકારના બદલામા પોતાનો દેહ, પોતાની આતરિક ઇચ્છાથી તેને અર્પણ કરી, આજન્મ પર્યંત તેની સેવા કરવાને તન ને મનથી તે તેને વરી છે મહર્ષિના એ વચનો સાભળી મહારાજને અત્યત આનદ થયો એટલુજ નહિ પણ ત્યા જે જે મનુષ્યો હતા તે સર્વેના મનમા પૂર્ણાનદ પ્રસર્યો મહર્ષિએ પુન રાજાને સબોધી કહ્યુ શત્રુજીત મહારાજ ! વિશ્વસુદ્ધા ગાધર્વ હજી આ વાતથી અજ્ઞાન છે અને પોતાની પુત્રીના વિયોગથી અગાધ શોક કરે છે તો તેને હર્ષપ્રદ સમાચાર આપી, તેના મનને શાત કરવાની આપણને જરૂર છે મહર્ષિના વચનો અગીકાર કરી રાજાએ ગાધર્વને સમાચાર મોકલ્યા જેથી પુત્રીસ્નેહાધીન ગાધર્વ, પૂર્ણ હર્ષ યુક્ત બની પોતાની પુત્રીનુ નિરીક્ષણ કરવા પરિવાર સહિત અયોધ્યામા આવ્યો ગાલવ ઋષીએ તેની પુત્રીને દુષ્ટ પાતાળકેતુએ આપેલા સકટનુ અને તે દુષ્ટના પજામાથી છોડાવી ઋતુધ્વજે આહી આણી તે સમધે વિશ્વ સુદ્ધા ગાધર્વને સર્વ હકીકત કહી સભળાવી

પુત્રીના દુખનુ વર્ણન સાભળી ગાધર્વની આખમાથી અશ્રુધારાઓ વહેવા લાગી અને તેજ અશ્રુઓ ઋતુધ્વજના શ્રમો [illegible] પુત્રીને સ્વચક્ષુથી આ વખતે સ્વસ્થ અને પૂર્ણાનદ મગ્ન જોઇ હર્ષાશ્રુ [illegible] પડયા ગાધર્વને ગાલવ ઋષીએ પુન કહ્યુ વિશ્વસુદ્ધા ! આપની [illegible]ની, મનથી અને વિવાહોત્તમ ગાધર્વ લગ્નથી તો દુષ્ટરાક્ષસના પજામાથી છોડવ[illegible] રૂપ મહા ઉપકારના બદલામા આ જન્મ ઋતુધ્વજની સેવા કરવાની આકાક્ષાથી પોતાનો તન તેનેજ અર્પવા તેમને વરી ચૂકી છે માત્ર આપ તેના ગુરૂ જન છો જેથી આપની આજ્ઞા લેવી બાકી છે કારણ वाल्येपितृवशेतिष्ठेत् એ સ્ત્રીઓને માટે જે શાસન છે તે શાસનને અનુસરવામા આપની પુત્રી કુશળ છે તેમ હુ માનુ છુ ને મેં થોડા વખતમા કેટલોક તેનો અનુભવ પણ [illegible] છે જેથી તે આપની પુત્રીની પોતાના કર્મ પરાયણતાની મને સપૂર્ણ ખાત્રી છે મને આગળ જતા વિશેષ કર્તવ્ય કર્મ પરાયણ રહેશે તેવી મને સપૂર્ણ આશા છે

સ્નેહ ભાજન તરફ આકર્શાય છે અને તે ભાજન ન મળે તો તેનું દુઃસહ પરિણામ સ્નેહ બાંધનારને ભોગવવું પડે છે. દયાધીન કુમાર ! અમારૂં અંતઃકરણ પણ કુદરતે આપ તરફ આકર્શાયું છે તો એક દિવસ પણ આપના દર્શનને અભાવે અમે દુઃસહ પરિણામ ભોગવશું. તો કૃપા કરી નિરંતર અમારાં આપના દર્શનાતૂર અંતરને દર્શન આપી આભારી કરશો - અપૂર્ણ.

---

## अद्भुत बाजी.

ગયા અંકને પાને ૬૪ થી.

બીજે ધર્મ, અને ત્રિજે અર્થ એમ જીતવાનું તાત્પર્ય સમજવાનું છે. તમો ગુણથી ઢંકાએલી પ્રકૃતીને જેમ બીજું કંઇ સૂજતું નથી તેમજ યુવાવસ્થાવાળાને મદથી બીજું કાંઇ સૂજતું નથી; પણ તમોગુણને છાજે તેવાંજ કૃત્યો કરવાં સૂજે છે, તરૂણીના મોહપાશમાં બંધાય છે, દ્રવ્ય પ્રાપ્તી માટે પણ ઘણાંક છળ કપટ વિગેરે તમો ગુણી કૃત્યો કરે છે, જેનું પરિણામ અનેક ચિંતા અને ઘણીક જાતના ભય શિવાય બીજુ નથી હોતું. માટે તમો ગુણને બિજો વિભાગ કલ્પી આ જીવને અનેક ચિંતામાં પડવાનું કારણ છે તે બતાવ્યું. હવે આખો આંટો ફરી ત્રિજા વિભાગમાં એટલે જેમ ચોપાટમાં સોગઠી પાકવાપર આવે છે તે બાજુને ત્રિજો ભાગ ગણ્યો છે તેમ, આ સૃષ્ટિમાં ત્રિજો જળ માર્ગ ગણ્યો છે. કારણ કે ચોપાટમાં પાકવાપર આવેલી સોગઠી રમનારની ડાબી બાજુએ જે ત્રિજો વિભાગ છે તે રસ્તે આવે છે ત્યાં તેને મરવાનો થોડો સંભવ રહેછે જેમ જળ માર્ગમાં વખતે વહાણ કે સ્ટીમર બૂડે તોજ મરવા સંભવ તેમ, પણ વખતે દા, વધારે પડે તો ખડું થાય તેમ આ જળ માર્ગમાં પવનનું તોફાનરૂપ દા વધારે લાગે તો ધારેલ સ્થળ કરતાં બિજે વહાણ ઘસડાઇ જાય. એવીજ રીતે શરીરરૂપ ચોપાટમાં ત્રિજો વિભાગ, સત્વ ગુણને ગણવામાં આવે છે, કારણ કે સત્વ ગુણમાં ચાલનારને ભીતિ થોડી હોય છે પરંતુ વિકારોના જુસ્સારૂપ તોફાન જાગે તો સત્વગુણને દબાવી દઇ વૃત્તીને ક્યાંઈ અણધાર્યે સ્થળે ખેંચી જાય છે. તેમજ પુરૂષાર્થરૂપ ત્રિજો રસ્તો જે કામ રૂપ કલ્પ્યો છે તેમાં દુઃસંગરૂપ સપાટો લાગે તો તે જીતવાને બદલે તેને આધીન થઈ ક્યાંઈ અથડાઈજવું પડે છે. વળી જેમ ચોપાટનો ત્રીજો વિભાગ પાકવા આવેલ

સોગઠીને ચાલવાનો છે, તેમજ જનમાર્ગ, કાઠે આવનાર મનુષ્ય માટે છે, અને એવીજ રીતે આ ભવસાગર પાર ઉતરવા માટે મત્ત્વ ગુણોનોજ માર્ગ છે તેમજ પુરૂષાર્થેમા પાર ઉતરવા માટે કાળ જીતવા રૂપજ મોક્ષ માર્ગ છે એ પ્રમાણે ઊભા ત્રણ વિભાગનો મુકાબનો થયો—

આડા વિભાગ, દરેક પડને ૮ છે તેથી દરેક પડમા ૨૪ આસન છે તેમા ૩ ઉપાસન ગણવાના છે કેમકે વચનુ પહેલુ આસન ઉત્પત્તિસ્થાન છે ને જમણી તથા ડાબી બાજુમા બે કુન છે તે નિર્ભય સ્થળ છે, કેમકે તે જગ્યાએ મેઠેલી સોગઠી મરતી નથી એમ ત્રણ ઉપાસન બાદ કરતા બાકી ૨૧ રહ્યા તે ચારે પડના ૮૪ સ્થાન છે એવીજ રીતે આ સૃષ્ટીમા ૮૪ લાખ યોની છે કે જે ગણના પ્રથમ બતાવી ગયો છુ તેવીજ રીતે આ શરીર ચિત્ર પટમા ૮૪ સ્થાન છે ત્રણ ગુણના સમેલનથી ૯ અને તે ૯ ના અશાશ મિશ્રિત ૮૧ તથા ચોથો નિર્ગુણ તેના ત્રણ ભેદ છે, ધીર, અધીર, અને ધીરાધીર મળી કુલ ૮૪ વૃત્તી સ્થળ થાયછે ને ત વૃત્યનુસાર જન્મ થવાનુ પણ કારણ છે

ચોપાટમા જ્યારે એ ૮૪ આસન કરી વળીએ ત્યારે સોગઠી પાકવા પામે છે તેમજ સૃષ્ટીમા ચોરાસી લાખ યોની ફર્યાપછી મોક્ષ મેળવવા માટે મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે એવીજ રીતે ઉપર બતાવેલી શરીરની ૮૪ વૃત્તિઓનો અનુભવ લેવાયા પછીજ શુદ્ધ નિર્ગુણ વૃત્તી પ્રાપ્ત થવા સભવ છે

આ બાજીમા ૧૬ સોગઠા હોય છે તે દરેક ચચ્ચારનો એક રગ છે એ પ્રપમ હકીકત આવી ગઈ છે તથાપી અન્ય રીતે જણાવવાનુ કે આ સૃષ્ટીરૂપ ચોપાટમા ચાર ખાણ છે ઉદ્ભીજ, સ્વેદજ, અડજ, અને જરાયુજ, જેમ સોળ સોગઠીમા દરેક રમનાર, ચાર સોગઠી રાખે છે તેમજ આ સૃષ્ટીમા જીવને રમવા માટે ઉપર કહી તે ચાર ખાણ છે ઉત્તરોત્તર એકેક ખાણવડે રમી ૮૪ પુરી કર્યાથી પાર પડાય છે એટલે કે—ઉદ્ભીજમા ૨૦, સ્વેદજમા ૨૦, અડજ ૨૦, અને જરાયુજ ૩૪ મળી ૮૪ ભોગવે ત્યાર પછી ઉચ્ચો મનુષ્ય જન્મ મળે છે એમ વળી અન્ય રીત જેતા આ શરીરરૂપ ચોપાટમા રમવા માટે ૪ અત કરણ છે મન, બુદ્ધી, ચિત્તને અહકાર એ ચાર અત કરણદ્વારા ચાર આશ્રમ છે તેગ્રહણ કરવાથી આગળ ચલાય છે તેમા જેવી રીતે વાસના તેવી વૃત્તી બધાય છે આ ચાર આશ્રમ વડે ૮૪ વૃત્તીનો અનુભવ

લેવાયા પછી શુદ્ધ વૃત્તી પ્રાપ્ત કરી શકાય છે માટે દરેક બાજીમાં ચચ્ચાર સોગઠાં તે ઉપર કહ્યા પ્રમાણે જાણવું.

જેમ ચાર રંગ કહ્યા છે તેમ સૃષ્ટીમાં ચાર આશ્રમ છે ને શરીરમાં ચાર પ્રકારની ભાવના છે. જેમકે ૧ લોક, ૨ પરલોક (સ્વર્ગાદી) ૩ શ્મશાન (યમપુરી) આ ભાવના ચાહીને કોઇ કરતું નથી પણ તેની નીચ કરણીને લીધે અનાયાસે પ્રાપ્ત થાયછે જેમ રમનાર ૪ જણમાં જેની બાજી હારમાં હોય તે ચાહીને હારવા ઇચ્છતો નથી પણ દાવ આવેજ નહી ને હારવાનુ અનાયાસે થાયછે તેમ અને ચોથી લોકાતીત (પરમ ધામ) આ ચાર રંગને સ્થળે કલ્પેલ છે. જેમકે રમનાર જે પેહેલો પાકે તે શ્રેષ્ટ તેમ જ મોક્ષે ગયા તે શ્રેષ્ટ, અર્થાત્ તેની ભાવના લોકાતીત થઇ એમ જાણવું એટલે પેહેલા પાકનારની સોગઠી લીલી હો લાલહો કે પીળી પણ તે શ્રેષ્ટ ગણાય તેમ આમાં સમજવું.

ચોપાટ કોડીવડે રમાય છે તેમા કોડી ૬ કે ૭ જોઇએ છીએ તેમજ આ સૃષ્ટી રૂપ ચોપાટમાં તેમજ શરીર રૂપ ચોપાટમાં ૬–૭ વિકલ્પો છે, (અહીથી સૃષ્ટી તથા શરીરનુ એકત્રપણું કલ્પ્યુંછે કેમકે બન્નેમાં રમવાનાં સાધન એકજ છે. તેનુ કારણ એજ કે **पींडेते ब्रह्मांडे.**) કામ, ક્રોધ, લોભ, મોહ મદ, મત્સર આ ૭ સંસારમાં રમવાની કોડીયો છે. જો સાત કોડીથી રમવું હોયતો સાતમો વિકાર અહંકાર છે કે જેનો સમાવેશ મદમાં થઇ શકે છે. આ પ્રમાણે ચોપાટ ત્રણ પાસાથી પણ રમાય છે તે પાસામાં ૧ થી ૧૮ સુધી દાણા હોય છે, એવીજ રીતે આ સંસાર ચિત્રપટમાં ઉપર કહ્યા સાત વિકારોમાંના કામ, ક્રોધ, અને લોભ એ ત્રણ મુખ્ય છે. તેને પાસા રૂપ ગણીશુતો ચાલશે કેમકે શ્રીમદ્દગીતાજીમાં આ ત્રણને મુખ્ય ગણી બીજાને ગૌણ પદ આપ્યું છે. વળી વિચાર કરતાં પણ જણાશે કે કામનુ અંગ મોહ છે, ક્રોધનુ અંગ મદ (અહંકાર) છે અને લોભનુ અંગ મત્સર છે માટે ત્રણ પાસા પણ આ ત્રણ વિકારથી સમજાશે.

રમત શરૂ થતાં દાણાપડે ત્યાં સુધી સોગઠી બેસી શકતી નથી પણ દાવ આવે ત્યારેજ બેસે છે. તેમજ આ સૃષ્ટીમાં પણ મોક્ષ મેળવવાને માર્ગે મનુષ્યથીજ ચડાય છે પણ તે મનુષ્યજન્મ કોઈ પણ દાવરૂપ સારૂં સુકૃત હોય તોજ મળે છે. તે મળ્યા પછીજ કોઈ પણ આશ્રમરૂપ માર્ગની શરૂઆત થાય છે. સોગઠી બેઠા પછી જેવા દાણાપડે તેવું ચલાય છે. દાણા ચતી કોડીનાજ

ગણાય છે પણ ઊંધી પડેલી કોડી દાણામા ગણાતી નથી તેમ જો બે દાણા ચતા હોયતો માત્ર બેજ ઘર આગળ વધી શકાય છે અને ચારસુધી એકેક ઘરનુ ખસવુ થાય છે અને જો પાચ ચતા પડેતો ૨૫ ઘર આગળ વધાય એટલે દરેક ચતા દાણામા પાચ ઘર વધવાનુ બળ આવે છે એવીજ રીતે આ સૃષ્ટીમા રમવાને ૬–૭ વિકારો છે તે દરેકને જીતવા તે દાણા પડવારૂપ જાણવુ હવે જો એક દાણો પડે તો તેમા દશગણુ બળ વધે છે તેમજ અહી જે વિકારો છે તેમા કામ એ એકારૂપ છે ને તે જીતાયોતો મુમુક્ષુપણામા દશગણી શકતી વધે છે જો બેથી ચાર દાણા સુધી ચતા પડેતો એકેક સ્થાન ચલાવી શકાય તેમજ આમા ઉપર જણાવ્યા પ્રમાણે કામ, ક્રોધ, લોભ, એ શિવાયના ચાર, મોહ, મદ, મત્સર, ને અહંકાર એ જીતાય તો તેથી એકેક ગણી શક્તી પ્રાપ્ત થાય છે પણ જેમ પાચ કોડીયો ચતી પડે નો દરેકમા પાચ પાચ ઘણુ જોર હોય છે તેમ મુખ્ય પાચ વિકારો જીતાય મુમુક્ષુપણામા પાચ પાચ ગણુ બળ આવે છે જો બધા ચતા પડે તો બબે ઘર ચાલવાનુ બની શકે છે તેમજ આમા બધા વિકારો જીતાય તો બમણુ બળ આવે છે ને બના ઊંધા પડે તો એકેક ઘર ચાલવાનુ જોર રહે છે તેમજ એક જીતાયો નહી તો જે જન્મ મળયો છે તેમાજ રહી એકેક યોની વટવાનુ બળ વગવાય છે આ છેના બધા ચતા કે બના ઉંધા એ દાણા, સોગઠી બેઠા પછી, કામના છે કેમકે તે પધડાવાળો દાવ નથી તેમજ આ રમતમા કોઇ પણ આશ્રમમા બેઠા શિવાય ઢળી બધા વિકાર જીતે તો તે નકામા તેમજ ન જીતે તેપણ નકામા કારણ કે આશ્રમમા રહીને જીતાય તો અનુભવ સહીત જ્ઞાન પ્રાપ્ત થવાથી તે જીતાયલાજ રહે છે પણ આશ્રમ શિવાય તે જીત્યા હોય તો અનુભવ મળતો નથી ને તેથી ઉપર ચોટીયુ કે અવિવેકી જ્ઞાન પ્રાપ્ત થાય છે કે જે લાંબો વખત સુધી ટકતુ નથી માટે આશ્રમમા રહીનેજ જ્ઞાન સપાદન કરી, વિકારો જીતીને ઠરવાનુ શ્રેષ્ઠ છે તે આથી માલમ પડશે

પ્રથમ જે ત્રણ ઉપઆસન બતાવ્યા છે તેને નિર્ભય ગણ્યા છે કેમકે પ્રથમ વચલુ ઉત્પત્તિ સ્થાન હોવાથી તે નિર્ભય છેજ જેમ સૃષ્ટીમા તરત જન્મેલ બાળક, નિર્ભય છે તેમ વળી જમણી બાજુના વિભાગમા શરૂથી ગણતા ૧૧ મે સ્થળે ફૂલ છે તેને પણ ઉપઆસન ગણી નિર્ભય કહેલુ છે તેઓ ચોપાટમા તો છેજ પણ ૧૧ મે સ્થળે છે તેનુ પ્રયોજન આ સૃષ્ટી રૂપ ચોપાટમા

જોવાથી તે જણાશે. સૃષ્ટીમાં ભમાવનાર ૧૦ ઇંદ્રિયોને ૧૧ મું મન છે. એ દશ ઇંદ્રિયોનો નિગ્રહ થયો કે મન કબજામાં આવે છે તો પછી આ દુનિયામાં નિર્ભયપણું પ્રાપ્ત થાય છે. આ ફૂલ પછી બીજું ફૂલ ૯ નવસ્થળને અંતરે છે તેનું કારણ એ છે કે સૃષ્ટીરૂપ બાજીમાં જેમ ઉપર કહ્યાં ૧૧ નો નિગ્રહ કર્યો કે નિર્ભયપણું મળે છે. પછી ૯ પ્રકારની ભક્તી કરવાથી વિશેષ આગળ વધતાં પણ નિર્ભયપણું છે. ચોપાટમાં બીજા ફૂલ પછી ૮ આસન દૂર ત્રીજું ફૂલ છે તેનો હેતુ એ છે કે નવ પ્રકારની ભક્તી પ્રાપ્ત કરીને પછી અષ્ટાંગ યોગ સિદ્ધ કરવાથી વિશેષ અભય મળે છે– હવે આ પછી ૯–૮ એ અંતરે દરેક પડનાં ફૂલ આવે છે, આથી સમજવાનુ એ છે કે પોતાના પડથી જ્યારે આગળ વધવા માંડીએ ત્યારે ઉપર કહ્યા પ્રમાણે ફૂલો ઓળંગતાં છેવટ પાછા પોતાને પડે આવિએ ત્યારેજ પાકમાં ગણાઇયે. તેમાં પણ વચમાં કેટલાક માર ખાવા પડે છે એવીજ રીતે આ સૃષ્ટીમાનું પ્રથમ પડ રજો ગુણનું છે કેમકે રજો ગુણથી ઉત્પત્તિ છે, માટે ઉપર કહ્યા તે મન, ઇંદ્રીયનિગ્રહ, નવ પ્રકારની ભક્તીને અષ્ટાંગ યોગ એ રજો ગુણી હોવાથી આખું પડ, ઓળંગતાં પણ પાર આવતો નથી. પછી બીજા તમોગુણરૂપ પડમાં તે બધાં સાધન તમોગુણ રૂપ હોવાથી તે પણ ઓળંગવા પછી પાર જડતો નથી. ત્રીજું પડ સત્વ ગુણનું છે તેમાં તે સાધનો સત્વ ગુણી હોવાથી તે ઓળંગ્યા પછી કંઈકપાર નજરે પડે છે અને છેવટે જે પડથી નીકળ્યા તેજ પડે પાછા આવવાથી અથવા ચોથું નિર્ગુણનું પડ છે તે પ્રાપ્ત થવાથી પાર પામી શકાય છે.

આ ચોરાશીનો ફેરો ફરતાં દરમ્યાન કેટલીકવાર સોગઠીયો મરે છે, પાછી બેસવી પડે છે, અને છેવટે ચારે પાકે ત્યારેજ રમત પુરી થાય. તેમાં પણ પેહેલી બીજી એમ ક્રમે પાકી જાય ને ચારે પાકયા પછીજ કંઇ કરવાપણું રહેતું નથી તેમ આ સંસાર બાજીમાં ચારે આશ્રમ કુળ પ્રમાણે પુરા કરે તે પછી કંઈ કરવાપણું બાકી રહે નહી પણ બાજીમાં ચારે સોગઠી પાકતાં કેટલીક વાર "ખડું" થાય, સોગઠી મરે, કે ફરીને બેસે, બુંદમાં કોઈક ગાંડી કરે, એવા ઘણા સંસ્કાર વેઠવા પડે છે તેમજ આમાં પણ જન્મ મરણ, વારંવાર થયા કરે ને જન્માંતરે પણ ચારે ધર્મ સંપુર્ણ પ્રાપ્ત કર્યા શિવાય અંત ન આવે, તેમજ કેટલીક વાર ૮૪ ફરવી પડે ને કોઇવાર છેક અણીપર આવી ને પણ કર્તવ્ય ભ્રષ્ટ થતાં પાછુ ચોરાશીમાં ફરવું પડે છે. અપૂર્ણ.

# दुःखएज उदयसाधन

अथवा

## सत्पथ गामीनो अन्ते जय

અમુક કર્તવ્ય કર્મમા પોતાનો કદાપી ખરો મન હોય તો પણ તે કર્તવ્ય તરફ તેમની આતરીક લાગણી હશે અને તેમા પોતાના મતને અનુસરતુ કર્તવ્ય હશે તોજ તે સહાય કરશે પરન્તુ પ્રકૃતિ વિરૂદ્ધ હશે તો તે પોતે નહિ કરે અને કરનારને પણ તે તરફ તિરસ્કાર દૃષ્ટી બતાવી તેની અભિરૂચી છતા અટકાવશે એ સાધારણ નીયમ છે સુખ અને દુઃખના વિષયમા પણ એમજ છે અર્થાત્ એથી વિશેષમા એટલુ કે પરસ્પર ઐક્યત્વ નથી પણ વિરોધાભાસ છે, એટલે કે જે દુઃખનુ કર્તવ્ય છે તે સુખને નથી ગમતુ અને જે સુખનુ કર્તવ્ય છે તે દુઃખને નથી ગમતુ આમ છતા તે દુઃખ, ઉદય સાધન રૂપ સુખ મૂળક થૈ તેને સહાયક બને એ આશ્ચર્ય પરતુ ઇશ્વરી ચમત્કાર અલૌકિક છે

કેવળ સુખ ભોગી માણસ પોતા જેવીજ દુનીયા દેખે છે અને તે પોતાની જે સ્થિતિ હોય તેથી આગળ વધવાની બહુ દરકાર નથી રાખતો તેમજ સુખ દુઃખ દ્વંદ ને ગણતો નથી અર્થાત તેને ઓળખી શકતો નથી જેમ દુઃખાનુભવ રહિત એક રાજા હમેશા મનારમા ઘેવરનુ ભોજન કરતો હતો, વખતપર ઘેવર થૈ રહ્યો હોય ને આખા ઘેવરને બ લે ભૂકો તેને મળે તો તેમા એ મહાન દુઃખ માનતો હતો ને બનાવનારે કેમ તૈયાર ન કર્યા ? આમ કહી તેની કસુર ગણી તેની ઉપર ચીડાતો હતો એક વખત તેના રાજ્યમા દુકાળ પડયો ત્યારે દુકાળ શુ કહેવાય તેના પણ અનુભવ રહિત તે રાજા પાસે તેની ભિખારી બનેની પ્રજા, પોતાની દુઃખી સ્થિતી જાહેર કરવા આવી ઉભી અને દુકાળને પરીણામે ભૂખે મરીયે છીએ આમ સૂચવ્યુ, ત્યારે ઘેવરના ભૂકામાજ દુઃખની પરાકાષ્ટા માનનાર રાજાએ ઉત્તર આપ્યો અરે લોકો ! ઘેવરનો ભૂકો ખાઓ !! તેનાથી પેટતો ભરાય છે ને ભૂખે મરવાનુ ખોટુ બોલો છો ?

એ સાંભળી લોકોને અત્યંત હસવું આવ્યું. કારભારીએ જવાબ આપ્યો મહારાજ ! એઓને ખાવાને દુનિયામાં થોડા મુલ્યથી મળનારી જાર પણ નથી મળતી તો ઘેવરનો ભૂકો કયાંથી ખાય ? આમ કહી કારભારીએ દુકાળની સ્થિતિ અને લોકોની સ્થિતિનું વર્ણન કરી બતાવ્યું છતાં એના પોતાના અનુભવ શિવાય તેનું મન, દુઃખ તરફ આર્દ્ર ન બન્યું. ત્યારે ઇશ્વરેચ્છાથી સુખમાં દિવસો ગાળતાં દુઃખના ભાન રહિત તે રાજાનું રાજ્ય, એક વખત કોઈએ ઝુંટી લીધું અને પોતાને જંગલમાં ભમવાનો વખત આવ્યો ને તે લોકોના જેવી જ્યારે પોતાનિ સ્થિતિ થઈ ને ઘેવરના ભૂકાને બદલે સુકા રોટલાનાં પણ સાંસાં થયાં ત્યારે તેના દુઃખમાં ભાગ લેનાર પ્રધાને કહ્યું મહારાજ ! ભૂખ્યા શામાટે રહો છો ? ઘેવરનો ભૂકો ખાઓને !! એ સાંભળી રાજા ચમકયો અને પોતાની પાસે દુઃખ નિવેદન કરવા આવેલાં લોકો જે દુઃખનું વર્ણન કરતાં હતાં તે આવું હોય તેનો પોતાને અનુભવ થતાં પ્રધાનને કહ્યું પ્રધાન ! હવે મને મારી પાસે આવેલાં લોકોના દુઃખનું ભાન થયું. મેં મારી ગરીબડી પ્રજાનો પુકાર ન સાંભળતાં જે સુખના મદથી તેનો અનાદાર કર્યો તેનો હવે મને પૂર્ણ પશ્ચાત્તાપ થાય છે પણ શું કરૂં ? પ્રધાને કહ્યું રાજા ! હવે જે સુખ તમને તમારા સ્વાભાવિક બળથી દુઃખને પરિણામે મળશે તેજ ખરૂં સુખ માનજો. અને તે વખતે તમે તેવાને તેવા નમ્ર પણ રહેશો. જેમ દડો ભોંયપર અથડાવ્યાથી બમણો ઉછળે છે, ઘોડાને ચાબુક વાગવાથી વધારે ચમકે છે. સોનાને છોલવાથી કે કસોટી આપવાથી અથવા તાવ્યા પછી ઓપ ચડાવ્યાથી વિશેષ તેજદાર બને છે, હીરાને શરાણપર ચડાવ્યા પછીજ તે પોતાની ખરી કીમત પ્રાપ્ત કરી શકે છે તેમ તેજસ્વી મનુષ્ય પણ એક વખત દુઃખની પરાકાષ્ટાએ પહોંચ્યા પછીજ સુખની પરાકાષ્ટાને પ્રાપ્ત કરી શકે છે પરંતુ જેમ ભોંયપર અફળાવ્યા વિના દડો સરખી સ્થિતિમાં રહે છે પણ ઉંચે નથી ચડતો (ઉછળતો નથી) ઘોડાને ચાબૂક વાગ્યા વિના પોતાની ગતીમાં તે ફેર કરતો નથી, સોનાની સ્થિતિમાં ફેર જણાતો નથી અને હીરાની કિંમતમાં પણ શરાણે ચડયા વિના ફેર માલમ પડતો નથી તેમ દુઃખાનુભવ વિના મનુષ્યની સ્થિતિમાં ફેર થતો નથી માટે દરેક માણસને દુઃખાનુભવની જરૂર છે એ આપ હવે સારી રીતે સમજ્યા હશો. દુઃખાનુભવ થતાં મનુષ્યને તેમાંથી મુક્ત થવા માટે પોતાની અક્કલ અજમાવવાની ફરજ પડે છે જેથી તેને પરિણામે અક્કલ વધે છે પણ

કેવળ સુખાનુભવીની અક્કલ એટલી ખીલતી નથી આપ પોતેજ જ્યાંસુધી સુખ મગ્ન હતા ત્યાંસુધી, ઐશઆરામમાંજ દીવસ ગાળવા સિવાય બીજા કશામાં દિવસ નોતા ગાળતા જેથી આપની બુદ્ધીની કસોટી નોતી થતી પણ હવે આ આવી પડેલી વિપત્તીથી મુક્ત થવા માટે આપ અનેક નવા તર્ક કરશો જેને પરિણામે આપની બુદ્ધી ખીલશે અને તે બુદ્ધી વધારે ખીલતા વિશેષ ઉદ્યોગ પરાયણ થવાની આપની અભિરુચી વધતી જશે જેથી આપ આ દુઃખને પરિણામે હતુ તેથી અધિક સુખ પ્રાપ્ત કરી પૂર્ણાનંદમય બનશો.

પ્રધાનના વચનો સત્ય લાગ્યા અને પોતાની બુદ્ધી ખીલવવા માટે અને દુઃખથી મુક્ત થવા માટે શાણા પ્રધાનની અનુમતિ પૂર્વક અનેક યુક્તીઓ રચવા લાગ્યો ને તે યુક્તીને પરીણામે વનરાજની માફક જંગલી લોકોનુ લશ્કર એકઠુ કરી તેઓને લડાઇ કરતા શીખવી તેની મદદથી પોતાનુ રાજ્ય લીધુ અને તેજ યુક્તીથી અધીક રાજ્ય વધારવાની પોતાને ખંત થઈ જેથી તે કામમાં પણ ફળીભૂત થઈ વિશેષ સુખમગ્ન તે રાજા બન્યો તેમજ મનુષ્યોને દુઃખ પ્રાપ્ત થયા પછીજ સત્યાર્થ ચાનક ચડે છે પરંતુ સુખી લોકો તેટલા સુખથી વિશેષ માટે બેદરકાર રહેછે જેથી તેની ધનવૃદ્ધી કુંઠિત થાય છે એટલુજ નહિ પણ તેની સ્વાભાવિક બુદ્ધી પણ કુંઠિત થાય છે એટલે બુદ્ધી બળ વાપરવાનો સુખીને પ્રસંગ નથી મળતો પણ દુઃખીનેજ મળે છે એ સિદ્ધ છે દુઃખથી દ્રઢ થયેલુ મન અશક્ય કાર્ય કરવાને પણ પાછુ હઠતુ નથી દુઃખાતે સુખ મેળવનાર સામુ કોઇ દુઃખી મનુષ્ય પોતાની સ્થિતિનુ વર્ણન કરે તો તેથી તેને તેના દુઃખની ખરી છાપ બેસતા તે તરફ દયાર્દ્ર બને છે પણ અનુભવ રહિત તેટલો દયાર્દ્ર બનતો નથી એ ઉપરના રાજાના દૃષ્ટાંતથી સિદ્ધ થયુ દુઃખાનુભવીનુ હૃદય એવુ દૃઢ થયેલુ હોય છે કે તે દુઃખાન્તે પૂર્ણ સુખી થયા પછી કદાપી પાછુ મહાન દુઃખ આવી પડ્યુ હોય તો તેથી તેને કશો ગભરાટ થતો નથી પણ તેથી ધીરજ પકડી તેને સહન કરી તેને નાશ કરવા નવા નવા યત્નો કરે છે પરન્તુ કેવળ દુઃખાનુભવ રહિતને ઓચિંતુ દુઃખ આવી પડતા તેને કશુ નસુઝતુ નથી અને અત્યંત ગભરાય છે

સુરતની આસપાસના ગામડામાં વસનાર વેણીશંકર દેસાઈ નામક એક ગ્રહસ્થ ગર્ભ શ્રીમંત રૂનો વ્યાપારી હતો તે વ્યાપારમાં ખોટ જતા વન

માત્ર હરાઈ જઈ મહા દુ:ખમાં સપડાવું પડે છે એનો તેને કદી પણ અનુભવ થયો ન હતો. કેટલાક મનુષ્યો, પોતાને ખોટ આવવાની છે એની ખબર પડે એટલે ખાનગી દોલત એકઠી કરી પોતાનો બચાવ કરે અને પછી ખોટ જાહેર કરે. આ અસત્યની ભીતિ રાખનાર દેશાઈ, તેવા વિચારનો નહિ હતો પણ કોઇનું પણ દેવું ન રાખી ચોખ્ખું રહેવું એવા વિચારનો હતો. ઈશ્વરેચ્છાથી વ્યાપારમાં મોટી ખોટ આવી ત્યારે લેણદારો માગવા આવ્યા તે વખતે પોતાની સત્યતા જાળવવા જે કાંઈ સમૃદ્ધિ ઘરમાં હતી તે તમામ આપી દીધી. અને ઋણ મુક્ત થયો પરન્તુ કોઈ દીવસ જે સ્થિતિનો અનુભવ નથી કર્યો તેવી અત્યંત નિષ્કિંચન સ્થિતિ આવી પડી. એકાંતમાં બેસી રડવા લાગ્યો, કાંઈ રસ્તો સૂઝ્યો નહિ. આમ છતાં એટલી મનમાં શ્રીમંતતાની છાપ બેઠેલી કે નિરૂદ્યોગી પૈસા ( ભીક્ષા ) ની લાલચ ન રાખવી. જાતે અત્યંત દુ:ખમાં આવી પડતાં કેટલાક તેના ધનાઢ્ય સંબંધીઓને ખબર પડતાં પૈસાની મદદ આપવા સૂચવ્યું પરંતુ કોઈનો પણ ઉપકાર રાખવાને બદલે દુ:ખ વેઠવું સારૂં, આવા નિશ્ચયવાન અને કોઈની લાચારી ભોગવવી તેમાં દુ:ખ કરતાં પણ વિશેષ ક્ષતી માનનાર તે દેશાઇએ કોઈની પણ મદદની આકાંક્ષા ન કરી પણ ખાવાનાં પણ સાંસાં થવાનો વખત પોતાની નજર આગળ તરવાથી પોતાનું હૃદય અશ્રુધારા દ્વારા ખાલી કરવા લાગ્યો. કોઈ ઉપાયે મન અપૂર્વ દુ:ખને લીધે ધૈર્યવાન ન બન્યું, બુદ્ધી ઉલટી શુન્ય બનવા લાગી. રામલાલ નામનો સત્તર વર્ષનો એક પુત્ર તેમને હતો તેણે પોતાની આટલી ઉમરમાં ઈંગ્રેજી મેટ્રીકની પરિક્ષા પસાર કરી હતી તે પુત્રે જોકે દુ:ખનો પ્રત્યક્ષ અનુભવ નહિ કરેલો પરન્તુ તેને ઇતિહાસો દ્વારા દુ:ખી માણસોનાં વૃત્તાંતો વાંચવાને અતી ઉત્કંઠા હોવાથી વારંવાર તેવાં પુસ્તકો વાંચ્યા કરતો. ઉદેપુરના પ્રતાપી રાણા પ્રતાપસિંહ, મહાન અકબર, અને શૂરવીર શિવાજી વિગેરે, દુ:ખને પરિણામે નવી નવી યુક્તીઓ વાપરી કેવા સુખી થયા છે. ? આમ મનમાં વારંવાર વિચારતો હતો અને તેથી ઇશ્વર કોઈ વખત દુ:ખ આપે તો તેથી ગભરાવું નહિં પણ જે આવે તે સહન કરી પોતાના બુદ્ધિ બળથી દુ:ખ નિવૃત્ત થવાનો રસ્તો લેવો આવા વિચારો તેના મનમાં રમ્યા કરતા હતા. નમ્ર રામલાલને પોતાને દુ:ખનો અનુભવ કરવાનો વખત આવ્યો, પોતાના પિતા અત્યંત ગભરાયા પણ પોતે ઇતિહાસોના વાંચન રૂપ પરોક્ષ દુ:ખના યત્કિંચિત અનુ-

ભવથી દૃઢ અને ધીરજવાન બન્યો પોતાના પિતા પાસે આવી વદન પૂર્વક બોલ્યો

પિતાજી! દરેક કાર્ય, યત્ન સિવાય પાર પડતુ નથી તેતો આપ જાણતા હશો ભૂખ લાગી હોય તે વખતે પણ ભૂખ લાગી છે! એમ કહી રડશુ તો તેથી પેટ ભરાતુ નથી પણ તેના ઉપાય રૂપ જમવા બેસી હાથેથી કોળીયો લઈ મોઢામા મૂકવા રૂપ યત્ન કરશુ તોજ તે ભૂખ રૂપ દુખથી મુક્ત થવાનો તેમ ઉદ્યોગના સમધમા પણ મારા અભ્યાસમા સસ્કૃતના જે બે શ્લોકો આવેલા છે તે મારા મનમા રમી રહ્યા છે જે આપને જણાવુછુ

उद्योगिन करालव करोति कमलत्लया
अनुद्योगी करालब करोति कमलाग्रजा ॥
उद्यम साहस धैय बुद्धि शक्ति पराक्रम
षडेते यत्रवर्तन्ते तत्रदेवो सहायवान् ॥

ઉદ્યોગી મનુષ્યને લક્ષ્મીજી સહાય કરે છે અને નિરૂદ્યોગીને અલક્ષ્મી સહાય કરે છે અર્થાત્ નિરૂદ્યોગી માણસને દ્રવ્ય પ્રાપ્તિ ન થતા તે દરિદ્રી રહે છે અને અત્યત દુખી થાય છે ઇશ્વર પણ નિરૂદ્યોગીને સહાય કરતો નથી પણ જે ઉદ્યોગી છે, ન્યાયપુર્વક ઉદ્યોગાર્થે જેની સાહસિક બુદ્ધી છે અર્થાત્ ઉદ્યોગાર્થે લાભ હાનીનો વિચાર ન કરતા ઉદાર મનથી દ્રવ્યવ્યય કરે છે અને તમા પૂર્ણ હિમ્મત્ત ધરી આગળ પગલુ ભરે છે, જે બુદ્ધીશાળી છે તથા જે શરીરની શક્તીવાન છે અને જે સત્ય પરાક્રમી છે તેવાનેજ ઇશ્વર હમેશા સહાય કરે છે એક જગ્યાએ બેસી રહેનાર સિંહ પોતાનુ ભક્ષ્ય નથી મેળવી શકતા

दैव पुरुषकारेण साध्यसिद्धिनिवधन
योतिक्रमितुमिच्छेत सलोकेनावसीदत्ति

પિતાજી! આ શ્લોક હમણાજ સુભાષિતરત્ન ભાડાગાર નામના પુસ્તક માના ઉદ્યોગ પ્રકરણમાથી મારા વાચવામા આવ્યો, જેવો વાચ્યો કે તર્તજ મારા હૃદયમા લખાઇ ગયો જે આપને સૂચવવા લાયક હોવાથી મેં સૂચવ્યો એ શ્લોકથી આપ સ્પષ્ટ સમજ્યા હશો કે "નશીબમા હશે એમ બનશે" એ જે વાક્યો છે તેકાયરના છે પરતુ ખરૂ જોતા તો નશીબ, પુરૂષ પ્રયત્નને આધીન છે તો જે મનુષ્ય, પોતાના પ્રયત્નથી દુર્બળ પ્રારબ્ધને ઉલઘવાને ઇચ્છા ખરો પુરૂષાર્થ કરે છે તે માણસ કદી પણ દુખી થતો નથી આપ

સુરક્ષી છો જેથી આદેશ કરવાને હું લાયક નથી પણ મને આપની કૃપા કટાક્ષથી જે કાંઇ વિદ્યા મળી છે તેને અંગે પુસ્તકોદ્વારા જે કાંઇક અનુભવ થયેલ છે તેપરથી મને એમ લાગે છે કે ઉદ્યોગ કરશું તો ઇશ્વર, કોઈ પણ સમયે આપણી પૂર્વની સ્થિતિ કરતાં અધિક શ્રેષ્ઠ સ્થિતિ પ્રાપ્ત કરાવશે.

અપૂર્ણ દા. કા.



## अवलोकन.

**आर्यधर्मपत्रिका**— પ્રસિદ્ધ પંડિતવર્ય ગટ્ટુલાલજીના ખંતીલા શિષ્ય, સ્વધર્મોન્નત્યુત્કંઠી, પંડિતજી સ્મારકના ઓનરરી સેક્રેટરી, શેઠ વિઠ્ઠલદાસ રાજારામ દલાલ તરફથી આર્યોત્સવને દિવસે પ્રગટ થતી આર્યધર્મપત્રિકાઓની આજ પર્યંતની બાવીશ નકલો અમને પોહોંચતાં તે ઉપકાર સહ સ્વીકારીએ છીએ. તે સબંધે લખાણ કરતાં અમને આનંદ પ્રગટ થાય છે તે એ કે, તેઓ ભાઈ સારા વિદ્વાનો દ્વારા એ લઘુ લેખ દર ઉત્સવને દીવસે બહાર પાડી, એ ઉત્સવ શામાટે આપણામાં પ્રચલિત થયો? તેની આપણા ઘણાખરા આર્ય ભાઈઓને ખબર નહિ હોય તો તેવાને ઉત્સવનું રહસ્ય સૂચવી તે પળાવવાને માટે વિશેષ લાગણી પ્રગટ કરે છે. એટલુંજ નહિં પણ એ ઉત્સવના સારનું એક છેવટનું નાનું ટિપ્પણ કરી તેમાંથી કેટલીક એવી અગત્યની સૂચના આપે છે કે જે ઉપરથી વાચક વૃંદને એક અદ્ભુત આભાસ થઈ તે ઉત્સવ અને તેના હેતુને માટે સારીશ્રદ્ધા વિશેષ પ્રગટ થાય, શ્રેણી પરંપરાથી પ્રચલિત દરેક ઉત્સવના આપણા આર્ય ભાઇઓને હેતુ સૂચક, એ આર્ય ધર્મ પત્રિકાએ, ધર્મની શ્રદ્ધા બરાબર બેસારવા રૂપ અને ઉત્સવ તરફના તાત્પર્ય સમજી લાગણી વધારવા રૂપ અપૂર્વ ફત્તેહ મેળવી છે અને મેળવશે.

આટલું કહી અમારે માત્ર પ્રગટ કરનારને એટલું સૂચવવાનું કે હમેશાં કોઇની તરફ કટાક્ષ કરવા રૂપ પોતાના હેતુઓ ન સૂચવતાં માત્ર ઉત્સવનુંજ તેઓ વર્ણન તે પત્રિકામાં કરશે તો તે પત્રિકા ધીમે ધીમે સાર્વજનીક માન્યતાને પાત્ર થશે. પણ કોઇપર કટાક્ષ કરશે તો જેનીપર કટાક્ષ કર્યા હશે તે, પોતાનું હશે અને તે તરફ માન્ય નજર કરનાર હશે તેમજ પંડિતજી તરફ પૂર્ણ ભક્તિવાન હશે છતાં તે પત્રિકાની ઉપર કડવી નજર કરશે. અમારા માજી તંત્રી કેશવલાલે પોતાની એક કવિતામાં સૂચવ્યું છે કે

પુણ્ય વિના ન પમાય પરમ સુખ પુણ્ય વિના નપમાય

જેનુ અન્ન ગનિએ જમવા તેનુ જમવા જમાય—૫૨૦

કડવા કહ્યા અન્યને તેતા સુખકર કેમ સુણાય—૫૨૦

જો પોતાના મીઠા બોલ હોય તો સામેથી મીઠા બોલ મેળવી શકાય

આટલી સૂચના કરવાની જરૂર એકે, એક ધર્મ સબધી ઉત્તેજક તે પત્રિકામા અમુક તરફ વિરુદ્ધ સૂચના કરેલા હતે જે ઉપરથી તે જેની પર કટાક્ષ કરેલ હતો તેના વ્યવસ્થાપકોએ તેનુ સાર ખડન કરેલુ છે, જે અમારા વાચવામા આવતા અમને મોટો કનેગ થયો જેથી સચવવાની જરૂર પડી તો જણાવવાનુ કે જે મનુષ્ય પોતાની પદ્ધતીનેજ અનુસરીને પોતાના કર્તવ્ય શિવાય બીજામા લક્ષ નથી રાખતો તેને કોઇ કડવુ વચન કહી નથી શકતુ પણ તેને અનુસરતા વચમા બીજી અન્યની નિંદારૂપ કર્તવ્યને પણ જે માન આપે છે તે, પોતાના કર્તવ્યમા સ્ખલિત થાય છે એટલુજ નહિ પણ તેમનુ કર્તવ્ય, એટલુ ઓછુ માન્યતાને પાત્ર થાય છે માટે હવે પછી અમને આશા છે કે જે પત્રિકા, તેમના વ્યવસ્થાપક બહાર પાડશે તેમા કોઇપર કટાક્ષ ન કરતા માત્ર ધર્મ શ્રેણીને અનુસરીને કેવળ ઉત્સવના રહસ્યનુજ સૂચવન કરી લોકોની શ્રદ્ધામા અભિવૃદ્ધી કરશે

**શ્રીહરિમાલિકા**—અથવા વ્યાયામ વિચાર એ નામનુ પુસ્તક અમોને તેના પ્રસિદ્ધ કર્તા તરફથી મળ્યુ છે જે ઉપકાર સાથે સ્વિકારતા જણાવવાનુ કે તેનુ ઉપનામ વ્યાયામ વિચાર અર્થાત્ કસરત સબધે વિચાર, એવુ આપેલુ છે તે ક્લિષ્ટ છે કસરત એટલે કસરતશાળા મા જઇ અગ કસરત કરવી એનુજ નામ કસરત છે એમ ગ્રથ કર્તાએ મચવ્યુ નથી પણ શારીરિક ને માનસિક વિગેરે અનેક જાતના કસરતના ભેદો સુચવ્યા છે એ પુસ્તકનો એકો ભાગ વાચવાથી તેનુ તાત્પર્ય ન સમજાતા તે વિષયાન્તર મચક જેવુ ભાસે છે પરતુ સમગ્ર વાચતા તેનુ યોગ્ય તાત્પર્ય મમજાય છે તો માનસિક વ્યાયામ પ્રકરણ, શારીરિક વ્યાયામ પ્રકરણ વિગેરે એમ સચવી તેના સ્પષ્ટ વિભાગો પાડયા હત તો તે વિશેષ વાચક વૃદને તેનુ મન, ન અટવાતા અનુકુલ પડત

ગરવાતમા જે શિષ્ટ વાકયાવની છે તે સર્વને વાચવા લાયક અને અનુકરણીય છે

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ]  'ફાલ્ગુન, સવત્ ૧૯૫૮  [અંક ૫ મો

## ॥ यतो धर्मस्ततो जय ॥




## उदयास्पद अभिरामार्थ ध्वनि

### आर्योने सबोधन

काफी ताल दीपचदी

उदयास्पद अभिराम करो सहु  टे

उत्तम सुख साधक ए गणी स्थळ, करवोनित्य विराम
शामक अमृतरस सपादक त्यमगणी उत्तम धाम-करो १
जे कर्तव्यो निज त्यम परना हितकर होय तमाम
ते कर्तव्यो उदयास्पदगणी करवो तत्र विराम-करो २
नीतिपुर सर निजउदयस्महीं न्यायोपार्जक दाम
भूत परत्वे अनुकपी जे परे सुखनु ते ठामे-करो ३
मानव जन्म उदयपदसाधन धारिअतरमा हाम
करीपुरुपार्थ अतुल सुख पामो स्मरीअतरमा रांम-करो ४
उत्तम अवसर नहि मळवानो खरच्ये लाखो दाम
सार्थक दामोदर करवाने मचवु गणीशुभकाम—करो ५

૧ પરસુખ એટલે પારલૌકિક સુખ ( મોક્ષ ) નું ૨ હામ એટલે પાત્ર ( અધિકારી )
૩ લોકો યોગસાધનથી ઈશ્વર સાથે રમે ( આનંદમય ક્રીડા કરે ) છે માટે ઇશ્વરનું રામ એવુ નામ આપ્યુ છે

# देशाभ्यूदय–साधन.

દેશોદયના સાધનો મેળવવામાં પ્રથમ બુદ્ધીની જરૂર છે અને તે બુદ્ધિ જોકે સ્વાભાવિક રીતે ન્યૂનાધીક સર્વમાં હોય છે પણ તે સ્વાભાવિક બુદ્ધિ આકરોદ્ભવ. (ખાંણમાંથી કાઢેલ) સંસ્કાર રહિત અર્થાત્ ધૂલિ મિશ્રિત હીરા જેવી હોય છે. એટલે હીરાને જેમ મલીનતા નિવારણાર્થે શરાણે ચડાવવા રૂપ સંસ્કાર આપ્યા હોય તે પછી તે અત્યંત તેજસ્વી થવાથી તેનું સ્વાભાવિક રૂપ ખરેખરૂં દેખાઇ આવે છે જેથી તેની કીંમત બરાબર થૈ શકે છે તેમ મનુષ્યને જોકે સ્વાભાવિક બુદ્ધિ હોય તો પણ તેને સંસ્કાર આપવા રૂપ કેળવણીની જરૂર છે. કેળવણી રહિત માણસ બુદ્ધિશાળી છતાં લડવાને તૈયાર થૈ રણમાં હથીયારવિના જનાર માણસ જેવો થૈ પડે છે. કાંઈપણ કાર્ય કરતાં ગમે તેવો બુદ્ધિશાળી માણસ હોય પણ તે કેળવણી રૂપ હથિયાર રહિત હોય તો તે અત્યંત મુંઝાઇ કલેશ ભાજી બને છે અને તે આગળ વધી શકતો નથી. કેળવાએલાં થોડાં મનુષ્યો, પુષ્કળ માણસોથી બની શકે તેવું કર્તવ્ય થોડા પરિશ્રમથી પાર પાડે છે. તેનું ઉદાહરણ, ચીન જાપાનની લડાઇ રૂપ અને અર્વાચિન હિંદી રાજ્ય કર્તા ઈંગ્લાંડ દેશાધીશ રૂપ પ્રસિદ્ધ છે. આખી પૃથ્વીમાં મનુષ્ય વસ્તીનું પ્રમાણ ચીનમાં સૌથી વિશેષ અને જાપાનમાં તેનો એક ચતુર્થાંશ ભાગ પણ વસ્તી નહિં હોય એ કોઇથી અજાણ્યું નથી પણ જ્યારે ચીન અને જાપાન્ વચ્ચે મહાભયંકર લડાઈ થઇ તે વખતે વસ્તી અને રાજ્યના પ્રમાણમાં ચીનનું લશ્કર મોટું છતાં જાપાનિસનો દિગ્વિજય થયો તેનું કારણ એ કે અંગ બળ કરતાં કેળવાએલી બુદ્ધિ બળ વિશેષ ઉપયોગી થૈ પડે છે. જો કે ચીનાઓ પુષ્કળ હતા પણ તે સંસ્કારી બુદ્ધિ કુશળ ન હતા અને જાપાનિસો થોડા હતા પણ ખંતીલા અને સંસ્કારી બુદ્ધિ કુશળ હતા જેથી તેઓએ પોતાની બુદ્ધિ વાપરી સામા પક્ષનો પરાભવ કર્યો. તો દેશાભ્યૂદય સાધન રૂપ અંગબળ દ્રવ્ય બળ અને સહાયકબળ એ ત્રણ જાતનાં બળ કરતાં દરેક કાર્ય કરવામાં બુદ્ધિબળની વિશેષ જરૂર છે. બુદ્ધિ બળવાન, ઉદ્યોગને પરિણામે જે લાભ મેળવે છે તે ઉપર જણાવેલાં એકાદ બળવાન લાભ નથી મેળવી શકતો. ઉપરના ત્રણ બળો, બુદ્ધિ બળનાં સહાયક છે. હવે આપણા આર્યાવર્ત દેશ તરફ દૃષ્ટી કરશું તો ઉપર

જણાવેલા અભ્યૂદયના ચાર સાધનો પૈકી એક પણ માનસિક સાધનોથી પૂર્ણ આ દેશ નથી જેને પરિણામે હિન્દદેશ, દૈવી સાધનોથી પૂર્ણ છતા પરપરાથી ઉદ્યોગમા પછાત ગણાતો આવે છે

પ્રથમ બુદ્ધિ ખીલવવા માટે હિંદમા અપાતી કેળવણી, અન્ય દેશો સાથે સરખાવતા કેટલે દરજ્જે ઓછી છે તે નીચેના કોઠાપરથી જણાઇ આવશે

| દેશના નામો | દરેક મનુષ્ય દીઠ સરાસરી કેળવણી માટે થતુ ખર્ચ | | | લખી વાચી શકનારાનું સેકડે પ્રમાણ | ૨ અભ્યાસી દીઠ થતુ સરાસરી ખર્ચ | | |
|---|---|---|---|---|---|---|---|
| હિંદુસ્તાન | ૩ ૦ | ૨ | ૦ | ૫ | ૩૧ | ૦ | ૦ |
| ગ્રેટબ્રીટન | ૩ | ૦ | ૦ | ૮૦ | ૨૮ | ૦ | ૦ |
| રૂશિયા | ૦ | ૩ | ૦ | ૨૧ | ૧૨ | ૧૨ | ૦ |
| સ્પેન | ૧ | ૨ | ૦ | ૩૪ | ૧૧ | ૪ | ૦ |
| પોર્ટુગાલ | ૧ | ૨ | ૦ | ૩૪ | ૧૧ | ૪ | ૦ |
| ઈટાલી | ૦ | ૧૦ | ૦ | ૪૧ | ૯ | ૦ | ૦ |
| ઑસ્ટ્રીયા | ૧ | ૬ | ૦ | ૪૯ | ૧૪ | ૪ | ૦ |
| ફ્રાન્સ | ૧ | ૨ | ૦ | ૭૮ | ૦ | ૯ | ૦ |
| બેલજીયમ | ૨ | ૮ | ૦ | ૮૬ | ૧૪ | ૪ | ૦ |
| હોલાંડ | ૧૪ | ૦ | ૦ | ૮૬ | ૧૫ | ૧૨ | ૦ |
| સ્કેન્ડીનેવીયા | ૦ | ૧૫ | ૦ | ૮૭ | ૬ | ૧૨ | ૦ |
| સ્વિટ્ઝર્લાંડ | ૦ | ૨ | ૦ | ૮૮ | ૭ | ૮ | ૦ |
| જર્મની | ૨ | ૬ | ૦ | ૯૪ | ૧૮ | ૦ | ૦ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૫ | ૦ | ૦ | ૯૦ | ૨૬ | ૪ | ૦ |

કેળવણી પુ ૧૪ અંક ૧ દર્શન

ઉપર જણાવેલા અન્ય દેશોના અભ્યાસ પત્રકો સાથે સરખાવતા હિંદુસ્તાનમા જે કેળવણી પાછળ સરકારી ખર્ચ થાય છે તે પણ ઘણો ઓછો છે આ દેશ કરતા આપણી સરકારના તાબાના અન્ય આસ્ટ્રેલીયા વિગેરે દેશોમા પણ સરકાર તરફથી વિશેષ ખર્ચ કેળવણી પાછળ થતો માલમ પડે છે એ પરથી આપણે સ્પર્ધા કરવાનુ નથી પણ જેટલી કેળવણી ને માટે આપણા

દેશમાં ઓછી કાળજી રખાતી હોય તેટલી કાળજી વધારવાને માટે સરકારને અરજ કરવાની હિંદ દેશીને જરૂર છે. યુનાઇસ્ટેટ અને જર્મની વિગેરે ઉદ્યોગમાં ફત્તેહ મેળવે છે તેનુ કારણ બુદ્ધિકૌશલ્ય માટે સૌ દેશ કરતાં તે દેશમાં રાજ્ય મદદ વિશેષ છે એ ઉપરના આંકડા ઉપરથી સિદ્ધ થાય છે તે શિવાય અન્ય દેશો પણ હિંદ કરતાં ઉદ્યોગમાં ને કેળવણીમાં ચડીયાતા છે તો ચાર બળ માહેલું અભ્યૂદયના સાધનરૂપ મોટામાં મોટું પહેલું બુદ્ધિબળ મેળવવા માટે હિંદનેવાસીઓ પોતાની કાળજી વધારવા માટે અને કેળવણી પાછળ થતા ખર્ચ માટે તે ખર્ચ વધારી હિંદીઓને કેળવણીમાં આગળ પડતા કરવા માટે સરકારને .અરજ કરી આપણી શાણી સરકારની તે ખાતે કાળજી વધારવાની પણ જરૂર છે. કાનગ્રેસની ગઈ સાલની બેઠકમાં હિંદી ઉદ્યોગ અને કેળવણી વિગેરે માટે જે ચર્ચા ચાલી હતી અને ઉદ્યોગ અભિવૃદ્ધયર્થે દર વર્ષે કાન્ગ્રેસની સભા વખતે હિંદીકારીગિરીનું પ્રદર્શન કાઢવાને જે નવો ધારો પસાર થયો હતો તેપરથી હવે કાંઈક સમજાય છે કે હિંદની બગાં ઉડવાની તૈયારી થઈ તેમ આપણી સરકારને પણ "હિંદી ઉદ્યોગ ખીલવવાની જરૂરીયાત છે" એવી અસર થૈ હોય એમ માલમ પડે છે. પણ બિચારી કેટલીક હિંદી પ્રજા હવે તો સાધનો વિનાની થઈ પડી છે. અપૂર્ણ.

---

## कर्मचांडाळ ते चांडाळ के जातिचांडाळ ते चांडाळ ?

(ગતાંક પત્ર ૭૮ થી.)

દીર્ઘ બાહુ ચાંડાળે ઉત્તર આપ્યો પ્રધાનજી ! એ સ્વકર્તવ્ય પરિણામ છે આપ મારી સાથે પધારો આપને પ્રત્યક્ષ રૂપ તેનો ખુલાસો આપું. આમ કહી સ્નાન કરી સ્વચ્છ વસ્ત્રો પહેરી પોતાની સાથે પ્રધાનને લઈ પોતાનાં દેવમુર્તી માતાપિતા જે ઓરડામાં હતાં તે ઓરડામાં આવ્યો અને પોતાના માતાપિતાને પ્રણામ કરી નમ્રતાથી બોલ્યો માતાપિતા ! શું આજ્ઞા છે ? કંઈ નહિ બેટા ! માતાપિતાએ ઉત્તર વાળ્યો. પછી તે બન્નેને સ્નાન કરાવી વિધિપૂર્વક સેવા કરી ને નિવૃત થયા બાદ પ્રધાનને કહ્યું પ્રધાનજી ! ઈશ્વરી એવો નીયમ છે કે મનુષ્ય ગમે તે જાતીનો હોય પણ તે જો પોતાના કર્તવ્ય કર્મ પરાયણ હોય છે તો તે ઐહિક અને આમુષ્મિક સિદ્ધિવાન બને છે

એટલુજ નહી પણ તે જગન્માન્ય કીર્તિ પણ મેળવે છે મારી પાસે બીજીકશી વિદ્યા નથી તેમ મારા કૃત્યો મારા જાતી ધર્મને પરીણામે સારા નથી છતા જે મારી ધાર્મિક કર્તવ્ય પરાયણતા છે તેને પરીણામે હુ ત્રિકાલજ્ઞ બન્યો છુ

शुद्रोपिशील सपन्नो गुणवान् ब्राह्मणो मत
ब्राह्मणोऽपिक्रियाहीनश्शुद्राद्प्यधमो मत

પ્રધાનજી! જો કે જાતીથી શુદ્ર હોય તો પણ તે શીલ સપન્ન હોય, સદ્ગુણવાન હોય અને નિજ કર્તવ્ય યુક્ત હોય તેમા બ્રહ્મ તેજ પ્રાપ્ત થાય છે અર્થાત્ તે પરમસુખાધિકારી બને છે પરતુ જે પોતાનુ કર્તવ્ય હોય તેથી ઉલટી રીતે વર્તતો હોય તે, જાતીથી ઉત્તમ હોય તો પણ શુદ્રથી પણ અધમ બને છે અર્થાત્ નરકાધિકારી બને છે

श्वपाकीगर्भसभूत पराशरमहामुनि
कर्मणा ब्राह्मणोजात स्तस्माज्जातिरकारण

જાતિ ચાડાળ તે ચાડાળ નથી ગણાતો તેના અનેક પ્રાચીન દ્રષ્ટાતો છે પરાશર ઋષી જાતીથી ઉત્તમ ન હતા કારણ તેની માતા ચાડાળણી હતી તેમ વ્યાસજીની માતા પણ ખારવણ હતી છતા પોતાના ઉત્તમ જાતીના કર્તવ્યથીજ ઉત્તમ વર્ગમા ગણાયા કોઈ પણ ઉત્તમ વર્ણ, અન્ય વિષયમા ગમે તેવો કુશળ હોય, વિદ્યાવાન હોય, વેદોનુ અધ્યયન કરનાર હોય પરન્તુ નિજ કર્તવ્યથી ઉલટો હોય તો તે ઉત્તમ ગણાતો નથી પણ ચાડાલજ ગણાય છે જે જાતીથી ઉત્તમ છતા સ્વાભાવે ક્રૂર હોય, ચડ (અતિઉગ્ર દુષ્ટ) સ્વભાવ વાળો હોય, પાપ કર્મ કરનાર હોય અને અધમતાથી અન્યનુ હૃદય કળકળા વીને નિર્દયવાન બનો પોતાના કર્તવ્યથી વિરૂદ્ધ વર્તી પારકુ ધનલેવાને આસક્ત હોય તે માણસજ ખરેખરો ચાડાળ જાણવો પણ જાતી ચાડાળ ઉત્તમ કર્તવ્યવાન હોયતો તેને ચાડાળ ન જાણવો

चतुर्वेदोऽपियोभुत्वा चडकर्म समाचरेत्
चाडालस्सतुविज्ञयो नवेदा स्तत्रकारण
क्रूराश्चडाश्च पापाश्च परद्रव्यापहारिण
निर्दयास्सर्वभूतेषु चाडालास्सर्वजातिषु

આપને જે ચાડાળણીએ પોતાનુ માસ દુષિત થયુ આમ કહી ચાડાળથી અધમ તમને બનાવ્યા તેનો ખુલાસો આપને આપવાનુ પતિવ્રતા બેન વિદ્યુત્પ્ર

ભાની પ્રેરણાથી મારે શિર આવ્યું છે. અસ્તુ આપની રક્ષક પ્રજા હોઈ એ ખુલાસો આપતાં જરા મારે કડવું થવું પડશે પરંતુ પ્રથમના સ્વભાવથી આપની પ્રકૃતિમાં ફેર પડયો છે એમ માની તથા આ સ્થળે સાધકરૂપે આવ્યા છો એમ માની યોગ્ય આપને કહેવામાં હું આપના કલેશાસ્પદ નહિં બનું એવી મારી ધારણા છે. પ્રધાનજી ! પરંપરાનો એ સિદ્ધાંત છે કે નિજકર્મ રત ઉત્તમ ગણાય છે અને નિજકર્મ ભ્રષ્ટ, અધમ ( ચાંડાલ ) ગણાય છે આપ જાતિથી ઉત્તમ છો પરન્તુ આપના કર્તવ્યકર્મથી આપે વિપરીત પગલું ભરેલું છે જેથી આપ ચાંડાળથી પણ અધમ બન્યા છો.

एकेस्वार्थपराः परार्थघटकाः स्वार्थान्परित्यज्ययेे
सामान्यास्तुपरार्थमुद्यम भ्रताः स्वार्थाविरोधेनये
तेऽमीमानवराक्षसाः परहितंस्वार्थायनिघ्नंतिये
येनिघ्नंतिनिरर्थकं परहितं ते केनजानीमहे.

પોતાનો સ્વાર્થ પણ તજીને પરહિત કર્તા તો જો કે કોઈકજ વીર પુરૂષો છે પરન્તુ તેના કરતાં પોતાના સ્વાર્થને અંગે સામાનું ભલું કરનાર પણ સામાન્ય રીતે ઉત્તમ ગણાય છે. અને પોતાના સ્વાર્થને લીધે રાક્ષસ ( ચાંડાળ ) જેમ પોતાને માંસ ખાવાના સ્વાર્થથી અન્ય પશુ આદિને મારે છે તેમ જે અન્યનું બગાડે છે તે, માણસ રૂપી રાક્ષસ ( ચાંડાળ ) ગણાય છે પરન્તુ જે પોતાનો કશો સ્વાર્થ ન છતાં અન્યનું બગાડે અર્થાત્ જે બગાડવામાં પોતાને લાભને બદલે ઉલટી હાની છતાં ઝનુનમાં આવી જઇ આવાં અધમમાં અધમ કૃત્યમાં પ્રેરાય છે તેને કોની ઉપમા આપવી ? એ સૂઝતું નથી. પ્રધાનજી ! તમે તમારા રાજાની પ્રેરણાથી તપસ્વીની શોધ માટે જંગલમાં આવ્યા પહેલાં માત્ર ચાંડાલજ હતા પણ જંગલમાં આવતાં નિર્દોષ બિચારા આપણા દયાળુ રાજાને મારી નાખવાને જે તમે ઉશ્કેરાયા તેથી તમે ચાંડાલથી પણ અધમ બન્યા તેમ છેક સુધી સારી રીતે ખવરાવી પીવરાવી સંતોષ આપી એકદમ તેનાથી અજાણતાં તેનો ઘાત કરવો તે ચાંડાળ કૃત્ય કરતાં રીબાવી રીબાવી કકળાવી ભૂખ્યાં તરસ્યાં રાખી ફડફડાવીને જે પ્રાણીને મારવું તે ચાંડાલથી પણ નીચમાં નીચ કર્તવ્ય છે. આપે પણ તેવાં કૃત્યો કરેલ છે એટલે કે ચાંડાળતો મુંગાં નિરપરાધી પ્રાણીને તેનો ઘાત કરવો હોય તે પહેલાંતો તેને ખવરાવીને ખૂબ સંતોષ આપે અને પછી એનાથી છાનો રીતે ઘાત

કરી મારે પણ આપે તો અનેક મનુષ્યોને રીબાવી કકળાવી ભૂખ્યાને તરસ્યા તડફડાવીને મારી નાખ્યા છે તેમ અનેક રીતે નીચમા નીચ રીતે નિર્દયતા વાપરી ધન એકઠુ કર્યું છે રાજાને પણ ખોટુ બોલી આજ પર્યંત છેતરેલ છે તમારા પિતા માતને પણ અત્યત કલેશ આપેલ છે પણ તેઓની સેવા નથી કરી ઉપર લખેલ શસ્રાન્તર્ગત શ્લોકમા જે ચાડાળના લક્ષણો દર્શાવ્યા છે તે તમામ લક્ષણો બલ્કે તેનાથી વિશેષ આપે આજ પર્યન્ત સપાદન કર્યા છે પણ ઓછા સપાદન નથી કર્યા તમારી મલીનતાને નિવારણાર્થે કોઈ સમર્થ નથી

चित्तरागादिभि क्लिष्ट अलीकवचनैर्मुख
जीवघातादिभिर्काय स्तस्यगगापराङ्मुखी

રાગદ્વેષાદિથી ભરેલા અત કરણવાળાને, અસત્ય બોલનારને, અને નિર્દયતાને અગે નિર્દોશજીવ ના ઘાતકને અન્ય પાતક નિવારણ કરનારા ગગાજી પણ પવિત્ર નથી કરી શકતા ગમે તેવો નીચ મનુષ્ય હોય તો પણ અનાયાસે કદાપી તેને વિવેકી જ્ઞાનવાનનો સગથાય તો તેમની મલીનતા દૂર થઈ નર્મલ તાની છાપ પડતા કોઈ ઉત્તમ વિચારવાન બને છે તેમ આપને કોઈ જ્ઞાનવાન, આપના હાજીયા મિત્રો અને સત્સાહગોને પરિણામે પ્રાપ્ત કરી શકયા નથી એટલે કે તેવા મિત્રોની સલાહથી કોઈ આપની પાસે આવે તો તેને માન આપી તેની પાસેથી કાઈ પણ આવા શિક્ષણ લેવાને સમર્થ બન્યા નથી પરન્તુ તેવાઓને અપમાન કરવાનેજ સમર્થ બન્યા છો વિવેકી પ્રધાન ! આપણા રાજાએ જે સદ્બોધક તપસ્વીને ખોળવાને આજ્ઞા કરી તે તપસ્વીરૂપ આપને સદ્બોધ આપનાર અને જેની પ્રેરણાથી સત્ક બોલ્યા આપને ઉત્તમ કર્તવ્ય (ધર્મ) નિષ્ટની સગતો થતા આપ આર્દ્ર બન્યા તેજ આપની ગુરૂ, સદ્બોધ આપનારી નિજ કર્મરતા આપની પૂજ્યા સમજજો જો તેણે આપને ભ્રમમા ન નાખ્યા હતતો કદી આપ સદ્ગુણી બનાત નહિ અને મારા જેવા ભિખારી પાસે સકૌતુકી બની આવત નહિ તમને ભ્રમમા નાખી જે આટલા રખડાવ્યા તે આપને પ્રત્યક્ષ અનુભવ કરાવવાજ એટલે જે મે આપને બોધ આપ્યો તે બોધ પેલી ચાડાળણી આપી શકત અને પતિવ્રતા વિદ્યુત્પ્રભા પણ આપી શકત પરન્તુ તેથી પરોક્ષ જ્ઞાનને પરીણામે આપને કશી અસર ન થાત પ્રથમ તે ચાડાલણી એ વિદ્યુત્પ્રભા બેનને ત્યા જવાનુ કહેલુ અને તે બેને પોતાની

બાની પ્રેરણાથી મારે શિર આવ્યું છે. અસ્તુ આપની રક્ષક પ્રજા હોઈ તે ખુલાસો આપનાં જરા મારે કહવું થવું પડશે પરંતુ પ્રથમના સ્વભાવથ: આપની પ્રકૃતિમાં ફેર પડયો છે એમ માની તથા આ સ્થળે શાપકર્તે આવ્યા છો એમ માની યોગ્ય આપને કહેવામાં હું આપના ક્લેશાસ્પદ નહિ બનું એવી મારી ધારણા છે. પ્રધાનજી ! પરંપરાનો એ સિદ્ધાંત છે કે નિજકર્મ રત ઉત્તમ ગણાય છે અને નિજકર્મ ભ્રષ્ટ, અધમ ( ચાંડાલ ) ગણાય છે આપ જાતિથી ઉત્તમ છો પરન્તુ આપના કર્તવ્યકર્મોથી આપે વિપરીત પગલું ભરેલું છે જેથી આપ ચાંડાળથી પણ અધમ બન્યા છો.

एकेस्वार्थपराः परार्थघटकाः स्वार्थान्परित्यज्यये
सामान्यास्तुपरार्थमुद्यम भृताः स्वार्थाविरोधेनये
तेऽमीमानवराक्षसाः परहितंस्वार्थायनिघ्नंतिये
येनिघ्नंतिनिरर्थकं परहितं ते केनजानीमहे.

પોતાનો સ્વાર્થ પણ તજીને પરહિત કર્તા તો જે કે કોઈકજ વીર પુરૂષો છે પરન્તુ તેના કરતાં પોતાના સ્વાર્થને અંગે સામાનું ભલું કરનાર પણ સામાન્ય રીતે ઉત્તમ ગણાય છે. અને પોતાના સ્વાર્થને લીધે રાક્ષસ ( ચાંડાળ ) જેમ પોતાને માંસ ખાવાના સ્વાર્થથી અન્ય પશુ આદિને મારે છે તેમ જે અન્યનું બગાડે છે તે, માણસ રૂપી રાક્ષસ ( ચાંડાળ ) ગણાય છે પરન્તુ જે પોતાનો કશો સ્વાર્થ ન છતાં અન્યનું બગાડે અર્થાત્ જે બગાડવામાં પોતાને લાભને બદલે ઉલટી હાની છતાં અનુનમાં આવી જાય આવાં અધમમાં અધમ કૃત્યમાં પ્રેરાય છે તેને કોની ઉપમા આપવી ? એ સુઝતું નથી. પ્રધાનજી ! તમે તમારા રાજાની પ્રેરણાથી તપસ્વીની શોધ માટે જંગલમાં આવ્યા પહેલાં માત્ર ચાંડાલજ હતા પણ જંગલમાં આવતાં નિર્દોષ બિચારા આપણા દયાળુ રાજાને મારી નાખવાને જે તમે ઉશ્કેરાયા તેથી તમે ચાંડાલથી પણ અધમ બન્યા તેમ છેક ભુખી સારી રીતે ખવરાવી પીવરાવી સંતોષ આપી એકદમ તેનાથી અજાણતાં તેનો ઘાત કરવો તે ચાંડાળ કૃત્ય કરતાં રીબાવી રીબાવી ટળવળાવી ભુખ્યાં તરસ્યાં રાખી દુઃખ દઈને જે મારીને મારવું તે ચાંડાલથી પણ નીચમાં નીચ કર્તવ્ય છે. આપે પણ તેવાં કૃત્યો કરેલ છે કારણ કે ચાંડાળનો ભુખાં નિરપરાધી પ્રાણીને તેનો ઘાત કરવો હોય તે પહેલાં તેને ખવરાવીને ખુબ સંતોષ આપે અને પછી તેનાથી છાનો રીતે ઘાત

કરી મારે પણ આપે તો અનેક મનુષ્યોને ગીખાવી કકળાવી ભૂખ્યાને તરસ્યા તડફડાવીને મારી નાખ્યા છે તેમ અનેક રીતે નીચમા નીચ રીતે નિર્દયતા વાપરી ધન એકઠુ કર્યું છે રાજાને પણ ખોટુ બોલી આજ પર્યંત છેતરેલ છે તમારા પિતા માતને પણ અત્યત કલેશ આપેલ છે પણ તેની સેવા નથી કરી ઉપર લખેલ શસ્રાન્તર્ગત શ્લોકમા જે ચાડાળના લક્ષણો દર્શાવ્યા છે તે તમામ લક્ષણો બલ્કે તેનાથી વિશેષ આપે આજ પર્યન્ત સપાદન કર્યા છે પણ ઓછા સપાદન નથી કર્યાં તમારી મલીનતાને નિવારણાર્થ કોઈ સમર્થ નથી

चित्तरागादिभि क्लिष्ट अलीकवचनैर्मुख
जीवघातादिभिर्काय स्तस्यगगापराङ् मुखी

રાગદ્વેષાદિથી ભરેલા અત કરણવાળાને, અસત્ય બોલનારને, અને નિર્દયતાને અગે નિર્દોશજીવ ના ઘાતકને અન્ય પાતક નિવારણ કરનારા ગગાજી પણ પવિત્ર કરી શકતા ગમે તેવો નીચ મનુષ્ય હોય તો પણ અનાયાસે કદાપી તેને વિવેકી જ્ઞાનવાનનો સગથાય તો તેમની મલીનતા દૂર થઈ નર્મલતાની છાપ પડતા કોઈ ઉત્તમ વિચારવાન બને છે તેમ આપને કોઈ જ્ઞાનવાન, આપના હાજીયા મિત્રો અને સત્સલાહકારોને પરિણામે પ્રાપ્ત કરી શક્યા નથી એટલે કે તેવા મિત્રોની સદાગ્રહથી કોઈ આપની પાસે આવે તો તેને માન આપી તેની પાસેથી કાઈ પણ આવા શિક્ષણ લેવાને સમર્થ બન્યા નથી પરન્તુ તેવાઓને અપમાન કરવાનેજ સમર્થ બન્યા છો વિવેકી પ્રધાન ! આપણા રાજાએ જે સદ્બોધક તપસ્વીને ખોળવાને આજ્ઞા કરી તે તપસ્વીરૂપ આપને સદ્બોધ આપનાર અને જેની પ્રેરણાથી સરાક બનેલા આપને ઉત્તમ કર્તવ્ય (ધર્મ) નિષ્ટની સગતી થતા આપ આર્દ્ર બન્યા તેજ આપની ગુરૂ, સદ્બોધ આપનારી નિજ કર્મરતા આપની પૂજ્યા સમજજો જો તેણે આપને ભ્રમમા ન નાખ્યા હતતો કદી આપ સદ્ગુણી બનત નહિ અને મારા જેવા ભિખારી પાસે સકૌતુકી બની આવત નહિ તમને ભ્રમમા નાખી જે આટલા ખડાવ્યા તે આપને પ્રત્યક્ષ અનુભવ કરાવવાજ એટલે જે મે આપને બોધ આપ્યો તે બોધ પેલી ચાડાળણી આપી શકત અને પતિવ્રતા વિદ્યુત્પ્રભા પણ આપી શકત પરતુ તેથી પરોક્ષ જ્ઞાનને પરીણામે આપને કશો અસર થાત પ્રથમ તે ચાડાલણી એ વિદ્યુત્પ્રભા બેનને ત્યા જવાનુ કહેલુ આપને જેને પોતાની

વાવશો તો તે ફળનો અનુભવ કરશો અને મારા કરતાં આપ તો વિદ્વાન પણ છો તેથી અધિક સિદ્ધી મેળવશો. તો હવે આપ નમ્ર ને દયાર્દ્ર બનો, આપનું મુખ્ય કર્તવ્ય પ્રજાને સંતોષ આપવો તે સ્વિકારી અનેક મનુષ્યના ફડફડતા હૃદયને આપ અમૃત નજર કરી શાંત કરો એઓના દુ:ખ નિવારણાર્થે યત્ન કરો, તમારા માતા પિતા જ્યારે તમને કાંઈ શિક્ષણ આપવાને યત્ન કરે ત્યારે જે તમે તમારી દુઃસંગતીને પરીણામે આવેશમાં આવી જઇ તેની સેવાને બદલે તેને પ્રહાર કરો છો તે કદી ન કરતાં મારી પેઠે તેની ચરણ સેવામાં તત્પર રહી તેની આજ્ઞાને અનુસરો. તેના વિચારો ને આપ જે "તે ડોસો તે શું સમજે" કરીને તિરસ્કારો છો તે ન તિરસ્કારતાં તેના વિચારો લક્ષમાં લ્યો અને તેનું મનન કરી તેને અનુસરો. તેથી તમને ઘણો લાભ થશે કારણ તમારા કરતાં તેને બહુ વર્ષો થતાં તે બહુ અનુભવ અને સ્થિર વિચારના હોવાથી તમે જે કામ કરવાને ઇરાદો કરતા હશો તે તેમને પૂછતાં તે કામના પરિણામનો પણ નિશ્ચય કરી પછી તમને સંમતી આપશે પરન્તુ તમે સ્વતત્ર વિચારથી કરશો તો પરિણામની ખબર ન હોવાથી અવળું પણ પરીણામ આવે અને જ્યારે અવળું પરિણામ આવે ત્યારે પોતાનો બચાવ કરતાં અન્ય નિરપરાધીઓનો ઘાત કરવા રૂપ આપ અધર્મમાં યોજાશો. આવા અનેક દાખલાના અનુભવો આપે કર્યા હશે. દાખલા તરીકે નિષ્પ્રયોજન જેવું અને પરિણામે ક્ષતીકારક જેવું કોઇ મોટું રાજ્યમાં ખર્ચ કર્યું હશે અને જ્યારે તેનો ખાડો આવ્યો હશે ત્યારે તે ખાડો પુરવાને નિરપરાધી પ્રજાને આપે પીડેલ હશે. તો આવા અધર્મના મૂળરૂપ સ્વતંત્ર વિચારોનો પણ ત્યાગ કરી જ્યાં સુધી આપના પિતા વિદ્યમાન છે ત્યાં સુધી તેના સ્થિર ડાહાપણ ભરેલા વિચારોને અનુસરી કાર્યરત રહો અને તેમની સેવામાં તત્પર રહો. તથા કેટલોક વ્યાવહારિક અનુભવ પણ તેની પાસેથી આપ મેળવો. તમારી ઉપર પૂર્ણ વિશ્વાસ રાખનારા અને તમારા વચનોને સત્યજ માનનાર આપણા મહારાજા, ઘણા ઉતમ વિચારના છે તેમને પણ અનુસરીને કાર્ય કરો. તેની તરફ કડવી નજર તજી દઈ ભક્તીભાવ રાખો, કારણ રાજાને વિશે પણ પિતૃવત્ ભાવ રાખવો જોઇએ.

जनिताचोपनेताच यश्चविद्यां प्रयच्छति
अन्नदाता भयत्राता पंचैते पितर स्मृताः ॥

જેમ ઉત્પાદક પિતાને પિતા ગણો છો તેવી રીતે શાસ્ત્ર વિહિત ઉપરના શ્લોકને અનુસરી વિદ્યાગુરૂ, ઉપનેતાગરૂ અન્નદાતા, (રાજા શેઠ વિગેરે), અને ભયથી રક્ષકને પણ પિતા તુલ્ય માનો અને કાયમને માટે જે તમારા ચાડાળ ના જેવા હલકા વિચારો છે અને જેને પરિણામે આપ કર્મ ચાડાળ બન્યા છો ત તમારા હલકા વિચારોને હમેશાને માટે તજી ઉત્તમ ધર્મવાન નીતિવાન વિનયી, અને વિવેકથી ભરેલા વિચારો આપ હમેશા ધારણ કરો અને કર્મ ચાડાળ બનવા રૂપ તમારામા જે મલીનતા છે તે, ઉત્તમ કર્તવ્યોદ્વારાધોઈ નિર્મળ બનો

दृष्टीपूतन्यसेत्पाद वस्त्रपूतपिवेज्जल
सत्यपूतावदेद्वार्णी मन.पुतसमाचरेत्

દૃષ્ટીથી જોઈ જગ્યાની પવિત્રતાની ખાત્રી કરી પછી તે જગ્યાપર પગલુ મૂકવુ, વસ્ત્રથી ગળી પીવા લાયક છે એવી ખાત્રી કરી પછી જળ પીવુ બોલવામાં જે બોલવાનુ હોય તેની સાચા ખોટાની ખાત્રી કરી પછી વાણી બોલવી અને જે કાંઈ કામનો આરભ કરવો હોય તે કાર્ય, કરવા લાયક છે કે નહિ તેની મન સાથે ખાત્રી કરી પછી તેવા કાર્યનો આરભ કરવો કારણ—

अतिरभसकृताना कर्मणामाविपत्तौ
भवतिहृदयदाही शल्यतुल्योविपाक

કર્તવ્યા કર્તવ્યનો વિચાર કર્યા વગરના કાર્યમા જો વિપરીત પરીણામ આવી પડે અને એ પરિણામે જન્મપર્યંત જ્યારે દુ ખ સહેવાનું આવે ત્યારે તે જન્મ પર્યંતનું સાલ પેઠા જેવુ ભાસે છે તો કોઇ કાર્યનો આર ભ વિનાવિચારે ન કરવો એવો જે પ્રચીન મહત્પુરૂષોનો બોધ છે તે ગ્રહણ કરો

અપૂર્ણ ]

---

## अद्भुत बाजी

ગયા અકને પાને ૮૮ થી

જેમ કે પાકેલ સોગઠી પેટ ઘર આવી હોય તેમા દાન પડવાથી પાછી કાચી થાય છે તેમ આ સસાર બાજીમા પણ બને છે જેને માટે દૃષ્ટંતો આપણા શાસ્ત્રોમાં જોઇયે તેટલા છે શૃગી મત્સ્યેંદ્ર, ચિત્રકેતુ, નારદજી વગેરે

આ બાજી રમનાર ચાર જણ પ્રથમ બતાવી ગયો છું ત્યાં ગૃહસ્થાશ્રમીને છેલ્લી પાયરીયે મુકયા છે આનું કારણ એજ છે કે જેમ ચોપાટબાજીમાં રમનાર ચાર જણમાં જે પાછળ રહે તે હાર્યો ગણાય છે તેમાં પણ કોઇ વખતે એવું હારવું થાય છે કે ત્રણે સોગઠીતો પાકી ગઈ હોય પણ છેલ્લી ( ચોથી ) થોડી કાચી હોય અગર પાકવાપર આવેલી હોય, તેવામાં બાજી પુરી થાય છે, તેથી તે પાછળ રહેનાર હારે છે કોઈવાર જીતેલ માણસ પણ હારે છે, ને એવી રીતે કે પોતે પાકી ગયા છતાં બીજાની ઈર્ષા કરી તેની સોગઠી મારવા માટે પોતાની પાકેલી સોગઠીને કાચી કરે છે તેમાં પાછળ રહી જવાપણુ થાય છે. કેટલાક કોઈ બીજાની સોગઠી બુંદમાં પડી હોય તે ગાંડી કરે છે તેમાં પોતેજ પાછળ રહી જવાથી હારે છે. વખતે બુંદમા પડેલ હોય તે પણ હારે છે, કયારેક પાકવાપર આવેલ સોગઠી પોતાના પડમાં આવી હોય તેવામાં દાવ પડવાથી ખડું થાય છે ને તેથી પછાત પડવાથી હારવું થાય છે આમ વારંવાર થવું ઘણું કરીને જે હારવાપર આવેલ હોય તેને થાય છે.

આજ પ્રમાણે આ સંસાર બાજીનાં રમનારને પણ સમજવું. એટલે કે ચાર રમનાર કે જે ચાર વર્ણછે તેમાં મોક્ષ મેળવવામાં જે પાછળ રહે તે હાર્યો ગણાય કેટલાક વિદ્વાનો કહે છે કે "જીતીબાજી હાર્યોરે" અર્થાત્ મનુષ્ય જન્મ પામી આ સંસાર બાજી રમી મોક્ષ મેળવી જીતવારૂપ પાકવુ છે પણ તેમાં પાછળ રહેવાથી જીતેલ બાજી હાર્યાતુલ્ય થાયછે. હવે અહીં જોવાનું એજ છે કે પ્રથમ હું કહી ગયો છું કે ગૃહસ્થાશ્રમી છેલ્લી પાયરી પર છે ને એજ હારે છે પણ તેમાં ભેદભાવ એટલોજ છે કે ગૃહસ્થાશ્રમના ભુલવાના પ્રસંગ ઘણા છે– કારણકે આમાં સામાન્ય રીતે ૩૦ લક્ષણ તો પાળવાંજ જોઇએ તેઓ– ૧ સત્ય, ૨ દયા, ૩ વૃત, ૪ પવિત્રતા, ૫ સહનશીલપણું. ૬ યથાશક્તી જપ, ૭ દાન, અને ૮ પ્રવૃતીમાંજ નિવૃત્તીનો અટકાવ, ૯ સરલતા ૧૦ સંતોષ, ૧૧ મહાત્માઓની સેવા. ૧૨ સર્વે મનુષ્યોને દેવસમ ગણવા ૧૩ શ્રવણ, ૧૪ કીર્તન, ૧૫ સ્મરણ, ૧૬ સેવા, ૧૭ પૂજા, ૧૮ નમસ્કાર ૧૯ વિવેક, ૨૦ મનનો સંયમ, ૨૧ ઇદ્રિયોનો નિગ્રહ, ૨૨ અહિસા, ૨૩ બ્રહ્મચર્ય, ૨૪ નિષ્ફળજતી ક્રીયાનો વિચાર. ૨૫ આત્માનુ સંધાન, ૨૬ ભોજનાદીમાંથી બીજા પ્રાણીયોનો યથાયોગ્ય વિભાગ. ૨૭ દાસપણું. ૨૮ સખાપણું. ૨૯ દેહનુ સમર્પણ. હવે અહીં બીજાં આશ્રમોનાં લક્ષણો તરફ જોઈશુ તો જણાશે કે

બ્રહ્મચર્યમા શમ, દમ, જપ, તપ, વિચાર, પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરલતા, ભિક્ષાથી નિર્વાહ, ભક્તી, દયા, જીતેંદ્રિયપણુ, વેદાદીના અભ્યાસપર લક્ષ, દર્ભનુ ધારણ, યુક્તસમયે મૌન –વાનપ્રસ્થમા, વાનમા રહેવુ, વનના કંદ મૂળથી નિર્વાહ, વલ્કલધારણ કરવા, પંચદેશ, ત્રણરૂતુમા વિપરીત વર્તન, એટલે પંચાગ્નિ તાપવો, અભ્રાવકાશ વૃત, ઊંડકવાસવ્રત ધારણ કરવા, અને સન્યસ્તમા, એકજ વસ્ત્ર, એકજ દંડનુ ધારણ કરવુ, એકજ પાત્રરાખવુ, શૌચ, મનો નિગ્રહ, વાણી, દેહ, ને મનને મૌન, સકામકર્મનો ત્યાગ, ને પ્રાણાયામથી દંડ આપવો વીગેરે

આ પ્રમાણે સરખાવતા પણ ગૃહસ્થાશ્રમમા વધારે પાળવાના લક્ષણો છે તેથી ભૂલવાના પ્રસંગો વધારે છે ભૂલ ખાધી કે લટકયા ને લટકયા કે અધોગતી તૈયારજ છે માટે તેને હલકી પાયરીપર મુક્યો છે

બીજુ કારણ આ પણ સપ્રમાણછે કે જેમ ચાર વર્ણ છે તેની ઉત્પત્તિ આ પ્રમાણે ચઢતી ઉતરતી પાયરી પામેલ છે જેમકે–બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર આ ક્રમ ચઢતો ચઢતો સમજવાનો છે કારણકે વૈરાટ પુરૂષના ચરણથી શુદ્રની ઉત્પત્તી છે, પેટથી વૈશ્ય, બાહુથી ક્ષત્રી, અને મુખથી બ્રાહ્મણ, તાત્પર્ય કે ઉત્તમ મુખ, તેથી ઉતરતા બાહુ, તેથી ઉતરતુ પેટ અને તેથી ઊતરતા ચરણ તેમજ ચાર આશ્રમની ઉત્પત્તી પણ એ વૈરાટપુરૂષના અગમાથી ચાર સ્થળથી થઈ છે અને એજ પ્રમાણે એ સ્થળના ચઢતા ઉતરતા પ્રમાણમા આ આશ્રમો પણ ચઢતા ઊતરતા ગણાય છે—

આ ચાર આશ્રમમા સન્યાસ સર્વોત્તમ આશ્રમ છે કેમકે તે મસ્તકથી ઉત્પન્ન થયો છે તેથી વાનપ્રસ્થ ઉતરતો છે કારણકે તે વક્ષસ્થળથી થયો છે, બ્રહ્મચર્ય તેથી ઉતરતો છે કેમકે તે હૃદયથી ઉત્પન્ન થયો છે ને ગૃહસ્થાશ્રમ તેથી ઉતરતો છે એટલે કે તે પેડુથી ઉદ્દભવ્યો છે, માટે એ આશ્રમને છેલ્લી પાયરીએ મુકવામા આવ્યો છે

ગૃહસ્થાશ્રમ શિવાયના ત્રણ આશ્રમ ઉંચા ગણવાનુ વળી આ એક કારણ જુદુ પણ છે તે એકે, એ ત્રણ આશ્રમી યોગી કહેવાય છે યોગના બે પ્રકાર છે સાંખ્યયોગ અને કર્મયોગ, તેમા સાંખ્યયોગ ઉત્કૃષ્ટ છે, કર્મયોગ તેથી હલકો છે, ઉપરના ત્રણ આશ્રમી સાંખ્યયોગમા ભળે છે, ગૃહસ્થાશ્રમી યોગી ખરા પણ તે યોગમા ન ભળે, કારણ કે ઉપર કહ્યા તેવા તમામ લક્ષણ

પાળનાર તે યોગી કહેવાય. જે શ્રીમદ્‌ભગવત્‌ગીતામાં સ્પષ્ટીકરણ છે તે જોવાથી જણાશે.

આ પ્રમાણે કર્મયોગ કરતાં સાંખ્યયોગ ચઢતો છે ને તેમાં પ્રવેશ કરનાર યોગી કહેવાય, તો યોગીનો ક્ષય કદીપણ થતો નથી, પ્રારબ્ધ વશાત્‌ કદી યોગારૂઢ પુરૂષ મોક્ષ પામ્યા અગાઉ મરણને પ્રાપ્ત થાય તો તે કોઇ યોગીના કે કુળવાનના ઘરમાં જન્મ લઈ પોતાનો અપુર્ણ રહેલો યોગ પુરો કરે છે આ વાત શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં છઠાઅધ્યાયના ૪૦ ને ૪૧ મા શ્લોકમાં કહે છે.

**पार्थनैवेहनामुत्र विनाशस्तस्यविद्यते ।** ત્યાંથી તે **अथवा योगिनामेवकुले भवतिधीमताम् ॥** આથી-સિદ્ધ થાય છે કે યોગારૂઢ પુરૂષ કદી પણ ક્ષય પામતો નથી તેમજ ચોપાટમાં ત્રણમાંના કદી હારે તો તે નહીં જેવું એટલે કે માત્ર એકજ સોગઠી બાકીમાં હોય ને તે પણ પાકી ગઈ હોય પણ સેહેજ પાછળ રહે અથવા હારે તેજ ગૃહસ્થાશ્રમી એમ પ્રથમ કહેવાઈ ગયું છે, માટે શંકા રહેવાનો સંભવ નથી. તાત્પર્ય એ કે ત્રણ આશ્રમમાંથી કદી લથડે તો પણ તે જન્માંતરે પાછો ઠેકાણે આવી જાય પણ ગૃહસ્થાશ્રમી લથડે તો પાછો ઠેકાણે આવવો મુશ્કેલ. કારણ કે, માયાની જાળ એ આશ્રમમાં વિશેષ પથરાયલી હોય છે. ને તે ચોપાટ રમનારાઓમાં જે હારવાપર આવે છે તે અનેક માયાવી સાધનો કરવા લાગે છે. છતાં દાવ આવે નહી અને છેવટ હારેજ. તેમ ગૃહસ્થાશ્રમી ભૂલ્યો તો પછી હલકી વૃત્તિને પામી છળ કપટમાં લપટાઈ અનેક નીચ કર્મો કરે અને છેવટે હલકી ગતીને પામવારૂપ હારી જાય.

સોગઠી કાષ્ટની બનાવેલી હોય છે આનુ તાત્પર્ય એ છે કે જડ પદાર્થ મુખ્ય ચાર છે. માટી, પથ્થર, ધાતુ, અને કાષ્ટ આમાં બળી શકે એવો પદાર્થ કાષ્ટ છે માટે કાષ્ટની સોગઠીયો કરી. કેમકે યોનિયો ચાર છે. પશુ, પક્ષી, કીટ, અને મનુષ્ય તેમાં મનુષ્ય યોનીથીજ માત્ર કર્મ બાળી શકાય છે. તેમજ બીજી યોનીઓમાં રમવાનું છે તે કરતાં મનુષ્ય યોનીમાં રમવાનું જે જ્ઞાન છે તેવું બીજી યોનીયોમાં હોતું નથી. મનુષ્ય યોની રમવા યોગ્ય છે. તેમજ જડ પદાર્થમાં કાષ્ટ બળે છે તેમ પથ્થરમાંની કોઇ કોઈ જાત બળી શકે છે તો તેની કેમ સોગઠી નહીં કરી હોય ? ત્યાં સમાધાન એ છે કે પશુઓમાં કેટલાંક જાનવર, ગાય, ઘોડો, વાનર, કુતરા એ શીખવાથી માણસ જેવાં થોડાં થોડાં કામ કરે તો તેઓને આ સંસારબાજીમાં સાથે લેવામાં આવે છે તેમજ જે જે પથ્થરની જાત

ળળી શકે છે તેવી જાતોમાથી સોગઠીયો પણ બનાવે છે તે એ કાચની સોગ ઠીયો ઘણા જણના જોવામા આવેલ હશેજ માટે એ શકાનુ નિવારણ સમજવુ

ચોપાટ વસ્ત્રની બનાવેલ હોય છે તેનું કારણ કે આ સસાર બાજીની રચના સરખાવવામાટેજ વસ્ત્રની બનાવેલ છે વસ્ત્ર પોતે શુ છે ? નામ માત્રજ છે બાકી વસ્ત્ર એવો પદાર્થ તેમા કાંઈ નથી નિહાળી જોતા જણાશે કે આડા ઉભા તતુઓ ગોઠવ્યા છે તેનુ નામ વસ્ત્ર છે "વસ્ત્ર" એવો પદાર્થ બીજો કઈ નથી તેમજ આ સસારબાજીમા "જગત" એ કાંઈ પોતે પદાર્થ બીજો કઈ નથી તેમજ માત્ર બ્રહ્મ પોતે એકના અનેક રૂપે થઇ ક્રીડા કરી રહ્યા છે વસ્ત્રમા ઉભા તતુમા આડા તતુ આવ્યા કે વસ્ત્ર બન્યુ તેમજ એક રસ બ્રહ્મ ઉભા તતુમા ( આડાતતુરૂપ ) આવે કે આ જગત્ ( પટ ) દૃષ્યમાન થયુ છે અને એજ ચીત્રપટઉપર આ બાજી ખેલાઇ રહી છે આ શીવાય મોતીની ચોપાટ પણ હોય છે તેમા જુદા જુદા આસનો ઓળખવા માટે રગ બે રગી મોતીઓ પરોવીને બનાવેલ છે એજ પ્રમાણે આ સૃષ્ટી બાજીને મોતીની ચોપાટ સાથે સરખાવતા જણાશે કે દોરાવિના મોતી રહી શકે નહી તેમજ ઈશ્વર વિના સૃષ્ટી રહી શકે નહી તે વિશે શ્રુતી પ્રમાણ "मणि सुत्र गणाइव" વળી મોતી જેમ રગબેરગી છે તેમજ આ સૃષ્ટીપર પણ અનેક રગ ખીલી રહ્યા છે તેમજ તે પરના મનુષ્યોના પણ તેમની પ્રકૃતીને લીધે રગ બેરગ ભાસી રહ્યા છે અપૂર્ણ ]

---

## वेदनी अधोगतिनुं परिणाम

( ગતાંક પત્ર ૫૫ થી )

તેમ ગમે તેવી ઉત્તમ વિદ્યા સપાદન કરનાર નીચ કર્મ અને નીચ સ્વ ભાવવાળા મનુષ્યમા ઉત્તમતા પ્રાપ્ત થતી નથી જાતી ચાંડાળછતા જો તે સ્વભાવથી ઉત્તમ હોય તો ઉત્તમતાને પ્રાપ્ત થાય પણ પલાડુ ( કાદા ) માફક સ્વભાવથી પણ નીચ હોય તે કદી ઉત્તમતાને પ્રાપ્ત થતો નથી ચાડાળ પંડીત, જાતીથી ચડાળ હતો એટલુજ નહી પણ તે હલકા સ્વભાવવાન હોવાથી અને હિસક મતીવાન હોવાથી કર્મથી પણ ચાડાળ હતો

હોયે અતીવ પણ અંતર ક્રૂર જેનું,
તેને વિચારતણું ભાનજ હોય શાનું,
જે હોય નીચ ત્યમ નીચજ જેની વૃત્તી,
તેની ખરેખર ખરી પણ એજ રીતી,

ચાંડાલ વિદ્યાસંપાદક બન્યાછતાં ઉપદેશક પાસે શીષ્ય થૈ ગયા વિના ઉતમ સ્વભાવનો ક્યાંથી બનાવાનો? લક્ષ્મી! તારા પ્રારબ્ધમાં બ્રાહ્મણ પતી નહી હોય પણ તેમાં તારો શો દોષ? તું ચાડાળ જાણીને વરવા ધારે છે? સૂરદાસજી કહે છે તેમ કર્મનો દોષ.

કરમ ગતી ટારી નાંહી ટરે, ટારીનાંહી ટરે કર-ટે
હરિશ્ચંદ્ર સમ દાની રાજા શ્વપચકે પાની ભરે. ક. ૧
નળરાજા જેસે ઉત્તમ નૃપતિ બનમે બિવત સહે. ક. ૨
સૂરદાસ કહે હોનીસો હુઇહે અબક્યોં સોચકરે. ક. ૩

તેમના પિતાએ વિધીપૂર્વક લગ્ન કર્યાં. હવે શાનો શોક કરવો? નલરાજા અને હરીશ્ચન્દ્ર જેવા નૃપતિના પ્રારબ્ધમાં દુ:ખ હશે તે તેને સ્વીકારવાં પડયાં. લક્ષ્મીના પ્રારબ્ધમાં પણ તેજ પતિ હશે જેથી વિધાતા એ તેની તરફ તેને પ્રેરી, નહિંતો ચાંડાલ તરીકે લાંબા પરિચય છતાં કોઈ કર્તવ્યમાં પણ પ્રસિદ્ધ ન થાય? જયશંકર મહારાજના ઘરમાં, જમાઈ બનતાં ચાંડાળનું માન વધ્યું. ભોળા બિચારા જયશંકર મહારાજ આડંબર અને કંઠસ્થમાત્ર વિદ્યાથી ભોલવાઈ ગયા.

## શિખરીણી.

ભરોસે ભૂલીને ભ્રમિત બનીને આત્મ દુહિતા
કરી ચંડાળીના વિપરીત વિધી પ્રેરિત પિતા
પ્રસન્નાત્મા પામી વિકસિત મુખે એમ વદતા
થઈ ઈચ્છા પૂર્ણા અનહદ શ્રમે એમ ગણતાં

પંડિતજીને મનાવવામાં બહુ શ્રમતો પડયો પણ મારા અંતરની ઈચ્છા પૂર્ણ થઇ. મારી પુત્રીને મેં સુખી કરી આમ નિર્દોષ બિચારી લક્ષ્મીના વિપરીત વિધિથી પ્રેરાયેલા જયશંકર મહારાજ મનમાં વિચારો કરી પૂર્ણાનંદ માનવા લાગ્યા અને પોતાની ઈચ્છા ફળીભૂત ગણવા લાગ્યા. મહારાજ! આમાં તમે બહુ ઠગાઓ છો અસ્તુ ભાવી.

यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः

ત્રિનિર્માણ અપમાનના કોણ શક્તિવાન છે! ઉદ્યોગના સમયમા વિધિને ન માનવુ તો તે યોગ્ય છે પણ આવા કુદરતી પ્રભાવોને અગે વિધિને સ્વિકારવા વિના નહિ ચાલે

ચડ ચાડ ળે મહારાજનુ ઘર ભ્રષ્ટ કર્યા ઉપરાત નિર્દોષ લક્ષ્મીને ચાડાળની બનાના નિર્મળ આત વાળી બાળાનુ બ્રહ્મવર્ગમા ઉત્તમ અને મહાન પડીત મા ી, નક્ષ કર્યા બા તે ચાડાળને પ્રાણપતિ તરીકે સેવા કરવા લાગી સ્ત્રીઓના ધર્મને અનુસરી પતિને પ્રભુ તુલ્ય માનવા લાગી પોતાનુ ભાગ્ય ચડીયાતુ માનવા લાગી પોતાને મનગમતો ભર્તા મળ્યો છે માની આનદવા ઉભરાના વાગા પણ એ ઉભરો જ્યા સુધી રહેવાનો? જે માણસને ચોરી કે લુચ્ચાઈ કરવાની ટેવ તે ને બહુજ ચાલાકી વાપરવાનો અભ્યાસ કરવો પડે છે પોતાનુ કર્તવ્ય સામાના લક્ષમા ન આવે તેવી ઉપરથી વર્તણુક રાખવી જોઇએ આ ચાડાળે પણ પોતાનો ડોળ બ્રાહ્મણનો બતાવવા આજ પર્યંત અનેક દેશો ફરી ચાલાકીનો બહુ અભ્યાસ કર્યો તેથી કોઇ વખત પોતાની જાતી ઉપર આવવા રૂપ ભૂલ નો તો ખાતો તેમ સ્વભાવથી કે જાતીથી ચાડાળ હતો ખરો પરતુ બુદ્ધીવાળો હતો જેથી પણ પડિતાઇના ડાળમા ખામા જણાવતો ન હતો ત્યારે બિચારા લક્ષ્મી અને તેના માબાપો પણ તેની જાતીની તુલના ક્યાથી કરી શકે?

લગ્ન કર્યા પછી પણ એક વર્ષ સસરાને ઘેર રહી તેના સાળાને અધ્યયન કરાવી વિશેષ શાસ્ત્ર સપન્ન કર્યો ચોર, અત કરણવાન સર્વત્ર ભય દેખે છે નવા નવા તર્કો કરે છે એ પ્રથમ કહેવાઈ ગયુ છે આ ચાડાળ પડિત પણ પોતાનો ગુહ્ય ભેદ ફૂટવાની શકામાજ અને તત્સમના ચિતામાજ દીવસો ગાળ ા હતો જે કૃત્રિમ આચાર દર્શાવતો હોય તે, પોતાની ખામીની શકા રાખી સત્ય આચાર પાળનારથી પણ વિશેષ આચાર પાળી બતાવી, તેની ખામી કાઢવા કોશેષ કરે છે આજકાલ એવા ઉદાહરણો, પુરુષો, કે બ્રાહ્મણો કરતા તેનાથી પણ આચારમા શ્રેષ્ઠ ગણવા માટે અન્ય ઇતરતો જાતીના મનુષ્યો આચારમા વધી જઈ અને બ્રાહ્મણોની ઉલટી ખોટ કાઢતા મડે છે અમારી વાર્તાનો ક્રૂર નાયક ચાડાળ પડિત પણ આચાર વિચારમા પડિતાઇનો ડોળ બતાવવા જયશકર મહારાજની ખોટ કાઢતો હતો ભોળા બિચારા મહારાજ

હોયે અતીવ પણ અંતર ક્રૂર જેનું,
તેને વિચારતણું ભાનજ હોય શાનું,
જે હોય નીચ ત્યમ નીચજ જેની વૃત્તી,
તેની ખરેખર ખરી પણ એજ રીતી,

ચાંડાલ વિદ્યાસંપાદક બન્યાછતાં ઉપદેશક પાસે શીષ્ય થૈ ગયા વિના ઉતમ સ્વભાવનો ક્યાંથી બનાવાનો? લક્ષ્મી! તારા પ્રારબ્ધમાં બ્રાહ્મણ પતી નહી હોય પણ તેમાં તારો શો દોષ? તું ચાડાંળ જાણીને વરવા ધારે છે? સૂરદાસજી કહે છે તેમ કર્મનો દોષ.

કરમ ગતી ટારી નાંહી ટરે, ટારીનાંહી ટરે કર–ટે
હરિશ્ચંદ્ર સમ દાની રાજા શ્વપચકે પાની ભરે. ક. ૧
નળરાજા જેસે ઉત્તમ નૃપતિ બનમે બિવત સહે. ક. ૨
સૂરદાસ કહે હોનીસો હુઇહે અબક્યોં સોચકરે. ક. ૩

તેમના પિતાએ વિધીપૂર્વક લગ્ન કર્યાં. હવે શાનો શોક કરવો? નલરાજા અને હરીશ્ચન્દ્ર જેવા નૃપતિના પ્રારબ્ધમાં દુઃખ હશે તે તેને સ્વીકારવાં પડયાં. લક્ષ્મીના પ્રારબ્ધમાં પણ તેજ પતિ હશે જેથી વિધાતા એ તેની તરફ તેને પ્રેરી, નહિંતો ચાંડાલ તરીકે લાંબા પરિચય છતાં કોઈ કર્તવ્યમાં પણ પ્રસિદ્ધ ન થાય? જયશંકર મહારાજના ઘરમાં, જમાઈ બનતાં ચાંડાળનું માન વધ્યું. ભોળા બિચારા જયશંકર મહારાજ આડંબર અને કંઠસ્થમાત્ર વિદ્યાથી ભોલવાઈ ગયા.

## શિખરીણી.

ભરોસે ભૂલીને ભ્રમિત બનીને આત્મ દુહિતા
કરી ચંડાધીના વિપરીત વિધી પ્રેરિત પિતા
પ્રસન્નાત્મા પામી વિકસિત મુખે એમ વદતા
થઈ ઈચ્છા પૂર્ણા અનહદ શ્રમે એમ ગણતાં

પંડિતજીને મનાવવામાં બહુ શ્રમતો પડયો પણ મારા અંતરની ઈચ્છા પૂર્ણ થઇ. મારી પુત્રીને મેં સુખી કરી આમ નિર્દોષ બિચારી લક્ષ્મીના વિપરીત વિધિથી પ્રેરાયેલા જયશંકર મહારાજ મનમાં વિચારો કરી પૂર્ણાનંદ માનવા લાગ્યા અને પોતાની ઈચ્છા ફળીભૂત ગણવા લાગ્યા. મહારાજ! આમાં તમે બહુ ઠગાઓ છો અસ્તુ ભાવી.

હલકાઈની ને ઓછી વ્યવહાર કુશળતાની બીતિથી સાથેજ લેવા નિશ્ચય કર્યો અને સસરા સાસુની રજા લઈ આવવાની તૈયારી કરી નિર્મળ બુદ્ધિ મતી લક્ષ્મી પોતાને સાસરે જવા વખતે અશ્રુસ્રાવ કરતી માતા તથા પિતાને સંબોધી બોની

( સાસુ વહુને કહે છે રે વહુજી રહો ઠગે એ રાગ )

વ્હાલા માત પિતાજી રે તમારે ચરણ નામી
બાળકી આ તમારી રે વદે શુભ કર વાણી
ગ્રહી આશિષ આપની રે સાસરવાસી થાવા
આપી ઉત્તમ શિક્ષા રે દેજો મુજને જાવા—વ્હા૦

સાખી—જયમ સેવા કરી આપની ગ્રહી આપની પાસ
ત્યમતમ સમ શ્વશ્રુશ્વશુર ગણીશ કરી ત્યાં વાસ
ચિંતા કરશો ન મારી રે રહીશ સુખમા નિત્ય
રજા આપોને વ્હાલા રે ધરી અતર પ્રીતી—વ્હાલા

જય શંકરમહારાજ, પુત્રીનુ આવુ મધુર અને નમ્ર વચનો યુક્ત ગીત સાભની અશ્રુ પૂર્ણ થયા અને ચાડાલને સંબોધી બોલ્યા, પંડિતજી મહારાજ ! મારી પુત્રી તમારે શરણે છે વિશેષ બોલી ન શક્યા ગળ ગળા થયા "વિશેષ કહે તો નથી" ઉત્તર એટલુ બોલ્યા ફિકર ન કરતા આટલો જવાબ ચાડાળ મુખથી સાભળી નિશ્ચિત થઇ પુત્રીને શિક્ષણ આપી તેની રજાનઈ, પોતાના કુટંબ સાથે પુત્રીને વળાવી ઘેર ગયા જયશંકર વિગેરે તેનુ આખુ કુટબ પાછુ, વળ્યા બાદ પોતાની સ્ત્રી સાથે ચાડાલ પોતાના ગામ તરફ ચાલ્યો ચાલતા મધ્ય જગલમા આવ્યો એટલે અનેક તર્કો કરવા લાગ્યો આ બ્રાહ્મણ કન્યાને મારૂ ઘર કે ગામ પણ બતાવવુ એતો સર્વથા અયોગ્યજ છે અને મને સાથે લેવાની મરજી ન હતી છતા શરમના માર્યા સાથે લેવી પડી પણ હવે સાથે ઠે ઘેર લઇ જઉં આખર ગુમાવી જગમા જાહેર થઈ મરણનો ભયમાથે વહોરવો એના કરતા જેનાથી મરણ ભય અવવા સભવ છે તેનેજ પાર પ્હોચાડવી એજ માત્ર હવે નિર્ભય સાધાન ઠે વાચક ! આવી નિર્દયતા, ખોગા વ્હેમ દ્વારા પ્રગટથાય ને પોતાને આધિન પડેલા ગરીબ બિચારા ઘેટાને નાશ કરવા માટે ચાડાલ દોરાય એ કાઈ આશ્ચર્ય નથી પરતુ ચાડાલની માન્યતા જેના મનમા ન હોય તેને આશ્ચર્ય વાગે ખરૂ આમ તર્ક કરનાર ચાડાલને સંબોની, ચાની ચાલોને થાકેલી અને તૃષાથી આકુળ વ્યાકુલ થયેની લક્ષ્મી બોની, પ્રાણેશ ! તૃષા બહુલાગી છે

તે ખોટને શિક્ષણ રૂપ માની પોતાના મનમાં તેનું વિશેષ પાંડિત્ય માની તેની પર પૂજ્યભાવ રાખતા હતા અને પોતે તેની સેવામાં તત્પર રહી પોતાના કુટુંબને પણ તેની સેવા કરવા અને તેની પાસેથી વ્યવહારીક શિક્ષણ લેવા પ્રેરતા હતા.

ચાંડાળના મનમાં શંકાનું અજીર્ણ હમેશાં થોડું થોડું વધતાં લગ્ન થયા પછી પાછું વર્ષ થયું ત્યાં અજીર્ણનો પાછો બહુ મોટો જમાવ થયો અને બહુ ગભરાવા લાગ્યો મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે હવે ઝાઝો વખત ગમે તે થાય પણ ન રહેવું. સસરા પાસે જઈ બોલ્યો પિતા તુલ્ય સસરા ! આપે આજપર્યંત પુત્ર તુલ્ય મને રાખ્યો. મને ઇપ્સિત સર્વ અર્પણ કર્યું.

मराठी साखी.

માતાપિતાનું સ્મરણ થતાં અરે મુજમન અતિ અકળાએ
બહુ વર્ષો થયાં સુખ અવલોકયે સ્મરણથી શોક છવાએ
તેથી ભેટીને આવું પછી સુખ પૂર્ણ હું જમાવું.

પણ હવે માહારા જનક અને જનનીને મળવા માટે મારૂં મન બહુ વ્યાકૂલ બન્યું છે તો આપ રજા આપો. થોડા વખતમાંજ તેને મળી તેમને સંતોષ આપી મારૂં મન પણ પ્રસન્ન કરી આપની સેવામાં પાછો હાજર થાઉ.

જયશંકર મહારાજના મનમાં થયું કે પંડિતજી બહુ લાંબો વખતથી અહીંછે જેથી હવે બહુ અકળાયા લાગે છે માટે રજા આપવી. હવે તો જમાઇ થવાથી આપણું બાલક ગણાય જેથી પાછા આવ્યા વિના નહિ રહે તેમ તેને આપણા ઘર સાથે માયા પણ સારી બંધાઈ ગઈ છે. માટે અવશ્ય પાછા આવશે ખરા. આમ પોતાના મનમાં તર્ક કરી પોતાના મનને સમાધાન કરી પડિતજીને નમન કરી કહ્યું મહારાજ ? આપ હવે બહુ અકળાયા હો એમ ભાસે છે તો પધારો મારી પુત્રીનાં લગ્ન કર્યા પછી તેની સુખત્યારી અમારી નથી પણ આપની છે માટે આપને યોગ્ય લાગે તેમ કરો. આંહી રાખો તો તેમના પિતાનું ઘર છે ને સાથે લઈ જવાનું હોય તો પણ મરજી. ચાંડાળ પડિતના મનમાં તો અનેક તર્કોનાં કોકડાં ગુંચાવા માંડયાં. અરેરામ ! વળી આતો સાલ પેઠું આંહી રાખવાનું કહીશ તો મારૂં હલકું કહેવાશે. અને સાથે લઈશતો માંસ હાડકાં દેખી રાંડ ભડકશે અને મારાથી છાની નાસી આવશે અને મારૂં પોગળ ખુલ્લું કરશે. હવે શું કરવું ! છેવટ પોતાની

હલકાઈની ને ઓછી વ્યવહાર કુશળતાની બીતિથી સાથેજ લેવા નિશ્ચય કર્યો અને સસરા સાસુની રજા લઈ ચાલવાની તૈયારી કરી નિર્મળ બુદ્ધિ મતી લક્ષ્મી પોતાને સાસરે જવા વખતે અશ્રુસ્રાવ કરતી માતા તથા પિતાને સમોધી બોલી

( સાસુ વહુને કહે છે રે વહુજી રહો રંગે એ રાગ )

વ્હાલા માત પિતાજી રે તમારે ચરણુ નામી
બાળકી આ તમારી રે વદે શુભ કર વાણી
અહી આશિષ આપની રે સાસરવાસી થાવા
આપી ઉત્તમ શિક્ષા રે દેજો મુજને જવા—વ્હાલા

સાખી—જયમ સેવા કરી આપની રહી આપની પાસ
ત્યમતમ સમ શ્વશ્રૂશ્વશુર ગણીશ કરી ત્યા વાસ
ચિતા કરશો ન મારી રે રહીશ સુખમા નિત્ય
રજા આપોને વ્હાલા રે ધરી અતર પ્રીતી—વ્હાલા

જય શકરમહારાજ, પુત્રીનુ આવુ મધુર અને નમ્ર વચનો યુક્ત ગીત સાભળી અશ્રુ પૂર્ણ થયા અને ચાડાલને સમોધી બોલ્યા, પડિતજી મહારાજ ! મારી પુત્રી તમારે શરણે છે વિશેષ બોલી ન શક્યા ગળ ગળા થયા "વિશેષ કહે તો નથી" ઉલટ એટલુ બોલ્યા ફિકર ન કરતા આટલો જવાબ ચાડાળ મુખથી સાભળી નિશ્ચિત થઇ પુત્રીને શિક્ષણ આપી તેની રજાલઈ, પોતાના કુટુ બ સાથે પુત્રીને વળાવી ઘેર ગયા જયશકર વિગેરે તેનુ આખુ કુટબ પાછુ વળ્યા બાદ પોતાની સ્ત્રી સાથે ચાડાલ પોતાના ગામ તરફ ચાલ્યો ચાલતા મધ્ય જગલમા આવ્યો એટલે અનેક તર્કો કરવા લાગ્યો આ બ્રાહ્મણ કન્યાને મારૂ ઘર કે ગામ પણ બતાવવુ એનો સર્વથા અયોગ્યજ છે અને મને સાથે લેવાની મરજી ન હતી છતા શરમના માર્યા સાથે લેવી પડી પણ હવે સાને ઠે વેર લઇ જઈ આબરૂ ગુમાવી જગમા જાહેર થઈ મરણનો ભયમાથે વહોરવો એના કરતા જેનાથી મરણ ભય આવવા સભવ છે તેનેજ પાર પ્હોચાડવી એજ માત્ર હવે નિર્ભય સાધાન છે વાચક ! આવી નિર્દયતા, ખોરા વ્હેમ દ્વારા પ્રગટથાય ને પોતાને આધિન પડેલા ગરીબ બિચારા ઘેરાને નાશ કરવા માટે ચાડાલ દોરાય એ કાઈ આશ્ચર્ય નથી પરતુ ચાડાલની માન્યતા જેના મનમા ન હોય તેને આશ્ચર્ય લાગે ખરૂ આમ તર્ક કરનાર ચાડાલને સમોધી, ચાલી ચાલીને થાકેલી અને તૃષાથી આકુલ વ્યાકુલ થયેલી લક્ષ્મી બોલી, પ્રાણેશ ! તૃષા બહુલાગી છે

આ અવાજ સાંભળતાંજ પાપી બુદ્ધિવાનના મનમાં તેના ઘાત કરવાના વિચાર વિશેષ થતાં તેની યુક્તી સૂઝી આવી. બહુ સારૂં ચાલો કોઇ કૂવો આવે તેમાં ઉતરી પાણી પીજો આમ જવાબ વાળ્યો. ઈશ્વરેચ્છાથી કૂવો મળ્યો તે કૂવામાં ઉતરવાને કે ચડવાને સારો માર્ગ ન હતો છતાં એક સાંકડે રસ્તેથી બીજાને આધારે ચાડય ઉતરાયતેવું હતું.

અપૂર્ણ]

## ભાવનગરના નવા દિવાન.

( અમારૂં અભિનંદન. )

અમારા આ આર્યે ધર્મ પ્રકાશના માજી તંત્રી સ્વર્ગસ્થ કેશવલાલ હરિરામ કે જેણે આજન્મ પર્યન્ત વેદધર્મ સભાનું, પોતાનું તન મન ને ધન અર્પી કામ કરી ઉત્તમ સેવા બજાવી, વેદ ધર્મસભા અને તે દ્વારા બહાર પડતુ માસિક આર્યધર્મ પ્રકાશ તે બન્નેને ઉન્નતિમાં લાવનાર તે કેશવલાલ ભાઇના મોટાભાઇના પુત્ર રા. રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણીને ગઇ તા૦ ૨૪–૨–૧૯૦૨ ને રોજ ભાવનગરના મહારાજા સાહેબ તરફથી દિવાનપદ અર્પવા અને તે નિમિત્તનો પોશાક અર્પવા, એક જનરલ સભા મળી હતી, જેમાં મહારાજા સાહેબે નવા દિવાન પ્રભાશંકર ભાઈ તરફ પોતાની ઉત્તમ લાગણી દર્શાવતાં પોતાના રાજ્યની સદ્વ્યવસ્થા કરવાને માટે ભલામણ કરી હતી જેના જવાબમાં બહુ નીતિથી ભરેલાં વાકયોથી પ્રભાશંકર ભાઇએ જવાબ આપ્યો હતો. અમોને અમારી સભાના ઉન્નતિ કર્તા ભાઇ કેશવલાલ હરીરામ તરફ જેટલી લાગણી અમારી છે તેટલીજ તેના કુટંબો અને વંશજો તરફ છે તેથી તેના વંશજોમાં કે કુટંબોમાં કોઈ પણ ઉન્નતિને પામે એ અમોને હર્ષ થાવાનું છે. તેથી અમો પૂર્ણ હર્ષમાં આવતાં તેઓ ભાઈ કાયમ આવી ઉન્નતિ મેળવતા રહે એમ અમો ઈચ્છિએ છીએ. અને અમો તેના તરફથી પણ આશા રાખીએ છીએ કે તેઓ સન્નીતિથી વરતી પોતાનું કામ મહારાજાને અનુસરી બજાવશે. અને જેમ ભાઇ કેશવલાલે તન મન ને ધનથી સભાને માટે કાળજી રાખી હતી તેમજ તે કેશવલાલ ભાઈના ઉત્તમ મતને અનુસરી અમારી સાર્વજનિક હિતકર્ત્રી સભા તરફ ઉત્તમ લક્ષ રાખ્યા કરશે.–

# દીવાનપદની મહત્તા તથા ભાવનગરના નવા દીવાન.

આર્યધર્મપ્રકાશના વ્યવસ્થાપક જોગ !

ગુજરાતમાં ઘણા કાળ થયાં મુત્સદ્દીગીરીનો અધિકાર ભજવવામાં નાગરી નાત આગળ પડતો ભાગ ભજવતી આવી છે. તેમાં પણ દીવાનગીરી જેવા મહત્તા ભર્યા હોદ્દાઓ ઘણા નાગર બ્રાહ્મણોએજ ભોગવેલા છે અને અદ્યાપિ પણ કેટલેક ઠેકાણે ભોગવે છે. દીવાનપદ સંપૂર્ણ રાજ્યને સમજીને બાહોશીથી રાજ્ય ચલાવવું એ કામ બહુજ કઠિન છે. પ્રાચીન કાળના દીવાનોની હકીકતને દૂર મુકીને હાલના દીવાનોની જોખમદારી તરફ નજર કરીએ તો સ્પષ્ટ જણાય છે કે તે કામ કંઈ નાનું સુનું નથી. આપખુદીનો પ્રાચીન સમય દૂર થઈ ગયો છે, અને માયાળુ ઇંગ્રેજ સરકારની ન્યાયી સત્તા નીચે કેળવાયલી દેશની પ્રજા પોતાની અને રાજાની વચ્ચેનો તેમજ અધિકારી અને પોતાની વચ્ચેનો સંબંધ સંપૂર્ણ રીતે જાણવા શીખેલી છે. તેમજ રાજાઓ પણ ખરા ખોટાનો તોલ કરવાને અને પોતાની પ્રજા પ્રત્યેની ફરજ સમજવાને લાયક થયેલા છે, એ વાત ઘણીજ આનંદદાયક છે. સમજુ રાજા અને કેળવાયલી પ્રજા એ બન્નેના મનનું સમાધાન કરીને રાજ્યતંત્રને વહન કરવું એ કામ ઘણીજ મહત્તા ભરેલું છે, કાર્યભાર ચલાવવામાં વિદ્વાનો એક મુખ્ય ઉપયોગ પડે છે, તો પણ તેની સાથે વ્યવહારકુશળતા, લોકવૃત્તિજ્ઞાન, કાર્યપરિણામનો અનુભવ, ધૈર્ય, ઉદારતા, વગેરે બીજી કેટલીએક બાબતોની પણ ઘણીજ અગત્યતા છે. આવાં આવાં ઘણાં કારણોને લીધે દીવાનપદને મહત્વવાળું અથવા તો જોખમભરેલું ગણવામાં આવે છે.

થોડા દીવસ પહેલાં કાઠીઆવાડમાં પહેલા વર્ગમાં ગણાતા ભાવનગર રાજ્યના દીવાનપદપર રા૦ પ્રભાશંકર દલપતરામની નીમણુંક કરવામાં આવી છે. રા૦ પ્રભાશંકર ૭ નાગરમાંની સુચતુર અને સાક્ષર એવી પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિના છે, તેઓ એક વિદ્વાન અને ધર્મનિષ્ઠ પિતાના પુત્ર હોઈને નાની ઉમરથીજ વિદ્યાભ્યાસની સાથે અનેક વ્યાવહારિક પ્રસંગોમાં પરોવાયલા છે એટલુંજ નહીં, પરંતુ દીવાનપદ પર આવતા પહેલાં થોડીક મુદતમાં રાજકીય અમલદારો સાથે રહીને રાજકીય પ્રસંગોનો પણ તેમણે સારો અનુભવ મેળવ્યો છે તેમજ નામદાર ભાવનગર મહારાજા સાહેબ સાથે પરગણાઓમાં

મુસાફરી કરીને લોકવૃત્તિના ઉંડા જીવનનું પણ અવલોકન કર્યું છે. આવા કેટલાંએક કારણોને લઈને રા૦ પ્રભાશંકરની નેમણુક ઘણીજ ઉદારતાવાળી અને બંધબેસ્તી થયલી માનવી જોઈએ.

તેઓ જે જ્ઞાતિમાં જન્મેલા છે, તે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણને નામે ગુજરાત અને કાઠીઆવાડમાં પ્રખ્યાત છે. તે કોમના કેટલાક પુરૂષોએ આર્ય ભાષાના સાહિત્યમાં પોતાની સંપૂર્ણ કુશળતા દેખાડેલી છે. ઇતિહાસ શોધક સ્વર્ગવાસી પંડીત ભગવાનલાલ ઈંદ્રજી, ઉત્તર અને દક્ષીણ હીંદુસ્તાનના પ્રાચીન લેખોની શોધખોળ કરી પશ્ચીમના વિદ્વાનો તરફથી ડૉકટરનું માનવંતુ પદ મેળવવા ભાગ્યશાળી થયા હતા; સ્વર્ગવાસી સદ્બોધક પંડીત જયકૃષ્ણ જીવનરામ, આધ્યાત્મિક ઉપદેશથી ગુજરાતના વેદાંતિ મંડળમાં અત્યંત પ્રીય થઈ પડયા હતા; સ્વર્ગવાસી વૈદરાજ વિઠ્ઠલભટ્ટજી આયુર્વેદ મહોપાધ્યાય વૈદ્ય વિદ્યાના શિરોમણી રા૦ રા૦ વૈદરાજ પ્રભુરામ જીવનરામ, રા૦ રા૦ ઝંડુ વીઠલજી, રા૦ રા૦ રઘુનાથજી ઈંદ્રજી જેવા વૈદ્યરાજોને પોતાના શિષ્ય તરીકે પોતાની પાછળ મુકી જઇને આયુર્વેદના ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયા છે. તે વૈદરાજોમાંના મુંબઈવાસી પ્રખ્યાત વૈદરાજ પ્રભુરામ જીવનરામે આયુર્વેદ વિદ્યાલય નામનું અતિ ઉપયોગી ખાતું સ્થાપીને આર્ય વૈદકને બુડી જતું અટકાવવાના પ્રયાસો ચાલુ કર્યા છે. વે૦ શા. સંપન્ન શાસ્ત્રી હરિદત્ત કુરૂણાશંકરે તેમજ વે. શા. સંપન્ન શાસ્ત્રી જીવનરામ મહીધરે વ્યાકરણ વેદાંતાદિક શાસ્ત્રોમાં સારી નિપુણતા મેળવીને ઉત્તમ કીર્તિ સંપાદન કરી હતી. આ સર્વે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિના પુરૂષો હતા અને હાલમાં કેટલાએક વિદ્યમાન છે. તે ઉપરાંત ડૉકટરપોપટ પ્રભુરામ પણ પ્રશ્નોરા નાગર જ્ઞાતિમાં ડાકટરની પદવી સર્વથી પ્રથમ મેળવી મુંબઈ સરકારના સુલેહના અમલદાર, આયુર્વેદ વિદ્યાલયના વ્યવસ્થાપક તથા અધ્યાપક અને જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય તરફથી સ્વધર્મ ધુરંધરની પદવી મેળવવાને ભાગ્યશાળી નીવડયા છે, વળી તેજ કોમના ચાર તરૂણ પુરૂષો ઉત્તમ પ્રકારની કેળવણી લેવામાટે વીલાયત ગયલા છે, જે તેમની જ્ઞાતિની અલ્પ સંખ્યા તરફ નજર કરતાં વિદ્યા જાતિના સંબંધમાં ઘણી સારી આશા બતાવે છે. પ્રશ્નોરા નાગર મુળથીજ વિદ્વાન, વિદ્વત્પ્રીય, વિદ્યોપજીવી, અને ડાહી જાત છે. આજ દીવસસુધી તે જ્ઞાતિ આર્યભાષા પાછળ પોતાની જીંદગી ગાળતી હતી, પરંતુ હવે તેઓનું વલણ રાજકીય ભાષા તરફ સંપૂર્ણ રીતે વળેલું છે, અને થોડાક પુરૂષો ગ્રાજ્યુએટ થવાને પણ ભાગ્યશાળી નીવડયા છે.

રા૦ રા૦ પ્રભાશંકરનો કાર્યભાર રાજા અને પ્રજા ઉભયના સબંધમા વધારે ફાયદાકારક નીવડવાનો સભવ છે અનેતે વાત આપણે મહારાજા ભાવસીંહજીના બોલોમાથી અને દીવાનપદ સ્વીકાર કરતા રા૦ પ્રભાશંકરે કહેલા વચનોમાથી સિદ્ધ કરવાને શક્તીમાન થઇએ છીયે નામ૦ાર મહારાજા સાહેબ દીવાનની નીમણુક કરતી વખતે બોલ્યા હતા કે "નવા દીવાન સાહેબ પોતાની બાહોશી, ઈનસાફી ધોરણ, અને પોતાના બીજા અનેક સદ્ગુણોથી પોતાની આ નીમણુક કેટલી વ્યાજબી છે તે સાબીત કરી આપશે, તથા બધા અમલદારો તેમની સાથે સલાહસપથી રાજ્યના અને રૈયતના લાભ માટે સાથે મળીને કામ કરશે, તેમજ અગતની લાગણીઓ દૂર કરી ખાતાઓના ઉપરીઓ પોતપોતાના જુદા જુદા ખાતાઓને પક્ષપાત રહિત ઇનસાફ, સાવધાની, અને સાવચેતીથી નાત જાત કે ચામડીનો તફાવત રાખ્યા વગર મજબુતીની સ્થીતીમા લાવશે આવા શબ્દો એક રાજ્યકર્તાના મુખમાથી નીકળે એ પણ એક વર્તમાન વિકાશી જમાનાની બલીહારી સમજવાની છે મહારાજાના આ શબ્દોથી ભાવનગરની તમામ કોમને અત્યત હર્ષ થવોજ જોઇએ નાત જાતની તફાવત ગણ્યા વગર રાજ્યમા સહુને સમાન ગણવામા આવે તોજ રાજ્યનો ઉદય થાય, આ વાત દેશોન્નતિના ઈતિહાસમા આપણે ઠેકાણે ઠેકાણે જોઇએ છીએ અને નીતિવેત્તાઓનો પણ તેવોજ મત છે બીજી તરફ નવા નીમાએલા દીવાન સાહેબ રા૦ રા૦ પ્રભાશંકરે કહેલા શબ્દો પણ પ્રત્યેક સ્ટેટ અધીકારીઓને મનન કરવા જોગ છે તેમણે દીવાનનો ઓધો સ્વીકારતી વેળા જણાવયુ હતુ કે, જે ઓધો મને આપવામા આવ્યો છે, તેની વિશેષ કરીને મરહુમ ગવરીશંકર ઉદયશંકર તથા શામળદાસ પરમાનદ જેવા નામીચા દીવાનોની જગ્યાએ આવવાની જોખમદારી હુ સપુર્ણ રીતે પીછાણુ છુ મારા હેઠળના અમલદારોના કામનુ વ્યાજબી તોલ કરીશ, મારા ઓદ્ધાને લગતા કામકાજમા હુ પક્ષપાત વગર વર્તીશ, દરેક અમલદારને ચડતા ઓદ્ધા અને લવાજમ આપવાનો આધાર તેની પોતાની લાયકાત ઉપરજ હુ રાખીશ આ તેમના બોલોમાથી તરી નિકળતુ તેમનુ નિષ્પક્ષપાતપણુ તેમના ઉદાર મનની તથા કાર્યના મહત્વના જ્ઞાનની આપણને સાબીતી આપે છે તેઓ સમજુ, સમદૃષ્ટ અને વિદ્વાન્ છે, તેમજ તેમના કામ કરવાની કુશળતા પણ ઘણી સારી છે તોપણ સારે તેમને વીનતી કરવી જોઇએ કે તેઓ પોતાના અમલમા નિધાકળાની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરશે અને પોતાના રાજ્યદ્વારી ખાતામા સત્યવાદી વીદ્વાનોની અને સાક્ષરોની તેમની યોગ્યતા પ્રમાણે યોગ્ય સત્કાર સાથે નેમણુક કરી, રાજ્ય બધારણને ઉન્નત સ્થિતિમા લાવશે, કે જેથી રાજ્ય સારી આબાદીમા આવે અને મહારાજા સાહેબની ઇચ્છા પાર પડે

---

# वैद्यराज प्रभुराम जीवनराम.

વેદધર્મ સભાના પ્રમુખ તથા એ સભાની મૂળ સ્થાપના કરનાર આયુર્વેદ મહોપાધ્યાય વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ જેમના ઉપરીપણાનીચે વેદધર્મસભા તથા આર્યધર્મપ્રકાશ નામનું માસિક પત્રક આજ સુધી એકજ સ્થિતિએ સતત ચાલુ રહ્યું છે. તે ધર્માભિમાની મહાન ગ્રહસ્થની ચિંતાજનક માંદગીની ખબર આપતાં અમને ઘણીજ દિલગીરી થાય છે. વૈદ્યરાજ પ્રભુરામજીએ આજ લગભગ સાત વર્ષ થયા સઘળો વ્યવહાર મુકી, ઇશ્વર સ્મરણ અને દેશ તથા ધર્મોન્નતિના કર્મમાં પોતાનું અંતઃકરણ નિર્મગ્ન કર્યું છે. અને શ્રીમદ્ભાગવત ભાષાંતર, યોગવાસીષ્ટ રામાયણ ભાષાન્તર, ભગવદ્ગીતાનું ભાષાન્તર, આયુર્વેદના અમુલ્ય ગ્રંથ સુશ્રુત સંહિતાનું ભાષાન્તર તથા શાર્ઙ્ગધરનું શોધન, પોતાના ઉપરીપણા નીચે કરાવી જનસમૂહને અને આ સભાને તેનો મોટો લાભ આપ્યો છે એટલુંજ નહિ પણ આર્યવૈદ્યક પદ્ધતિપૂર્વક શીખવવા માટે મુંબઈમાં ડાકટરો અને વૈદ્યોના મિશ્ર શ્રમથી આયુર્વેદ વિદ્યાલયનું અતિ ઉપયોગી ખાતું સ્થાપ્યું છે. તેમનો અતિશય વૃદ્ધ વયે પણ આ સર્વ કામોને એક યુવાન ઉત્સાહિક પુરૂષની પેઠે પોતાના તન, મન અને ધનથી ઉત્તેજન રૂપી પાણી સીચી એ સર્વ કાર્યોને જીવન આપ્યા કર્યું છે. આજે એક માસ થયા તેમની તબીયતમાં બહુ ચીતાજનક ફેરફાર થયો છે અને એવી સ્થિતિ ચાલુ રહેશે તો તેના પરિણામને માટે અતિશય સંકલ્પ વિકલ્પ થવાનો સંભવ છે. પોતે પોતાની રોગગ્રસ્ત સ્થિતિ સમજી જઈ પોતાના સર્વ આશ્રમોને આજ સુધીમાં સુધારી છેવટનો આશ્રમ સુધારવાના હેતુથી સન્યાસ ગ્રહણ કરવાનો તેમણે વિચાર કર્યો છે અને તેટલામાટે વેદશાસ્ત્ર સંપન્ન શુકલ નરોત્તમજીની વ્યવસ્થા નીચે વેદોની પારાયણો અને અનુષ્ઠાનો શરૂ કરવામાં આવેલ છે. અમે ઈશ્વર પાસે માગીએ છીએ કે પરમેશ્વર હજી તેમને દીર્ઘાયુષ્ય આપે અને તેમની સલાહનો લાભ અમને તથા જનસમુહને હજી લાંબો વખત સુધી મળ્યા કરે. અમારી આ વિનતી સાંભળી પરમેશ્વર પાછા તેમને આરોગ્ય કરે એવી પરમ કૃપાળુ પરમેશ્વર - પ્રત્યે અમારી અંતઃકરણની માગણી છે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મું ]　　ચૈત્ર, સંવત્ ૧૯૫૮　　[ અંક ૧ લે

## ॥ यतो धर्मस्ततो जय ॥




### ऐक्यार्थ ध्वनि,

आशा गोडी

अरे मिजमानथी क्यम करी छडीए
स्नेहरूपी अमृत रस भरिये-अरे　　१
नित्य परस्पर गणी मिजमानो,
हित चितक थई फरिए-अरे　　२
आ तन पुष्प आराम वनावी
शुभरितें ते खिलवियें-अरे　　३
प्रिय वचनो रूपि स्वात सुधाने
सींचशु जीवनं गणी ए-अरे　　४
क्लेश रविकर अलग करिने
अतरथी अनुसरिये-अरे　　५
अनुकुल विनय पवन पसरावी
ठीकरीतें ते खिलवियें-अरे　　६
पसरे सप सुगधी अधिक ज्यम
ते क्रमने न विसरिये-अरे　　७
दामोदर नी अरज स्विकारी
अतरमा नित्य धरये-अरे　　८

---

१ જળ અથવા જીવાડનાર　　२ તાપ

# अद्भुत बाजी·

ગયા અંકને પાને ૧૧૧ થી.

આ ચોપાટમાં દાવ પડે કે વચલા વિભાગમાં પેલે સ્થળેજ પઘડું બેસાય છે તેનું કારણ એજ છે કે આ સૃષ્ટીની બનાવટ ત્રણ ગુણથી ગણેલી છે. તેના ક્રમ–સત્વ, રજ, તમ આ પ્રમાણે. એજ પ્રમાણે ચોપાટનુ દરેક પડ છે.

| | | | | |
|---|---|---|---|---|
| | ૩ | ૨ | ૧ | |
| ૧ | | | | ૧ |
| ૨ | | | | ૨ |
| ૩ | | | | ૩ |
| | ૧ | ૨ | ૩ | |

એટલે કે બે વાળું આસન રજોગુણનું છે અને સૃષ્ટીની ઉત્પત્તિ રજોગુણથી છે એમ પ્રથમ કહેવાઈ ગયું છે. એ ઉત્પત્તિ ચાર યોનીમાં થાય છે તેમાં, આ સંસારબાજી રમવાને મનુષ્ય યોની લાયક ગણી છે કે જે હું પ્રથમ કહી ગયો છું. માટે ચોપાટમાં જેમ દાવ આવે તોજ પઘડું બેસાય તેમજ આ બાજીમાં સુકર્મ રૂપ દાવ પડયો હોય તોજ મનુષ્ય જન્મ મળે કે તે પછી આ બાજી શરૂ થાય. રજોગુણને તમો ગુણના મળવાથી આ સંસાર જાળ વિસ્તાર પામે છે તેમજ ૨–૩ નંબર વાળા આસનોથી આ ચોપાટબાજી વિસ્તારને પામે છે. સત્વગુણથી નિવૃત્તી પામી બાજી સંકેલતાં મોક્ષની પાયરીયે ચડાય છે. તેમજ નંબર ૧ વાળા આસનથી ચોપાટમાં પાકી જવાને માર્ગે ચડી વચલેજ વિભાગે થઈને પાકવાના સ્થાનમાં જવાય છે. અહીં પણ એક ખુબી છે. જે વિભાગોથી આગળ વધ્યા હતા તેજ વિભાગે આવવાથી બાજીની સમાપ્તી થવા સંભવ છે. તેમજ આ સંસારમાં મનુષ્ય જન્મથીજ ચોરાશી ફેરામાં પડાય છે અને એજ મનુષ્ય જન્મથીજ મોક્ષ પણ મેળવાય છે. મોક્ષ મળ્યો કે જન્મ મરણ ટળ્યું અર્થાત્ બાજી સમેટાણી આ ભાવને લઈનેજ કવિ શ્રી દયારામે કહ્યું છે કે.

### રાગ કાફી.

ધીરાના પદની ઢબ.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશ ભણી.
મુલક તો ઘણા જોયારે, મુસાફરી થઇ છે ઘણી.
સ્વપુર જવાનો સમય આવ્યો છે, રખે ભુલતા ભાઈ.
ફરી આ માર્ગ મળશે નહીરે, એવી છે અવળાઇ.
સમજી ચાલો સુધારે, ન જશો ડાબાજમણી. મનજી મુસાફરરે૦

હવે ચોપાટમા પાકવા આવેલ સોગઠી પેટઘરથી ખાડામા પડેછે, તેમજ આ સસારમા પણ મનુષ્ય જન્મ પામ્યા છતા મુમુક્ષુતા ન મળી તો ચોરાશીમા પડવુ પડેછે જેમ પેટઘર ઉપરના ૭ આસનો ચડયાથી સોગઠી પાકે તેમજ સસારમા મુમુક્ષુ થયા પછી ૭ ભુમિકા ચડયાથીજ મોક્ષ મળેછે માટેજ તે સ્થળને મુમુક્ષુ સાથે મુકાબલો કર્યો છે

"અહંબ્રહ્માસ્મિ" આ મહા વાકયનો પણ અહીં લક્ષ લેતા બોધ થાય છે હુ બ્રહ્મ છુ એમ કયારે સિદ્ધ થાય છે કે જ્યારે પોતાના સ્વરૂપને ઓળખવામાજ આવે ત્યારેજ જે સ્વરૂપથી આ સૃષ્ટી ચક્રમા આવ્યા છીએ તેજ સ્વરૂપને જાણ્યુ કે ઓળખાણ પડી પછી કઈ કરવાપણુ નથી તેમ આ ચોપાટમા જે સ્થળેથી સોગઠી નિકળી આપો ફેરો ફરી પાછી તેજ સ્થળે આવે છે ત્યારેજ પાકીને ફરતી આળસે છે શરૂઆતમા જેમ ઉભી રખાય છે ને પાકતી વખત આડી ગખવામા આવે છે તેનુ પણ કારણ એ છે કે શરૂઆતમા આ સસારચક્રમા પડતી વેળા અહપણુ હોવાથી મનુષ્ય અક્કડ રહે છે તેથી ભટકવુ પડે છે પણ અનુભવ તથા ઉપદેશના માગથી અહ પાછુ ટળે છે એટલે જ્ઞાની સદા નમ્રભાવ ધારણ કરી દીનતાથીજ વર્તે છે તેથી તેને આડી સોગઠીનો મુકાબલો છે

આ પ્રમાણે ચોરાશી ફર્યા કે સોગઠી પાકેજ એ નક્કી નથી કેમકે પેટઘર અથવા પાકવા આવેલ સોગઠીને ખડુ થાય છે તે હુ પ્રથમ કહી ગયો છુ તમજ આ સસારબાજીમા મનુષ્ય જન્મ મળ્યા છતા મોક્ષ મેળવવા તત્પર થયા પરતુ કાઠે આવતા દુસગના મપાટામા અવાયુ તો ચોરાશીના ફેરામા પડવા માટે દુષ્ટ વાસના પ્રમાણે પાછુ ફરવુ પડે છે માટેજ ઉપર કહેલ પદમા કહ્યુ છે કે ' ન જશો ડાબા જમણી " પેટઘરની સોગઠીને ડાબા કે જમણી ન જવાદે ને વચલે સ્થળે ઉપર ચડવાનુજ બને તોજ પાકી શકે તેમ અહીં પણ ત્રણ રસ્તામાથી વચલે રસ્તેજ જવાથી મોક્ષ મેળવી શકાય છે એ ત્રણ રસ્તા, પ્રથમ મે જે કહ્યા છે તે આ પૃથ્વીના કહ્યા છે પરતુ એ ત્રણ રસ્તાનો ખરો મુકાબલો તો આજ છે કે ધર્મ અર્થ કામ, કામ ધમ અથ આ ત્રણ રસ્તા તે ચોથા પુરૂષાર્થ મોક્ષ મારના છે તેમા ડાબી | ૩ | ૧ | ૨ | તરફનો કામ તથા જમણી બાજુનો અર્થ એ બે તરફ ન વળતાં વચલે માર્ગેજ ધર્મ તરફ વળાય તોજ મોક્ષ મેળવવાનો હેતુ પાર પડે છે

## ચોપાટ ચક્ર (સંસાર ચક્ર).

પ્રથમ જણાવ્યા પ્રમાણે આ ચોપાટના ચાર પડમાં ૯૬ આસનમાંથી ૧૨ ઉપ આસન ગણી બાકીના ૮૪ આસન ગણવામાં આવ્યાં છે, તેનું સ્પષ્ટીકરણ પ્રથમ થયું છે. પરંતુ તે ચોરાશી આસનોનો ફેરો ફરી એ સોગઠી નિર્ગુણપદને પામીને નિર્ગુણ નવધા ભકતી મેળવી તે સ્થળે વિરામી છે. હવે આ સ્થળથી ૧૨ આસન પાકવાનું સ્થળ છે ને આપણે સંસાર બાજીમાં મોક્ષને પામવામાટે આપણા ગણવા પ્રમાણે નિર્ગુણ યોગના માત્ર ૮ અંગ સાધવાથી ૮ આસન વધી શકાય પણ શેષમાં ૪ રહયાં તે શું? એ શંકાના સમાધાનમાં એમ છે કે નિર્ગુણ ભક્તીરૂપ ફૂલેવિરામ્યા પછી અષ્ટાંગ યોગ સાધવા પહેલાં ૪ વિક્ષેપ છે તે જીતવા જોઈયે (આળસ, પ્રમાદ, ઉંઘ, અને ભોગ.) આ ચાર વિક્ષેપ જીતાયા કે માત્ર અષ્ટ અંગ સાધવાં બાકી રહે છે. જેમ મુમુક્ષુઓને ૭ ભુમિકા તેમજ આ યોગીને આ યોગનાં ૭ સાત અંગ સાધી ૮ મું સમાધી અંગ ભોગવતો હોય છે તેમાં દેવતાઓ ઈર્ષા કરી ભ્રષ્ટ કરવા તત્પર થાય છે કારણ કે ઇંદ્રને એમજ ભાસે છે કે મારૂં પદ લેશે માટે અપ્સરાઓ વિગેરે મોકલી છળવાને પ્રયત્ન કરેછે, તેમાં આગલો પુરૂષ દૃઢ હોય તો ઉલટું છળ પાડવા આવનારનેજ હેરાન થવું પડે છે કે જે રીતે આ ચોપાટમાં કુલ ફેરો ફરી પાકી બુંદમાં પડે ત્યાં કોઈ ગાંડી કરેછે તેથી જેની ગાંડી થઈ હોય તે કોઈ વાર હારે છે ને કોઈવાર જો ગાંડીવાળો રમનાર તેજ (દૃઢ) હોય તો તેની સોગઠી તરત પાકી જઇ ગાંડી કરનારજ પાછળ રહે છે જેમ કે શૃંગી, ને ઋષભ તેમાં શૃંગી યોગ ભ્રષ્ટ થયા ને ઋષભ દેવ દૃઢ રહ્યા તો ઇંદ્રને અનેક વેષ ધારણ કરવા પડયા. જેમ ગાંડી સોગઠી ઉલટી ચાલે તેમ ભ્રષ્ટ કરનાર વામમાર્ગ ગ્રહણ કરે છે.

આ ચોપાટ બાજીમાં અસ્તોદયનો પણ બોધ થાય છે. જેની બાજી જીતમાં હોય છે તે પાસા કે કોડીયો ગમે તેમ ફેંકી દે તોપણ દાવ આવે છે પણ જેની બાજી હારપર હોય છે તે ચીપે અગર બીજી ઘણી કાળજી રાખે તોપણ દાવ પડે નહીં તેમજ હારે છે તે બાજી ફેરે જીતે પણ છે ને જે જીતે છે તે હારે પણ છે. તે વિચારતાં ઉપર લખ્યા મુજબ સંપૂર્ણ રીતે અસ્તોદય જણાશે.

આ બાજી આવા રહસ્યવાળી છે છતા કનીષ્ટ ગણી તેનુ કારણ માત્ર એજ છે કે– સસાર, એ મોક્ષ મેળવવાનુ મુખ્ય સાધન છે કે જેમા ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થ સાધી છેવટનો ચોથો પુરૂષાર્થ મોક્ષ સધાય છે એ સસારનુ રહસ્ય સમજાય તોજ તે શ્રેષ્ટ છે પણ જ્યા સુધી તે સમજાયુ નથી ત્યા સુધી દુ ખમયજ છે તેમ આ બાજી પણ સમજીને રમવામા આવે તોજ તે સારી છે પણ માત્ર કાળક્ષેપ કરવા માટેજ ને આનદ સારૂ રમાય તો કનિષ્ટ છે તે માટે "સૂરદાસ" જેવા તત્વવેત્તાએ કહ્યુ છે કે– પદ

સમજ સોચ બિચાર, મનતુ સમજ સોચ બિચાર,

ભક્તિ વિના ભગવત દુર્લભ, કહત નિગમ પુકાર– મનતુ૦ ૧
સાધુ સગતી ડારી પાસા, ચોસર કા લે સાર,
દાવ અગકે પડયો પૂરો, ઊતર પૈનેપાર– મનતુ૦ ૨
છાડી સત્રે સુન અઢારે, પચ હિંકો માર,
દુરતે તજીતીન કાનો ચમકી ચોક બીચાર– મન૦ ૩
કામ ક્રોધ જે જાન ભુટયો ઠગ્યો ઠગની નાર
સુર હરાકે પદ ભજન બીન, ચ'યો દાઉ કરઝાર મન૦ ૪

## ઉપસ હાર

જ્યારે પ્રલય થાય છે ત્યારે સર્વ જીવોને સમેટી માયામા લીન કરવામા આવે છે ને માયા એ પોતાના રૂપમાજ સમાવી દે છે પાછો જ્યારે સૃષ્ટી કરવાનો સકલ્પ થાય છે ( एकोहम्बहुस्याम ) ત્યારે માયાને પ્રગટાવી તેમા લીન કરેલા જીવોને સૃષ્ટીમા કર્મોનુસાર પાછા ગતીમા મુકે છે તેમજ આ સોગઠા બાજીમા પણ છે રમત પુરી થઈ રમવાનુ દિલ આળસ્યુ કે તમામ સોગઠીઓ અને કોડીઓ કે પાસા વચલુ સ્થળ કે જે પાકવાનુ સ્થાન છે તે સાયેજ કોથળી જેવુ હોય છે તેમા ભરી દેવામા આવે છે ને ચારે પડને વાળી લઇ બાધી મુકવામા આવે છે પાછુ જ્યારે મન થાય છે ત્યારે પાછી ચોપાટને છોડી એજ સોગઠા કાઢી દાવ પ્રમાણે ગતીમા પાછા મુકાય છે તેથી આ બાજીનો ખ્યાલ કોઈ વિદ્વાન માણસ કરે તો હુ જે કહી ગયોછુ તેથી વિશેષ સ્પષ્ટ કરી બતાવે તેમજ દરેક સિદ્ધાત શાસ્ત્રથીજ સિદ્ધ કરી આપે તેવી આ બાજી છે માટેજ સર્વ સુજ્ઞ ગૃહસ્થો સમક્ષ રજુ કરૂ છુ જીન

ચુક સુધારી સાર માત્ર ગ્રહણ કરી ભુલને માટે ક્ષમા આપશો એજ અભ્યર્થના—

---

## राग वीरहबारमासी ( अथवा मल्हार )

—.o:—

જુઓ જુઓ સંતો સંસારની બાજી, કળીનશકયા કૈક પંડીત કાજી ટેક
ચાર દિશા ચાર પાર બનાવી, ત્રીગુણથી એ ત્રિયાને સાજી;
સત્ય વિકારો સિદ્ધ થવાને, સત્ય ભાગે ભામિનિ ભાજી. જુ૦ ૧
ચાર દિશાએ એક એક ખાણી, એક એકમાં એકવીસ વસાવી;
એમ ચોરાસીનો ફેરો બનાવ્યો, ફાવે ન દાવ તો દિયેએ ફસાવી.જુ૦૨
ચાર વર્ણે રમનારા ચારે, ચાર પુરૂષાર્થે ગમન કરેરે;
ચાર આશ્રમે સુદૃઢ રહીને, હાર જીતની હોડ ભરેરે. જુ૦ ૩
ષડ રિપુતે છ કોડી ગણીને આપની સગે આપ રમેરે;
રંગ તુરંગ ઉમંગ અભંગે, દાવને પેચનાં દેહ દમેરે. જુ૦ ૪
દશ ઇંદ્રિયો દમન કરીને એકાદશે એ આવી વિરામે;
નવધા ભક્તિથી નિર્ભય થઈને, અષ્ટાંગ યોગે ઠરે છે ઠામે. જુ૦ ૫
સત્ય પછી ચિંતા ન્હોરી અંગે, લક્ષ ચોરાશીના ફેરા ફરેરે;
સત્વ રજ તમો ગુણ ધારી, નિર્ગુણમાં નિર્ગમન કરેરે. જુ૦ ૬
ફાવ્યો દાવ તો ફરિના ભટકે, અટકે જઈને અક્ષર ધામે;
પાંચ પ્રકારે પ્રતી બંધને જીતી, ખૂબ ખુશ બને જઇ તે ખાતે. જુ૦ ૭
નિકળીને નિજ સ્થળની બહારે, વળવું વશમી વાટે ભાઈ,
વચે માર ધકા ધડ પડતાં, સહેવી બીજી ઘણી અવળાઈ. જુ૦ ૮
કારણ આવું કળી આ બાજીનું, દૂરથી તજો એ નાર ઠગારી;
લીધો લાવને પામ્યા પેજારો. જો લલચાયા લલના નઠારી. જુ૦ ૯
દાવો સવળા લેવા સંતો, ધરજો સાધુ સગતી પાસા;
સફળ કરો આ કુડી બાજી, સ્વપુર પોચો જે ધામ ખાસાં. જુ૦ ૧૦

તથાસ્તુ

---

# दुख एज उदय साधन

અથવા

# सत्पथ गामीनो अते जय

ગ્રીષ્મ ઋતુ કરતા વાદલાઓ દૂર ખસેડી ઉગ્ર બનેલ શરદ ઋતુનો સૂર્ય, વિશેષ તપે છે, તમ દુ ખોના વાદળાનો અનુભવી તે દુ ખરૂપ વાદળને દૂર કર્યા પછી વધારે તેજસ્વી બને છે

પોતાના ઉછરતી વયના પુનના આવા નમ્ર શિક્ષણરૂપ વચનો સાભળી વેણીશકર દેશાઇ હર્ષાશ્રુસારવા લાગ્યા અને બોલ્યા બેટા ! મારી મતી કાઇ કામ આ વખતે નથી કરતી કારણ મે કદી આ દુ ખ મારી આટલી ઉમ્મરમા જોયુ નથી તેમ આવા દુ ખો અન્ય કોઇ શ્રીમતને માથે પડેલ હોય એમ મે સાભળ્યુ પણ નથી માટે તુ કહે તે રસ્તો લઇએ અધિક વિદ્યાભ્યાસ કરતા આવા ઉત્તમ શિક્ષણવાન બાળકો થાય છે તે પણ મને ખબર ન હતી હુ તો ધારતો હતો કે ઇ ગ્રેજી ભણનારા ધર્મ ભ્રષ્ટ થાય છે એટલુજ નહિ પણ તેમા વિવેક વિગેરે કાઈ રહેતુજ નથી બેટા ! તારામા આવી અક્કલ છે તેની મને આજ ખબર થઈ મને આજે પૂર્ણ ખાત્રી થઈ કે હુ નિર્ધન નથી પણ સત્પુત્ર રૂપ મહા ધનવાન છુ

પિતાજી ! ઇ ગ્રેજી વિદ્યાને કશો દોષ દેવાનો નથી ઇ ગ્રેજી શિક્ષણ લેનાર સઘળા મારા જેવા વિચારવાન નથી હોતા પણ ઉન્મત્ત બને છે સુરબ્બી ઓને, સુરબ્બીઓના વિચારોને અને વિવેક વિગેરે સર્વ આદ્યને તિરસ્કારે છે, એ બરાબર છે પણ તેમા ઇ ગ્રેજી વિદ્યાને બદલે વ્યાવહારિક બાબતમા જે ખામીઓ નજરે પડે છે તેમા સ ગતનોજ દોષ મુખ્ય માનવાનો છે તેમ નીચ પુસ્તકોનો અને પોતાના કુદરતી હેતુનો દોષ છે એમ સમજવાનુ છે જેઓને નીતિજ્ઞ સાથે મિત્રતા થાય અને તેવા સાથેજ વ્યાવહારીક વાતો કરવામા એકાગ્ર થાય છે અને પોતાના કુદરતી મનને ઉત્તમ પુસ્તકો અને ઈતિહાસોજ રૂચીકર જેને બને છે અને તેમાથી ઉત્તમ શિક્ષણ લેવાનેજ જેનુ મન આકર્ષાય છે અને તેથી ઇ ગ્રેજી શીખીને ઇ ગ્રેજી ઇતિહાસોદ્વારા બહાદૂર ઇ ગ્રેજો, કેવી રીતે ઉચ્ચ સ્થિતિએ આવ્યા તે જોવાને અને તેમા કેવી વર્તણુક છે તે

વાંચવાને જે તત્પર બને છે તે, ઇંગ્રેજી શીખીને તેમાંથી ઉત્તમ શિક્ષણ મેળવી નમ્ર બને છે અને નવા નવા ઉદ્યોગ રૂપ દેશાભ્યૂદય સાધક બને છે અને દુઃખને વખતે ધીરજ પકડી તેને દૂર કરવાને અને સુખ મેળવવાના માર્ગ લેવાને હિમ્તવાન બને છે. પરંતુ જેને ઇંગ્રેજી શિક્ષણ લેતાં નીચની સોબત થાય છે અને ખરૂં જોતાં સુધરેલા નહિ પણ બગડેલા વિચારો જેના મગજમાં રમ્યા કરે છે જેથી સારાં સારાં પુસ્તકો વાચવામાં ફુરસદનો વખત ન ગાળતાં હું કેમ રૂપાલો લાગું ? કયું અત્તર વાપરવું ? માથામાં કયું તેલ નાખશું તો ખુશબોદાર ગંધ આવશે ? સાબુ હાલ જે વાપરૂંછું તે સારો નથી માટે બીજો લઇએ, વસ્ત્રો સાફ બરાબર રહેતાં નથી જોડાને બ્રશથી ઘસી ઘસીને થાકયો પણ ધૂળ ખસતી નથી. આમ કહી દીવસમાં પાંચ સાત વખત જોડા સાફ કરવામાં, કપડાંઓ સકેલવામાં, ટાપટીપ કરી પહેરવામાં અને અત્તર, ગુલાબજળ, લવંડર વિગેરેનો ઉપયોગ કરવામાં અને ચાહા પીવામાં જે નકામો વખત ગાળે છે અને પુસ્તકો વાંચવામાં ઇતિહાસિક અન્ય શિક્ષરૂપ પુસ્તકને બદલે જેનું મન, પરકીયા સ્ત્રી અને પુરૂષના પ્રેમનું પુસ્તક અને નાટકની અંદર કલંકિત ભાગ વાંચવાને જેનું મન આકર્ષાય છે અને તેવાં વાંચવાનેજ તેના જેવા મિત્રોની સંમતી જેને મળતી આવે છે. હારમોનીયમ વાજામાં ગાયન ગાવામાં પણ ફુરસદનો વખત ગાળવાને જે મચે છે તેવા ઉદ્ધત વિચારવાનેજ ખરેખર કેટલાક વૃદ્ધ પુરૂષોના મનમાં ઇંગ્રેજી વિદ્યા કલંકિત કરી છે. પણ ખરૂં જોતાં તો પિતાજી ! જો શિક્ષણ લેવા ધારે તો ઈંગ્રેજી ઇતિહાસોમાંથી કે અન્ય શિક્ષણના ભંડારરૂપ વાર્તામાંથી એ ઘણું શિક્ષણ હોવાનું છે. હાલ તે ઇંગ્રેજો ઉદ્યોગને પરિણામે જે ફતેહમંદ થયા છે અને તે ફતેહના સાધન રૂપ જે તેઓમાં હુન્નર છે તે હુન્નર આપણા દેશમાં કયાં છે ? નથિજ તો તેવો હુન્નર અને તે દ્વારા ઉન્નતિના ખરેખરાં સાધન મેળવવા ઈચ્છનારે ઇંગ્રેજી શિક્ષણ લેવાની મને તો ઘણી જરૂર લાગે છે. આવા દુઃખમાં પણ મને જે હિમ્તત રહી છે તે માત્ર ઉત્તમ શિક્ષણનુંજ પરિણામ. આ બધું સાંભળી દેશાઈજી બહુજ પ્રસન્ન થયા. અને પુનઃકહ્યું હવે તને કયો રસ્તો લેવાનું સૂઝે છે ? પિતાજી કોઈ સગાઓનો આશ્રય લઈ તેના આભારમાં રહેવું એ મને તદન પ્રતિકૂળ લાગે છે અને આશ્રય મળ્યા પછી હિમ્મત રહેતાં મન શાંતીમાં રહી

ઉદ્યોગને માટે આગળ વધતુ નથી પણ નિગધાગજ રહેતા ઉદ્યોગાર્થે મન, બુદ્ધિ અનુસાર આગળ વધે છે અને માથે દુ ખ પડવાથી તેમાથી મુક્ત થવા માટે બુદ્ધિ કસવાની જરૂર પડેછે અને બુદ્ધિ કમાતા ઉન્નતિ પ્રાપ્ત થાય છે માટે હુ ધારૂ છુ કે અહીથી અમદાવાદ જવુ અને સગાઓથી છાના રહેવુ અને ઉદ્યોગ કરવો ગમવાલે જવાબ આપ્યો

વાચક ! अम्भोधि स्थलता स्थल जलधिता धूली लवशैलता
मेरुर्मृत्कणता तृण कुलिशता वज्र तृणमायताम्
वह्नि शीतलता हिम दहता मायाति यस्येच्छया
लीला दुर्ललिताद्भुतव्यसिने देवाय तस्मै नम

દૈવની વિચિત્રતા અલૌકિક છે જળને સ્થળ બનાવેછે મુબઈ એક વખત જળથી પૂર્ણ હતુ એ પ્રથમ ઇશ્વરી કૃતીનો પુરાવો સ્થળનુ જળ બનાવેછે દ્વારકા એક મુબઇથી દશગણુ બવરૂ એથી પણ મોટુ એક શેહર હતુ એ ઇતિહાસ સિદ્ધ છે તે સ્થળને બદલે જળ કરી તદન નાનુ ગામડુ માત્ર રાખ્યુ એ ઇશ્વરની અલૌકિકતાનો બીજો પૂરાવો આમ જેમ સ્થાવરમા ઈશ્વર ફેરફાર કરેછે તેમ જગમમા પણ કરેછે જગમ પરત્વે મનુષ્ય જાતીમા ભિક્ષુકને ધનાઢ્ય અને મહાન ધનાઢ્યને ભિક્ષુક બનાવવામા દૈવને કશી વાર લાગતી નથી, આમ દૈવ વિચિત્રતાને આધિન થયેના ઉત્તમ સ્વાદનો અનુભવ કરનારા દેશાઇને સુકઠા રોટલો ખાવાનો વખત આવ્યો કદીપણ જેણે બોજો ઉચકાવેલ નથી એવા દેશાઈ, નોકર ન હોવાથી પોતાના પુત્ર ને સ્ત્રીની સાથે હાથે ઠામ, વાસણો ને કપડાઓ એકઠા કરી, બાધી, પોતાને ખભે લઇ રેલવે સ્ટેશન પર આવ્યા બોજો ઉપાડી ચાલીને આવ્યાથી શ્વાસોશ્વાસ થઈ ગયા અગ પર પુશ્કળ પરસેવો વળી ગયો અને અત્યત ગભરાઈ ગયા પોતાની એક દશ વર્ષની પુત્રી હતી તે તો કોઇ દીવસ એટલુ ચાલેલીજ નહિ તેથી બહુ થાકી જવાથી રડી પડી દેશાઇએ ખોળામા બેસારી આસનાવાસના કરી કહ્યુ બેટા ! રડીશ નહિ આપણે અમદાવાદ જશુ ત્યારપછી તને કશુ દુ ખ નહી થાય આમ કહેતા વળી દેશાઈની આખમા આસુ આવ્યા ને સ્થિતિને યાદ કરતા મનમા કહેવા લાગ્યા અરે દૈવ ! આ મારી સ્થિતિ ? મારા કુમળા બાળકો કે જેણે કદી જગત જોયુ નથી, જેણે કોઈ દીવસ પથ કર્યો નથી તેને માથે આ વિટબણા ? ઈશ્વર ! મે શુ આપનો અનાદર કર્યા છે જેથી રૂષ્ટ બની મને દુ ખી બાળમા

ફસાવ્યો ! દુઃખની વખતે દિલાસો આપનાર વિવેકી રામલાલ, પાસે આવ્યો અને આંખમાંથી આંસુ સારતા દેશાઇને સબોધી બોલ્યો, પિતાજી ! વળી શું થયું ? કંઇ નહિ બેટા ! માત્ર આ ગરીબડી મંજુલા, ચાલીને થાકી જવાથી રડી પડી જેથી મને પૂર્વની સ્થિતિ યાદ આવી. ફિકર નહિં આ રડવું આવે છે એવો વખત ઈશ્વરે ભલે આપ્યો, આવા વખતરૂપ કસોટીને સહન કરી જે પોતાના કર્તવ્યમાં મચ્યો રહે છે અને બુદ્ધિ ભ્રષ્ટ નથી કરતો તે, દેદિપ્યમાન બને છે અને પૂર્ણ કિર્તિ અને દ્રવ્યવાન બનેછે. હરિશ્ચન્દ્ર રાજાને વિટંબણા સહન કરવાનો સમય નહોતો આવ્યો તે પહેલાં તેની દિગંત કિર્તિ નહોતી પ્રસરી, નળ રાજાનું પણ તેમજ બનેલ છતાં તે દુઃખમાં આપ પેઠે નાહિમ્મત નોતા બનતા પણ દૃઢ બની તેને સહન કરતા હતા જેથીજ તે બન્ને તથા દુઃખ વખતે મહા સહનશીલ યુધિષ્ટિર પણ પુણ્ય શ્લોક (ઉજવલ કિર્તિવંત બન્યા.

पुण्यश्लोको नलोराजा पुण्यश्लोको युधिष्ठिरः
पुण्यश्लोको हरिश्चन्द्रः पुण्यश्लोको जनार्दनः

પિતાજી ! વારંવાર કહેવું તે પિષ્ટ પેષણ જેવું થાય છે અને હું બાળક હોવાથી મને શરમ લાગે છે માટે મારી સમાન દૃઢ બનો. બેટા ! વારંવાર હું ગભરાઉછું તેનો હેતુ માત્ર એકે મારૂં મન બહુ ઓછું થયેલું છે કારણ તું એકલોજ અને તારીપર બધી કમાન આ વખતે છે. કારણ મારામાં કશું તત્વ નથી જેથી એ હર્ષાશ્રુ આવે છે કે મારા પુત્રમાં ઈશ્વરે આટલી રતી ન મૂકી હત તો મારૂં શું થાત ? આમ કહેતાં ખૂબ દેશાઇ રડયા. ત્યાં ગાડી આવવાની તૈયારી હોવાથી ટીકીટ ઓફીસની બારી ઉઘાડી જેથી રામલાલ બોલ્યો પિતાજી! હવે ઇશ્વર બધું સારૂં કરશે આપ આંહી બેસો હું મારા હાથનું કડું વેચતાં જે પૈસા આવેલ છે તે મારા ખીસામાંજ છે તેની સાડાત્રણ ટીકટ લઇ આવું. એમ કહી ટીકીટ ઓફીસ પાસે ગયો અને અમદાવાદની સાડાત્રણ ટિકીટ લીધી.

અમદાવાદમાં દેશાઈનાં સગાંવહાલાં ઘણાં રહેતાં હતાં પરંતુ પોતાની આવી સ્થિતીમાં પૂર્વની સ્થિતીના પ્રમાણમાં માનાપમાનના ભયથી કોઇને ઘેર ઉતરવાનો નિશ્ચય ન કર્યો અને બારોબાર ધર્મશાળામાં ઉતરી ટીકીટ લેતાં જે પૈસા કાંઇ વધેલા હતા તે પૈસાનો લોટ અને ખીચડી વિગેરે પદાર્થો બજારમાંથી લાવી રસોઈ બનાવી સહકુટુંબ દેશાઈ જમ્યા અને શ્રમને લીધે

થાક લાગવાથી રાત્રીએ સર્વ નિદ્રાવશ થયા તમામને નિદ્રા આવી ગઇ પણ રામલાલને નિદ્રા આવી નહી તે પોતાના મનમા અનેક તર્કો કરવા લાગ્યો "કડાના પૈસા જે આવ્યા છે તેમાથી ટીકીટ લેતા બાકી આ આખા ઘરનુ પોષણ થાય તેને માટે માત્ર બાર દીવસનુ ખરચ બહુ કરકસર કરીએ તો ચાલે એમ આ વખતે ખીચડી વિગેરેમા થયેના ખર્ચ ઉપરથી અનુમાન બધાય છે પણ પછી શુ કરવુ ? કશુ સાધન નથી સારૂ વસ્ત્ર કે મારીમાનો દાગીનો પણ નથી નોકરી કાઇ મારે માટે તૈયાર નથી કોઇએ કરી રાખી, તેતો ખોળતા ખોળતા મળે ત્યારે ખરી અને નોકરી કદાપી મળે તોપણ પૈસા તરત મળતા નથી પરતુ એક માસ પૂરો થયા બાદ મળે છે પિતાને તો હિમ્મત આપી શાન્ત કર્યા પણ રામલાલ ! તને હિમ્મત કોણ આપશે ? આ તારા ઉદર પોષણના સબધના મહાભયથી દૂર કરવા રૂપ શાન્તી વારિ તને કોણ સીચશે ? તારા પિતાએ તારાપર આધાર રાખ્યો પણ તારે આ દુર્દશામા કોનો આધાર છે ? આમ મનમા તરગો કરતા રામલાલ બહુ ગભરાવા લાગ્યો, આખોમાથી જળો વહેવા લાગ્યા પણ થોડી વાર પછી ધીરજ રાખી મનને સમાધાન કરતો, વળી વિચારવા લાગ્યો અરે રામલાલ ! તને આ શુ સૂઝ્યુ ! તારા સારેવા અશ્રુનુ એક બિદુ તારા મુખપર દેખતા તારા પિતાની, માતાની અને આખા કુટુબની આખોમાથી અનેક બિદુ સ્ત્રવશે માટે તે તારે માટે સર્વથા અયોગ્ય છે તારે માટે કોણ આધાર ? નિરાધારનો આધાર જગન્નિયતા, દાત આપનારનેજ દાતને ઉપયોગી ખાવાનુ આપવાની ફરજ છે મનુષ્યો કદી પોતાની ફરજથી ઉન્માર્ગે વર્તશે પણ તે જગન્નિયતા કદાપી પણ પોતાની ફરજ બજાવવી નહી ચૂકે, તો તારે શાને શોક કરવો ? હિમ્મત રાખ અને ઉદ્યોગ કર, સમય પરત્વે સર્વસ્વ બને છે " આમ પોતાના મનમાજ શકા સમાધાન કરતા છેવટ વૈર્યવાન બન્યો અને તેવાજ વિચારમા રાત્રી વ્યતીત કરી [ અપૂર્ણ ]

દા૦કા૦

---

# अष्टावक्र.

## પ્રકરણ ૨ જું.

अहोनिरंजनः शांतो, बोधोहं प्रकृतेः परः ॥
एतावंत महं कालं, मोहे नैव विडंबितः ॥ १ ॥

અહો આશ્ચર્ય થાય છે કે–હું તો નિરંજન=સર્વ ઉપાધિથી મુક્ત, શાંત-સર્વ વિકારાતીત, પ્રકૃતિ–માયાથીપર બોધ–જ્ઞાનરૂપજ છું, છતાં આટલા વખત સુધી મોહ–દેહ અને આત્માનો અવિવેક તેથી છેતરાયો છું. હવે ગુરૂના ઉપદેશથી મને મારા સ્વ સ્વરૂપનું જ્ઞાન થયું છે ૧

यथा प्रकाशयाम्येको, देह मेनं तथा जगत् ॥
अतो ममजगत्सर्व मथवा च न किंचन ॥ २ ॥

જેમ હું દેહને પ્રકાશ કરૂં છું તેમ જગત્‌ને પ્રકાશ કરૂ છું તેથી આ સર્વ જગત્ મારૂં છે. અથવા પરમાર્થ વિચાર કરતાં કાંઈ પણ મારૂં નથી–અધ્યારોપ વિચારથી કેવળ દેહમાંજ મમત્વ શા માટે રાખવું ? કેમકે જેમ દેહ છે તેમજ સર્વ જગત્ મારે વિષે અધ્યસ્ત છે અને પારમાર્થિક વિચારે દેહ પણ મિથ્યાજ છે અને હું પોતે શુદ્ધ ચિન્માત્ર રૂપજ છું. ૨

सशरीरमहोविश्वं, परित्यज्य मयाधुना ॥
कुतश्चित्कौशलादेव परमात्मा विलोक्यते ॥

સ્થૂલ, લિંગ અને કારણ શરીર સહિત સર્વ જગત્‌ને છોડીને, અહો હમણાં મારાથી ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી પ્રાપ્ત થયેલ કુશળતાથી પરમાત્મા જોઇ શકાય છે. ૩

यथानतो यतो भिन्ना स्तरंगाः फेनबुद्बुदाः ॥
आत्मनो नतथा भिन्नं, विश्वमात्म विनिर्गतं ॥

જેમ તરંગો, ફીણ અને પરપોટા પોતાનાં ઉપાદાન રૂપ જલથી કદી પણ જુદાં નથી તેમજ આત્મામાંથી થયેલ આ વિશ્વ આત્માથી ભિન્ન નથી. સર્વ જગત્‌ના અધિષ્ટાનરૂપ પરમાત્મ સ્વરૂપ મારાથી જગત્ જુદું ક્યાં રહી શકે ? ૪

तंतुमात्र भवेदेव, पटो यद्वद्विचारित ॥
आत्मतन्मात्रमेवेद, तद्वद्विश्वं विचारित ॥

સ્થૂળ બુદ્ધિથી જણાતુ વસ્ત્ર વિચારીને જોતા તાતણા રૂપજ છે તેમજ સ્થૂળ દૃષ્ટિથી આ જગત્ બ્રહ્મથી વિલક્ષણપણાથી પ્રતીયમાન છે છતા વિચાર દૃષ્ટીથી જોતા આત્મ સત્તા માત્રજ છે જેમ તંતુ સ્વસત્તાથી પટમા અનુગત છે, તેમ પરમાત્મા સ્વસત્તાથી વિશ્વમા અનુગત છે

यथैवेक्षुरसेक्लृप्ता तेन व्याप्तैव शर्करा ॥
तथा विश्वं मयि क्लृप्त मया व्याप्त निरंतर ॥

જેમ શેરડીના રસમા અધ્યસ્ત સાકર તે મધુર રસથી વ્યાપ્તજ છે તેમજ મારે વિષે અધ્યસ્ત આ વિશ્વ, સચ્ચિદાન રૂપ મારાથી નિરતર વ્યાપ્ત છે આ ત્રણ શ્લોકથી અસ્તિ, ભાતિ અને પ્રિય રૂપથી હુજ સર્વત્ર રહેલ છુ એવુ સિદ્ધ થયુ

જ્યારે વિશ્વ ચિદાત્માથી ભિન્ન નથી ત્યારે તે કેમ દેખવામા આવે છે ? એ શકાનુ સમાધન કરે છે

आत्माज्ञाना ज्जगद्भाति, आत्मज्ञाना न्नभासते ॥
रज्ज्वज्ञानादहिर्भाति, तज्ज्ञानाद्भासते नहि ॥

આત્મ સ્વરૂપના અજ્ઞાનથી જગત્ ભાસે છે અને અધિષ્ઠાન ભૂત આત્માના જ્ઞાનથી તે દેખવામા આવતુ નથી જેમ અધિષ્ઠાન ભૂત રજ્જુના અજ્ઞાનથીજ સર્પ ભાસે છે પણ જ્યારે તે દોરડીનુ જ્ઞાન થાય છે ત્યારે પછી તેમા સર્પ ભાસતો નથી

જો આત્માનુ અજ્ઞાન છે તો પછી તેમા અધ્યસ્ત જગત્ કેમ ભાસે છે ? તેનો ઉત્તર આપે છે કે—

प्रकाशोमे निज रूप नातिरिक्तो स्म्यह तत ॥
यदा प्रकाशते विश्व तदाह भास एवहि ॥

પ્રકાશ=બોધ એજ મારૂ પોતાનુ સ્વરૂપ છે તેથી અતિરિક્ત હુ નથી તેથી જ્યારે આ વિશ્વ પ્રકાશે છે ત્યારે મારા આત્મભાસ=આત્મ પ્રકાશથીજ ભાસે છે કોઈ એવી શકા કરે કે—જો સ્વરૂપ ચૈતન્યજ પ્રકાશક છે તો પછી અજ્ઞાન કેમ ઘટે ? ત્યા એમ જાણવાનુ છે કે—સ્વરૂપ ચૈતન્ય અજ્ઞાનનુ વિરોધી નથી પણ સાધક છે

## अष्टावक्र.

### પ્રકરણ ૨ જું.

अहोनिरंजनः शांतो, बोधोहं प्रकृतेः परः ॥
एतावंत महं कालं, मोहे नैव विडंबितः ॥ १ ॥

અહો આશ્ચર્ય થાય છે કે-હું તો નિરંજન=સર્વ ઉપાધિથી મુક્ત, શાંત-સર્વ વિકારાતીત, પ્રકૃતિ-માયાથીપર બોધ-જ્ઞાનરૂપજ છું, છતાં આટલા વખત સુધી મોહ-દેહ અને આત્માનો અવિવેક તેથી છેતરાયો છું. હવે ગુરૂના ઉપદેશથી મને મારા સ્વ સ્વરૂપનું જ્ઞાન થયું છે ૧

यथा प्रकाशयाम्येको, देह मेनं तथा जगत् ॥
अतो ममजगत्सर्व मथवा च न किंचन ॥ २ ॥

જેમ હું દેહને પ્રકાશ કરૂં છું તેમ જગત્‌ને પ્રકાશ કરૂં છું તેથી આ સર્વ જગત્ મારૂં છે. અથવા પરમાર્થ વિચાર કરતાં કાંઈ પણ મારૂં નથી-અધ્યારોપ વિચારથી કેવળ દેહમાંજ મમત્વ શા માટે રાખવું ? કેમકે જેમ દેહ છે તેમજ સર્વ જગત્ મારે વિષે અધ્યસ્ત છે અને પારમાર્થિક વિચારે દેહ પણ મિથ્યાજ છે અને હું પોતે શુદ્ધ ચિન્માત્ર રૂપજ છું. ૨

सशरीरमहोविश्वं, परित्यज्य मयाधुना ॥
कुतश्चित्कौशलादेव परमात्मा विलोक्यते ॥

સ્થૂલ, લિંગ અને કારણ શરીર સહિત સર્વ જગત્‌ને છોડીને, અહો હમણાં મારાથી ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી પ્રાપ્ત થયેલ કુશળતાથી પરમાત્મા જોઇ શકાય છે. ૩

यथानतो यतो भिन्ना स्तरंगाः फेनबुद्बुदाः ॥
आत्मनो नतथा भिन्नं, विश्वमात्म विनिर्गतं ॥

જેમ તરંગો, ફીણ અને પરપોટા પોતાનાં ઉપાદાન રૂપ જલથી કદી પણ જુદાં નથી તેમજ આત્મામાંથી થયેલ આ વિશ્વ આત્માથી ભિન્ન નથી. સર્વ જગત્‌ના અધિષ્ટાનરૂપ પરમાત્મ સ્વરૂપ મારાથી જગત્ જુદું કયાં રહી શકે ? ૪

શરીરના સંસર્ગને લીધે આત્માનું નિઃસંગપણું કેમ ઘટે એ શંકા ઉપર સમાધાન કરે છે કે—

अहो अहं नमो मह्यं दक्षोनास्तीह मत्समः ॥
असंस्पर्श शरीरेण येन विश्वं चिरं धृतं ॥

અહો હું આશ્ચર્ય રૂપ છું મારે માટે નમન છે કે જેણે સંસ્પર્શ વિનાના શરીરથી આ જગતને ઘણા સમયથી ધારણ કરેલ છે એટલે મારા જેવો કોઈ બીજો ચતુર=અસંભવિત (ન બની શકે તેવું જણાતું) કાર્ય કરવામાં ચતુર નથી

अहो अहं नमो मह्यं यस्य मेनास्ति किंचन ॥
अथवा यस्यमेसर्वं यद्वाङ्मनसगोचरं ॥

અહો આશ્ચર્ય રૂપ છું મારે માટે નમસ્કાર છે કે જેનો પારમાર્થિક કશો સંબંધ નથી કેમકે બીજી સદ્વસ્તુનોજ અભાવ છે અથવા જે કાંઈ વાણી અને મનથી ગોચર થાય છે તે સર્વ મારૂંજ છે=મારી સત્ય સત્તાથીજ તેઓનું અસ્તિ ભાતિ પ્રિય રૂપે દેખાવાપણું છે [અપૂર્ણ]

---

## વ્યાસજીનું વશીકરણ
વા
## (વશીકરણ વિદ્યા)

આપણું વશીકરણ ચાર ભાગમાં વેહેચાયેલું છે તેમાં દયા અને મૈત્રી એ બે ભાગનું વર્ણન તો આપણે કરી આવ્યા, પણ હવે દાન અને મધુર વાણી એ બે સંબંધે આપણે કાંઈક પણ લખવાનું રહ્યું અને તે નીચે પ્રમાણે –

પ્રથમ દાન એટલે શું ? તેનો વિચાર કરશું દા એટલે દેવું એ ધાતુ ઉપરથી 'દાન' શબ્દ થયેલો છે અર્થાત્ દાન એટલે આપવું એટલો અર્થ નીકળે છે હવે આપવું તે કોને આપવું અને કોને ન આપવું ? તેટલું જાણવું આવશ્યકનું છે અજ્ઞાનથી કરેલો ઉપયોગ, કશું પણ ફલ આપતો નથી અને આપે છે તોપણ વિરલનેજ અને તે પણ કોઈકજ વખતે, માટે દાન સંબંધિ યાજ્ઞવલ્કય સંહિતાનું નીચેનું વાકય વાંચીશું તે આ પ્રમાણે છે

न्यायार्जितं धनंचापि विधिवत्यत्प्रदीयते
अर्थिभ्यःश्रद्धयायुक्तंदानमेतदुदाहृतं ॥ १ ॥

સ્વધર્માનુ સાર ન્યાય માર્ગે કરી એકઠા કરેલા દ્રવ્યને વિધિપૂર્વક અને શ્રદ્ધાથી યાચકોને જે દેવું તેનું નામ દાન કહેવાય છે, પોતાની અધમ વાસનાઓને તૃપ્ત કરવા સારૂ બીજાઓને જે કાંઈ આપવામાં આવે છે તે દાન નથી પણ ધર્માનુસાર અને ન્યાયાર્જીત દ્રવ્યના પાત્રને જોઈ અને આપવું તેજ દાન છે. અને એવા દાનનું ફળ મળે છે, પરંતુ તેમાં શ્રદ્ધાની આવશ્યકતા પ્રથમથી છે. શ્રદ્ધા વિના જે કાંઇ આપવામાં આવે છે તે નિષ્ફળ જાય છે. અને તેને માટે શ્રી કૃષ્ણ વચન આ પ્રમાણે છે.

अश्रद्धयाहुतं दत्तं तपस्तप्तं कृतंचयत् ॥
असदित्युच्यतेपार्थ नचतत्प्रेत्यनोइह ॥ ९ ॥

હે અર્જુન ! શ્રદ્ધા વિના જે હોમ કરવામાં આવે છે, શ્રદ્ધા વિના જે ( દાન ) દેવામાં આવે છે અને શ્રદ્ધા રહિત જે તપ તપવામાં આવે છે. તેમજ શ્રદ્ધા વિના જે કાંઈ કરવામાં આવે છે તે સઘળું અસત્ એટલે ખોટું કહેવાય છે. અને તેથી તેનું ફળ આ લોકમાં અથવા પરલોકમાં મળતું નથી. દાનના ત્રણ પ્રકાર છે.

दातव्यमितियद्दानं दीयतेनुपकारिणे
देशेकालेचपात्रेच तद्दानंसात्विकस्मृतं ॥
यत्तुप्रत्युपकारार्थ फल मुद्दिश्यवापुनः
दीयतेच परिक्लिष्टं तद्दानं राजसं स्मृतं ॥
अदेशकाले यद्दानमपात्रेभ्यश्चदीयते
असत्कृतमवज्ञातं तत् तामसमुदाहृतं ॥

भगवद्गीता.

અર્થ—મારે દાન કરવાનું છે એવા વિચારથી અનુપકારીને એટલે જેણે ઉપકાર કરેલો નથી એવા માણસને, દેશ, કાલ, અને પાત્રનો વિચાર કરી અને જે આપવામાં આવે છે તે દાનને સાત્વિકદાન કહે છે.

જે દાન સામા માણસને ઉપકારના બદલામાં આપવામાં આવે છે અથવા તો ફલની આશા રાખીને આપવામાં આવે છે, અને તેમ કરતાં મનમાં કલેશ થતો નથી ત્યારે તે આપેલું દાન રાજસ કહેવાય છે.

કાઈ પણ દેશ કે કાળનો વિચાર કરવા સિવાય અસત્કાર અને અવજ્ઞા પૂર્વક, જે દાન, કુપાત્રને આપવામા આવે છે, તે દાનને તામસ દાન કહે છે

જેમા દેશ કાલ કે પાત્રનો વિચાર નથી, જેમા શ્રદ્ધા નથી અને જેમા ફલની આશા રાખવામા આવે છે અથવા ઉપકારનો બદલો હોય છે તેવા રાજસ, તામસ, દાનો આપણા વશીકરણના અગભૂત છે પણ થોડે અશે, અને સપૂર્ણ અશે તો સાત્વિક દાન એજ આપણા વશી કરણમા ઉપયોગી છે વશી કરણનો અર્થ એટલોજ છે કે—સામા માણસની સારી લાગણી પોતાના ભણી કરાવવી અને તે ઉપર કહ્યુ તે પ્રમાણે સાત્વિક દાન કરવાથી વિશેષ થાય છે આપણે કોઈ એક જાણીતા અને અજાણ્યા એવા બે માણસો સકટમા આવેલા હશે, તેને સકટમાથી છોડાવવાને યત્ન કરી અને છોડાવ્યા—તો તે બન્નેમા જે અજાણ્યો માણસ છે તે વધારે આભાર માનશે અને પોતાના દુ ખની નિવૃત્તિ કરનનાર માણસ જાણી સારી લાગણી ધરાવશે આ પ્રમાણે બન્નેને સમાન સ્થિતિમાથી રક્ષણ આપવા છતા પણ, અપરિચિત માણસના અત કરણમા ઉપકારની વિશેષ લાગણી ઉભરાઈ આવે છે, તેનુ કારણ ઉપકારકની તેમ કર વામા સાત્વિકતા છે, સાત્વિકતા એટલા માટે છે કે—સામો માણસ તેનો પરિચિત નથી કે જેથી તેણે ઉપકાર કર્યો હોય તેને બદલે અથવા પ્રત્યુપકારની આશાથી કરવામા આવેલી મ હોય અને તેથી તેવુ કરવુ આમ સાત્વિક પણે જે કાઈ કરવુ તે આપણા વશીકરણનુ ઉત્તમ અગ હોવાથી સામા માણસને વશ કરનાર થાય છે સર્વમા સાત્વિકપણુ એ વરીષ્ટ છે ઉપરનુ શ્રી કૃષ્ણ વચન પણ શ્રદ્ધા, દાનનીજ મહત્તાને પ્રતિપાદન કરે છે (કે જે શ્રદ્ધા સાત્વિકપણામાજ રહી છે) પણ ઉપકાર દાન અથવા સ્વાર્થ દાનની મહત્તાને નહિ, માટે દાન કરવુ તે શ્રદ્ધાવાળુ અને સાત્વિક કરવુ અને એજ ઉત્તમ છે

હવે દાન એટલે દેવુ, આટલા ઉપરથી શુ દેવુ અથવા શુ આપવામા આવે તો શ્રેષ્ઠ દાન આપ્યુ કહેવાય ! તેને માટે બૃહસ્પતિ સહિતામા નીચે કહેલુ છે

> अग्नेरपत्य प्रथम हिरण्य
> भूर्वैष्णवी सूर्य सुताश्चगाव
> लोकास्त्रयस्तेन भवतिदत्ता
> य काचन गा च महीं च दद्यात् ॥

અર્થ—સુવર્ણ એ અગ્નિ દેવતાનો પ્રથમ પુત્ર છે, અને પૃથ્વી વિષ્ણુ ભગવાનની પુત્રી છે, તેમજ ગાયો સૂર્યની પુત્રીઓ છે, માટે જેણે સોનું-પૃથ્વી અને ગાયોનું દાન કર્યું છે. તેણે ત્રણ લોકનું દાન કરેલું છે એવું જાણવું. આ પ્રમાણે દાનનું મહાત્મ્ય છે. તથાપિ તેથી પણ અન્નનું દાન અધિક શ્રેષ્ઠ ગણાય છે, અને તેને માટે સંવર્ત સંહિતામાં પણ કહ્યું છે કે—

सर्वेषामेव दानानामन्नदानं परं स्मृतं
सर्वेषामेव जंतूनां यतस्तज्जीवितं फलं ॥
यस्मादन्नात्प्रजाः सर्वाः कल्पेकल्पेऽसृजत्प्रभुः
तस्मादन्नात्परं दानं न भूतं न भविष्यति ॥

અર્થ—સહુ પ્રાણિઓનું જીવન, અન્નને આધારે છે માટે બધાં દાનોમાં અન્નનું દાન ઉત્તમ છે અને જે અન્નમાંથી કલ્પે કલ્પે બધી પ્રજાઓને પ્રભુએ બનાવેલી છે. તે અન્નના દાનથી ઉત્તમ બીજું દાન થયું નથી અને થશે પણ નહિ. આપણા વશીકરણમાં પણ એજ દાન ઉપયુક્ત છે અને તેમાં અન્ન દાનજ શ્રેષ્ઠ છે. કારણકે અન્ન વડે સર્વ જીવો જીવી શકે છે, આવા ઉત્તમ અન્ન દાનથી અનેક જીવોને વશ કરી શકાય છે. ઉપનિષદોની વાણીમાં બોલીએ તો જે જેનો આહાર તે તેનું અન્ન—એટલે વ્યાઘ્ર આદિ હિંસક પ્રાણિઓને પણ તેના આહાર રૂપ અન્ન આપનારા માણસો વશ કરી શકે છે તો બુદ્ધિમાન એવા મનુષ્ય પ્રાણીને વશ કરવું એમાં આશ્ચર્ય નથી પણ તે અન્ન દાનમાં ફલાકાંક્ષા જોઈએ નહિ.

બીજું દાન ભૂમીનું છે. જે ભૂમીના દાનથી—બ્રાહ્મણાદિક પોતાનો નિત્યનો નિર્વાહ ચલાવવાને યોગ્ય થાય છે અને તે ભૂમીદાનનો અધિકારી બ્રાહ્મણ છે—તથાપિ—ક્ષત્રિયાદિકને આપેલું હોય એટલે ક્ષત્રિયાદિકને બક્ષીસ તરીકે આપેલું હોય તો તેથી તેઓ પણ જીવિતપર્યંત વશી ભૂત થાય છે. પોતાની આજીવિકા સર્વને વ્હાલી છે. અને તેથી સર્વ તેને સાચવવા માટે ધણીનું શ્રેય કરે છે, ધણીનેજ વશ રહે છે. આગળના વખતમાં રાજાઓને હજારો યોદ્ધાઓ વશી ભૂત હતા અને રાજાને માટે રાજાની અનિચ્છા હોય તોપણ પ્રાણ સમર્પણ કરવા જતા એપણ આ દાન રૂપ વશીકરણનાજ પ્રતાપ હતા. હવે એ ભૂમીના દાનથી સુવર્ણનું દાન કનિષ્ઠ છે તેને રાજાઓ આપવા લાગ્યા છે. ભૂમીના દાનથી સુવર્ણના દાનને હલકું ગણવાનું પ્રયોજન

એટલુજ છે કે તેનાથી એક વખતજ અન્ન મેળવી શકાય છે પણ ભૂમીની પેઠે અનેકવાર અન્ન મેળવી શકાતુ નથી, અને તેથી ભૂમીથી ઉતરતા દર જ્જાનુ દાન રાજાઓને વિશેષ ફલપ્રદ થતુ નથી—અર્થાત્ ઉત્તમ વશીકરણ રૂપ થતુ નથી એટલે પ્રતિમાસે આપવા છતા પણ યુદ્ધાદિ પ્રસગ આવે છે ત્યારે કાયદાની શૃખલાથી બધન કરવાનો વખત આવે છે તેઓ શત્રુઓની સામા લડે છે ખરા પણ હોસ ને લઈ નહિ પરતુ રાજાની આજ્ઞાના પરવશપણાને લીધે ;

તે પ્રમાણે ગાયનુ દાન પણ અનત ફળને દેનાર છે આ ઠેકાણે આપણે દાનનો મહિમા વિશેષ છે એવુ વર્ણવવા બેઠા નથી પણ દાન છે એ ઉત્તમ વશીકરણનુ કામ કરે છે એવુ સાબીત કરવાનુ છે અને તેનો સર્વને થોડો પણ અનુભવ હોય છે કે દાન આપવાથી માણસો વશ કરી શકાય છે આવી સર્વ માન્યતા છે તો તે સબધમા વિશેષ કહેવાનુ રહેતુ નથી અને તેથી તેનેજ પોષણકારક નીચેના વાકયો કહી અને વિરમતુ વિષ્ણુ શર્માએ કહ્યુ છે કે—

तावत प्रीतिर्भवेल्लोके
यावद्दान प्रदीयते
वत्स क्षीरक्षय दृष्ट्वा
परित्यजति मातरम् ॥

આ સસાર સ્વાર્થમય છે એમ ઘણા મહાત્માઓ કહી ગયા છે અને તેમા કશુ ખોટુ પણ નથી જ્યા સ્વાર્થ છે ત્યા પ્રેમ છે એતો પ્રત્યક્ષ જોઈએ છીએ અને જાણીએ છીએ ઉપરનો શ્લોક પણ તેજ કહે છે કે " આ લોકમા પ્રીતિ ત્યાસુધી થાય છે કે જ્યાસુધી દાન આપવામા આવે છે વાછરડુ પોતાની માતા જે ગાય તેના આચળમા દુધનો ક્ષય જોઇ અને તેને તજી દે છે તેમજ

पश्यदानस्य महात्म्य सद्य प्रत्ययकारकम्
यत् प्रभावादपि द्वेषी मित्रतायाति तत्क्षणात् ॥

અર્થ—તત્કાળ વિશ્વાસને કરવાવાળુ દાનનુ મહાત્મ્યજો—કેમકે જેના પ્રભાવથી શત્રુ પણ તરત મિત્ર થાય છે

वैद्य अमृतलाल कुवरजी ( चावड )

# सति कल्पलता.



## મદાલસા.

અમારી સાથે મિત્રતા રાખતાં આપને અનેક જાતના લાભ થશે. નવા નવા અનુભવો થશે, નવું નવું અવલોકન કરવાનું બનશે, સ્વર્ગ સુખનું નિરીક્ષણ કરાવશું, આમ અનેક લાભ આપી આપને પ્રસન્ન કરશું એટલુંજ નહિ પણ આપનાથી અમને પણ ઘણા લાભો થશે. અમારા આનંદમાં પ્રસન્નતાની અતિ વૃદ્ધી થશે. આપે ગાલવ યજ્ઞધ્વંસ કારક મહા ક્રૂર રાક્ષસ તાલકેતુનો ધ્વંસકરી જગતમાં મહાન યશ સંપાદાન કર્યો છે. કુમાર શ્રી ! આપના તરફ અત્યત અંતર અમારૂં આકર્શાતાં અમો આપને સત્ય પ્રતિજ્ઞાથી કહીએ છીએ કે જે દીવસ આપના દર્શન કરવાને અમો ભાગ્યશાળી નહિ બનીએ તે દીવસે અમો ઉપવાસ કરશું, આ પ્રતિજ્ઞા સાંભળી ઋતુધ્વજ બોલ્યા. મિત્રો ! પ્રતિજ્ઞા લેવાની કશી જરૂર ન હતી. તમારા સ્નેહ પાશમાં તમારી માફક હું પણ બંધાયેલોછુ એમ આપે માનવું, સ્નેહને માટે જે અંતઃકરણ આકર્શાય છે તે એક દેશી નથી હોતું પરંતુ પરસ્પર આકર્શાય છે તેમ સમજવાનું છે, લોહચુંબકજ લોઢાને આકર્શે છે એમ ન સમજવું પરંતુ લોઢુ પણ લોહચુંબકને આકર્શે છે. કુદરતી સ્નેહ ખીલવવામાં સમય નથી જોતો અર્થાત્ તે લાંબે કાળે પરસ્પરના સ્વભાવનો અનુભવ થયા બાદ બંધાય એ નીયમ નથી. જેમ આપ મારા સંમેલન અભાવે અનશન વૃત કરવાની પ્રતિજ્ઞા કર્યો છો તેમ હું પણ આપના દર્શનાભાવે તેજ પ્રતિજ્ઞા સંપાદન કરૂંછું અને આંહી હમેશાં આવવા માટે બંધાઉછું. પરસ્પર આમ પ્રતિજ્ઞા લઈ આનંદ પૂર્વક જુદા પડયા.

આત્મ પ્રતિજ્ઞાને અનુસરનાર મિત્ર તરફ આકર્શાએલા ઋતુધ્વજ, હમેશાં સવારના નિયમીત સમયે તે સરોવર કાઠે મિત્રને મળવા માટે આવવા લાગ્યા. અને અનેક પ્રકારના આનંદ કરવા લાગ્યા, નવ નવા પદાર્થોના સ્વાદનો અનુભવ કરવા લાગ્યા, અનેક અવર્ણનીય વસ્તુઓ ઋતુધ્વજને અશ્વતર કુમારોએ બતાવી તેનું મન પ્રફુલ્લિત કર્યું.

પોતાના પ્રાણ પતિને હમેશા નિયમીત સમયે બહાર જતા જોઈ સુશિલા મદાલસા સવિનય બોલી પ્રાણેશ ? આપ હમેશા બહાર કયા પધારો છો ? આપના અંગિત કોઈ મિત્રને મળવા જાઓ છો ? હા અહિંથી થોડે દૂર એક સુંદર તળાવ છે તેમા અશ્વતર નાગના બે પુત્રો રહે છે તે મારા પરમ મિત્રો છે જેથી હુ તેની સાથે કાયમ મળવાને માટે બધાયો છુ હુ મારા મનથી સંપૂર્ણ માનુ છુ કે મારા સંકટને સમયે મારા ખરા સહાયકો તેજ થવાના છે જેથી મારૂ મન તેને મળવાને વ્યાકુળ બને છે જ્યા સુધી તેને ન મળુ ત્યા સુધી મને શાંતી નથી થતી આમ કહી ઋતુધ્વજે મદાલસાની શંકાનુ નિવારણ કર્યું

મદાલસાને પાતાળમાથી લઈ જઇ ગાલવ ઋષી સમક્ષ ઋતુધ્વજે તેની સાથે લગ્ન કર્યા તેની ખબર પાતાળકેતુને પડતા તે પ્રતીજ્ઞા લઈ બોલ્યો કે, જે મદાલસાને મે મહા મેહેનતે મેળવી હતી, જેનાથી અનેક સાંસારિક સુખની મે આશાઓ બાંધી હતી તે મદાલસાને લઇ જનાર મારા ભાઇનો ઘાતક ઋતુધ્વજને જો હુ સુખે વસવા દઉ તો મારામા કઈ નહિ, અરે મારા ભાઈને મારી નૂતેલા સાપને છંછેડનાર ક્રૂર ઋતુધ્વજ ? પાતાળકેતુની પાછળ પડવામા સાર નહિ મેળવીશ મે અથાગ શ્રમથી મેળવેલી મદાલસાને લઈ જઇ મારો બીજો અપરાધ કરી તારા પોતાના અનિષ્ટમા તે વૃદ્ધી કરી હવે હુ તને સુખે કેમ રહેવા દઈશ? તારા અનિષ્ટ રૂપ તને મદાલસાથી વિયોગી કરુ તે પછીજ હુ અન્ન જળ લેવાનો આમ ગડબડતો તે રાક્ષસ મહાક્રોધાવેશમા આવી જઈ ક્રૂર બની, યોગીનો વેશ ધરી મદાલસાને ઉપાડીજવાની યુક્તીઓ કરતો પૃથ્વીમા ફરવા માડયો રસ્તામા મહાત્મા નારદજી તેને મળયા અને તે રાક્ષસને પૂછ્યુ તુ કયા જાય છે ? વિશ્વસુદ્ધા ગાંધર્વની પુત્રી મદાલસાને ઋતુધ્વજ પરણેલ છે એમ મે સાભળ્યુ પરતુ તે કયે સ્થળે હાલ છે તે હુ જાણતો નથી માટે તેની તપાસ કરવા જાઉ છુ આમ રાક્ષસે જવાબ આપ્યો એટલે નારદજી બોલ્યા, તેતો અયોધ્યા નગરીમા છે પરતુ કોઇ ઉપાયે તુ તેની પાસે જઈ નહિ શકીશ કારણ કે તેના સતીત્વ રૂપ તપનુ બળ એટલુ છે કે તેની પાસે કોઇ પણ પરપુરૂષ ઉભી શકતો નથી, એ વચન સાભળી રાક્ષસ ગભરાયો આખમાથી આસુ સારતો નારદને બે હાથ જોડી કહેવા લાગ્યો, દયાળુ હુ તેનુ મુખ જ્યા સુધી ન જોઉ ત્યા સુધી અન્ન જળ લેવાની મે પ્રતીજ્ઞા લીધી છે

અને આમ મળતાં લાંબો વખત જશે તો મારૂં મૃત્યુ થવાનું માટે કૃપાળો મુનિવર ! તેને મળવાનો કોઇ પણ રસ્તો મને આપ બતાવો.

નારદજી સંપૂર્ણ રીતે જાણતા હતા કે એ પાતાળ કે તું રાક્ષસ છે અને તે મદાલસાને ઉપાડી જઈ ઋતુધ્વજને સંકટમાં નાખવા માટે મથે છે છતાં ભાવીસિદ્ધ કરવા અને મદાલસા માટે ઋતુધ્વજની કેવી લાગણી છે તે જોવાને તેમજ ઋતુધ્વજને પુર્ણ કોપાવી તે દ્વારા તેનો નાશ કરાવવા માટે મદાલસાને મળવાનો ઉપાય બતાવતાં નારદજીએ કહ્યું કે તેને મળવાનો એક રસ્તો છે તે એ કોઈ ઉપાયે મદાલસાએ આપેલો મણી ઋતુધ્વજ પાસેથી તું મેળવી શક તો તે મણી, ઋતુધ્વજ ન હોય તે વખતે તારી પાસે રાખીને તું તેને મળી શકીશ પણ તે શિવાય ન મળી શકવાનો અને તે મણી મેળવવાનો પણ રસ્તો તને બતાવું. અયોધ્યાથી થોડે દૂર એક સુંદર સરોવર છે ત્યાં હમેશાં તેના મિત્રો અરજક કુમારોને મળવા ઋતુધ્વજ જાય છે તે શિવાય બીજે કોઇ સમયે તે મદાલસાથી છૂટા નથી પડતા. તો તેના મળવા જવાને સમયે તું કાંઈ યુક્તી કરી મણી લઇશ અને ત્યાર પછી થોડો વખત તેને મદાલસા પાસે ન જાય એ યુક્તી કરીશ તો તારૂં કામ સરશે આટલું કહી નારદ ગયા.

ક્રૂર રાક્ષસ તેમ કરવાને તત્પર થયો અને ભિક્ષુકનો વેશ ધારણ કરી અયોધ્યાનગરીમાં આવ્યો. ગામમાં પર્યટન કરી ગુપ્ત રીતે મદાલસાના મહેલમાં જવાનો રસ્તો શોધ્યો પણ ઋતુધ્વજ પાસેથી મણી લીધા પછી તેની પાસે જવા ધાર્યું અને બ્રાહ્મણનું રૂપ લઇ પૂર્ણ દુઃખી અનાથના જેવી આકૃતિ કરી નિયમીત સમયે ઋતુધ્વજને મિત્રોની પાસે જવાના રસ્તામાં બેઠો અને અત્યંત રૂદન કરવા લાગ્યો.

તેટલામાં ઋતુધ્વજ ત્યાં આવ્યા. દયાવાન કુમારે પૂછ્યું મહારાજ ? શું દુઃખને અંગે આપ રૂદન કરોછો ? દુષ્ટે જવાબ આપ્યો ભાઇ મારા જેવો દુઃખી કોઇ નથી મારો વંશ જવાની તૈયારી છે નિર્વંશ રહેવાથી મોટું શું દુઃખ છે? મારે એકજ પુત્ર છે તે મોટો થયો છતાં હજી તેના સ્વચ્છંદી મનથી તેનાં લગ્ન થયાં નથી. ઋતુધ્વજે કહ્યુ તમે કોણછો અને તમારા પુત્રની સ્વચ્છંદતા શું છે ? રાક્ષસે જવાબ આપ્યો હું વરૂણ લોકમાં વસનાર બ્રાહ્મણ છું અતિ તેજ મારૂં નામ છે. મારા પુત્રનું એક બ્રાહ્મણ કન્યા સાથેજ મન લલચાયું છે. હવે તે બ્રાહ્મણ કન્યાની લગ્ન કરવા માટે જે પ્રતિજ્ઞા છે તે પ્રતિજ્ઞા મારાથી

સિદ્ધ થઈ શકે એમ ન હોવાથી માગ પુત્રને બીજી અનેક માગી કન્યાઓ આપવાને મે કબુલ કર્યું છતા તેનુ મન ડગતુજ નથી અને તેજ કન્યા વરવા ઇચ્છા કરે છે અથવા સ્ત્રી વિનાનો રહેવાને યોગ્ય માને છે દયાલુ ભાઈ તેના લગ્ન ન થાય તો માગો વશ ન વધે જેથી તે કન્યાને પણ મે સમજાવી કે એ પ્રતિજ્ઞા શિવાય બીજુ જે કહે તે લાવી આપુ પગ્તુ તે એકની બીજી થતી નથી આવી બન્નેની પરસ્પર હઠ જોઈ હુ ગભગાઈને ભગ જગનમા રડવા લાગ્યો છુ ઋતુધ્વજે કહ્યુ તેવી શુ તે કન્યાની પ્રતિજ્ઞા છે ? ગક્ષસે કહ્યુ ભાઈ ! તે કહેવાથી કાઈ લાભ થવાનો નથી ત્યારે વૃથા શુ કહેવુ ? કહેનો ખગે ઋતુધ્વજે કહ્યુ, ત્યારે રાક્ષસ બોલ્યો કે વિશ્વસુદ્ધા ગાવર્ક પુત્રી મદાન માનો મણી જોવાની તે કન્યાએ પ્રતિજ્ઞા લીધી છે હવે તે કન્યાના અયો ધ્યાના મહાગજ ગત્રુજીતના પુત્ર ઋતુધ્વજ સાથે લગ્ન થયેલા હોવાથી તેના દર્શન થવા પણ દુર્લભ ત્યા મણી તો કયાથીજ મળે ? આમ વિચાગ કગતા હુ ગભરાઉછુ, માટ મન ગાત કગી મને કાઈ દિલાસો આપી માર કલ્યાણ કગનાગ કોઈ નથી આમ કહી ખૂબ રડવા લાગ્યો

---

## अवलोकन

શ્રી પેટલાદમા સ્થાપિત શ્રીમત્શકરાનદી હરિહગ ધર્મ સભા અને વેદાત ભટ્ટાચાર્ય ભારતમાર્તંડ પડિત ગટ્ટુલાલજી ધાર્મિક પુસ્તકાલયનુ સૂચીપત્ર અને સામાન્ય વૃત્તાત નામનો ટુકો લેખ અમોને તેમના પ્રયોજક રા૦ હીરા લાલ વ્રિજભૂખણદાસ બી એ એલ્ ટી એસ ના તરફથી મળ્યો છે જે ઉપકાગ સહ સ્વિકારતા અમોને હર્ષ થાય એ સહજ છે કારણ એક ધાર્મિક કાર્યની મહત્તાનુ વર્ણન જેમા હોય તેવા લેખો અને તેના કાર્યની સાગી વ્યવસ્થા સૂચક જે લેખ હોય તે કુદરતે મોદપ્રદ બને છે તેમ બીજુ અમોને હર્ષ થવાનુ કાગણ એ કે અમાગી સભાના અને એ સભાના સિદ્ધાતો વસ્તુત એક હોઈ બન્ને સભાઓ પગસ્પગના એક સ્વભાવને અગે કેમ જાણે કાયમની ભીનતા સ્વિકાગતા હોય એવા આભાસને પગિણામે અમો અમાગી સભા માફકજ તે સભાનુ અત કરણ પૂર્વક શ્રેય ચાહી આનદ પામીએ છીએ અમોને જે લેખ મળેલો છે તે લેખ શરૂ થતા પ્રથમ પ્રયોજકે ધર્મ સર્વે ગનીનતા

એ મથાળા નીચે પોતાની કલમની ઉત્તમ ચાતુર્યતા જણાવી ઉત્તમ ધર્મ કાર્ય બજાવ્યું છે. કર્તાએ પુરૂષાર્થને માટે શરૂઆતમાં સિદ્ધાંત કરી જીવિત સાફલ્ય માર્ગ સૂચવેલ છે, છેલ્લા પુરૂષાર્થ મોક્ષની હકીકત બાકી રાખી પ્રથમ ત્રણ પુરૂષાર્થજ ધર્મ અર્થ અને કામનું વર્ણન કરેલ છે તેમાં અર્થ ને કામ ધર્મ મૂલક પ્રાપ્ત કરાય તોજ શ્રેયસ્કર છે પછી ધર્મ વિગેરેમાં દ્વંદભાવ ગણી કેવળ ભાવ માત્ર મોક્ષમાંજ છે એમ સૂચવી અતિ ઉત્તમ રીતે મોક્ષ પ્રતિપાદન કરેલ છે. પછી સત્વાદિ ગુણને ધર્માદિત્રય સાથે સરખામણી કરી જેમ ગુણોમાં સત્વગુણ ઉતમ છે તેમ ધર્મ અર્થ ને કામમાં ધર્મનું મુખ્ય પ્રતિપાદન કર્યું છે—અને સત્વ માફક તે ધર્મને, અર્થ અને કામનો નીયામક ગણ્યો છે. ત્યાર પછી ધર્મના સ્વરૂપના બાહ્ય અને આભ્યંતર એવા બે વિભાગો પાડી બાહ્ય કરતાં આંતરીકને ઉત્તમ ગણ્યો છે અને આંતરીક ધર્મ પાળનારજ ધર્મી-ત્મા ગણાય એમ જણાવ્યુ છે. બાહ્ય ધર્મમાં શાંકરાદ્વૈત શુદ્ધાદ્વૈત, વિશિષ્ઠાદ્વૈત. વિગેરે પંથેવિશે સૂચવ્યું છે એ સૂચના આપ્યા પછી શાંકર શિવાય અન્ય પંથને પ્રવૃત્તિમય ગણી શાંકર નિષ્પક્ષવાન નિવૃત્તિમય છે એમ સૂચવી કોઈના વિરૂદ્ધમાં ન ઉત્તરી કર્તાએ પ્રવૃત્તિ માર્ગ અને નિવૃત્તિ માર્ગ બન્નેની સાંસારિઓએ અપેક્ષા રાખવી જોઈએ એમ જણાવી પોતાની કલમને ઉત્તમ રીતે દીપાવી છે. ત્યાર પછી નીતિ ન્યાય વિગેરે સંબંધે વિવેચન કરી મોટા અક્ષરોમાં એ સભાનો હેતુ જણાવ્યો છે-તે- સિદ્ધાંત એકે રાજકીય, નૈતિક, સામાજીક વા, તાત્વિક ઉન્નતિનું મૂળ નિદાન ધર્મ છે. ધર્મ વિનાની જેટલી જેટલી રાજકીય વા નૈતિકવા સામાજીક,વા તાત્વિક ઉન્નતિ અને તદર્થે પ્રવૃત્તિ એ કેવળ વૃથા પ્રયાસ અને ભસ્મમાં ઘૃત હોમ્યા બરાબર છે. ઉપર સૂચવ્યા પ્રમાણે જે જે વિષયોનું પ્રયોજકે વર્ણન કર્યું છે તે તે વિષયો અને ઉપર સૂચવેલાં વાકયો તમામ ધર્માભિમાની ગ્રહસ્થોએ હમેશાં મનન કરવા યોગ્ય છે વ્યવસ્થાપકે તે સભાની કરેલી વ્યવસ્થા, લેખદ્વારા દૃષ્ટીગોચર કરી તેની ઉત્તમતાને માટે અમો સહર્ષિત બનીએ છીએ અને અમો ઈશ્વર પાસે પ્રાર્થના કરીએ છીએ કે આવા ધર્મ કાર્યમાં ઉત્સુક મહાન બુદ્ધીશાળી નરો આ ભૂમીમાં ચિરાયું રહો અને આવાં આવાં ઉત્તમ ધર્મ કાર્યો પાર પાડી નિજ ધર્મમાં અભિવૃદ્ધી કરો. તથાસ્તુ.

દા૦ કા૦

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ ] વૈશાખ, સંવત્ ૧૯૫૮ [ અંક ૭ મો

## ॥ यतो धर्मस्ततो जय ॥




### मनरूपी सारगप्रत्ये बोधोक्ती

सारग–त्रिताल

शुसारग[1] विकल बने ? फोकट देहदमे टे
आ भव अटवी पार न आवे, शु फोकट सुखमा ललचावे,
भटकी मरमा बने ? शुसारग विकल बने ? १
ताप त्रिविध आ तनसळगावे, वळवानु त्यम जगलदावे,
शाने देह तु दमे ? शुसारग विकल बने ? २
शीतल कोई स्थळे नथी छाया, आ सघली गणी लेवी माया,
फोकट शाने भमे ? शु सारग ! विकल बने ? ३
ममता मृगजल माटे धामा, छेक वृथा ठेरा तु खामा,
केम तुने ए गमे ? शु सारग विकल बने ? ४
आव शितळ सुखपंथदर्शाउ, शीतलता तुज पर पसराउ,
जेथी तृष्णा शमे शु सारग विकल बने ? ५
शम दम वृक्षोनी छायामा, वेसी कर शाती कायामा,
जेथी ताप शमे शु सारग विकल बने ? ६
दानदयाग्रोखडनेचरिने, शान्तीसरोवरमाह्नकरीने,
सुखीयु वनजे तन शु सारग विकल बने ? ७
दामोदरनी ए शुभ वाणी, अतरथी ते योग्य प्रमाणी
धरवी नित्य मने शुसारग विकल बने ? ८

૧, વનમા ૨, અધ્યાત્મ અધિભૌત અને અધિદૈવ એ ત્રણ સતાપરૂપ તડકો ૩, વનની અગ્ની ૪, સુખકારક રસ્તો, ૫ શરીર, ૬ મનમા

# अष्टावक्र.

[ સાંધણ ગયા અંકને પાને ૧૦૫ થી ]

ज्ञानं ज्ञेयं तथा ज्ञाता, त्रितयं नास्तिवास्तवं ॥
अज्ञानाद्भाति यत्रेदं, सोहमस्मि निरंजनः ॥

જ્ઞાન જ્ઞેય અને જ્ઞાતા ઈત્યાદિ ત્રિપુટીરૂપ સર્વે વાસ્તવ=પારમાર્થિક નથી કિંતુ અજ્ઞાનથીજ જેમાં એ ભાસે છે તે નિરંજન રૂપ હું પોતેજ છું.

નિરંજનને આ બધું દુઃખ કેમ જણાય છે તેનો પરિહાર કરે છે કે-

द्वैत मूल महोदुःखं नान्यत्तस्यास्तिभेषजं ॥
दृश्य मेतन्मृषा सर्वं एकोहं चिद्रसोऽमलः ॥

જે કાંઈ દુઃખ જણાય છે તે દ્વૈત મૂલક છે-જ્યાં દ્વૈત બુદ્ધિ છે ત્યાંજ દુઃખ છે. તેનું ઔષધ બીજું કશું નથી પરંતુ આ એકજ ઉપાય છે કે-નિર્મળ માયા અને તેનાં કાર્યથી અતીત, ચિન્માત્ર સ્વરૂપ-ઈશ્વરૂપ હું એકજ છું. અને આ દશા સર્વે મિથ્યાજ છે-પારમાર્થિક નથી એમ જાણવું એજ સર્વે દુઃખની નિવૃત્તિનો પરમ ઉપાય છે.

बोधमात्रोहमज्ञाना दुपाधिः कल्पितो मया ॥
एवं विमृशतो नित्यं, निर्विकल्पे स्थिति र्मम ॥

હું બોધ માત્રજ-ચિદ્રૂપજ છું તેણે અજ્ઞાન ( અનાદિ સાંત ) થી આ બધો ઉપાધિકલ્પિત છે= દ્વૈત પ્રપંચ ખડો કરેલ છે એ રીતે નિત્ય વિચારતાં મારી નિર્વિકલ્પ અદ્વૈત સ્વરૂપમાં સ્થિતિ થઈ છે.

અસ્તુ જો મુક્તિ એ વિચાર જન્મ્યો હોય તો તેનો જન્મપણાને લીધે વિનાશ થશે અને જો વિચારથી મુક્તિ ન થતી હોય તો વિચાર રહિત પુરૂષોને પણ મોક્ષ થવો જોઈએ આ શંકાનો પરિહાર કરે છે કે-

अहो मयिस्थितं विश्वं, वस्तुतो मयिनस्थितं ॥
नमे वधोस्ति मोक्षोवा, भ्रांतिः शांता निराश्रया ॥

મને બંધ પણ નથી અને મોક્ષ પણ નથી કેમકે હું તો ચિદ્રૂપજ છું. મારે વિષે રહેલુ આ જગત્ વસ્તુતાએ ત્રણે કાળમાં રહેલુંજ નથી એમ વિચારતાં મને અજ્ઞાનથી થયેલી તે હવે અજ્ઞાનનો વિનાશ થયે નિરાશ્રય એવી ભ્રાંતિ શાંત થઈ= ભ્રાંતિ નાશ એજ વિચારનું ફળ છે.

स शरीर मिदं विश्वं, न किंचिदिति निश्चितं ॥
शुद्धचिन्मात्र आत्माच, तत्कस्मिन्कल्पनाधुना ॥

શરીર સહિત આ જગત્ કાંઈજ નથી=સત્ય કે અસત્ય ન કહેવાય તેવું અનિર્વચનીય છે એમ નિશ્ચયથી જણાયું અને આત્મા એ ચિન્માત્ર શુદ્ધ છે= માયાના મલથી રહિત છે તો હવે=અજ્ઞાન ભાગ્યા પછી કયા અધિષ્ઠાનમાં વિશ્વની કલ્પના થાય? કયાંય નહીં

शरीरं स्वर्ग नरकौ बंध मोक्षौ भयं तथा ॥
कल्पना मात्र मेवैत त्किमे कार्यं चिदात्मन ॥

શરીર, સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ અને ભય એ બધું કલ્પના માત્રજ છે ચિદાત્મા રૂપ મારે તેનાથી શું કાર્ય છે? કશું નહીં વિધિનિષેધાત્મક શાસ્ત્રો અવિદ્વદ્વિકારીઓ માટે છે વાસ્તવ નથી

निस्त्रैगुण्ये पथि विचरतां कोविधिः कोनिषेधः ॥
अहो जन समूहेपि, न द्वैतं पश्यतो मम ॥
अरण्यमिव संवृत्तं, क्वरतिं करवाण्यहं ॥

દ્વૈતને દેખનારા મને આશ્ચર્ય છે કે-જન સમૂહમાં રહેતા છતાં સર્વે અરણ્ય જેવુંજ ભાસે છે એટલે કયાં પ્રીતિ કરૂં? મિથ્યા વસ્તુમાં પ્રીતિ કરવાની ઈચ્છાજ થતી નથી

नाहं देहो नमे देहो, जीवो नाहं महंहिचित् ॥
अयमेवहिमे बंध, आसीद्याजीवनस्पृहा ॥

દેહ જડ છે તેથી તે હું નથી, તેમ હું નિ સંગ છું તેથી તે મારો નથી, તેમ જીવ પણ હું નથી કેમકે હું અકર્તા છું, હું તો કેવળ ચિત્સ્વરૂપજ છું જે પ્રથમ જીવનમાં સ્પૃહા હતી તેજ મારો બંધ હતો હવે તે જીવિતની પણ સ્પૃહા નથી=જીવિત એ પ્રારબ્ધ ભોગ ક્ષય થતાં વિનાશ થનાર છે એટલે સ્પૃહાથી વધે ઘટે તેવું નથી તેમ છતાં સ્પૃહા થાય તે અજ્ઞાનજન્ય છે તે અજ્ઞાન નષ્ટ થતાં સ્પૃહા થતી નથી એટલે એ બંધથી હવે હું મુક્ત થયો છું

अहो भुवनकल्लोलै, र्विचित्रैर्द्राक् समुत्थितं ॥
मय्यनंतमहांभोधौ, चित्तवाते समुद्यते ॥

આશ્ચર્ય છે કે—અનંત મહાસાગરરૂપ મારે વિષે ચિત્તરૂપ વાયુના ઉઠવાથી વિચિત્ર નાના પ્રકારના ભુવનરૂપ કલ્લોલ=તરંગો અત્યંત ઉઠેલા છે=

જેમ મહાસાગરમાં તરંગો ઉઠે છે તે તેનાથી ભીન્ન નથી કિંતુ તરંગ રૂપે જુદા જોવામાં આવે છે તેમજ પરમાત્મ સ્વરૂપમાં આ ચતુર્દશ ભુવનો દેખાય છે.

मय्यनंतमहांभोधौ. चित्तवाते प्रशाम्यति.
अभाग्याज्जीववणिजो. जगत्पोतोविनश्वरः

અનંત મહાસાગર=સર્વ વ્યાપક ચિત્સમુદ્ર રૂપ મારે વિષે સંકલ્પવિકલ્પ રૂપ મનો મારૂત જ્યારે શાંતીને પામે છે ત્યારે જીવરૂપ વેપારીની જગત્રૂપ નૌકા અભાગ્યથી=પ્રારબ્ધક્ષયથી વિનાશ પામે છે=સમુદ્રમાં વહાણ પવન બંધ હોય ત્યારે નાશ પામે છે અને આ ચિત્ મહાસાગરમાં ચિત્તવાયુ શાંત થયે જગત્રૂપ વહાણનો નાશ થાય છે એ આશ્ચર્ય છે તેથી જીવ વેપારીનું અભાગ્ય કહેલું છે પરંતુ વાસ્તવ એજ સદ્ભાગ્ય જાણવું.

मय्यनंत महांभोधौ वाश्चर्यजीववीचयः
उद्यंति घ्नंतिखेलंति प्रविशंति स्वभावतः

અનંત મહાસાગર—નિર્વિકાર ચિત્સમુદ્રરૂપ મારે વિષે આશ્ચર્ય છે કે-જીવરૂપ તરંગો ઉત્પન્ન થાય છે, પરસ્પર એક બીજાને હણે છે. પરસ્પર ખેલ કરે છે અને પાછા સમુદ્રમાં લય પામે છે. એ સર્વ સ્વભાવથીજ થયા કરે છે.

પ્રસંગ ૨ જો સમાપ્ત

અપૂર્ણ

પ્રાણશંકર વી. પ્રેમશંકર ભટ્ટ.
રાજકોટ કેમીકલ લેબોરેટરી વૈદ્ય.

---

## कर्मचांडाल ते चांडाल के जातिचांडाल ते चांडाल ?

( સાંધણ પાને ૧૦૭ થી )

ચાંડાલના મુખથી આવાં અત્યત બોધકારક વચનો સાંભલી પ્રધાનજી અતિનમ્ર બન્યો અને જે કાંઇક અંશે ક્રૂરતા હતી તેનો ત્યાગકરી શાંત મન રાખી કેમ જાણે પોતાના અંતઃકરણમાં પોતાનાં કૃત્યોનો પશ્ચાત્તાપ કરતો હોય તેવું દીનમુખ કરી બેહાથ જોડી બોલ્યો સદ્ બોધક દીર્ઘબાહુ ! આવા પોતાની જતીનાં અધમ કૃત્યો છતાં ઉત્તમ વિચારવાન અને શુદ્ધ

મનવાળા મનુષ્યો આ શેહરમા છે એનો પણ મને આજ પ્રથમ બોધ થયો મારા ક્રૂર અંત કરણનો આજ પર્યંત મે કોઈ પરિક્ષક જોયો ન હતો પણ મારા વિચારો ફેરવનાર મારામનમા સારી લાગણી પ્રગટ કરનાર મારા ગુરુ રૂપ આજ આપજ મને પહેલા મળ્યા, અનેક વિદ્વાન શાસ્ત્રીઓને પંડિતો મારી પાસે આવેલા તે માહેલા કોઈ ઉત્તમ જાતીના મારૂ મન ફેરવવાને એ મને નમ્ર બનાવવાને શક્તીવાન ન્હોતા તો તથી મને આટલુ આશ્ચર્ય પ્રાપ્ત ન થાત પણ તે કોઈ જે કાર્ય કરવાને શક્તીવાન ન થયા તે ઉત્તમ કાર્ય કરવાને શક્તી વાન બની, મારૂ મન વાતકી અગસાવી હજારોનો થતો ઘાત અટકાવી તેવા હજારોનો બચાવ કરી આશિર્વાદ લેનાર, એક જીવ ઘાતક જાતી ચાડાળ બન્યો એજ મોહુ આશ્ચર્ય મારા મનમા થયુ શિલાલેખ સમાન તમારા મુખમાથી પડેલા તમામ અક્ષરો મારી હૃદય શિલામા આળેખાયા છે હુ મારી પ્રકૃતિ સાવક આપને માન્યા પહેલા મને ઉત્તમ બોધ આપનાર અને આશ્ચર્ય સાગરમા ડૂબાડનારી, આમીશ પકવનારી, મને જગતમા મળેની ચાડાલણીનો હુ પહેલો ઉપકાર માનુ છુ તે પછી કર્તવ્યાનુસરણાર્થે પ્રથમ શિક્ષણ આપનારી મારી વ્હાલી બેન વિદ્યુત્પ્રભાનો ઉપકારમાનુ છુ અને છેવટ મારા પૂજનીય, દયાળુમહારાજાના સમગ્ર પ્રશ્નનુ સમાધાન કારક, મારા પરમગુરૂ બની, મને ઉત્તમ શિક્ષણ આપી અજ્ઞાનમા દોરાઈને અધ પાતને પાત્ર મારા અંત કરણને બચાવનાર આપનો મોટો ઉપકાર માનુ છુ આપની અ ભુતશક્તી અને કર્તવ્ય પરાયણતાથી આપ જાતી અધમ છતા જે ઉચ્ચતા આપમા પ્રાપ્ત થઈ તે પરથી મને સપૂર્ણ ખાત્રી થઈ કે ખરેખર જાતી ચાડાળ તે ચાડાળ નહિં પણ કર્મ ચાડાળ તેજ ચાડાળ છે મારી પ્રથમ ગુરૂ ચાડાળણીનુ માસ મારા સ્પર્શથી દૂષિત થયુ તે યોગ્ય છે કારણ મારામા આજ પર્યંત ચાડાળથી પણ નીચ વિચારો ભર્યા કરતા હતા, પ્રાણ વિયોગ કરાવવો તે મોટો આઘાત હુ નોતો માનતો પણ એક સહજ વાત માનતો હતો રૈયતો મારી સમક્ષ આવી તરફડે તે મારા મનમા મોટી ગમ્મત માનતો પણ આ મારૂ કઠોર હૃદય કદી પણ દીન સ્વરથી આર્દ્ર બનતુ નહિ પાપોના પુંજોથી પૂર્ણ થયેલ આ દેહ મદ્યપાત્ર સમાન હુ ધારૂ છુ કે કદી પણ ઉચ્ચતાને પ્રાપ્ત કરી ખરેખરા ચાડાળત્વથી મુક્ત થાય એ મને આશા નથી આવી અત્યત અધમતાથી મુક્ત થવા માટે મહત્કૃપા કટાક્ષ વિના કદી પણ અન્ય

સહાયક સાધન મારા ધારવામાં નથી, હે દીર્ઘબાહુ ! હું શ્લાઘાથી નથી કહેતો પણ આપ સાથે આપના પ્રતાપથી જ મારી એકાગ્રતા થઈ છે તેને અનુસરીને કહું છું કે આ વખતે જે જે હું જોઉં છું તે તે સઘળું આપને અંગેજ મને શ્રેયસ્કર છે પરંતુ અન્યથામારી ક્ષતિકારક છે એમ હું પૂર્ણ રીતે ધારૂં છું.

પૂર્ણ આર્દ્રતામય પ્રધાનજીનાં આવાં વચનો સાંભળી ચાંડાળ બોલ્યો, પ્રધાનજી! અંતઃકરણની લાગણી પૂર્વક પોતાની ભૂલથી થયેલા નિંદિત કાર્યનો પશ્ચાત્તાપ કર્યાથી તે કાર્યને અંગે લાગેલું અરધું પાપ બળી જાય છે અને તે પછી પોતાની વર્તણુંકમાં ફેરફાર કરી જેને ક્લેશ પમાડયો હોય તેનેજ પાછો તેથી અધિક સંતોષ અપાય તો સમગ્ર પાપ ક્ષય થઈ ચાંડાલત્વપણાથી મુક્ત થવાય છે અને પછી જગદ્વંદનીય બની સત્કીર્તિને પાત્ર બનાય છે માટે આપે પશ્ચાત્તાપ જે અત્યંત દર્શાવ્યો તેથી કાંઈક ચાંડાળત્વ ઓછું થયું છે હવે મારી ઉક્તી અનુસાર વર્તણુક રાખજો જેથી સત્કીર્તિવાન બની ચાંડાળત્વપણાથી મુક્ત થશો. એ વચનોને અંગીકાર કરી વિનયપૂર્વક પ્રણામ કરી ચાંડાળની રજા લઈ પ્રધાન નૃપતિ સમીપ જવા વખતે ચાંડાળ ને સંબોધી બોલ્યો, આપ મહારાજાની સમક્ષ પધારશો ? ચાંડાળે ઉત્તર આપ્યો હવે મને આવવામાં કશી ક્ષતી થતી નથી રાજા પોતે મહાન બુદ્ધીવાન અને ગુણ ગ્રાહી છે, સત્કર્મનિષ્ઠ છે પરંતુ આપની અધમતાને પરિણામે રાજા, સત્સમાગમને પાત્ર નહોતો રહયો, તેની પોતાની ઈચ્છા હોઈ એક વખત સત્ પુરૂષને મળે એટલે તર્તજ બીજે દીવસે આપના અધમ બોધથી તેવા ઉત્તમ પુરૂષો તરફ ઔદાસિન વૃત્તિ ધારણ કરતો પણ હવે સંપૂર્ણ મને આશા છે કે, આપ માં પ્રાપ્ત થયેલ ઉત્તમતાના અંશને પરીણામે રાજા પણ સત્સમાગમવાન બની ઉત્તમ સિદ્ધી મેળવશે.

આપ ઉત્તમ વસ્ત્રો પહેરી પધારો આમ પ્રધાનજીએ કહ્યું તેના જવાબમાં ચાંડાળે કહ્યું કે આપ બારોબાર તેડી જાઓ તેના કરતાં રાજાશ્રીની સમ્મતિ અનુસાર મને તેડાવો એ યોગ્ય છે. અસ્તુ કહી પ્રધાન ક્રૂરબુદ્ધી શુદ્ધ બુદ્ધીવાન બની ચાલ્યો અને રાજાની કચેરીમાં ગયો.

અપૂર્ણ.

---

# आर्यावर्त्तमा उद्योगनी खामी

ગયા અંક પાન ૯૮ થી

કુદરતી નીયમજ એવો છે કે જે કરે તે પામે યુગનુ કશુ નથી સત્ યુગ સમાન ઉત્તમ ખત કરે તો ઉત્તમ ફળ પામે એટલે કે સત્ યુગી લોકો જે આપણી પૂર્વે થૈ ગયા તે ઘણા ખતીલા હતા તેથી તેનો સમય સારો હતો તેના વખતમા પણ દુકાળો પડતા હતા ખરા પણ તે દુકાળોમા હાલના જેટલા રેલવે, રાજ્ય મદદ વિગેરે બહુ સાધનો ન હતા છતા છપનનીસાલમા જેવી લોક સ્થિતિ થૈ તેવી આગળ કદી નથી બની એમ આધુનિક પત્રો, પ્રાચીન ઇતિહાસ તરફ નજર કરી બતાવે છે તે પરથી સ્પષ્ટજ જણાય છે કે આગળના લોકો ખતીલા હતા ને દુકાળના દુખનો પ્રથમથીજ વિચાર કરી ખાણમા દાણા એકઠા કરી રાખી આગળ પાછળ રાખતા હતા તેમ ખેતીમા પણ અતિ મહેનત કરી, ખાતા એક બે વર્ષ સુધી ખૂટે નહિ તેટલુ અનાજ નીપજાવતા હતા

જાપાન દેશની એક વાત આહી સૂચવતા જરા આશ્ચર્ય અને હાસ્ય જેવુ લાગશે પણ તે કેટલા ખનીના અને ઉદ્યોગને માટે કેટલા નિરભિમાની છે તે જણાવવા સારૂ તેઓની એ હકીકત કહેવાની જરૂર છે, જેમ આપણા શેહરોમા, કાપડની શાકની, દાણાની વિગેરે જેમ મોટી બજાર ભરાય છે તેમ ખેતરમા નાખવાના ખાતરને માટે હમેશા દરેક જાતના છાણની બજાર ભરાય છે અને તેની મોટી ખરીદી થાય છે, આમા માણસની વિષ્ટાઓ પણ આવે છે હમેશા સવારમા શાક ભાજી વેચવા આવનારા લોકો તે વ્હેચી રહ્યા બાદ કાયમ શાક ભાજીના પૈસામાથી થોડા પૈસા ખરચી તે તાજુ ખાતર લઈ પોતાની જમીનમા નાખે છે અને તેને પરિણામે વિશેષ ફળો મેળવે છે દૂર દેશથી ઉટો વિગેરે કદી કાઈ વસ્તુ લઈ વેચવા આવેલ હોય તો તેના માલેક પણ વસ્તુ વેચીને પાછા ઘર તરફ વળતા ઉટને ખાલી લઈ જતા નથી પણ તાજુ મેલુ, છાણ વિગેરેનુ ખાતર લૈ જઇ પોતાના ખેતરમા નાખે છે આટલા બધા તે લોક ઉદ્યોગ કરનારા અને જમીનનો કસ વધારવાને ખતીલા છે ખરેખર એ જાપાનીસોનો દાખલો પણ આપણા દેશના લોકોને લેવાનો છે કારણ આપણા દેશમા જે ખાતરનો રીવાજ છે તે જમીનમા રાખી

મુકી એક ઠેકાણે ઉકરડો મોટો કરી કસ ઓછો થયા બાદ તે કસ વિનાનું વરસ બે વરસે જમીનમાં ખાતર નાંખવું તેના કરતાં તાજું ખાતર હમેશાં ખેતરમાં જ્યારે જાય ત્યારે લેતા જાય અને નાંખે તો વિશેષ ઉત્તમ છે, આમ કરવાથી મહેનત પણ ઓછી પડે અને પુરા કસવાળું ખાતર મેળવી શકે, આગળ જણાવ્યા પ્રમાણે હાડકાનું ખાતર નાખવું ન બને તેમ જંગલમાં રહી ખેતરમાં તાજું ખાતર નાંખવું ન બને તો આ જાપાનીસ લોકોનું અનુકરણ કરવાની જરૂર છે. જાપાનીસ લોકો જ્યારે જમીનમાંથી પાક ઉતરે છે કે તરતજ તે ઝાડવાંઓ ઉખેડી દૂર કરી તેમાં તાજાં મનુષ્ય મલ વિગેરેનાં ખાતરો નાખી પાછી જમીનને તેવીને તેવીજ કસવાળી બનાવે છે અને હિંદવાસીઓ તો જ્યારે પાક દશ બાર વાર ઉતારે ને જમીન સાવ કસ વિનાની થૈ જાય અને ખાતર નાખ્યા વિના ચાલશેજ નહિ એમ જ્યારે ખાત્રી થાય ત્યારેજ તેમાં કયાંઈથી સડેલું લાવી અતિ શ્રમ લૈ ગદ્ધામજુરી કરી ખેતરમાં નાખશે પણ જાપાનીસો માફક નીયમસર-નહી વર્તે. જેમ કેટલાક મનુષ્યો થાપણના વ્યાજ માંથી પોતાનો ગુજારો કરે છે અને કેટલાક મૂળ થાપણ ઉચકીને ખાવા ધારે છે તેમ આપણા હિંદી લોકો જમીનનો ખરો કસ કાઢી લીધા રૂપ મૂળ થાપણ ઉચકાવે છે એટલે જેમ થાપણ ઓછી થતાં વ્યાજની આવક જેમ ઘટે તેમ જમીનનો કસ ઓછો થતાં તેની નીપજ ઘટી જાય છે જેને પરિણામે દુકાળમાં દુઃખનો અનુભવ કરવાનો વખત આવે, હવે જાપાનીસો ખેતરમાંથી એક વખત પાક ઉતરતાં જે કાંઈક કસ ઓછો થાય કે તર્તજ સારૂં ખાતર નાખી પૂર્ણ કસવાળી બનાવી મૂળ થાપણ રૂપ જમીન તેવીને તેવીજ સારા કસવાળી રાખી તે દ્વારા પૂરી રીતે ઉતરતા પાક રૂપ સંપૂર્ણ આવકનો ઉપયોગ કરી સૂખી બને છે.

આર્યલાંડ કે જે જાપાનના જેવડા દેશો છે તેની સાથે સરખાવતાં પણ જાપાન, ખેતીના કે હરકોઈ ઉદ્યોગમાં ચડીઆતું ગણાય છે બીજા દેશોને અનાજને માટે અન્ય દેશની મદદ લેવી પડે છે પરંતુ જાપાનમાં તેઓની ખેતીની આવી ખંતથી બિલકુલ પરાઇ ગરજ નથી કરવી પડતી.

આપણા આર્યાવર્તદેશની ખેતીના ઉદ્યોગની ખામી એક બીજી પણ છે જે જાપાનીસ લોકના ખેતીના ઉદ્યોગ સાથે સરખાવતાં માલમ પડશે તે લોકો આમ ખાતરને માટે કાળજી રાખી જમીન રસવાળી રાખી તેને આપણા દેશ માફક પડતર રાખે છે એમ તો નથીજ પણ તે પોતાના તાબાની

જમીનના ચાર વિભાગો કરી, ક્રમાનુસાર કાયમ મહિને બે મહિને પાકનુ ફળ મેળવ્યાજ કરે છે એટલે કે દાખલા તરીકે એક ભાગમા ઘઉ વાવેલા હોય તે પાકયા પછી તર્તજ તે ઘઉવાળી જગ્યામા બે ફૂટ જેટલુ ઉડુ પાણી ભરી રાખશે અને તેમાં ડાંગર વાવશે; બીજાં વિભાગમાં કપાસ કે એવુ કાંઈ વાવેલુજ હશે, ત્રીજા વિભાગમા વળી વાવવાનુ કામ ચાલતુ હશે અને ચોથા વિભાગમા ખેડનુ કામ ચાલતુ હશે આમ જ્યા ચોથા વિભાગમા ખેડનુ કામ પૂરૂ થઇ વાવવાનો વખત આવે ત્યા પહેલા વિભાગમા વાવેલ પાક તૈયાર થાય જેથી ત્યા ખેડવાનુ ને ખાતર નાખવાનુ કામ કરવાનુ આવે આમ ક્રમ ચાલતા બબે માસે ખેડુતને સારી કમાણી થાય અને જમીન તાજી રહે તેમ રાજાને પણ લાભ થાય હવે આપણા દેશ તરફ દૃષ્ટી કરશુ તો તન્ન ઉલટુ છે બબે માસે એક પાક તો ઉતારવો બાજુપર રહ્યો પણ તેમા પાક ઉતર્યા બાદ તે ખેતરની તર્તજ વ્યવસ્થા કરવી પણ આપણા લોકોથી નથી બનતી જ્યારે સામટુ કામ એક વર્ષનુ એકઠુ થાય ત્યારે અત્યત મહેનત કરી માડ માડ પૂરૂ કરે છે અને ખેતર સ્વચ્છ કરે છે ખેતર સ્વચ્છ કરતા વધારે વખત થઇ જાય તો ખેડવાનુ પણ ચોમાસાનો વખત નજીક આવી જાય તો પૂરૂ ન બને જેથી જેવુ તેવુ ખેડી બી વાવે જેને પરિણામે સારો પાક ન ઉતરે પૃથ્વીમા બરાબર બે ફૂટ ઉડુ ખેડાણ થાય અને પછી બી વવાય તોજ સારો પાક ઉતરે છે કદાપી મેલુ ખાતર ન મળી શકે તો જાપાનીસ લોકો તે ખાતર વિનાની જમીન પડતર રાખશે પણ કદી તેમા બીજ નહિ વાવે હવે આપણા લોકો વગર ખાતરે દશ–વખત પાક ઉતારશે, ઉપલી સૂચનાથી આપણા આર્ય ખેડૂત બધુઓએ ખરેખર લક્ષમા લેવુ જોઈએ કે કેટલે દરજ્જે આપણે હવે ઉદ્યોગમા પછાત પડતા જઈએ છીએ? આપણા ખેડૂત લોકો જોકે નિરૂદ્યોગી બેસી રહે છે આમ અમારૂ કહેવુ નથી પણ જાપાનીસ લોકો માફક જે ઉદ્યોગ કરે છે તે વ્યવસ્થા પૂર્વક નથી કરતા જેથી કલીયુગમા જમીન કસ વિનાની થઇ ગઇ આમ સમયના શિર પર કલક લાવે છે, પ્રાચીન સમયમા આપણા લોકો આજના સમય કરતા કાંઈક જાપાનીસ લોકોના વિચારને મળતા હતા અર્થાત્ તેના જેવા ઉદ્યોગાર્થે ખતીલા હતા અને તેવા ક્રમને અનુસરતા હતા જેથી સારા પાક રૂપી ફળ મેળવતા હતા અને દુકાળમા પણ દુખી ન હોતા થતા અપૂર્ણ

---

# दुःख एज उदय साधन

अथवा

# सत्पथ गामीनो अंते जय.

ગતાંક પત્ર ૧૩૧ થી

પૂર્વ દિશામાં પવિત્ર રામલાલનુ શુભ સૂચક લાલ આભાસ થયો. કેમ જાણે દેશાઈની દુર્દશારૂપ અંધકાર, રામલાલરૂપ સૂર્યથી દૂર ખસતો હોય તેમ પૂર્વ દિશાસ્થ સૂર્યના બાળ કીરણોથીજ અંધકાર ધીમે ધીમે ઓછો થવા માંડયો. આ પ્રભાત સમયે રામલાલ તો જાગૃતજ છે તે તો ઉદયની વાટજ જોઇને બેઠો છે મનથી માનતોજ હતો કે ઇશ્વરી ચમત્કારને અનુસરીને સર્વસ્વ બને છે, સમય પૂરો થશે ત્યારે રાત્રીને દૂર કરવા માટે ફરજ પાડવી નહિં પડે પણ પોતાની મેળેજ ચાલી જશે અને રવી પ્રકાશશે, આમ જાણતો હતો તોપણ અલ્પવયને અનુસરી ક્ષણવાર અંધારામાં કશું ન દેખી શકયો, રસ્તો ન સૂઝયો એટલે મુંઝાયો પણ જ્ઞાન પ્રબળતાથી તે મૂઝવણ વીખેરી સાવધ થયો ત્યાં રાત્રી વ્યતીત થઈ તેની સાથે પોતાની દુઃખરૂપ રાત્રી વ્યતીત થવા માટે પણ કેમ જાણે પોતાની પૂર્વ દિશારૂપ બુદ્ધીમાં રતાશ ( અરૂણોદય ) રૂપ કાંઈક ઉજવળતા પ્રાપ્ત થઈ હોય ! તેવો આભાસ થયો અને તે સાથે કેમ જાણે તેના ભાગ્યમાં પણ ( અરૂણોદય ) સહજ ઉજવળતા પ્રાપ્ત થયેલ હોય એવો પ્રથમજ પોતાના કુદરતી આનંદથી આજે રામલાલને આભાસ થયો. રાત્રીએ સહજ આંસુ સારી જ્ઞાન દૃષ્ટીથી મુખ પ્રફુલ્લિત કરી અભ્યુદયાર્થ ઉદ્યોગાકાંક્ષી રામલાલ સૂર્યનો પ્રતાપ થતાંજ પોતાનો પ્રતાપ પ્રગટ કરવાની આકાંક્ષાથી બેઠો થયો, સ્નાનાદિક નિત્ય કર્મ કરી વસ્ત્રો પહેરી પોતાના માતા પાતા પાસે જઇ પ્રણામ કરી બોલ્યો મુરબ્બી ! કોઈ પણ સંબંધીઓ પોતાને ઘેર તેડી જવા આંહી આવી આગ્રહ કરે તો તે સ્વિકારી તેમને ઘેર જવું તેના કરતાં આ સ્થળેજ રહેવું ઉચિત છે. ધર્મશાળામાં એકજ દહાડો મુસાફરને રહેવાનો હક છે તે પરથી આજેજ હું ગામમાં બીજી જગ્યાની સગવડ કરીશ, આપ આ વખતે મારાં માતા પાસે ગઇ કાલે રાત્રે જે હું ખીચડી વિગેરે લઇ આવ્યો છું તેજ બાકી વધેલું કરાવજો હું બહાર જાઉં છું નોકરીની શોધ

ખોળ કરૂ છુ ઈશ્વર સાનુકુળતાથી સર્વસ્વ સારૂ થશે, આપ ધીરજ રાખજો બહુ સારૂ બેટા ! એ વાકયનો અભિશેક સ્વિકારી રામનાથ વિશાળ અમદાવાદ શહેરમા ધનાઢય પુત્ર છતા ભિક્ષુક રૂપે ચાલ્યો સ્થિતિ ભિક્ષુક છતા પ્રકૃતિ ભિક્ષુક ન હતી "આપો" એ શબ્દનો ઉપયોગ કરી ઉદર પોષણ કરવાને ઉત્કંઠિત તે ન હતો પરતુ નિરૂપાયે દાસત્વ સ્વિકારીને પણ સદ્ઉદ્યોગ દ્વારા ઉદર પોષણ કરવાને આતુર હતો જેથી અમદાવાદ શહેરની બજારમા નીકળી તે એવા શબ્દો ન વાપરતા હુ કોઈની પણ અત કરણ પૂર્વક નોકરી કરવાને ઉત્સુક છુ જેને કાઇ પણ સકોચ વિના મને નોકર રાખવાની ઇચ્છા હોય તેના પ્રત્યે મારી નમ્ર વિનતી છે આમ દરેક મોટા શાહુકારોની દુકાને કહેતા વિઠ્ઠલદાસ નામના એક ધનાઢય રેશમી કાપડના વેપારીએ તેને બોલાવી પૂછ્યુ, અ યા તારૂ નામ શુ તારો અભ્યાસ શુ, છે અને તારા પિતાનુ નામ શુ ? તે કહે, મારે થોડુ પણ ઇગ્રેજી જ્ઞાન ધરાવનાર હોઇ પણ નોકર રાખવા ઇચ્છા છે

રામનાથ ઉભો રહ્યો આ શબ્દોથી પોતાના મનમા આનદ સ્ફુરવા લાગ્યો ધાર્યું કે કૃપાધીશ મારી તરફ સાનુકુળ છે નિર્દોષ મનુષ્ય તરફ ઈશ્વર શામાટે વક્ર દૃષ્ટી કરે ? નજ કરે માત્ર મારી અને મારા પિતાની પરિક્ષા લેવાને ખાતર અને દુ ખ એજ સુખ મૂળક છે એ સિદ્ધ કરવા ખાતરજ ઈશ્વરે આટલી વિટમણા આપી પણ છેવટ ઇશ્વર અનાથના નાથ છે, આમ વિચાર કરી શેઠ વિઠ્ઠલદાસ પ્રત્યે કહ્યુ શેઠજી ! મારૂ નામ રામનાથ છે, મારા પિતાનુ નામ વેણીશકર દેશાઇ છે, અમારો ઇતિહાસ ક્રમે કરી આપ જાણશો હાલ તે જાણવાની કાઈ જરૂર નથી, મારો અભ્યાસ ઈગ્રેજીમા મેટ્રીક સુધી છે, નામાનુ જ્ઞાન પણ મારા પિતાએ મને આપેલ છે, હિસાબ પણ જાણુ છુ આ સાભળી શેઠ ખુશી થયા અને એક બે કઠીન હિસાબ લખાવ્યા જે એમણે ઘણી ત્વરાથી કરી આપ્યા જેથી અતિ પ્રસન્ન થઇ તેમને કહ્યુ રામનાથ ! હાલ તુને દરમાસે રૂ ૧૨) બાર હુ આપીશ પણ પછી તારા ચાલાકીને અનુસરી પગાર વધારીશ રામનાથ વિચારમા પડયો કે સમયને અનુસરનાર સત્યગામી પરિણામે જય પામે છે આ વખત મારો વિટમણાનો છે તેમા આ જે મને કાઇ અવનમન ઇશ્વરે મેળવી આપ્યુ છે તેને તિરસ્કારી, વિશેષની લાલસા રાખવાનો અથવા આ ગ્રહસ્થ પાસે પણ વિશેષ માગણીનો આ મારો

સમય નથી. મારામાં તત્વ હશે, હું નીતિવાન હોઈશ અને મારી વર્તણુકને અનુસરી મારો ઈશ્વર સાનુકુળ હશે તો આ સ્થળેજ મારો જય થશે આમ વિચારી ઘણી ખુશીથી પ્રસન્ન મુખ રાખી વિના સંકોચે હા કહી; અને તેજ સમયે નોકરીમાં યોજાયો. વિઠ્ઠલદાસ શેઠ એમને દરેક કાપડના મૂળ ભાવ અને વટાવની સમજણ આપવા લાગ્યા, નામાના ચોપડાઓ બતાવવા લાગ્યા, આમ બધું બતાવતાં અગીયારનો સમય થયો જેથી તેમને જમવા જવાની રજા આપી એટલે તર્તજ પોતાને મળેલી બે કલાકની ફુરસદમાં ઘેર જઇ જમી અને રાયપુરામાં ઓરડી ખોળવા ગયો થોડા ભાડામાં સહુનો સમાસ થાય તેવી ઓરડી ખોળી પોતાના પિતા માતાને બધો સરસામાન સાથે લઈ જઇ, તેમાં નિવાસ કરાવી વખત પૂરો થઈ જતાં દુકાને ગયો. નોકર રાખનાર રામલાલ પોતેજ આજે નોકર રહ્યો તેતો ઠીક પણ નજીવા પગારમાં, નાની ઉમર અને મોટો ગ્રહવ્યવહારનો બોજો માથે પડયો, ગમે તેવો બોજો હોય તોપણ તેને બોજારૂપ માનવું અને તેથી ગભરાવું એ મનની નિર્બળતાનું કારણ છે, જો મન બળવાન અને હિમ્મતવાન હોય તો તેને ગમે તેટલો બોજો અને ગમે તેવી વિટંબણા હોય છતાં તે બોજારૂપ લાગતું નથી. રામલાલના ઉદ્ગારો ઉપરથી તેનું મન બળવાન ને હિમ્મતવાન હતું અને તે વિકટ સમયમાં પણ કર્તવ્ય કરવાને શક્તીવાન હતું એમ સિદ્ધ થાય છે, માત્ર સાંજ સુધીમાંજ પોતાની બોલવાની ચાલાકી અને કર્તવ્ય પરાયણતાથી પોતે પોતાના શેઠને ઘણો સારો સંતોષ આપ્યો, વિઠ્ઠલદાસ શેઠ, જાતીના વણિક હતા એટલુંજ નહિ પણ સ્વભાવે પણ વણિક હતા येनकेनप्रकारेणद्रव्यसंचयमाचरेत्—એ સિદ્ધાંતવાળા હતા. આવા સિદ્ધાંતવાળો મનુષ્ય બહુ સુક્ષ્મ દૃષ્ટીવાળો હોય છે, અનેક યુક્તીયો લડાવી પાવરવધો બનેલો હોય છે, મનુષ્ય પાસેથી પોતે પગાર ખરચતો હોય તેના પ્રમાણમાં લોભને અંગે કામ લેવામાં પણ હુશીયાર હોય છે, આડી નજરે અમુક માણસ કેટલું કામ કરે છે તે જોયા કરતો હોય છે અને જે માણસ પોતાને ઘણો ફાયદો કરી આપતું હોય તે માણસને રાજી રાખવા સારૂ તેનો પગાર વધારી કદર પણ બૂઝે અને પ્રસંગ પરત્વે ઈનામ પણ આપે તેમ તે બહુ અનુભવદ્વારા માણસની ક્ષણવારમાં પરિક્ષા પણ કરી શકે છે. વિઠ્ઠલદાસ પણ તેવીજ જાતના અને સ્વભાવના વણિક હોવાથી તેણે રામલાલની તેજ દીવસે પરિક્ષા કરી લીધી કે આ આટલા પાણીવાળું

માણુન છે જેથી પોતાના મનમા તેના તરફ પોતે લાગણી વધારી અને બધા નોકરોના કરતા ટૂક પગારવાન છતા તેને માન પૂર્વક બોલાવવા લાગ્યા સાજનો બરાબર મેળ કરી હિસાબ વિઠ્ઠલદાસ શેઠ સમક્ષ મોટા મુનીમને સોપી રામલાલ પોતાનો નીમેલો વખત પૂરો થતા શેઠની રજા લઇને પોતાને ઘેર ગયો

અપૂર્ણ

---

# आर्य देशाभ्यूदय साधन

આર્ય પ્રજા નિર્માલ્ય (નિર્ધન) થવા લાગી હોવાથી પ્રદર્શનને સારૂ ખીલવવા માટે હિદવાસીનો જોઇએ તેવો ઉત્સાહ પણ નથી સરકાર પણ ઉપરા ઉપર કમીશનો કાઢે છે તેથી એમ મનાય છે કે હિદી લોકોની આપત્તિથી તેમને પણ અકળામણુ થતુ હશે કમીશનો પણ ભગવા પડેલા દરદી માટે ડાકટરનુ કમીશન નીમવા જેવી હાલતમા આવી પડે છે અર્થાત્ કમીશનથી પણ કશુ દેશહીતકારી સાધન બનતુ નથી, કમીશનથી ભૂખથી પીડાતી પ્રજાની ભૂખ ઓછી થતી નથી, આપણે સારી રીતે જાણીએ છીએ કે આખી પૃથ્વીમા સઘળાથી વિશેષ બુદ્ધી શાળી અને સુધરેલી બહાદૂર પરાક્રમુ ઇગ્રેજી પ્રજા છે, હવે તે પ્રજાના આશ્રય નીચે આપણુ જીવન આજ દોઢસો વર્ષથી છે છતા આપણી હિદી પ્રજા, તે ઇગ્રેજ માફક પૂર્ણ સુખી નથી થતી એ આશ્ચર્ય, નિરાધારપણાને વિશેષ ભોગવનારી હિંદી પ્રજા, સ્વત પોતાનુ ભલુ કરી શકે એ સમય હવે દુર્ઘટ છે હવે તો કાંઈ પણ અપૂર્વ પ્રયોગ આપણી ભૂમીમા રાજ્ય કરતી ઇગ્રેજી પ્રજા કાઢી આપણને ઉદ્યોગ બતાવી તેમા પરાયણ કરે તોજ શ્રેયસ્કર છે અને તે દ્વારા અભ્યૂદય સાધન મેળવી શકીએ તેમ છીએ અનુભવી આપણી સરકાર હવે સારી રીતે જાણે છે કે હિદી લોક પરાધીન અને નિર્ધન છે

આ સઘળુ જાણે છે તે માત્ર આપણા માનવતા વાઇસરાયજ પણ આપણુ જીવનતો તેના હાથમાં છે તે કરતા વિશેષ વળી કોઈ બીજાનાજ હાથમા છે જેણે આ દેશમાત્ર નકશામાજ જોયેલ છે મનનો સકલ્પ પૂર્ણ કરવાને કદાપી અતિક્રમ વેઠી ઇશ્વરારાધના કરતા તેઓના કદી દર્શનને પાત્ર થનુ પણ આપણી સરકાર તરફથી હિંદુસ્તાનને માટે નીમેલા સેક્રેટરી કે જે-

ઓના હાથમાં આપણું જીવન છે તેના દર્શનને આપણે પાત્ર નહિં થઈએ અને તે નામદાર પણ કદી હિંદનું પ્રત્યક્ષ નિરીક્ષણ નહિ કરે, આપણા નામદાર સાતમા એડવર્સ, પારલામેંન્ટને અનુસરી રાજ્ય કરે છે. હવે પારલામેંટમાં આપણાસેક્રેટરી, હિંદુસ્તાનને માટે જે પાઠ ભણવા ધારે તે પાઠ ભણે. ત્યારે તે શામાટે હિંદ નિરાબાદ છે એમ કહે? જ્યારે પોતાની હિંદ તરફ લાગણી થાય ત્યારેજ કહે તે લાગણી પ્રત્યક્ષ અનુભવ વિના થતી નથી. અનુભવવિના અથવા ખરી વાત સાંભળીને પણ અનુભવ કર્યા વિના આપણા સેક્રેટરી સાહેબને હિંદના ખુણામાં શું થાય છે.અને એકંદર હિંદ કેવું પરાધીન છે તેની શું ખબર પડે? એક રીતે કેટલીક હકીકત સાંભળી હિંદને વિશે લાગણી જોકે રાખતા હશે પણ પ્રગટ કરવામાં બહુ તેઓને પોતાની ક્ષિતી જણાતી હશે કારણ હિંદમાં આવું દુઃખ છે. ઉપરાઉપર દુકાળ ને મરકી વિગેરેથી હેરાન છે, આમ જો તે જાહેર કરે તો પારલામેંટનો કોઈ સભાસદ તેનેજ ઠપકો આપે કે તમારે આધિન જેનું જીવન હોય તેનો કોઈ પણ ઉપાયે તમારે બચાવ કરવો જોઇએ, આમ કહે એટલુંજ નહિં પણ તેમાં પોતાની ખામી માલમ પડે માટે અમે ધારીએ છીએ કે પોતાનો ખામી ન જણાવવા ખાતર અને હિંદને આબાદ છે એમ કહેવામાં પોતાની આબરૂ વધે છે એમ માનતા હશે તે માટે હિંદને પાર્લામેંટની સભામાં સુખી છે એમ વારંવાર કહે છે કદાપી પોતાના મનની હિંદને દુઃખી સાંભળવાને લીધે લાગણી વધે તો તેને સુખીયું કરવાને જે પોતાની ફરજ છે તે અદા કરવાને પોતાને મહામુશીબત વેઠવાનો કાંતો મનમાં ભય રાખતા હશે નહિં તો તે ફરજ ખરેખરી બજાવી ન્યાયપૂર્વક હિંદને આબાદ સાચું કરીને પછીજ આબાદ છે એમ શા માટે સભામાં ન કહે? હિંદને આબાદ રાખવા માટે એઓને ઓછી સત્તા નથી સોંપેલી, સત્તા આપનારાઓ હિંદને સુખી રાખવામાં અને આબાદ કરવામાં સાર્વજનીક ઉત્તમ લાભ છે હિંદરૂપ બગીચાને ઉખેડી નાખવામાં લાભ નથી પણ ખીલવામાં છે એમ સારી રીતે જાણે છે. આ મતને આપણા સેક્રેટરી અનુસરી ઉદ્યોગ વેપાર અને વિદ્યાને ખીલવવા જો બરાબર લક્ષ આપે તો આપણો જય થવો મુશ્કેલ નથી પણ પ્રથમ સાધન રૂપ જે વિદ્યા તે પણ અમારા પાછલા અંકમાં બીજા દેશો સાથે સરખાવતાં ઘણે ઓછે દરજ્જે અપાય છે. અન્ય દેશો કરતાં ઘણું ઓછું ખરચ હિંદમાં વિદ્યા માટે કરવામાં

આવે છે આ સત્તુ સુવારવા માટે અને ત્રિધા હુન્નરાદિ ાજ્ય મદદ દ્વારા વધારવા માટે આપણે પ્રયાસ કરવુ અને પાર્લામેંટને કરી અરજી કરવુ તોપણ તે નકામુ છે કારણ આપણો પાર્લામેંટ સાથે બાગેબાગ સમધ તો છેજ નહિ પણ તે પાર્લામેંટ સાથે તો આપણા વડા સેક્રેટરી લોર્ડ જ્યોર્જ હેમીલટન સાહેબનો છે તો તેના કરતા તે સેક્રેટરી સાહેબને આપણા તરફ દયાર્દ્ર પૂર્વક કરવા અને તે લાગણીને અનુસરી આપણા અભ્યૂદયને માટે ભલામણ કરવાની વિશેષ જરૂર છે, અમોએ સાભળ્યુ છે, કે તેવી ભલામણ કરવાને પણ હિદના કહેવાતા દાદા શ્રી દાદાભાઈ નવરોજીએ કાઈ બાકી નથી રાખી હિદની દુર્દશા પૂર્ણ દર્શાવવા માટે તેઓ બ્રિટીસ કમીટી સ્થાપી ઇંડિયા પત્ર કહાડી અનેક રીતે પોતાથી બનતી કોશેષ કરી હિદની દશા દર્શાવી હતી છતા પૂર્ણ અસર થઈ હોય તેમ જણાવુ નહિ ત્યારે હવે માત્ર ઈશ્વર પાસેજ આપણે પ્રાર્થના કરવાની છે કે આપણા સેક્રેટરી આપણા દેશ તરફ દયાવાન બની આપણા દેસની આબાદી ખીલવવા તન મન ને ધનથી ખત કરે

---

## अद्भुत बाजी

ગયા અંકને પાને ૧૨૬ થી

આ સૃષ્ટી એ એક કુદરત (બ્રહ્મ) નુ ક્રીડાભાણુ છે, તે એવી રીતે કે — જેમ નાટયકાર મડળીને એક નાટકશાળા હોય તેમ છે તાત્પર્ય એ છે કે નાટકમડળી એટલે ખેલ કરનાર અનેક જણા એકત્ર થઈ, એકાત્મ ભાવ ધારણ કરી કોઇ પણ ખેલ બાહાર પાડે છે, તેમા જેવા જેવા પ્રસગ તેવા સ્વાગ દરેક નાટયકાર ભજવે છે એમજ આ સૃષ્ટીરૂપ નાટકની રગભૂમીમા આપણે સૌ એકત્ર થઈ એકાત્મ ભાવથી આ નાટક ભજવીયે છીયે અને તેમા જેવા જેવા પ્રસગ તેવા તેવા સ્વાંગ ધારણ કરીએ છીએ અત્ર સ્થળે જોવાનુ એજ છે કે જેમ નાટક સમજમા એક રગનો અર્થાત વિદૂષક હોય છે તે દરેક પ્રસગમાં દરેક પ્રત્યે કડવા વચન કેહવા ચુકતો નથી, પછી પ્રતીપક્ષમા જોઈએ તો રાજાનો સ્વાગ ધરનાર હોકે જોઇએ તો એક સામાન્ય વર્ગનો માણસ હો પરતુ તે બધાને ગરુ રૂપ પુષ્પથી વધાવ્યા શિવાય રેહતો નથી પણ તેના

બોલવાથી કોઇના મનને કશી અસર થતી નથી, એટલે કે કોઈ દુઃખ માનતું નથી; અને સ્વાંગ પુરો થયા બાદ પોતાના એકાત્મ ભાવથી સૌ એકજ જેવા જણાય છે; એટલે કે વિદુષકના બોલની કોઈને કંઈ અસર હોતી નથી.

આ દૃષ્ટાંતથી સર્વે વિદ્વજ્જનને હું વિનંતી કરૂંછું કે હું કોઈ શાસ્ત્રવેત્તા નથી તેમ કંઇ વિદ્વાન નથી; પણ એક અલ્પ બુદ્ધીનો પ્રાણી છુ. જેમ કે નાટ્ય ભૂમીમાં હલકી પંક્તીનો સ્વાંગ ભજવનાર વિદુષક હોય છે તેમ આ સૃષ્ટી રૂપ રંગભૂમીમાં આપણી સમાજમાંનો થોડી બુદ્ધીનો એકાત્મ ભાવને વળગી રહેનાર મનુષ્ય છું. માટે વિદુષકના બોલથી કોઈ દુઃખ લગાડતુ નથી તેમજ તેના દોષ જોતું નથી પોતાની મંડળીનોજ તે પણ છે એજ ભાવ મજબૂત રહે છે, તેવી રીતે મારી થોડી બુદ્ધીથી કઈ અઘટિત જણાય તો તે "**हंसक्षीर न्याय**" પ્રમાણે સાર માત્ર ગ્રહણ કરશો કારણ કે આ વિષય જે મેં આપ સમક્ષ રજુ કર્યો છે તે માત્ર મારી યત્ કિંચિત બુદ્ધીનો અનુભવ માત્ર છે.

પ્રથમ હું કહી ગયો છું કે આ સૃષ્ટી એ એક કુદરતનું ક્રિડા ભાંણુ છે તેમજ તે એક નિશાળપણ છે. જેમ નિશાળમાં શીખવા જઈએ ત્યાં પુસ્તકો વિગેરે વેદ શીખાય છે; તેમજ આ સૃષ્ટીરૂપ નિશાળમાં જે જે કુદરતી કે મનુષ્યકૃત પદાર્થો છે તેથી આપણને શીખવાનુંજ છે. પણ એવા પદાર્થો વિશે જો વિચાર શક્તીનો ઉપયોગ કરીએ તોજ. કારણ કે કુદરતને તો ક્રીડા સ્થળ છે પણ આપણે માટે નિશાળ છે, ને નિશાળમાં દાખલ થયા પછી જે જે પાઠ હોય તેપર સંપૂર્ણ લક્ષ આપિયે તોજ આગળ વધી શકાય; તેમ આ સૃષ્ટીરૂપ નિશાળમાં જે જે પદાર્થો છે તેમાં આપણે વિચાર શક્તીથી ઊંડા ઉતરિયે તોજ જોઈએ તેવો અનુભવ મળી શકે અને આપણાં શાસ્ત્રો શુ કહે છે તેની સમજણ પણ ત્યારેજ પડે. માટે મારા નૂતન વિચારના ઊદગારો આપ સમક્ષ મૂકું છું તે લક્ષમાં લેશો.

આવા વિચારો કરવાનો મને જે પ્રસંગ પ્રાપ્ત થયો છે તે માત્ર આપણાંજ શાસ્ત્રોના શ્રવણ માત્રથી, તેમજ કેટલાક મહાત્માઓના બોધથી અને છેવટ તે તે પદાર્થો વિશેના મનનથી. માટે આ લેખને વિચાર યુક્ત વાંચવા મારી ભલામણ છે; કારણ કે વિચારીને વાંચવાથી વખતે કંઈ દોષ જણાશે તે પણ દૂર થઈ જશે—

પ્રથમારભે મારા સ્નેહી પાડોશીયો ચોપાટે હમેશા રમતા હતા તે તરફ વળ્યા, તેમા જ્યારે હુ ઊંડો ઊતર્યો તો મને અનુભવ થવા લાગ્યો કે, ઓહો! આ રમતનુ રહસ્ય કઇક અલૌકીક છે તેથી કરીને "ચૌપાટ" આ વિષયને પ્રથમજ ગુણજ્ઞ વાચનાર સમક્ષ રજુ કરવો એમ ધારી એ હકીકત જણાવુ છુ

"ચોપાટ" અથવા "સસાર ચિનપટ" એ નામ આ વિષયનુ છે તેથી સહજ સમજાશે કે તેમા શુ વર્ણન આવ્યુ

ચોપાટ—ચો એટલે ચાર અને પાટ એટલે પડ ચાર પડવાળી બાજીએ ચોપાટ કહેવાય છે, તે સવ જાણે છે તેથી વિશેષ સ્ફુટ કરવાની જરૂર નથી

આ બાજી નવરાશની વેળાએ રાયથી રક સુધી સહુ રમે છે, ચાર જણાવી તે રમાય છે, રમવામા કોડીયો કે પાસા જોઇએ, તેમા બુદ્ધિબળની પણ જરૂર પડે છે

આ રમત ઘણીજ રસીલી છે કેમકે આગળ કાળીદાસ પડિત જેવાને પણ આનો ચરસ લાગેલો હતો પરતુ ઘણે દરજ્જે તે ઉતરતી રમત કહેવાય છે કારણ કે ઘણે ભાગે રાજ્યમા અથવા તો ચોરામા કે ગાજાખાને વિગેરે એવે સ્થળે રમાય છે મતનમ કે કાતા ઠેક ઊચે સ્થળે ને કા ઠેક નીચે સ્થળે પરતુ સાધારણ સ્થળમા કે વ્યવહારીક સ્થળમા તે રમાતી નથી કેમકે તે ઘણી કનિષ્ટ છે

કનિષ્ટપણાનુ કારણ પણ મુખ્યત્વે કરીને એજ છે કે તે જુગારની પક્તીમા ભળે છે, તે રમતા અગાઉ નળરાજા તથા પાડવો વિગેરેને વણુ સોસવુ પડયુ હતુ અને બીજુ કારણ એછે કે પ્રસગ આવ્યે જુઠ્ઠૂ બોલવાની જરૂર પડે છે, તેમ કોઇ વખતે કકાસ થવાનુ પણ બની આવે છે, વળી એક કહેવત પણ કહેવાય છે કે "ભાઇ એતો ચોપાટ થઈ ગયુ" એટલે કે માન, લાજ, સભ્ય, અને વ્યવહાર એ ચારેય ગુમાવે તેને ચોપટ બન્યુ એમ કહેવાય છે અર્થાત્ ચારે બાજુ સરખી થાય એટલે કે કાઈ પણ ઘરમા ન રહે અને ઘણે ભાગે ઉપર દર્શાવ્યા સ્થળો સિવાયના બીજા સ્થળે જો આ રમત ચાલુ રમાયતો પરિણામે તેમજ બને માટે તે કનિષ્ટ ગણાય છે

આ બાજી આવી ખરાબ છે છતા ઘણાક સારા ગૃહસ્થો પણ તે રમે છે તેનુ કારણ શુ હશે? તે જોતા તેનુ રહસ્ય મને કઇ જુદુજ જણાયુ કે જે આ વિષય લખવાને મને કારણ મળ્યુ છે

આ રમત વિશે વિચાર કરતાં જણાયું કે આ બાજીની શરૂઆત કોઈ પણ વિદ્વાન, સારા અનુભવી અને તત્વ વેત્તાએ કરી હશે એવું અનુમાન થયું તે પાછળ કહેલી બિનાથી સૌ વાચકવૃંદને પણ એમ લાગ્યું હશે, એમ હું માનુંછું.

ચોપાટની આકૃતીનો મુકાબલોઃ—ચોપાટ અથવા સંસાર ચીત્રપટ, કે જે નામ હું પ્રથમ કહી ગયોછું તે, મતલબ કે જેવી ચોપાટની બાજી છે તેવી તે આ સંસારની બાજી છે. ચોપાટની બાજી કનિષ્ટ છતાં ઘણાક જણ તે રમવાને બહુ શોખ ધરાવે છે, તેમજ આ સંસાર કેવળ દુઃખરૂપ છે એમ સૌ જાણે છે છતાં તેમાં રમવાને ઘણાજ આતુર હોય છે, પરંતુ એજ ચોપાટ જ્ઞાન દૃષ્ટીથી રમવામાં આવે તો પ્રસંગોપાત થતો ક્ષોભ લાગે નહીં તેમજ આ સંસાર રૂપ બાજી જો સમજીને ગ્રહણ કરાય તો ક્ષોભ ન પામતાં સરળ રીતે રમી રેહેવાય. માટે ધારવા પ્રમાણે આ સૃષ્ટીમાં આવી જે જે રમતો છે તે વિચારીને જોતાં રહસ્યવાળીજ છે, તેમજ તેમાંથી આપણને કેટલુંબધું શીખવાનું મળે છે તે હવે પછી જણાશે.

ચોપાટના ચાર પડ હોય છે તેમજ આ સૃષ્ટિ રૂપ ચોપાટને ચાર દિશા રૂપ ચાર પડ બનાવેલાં છે. વિશેષ વિચારતાં આપણને પ્રત્યક્ષ જણાશે કે જે પૃથ્વીપર આપણે રહિયે છૈયે તે પણ તેવીજ છે. એટલે કે શાસ્ત્રમાં તો ખંડની ગણના છે તે જુદા રૂપમાં છે પરંતુ ભૂગોળ વિગેરેથી આપણને જ્ઞાન થાય છે કે આ ભૂતળપર પાંચ ખંડો છે.

એ પાંચે ખંડ તરફ દૃષ્ટી કરવા જઈએ તો આપણે ઉત્તર ધ્રુવ પાસે ઉભા રહેવાની જરૂર પડે, ને તે પ્રમાણે કરતાં પૂર્વ તરફ મુખ રાખી જોઈશું તો પૂર્વે આસ્ટ્રેલીયા, પશ્ચિમે આફ્રીકા, ઉત્તરમાં અમેરીકા અને દક્ષિણે યુરોપ તથા એશીયા દેખાશે. તેથી ચારે દિશામાં જે ચોપાટના ચાર પડ રહે છે તેમજ આ પૃથ્વીના પાંચે ખંડો ચારે દિશામાં રહેલા છે; માટે તેને ચોપાટ અથવા ચિત્રપટ કેહેવામાં કાંઈ શકા નહીં રહે.

ચોપાટના દરેક પડપર રમનાર જૂદોજ હોય છે તેમજ આ પૃથ્વિ રૂપ ચોપાટના દરેક વિભાગમાં રેહેનાર (રમનાર) જુદાજ છે.

હવે એ ચોસર બાજીના દરેક પડની રચના તરફ વળિએ. જુઓ કે દરેક પડમાં ઉભા ત્રણ વિભાગ પાડેલા હોય છે, એ ત્રણ વિભાગ ત્રણ રસ્તા

છે કેમકે સોગઠીને ચાનવા માટેજ તે ત્રણ વિભાગ છે, તેમજ આ સૃષ્ટી રૂપ ચોપાટના પણ ત્રણ વિભાગ છે ૧ વસ્તીવાળો ભાગ ૨ ઉજડ (જંગલ કે રણ) ભાગ ૩ જળ (સમુદ્ર વિગેરે) ભાગ છે

એ ત્રણે વિભાગને આડા આઠ વિભાગ પાડતા દરેક પડમા ૨૪ સ્થળ થાય છે, તેમાનુ પ્રથમનુ વચનુ કે જ્યા સોગઠી બેસે છે તે તથા બેઉ બાજુના સઘથી પાચમા આસન કે જ્યા ફૂલ હોય છે તે, એ ત્રણે ઉપસ્થળ ગણી બાદ કરતા ૨૧ આસન રહે છે ને ચારે પડના સાથે ગણતા ૮૪ થાય છે તેમજ આ સૃષ્ટીમા પણ ૮૪ લાખ યોની સ્થળ છે ભૂચર ૬૫ (સ્થાવર–૨૦ પશુ–૩૦ કીટપતગ–૧૧ મનુષ્ય–૪ મળી ૬૫) જળચર ૯ ને ખેચર ૧૦ એમ ૮૪ લાખ, એવી શાસ્ત્રની ગણના છે માટે ચોપાટમા જેમ ચોરાશી સ્થળ ફર્યાબાદ પાકવાનુ થાય છે તેમજ આ સૃષ્ટીરૂપ ચિત્રપટમા ૮૪ લાખ યોની ફર્યાપછી પાકવુ (મોક્ષ) થાય છે અહીં શકા એ છે કે ૮૪ લાખ યોની ફર્યા પછી મોક્ષ થશેજ એ નકી નથી તેનો ખુલાસો પ્રથમ આવી ગયો છે

હવે એવા ચારે પટની મ ધ્યમા એક ચોરસ સ્થળ છે કે જ્યા પાકેલી સોગઠી રહે છે, એમજ આ સૃષ્ટિરૂપ બાજીને મોક્ષ સ્થળ એ મ ધ્યમા કલ્પેલુ છે કેમકે જગતના તમામ લોકને મોક્ષ મેળવ્યા પછી કઈ ક નાનુ રહેતુ નથી, અર્થાત્ જેમ પાકેલ સોગઠીને કરવાપણુ રહેતુ નથી ને સ્થિરપણે ત્યાજ પડ્યુ રહેવુ થાય છે તેમજ મોક્ષ પામનારને પણ સમજવાનુ છે

આ સ્થળને મધ્યમા કલ્પવાનુ કારણ એજ છે કે—આગળના વખતમા જે ધર્મ પ્રવર્તતા તે પણ ચાર પ્રકારના હતા, તેમજ વર્ણ પણ ચારજ હતા, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર તે વર્ણ પ્રમાણે તેના ધર્મ અને સાપ્રતકાળમા પણ મુખ્ય ચાર ધર્મો જોઈએ છીએ (હીંદુ મુસલમાન, પારસી અને ક્રિશ્ચીયન) માટે તે તે ધર્માચરણ પ્રમાણે વર્તા જેઓ મોક્ષ પામે તેઓને તો એકજ સ્થળ છે માટેજ ચારે રસ્તેથી મોક્ષમા આવનાર એકજ સ્થળ રહે છે એવી ધારણાથી મધ્ય સ્થળે મોક્ષને કલ્પ્યુ છે

આ ચોસર રમત ચાર જણાથી રમાય છે કેમકે તે ચાર પટવાળી છે દરેક પડ ઉપર એક જણ, કોઈ કોઈ વાર એક પડ ઉપર એકથી વધારે જણ રમવા બેસે છે પરતુ હક એક જણાના જેવોજ ગણાય છે, માટે ચાર જણજ રમનાર ગણેલા છે એવીજ રીતે આ સૃષ્ટીરૂપ રમતમા પણ ચારજ રમનાર

છે. પ્રાચીન કાળમાં ઉપર જણાવ્યા પ્રમાણે ચાર વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર) હતા, તેમજ હાલ કાળમાં પણ ચાર વર્ણ છે (હીંદુ, મુસલમાન, પારશી, અંગ્રેજ) આ ચાર વર્ણના પેટા વર્ણ ઘણા છે પણ ગમે તેમ જુદા પાડતાં એ ચારેમાં બીજા વર્ણનો સમાસ થાય છે; તેથી મુખ્યજ ગણેલા છે.

આ બાજી રસીલી કહી ગયો છુ,, હવે જણાશે કે રમવામાં દુઃખછતાં કેટલી આતુરતાથી તે રમવાને દરેક જણ ઉત્સુક હોય છે તે અનુભવી હશે તે વિશેષ જાણી શકશે.

રમત રમવા બેઠા કે મનમાં સંકલ્પ ઉઠવા લાગશે, દાવલેવા માટે પ્રયત્ન કરવામાં પણ કચાશ રાખશું નહી. તેમજ જ્યાં સુધી બીજા પડવાળા બેસી ગયાને એક પટવાળો જો બેઠો નહોય તો તેના મનનો ઉદ્વેગ તથા તેની મુખ મુદ્રા કેવી થઈ જાય છે તે અત્રે લખી બતાવવા અશક્ત છુ.

આ હકીકત તો માત્ર ચોપાટ રમનારની કહેવામાં આવી; પરંતુ સંસાર ચિત્ર પટની બાજી રમવામાં જોકે દુઃખ છે એમ સો જાણે છે, વળી તે કારણથીજ માહાત્માઓ તેથી દૂર રહે છે. પણ સામાન્ય જ્ઞાનવાલાતો દરેક તે રમત રમવાને ઘણાજ આતુર હોય છે. જુઓ સાથે રેહેનાર બે મિત્રોમાંનો એક પરણ્યો હોય ને બીજો કુંવારો હોયતો તેના મનના તુરંગો કેવા હોય છે? તે પણ તે ખેલમાં પડવા માટે કેવો ઉત્સુક હોય છે! અને પરિણામે શું થશે? તે વિશે કંઈ પણ વિચાર નહી કરતાં કોઈનું કરજ કરીને પણ આ બાજીમાં પડયા વિના રહેશે નહી એવી રસીલી આ બાજી છે.

રમત શરૂ થયા પછી દાવ નપડે તો પણ બળાપો થાય, બીજા આગળ જતા રહે તેની ઈર્ષ્યા થાય, કોઈ સોગઠી મારવાના દાવમાં આવી હોય તો ક્રોધ યુક્ત થઈ દાવ લેવાને પણ ચુકે નહી દાવ લેવા માટે ચીપવાનું પણ કરે તેમજ પોતાની સોગઠી બેસવા માટે દાવ આવે તો કેટલો હર્ષ થાય? કોઈ બીજાની સોગઠી મરતી હોય તે પોતાના જાણવામાં ન હોય, પણ જો કોઈ બીજો બતાવેતો તે પ્રત્યે કેવો પ્રેમભાવ ઉત્પન્ન થાય? તેમજ પોતાની સોગઠી મરતી હોય ને તે જો કોઈ બતાવેતો તેના પર કેવો ક્રોધ આવે! એ અનેક રીતના ભાવ રમનારને સંપૂર્ણ જાણવામાં હોય છે. વળી કોઈ સાલસ માણસ કે જે એ રમત રમતો નથી અથવા જેણે રમવાની પ્રતિજ્ઞા લીધેલ છે તે પણ જો એ રમત રમાતી હોય ત્યાં પાસે બેઠો હોય તો, અમુક સોગઠી મરે છે,

અથવા અમુક દાવ નાખોતો અમુકની સોગઠી મરશે એમ બતાવી છેટે રહીને પણ ભાગ લેવા વિના રેહેતા નથી માટે તે કેવી રસીલી રમત છે ! તે આપ વાચક સમાજને વિચારવા પર સોપુછુ

ઉપરની હકીકત ચોપાટની રમત રમતી વેળાની છે હવે આ સસાર ચોપાટના રમતામા દૃષ્ટી કરીએ, એ રમત શરૂ થઈ કે "ધરસૂત્ર" રૂપ દાવ ન પડયા હોય એટલે કે ગૃહસ્થાશ્રમ ન મડાયો હોય ત્યાસુધી કેવો બળાપો થાય છે ? પોતાની બરાબરની વયવાળા ઘર બાંધીને બેઠા હોય તે જોઈ પોતાને કેટલી ઇર્ષ્યા થાય છે ! આમ ઘરસૂત્ર મધાવામા જેને અડચણો હોય તે દૂર કરવા માટે કેવો ક્રોધાવેશથી પ્રયત્ન કરાય છે તેમજ એ પ્રયત્ન સિદ્ધ કરવા માટે કેવા છળકપટ (ચોપવારૂપ કપટ) કરવામા દોરાય છે ? પોતાના ઘરસૂત્રમાથી કોઈનુ પણ મરણ થાય તો કેટલો શોક, તેમજ દુ ખ ઉત્પન્ન થાય છે ? ને કોઈ બાજીમા સોગઠી બેસવા માટે દાવ આવવાથી હર્ષ થાય છે તેમ અહીં જો એકાદ પુત્ર કે પુત્રીનો પ્રસવ થાય છે તો કેવો આનદ ઉદભવે છે ? પોતાનુ નુકશાન કોઇએ છાની રીતે કર્યું હોય ને ને કોઈ બતાવે તો બતાવનારપર કેવો પ્રેમભાવ આવે છે તેમજ પોતે કોઇનુ અનિષ્ટ કર્યું હોય ને તે કોઇ જાહેર કરે તો તે જાહેર કરનારપર કવો ક્રોધ થાય છે ?

આ સૃષ્ટીમા "સગત તેવા ફળ" એ કેહેણી કેહેવાય છે તેનો સિદ્ધાત પણ અહીં જોવામા આવે છે કે જે માવુ (સદ્ગુણી) કે જેણે તેથી દૂર રહેવાને દૃઢ નિશ્ચય કર્યો છે તે પણ જો સમારીની સાથે રહેતો હોય તો પોતે તો ન કરે પણ તેને (જેમ સાવસ માણસ બાજી રમનાર પાસે બેશીને બતાવ્યા કરે તેમ ) સસાર વ્યવહાર તથા તેની ખટપટ બતાવી પોતે સદા દોષનો ભાગી બને છે

આવા અનેક ભાવ આ બાજીમા છે પરતુ આ ચોપટ રમતા જે આ ખ્યાલ કરે તેને કેવુ જ્ઞાન પ્રાપ્ત થાય ? ને તેથી આ સસાર તેનો કેવો સુધરે ? એવા હેતુથી પ્રથમના કોઇ પરમ તત્વવેત્તાયે આ રમત યોજેલી હશે એમ અનુમાન થાય છે માટે આવા ભાવથી આ બાજી દરેક જણ રમે અને ફુરસદનો કાળ આવા મનનમાજ વ્યતીત કરે એજ વાછના છે સપૂર્ણ

---

# वेदनी अधोगतिनुं परिणाम.

(ગતાંક પત્ર ૧૧૬ થી)

નિર્દોષ ગરીબ બિચારી લક્ષ્મી, તે સાંકડે રસ્તેથી પાણી પીવા માટે કુવામાં ઉતરવા લાગી તેની પાછળ કઠોર હૃદયવાન ચાંડાળ ઉતરવા લાગ્યો લક્ષ્મીએ જાણ્યું કે મારા પતિને મારા તરફ આહા ! ! કેવો ભક્તિભાવ છે મારા પડી જવાની ભીતી લાગવાથી પોતે શ્રમ લઈ મને મદદ કરવા માટે મારી પાછળ ઉતરવા લાગ્યા. વાચકવૃંદ ! નિર્મળ મનવાલું મનુષ્ય સામાના મનની પરિક્ષા નથી કરી શકતું તે હમેશાં પોતાના જેવુંજ બીજાને દેખે છે. પણ જે પ્રથમ કપટી અને ધૂર્ત હોય અને પાછળથી તે દ્વારા અનેક અનુભવો કરી પાવરધો બની પછી જે સત્વગુણી (નિર્મળ) થયો હોય તે સામાનું અંતઃકરણ પારખી શકેછે. તેમ કેવળ કપટી ને દુષ્ટ રહ્યો હોય તે પણ પારખી શકતો નથી કારણ તે પણ પોતાના જેવી દુનીયાં દેખે છે.

કેવળ ભલું ભલી દુનીયાં દેખે છે. અને કેવળ બૂરૂં બૂરી દુનિયાં દેખે છે. આને માટે એક દૃષ્ટાંત—યુધિષ્ઠિર રાજાએ ઇંદ્ર પ્રસ્થમાં રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે દશ હજાર બ્રાહ્મણોને નિમંત્રણ કર્યું હતું એક દીવસ તે તમામ બ્રાહ્મણો મોટી પંક્તીની રચના પૂર્વક ભોજનાર્થે સાંજ સમયે બેઠેલા હતા એવા સમયમાં દુર્યોધનના મનમાં અનેક સંતાપ થવા લાગ્યા કે આહા ! રાજ્ય લક્ષ્મીતો મારા આપેલ રાજ્યનો ઉપભોગ કરનાર આ પાંડવોનેજ વરી છે એ મારા તાબાના છતાં એની પાસે સમૃદ્ધી છે એનો શતાંશ પણ મારી પાસે નથી એટલુંજ નહિં પણ તેને જેટલાં લોકો અને રાજાઓ ચાહે છે તેટલા મને ચાહતાં નથી આમ હું મોટો રાજા છતાં મારા કરતાં તેનીપર વિશેષ લાગણી રાખે અને મારી તો દરકારજ ન કરે તેનું શું કારણ હશે ! યુધિષ્ઠિર પૂરી દરકાર નથી રાખતા અને તેને મળવાને કે તેની પાસે જવાને જગ્યાપણ નથી મળતી એટલી ભીડ છતાં અતિ કષ્ટ વેઠી હેરાન થઈ પણ યુધિષ્ઠિરને મળવામાં તમામ પોતાને ભાગ્યશાલી ગણે છે અને હું તેના કરતાં ઉત્તમ વસ્ત્રાલંકરો પેહરીને ઉભો છું છતાં મને પૂરી રીતે નમન પણ કોઇ નથી કરતું આનું શું કારણ! આમ તર્ક થતાં તેનો ખુલાસો મેળવવાની ઇચ્છાથી બ્રાહ્મણ

પક્તી મધ્યસ્થ વ્યાસજી પાસે ગયો અને તેનો ખુલાસો પૂછયો—તેના જવાબમા વ્યાસજીએ કહ્યુ કે હે દુર્યોધન ! આ પ્રશ્નનો મારે જવાબ નહિ આપવો પડે કારણ સ્વત તેનો અનુભવ તુને થશે માત્ર તુને કહેવાનુ કે આ દશ હજાર બ્રાહ્મણોની વિશાળ પક્તીમાથી તારી બુદ્ધીની વિચક્ષણતા દર્શાવવા રૂપ તને સૂચવવાનુ કે એક સુપાત્ર ઘણોજ ઉત્તમ બ્રાહ્મણ તુ ખોળી લાવ કારણ મારે તેની પાસે સર્વ બ્રાહ્મણોને તિલક કરાવવુ છે સર્વના ઉત્તમ સ્થાન કપાલ ને સ્પર્શકરનાર જાતીથી અને વિદ્યાથી તથા અનુકરણથી પણ ઉત્તમ જોઇએ માટે તેવો જે બ્રાહ્મણ હોય તે ખોળી લાવ દુર્યોધન કોઇનુ ન માનતો પણ વ્યાસજીનુ કાંઈક અંશે માનતો તેમ આજ આજ્ઞા કરી તેનુ ગર્ભિત કાંઈ પોતાના સ્વાર્થમય કારણ સમજ્યો જેથી જલદીથી તે કામમા પ્રવર્ત થયો પક્તીમા ફરતા દરેક બ્રાહ્મણનુ મુખ નિહાળી અનેક પોતાના મુખનો વિકૃતિ કરવા લાગ્યો અને મનમા બોલવા લાગ્યો કે આ બ્રહ્માણો હુ રાજા આવુ છુ એમ ધારી કેવા ઢોગ કરવા લાગ્યા છે ! કોઇ તાણીને પોતાની હોશીયારી દર્શાવવા અને આસ્તા સિદ્ધ કરવા વેદ પાઠ કરે છે કોઇ મૌનવ્રત ધારે છે કોઇ જુદી રીતે સ યકરે છે આ બધુ હજી પાતળો પીરસાઇ નથી ત્યા સુધી તેમજ મને આસ્તીકતા દર્શાવવા માટે કરે છે પણ તેથી હુ ન ઠગાઉ બાવાની આરતીને સારી રીતે ઓળખુ છુ બાપી બાવાની આરતી "જેસી સતનકી ભીડ" દર્શન કરનાર માણસો વધારે હોયતો તેને આરતા દેખાડવા ખૂબ ઝાઝી વખત આરતી પ્રભુને ઉતારે અને થોડા માણસ હોય તો તરજ ગેગે વાળે તેમ આ બ્રાહ્મણો પણ તેવા તમામ કપટીઓ છે વ્યાસજીએ એક માણસ સારો આસ્તિક ખોળવાને મને આજ્ઞા કરી છે પણ તે એક બ્રાહ્મણ પણ તેવો ઢોગ વિનાનો મને મળવો મુશ્કેલ છે કોઈ ન મલતા કદાપી તે વ્યાસજીને પોતાને સારા ગણી તેનેજ ઉત્તમરૂપ કહુ તો તે પણ ઘટીત નથી કારણ તે પણ દુષ્ટ પાડવોનોજ વારવાર પક્ષ તાણી મારી સાથે કપટ બાજી રમે છે માટે કોઇ સારુ નથી આમ કહેવુ ઘટીત છે આમ નિશ્ચય કરી બ્રાહ્મણની આખી પક્તી ફરી વ્યાસજી પાસે આવી આ પ્રમાણે બોલ્યો——

અપૂર્ણ

---

# अवलोकन.



રિપોર્ટ—શ્રી ભાવનગર દશાશ્રી માળી હિતેચ્છુ સભાનો. છઠ્ઠો. સાતમો અને આઠમો વાર્ષિક રિપોર્ટ અમોને તે સભાના સેક્રેટરી સાહેબ તરફથી મળ્યો છે જેતું અવલોકન કરતાં અમોને હર્ષ પ્રગટ થાય છે આજ કાલ સભાઓ જે જે સ્થપાય છે. તે ઘણું કરીને એક દેશી બને છે એટલે કે તે સભા જે જ્ઞાતી તરફથી સ્થપાય છે, તે પોતાની જ્ઞાતિનાજ હિત માટે યોજાઈ અથવા તો સભા સ્થાપનારાઓ પોતાના કેવળ હિતમાં એટલે જેટલા મેંબરો બની પૈસા ભરે તેનાજ હિત માટે યોજી તેઓ સ્વાર્થી બને છે ત્યારે હવે આ દશાશ્રીમાળી મડળનો જ્યારે અમોએ રીપોર્ટ વાંચ્યો ત્યારે અમોને ખાત્રી થઈ કે તે સભાએ તે પોતાની જ્ઞાતિના હિતની માત્ર ચાહના ન કર્યા કરતાં સાર્વજનીક ચાહના વિશેષ રાખી છે કોઇપણ જાતીનો પુરૂષ એ સભામાં મેંબર થઇ શકે છે. એવી જે સૂચના રીપોર્ટમાં છે તે પરથી એ સભા કેવળ સ્વાર્થી નથી એમ સમજાઇ આવે છે. તે શિવાય એ સભાના સેક્રેટરી, પ્રમુખ અને તમામ મેંબબરો જેઓએ એ સભા સ્થાપી છે તેનો ખરો હેતુ પારમાર્થિક છે એમ એઓએ છપનની સાલમાં જે રસોડું અને ઓછી કીંમતે દાણા આપવાની દુકાન કાઢી એ પરથી સિદ્ધ થાય છે. અમો ઇશ્વર પાસે પ્રાર્થના કરી માગીએ છીએ કે એ સભાની સારી ઉન્નતી થાય અને તે સભાની ઉન્નતિને અંગે અમો આશા રાખીએ છીએ કે જે છપનની સાલમાં પોતાની જ્ઞાતિનેજ એ સભા તરફથી થોડે મુલ્યે દાણાની અને રસોડામાં જમવાની મદદ મળી હતી તેમ એવા સમયમાં અનાથ બિચારાં અન્ય ભિખારીઓને પણ મદદ આપવી વિગેરે સાર્વજનિક હિત-કાર્યમાં યોજાશે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ ] જ્યેષ્ઠ સંવત્ ૧૯૫૯ [ અંક ૮ મો

## ॥ यतो धर्मस्ततोजय. ॥




### व्हालाओने वचन

व्हालाओ! ओ व्हालाओ! तमे आवो कहु एक वात मारा व्हालाओ
तमे जाणो जगनो तातरे मुज व्हालाओ! टेक
छे ससार विषे देखाए, विविधजातिनो वासरे,
व्यापक छे सचराचर माही, अखिलभुवननानाथरे-हो व्हाला १
मीठो वास रही फूलोमा, वायुमा फेलायरे,
जोताजेहजणाय तेनो, अनुभवनाकेथायरे-हो व्हाला २
तेमरह्यो छे निजअतरमा, विश्वपतिनो वासरे,
अनुभव ले छे, प्रबलज्ञानना, साधनवालो खासर-हो व्हाला ३
तलनां निजक माहितेल छे, जोता नहि जणायरे,
वाचीपीले घाणीमा, तलतेल जुदातवथायरे-हो व्हाला ४
तेजप्रमाणे सर्वविश्वमा, साक्षीव्यापक आपरे,
द्रश्यथकी जुदो द्रष्टाअे, पडे गुरुथी छापरे-हो व्हाला ५
अधकारमा पडीकस्तुरी, नजरे ना देखायरे
अनुभवीकेरा अतरेतो गधेज्ञानज थायरे-हो व्हाला
तेम तमे अज्ञानतीमिरमा, जाणोजगपतिवासरे
ज्ञानगधथी जाणो तेने अनुभवी थैने खासरे-हो व्हाला ७
शास्त्रविषे साभलवो तेने, चितववो निशदीनरे ।
पीयूषध्यानकरता रहेवु भगिभवनी पीडरे-हो व्हाला ८

# अष्टावक्र.

## પ્રકરણ ૩ ત્રીજું.

ગતાંક પૃષ્ટ ૧૪૮ થી.

अविनाशिन मात्मान मेकं विज्ञायतत्वतः ॥
तवात्मज्ञस्य धीरस्य कथमर्थार्जने रतिः ॥

અર્થ અવિનાશી=ત્રણે કાળમાં રહેનાર એક=દેશકાળ વસ્તુ પરિચ્છેદ શૂન્ય નિર્વિલ્પ આત્મ સ્વરૂપને તત્વથી જાણીને આત્મજ્ઞ હોવાથી ધીર તને અર્થો=વિષયોનો સંગ્રહ કરવામાં પ્રીતિ કેમ થાય છે?

आत्माज्ञानादहोप्रीति विषयभ्रमगोचरे
शुक्तेरज्ञानतो लोभो यथारजत विभ्रमे ॥

અર્થ—વિષયો ઉપર જે પ્રીતિ થાય છે તે કેવળ આત્મ સ્વરૂપના અજ્ઞાનથીજ થાય છે જેમ છીપનાં અજ્ઞાનથીજ રૂપાના ભ્રમમાં લોભ થાય છે તે રજતભ્રમ નાશ થયે છીપનું જ્ઞાન થતાં લોભ મટી જાય છે તેમ વિષય ભ્રમ નાશ થઇ આત્મજ્ઞાન થયે અર્થાર્જનમાં પ્રીતિ ન થવી જોઇએ.

विश्वंस्फुरतियत्रेदं तरंगाइव सागरे ॥
सोहमस्मी तिविज्ञाय किंदी नइवधावसी ॥

જેમ મહાસાગરમાં તરંગો સ્ફુરે છે તેમજ આ સમસ્ત વિશ્વ જે આત્મ સ્વરૂપમાં જુદી સત્તા વગરનું સ્ફુરે છે તેજ હું પોતે છું એમ સાક્ષાત્કાર થયા પછી દીનની પેઠે તૃષ્ણાકુલ થઈ કેમ દોડયા કરે છે?

श्रुत्त्वापि शुद्धचैतन्य मात्मान मतिसुंदरं ॥
उपस्थेऽत्यंत संसक्तो मालिन्यमधिगच्छति ॥

અતિ સુંદર શુદ્ધ ચૈતન્યરૂપ આત્માને ગુરૂ મુખથી વેદાંત વાકયોથી સાંભળીને પણ પાસે રહેલા વિષયોમાં અત્યંત આસક્ત થઈ મલિનપણાને—મૂઢતાને કેમ પામે છે.

सर्वभूते पुचात्मान सर्वभुतानिचात्मनि ॥
मुने जांनत आश्चर्यं ममत्त्वमनुवर्त्तते ॥

સર્વ ભૂત બ્રહ્માદિસ્થાનર પર્યંતમા અધિષ્ઠાનરૂપે રહેલા આત્માને જાણતા અને તે આત્મામા દોરડીમા સર્પની પેઠે અ યસ્ત સર્વ ભૂતને જ ગતા મુનીને પણ વિષયોમા ભમતા રહે છે એ આશ્ચર્ય છે છીપમા અ યસ્તરૂપાને જાણનારને તેમા મમત્વ થાય એ અસભાવ્ય છે

आस्थित परमाद्वैत मोक्षार्थ पिव्यवस्थित
आश्चर्य कामवशगो विकल केलिशिक्षया

પરમાદ્વૈત સજાતીય વિજાતીય સ્વગત ભેદ શન્ય આત્મપદને પામેલો, અને મોક્ષના અર્થ રૂપ સચ્ચિદાનદ રૂપ આત્મામા રહેલો, કામને વશ થઈ નાના પ્રકારની ક્રીડાના અભ્યાસથી વિકલ થઈ જાય એ આશ્ચર્ય છે

उद्भूत ज्ञानदुर्मित्र मवधार्यापि दुर्बल ॥
आश्चर्य काममाकाक्षेत् कालमत मनुश्रित

જ્ઞાનના અત્યતવૈરી કામને જાણીને અત સમયને પાસે જાણનારો પણ નાની અત્યત્ય દુર્બલ થઈ કામની ઈચ્છા કરે એ આશ્ચર્ય છે=જ્યારે અતકાળ પાસે હોય ત્યારે વિષય તૃષ્ણા યુક્ત નથી

इहा मत्र विरक्तस्य नित्यानित्यविवेकिन
आश्चर्य मोक्ष कामस्यमोक्षादेवविभीषिका

આ લોક અને પરલોકના વિષયથી વિરક્ત થયેલા નિત્ય=આત્મતત્વ, અનિત્ય=દેહાદિનો વિવેક જાણનાર મોક્ષની ઇચ્છાવાળા જ્ઞાનીને મોક્ષથી અમ દ્રુપતનુ ધન ત્યાગથી ભય દેખાય એ પણ આશ્ચર્ય છે સ્વપ્ને જોયેલા ધનનો નાશ થતા જાગેલાને તેનો કશો શોક થવો ઘટતોજ નથી

धीरस्तु भोज्यमानोपि पीड्यमानोपिसर्वदा
आत्मान केवलपश्यत् नतुष्यतिनकुप्यति

ધીર જ્ઞાની પુરૂષ લોકોએ વીષયો ભોગવાતો હોય કિવા નિદાદિકથી પીડા કરાતો હોય તો પણ સુખ દુ ખ ભોગાદિ રહિત કેવળ આત્મ સ્વરૂપને જોતો જોતો પ્રસન્ન પણ નથી થતો અને કોપ પણ નથી કરતો કેમકે કેવળ આત્મ સ્વરૂપમા રોષ તોષના હેતુઓનો અસભવ છે

चेष्टमान शरीरस्व, पश्यत्वन्यशरीरवत्
सस्तवे चापिनिन्दायां, कथक्षुभ्येन्महाशय

ચેષ્ટા કરતાં પોતાનાં શરીરને પણ અન્યશરીરના જેવું જાણનારો મહાશય સ્તુતિમાં કે નિંદામાં પણ કેમ ક્ષોભ પામે, ન પામે.

मायामात्रमिदं विश्वपश्यन्नूविगतकौतुकः
अपिसंनिहिते मृत्यौ कथं त्रस्यतिधीरधीः

આ દ્રશ્યમાન જગતને માયા માત્ર અસતરૂપ જાણનાર કૌતુક રહિત ધીર બુદ્ધિવાળો=સ્વસ્વરૂપમાં નિશ્ચલમતિવાળો પુરૂષ મૃત્યુ પાસે આવીને ઉભો રહેતાં પણ કેમ ભય પામે, નજ પામે.

निस्पृह मानसंयस्य नैराश्येपिमहात्मनः
तस्यात्मज्ञानतृप्तस्य तुलनाकेनजायते ॥

જેનું નૈરાશ્ય– મોક્ષમાં પણ નિસ્પૃહ મન છે અને જે આત્મજ્ઞાનથીજ તૃપ્ત છે તેવા મહાત્માની તુલના કોનાથી થાય મહાત્માની સમતા કોઇથી થાયજ નહી.

स्वभावा देव जानानो दृश्यमेतन्नकिंचन ॥
इदंग्राह्यमिदं त्याज्य सकिंपश्यतिधीर धीः

આ દ્રશ્યમાન જગતને છીપમાં રૂપાંની પેઠે સ્વભાવથીજ કાંઇજ નથ-એમ મિથ્યા જાણનારો ધીર બુદ્ધિવાળો પુરૂષ આગ્રાહ્ય=ઉપાદેય અને આત્યાજ્ય=હેય એવું શું જુવે છે, કશું નહી.

अंत स्त्यक्त कषायस्य, ॥
निर्द्वंद्वस्य निराशिषः ॥
यदृच्छया गतो भोगो,
नदुः खायनतुष्टये ॥

અંદરથી અંતઃકરણથી જેણે વિષય વાસના તજી દીધી છે સુખ દુઃખ આદિ દ્વંદ્વમાં જેનું સમાનચિત્ત છે અને આશાથી રહિત થઇ ગયેલા મહાત્મનિ યદચ્છા દૈવયોગથી આવી મળેલો ભોગ વિષય દુ:ખને માટે કે તુષ્ટિ આનંદને માટે થતો નથી કેવળ પ્રવાહ પતિત તે ભોગને ભોગવે છે.

---

પ્રકરણ ૩ ત્રીજુ સમાપ્ત.

# व्यासजीनुं वशीकरण

વા

## ( વશીકરણ વિદ્યા )

ઉપર દાનનો મહિમાગાયો દાન જેવુ કંઇ ઉત્તમ વશીકરણ નથી એ હવે ધ્યાનમા આવ્યુ હશે દાનગીન ઘણા વણા થયા છે અને તેનો અમરયશ અદ્યાપિ આવિશ્વમા પૂર્ણ ચંદ્રની પેઠે પ્રકાશ કરે છે દાની ઘણા થયા પણ કર્ણ સમાન અદ્યાપિ કોઈ થયો નથી કર્ણ સમાન કર્ણજ છે આ વિશ્વમા કશુ સાથે આવવાનુ નથી, તેમ પછવાડે અમર રહે તેમ પણ નથી, બે વસ્તુ આત્માની છે તેમા એક કરેલુ દાન અને વધારેનો સુજશ સુજશપછવાડે અમર રહેશે અને કરેલુ દાન પરલોકમા પાછુ આવશે, માટે દાન કરવુ-દાન કરવાથી આ લોક અને પરલોક સુધરે છે દાન એવુ વશીકરણ છે કે તેનાથી મનુષ્યો માત્ર વશ થતા નથી પણ દેવોએ વશ થાય છે, અને પરલોકમા સુખ આવે છે આટે આવા ઉતમ વશીકરણરૂપ દાનનો ઉપયોગ કરવો એ આવશ્યક છે

ઉપર દયા અને દાન તથા મૈત્રી એ વશીકરણના ત્રણ ભાગ વર્ણવ્યા હવે ચોથો ભાગ મધુર વાણીનો છે તે કહેવાનો રહયો પ્રથમ મધુરવાણી એટલે શુ ? તેનો ઉતર એટલો છે કે વાણીનુ મીઠાપણુ-વાણીની મધુરતા, અને તે દરેક માણસે અવશ્ય છે કે બનતા સુધી કેળવી રાખવી અથવા તેમ કરવાને પ્રયત્ન શીલ થવુ આવી મધુર વાણીને મહદયો સુભાષિત કહે છે અને સાધારણ માણસો મીઠી જીભ કહે છે સુભાષિતના સબધમા નીચે શુ કહયુ છે ? તે વાચો

सुभाषितेन गीतेन युवतीनांचलीलया
मनोन भिद्यते यस्य—सयोगी ह्ययवापशु ॥ १ ॥

અર્થ—જુવાન સ્ત્રીઓની લીલાથી ( નખરાથી ) અને સુભાષિતવાળા ગીતથી જેનુ મન ભેદાતુ નથી અર્થાત્ જેના મન ઉપર અસર થતી નથી તે પુરૂપયોગી અથવા પશુ સમાન છે

અહો સુભાષિતનો શો મહિમા ? કે જે સુભાષિતવડે પોતાનું મન ખે પામેલું હોય તોપણ આનંદમાં આવે છે. અને બીજાનું સુભાષિત સાંભળી અને તે મધુર લાગવાથી ફરીથી પણ તેને સાંભળવાની ઇચ્છા રાખે છે, થાય છે. એટલુજ નહિ પણ અજ્ઞાનિને જ્ઞાનિ એ બન્નેને સુભાષિત મીઠું લાગે છે અને તેથી તેઓ વશ કરી શકાય છે માટે માણસોએ સુભાષિતનો સંગ્રહ કરવો તે આવશયક છે અને તે કરવોજ.

વળી સાવર કુંડલાવાલા અહિછત્ર ( પ્રશ્નોરાનાગર ) વૈદ્યરાજ ત્રંબકલાલ જટાશંકરે પોતાના દવાખાનામાં સુશિક્ષણરૂપ એક શ્લોક કોતરેલો હતો અને તે આ પ્રમાણે હતોઃ—

यदीच्छसिवशीकर्तुंजगदेकेनकर्मणः
परापवाद सस्येभ्यश्चरंतीगोनिवारय ॥

અને તેનો અર્થ આવો છે કે જો તમે એકજ ઉપાય કર્મ વડે જગતને વશ કરવાનું ઈચ્છતા હોતો બીજાના અપવાદો રૂપી તૃણ ( ખડ ) ને ચરવા વાલી ગો ( વાણી અને ગાય ) એટલે ગાયને નિવારો રોકો. અર્થાત્ તમે એવી વાણી હમેશાં બોલતા રહો કે વાણી બીજાઓને અપ્રિય લાગે નહિ અને તેથી તમે બીજાઓના અપવાદમાં આવો નહિં ! કિ બહુના જનાવરોની પણ મીઠી વાણીને માણસો ઉમંગથી સાંભળે છે તો માભળે છે તો માણસો અને તેમાં પણ વિદ્વાનોની તો મધુરવાણી ઉમંગે સાંભળેજ, એવી મધુરવાણીના પ્રવર્તક પુરૂષોને તો આપણી શુક્રનીતિમાં દેવો સમાન કહયા છે. આટલું કહી અને વાચકોને મારે કહેવું જોઈએ કે એ લેખ સંબંધે મારી સાથેનો આપ સર્વનો સંબંધ હવે પૂરો થયો છે. ઈશ્વરેચ્છાતો વળી બીજા કોઈ લેખ દ્વારા આર્યધર્મના પક્ષી થઈ અને તેમનાં પત્રોની સાથે દેશ વિદેશમાં ઉડતા ફરશુ અને ત્યારે તમારા સર્વની સાથે ફરથી ભેટો કરશું.

હવે તો

આર્ય જનોના હૃદયમાં, વ્યાસ વચનનો સાર;
પ્રતિદિન રાખો હે ! પ્રભુ ! એ માગે લખનાર. ૧.

| | |
|---|---|
| સંવત ૧૯૫૮ | વૈદ્ય અમૃતલાલ કુંવરજી |
| વૈશાખ સુદી ૫ સોમે. | (ચાવડ) |

---

# दु ख एज सुख



પ્રાચીન કાળથી ઉકતી છે કે " सुखस्य दुखस्य नकोपि दाता " સુખ કે દુ ખનો કોઇ દેનાર નથી આપણા પ્રારબ્ધ યોગના કર્માનુસાર આપણને સુખ કે દુ ખ પ્રાપ્ત થાય છે તેનીજ રીતે દુ ખ એવો શબ્દ ન હોત તો સુખ એ શુ વસ્તુ છે તેથી પણ આપણે અજ્ઞાત હોત તદનુસાર સુખ છે તો દુ ખનુ આપણને ભાન થાય છે પરતુ એટલુ તો ખરૂ છે કે દુ ખની પરાકાષ્ઠાએ પહોચ્યા પછી સુખ પ્રાપ્ત થયે આપણને જે આનદ અનુભવાય છે તે નિ સીમ અને અવર્ણનીય છે તેવો આનદ દુ ખની પ્રતીતિ થયા વિના થવો અશક્ય છે માટે દુ ખની વખતે બહુ ડરી ન જવુ ને સુખની વખતે બહુ બહેકી ન જવુ ખરી રીતે જોઈએ તો સુખ અને દુ ખ એ બધી મનની કલ્પના છે મનની માનિનતા છે અને દુ ખ એજ ઉદયસાધન છે એમ જાણવુ કોઇને કહેવાથી આપણુ દુ ખ ઓછુ થતુ નથી કે સુખ પ્રાપ્ત થતુ નથી માટે જેમ પરમાત્મા રાખે તેમ તદ્વત્ રહી આનદ માનવો એજ પરિણામથીજ છેવટે સુખની પ્રાન્તિ થશે દરેક વ્યક્તિનુ આપણે નિરીક્ષણ કરશુ તો જણાશે કે દુ ખ પ્રાપ્ત થયાવિના તેમને સુખ પ્રાપ્ત નહિ થયુ હોય વિદ્યા, લક્ષ્મી કે ઘર બહાર વગેરે કઈપણ વસ્તુ દુ ખવિના તેમને પ્રાપ્ત થઇ નહિ હોય, દુ ખ પ્રાપ્ત થયેજ માણસને તેમાથી નિકળવાના રસ્તા શોધના પડે છે અનેક જાતના અનુભવો અનુભવાય છે વિદ્યા અને બુદ્ધિને કસોટીએ ચઢાવવાના પ્રસગો મળે છે અનેક જાતની પ્રકૃતિઓના સમાગમમા આવવુ પડે છે આ વગેરે અનેક જાતના અનલ્પ પ્રસગો મળે છે આ કઈ થોડો ઘણો લાભ નથી આવા દુ ખના અનુભવો અનુભવવા એમાજ આપણુ કલ્યાણ છે એમ જાણવુ શ્રી ભર્તૃહરિએ કહ્યુ છે કે —

क्वचित् भूमौ शय्या क्वचिदपिच पर्यङ्कशयन
क्वचिच्छाका हारी क्वचिदपिच शाल्योदनरुचि
क्वचित्कन्था धारी क्वचिदपिच दिव्यावरधरो
मन स्त्रीकार्यार्थी न गणयतिदु.खनच सु.ख

પ્રાચીન સમયમાં તો સુખને તુચ્છ માનનારા સેંકડો પુરૂષો હતા. વિશેષ તો શું પણ સુખ પ્રાપ્ત થવાથી પોતાનું અનિષ્ટ વહેલું છે એમ સમજતા પણ સાંપ્રતકાળમાં લોકો કોઇ દુઃખને ઇચ્છતાજ નથી પણ સૌ સુખ મેળવવામાંજ તત્પર હોય છે પણ આ વિશ્વમાં સુખને લીધે તેના ભોગવનારને નિરંતર શ્રમ, ફિકર, દૌર્બલ્ય વગેરેમાં પડેલાં આપણે જોઇએ છીએ. સુખમાં કરેલા અનેક પાતકોને લીધે તેને આલોક તથા પરલોક અત્યંત કષ્ટ જન્ય થઈ પડે છે. માણસ સુખ મેળવવામાં ધનપ્રાપ્ત કરે છે. પણ તે સુખને બદલે ઉલટો સંતોષથી વિમુખ થઈ અનેક વિટંબણામાં આવી પડે છે. આ રીતે પ્રાચીન લોકોનો સુખને માટે ઘણો કટાક્ષ હતો દુઃખ અને દરિદ્રતામાં કેટલો બધો આનંદ છે. તે તેઓ વારંવાર કહી બતાવતા. ' મોહમુદ્‌ગર ' ની શરૂઆતમાંજ ઉપદેશ કર્યો છે કે

> मूढजहीहि धनागमतृष्णां, कुरु तनुबुद्धे मनसिवितृष्णाम् ।
> यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् ॥
> अर्थमनर्थं भावय नित्यं, नास्ति ततः सुख लेशः सत्यम् ।
> पुत्रादपिधनभाजां भीतिः सर्वत्रैषा कथिता रीतिः ॥

" અરે મૂર્ખ ! આ ધનની તૃષ્ણા છોડ અને તું મનમાં સંતોષરૂપ સમાધાન વૃત્તિ ધારણ કર, પૂર્વકર્માનુસાર તને જે મળે તેમાં આનંદ માન. "

" અર્થ એ અનર્થાવહ છે એમ સમજી રાખ, તેથી ખરેખર કાંઈ પણ સુખ નહિં મળે, ધનવાન્ માણસને પ્રત્યક્ષ છોકરા તરફથી પણ બીક છે. ત્યારે બીજું શું દુઃખ રૂપ ન થાય, માટે આ ઉપદેશ સારી પેઠે મનમાં ગ્રહણ કર આવોજ ઉપદેશ જ્ઞાની પુરૂષો વારંવાર કરતા આવ્યા છે. "

દરેક ધર્મના ધર્મશાસ્ત્રોમાં જોશું તો આ શિવાય અન્ય ઉપદેશ નહિં મળે. રોમ અને ગ્રીસ દેશોમાં પણ સુખને તુચ્છ ગણનાર ઘણા વિદ્વાનો હતા તેમાં સોક્રેટીસને આપણે અગ્રગણ્ય ગણીએ તો ખોટું નથી. એક પ્રસંગે એક ગૃહસ્થનું સુખ અને ઐશ્વર્ય જોઈ તે બોલ્યો કે મને તેની ગરજ નથી. જે વગર મારૂં કંઈ કામ અટકી પડતું નથી તેવી અહીં ઘણી વસ્તુઓ છે. અરે વાસ્તવિક બોલું તો આધુનિક માણસ કરતાં હું કેટલો બધો સુખી છું. તેને આટલો બધો પૈસો સંભાળવાને કેટલી મેહેનત અને ફિકર થતી હશે ? આ ઉપરથી પ્રાચીન વિદ્વાન પુરૂષોનો સુખ વિષે અભિપ્રાય સ્પષ્ટ સમજાઈ

આવશે સુખ એવી વસ્તુ દુનિયામા છેજ નહિ, સુખ જાણવાને માટેજ દુ ખનો અનુભવ કરવો જોએ ભૂખનુ દુ ખ જાગવાથી જણાઈ આવે છે તૃષાથી પાણી પીવાનુ, ટાઢથી ગરમી, ગરમીથી શીત ઉપચારનુ એ પ્રમાણે શ્રમ અને વિશ્રાતિ પરસ્પર સાપેક્ષ છે વિશ્રાતિના અનુભવથી શ્રમ સુખ, દાયક લાગે છે એટલે ઉદ્યોગ કર્યા વિના સુખની આશા રાખવી અને શ્રમ કર્યા વિના વિશ્રાતિ સુખની આશા રાખવી તે આકાશ કુસુમવત છે કહેવાનુ તાત્પર્ય કે ઉદ્યોગ વગર વિશ્રાતિ એ ખરૂ સુખ નથી એક પાશ્ચાત્ય ગ્રથકારે એક જગોએ લખ્યુ છે કે 'નિરતર વિશ્રાતિ એ સ્વર્ગ જેવુ સુખ છે એમ ભલે લોકો કહે પણ હુ તો તેને નરકમા જે જે યાતનાઓ ભોગવવી પડે છે તેમાની એક યાતના છે એમજ હુ તો કહીશ '

पातितोपि करा घातै रुत्पतत्येव किंदुक
प्रायेणसाधुवृत्तानामस्थायिन्योविपत्तय

"એક દડો હાથ વતી નીચે પછાડયાથી તે ઉછળીને પાછો ઉચે જાય છે તેવીજ રીતે સદ્ગુણીઓની વિપત્તિઓ સ્થિર રહેતી નથી (અર્થાત્ સદ્ગુણીઓપર વિપત્તિઓ આવે છે તો તે પાછી જતી રહી તેને સુખનો સ્વાદ વધારી આપનારી થાય છે ) આપણુ આ દુ ખી જીવતર છે તે ભાગ્યદેવીનો દડો છે સુખ અને દુ ખની વચ્ચે તે ખનાને આમ તેમ ખેનાવે છે પણ એટલુ તો નકી સમજવુ કે

सुखस्यानन्तर दु ख दु खस्यानन्तर सुख
पर्यायेणोपसर्पेते, नर नैमिमरा इव

કારણ કે પ્રખ્યાત ગ્રથકાર સ્માઈલ્સ કહે છે કે —

"The poorest have sometimes taken the highest places nor have difficulties apparently the most unsuperable proved obstacles in their way Those very difficulties, in many instances would even seem to have been their best helpers by evol ing their powers of labour and endurance, and stimulating into life faculties which might otherwise have lain dormant

"અતી રંક મનુષ્યોએ બહુ વેળા ઉચમા ઉચ પદ મેળવ્યા છે દેખાતા અલધ્ય સકટો તેમના માર્ગમા નડયા નથી ઘણા દ્રષ્ટાતમા તો તેજ સકટો તેમના શ્રમની અને સહનની શક્તિઓને પ્રગટ કરીને, અને દેટવાક ગુણો

જો તેમ બન્યું ન હત તો અચેત પડી રહ્યા હત. તે ગુણોને ઉત્તેજી સજીવ કરીને તેવા મનુષ્યોનાં ઉત્તમ સહાય કર્ત્તા હોય એવાં પણ દેખાઇ આવ્યાં છે."

દુ:ખી માણસને નિરાશ થવાનું કાંઈ કારણ નથી. જેમ આપણી અવસ્થા નિરાધાર હોય તેમ એક રીતે વધારે સારૂં છે એમ સમજવું. નિત્ય શીતળતામાં રહેનારનાં કરતાં જેને ઘણી ગર્મિ વેઠયા પછી શીતળતા મળે છે, તેને શીતળતા અત્યંત સુખકારક લાગે છે અનુચ્ચ અવસ્થામાંથી ઉચ્ચ અવસ્થામાં જવામાં જેટલું પરાક્રમ છે તેવું બીજા કશામાં નથી. વિપત્તિ કે દુર્દશાનો ઉપયોગ કરતાં આવડે તો તે એવી ઉપકારક અને ઉપયોગી છે કે સીમા-મહાજનોના જીવન ચરિત્રો ત્હમે વાંચશો તો તમને બધું સ્પષ્ટ જણાઈ આવશે. અપૂર્ણ]

---

## श्रीः

## अथ गर्भगीता प्रारंभः ॥

**श्रीगणेशायनमः ॥ श्रीपरब्रह्मणेनमः ॥ अर्जुनउवाच ॥ गर्भवास-जरामृत्यूकिमर्थंभ्रमतेमनः ॥ किमर्थरहितंजन्मकथंदेव जनार्दन ॥ १ ॥**

અર્જુન કેહે છે. હે જનારદન ભગવંત આ જીવને ગર્ભવાસ જન્મ, વૃદ્ધાવસ્થા ને મૃત્યુ પ્રાપ્ત થવા સારૂ તેનું મન શા વાસ્તે ભ્રમણ કરે છે અને આ જન્મ મૃત્યુથી શી રીતે મુક્ત થશે તે કહો.

**श्रीभवगवानउवाच ॥ मानवामूढअंधस्यसंसारस्यविलीयते ॥**
**आशामेकात्मनत्यज्यंजीवनंधनसंपदा ॥ २ ॥**

શ્રી ભગવાન કેહે છે. આ સૃષ્ટીમાં મનુષ્ય મુઢ દશાથી અંધ થઇને સંસાર (સત્ય સ્વરૂપનું વીપરીત ભાન એતદ) રૂપ સમુદ્રમાં ડુબે છે. વાસ્તે એ સમુદ્રમાંથી તરવાનો ઉપાય આ જીવને કલ્યાણદાયક આશા છોડવી એ મુખ્ય છે.

**अर्जुनउवाच ॥ आशाकेनजितेप्राणीसंसारविषबंधनं ॥**
**केनधर्मप्रकारेणलोकोमुच्यतिबधनात् ॥ ३ ॥**

અરજુન કહે છે. હે ભગવંત કીયો માણસ આ આશાને જીતી શકે? ને આ "વીશ જેવા" સંસારરૂપી બંધનમાંથી મુક્ત થશે. વાસ્તે કીયો ધર્મ કરાથી ઉપર કહેલા બંધમાંથી મુક્ત થશે.

श्रीभगवानउवाच ॥ आशामेकपरित्यज्यनिराशागृह्यतेयदि ॥
निष्कर्मकर्मकर्तव्यमाणिकर्मनलिप्यते ॥ ४ ॥

શ્રી ભગવાન કેહે છે એક આશાનો ત્યાગ કરીને નીરાશાનુ ગૃહણ કરવુ ને નીષ્કર્મરૂપી કર્મ કરેથી પ્રાણી કર્મથી બધન થતો નથી

अजुनउवाच ॥ कामक्रोधचलोभचममास्मिन्वसतेसदा ॥
एतेमनसिवर्ततेकर्मनाशकथहरि ॥ ५ ॥

અરજુન કેહે છે હેહરેહે ભગવત કામ ક્રોધ લોભ મારામા રેહે છે અને તે મારા મનને ફેરવીને વીપરીત કર્મ કરાવે છે વાસ્તે તે વીપરીત કર્મનો નાશ શી રીતે થશે

श्रीभगवानउवाच ॥ ब्रह्माग्निर्दहतेकर्मपुन' कर्मनलिप्यते ॥
निर्मलचमनोभूत्वापुनर्जन्मनविद्यते ॥ ६ ॥

શ્રી ભગવાન કેહે છે બ્રહ્મ જ્ઞાનરૂપી અગ્ની સર્વ કર્મનુ દહન કરે છે કે જે કર્મથી પ્રાણી ફરી બધન થતા નથી પછી તે પ્રાણીનુ સ્વચ્છ મન થઈ ને તે ફરી જન્મ મર્ણને પ્રાપ્ત થતો નથી

अर्जुनउवाच ॥ मानसपुण्यपापानिअशोचशुचियद्द्वय ॥
एतेमनसिवर्ततेकर्मनाशकथहरि ॥ ७ ॥

અરજુન કેહે છે હેહરે હે ભગવત માણસ પુન્ય પાપ અને શુધ્ય અને અશુધ્ય એ તદરૂપી દ્વદ્વ મોહમનને થઈને દુષ્કર્મ થાય છે તે દુષ્કર્મનો નાશ શી રીતે થશે

श्रीभगवानउवाच ॥ जितै सर्वकृतोकर्मविष्णुश्रीगुरुचिंतन ॥
सकलपविकल्पोनास्तिजिवन्मुक्तोनसशय ॥ ८ ॥

શ્રી ભગવાન કેહે છે સર્વ ઈદ્રીયને સ્વાધીન રાખી શ્રી વીશ્નુ અથવા ગુરૂનુ ચીંતનરૂપી કર્મ કરેથી સકલ્પ વીકલ્પનો નાશ થઈને પ્રાણી જીવ ન્મુક્તની સશય થાય છે

नानाशास्त्रपठेल्लोकेनानादैवतपूजन ॥
आत्मज्ञानविनापार्थसर्वकर्मनिरर्थक ॥ ० ॥

અનેક શાસ્રનુ પઠણ કરવુ અને અનેક દેવતાનુ પુજન કરેથી આત્મજ્ઞાન વિના એ બધા કર્મ મુક્તી આપવાને નીષ્ફળ થાય છે

आचारक्रियतेकोटीदानंचगिरिकांचनं ॥
आत्मतत्वनजानातिमुक्तिर्नास्तिकदापिच ॥ १० ॥

શુધ્ધ કર્મ એક કોટી તથા એક પર્વત જેટલું સુવર્ણદાન આત્મતત્વ જાણ્યા વીના એ કર્મ કોઈ પણ દીવસે મુક્તી આપી શકતા નથી.

कोटीयज्ञकृतेनापिकोटिदानगजादिकं ॥
गोदानंचसहस्त्राणिमुक्तिर्नास्तिगुरुर्विना ॥ ११ ॥

એક કોટી યજ્ઞ કરેથી તથા એક કોટી ગજદાન તથા એક સહસ્ત્ર ગાય દાન કર્યાથી પણ ગુરૂ વીના મુક્તી થતી નથી.

नमोक्षंपठतेशास्त्रंनमोक्षंचरतेशुचिः ॥
नमोक्षंकर्मधर्मेपुमुक्तिर्नास्तिगुरुर्विना ॥ १२ ॥

છ શાસ્ત્રનું અધ્યયન તથા જન્મારા સુધી શુદ્ધ કર્મ કરેથી મોક્ષ થતો નથી ને એકંદર સર્વ કર્મ ધર્મથી ગુરૂ વીના મુક્તી મળતી નથી.

नमोक्षंधारणेध्याननमोक्षंप्राणत्यागिनः ॥
नमोक्षंकंदहारेश्चमुक्तिर्नास्तिगुरुर्विना ॥ १३ ॥

ધારણા ધ્યાન ને છેવટ પ્રાણ ત્યાગ કરેથી પણ મુક્તી થતી નથી તેમજ કંદ મુલ ભક્ષણ કરીને રહ્યાથી પણ ગુરૂ વીના મુકતી થવાની નથી.

नमोक्षंभ्रमतेतीर्थेनमोक्षंभस्मलेपनं ॥
नमोक्षंचर्मधारीणांमुक्तिर्नास्तिगुरुर्विना ॥ १४ ॥

સર્વ તીર્થો હણ કરેથી અથવા સર્વાંગમાં ભસ્મ ધારણ કરેથી અથવા ચર્મ ધારણ કરેથી મોક્ષ થતો નથી ને ગુરૂ વીના મુકતી પ્રાપ્ત થતી નથી.

नमोक्षंकोटियज्ञेनमोक्षंदानकोटिभिः ॥
नमोक्षंवनवासेनमुक्तिर्नास्तिगुरुर्विना ॥ १५ ॥

એક કોટી યજ્ઞ કરેથી તથા એક કોટી દાન કરેથી અથવા અરણ્યમાં રહેથી મોક્ષ થતો નથી એટલે ગુરૂ વીના મુક્તી મળતી નથી.

नमोक्षंनग्नमौनेपुनमोक्षंदेहदंडणं ॥
नमोक्षंगायनेगीतंमुक्तिर्नास्तिगुरुर्विना ॥ १६ ॥

દિગંબર રેહેથી અથવા મૌનવ્રત રાખ્યાથી મોક્ષ થતો નથી. તેમજ દેહ કરાથી ... થશે. રીતે દેહને સુખ થવા દેવું નહીં.)

તથા ઉતમ પ્રકાગનુ ગાયન અથવા સર્વનાદ્ય વગાડયાથી પણ ગુરૂ વીના મુકતી મળતી નથી ॥ ૧૬ ॥

नमोक्षपठतेवेदनमोक्षक्रियतेतप ॥
नमोक्षनजटाभारैर्मुक्तिर्नास्तिगुरार्विना ॥ १७ ॥

ચાગ વેદનુ પઠણ કરેથી તથા તપ કગ્થી તથા જટા રાખ્યાથી ( પચ કેસ ) મુકતી થતી નથી ગુરૂ વીના ॥

यावद्बुद्धिविकारेणआत्मतत्वनविद्यते ॥
यावत्ज्ञाननचिंततेतावत्चित्तास्थिरनहे ॥ १८ ॥

જે કાળ સુધી હુ દેહરૂપી છુ એવો બુધ્ધીમા નીશ્ચય રેહે છે ત્યા સુધી આત્મજ્ઞાન થવાનુ નથી અને તે આત્મજ્ઞાનનુ ચીંતન ( ધ્યાસ ) થયા વીના ચીત સ્થીર થતુ નથી ॥

अभ्यतरेभवेतशुद्धिर्विजयमानसतत ॥
प्रक्ष्याल्यतेमनोमेलतप कोटिकृतेनकि ॥ १९ ॥

અતર શુધી ( મનની શુદ્ધી ) તેમજ મનની કલ્પનાનો જય (નીવૃતી ) થયા સીવાય મોક્ષ થતો નથી સાગસ સુધ્ધ અત કરણ જે થવાનુ તે કોટી વરસ સુધી તપ કગ્થી પણ થતુ નથી ॥

अर्जुनउवाच ॥ अभ्यतरकथशुद्धिकथमर्लविमोचन ॥
मनमैलसदाकृष्णकथलतेनिर्मलभवेत ॥ २० ॥

અરજુન કેહે છે અતર સુધીને નીર્મળ મન થયા સીવાય જ્ઞાન થવાનુ નથી, એમ તમે કહો છો વાસ્તે મનનો મેલ ( અજ્ઞાન ) જઈને સુધ્ધ મન સાથી થશે ॥ ૨૦ ॥

श्रीभगवानउवाच शुद्धात्माचतपोनिष्ठाज्ञानाग्निर्मलनाशन ॥
मनोबुद्धिगुरार्वाक्यपुनर्जन्मनविद्यते ॥ २१ ॥

સુધ્ધ વાસના રાખીને તથા સ્વધર્મ આચરણ થએથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે જ્ઞાનથી મનનો મૈલ ( દ્વૈતભાન ) એત રૂપ અજ્ઞાન નાશ થાય છે અને જે સુધ્ધ થએલી મન બુધી તે ગુરૂના મુખમાથી માહાવાકયનો ઉપદેશ થએલો તેનો અનુભવ થઈને પ્રાણી મુકત થાય છે એટલે તે ફરી જન્મ ધાગણ કરતા નથી

स्वर्ण भस्म विधान.

शिलासिंदूरयोश्चूर्ण समयोरर्क दुग्धकैः
सप्तैव भावना दद्यात् शोषयेच्चपुनः पुनः
ततस्तुगलिते हेम्नि कल्कोऽयं दीयते समः
पुनर्धमेदतितरां यथाकल्को विलीयते
एवं वेलात्रयंदद्यात्कल्कं हेममृतिर्भवेत्

अन्यत्स्वर्णभस्मविधिः

तत्सम गंधकं सूतं स्तोक मात्र मनःशिला
स्तोकं नागं च सर्वकं मर्दयेत्कांजिकैः सह
लेपयेत्तानि पत्राणि शरावसंपूटे क्षिपेत्
गजाख्ये ज्वालयेत्तश्चा त्स्वांगशीतलमुद्धरेत्
चूर्णयेद्धेमपात्राणि पुनः पंचामृतं पुटेत्
वल्लार्द्धं दापये त्पुंसां ज्ञात्वा देह बलाबलं

सुवर्ण भस्म करवानी विधि—મણશલ અને સિંદૂર સરખે વજને લઈ આકડાના દૂધમાં લઠી સોનાનાપત્રાને તે ચોપડીને તેને તપાવવાં આમ સાત વખત કરવાથી તે પત્રાંઓ ગળી જશે તે ગલી ગયા પછી પાછું તેને મણશીલ ને સીંદૂર સાથે મેળવી તે મણશીલ ને સીંદૂર બળી જાય ત્યાં સુધી ધમેતું આમ ત્રણ વખત કરવાથી સુવર્ણની ભસ્મ તૈયાર થશેજ.

सुवर्ण भस्म करवानी अन्य विधि—સોનાનાં પત્રાં બરોબર પારો અને ગંધક લે થોડો મણશલને જરા શીસું એટલાં ઔષધો એકઠાં કરી કાંજી સાથે મર્દવાં અને તેનો સોનાનાં પત્રાં ઉપર લેપ કરી તે પત્રાં કોડીયામાં મૂકી તેની ઉપર બીજું ઢાંકી તેની સંધી માટીથી પૂરી છાણાની વચમાં મુકી ગજ પુટદેવો. તદનશીતલ થયા પછી બહાર કાઢી તે પત્રાનું ચુર્ણ બનાવવું અને પ્રુનઃ પંચામૃત પૂટ દેવો આમ કરવાથી તૈયાર થયેલી સુવર્ણ ભસ્મ, મનુષ્યના બળના પ્રમાણમાં વ્યાધી પરત્વે જુદા જુદા અનુપાનોથી ખાવા આપવી અથવા અરધોવાલ આપવી.

स्वर्ण भक्षण गुणा

हेम चायु प्रद प्रोक्त महा सौभाग्यवर्धन
आरोग्य पुष्टिद श्रेष्ट सर्वधातु विवर्धन

स्वर्ण तिक्त कषाय मधुर मतिवय स्थापक कांतिद च
वृष्य हृद्य च वल्य रुचिकरमखिल वाग्विशुद्धिविधत्ते
आयुर्द वैवलीनां हरण मचिरतो नाशन दुर्विषाणा
रोगेशोन्मादशाना ज्वर बल हरण सर्वरोगादिनाश

अन्यस्वर्ण भस्म गुणा

स्वर्ण शीत पवित्र क्षयवमि कसनश्वास मेहास्रपित्त
क्षैण्य क्ष्वेडक्षतास्र प्रदरगदहर स्वादुतिक्तकषाय
वृष्य मेधाग्निकातिप्रद मधुरसकरकार्श्यहानि त्रिदोषो
न्मादापस्मार शूल ज्वर जयी वपुषो वृहण नेत्रपथ्य ।

**सोनाना गुणो**—સોનાની ભસ્મનુ સેવન કરવાથી આયુષ્ય વધે છે, સૌભાગ્ય વૃદ્ધી થાય છે, શરીર આરોગ્ય રહે છે, સારી શરીરને પુષ્ટી આપે છે ને સર્વે ધાતુ વધારે છે, સોનુ સ્વાદે કડવુ તુરૂ અને મધુરૂ છે, આયુષ્ય આપ નાર છે શરીરની કાંતી વધારનાર તથા હૃદયને પ્રિય છે, બળપ્રદ છે, રૂચિ ઉત્પાદક છે, વાણી શોધક છે, બળ ક્ષીણ કરનારા દુષ્ટ વિગના વ્યસનો, જેવા કે અફીણ, ભાગ, ગાંજો વિગેરેથી મુક્ત કરાવનાર છે તેમ ઉન્માદ જન્ય વ્યાધી ઓને અને જ્વરના બળને ઓછુ કરીને તેને મટાડનાર સુવર્ણ ભસ્મજ છે.

**अन्य सुवर्ण भस्मना गुणो**—સુવર્ણ ભસ્મ શીતળ છે પવિત્ર છે તેમજ ખાસી શ્વાસ, પ્રમેહ, રક્તપિત્ત, ધાતુક્ષીણતા, સ્થાવરજંગમવિષ, ક્ષય ને સ્ત્રીઓને થતા રક્તપ્રદર આદિ વ્યાધીઓનો નાશ કરે છે. સ્વાદે જરા કડછુ, તૂરૂ, અને સ્વાદિષ્ટ છે, ઇન્દ્રિઓ તૃપ્તિકારક છે, બુદ્ધી વધારનાર છે, તેમજ અગ્નિને પણ પ્રગટ કરે છે, કાન્તીને ખીલવે છે, મધુર રસને પ્રગટ કરે છે અને શરીરની દુર્બળતા, ત્રિદોષજન્ય વ્યાધીઓ, ઉન્માદ અપસ્માર, શૂળ, અને તમામ જાતના જ્વર મટાડનાર છે એટલુજ નહિ પણ શરીરનું સારી રીતે પુષ્ટી કરી આંખના તેજને વધારેછે.

सुवर्ण भस्मानुपान

भृंगयोगाच्च तद्वृष्यं दुग्धयोगाद्बलप्रदं
पुनर्नवायुतंनेत्र्यं घृतयोगे रसायनम्
स्मृत्यादिकृद्वचायोगात्कांतिकृत्कुंकुमेन च
राजयक्ष्माच पयसा निर्विष्याच विषंहरेत्
शुंठी लवंग मरिचं स्त्री दोषोन्माद तापकं
मध्वामलकचूर्णं तु सुवर्णं चेति तत्रयं
प्राश्यारिष्ट ग्रहीतोऽपि मुच्यते प्राणसंकटात्
मेधाकामस्तु वचया श्रीकामः पद्मकेसरैः
शंखपुष्प्या वयार्थंच विदार्याचप्रजार्थकः

अशुद्ध स्वर्ण दोषाः

अशुद्धं धारितं स्वर्ण बलवीर्यंच नाशयेत्
करोतिरोगान्मृत्युं च तद्वर्ज्यं यत्नतस्ततः

**सुवर्ण भस्मानुपान**—સોનાની ભસ્મ ભાંગરાના રસ સાથે આપી હોય તો વીર્યવૃદ્ધી કરે છે. દૂધ સાથે આપતાં બલ વધારે છે, સાટોડીના રસમાં આપતાં નેત્રનું તેજ વધારે છે, ઘી સાથે તમામ શરીરના વ્યાધીઓને હિતકર છે, વજ સાથે આપતાં સ્મરણ શક્તી વધારે છે, કેસર સાથે આપતાં કાંતી વધારે છે, દૂધ સાથે ક્ષયને મટાડે છે, નિર્વિશી વૃક્ષના રસ સાથે આપતાં ઝેર ઉતારે છે, સૂંઠ, લવીંગ ને મરી સાથે આપતાં ત્રિદોષ અને ઉન્માદ ને મટાડે છે, મધ, આંબળાં અને સુવર્ણ ભસ્મ એ ત્રણ વસ્તુઓ એકત્ર કરી ખાવાથી ગમે તેવા વ્યાધીઓને પણ મટાડે છે, બુદ્ધી વધારવાની ઈચ્છાવાળાએ વજ સાથે સુવર્ણ ભસ્મ ખાવી, કાંતી વધારવાની ઈચ્છાવાળાએ પદ્મક અને કેસર સાથે સુવર્ણ ભસ્મ ખાવી, આયુષ્ય માટે શંખપુષ્પી સાથે ખાવી અને સંતાન પ્રાપ્તિ કરવાને માટે વિદારી કંદ સાથે સુવર્ણ ભસ્મ ખાવી.

**अशुद्ध सुवर्णथी थता दोष**—અશુદ્ધ રહેલ સોનાની ભસ્મ ખાધાથી બળની અને ધાતુની ક્ષીણતા કરે છે અનેક બીજા ઉપદ્રવો કરેછે અને છેવટ મૃત્યુ પણ કરે છે માટે અશુદ્ધ ભસ્મ કદી ન ખાવી.

---

# अथ रौप्य भस्म प्रकरण

## रौप्य शुद्धि

पत्रीकृत तु रजत सतप्त जातवेदसि
निर्वापितमगस्त्यस्य रसैर्वारत्रयशुचि

## रौप्य भस्म विधि

तारपात्राणि सूक्ष्माणि तत्समौरसगधकौ
सूतगधकयोस्तुल्य ; ताल खल्वेथमर्दयेत् ॥
कल्कक्कृत्वा कुमार्यद्भिस्तेनतानिमलेपयेत्
शरावसपुटेकृत्वा त्रिंशद्वन्योत्पलै पुटेत्
एव राजतमाप्नोति मृर्तिवारद्वयेनवै

## रौप्य भक्षण गुणा

ताररोगसमुद्र पारदमहो पित्तापह वातजित्
गुल्मश्लेष्म विषार्ति मेहशमन क्षुत्कातिसदीपन

## રૌપ્ય ભસ્મ પ્રકરણ

**रुपानी शुद्धी**—કાંટા ખુચીજાય એવા પાતળા કરેલા રૂપાના પત્રાને તપાવીને આગળ જણાવેલ તૈલાદી વર્ગમા બોળવાથી રૂપાની શુદ્ધી થાય છે છતા તે પત્રાઓને ખૂબ તપાવાને અગથીઆના પાત્રાના રસમા ત્રણ વાર બોળવાથી પણ શુદ્ધ થાય છે

**श्री रौप्यभस्मकरवानीरीत**—રૂપાના પત્રા બરાબર સૂક્ષ્મ કરેલા હોય તેના સરખો ગધક અને પારો લઈ અને હરતાલ મેળવી, બધી વસ્તુઓ કુવારના રસમા ખરલ કરી રૂપાના પત્રાઓ ઉપર એ વસ્તુઓનો લેપ કરી તે પત્રાઓને કોડીયાના સપુટમા મુકી માટીથી બન્ને કોડીયાની સંધો પુરી નાખી ત્રીશ અડાયા છાણાની વચમા મુકી સળગાવી પુટ દેવો આમ બે વખત કરવાથી રૂપાની ભસ્મ થઇ જાય છે

**रुपानी भस्मना गुणो**—રૂપાની ભસ્મ અનેક રોગ રૂપી સમુદ્રનો અન્ત આણનારી છે પિત્તજન્ય વ્યાધી માત્રને હરે છે, વાયુજન્ય વ્યાધીઓ પણ મટાડે છે પેટના ગોળાને, અને સ્થાવર જગમાત્મક વિષની, પીડાને સમાવે છે, ભૂખ લગાડે છે, પ્રમેહને મટાડે છે, કાતી વધારે છે, દમના

सुवर्ण भस्मानुपानं

भृंगयोगाच्च तद्वृष्यं दुग्धयोगाद्बलमदं
पुनर्नवायुतंनेत्र्यं घृतयोगे रसायनम्
स्मृत्यादिकृद्वचायोगात्कांतिकृत्कुंकुमेन च
राजयक्ष्माच पयसा निर्विष्याच विषंहरेत्
शुंठी लवंग मरिचं त्री दोषोन्माद तापकं
मध्वामलकचूर्णं तु सुवर्णं चेति तत्रयं
प्राश्यारिष्ट ग्रहीतोऽपि मुच्यते प्राणसंकटात्
मेधाकामस्तु वचया श्रीकामः पद्मकेसरैः
शंखपुष्प्या वयार्थंच विदार्याचप्रजार्थकः

अशुद्ध स्वर्ण दोषाः

अशुद्धं धारितं स्वर्णं बलवीर्यंच नाशयेत्
करोतिरोगान्मृत्युं च तद्धर्ज्यं यत्नतस्ततः

**सुवर्ण भस्मानुपान**—સોનાની ભસ્મ ભાંગરાના રસ સાથે આપી હોય તો વીર્યવૃદ્ધી કરે છે. દૂધ સાથે આપતાં બલ વધારે છે, સાટોડીના રસમાં આપતાં નેત્રનું તેજ વધારે છે, ઘી સાથે તમામ શરીરના વ્યાધીઓને હિતકર છે, વજ સાથે આપતાં સ્મરણ શક્તી વધારે છે, કેસર સાથે આપતાં કાંતી વધારે છે, દૂધ સાથે ક્ષયને મટાડે છે, નિર્વિશી વૃક્ષના રસ સાથે આપતાં ઝેર ઉતારે છે, સૂંઠ, લવીંગ ને મરી સાથે આપતાં ત્રિદોષ અને ઉન્માદ ને મટાડે છે, મધ, આંબળાં અને સુવર્ણ ભસ્મ એ ત્રણ વસ્તુઓ એકત્ર કરી ખાવાથી ગમે તેવા વ્યાધીઓને પણ મટાડે છે, બુદ્ધી વધારવાની ઈચ્છાવાળાએ વજ સાથે સુવર્ણ ભસ્મ ખાવી, કાંતી વધારવાની ઈચ્છાવાળાએ પદ્મક અને કેસર સાથે સુવર્ણ ભસ્મ ખાવી, આયુષ્ય માટે શંખપુષ્પી સાથે ખાવી અને સંતાન પ્રાપ્તિ કરવાને માટે વિદારી કંદ સાથે સુવર્ણ ભસ્મ ખાવી.

**अशुद्ध सुवर्णथी थता दोष**—અશુદ્ધ રહેલ સોનાની ભસ્મ ખાધાથી બળની અને ધાતુની ક્ષીણતા કરે છે અનેક બીજા ઉપદ્રવો કરેછે અને છેવટ મૃત્યુ પણ કરે છે માટે અશુદ્ધ ભસ્મ કદી ન ખાવી.

---

आब्रह्मस्तबपर्यंते भूतग्रामेचतुर्विधे ॥
विज्ञस्यैवहिसामर्थ्यं मिच्छाऽनिच्छाविवर्जने ॥

બ્રહ્માથી સ્તંભ પર્યંત ચાતુર્વિધ ભૂતગ્રામમા ( કોઈ પણ ઇચ્છાને રોકી શકતુ નથી પણ ) જે વિજ્ઞ (વિશેષજ્ઞ) જ્ઞાની છે તેનુજ ઇચ્છા અનીચ્છાને છોડી દેવામા સામર્થ્ય છે એટલે તે કેવળ ઇચ્છા રહિત યદૃચ્છાથી વર્ત્તન કરી શકે છે

आत्मानमद्वयकश्चित् जानातिजगदीश्वर
यद्वेत्तितत्स कुरुते, नभयतस्यकुत्रचित्

હજારો મનુષ્યોમા કોઈ વિરલ પુરૂષ, જગદીશ્વર તત્પદાર્થને આત્મા અને ત્વંપદાર્થને અદ્વય અભિન્નપણાથી જાણી શકે છે તે જ્ઞાની જે જાણે છે તે પ્રમાણે કરે છે તેને ક્યાયથી ભય નથી, જ્ઞાની પ્રારબ્ધ વશ થઈ જે કર્તવ્ય જણાય છે તેને નિર્ભય થઇને કર્યે જાય છે

પ્રસગ ૪ થો સમાપ્ત

## પ્રસગ ૫ મો

### લયયોગ

नेते सगोस्तिकेनापि किं शुद्धस्त्यक्तुमिच्छसि
सघातविलयकुर्वन्नेवमेव लयव्रज ॥ १ ॥

હે શિષ્ય ! તારે કોઇનો સગ નથી તેથી શુદ્ધ અસગ હોવાથી તુ શુ છોડવાને કે ગ્રહણ કરવા ઇચ્છે છે ? હુ દેહ નથી એમ જાણીને એમજ ( એ જાણવા રૂપે ) લય પામી જા

उदेतिभवतोविश्व वारिधे रिवबुद्बुदा ॥
इतिज्ञात्वैकमात्मान मेवमेव लयव्रज ॥

જેમ સમુદ્રમા તરગો ( પરપોટા ) ઉપજે છે એવી રીતે તારાથીજ આ જગત્ ઉપજેલ છે એમ એક આત્માને જાણીને એમજ ( પ્રત્યક્ષ દેખાતુ પણ આ જગત્ અવસ્તુપણાથી નિર્મલ સત્યસ્વરૂપ તારે વિષે નથી, જેમ રજ્જુમા પ્રત્યક્ષ દેખાતો પણ સર્પ કદી હોતો નથી માટે એમ જાણવા રૂપે ) લય પામી જા

प्रत्यक्षमप्यवस्तुत्वाद्विश्वनास्त्यमलेत्वयि ॥
रज्जु सर्पइवव्यक्त मेवमेवलयव्रज ॥ ३ ॥

## अष्टावक्र.



ગતાંક પૃષ્ટ ૧૭૨ થી.

### પ્રસંગ ૪ થો.

इतात्मज्ञस्य धीरस्य, खेलतो भोगलीलया ॥
नहिसंसारवाहीकैर्मूढैः सह समानता ॥ १ ॥

આત્મજ્ઞ (સર્વાધીષ્ઠાનપણાંથી પોતાના આત્માને જાણનાર) ધીર (વિષયોથી જેનું ચિત્ત વિક્ષિપ્ત થતું નથી તેવા) ભોગ એટલે વિષયભોગની લીલાથી પ્રારબ્ધ વશાત્ આવી મળેલા ભોગોથી ક્રીડા કરતા જ્ઞાનીની, સંસાર વૃત્તિવાળા પામર પશુઓની સાથે સમાનતા નથી.

સંસાર વ્યવહારમાં રહેલો જ્ઞાની સંસારીના સરખો કેમ નહિં તેનું કારણ કહે છે કેઃ—

यत्पदं प्रेप्सवोदीनाः शक्राद्याः सर्वदेवताः ॥
अहो तत्रस्थितोयोगी नहर्षमुपगच्छति ॥ २ ॥

જે પદની પ્રાપ્તિમાટે ઈચ્છા કરતા ઈંદ્રાદિક દેવો પણ (તે પદ ન મળવાથી) દીન શોક કરવા યોગ્ય જણાય છે, પરંતુ પરમ પદ તત્પદ સચ્ચિદાનંદમાં સ્થિર થયેલો યોગી તે સ્થિતિનો સાક્ષાત્કાર કરનાર વિષય ભોગથી હર્ષને પામતો નથી તેમ તેના જવાથી ઉદ્વેગને પણ પામતો નથી.

तत्ज्ञस्य पुण्यपापाभ्यां स्पर्शोह्यंतर्नजायते ॥
नह्याकाशस्यधूमेन दृश्यमानपिसंगतिः ॥

તે પદાર્થને જાણનાર જ્ઞાનીને પુણ્ય પાપથી અંતઃકરણમાં સ્પર્શ નથી થતો જેમ આકાશની, ધુવાડાની સાથે દેખાતાં છતાં પણ સંગતી નથી.

કર્મ કરતાં પણ પુણ્યાદિનો સ્પર્શ કેમ નહી એ શંકરનું સમાધાન કરે છે કે-જ્ઞાનીને વિધિનિષેધ નથી.

आत्मैवेदंजगत्सर्वं ज्ञातंयेनमहात्मना
यदृच्छयावर्तमानं तंनिषेद्धुंक्षमेतकः ॥ ४ ॥

મહાત્માએ આ સર્વ જગત્ આત્મ સ્વરૂપેજ જાણેલું છે તેવા યદૃચ્છાત્ વર્ત્તન કરનારજ્ઞાનીને રોકવાને કોણ સમર્થ છે? કોઈ નથી

आब्रह्मस्तंबपर्यंते भूतग्रामेचतुर्विधे ॥
विज्ञस्यैवहिसामर्थ्यं मिच्छाऽनिच्छाविवर्जने ॥

બ્રહ્માથી સ્તંબ પર્યંત ચાતુર્વિધ ભૂતગ્રામમાં (કોઈ પણ ઇચ્છાને રોકી શકતુ નથી પણ) જે વિજ્ઞ (વિશેષજ્ઞ) જ્ઞાની છે તેનુંજ ઇચ્છા અનીચ્છાને છોડી દેવામાં સામર્થ્ય છે એટલે તે કેવળ ઇચ્છા રહિત યદૃચ્છાથી વર્ત્તન કરી શકે છે

आत्मानमद्वयकश्चित् जानातिजगदीश्वर
यद्वेत्तितत्स कुरुते, नभयतस्यकुत्रचित्

હજારો મનુષ્યોમાં કોઈ વિરલ પુરૂષ, જગદીશ્વર તત્પદાર્થને આત્મા અને ત્વંપદાર્થને અદ્વય અભિન્નપણાથી જાણી શકે છે તે જ્ઞાની જે જાણે છે તે પ્રમાણે કરે છે તેને ક્યાંયથી ભય નથી, જ્ઞાની પ્રારબ્ધ વશ થઈ જે કર્તવ્ય જણાય છે તેને નિર્ભય થઇને કર્યે જાય છે

પ્રસંગ ૪ થો સમાપ્ત

## પ્રસંગ ૫ મો

### લયયોગ

नेते संगोस्तिकेनापि किं शुद्धस्त्यक्तुमिच्छसि
संघातविलयंकुर्वन्नेवमेव लयंव्रज ॥ १ ॥

હે શિષ્ય! તારે કોઈનો સંગ નથી તેથી શુદ્ધ અસંગ હોવાથી તું શું છોડવાને કે ગ્રહણ કરવા ઇચ્છે છે? હું દેહ નથી એમ જાણીને એમજ (એ જાણવા રૂપે) લય પામી જા

उदेतिभवतोविश्व वारिधे रिवबुद्बुदा ॥
इतिज्ञात्वैकमात्मान मेवमेव लयंव्रज ॥

જેમ સમુદ્રમાં તરંગો (પરપોટા) ઉપજે છે એવી રીતે તારાથીજ આ જગત્ ઉપજેલ છે એમ એક આત્માને જાણીને એમજ (પ્રત્યક્ષ દેખાતું પણ આ જગત્ અવસ્તુપણાથી નિર્મલ સત્યસ્વરૂપ તારે વિષે નથી, જેમ રજ્જુમાં તેનું દેખાતો પણ સર્પ કદી હોતો નથી માટે એમ જાણવા રૂપે) લય (ત્યાગ, ભેદ

प्रत्यक्षमप्यवस्तुत्वाद्विश्वंनास्त्यमलेत्वयि ॥
[illegible] मेवमेवलयंव्रज ॥ ३ ॥

આવીશ તે મદાલસા કદી નહીં મળે તો તેના કરતાં બીજી તેથી અધિક રૂપવંતી સેંકડો સ્ત્રીઓ તને અપાવીશ પરંતુ દેહને કષ્ટ આપવા શામાટે ધારે છે? ઋતુધ્વજે ઉત્તર આપ્યો પિતાજી! કદલી વૃક્ષ એકજ વખત ફળે છે, સજ્જન મનુષ્યના મુખમાંથી વચન એક વખતજ નીકળે છે, દૂધનો દહીં, ઘી વિગેરે વિકાર એકજ વખત બને છે પણ એજ ઘી કે દહીંનું પાછું દૂધ બનીને પુનઃ દહીં, ઘી વિગેરે બનતાં નથી. સમુદ્રમાં મોતી પાકવાનાં સાધનભૂત છીપો માત્ર સ્વાંતી નક્ષત્રનુંજ આકાશમાંથી પડેલું જળ એકજ વખત ગ્રહણ કરે છે પરંતુ તે છીપો જેમ બીજી વખત પાણી (જળ) ગ્રહણ નથી કરતી તેમ ઋતુધ્વજ પણ બીજી સ્ત્રીનો પાણી ગ્રહણ કદી કરનાર નથી કદલી વૃક્ષ જેમ એકજ વખત ફળે છે તેમ હું એકજ વખતફળેલો છું અર્થાત્ એક વખત જે પાણી ગ્રહણ એક સ્ત્રીનું કર્યું તે કર્યુંજ બીજી સ્ત્રી કદી અંગીકાર કરવાનો નથી તે મારી સ્ત્રી પાછળ શોધ ખોળ કરતાં કદાપી તે નહિં મળેતો આ દેહ પણ નજ મળવાનો આ આપે દૃઢ જાણવું આમ કહી પોતાના પિતાની ઉકિત ન સ્વિકારી સ્ત્રીલુબ્ધ ઋતુધ્વજ મદાલસા!! મદાલસા!! એવા અતિદિર્ઘ ઉચ્ચાર પૂર્વક પુકાર કરતો જંગલ તરફ અશ્રુસ્રાવ કરતો ચાલ્યો.

ભૈરવી ગજલ.

હૃદયને રોવરાવીને ગઈ ક્યાં તું તજી વ્હાલ
ડુબાવી જીંદગી દુઃખેં ખરે તુજ કાંતની હાલ ટેં ૧
સાખી–રમતાં જમતાં રંગમાં ધરિને પૂરણ પ્રેમ
ટળવળતો મુજને કરી ચાલી ક્યાં તજી રહેમ
ચાલ–નક્ષણ પણ વિસરે મુજને સહજ પણ વાતમાં નિત્ય
હૃદયથી છેક તરછોડી ગઈ ક્યાં તું તજી પ્રીત ૨
સાખી–કરકંપે મસ્તક ડગે રોમોદ્ભવ અતિ થાય
નયનોથી અશ્રુ ઝરે અતિશય શોક છવાય
ચાલ–બગાડી જીંદગી મારી સકળ દુનિયાં કરી ખારી
અતિશય દુર્દશા કરતાં ન રાખી સૌખ્યની બારી ૪

## મનને ઉપદેશ

( સખીઓ નિજ નિજ નીતિ ધર્મસદા સભાળિએરે ) એ રાગ

આનો અમુલખ અવસર જાય છે રે, માગ્યો મળે નહીં મનુષ્ય અવતાર, ગુણ ગાઈલે ગુમાની તુ ગોવીંદનારે —

લક્ષ ચોગની ચકની, ગણવી ચારે ખાણ
એ દુ ખ દેખો દ્રષ્ટીએ, તોય રહો શુ અજાણ

પશુ પક્ષિઓ અસહ્ય દુ ખ જુવો સટેરે, કીટ પતગોનો ગણતા નાવે પાર—ગુણ ગાઈલે ગુમાની તુ ગોવીંદનારે— ૧

ચેત અચેત વિચારીને, ભવસાગરમા ભાઈ
મેલ મમત્વ મહાધને, શોધો છો કા ખાઈ

આ શુભ ચોગ ફરીથી મલવો દુર્લભ માનવીરે, કુટીનપણુ તુ કુટીલ તજીદે કપટ ડફાસ, ગુણ ગાઈલે ગુમાની તુ ગોવીંદનારે— ૨

કાળ વૃથા વહી જાય છે, આખર સર્વ અસાર
નામ દમ સત્ય સહાયથી, કર સત્સગ ગમાર •

માડ મળેલુ આ માનવ તન ચાલ્યુ જાય છે રે, હીરો હાથ વકીફ હારીશ હૈયાફૂટ ! ગુણ ગાઈલે ગુમાની તુ ગોવીંદનારે— ૩

વેળા ગઈ વળે નહી આપે અગણિત દામ
ક્ષણભગુર સસારમા તન પડતા નથી કામ

ખબર પડે નહીં કોને કેની થશે સનારમારે, ઓચીંતો આવી પડશે આ કાળ કરાલ ગુણ ગાઈ લે ગુમાની તુ ગોવીંદનારે— ૪

દુ ભ દવે

## મૂર્તિપૂજાની આવશ્યકતા

આ ધુનિક પાશ્ચાત્ય કેળવણીની પાઠશાળાઓમા શિક્ષણ મેળવનાર દેશી લોકોને પોતાના ધર્મ પરની શ્રદ્ધા બહુ શિથિલ થઈ ગઈ છે એ બહુ શોચનીય અને પરિણામે બહુ અનિષ્ટ કર્ત્તા છે પાશ્ચાત્ય વિદ્યાના ઉદયથી

થયેલા આગગાડી, તારયંત્ર વગેરે પ્રત્યક્ષ ભૌતિક ચમત્કારો જોઈને તેમની આંખો અંજાઈ ગયેલી હોવાથી સ્નાન, સંધ્યા, મૂર્તિપૂજા ઈત્યાદિ પોતાના ધર્મના પ્રકાર તેમને મૂર્ખાઇ ભરેલા લાગે છે. તરૂણ છોકરાઓના કુમળાં મનપર આવા સંસ્કાર થાય એ તેમના ઐહિક અને પારલૌકિક કલ્યાણનો નાશ કરનાર છે.

જે મૂર્ત્તિ કે પ્રતીમાની આપણે પુજા કરીએ છીએ. તે ઈશ્વર મૂળ કેવો હશે? વેદ કહે છે કે તે નિર્ગુણ, નિર્વિકલ્પ, નિરાકાર અને સર્વ વ્યાપક છે અને તેનેજ વેદાંતિ લોકો બ્રહ્મ એમ કહે છે.

આ વિશ્વમાં પદાર્થોના મુખ્ય બે પ્રકાર છે; એક સાકાર અને બીજો નિરાકાર. સાકાર વસ્તુઓ ઘણી છે. તેમાં ઘટ, પટ, ઝાડ, મનુષ્ય, જનાવર, પશુ ઈત્યાદિ અનેક પ્રકાર છે. અને ભિન્ન ભિન્ન વ્યક્તિને ભિન્ન ભિન્ન આકાર, ગુણ, વ્યાપાર વગેરે હોવાથી તેનું વર્ણન આપણે સારી રીતે કરી શકીએ છીએ. પણ એમાંની કોઇ પણ જાતમાં ઈશ્વરનો સમાવેશ થઈ શકતો નથી; કારણકે તેમાં બીજી વસ્તુઓની પેઠે આકાર, ગુણ વગેરે કાંઇ ન હોવાથી તેના સ્વરૂપનું વર્ણન આપણાથી શબ્દથી બરાબર થઇ શકતું નથી. અથવા રૂપાદિ ગુણ વિશિષ્ટ એકાદ વ્યક્તિ પ્રમાણે ઈશ્વરની વ્યક્તિ અથવા આકાર આપણા જોવામાં આવી શકતું નથી. તેથી તે સાકાર વસ્તુના વર્ગમાં આવી શકતો નથી.

હવે નિરાકાર વસ્તુ સંબંધી વિચાર કરતાં તે વર્ગમાં મન, તેના કામ, ક્રોધ, લોભ, મોહ મત્સરાદિ વિકાર, ક્ષુધા, તૃષા, વાયુ વગેરે પદાર્થ છે. આ પદાર્થોનો પ્રત્યક્ષ આકાર જોકે જણાતો નથી, તોપણ તેની પ્રતીતિ આપણા મનમાં થાય છે. તેમજ તેનું થોડુ ઘણું વર્ણન પણ કરી શકાય છે કારણ કે તેનાં કાર્યો પ્રત્યક્ષ આપણી નજરે પડે છે ઉદાહરણ તરીકે આપણું મન એ શું વસ્તુ છે? તેનો આકાર કેટલો મોટો છે? એ આપણાથી બતાવી શકાશે નહીં; તથાપિ "આ વાત મારા મનને રૂચિ નહીં" ઈત્યાદિ વાક્યોથી આપણે મનનું અસ્તિત્વ કબુલ કરીએ છીએ. અને જે સંકલ્પ વિકલ્પ ચાલુ રહે છે, અને જે કલ્પના અથવા વિચાર આપણે કરીએ છીએ, તેજ મનનું ખરૂં સ્વરૂપ છે. આપણા વિચાર, શબ્દોથી સ્પષ્ટપણે બીજાને કહી શકાય છે. અથવા વિદ્વત્તાથી કરેલ એકાદ પુસ્તક કે કાવ્ય રચના રૂપે લોકોના

જોવામા આણી શકાય છે હાથ પગમા જુસ્સો આવીને ચક્ષુઓ લાલ થઈ જવી એ ક્રોધનુ સ્વરૂપ છે અને તે ચેહેરા ઉપરથી તુરત જણાઇ આવે છે શક્તિ એ શુ વસ્તુ છે ને તેનો આકાર કેવો છે તે આપણા જોવામા આવતુ નથી, પણ કોઈ બે મણનો બોજો ઉચકે તો તેટલી તેનામા શક્તિ છે એમ આપણે કહીએ છીએ વાયુ આપણા જોવામા પ્રત્યક્ષ આવતો નથી પણ વૃક્ષની ડાળીઓને પાદડા હાલે છે તેથી અથવા મહાસાગરમાના વહાણના સઢને જોઇને વાયુના વેગનુ આપણે અનુમાન કરીએ છીએ તાર યનમાની વીજળી આપણા જોવામા આવતી નથી તો પણ તેના સયોગથી થતા ઘડીના નાદને આપણે સાભળીએ છીએ તાત્પર્ય એ કે એ વસ્તુઓ જોકે નિરાકાર છે, તો પણ તેના કાર્યો પ્રત્યક્ષ આપણા અનુભવમા આવે છે અને તેનુ થોડુ ઘણુ વર્ણન પણ કરી શકાય છે પરતુ ઇશ્વર સમધે તેવુ કાઈજ થઈ શકતુ નથી શ્રુતિ કહે છે કે –

“ यतोवाचो निवर्तन्ते अप्राप्यमनसासह,”

“ नतत्र चक्षुर्गच्छतिनवागगच्छति ”

અર્થાત્—મન, બુદ્ધિ, વાણિ, ચક્ષુ, આદિ ઇંદ્રીઓની ગતિ બ્રહ્મને વિષે પહોચી શકતી નથી અને તે માટેજ તેને અવક્ષ્ય કહે છે તેમજ इन्द्रियाणि पराण्याहु रिद्रियेभ्य परमन ॥ मनसस्तु परावुद्धियोंवुद्धे परतस्तुस આ રીતે બુદ્ધિબળથી આજ સુધીમા જે પદાર્થ જાણવામા આવેલા છે તે સર્વની પૂર્વે તે (બ્રહ્મ) વિધમાન હતુ અને ઉત્તરોત્તર જ્ઞાન બળથી જે પદાર્થો જાણવામા આવશે તે સર્વની પર તે રેહનાર છે તેનુ કોઇ રીતે વર્ણન થઇ શકતુ નથી અને તેથીજ “ नेतिनेति ” કરીને બ્રહ્મના વર્ણન વિષે શ્રુતિ વિરામેછે તો પછી તેની પાછળ ચાલનારી સ્મૃતિ, શાસ્ત્રો, પુરાણો એ બિચારાઓને તો બ્રહ્મનો પત્તો ક્યાથીજ લાગે ?

હવે કોઇ બ્રહ્મનુ વર્ણન કરવાને સમર્થ નથી તોતે વાત રહેવા દઇએ, પણ કોઈ બ્રહ્મની પ્રત્યક્ષ ભેટ કરી આવનાર મળે તો પણ આપણુ કામ થાય પણ તેવો કોઇ મનુષ્ય મળવો દુર્લભ છે જેમ કોઇ માણસ બૂડી ગયો હોય તો તેના તે બૂડવાનો અનુભવ કહેવાને આપણી પાસે આવતો નથી પણ કાઠા ઉપરનો માણસ તે બૂડનારની ખબર આપણને કહે છે તે પ્રમાણે શુક, સનકાદિક અને સેંકડો બ્રહ્મર્ષિઓ બ્રહ્મના શોધને માટે ગયા તેઓ ત્યાજ

નિમગ્ન થયાની ખબર માત્ર શ્રુતિ આપે છે પણ તેનો પ્રત્યક્ષ અનુભવ શ્રુતિ કહી શકતી નથી ફારસીમાં કહ્યું છે કે:—

दरिविश्तकिस्ति फिरो शुद् हजार ! के पैदानश्ुदतख्तमेबरांकिनार ॥

એટલે આ બ્રહ્મ સમુદ્રમાં આજ સુધી હજારો નાવ બૂડેલાં છે. પરંતુ કિનારા ઉપર તેના પાટીઆનો એક કકડો પણ આવ્યો નથી. તાત્પર્ય એજ કે સમુદ્રના પાણીથી ઉત્પન્ન થયેલી મીઠાની પુતળી સમુદ્રનો તાગ શોધવા ગઈ હોય તો તે જેમ સમુદ્રમાં ઓગળી જાય તેમ જીવ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ અને બ્રહ્મરૂપજ હોવાથી બ્રહ્મની શોધમાં જાય તો તે બ્રહ્મમાંજ લીન થઈ જાયછે.

સ્વભાવ વાદિઓ કહેશે કે જે કોઈ ઠેકાણે દેખાતું નથી, જેનું વર્ણન થઇ શકતું નથી, જે કર્તૃત્વ શૂન્ય છે, એવા કેવળ કલ્પિત બ્રહ્મ સાથે અમારે શું પ્રયોજન છે ? ઘઉંમાંથી ઘઉં પેદા થાય છે. બાજરીમાંથી બાજરી પેદા થાય છે, ત્યારે ખાવું પીવું મજા કરવી, પ્રસંગે ऋणं कृत्वा घृतं पिबेत् એમ વર્તવું સ્વર્ગની લાલચ અને નર્કની બીક એ બધું જૂઠું છે. પ્રત્યક્ષ આપણને દુનિયામાં સ્વભાવ સિદ્ધ જે વાત જણાય છે તે ખરી છે. બીજી બધી વાક્જાલ છે આવું ચાર્વાક મત મુજબ કહેવું કેટલાકને ખરૂં લાગશે, પરંતુ તેમ નથી. મનુષ્ય તાત્કાલિક સુખમાં લુબ્ધ થઈને શરૂઆતમાં ખુશી થાય છે. પણ પરિણામે તે સુખ વિષતુલ્ય છે અને તેને મમતાને માટે બ્રહ્મ એ સ્વભાવ વાદિઓના કહેવા મુજબ કાલ્પનિક નથી પણ આ સર્વ દ્રવ્ય પદાર્થ અને સૃષ્ટિ કાલ્પનિક છે. સૃષ્ટીનું અધિષ્ઠાન બ્રહ્મ છે તે સત્ય હોવાથી સૃષ્ટીનું સત્યત્વ જણાય છે. બ્રહ્મ કોઈ ઠેકાણે જણાતું નથી પણ તે સર્વ ઠેકાણે પરિપૂર્ણ ભરીને રહેલું છે. ફારસીમાં કહેલું છે કે:—

अंदरुना वरुन अजपसो पेश दरचपोरास्त जेरोबालाई ॥
ऐकेदरहेचजान दरिजा तुमअजत्र मालूमकेहरजाई ॥

અર્થ:—હે ઇશ્વર ! અંદર, બહાર, આગળ, પાછળ, ડાબી બાજુ, જમણી બાજુ, ઉપર, નીચે સર્વ ઠેકાણે તું ભરી રહ્યો છે. પણ જોવા જતાં તું કોઇ પણ ઠેકાણે જણાતો નથી, તથાપિ આશ્ચર્ય છે કે તું સર્વત્ર છે.

એ પ્રમાણે જેને વેદાંતિ લોકો બ્રહ્મ કહે છે તે ઇશ્વર સર્વ સ્થળે વ્યાપક છે, પરંતુ બાહ્ય દ્રષ્ટિથી આપણે જોઈએ તો તેના અસ્તિત્વની કલ્પના આપણને સહેજ આવશે. દાખલા તરીકે ધારો કે આ મંડપ ઉપરથી કોઈ માણસ લાડુ

વગેરે ખાવાના પદાર્થ અથવા બીજા ઉપભોગના પદાર્થ આપણા તરફ ફેકે છે જોકે તે માણસ આપણને પ્રત્યક્ષ જણાતો નથી તોપણ આપણે તેનુ અસ્તિત્વ કબુલ કરીયે એ ન્યાયે આ મોટા અનત બ્રહ્માડનો વ્યાપાર નિયમિત રીતે ચાલ્યો જાય છે, તેનો નિયતા અથવા વ્યવસ્થાપક કોઈપણ હોનો જોઈએ એ સ્પષ્ટ છે આસ્તિકો અને નાસ્તિકોના વિવાદના મોટા મોટા ગ્રથો વચેલા છે, અને તેમા છેવટ આસ્તિકવાદ કાયમ ઠરેલો છે ઉપર કહેલા મડપ ઉપરના માણસનુ દર્શન કરવાની આપણને ઈચ્છા થાયતો આપણે તે સ્થીતિમા તેનુ દર્શન થઈ શકશે નહિ તેને માટે આપણને ઉભા થઇ જોવુ પડશે, તેમ કરતા નહિ દેખાયતો આજુબાજુથી નિસરણી વગેરે સાધન શોધી કાઢીને પ્રયત્ન કરવો પડશે હવે સાધારણરીતે જ્યારે મડપ ઉપરના માણસના દર્શન માટે આટલો બધો શ્રમ કરવો પડે છે ત્યારે આ અનત કોટી બ્રહ્માડ રૂપી મડપ ઉપરથી પોતાની સત્તા ચલાવે છે તેનુ દર્શન સહેલાઈથી શી રીતે થઈ શકે ! તે થોડોજ એવો સોધો થઈને બેઠો છે કે નાસ્તિકોએ અથવા સુધારકોએ તેનુ નાસ્તિત્વ પ્રતિપાદન કરતાજ તેમની ખાતરીમાટે તેમની સામો આવીને ઉભો રહે ? અથવા તેના ભકતો ગારૂડી પ્રમાણે લાકડી ફેરવીને તેને તેમની સામો લાવી હાજર કરે તેનુ દર્શન થવાને તો મનમા તિવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થઈ મનુષ્ય આસ્તિક થવો જોઈએ હવે એટલો અધિકાર જેને પ્રાપ્ત થયો નથી તેણે નિરાશ થવાનુ નથી એકાદ રાજા દયાળુ હોય તો તે પોતાની રૈયતમાથી નાના, મોટા, ગરીબ, શ્રીમત એ સર્વે લોકને પોતાની પાસે દાદ મેળવવાની જુદી જુદી તજવીજ કરી રાખે છે તેવીજરીતે આ અનત કોટી બ્રહ્માડનો સ્વામી અતીશય દયાળુ હોઈને તેણે બરાબર લુબ્ધ મુમુક્ષુ મુક્ત વગેરે સર્વ પ્રકારના લોકને પોતાની પાસે આવી શકવાને માટે જુદા જુદા રસ્તા કરી રાખેલા છે તેણે કર્યું ન હત તો જેમ ચિત્ર ચિત્રકારને ઓળખી શકતુ નથી અને ગુલાબનુ વૃક્ષ પોતાની સભાળ રાખનારને જાણી શકતુ નથી તેમ આપણી દશા થાય

કોઇ પરમાત્માને તેના નિરાકાર વિભવદ્વારે જઇ મળે છે અને કોઇ સાકાર વિભવદ્વારે જઇ મળે છે એમાથી જે માર્ગ જેને અનુકુળ પડે તે તે સ્વિકારે છે નિરાકાર વિભવનો માર્ગ ઘણો કઠણ છે તે વિષયી માણસને સાધ્ય થાય તેવો નથી એ માર્ગનુ જે અવલબન કરછે તેને આત્મોપાસક અથવા બ્રહ્મોપાસક કહે છે

क्लेशोऽधिक तरस्तेषामव्यक्तासक्तचेतसाम् ॥
अव्यक्ताहिर्गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥
श्रीमद् भग० अ १२

અર્થાત્ સર્વ વિશેષ રહિત અક્ષર બ્રહ્મને વિષે જેમનું ચિત્ત આસક્તિવાળું છે, તેઓને કલેશ વિશેષ છે, કારણકે સર્વ ધર્મોથી રહિત એવા બ્રહ્મને વિષે (નિરંતર સ્થિતિ) દેહા ભિમાનીથી ઘણા કષ્ટે પમાય છે, કારણકે તેઓની સદા સ્વરૂપાકાર વૃત્તિ થવી દુર્ઘટ છે.

આધુનિક સમયમાં નિરાકાર દેવોના ભક્તોનો રાફડો ફાટયો છે. કારણ નિરાકાર ભક્તિમાં કંઇ ખર્ચ થતો નથી, તેમાં દેવને સ્નાન કરાવવાની કે નૈવેદ્ય ધરાવવાની ખટપટ હોતી નથી કેમકે દેવ જાતે નિર્લેપ તેને સ્નાન શું? અને નિત્ય તૃપ્તને નૈવેદ્ય કેવું? તેજ પ્રમાણે ફુલ, ધૂપ, દીપ, તુળસી, ચંદન વગેરેની પણ જરૂર નહિં. આથી કરીને મૂળથીજ જેને સ્નાન સંધ્યાદિ કર્મપર કંટાળો હોય, અને પછી થોડોક સુધારાનો પવન ભરાયો હોય તે ઉપર કહ્યા પ્રમાણે ખટપટ વગરની સોંઘી નિરાકાર ભક્તિ કબુલ કરીને પોતાને નિરાકાર દેવનો ભક્ત કેમ નહિં કહેવડાવે? પરતુ બંધુઓ! નિરાકાર દેવની ભક્તિ અથવા ઉપાસના એ કાંઈ સહેલી વાત નથી. એ સિદ્ધ થવાને મનમાં તિવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થવો જોઇએ છે જે આત્મોપાસક હોય છે તેની શત્રુ મિત્ર વિશે સમાન બુદ્ધિ હોય છે. અર્થાત્ રાગ, દ્વેષ, માન, અપમાન, સુખ, દુઃખ, હાની એ વગેરેથી તે પાર ગએલો હોય છે. તેને કોઈની સાથે વૈર હોતું નથી, અને ફરિયાદી કરવા દિવાની, ફોજદારી કોર્ટમાં તેને જવું પડતું નથી. સર્વાંતર્યામિ નિર્વિકાર આત્માતો, પરમેશ્વર અથવા બ્રહ્મ સાથે અભેદ માને છે અને છેવટ તદ્રૂપ થાય છે. તેમજ આ બધું વિશ્વ તેને બ્રહ્મરૂપજ ભાસે છે. શુક, વસિષ્ટ, વામદેવ, સનક; અર્જુન ઇત્યાદિ મંડળી એ બ્રહ્મો પાસક વર્ગ માનેલ છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કેઃ—

मनुष्याणां सहस्रेषुकश्चिद्यतति सिद्धये ॥
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्तितत्वतः ॥
श्रीमद्भगवत्गीता अ ७

અર્થઃ—મનુષ્ય વગરના અસંખ્ય જીવોની મોક્ષને માટે પ્રવૃત્તિજ નથી, મનુષ્યોમાં પણ હજારમાં કોઈકજ પૂર્વના ઘણા પુણ્યને લીધે આત્મ જ્ઞાનને

અય યત્ન કરે છે, યત્ન કરનાર હજારોમા કોઇકજ પોતાના આત્માને જાણે છે, અને એવા હજારો આત્મ જ્ઞાનીઓમા કોઇકજ માગ પ્રમાદ વડે મને પરમાત્માને યથાર્થ રૂપે જાણે છે સારાશ કે એ પરમ વર્ગમા ઘણાજ થોડા માણસો છે પરમાત્માએ આ વિશ્વમા જેટલા પુરૂષો બનાવ્યા છે તેટલીજ તેની જુદી જુદી આકૃતિઓ અને પ્રકૃતિઓ બનાવી છે તેમ બુદ્ધિ પણ સરખી આપી નથી દરેક માણસ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કોઇ પણ વિષય ગ્રહણ કરે છે કાષ્ટ વગેરેના આશ્રય વિના જેમ અગ્નિનુ સ્વરૂપ સમજવુ મુશ્કેલ છે, તેમ સામાન્ય બુદ્ધિના માણસને દેહાદિના આશ્રય વગર પરમાત્માનુ સ્વરૂપ સમજવુ મુશ્કેલ છે તેટલા માટે દયાળુ ઈશ્વર સાકાર વિભવ થયો અને જુદી જુદી બુદ્ધિના લોકને માટે જુદા જુદા સ્વરૂપ ધારણ કરી તેમને મુક્તિનો માર્ગ ખુલ્લો કર્યો જેઓ બ્રહ્મોપાસક વર્ગથી ઓછા અધિકારવાળા છે, તે પોતાની બુદ્ધિ પ્રમાણે પુરૂષ સૂકતમા વર્ણવેલા ઈશ્વરના વિરાટ સ્વરૂપની ઉપાસના કરે છે સપૂર્ણ વિશ્વને એ વિરાટ સ્વરૂપ કહે છે તે 'सहस्रशीर्षा पुरुष सहस्राक्ष सहस्रपात्' એવો છે એટલે તેને હજાર માથા, હજાર આખો, હજાર પગ હોઇને તે પૃથ્વીની સર્વ દિશાએ વ્યાપિ રહીને દશ આગળ ઉચે છે, એવી તેમની ભાવના હોય છે અહીં 'સહસ્ર' શબ્દનો અર્થ 'હજાર' એમ સમજવો નહિ કેમકે એવો અર્થ લેતા હજાર માથા ને હજાર આખ, એટલે એક એક માથે એક એક આખ આવે ત્યારે પરમાત્મા કાણો ઠરે, અને એક એક પગ આવવાથી લગડો ઠરે ! માટે 'સહસ્ર' એટલે અનત એ અર્થ સમજવાનો છે તેજ પ્રમાણે 'दशागुलमतिष्ठत्' એમા પણ એ વાક્યનો અર્થ 'દશ' એટલે અનત સમજવાનો છે 'દશ આગળ ઉચે' એ વાક્યનો અર્થ કોઈ નાભિથી દશ આગળ છેટો એટલે હૃદય પ્રદેશમા કહેલો એમ કહે છે કોઈ દશ આગળીઓથી બતાવવા જેવો એટલે દરેક દિશાએ વ્યાપિ રહેલો એમ કહે છે, અને કોઈ દશ આગળમા એટલે બે હાથ જોડવામાજ રહેલો એમ કહે છે પરતુ ખરો અર્થ એમ છે કે 'સર્વ વિશ્વમા વ્યાપિને તે રહેલો છે'

હવે એથી ઉતરતા પ્રકારના લોકો જેમની શાસ્ત્રમા થોડી ઘણી ગતી થયેલી છે અને શ્રદ્ધાપણ છે પણ એકદમ વિરાટ સ્વરૂપને સમજવા જેટલી શક્તિ તેમનામા નથી, તેથી તેમને વિરાટ સ્વરૂપના જુદા જુદા અગની ઉપાસના કરવાની કહેલી છે પરમેશ્વરના જુદા જુદા અગની પુજા કરી એટલે

તે પણ પરમેશ્વરનીજ પુજા થઈ કહેવાય જેમાં એક માણસે બીજા માણસની શોભાને માટે આંખમાં ઉત્તમ મેશ આંજી અથવા તેના પગમાં પહેરવા માટે ઉત્તમ ઉપાન આણી આપ્યા તો તેના પગ કે આંખો રાજી થઈ એમ આપણે સમજતા નથી પણ તે માણસને આનંદ થયો એમ સમજીએ છીએ અથવા કોઈ ચાકર પોતાના ધણીની સેવા કરતાં એકદમ તેનું આખું શરીર ચાંપી શકતો નથી પણ પ્રથમ તેના હાથ પગ, પીઠ વગેરે દાબે છે. આવી રીતે જુદા જુદા અવયવો દાબે તો પણ તેનીજ સેવા કરે છે એમ ગણાય તેમ વિરાટ સ્વરૂપના જુદા અંગની ઉપાસના અથવા પૂજા કરીએ તો તે બધી પરમેશ્વરનીજ થઇ એમાં કંઇ સંશય નથી અને તે માટેજ વેદમાં "सूर्यश्चमासन्युश्च" ઈત્યાદિમંત્રથી વિરાટ પુરૂષના નેત્રની એટલે સૂર્યની અને "अग्निमिळे" ઈત્યાદિમંત્રથી અગ્નિની ઉપાસના કહેલી છે.

કેટલાક પાશ્ચાત્ય કેળવણીવાળા અગ્નિહોત્ર યજ્ઞયાગ વગેરેનો ઉપયોગ, હવાની શુદ્ધિને માટે કહે છે પણ એટલોજ જો તેનો ઉપયોગ હોતતો પાંચ પચાસ વર્ષ સુધી અગ્નિહોત્ર વગેરેના સખત નિયમ પાળવાની બિલકુલ જરૂર નહોતી. અને અગ્નિમાં મૂઠી મૂઠી તલ અને પળી પળી ઘી નાંખતા બેશી રહેવાની પણજરૂર નહોતી, એક તલનો કોથળોઅને એકેક કૂડલું ઘીનું મ્યુનીસીપાલીટીના નોકરોને આ મુંબઈ નગરીમાં સોંપી દેવામાં આવે તો ગલ્લીએ ગલ્લીએ હવાની શુદ્ધિ ઉત્તમ રીતે કર્યા કરે પરંતુ ભાઇઓ ! હવાની શુદ્ધિનું એજ મુખ્ય પ્રયોજન અગ્નિહોત્ર વગેરેનું નથી. તે દ્વારાએ આપણને શુદ્ધિનો સહજ લાભ થાય છે અને અગ્નિદેવને પ્રસન્ન કરાય છે. તેજ પ્રમાણે આચમન, એ કફનો નાશ થઇને ગળાની શુદ્ધિને માટે છે. એમ કેટલા એક કહે છે, પણ તેમજ હોત તો કફ નાશને માટે એવો સહેલો ઉપાય છોડી દઈને બીજા ઔષધોની ખટપટ કોઈ પણ ન કરત અને ડાકટરોને વારંવાર બોલાવવાનો કે તેમને ઘેર આંટા ખાવાનો ત્રાસ પણ ઘણો ઓછો થઈ જાત.

અગ્નિ પ્રમાણે જળની પણ પૂજા કહેલી છે. તમામ નદીઓ, તિર્થો એ બધું વિરાટસ્વરૂપના શરીરમાંની નાડીઓ છે. તિર્થોનું મહાત્મ્ય આપણા શાસ્ત્રોમાં કેટલું કહેલું છે. તે પ્રસિદ્ધજ છે. ઝાડ નીચે મહામાયા નામની સાત માટીની બનાવીને પુજા કરે છે, તે પૃથ્વીની પુજા છે. અપૂર્ણ.]

હવતો ગ્રંથોમાં પણ

# स्वर्णादि धातूना नामानि शोधन च

ગતાંક પત્ર ૧૯૨ થી

अशुद्ध ताम्रदोषा

नविपविपमित्याहुस्ताम्रतुविपमुच्यते
एकोदोपो विपे ताम्रे त्वष्टौदोपा मकीर्तिता
भ्रमोमुर्छा विदाहश्च स्वेदक्लेदन वातय
अरुचिश्चिरसताप एतेदोपाविपोपमा ॥
पाकेनहीन वमन करोति विरेचनतापमथोतिमुर्छा
हत्यायुरुचैर्भ्रममोहकच शुक्रापहमेहगदापकारी

## अथ वग प्रकरण

वगशोधन

द्रावयित्वा निशायुक्तेक्षिप्त निगुडिकारसे
विशुध्यतित्रिवारेण खुरवग नसशय

अशुद्ध ताम्रदोष—વૈદ્યો ખરેખરી રીતે ઝેરને ઝેર નથી ગણતા પણ અશુદ્ધ તામ્ર ભસ્મનેજ ઝેર ગણે છે કારણ ઝેરમા માત્ર એકજ જાતનો દોષ રહેલો છે પણ અશુદ્ધ તામ્રમા આઠ દોષો રહેલા છે તે એ કે અશુદ્ધ તામ્ર ભક્ષણ કરવાથી ભ્રમ, મૂર્છા, દાહ, ઘામ, શરીરશિથીલ, ઉળટી, અરૂચી, અને અત્યત સતાપ એટલા દોષો શરીરને લાગુ પડી હેરાન કરે છે

अन्यत्—અશુદ્ધ તામ્ર ઉલટી કરાવે છે, ઝાડો કરે છે, સતાપ તથા મુર્છા પ્રગટ કરે છે, આયુષ્ય ઓછુ કરે છે, ચકરી ઉત્પન્ન કરે છે, ધાતુને હણે છે, અને પ્રમેહના વ્યાધીઓને કરે છે

### બગ પ્રકરણ

वग शोधन—બગ (કથીર)ને દેવતાપર મુકી તેનો રસ બનાવી હળદર યુક્ત નગડના રસમા ત્રણવાર રેડવાથી બગની શુદ્ધી થાય છે અથવા તેવીજ રીતનો રસ બનાવી પાછળ જણાવ્યા પ્રમાણે તૈલ તક્રાદિમા રેડવાથી પણ શુદ્ધ થાય છે

वंगमारणम्

शुद्धवंगंक्षिपेद्दर्व्यां चूलिकायांशनैश्शनैः
तदधोज्वालयेदग्निं द्रुतेवंगेक्षिपेत्पुनः
अपामार्गं चतुर्थांशं चूर्णं संचालयेदिदं
स्थूलाम्रलोहदर्व्याच यावद्भस्मप्रजायते ॥

वंगभस्म गुणाः

कासेश्वासे तथा गुल्मे पीनसेचाप्युरः क्षते
प्रमेहेषु विशेषेण मृतवंगं प्रयोजयेत्

अन्यत्

सकलमेह समीरण नाशनं भ्रमकफक्षय पांडुविनाशनं
श्वसनशूलयकृद्वमनार्तिहृत्प्रदरमेव निहंति सुवंगकम्

वगमारण—શુદ્ધ કરેલાં બંગનાં પત્રાંને લોઢાના વાસણમાં અગર માટીના વાસણમાં મૂકી તે વાસણને ચૂલે ચડાવી તેની નીચે ધીમો અગ્નિ રાખવો. જ્યારે બંગ ગળીને તેનો રસ થાય ત્યારે તે બંગને ચોથે હિસ્સે અઘેડાના બીનું ચૂર્ણ કરી રાખેલ હોય તેમાંથી થોડું થોડું તેમાં નાખતાં જવું અને આંબાના જાડા લાકડાથી હલાવતાં જવું અથવા લોઢાની કડછીથી હલાવવું. તે જ્યાં સુધી ભસ્મ થાય ત્યાં સુધી હલાવવું. આમ કરવાથી શુદ્ધ સફેદ રંગની ભસ્મ તૈયાર થાય છે આટલું કર્યાથીજ ભસ્મ થાય છે છતાં વિશેષ પ્રયોગ કરવાની ઈચ્છા હોય તો તેજ ભસ્મને કોડીયામાં મૂકી એક ગજપુટદેવો તે ન દેવાથી પણ ચાલશે.

वगभस्म गुणो—બંગભસ્મ શ્વાસ, કાસ, ગુલ્મ, પીનસ, અને ઉરઃક્ષતના વ્યાધીને સારી અસર કરે છે પણ વિશેષે કરીને પ્રમેહજન્ય વ્યાધીઓને ઘણી સારી રીતે લાગુ પડે છે.

બીજા ગુણો—બધી જાતના પ્રમેહને મટાડે છે તેમ વાયુમાત્રને પણ હઠાડે છે. શિવાય ભ્રમ, કફ, ક્ષય, પાંડુ, શ્વાસ, શૂળ, યકૃત, વમન અને સ્ત્રીઓને થતા પ્રદરના વ્યાધીને બંગલસ્મ સારી અસર કરે છે.

वगानुपानानि
कर्पूरसार्द्धं मुखगंधनाशं जातीफलैः पुष्टिकरं नराणां
तुलसीपत्रसंयुक्तं प्रमेहंनाशयेद्ध्रुवम्
घृतेन पांडुरोगंच टंकणैर्गुल्म नाशकम्
हरिद्रा रक्त पित्तघ्नी मधुना बल वृद्धिकृत्
खड्या सह पित्तघ्नं नागवल्याच बंधनम्
पिप्पल्या चाग्निमाद्यंत निशा चैवोर्ध्व श्वासहृत्
चंपकस्वरसेनैव दुर्गंधनाशयेद्ध्रुवम्
निंबुकं स्वरसे नाद्दय देहेदहन शांतये
कस्तूरी वग संयुक्तं भक्षणा द्वीर्य स्तंभनम्
खदिर क्वाथ योगेन चर्म पक्षि मलैः सह
पूगीफलस्यसार्धेन ह्यजिर्णं नाशयेत्क्षणात्
नवनीत समायुक्तं मस्थिजीर्णं नवं भवेत्
दुग्धसार्द्धं भवेत्पुष्टि विजया स्तंभनभवेत्
लशुनैर्वातभूपीडा नाशयेन्नात्रसंशय

વગના અનુપાનો—બગભસ્મ, કપૂર સાથે લેવાથી મુખના દુર્ગંધ મટાડે છે જાયફળ સાથે લેવાથી શરીર પુષ્ટ કરે છે, તુલસીના પાનના અનુપાનથી પ્રમેહ મટાડે છે ઘી સાથે પાંડુ રોગને, ટંકણ સાથે લેવાથી ગુલ્મને ને હળદર સાથે લેવાથી રક્તપિતને મટાડે છે મધના અનુપાનથી બળ વધારે છે ખાડ સાથે સેવ્યાથી પિત્તજન્ય વ્યાધીઓ શમાવે છે નાગરવેલના પાન સાથે લેવાથી આની મજબૂતી વધારે છે પીપર સાથે અગ્નિ પ્રગટ કરે છે, હળદર સાથે ઉર્ધ્વશ્વાસ મટાડે છે ચંપકના રસથી શરીર દૌર્ગંધ્ય મટાડે છે, લીબુના રસ સાથે સેવ્યાથી અંગ દાહ મટાડે છે કસ્તુરી સાથે લેવાથી વીર્ય સ્તંભન થાય છે ખેરના ઉકાળાની સાથે લેવાથી ચર્મ કુષ્ટ મટાડે છે અરધી સોપારી સાથે સેવવાથી અજીર્ણ મટાડે છે માખણ સાથે બગભસ્મનો ઉપયોગ કર્યો હોય તો જુનુ થઈ સડી ગયેલ હાડકાને નવુ બનાવે છે, દુધની સાથે સેવ્યાથી શરીર પુષ્ટ બને છે, ભાગની સાથે સેવ્યાથી વીર્ય સ્તંભિત થાય છે, લસણ સાથે વાયુજન્ય પીડા મટાડે છે, સમુદ્રફળ અથવા નગોડના રસ સાથે બગ ભસ્મ ખાવાથી જલદીથી કુષ્ટની વ્યાધીઓ, સિંહના નાદમા

समुद्रफलसंयोगान्निर्गुण्डयासहभक्षणात्
कुष्टंनाशयतेक्षीप्रं सिंहनादैर्मृगाइव
आघाटजटिकायोगात् शंढत्वनाशयेत्ध्रुवम्
देवपुष्पस्यसंयोगे समुद्रफलयोगतः
नागपत्ररसैर्लेपा लिंगवृद्धिः प्रजायते
गोरोचन लवंगेन तिलकोमोहनेभवेत्
लेपयेच्चललाटेषु चाथशिर्षगदंजयेत्

अशुद्ध वंगदोषाः

अशुद्धममृतं वंगं प्रमेहादिगदप्रदं
गुल्महृद्रोगशुलार्शः कासश्वासवमी प्रदं

---

## जस्त प्रकरण.

जसदगालयेत्पुर्वं दुग्धमध्येतुढालयेत्
एकविंशतिवारांश्च खर्परंशुद्धिमेष्यति ॥

નથીજ જેમ મૃગો નાશવંત થૈ જાય છે તેમ નાશપામે છે. અઘેડાના મૂળના યોગથી શંઢત્વ નાશ પામે છે, લવિંગ અને સમુદ્રફળ સાથે મેળવી નાગરવેલના પાનનારસમાં ખરલ કરી લીંગ ઉપર લેપ કરવાથી લીંગની વૃદ્ધી થાય છે, ગોરોચન અને લવિંગની સાથે મેળવી તેનું તિલક કરવાથી વશીકરણ શક્તી પ્રાપ્ત થાય છે, અને તેનો કપાળે લેપ કરવાથી માથાના વ્યાધીઓ નાશ પામે છે.

**अशुद्ध वंग दोष**—બંગભસ્મ અશુદ્ધ રહેલી હોય તો તે ખાવાથી પ્રમેહાદી અનેક વ્યાધીઓ ઉલટા પ્રગટ કરે છે. ગુલ્મ, હૃદ્રોગ, શૂળ, અર્શ, કાસ શ્વાસ અને ઉલટી એટલા અન્ય વ્યાધીઓને પણ ઉત્પન્ન કરે છે.

## જસત પ્રકરણ.

**जसत शुद्धी**—જસતનેજ વૈદ્યો ખર્પર કહે છે તે જસતને ગાળીને એક વીશવાર દૂધમાં ઢાળવાથી શુદ્ધ થાય છે.

जस्तभस्म

सस्थाप्यखर्परेप्रज्वाल्येत्मवल्लोऽनल
मर्द्येन्निंबुकाष्टेन रसोऽपिह्यमृतत्रजेत्
पश्चा त्खल्वेविनि क्षिप्य भावयेदौषधे क्रमात्
कुमाराच कुमारीचत्रिफला भृगराजकम्
शरावसपुटे कुर्यात् ज्वालयेत्परपाग्निना
नारदे न समभाव्य पुटेदेव प्रयत्नत
सर्वपापुटमेकस्यात् एकपचामृतस्यच
खल्वेविचूर्णयेत्पूत कृत्वाभाडेनिधापयेत्
देहीवलावलज्ञात्वा यथायोगेनदापयेत्

जस्त भस्म गुणा

जसदतुवर तिक्त शीतल कफपित्तहृत्
चक्षुष्यपरममूमेह पाडुश्वासचनाशयेत्

जसदानुपानानि

पुराण गोमृते नेत्र्य तावुलेन प्रमेहजित्
अग्निमथे नाग्निकर त्रिसुगधे त्रिदोषजित्

जस्त भस्म विधि—જસતને માટીની કડાઈમા નાખીને તેનો રસ કરવો રસ થયા બાદ નાથુના ઝાડના લાકડાથી તેને હલાવવુ એટલે ભસ્મ થૈ જશે તે ભસ્મને ખરલમા નાખીને નિમ્બથી, કુનાર, ત્રિફળા (હરડા બેડા આમળા) અને ભાગરાની બત્રીસ ભાવના દઇને સર્વેનો એક ગજપુટ દેવો અને એક પચામૃતની[1] ભાવના દઈને પુટ દેવો આમ કરવાથી શુદ્ધ ભસ્મ થાય છે

जसतना गुणो—જસત ભસ્મ તૂરી, જરા કડવી શીતળ અને કફ તથા પિત્તને હરનારી છે તેમજ આખને હિતકર્તા તથા પ્રમેહ પાડુ અને શ્વાસને પણ મટાડનારી છે

जस्त भस्मना अनुपानो—જુના ગોળ સાથે જસત ભસ્મ સેવી હોય તો આખને લાભ આપે છે, નાગરવેલના પાન સાથે પ્રમેહને હણે છે, અરણીના રસ સાથે સેવ્યાથી અગ્નિ પ્રગટ કરે છે તજ તમાલપત્રને એલચી સાથે લેવાથી ત્રિદોષ જન્ય વ્યાધીઓ મટાડે છે

---

૧ સૂઠ મુસળી, ગળો, શતાવરી, અને ગોખરુ એ પાચ વસ્તુને વૈદો પચામૃત કહે છે

द्वयोस्समं सारचूर्णं मर्दयेत्कन्यकांबुना
यामद्वयंतस्यगोलं संवेष्टचैरंडजैर्दलैः
सूत्रेण सम्यक्संवध्य स्थापयेत्ताम्रसंपुटे
मुद्रयेद्वदनंतस्य मृदासंशोष्यतत्पुनः
त्रिदिनंधान्यराशिस्थो ततउद्धृत्यमर्दयेत्
रजस्तद्वस्त्रगलितं नीरेतरतिहंसवत्
सोमामृताभिधमिदं लोहभस्मं प्रकीर्तितम्

लोहभस्मस्यअन्यविधिः

द्वादशांशेनदरदं तीक्ष्णचूर्णेनमेलयेत्
कन्यानीरेणसंमर्द्य यामयुग्मंतुतत्पुनः
शरावसंपुटेकृत्वा पुटेद्गजपुटेनवै
सप्तधैवंकृतं लोहरजंवारितरंभवेत्
लोहानांमारण श्रेष्टं सर्वेषांरसभस्मना
मध्यममूलिकाभिश्च कनिष्टंगधकादिभिः

કુંવારના રસમાં બે પ્રહર સુધી મર્દન કરવું પછી તેનો ગોળો કરી એરડાના પાનમાં વીટી સૂતરથી બાંધીને ત્રાંબાના પાત્રમાં મૂકી તેની ઉપર બીજું પાત્ર ઢાંકી માટીથી તેની સંધી બુરીને તે સૂકાયાબાદ બીજી વખત માટી ચોપડી ધારે મજબુત સંધી બૂરીને તે સંપૂટને ધાન્યના ઢગલામાં ત્રણ દીવસ રાખવું પછી તેને બહાર કાઢીને મર્દન કરી વસ્ત્ર ગાળ કરવું આમ કરવાથી ભસ્મ થૈ જાય છે અને તેને પુટ દેવાની જરૂર પડતી નથી, જેમ હસ પાણી ઉપર તરે છે તેમ આ સોમામૃત નામની લોહ ભસ્મ પાણી ઉપર તરે છે તેમ તેમાં અશુદ્ધપણું રહેતું નથી.

લોહ ભસ્મ કરવાની અન્ય વિધિ—લોઢાના ચૂર્ણથી બારમો ભાગ હીંગળો મેળવી કુવારના રસથી બે પ્રહર ખરલ કરી સાત ગજપુટ દેવાથી પણ વારીતર (પાણી ઉપર તરે એવી) ભસ્મ તૈયાર થાય છે. પારા ,વાળી દવા મેળવી લોહ ભસ્મ કરવી એ અતિ ઉત્તમ ગુણકારક છે. મૂળ કે અન્ય વનસ્પતિ મેળવી કરેલી ભસ્મ મધ્યમ ગુણકારી છે અને ગંધકાદિ ક્ષારથી કરેલ ભસ્મ કનિષ્ટ ગુણકારી છે. અપૂર્ણ]

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ ]　　શ્રાવણ સંવત્ ૧૯૫૮　　[ અંક ૧૦ મો

॥ यतो धर्मस्ततोजय. ॥



## परमार्थथीज रामरीझे

( सोरठनी गझल )

बहुतिर्थ स्थळ प्रत्यें फया धननी न करि दरकार कइ
बहुटाढ ने तडका सह्या श्रद्धाबहुहृदये धरी
दर्शनकया बहु भावपूर्वक नित्य आठे पहोरना
पण एम रीझेराम नाहि परमार्थ कई करवाविना　१
प्रात समय उठी अने जपता रह्यो हरिनामने
साधुतणु अर्चनकरो तजीने सदा अभिमानने
धरि स्नेह कदि गाशो तमें कितर्नमाहिं गुण रामना
पण एम रीझे राम नाहि परमार्थ कइ करवाविना　२
करियज्ञ उत्तम रीतथी होमो हवनमा घी घणां
ब्राह्मण समीपें वेदध्वनि उचरावशो उत्तमघणा
ए द्रव्य खरची अतरे थइ पूर्ण गणशो कामना
पण एम रीझे रामनहिं परमार्थ कइ करवाविना

दा का

# सतिकल्पलता.

## मदालसा.

ગતાંક પત્ર ૨૦૦ થી

अपि ग्रावारोदित्यपि दलति वज्रस्यहृदयं

પથ્થર પણ રડે છે ને વજ્ર સમાન મહા કઠોર હૃદય પણ ફુટે છે. મહાન સંકટ, ડાહ્યા અને વિદ્વાન મનુષ્યને પણ વિકળ બનાવે છે. જ્ઞાનવાનને અજ્ઞાનીની ગણતીમાં મૂકાવે છે, વિવેક ભ્રષ્ટ કરાવે છે અર્થાત્ પ્રબળ પ્રેમીના મહાન સંકટને પરિણામે મનુષ્ય, એટલું પરાધીન બને છે કે તેથી પોતાના મુરબ્બીઓ અને સ્નેહીવર્ગ તરફ અને ગુરૂ તરફ કેવી વર્તણુંક રાખવી જોઈએ તેનું તેને ભાન રહેતું નથી, સાવિત્રી મહા સતી હતી અને પોતાના પતિને ઈશ્વર સમાન માનતી હતી તેમ પોતાનાં સાસુસસરાને પણ ઈશ્વર સ્વરૂપ ગણી તેની આજ્ઞા સ્વિકારતી હતી પણ તેને શિરપર જ્યારે મહાન સંકટ આવશે એવી ધાસ્તી પોતાના મનમાં થઈ એટલે નારદજીના કહેવાથી પોતાના પતિના આયુષ્યનો આજ છેલ્લો દહાડો છે અને તેની છેલ્લી ઘડી વખતે સત્યવાન, જ્યારે જંગલમાં જવા લાગ્યો ત્યારે પતિનું મૃત્યુ, અચાનક જંગલમાં થશે એમ જ્યારે પોતાના મનમાં થયું ત્યારે તે ભયને પરિણામે આવતા દુઃખને લીધે મુગ્ધ બનેલ સાવિત્રીને પોતાના પતિ સાથે જંગલમાં જવાને, તે મહા ભયાનક હોવાથી અને સ્ત્રીને જવા લાયક ન હોવાથી તેમ તેણે ઉપવાસ કરવાથી ચાલી ન શકે તેમ હોવાથી તેમનાં સાસુ સસરાએ ના પાડી અને ઘણી આજીજી કરી છતાં વિવેકનો ત્યાગ કરી તેમની આજ્ઞા ઉલ્લંઘવા તૈયાર થઈ અને સાસુ સસરાને કહ્યું.

उपवासान्नमेग्लानिर्नास्ति चापिपरिश्रमः
गमनेच कृतोत्साहां प्रतिशेद्धुं नमार्हसि

હે માતા પિતા રૂપ સાસુ સસરા ! કદી પણ તમારૂં વચન મેં ઉલ્લંઘન કરેલું નથી. પણ આ વખતે ઉલ્લંઘન કરવાનું સખત કારણ છે જેથી મને ઉપવાસ કરવાથી ચાલી શકવાને જરા પણ ગ્લાની નથી પરંતુ જંગલમાં જવાને ઉલટો ઉત્સાહ વધે છે માટે કૃપા કરીને આજ મને પતિ સાથે જતાં

અટકાવો મા આમ કહી ગુરૂવચનને માન્ય ન કર્યું, આમ પ્રબળ પ્રેમીના દુ ખને પરિણામે મનુષ્ય, વિનયહીન પણ બને છે ઋતુ વજ પણ આમ વિનયહીન બની પોતાના પિતાના વચનોને અગીકાર કર્યા વિના પ્રેમીના દુ ખમા મગ્ન બનેલો, જગલમા ફરવા લાગ્યો ખરેખર પ્રમલ સ્નેહનો દનસ અત્યત અસહ્ય છે મદાલસાનુ નામ લઇ વારવાર પુકાર કરવા લાગ્યો, નિરાશ થયેલા તેના પિતાએ તેના રક્ષણ માટે માણસો મોકલ્યા તેને પણ રજા આપી અન્ય ચેષ્ટા શુન્ય બનેલો ઋતુધ્વજ, દરેક વનમા ફરીને મદાલસાને ખોળવા લાગ્યો વારવાર નિશ્વાસ નાખવા લાગ્યો

ज्वलतीवचमेंगानि भ्रमतीवचमेमन
शोकेनव्याकुलभूत्वा धावत्येतस्ततोमन

મારૂ અગ ધગધગતા અગારામા પડી બળતુ હોય એવો આભાસ થાય છે અને શોકને લીધે વ્યાકુળ બનેલુ મારૂ મન ચારે તરફ ભટક્યા કરે છે, સ્થિર બેસતુ નથી અને શુ રસ્તો લેવો કેમ મદાલસાને સપાદન કરવી એ મને સૂઝતુ નથી મદાલસા !! આ વખત તારી શી દશા હશે? હુ ધારૂ છુ કે તુ પણ મારી માફક પ્રાણેશ વિયોગન પરિણામે વિકળ બની હઇશ

આવી દશામા ઋતુધ્વજ જગલમા ફરતો હતો તેટલામા સૂર્ય, અસ્તાચળ પર્વતપર લટકયો, પક્ષીઓ પોત પોતાના માળામા આવી કોલાહલ કરવા લાગ્યા, તમારાઓના નાદ થવા લાગ્યા શિયાળવા અને સિહ વગેરે જગની પ્રાણીઓના અવાજે થવા લાગ્યા અધકાર ધીમેધીમે ચારે તરફ ફેલાવા લાગ્યો આ સમયે આગળ ભટકી શકવાની શક્તી ન રહેતા તેમ અધારાને લીધે રસ્તો પણ ન સૂઝતા થાકી ગયેલ ઋતુધ્વજ, એક ઝાડ નીચે મદાલસાનુ સ્મરણ કરતો બેઠો, તે સ્થળે બીજે દીવસ પણ તેવીજરીતે આસનવાળીને બેસી રહ્યો

ઋતુધ્વજના પરમ મિત્રો અગ્નક કુમારો, બીજે દીવસે પણ ઋતુધ્વજનુ ત્યા તેમને મળવાને આવવાનુ ન થતા ચિતા યુક્ત બની ગામમા આવ્યા અને તપાસ કર્યો તો મદાલસાનુ હરણ થયુ અને તેને પરિણામે ઋતુધ્વજ વિકળ દશામા જગલમા ભટકે છે આ ખબર સાભળી તત્કાળ તે બન્ને મિત્રો, ઋતુધ્વજને ખોળવા અને તેને સમજાવવાને જગલમા ગયા, બહુ મુશ્કેલીથી એક ઝાડ નીચે બેઠેલા અને મદાલસાના વિયોગથી વિકળ બનેલા

ઋતુધ્વજને જોઇને અરજક કુમારો આર્દ્ર બન્યા. મિત્રની અવદશાથી અપાર શોક કરી રૂદન કરવા લાગ્યા.

गुह्यानि गूहतिगुणान्प्रकटीकरोति
आपद्गतंन विजहाति ददाति काले
सन्मित्रलक्षमण मिदंप्रवदंतिसंतः

પોતાના મિત્રના દુઃખથી દુઃખી થાય, તેની ગુહ્ય વાતોને ઢાંકે, તેના ગુણોને જગતમાં પ્રગટ કરી તેની કીર્તિ વધારવાનો યત્ન કરે અને જ્યારે મિત્ર ઉપર સંકટ આવે ત્યારે તેને તજી ન દેતાં તન મન અને ધનથી તેના દુઃખનો ભાગદાર બને તેજ ખરો મિત્ર એમ શાસ્ત્રકારો કહે છે અન્ય મિત્રો તે તાલિ મિત્ર અથવા વ્યસન મિત્ર સમજવા કે જેઓ સ્વાર્થ સર્યાબાદ દરકાર ન કરે. અરજક કુમારો તાલિમિત્ર નહતા, તેઓ પોતાના સ્વાર્થ પરત્વે કપટભાવથી ઋતુધ્વજને નોતા ભજતા પરંતુ અપૂર્વ સ્નેહની લાગણી પૂર્વક તેનું સેવન કરતા હતા તેમના તરફથી પ્રીતિ સંપાદન કરવા શિવાય ભૌતિક કોઇ પણ પદાર્થની આશા તેઓ રાખતા નહતા કારણ ઋતુધ્વજ પાસે જે ભૌતિક પદાર્થો હતા તેથી અધિક તેની પાસે હતા કે જે પદાર્થ નિરીક્ષણ માત્રથીજ ઋતુધ્વજને આશ્ચર્યપણું પ્રગટ થતું હતું. માત્ર સ્નેહથીજ દોરાયલા બન્ને અરજક કુમારો ઋતુધ્વજને મહા શોકમાં ડૂબેલો જોઈ પોતે પણ દુઃખમગ્ન થયા. અને તેની આસનાવાસના કરવા લાગ્યા. તેને આહાર કરવાને માટે સમજાવવા લાગ્યા. બોલ્યા કે ઋતુધ્વજ! આમ કરવાથી આપનો દેહ લાંબો વખત ટકવાનો નહિં. અને આપ સંસાર તજી વિદેશવાસી થશો ત્યારે પછી મિત્રથી વિખૂટા થયેલા આ તમારા અંગત મિત્રો પણ કાયમ પરલોકમાં પણ તમને ન તજવાને સારૂ તમારી સાથેજ આવશે તો કદાપી આપ આપના દેહની દરકાર ન કરતા હોતો મિત્રના દેહ તરફ દરકાર રાખી અને ગામમાં આવો તથા ભોજન કરો. ઋતુધ્વજે ઉત્તર આપ્યો મિત્રો! હું મારા પ્રાણ કરતાં પહેલે દરજ્જે આપને ગણું છું. પરંતુ જેનો મને વિયોગ થયો છે તેનો મને અપૂર્વ અસહ્ય ખેદ થાય છે અને તેને પરિણામે મને કંઇ સૂઝતું નથી. મને અંતરમાં એમજ થાય છે કે ખરેખર મેંજ મારી અજ્ઞાનતાથી અને ભોળાપણાથી ગરીબ કુલાંગના સનાથાને અનાથ કરી છે. અરે ઋતુધ્વજ કોઇથી ઠગાય નહિં તે આજે ઠગાઈ ગયો અને તે પણ સચેત કરેલો છતાં ઠગાયો એટલે કે મારી સ્ત્રી મદાલસાએ મને મણિ

આપવા વખતે કહ્યુ હતુ કે આપણો શત્રુ પાતાળકેતુ હજી જીવતો છે ત્યા સુધી તમારે ચેતવાનુ છે આમ કહી સ ગુણ સપના મદાલસાએ મને સચેત કર્યો છતા મુગ્ધ ઋતુધ્વજે ઉત્તમ સ્ત્રીરત્ન ગુમાવ્યુ અરે મદાલસા ! હવે તને ક્યા શોધુ ? દુષ્ટ પાતાળકેતુનો કઈરીતે અત આણુ ? આમ કરી અત્યત પુકાર કરતા અને રડતા રડતા ઋતુધ્વજ મુર્છાવશ થયો અરજક કુમારો પણ અત્યત રડવા લાગ્યા અને મુર્છિત થયેલ ઋતુધ્વજની આસનાવાસના કરવા લાગ્યા ઋતુધ્વજ જાગૃત થયો જોસભર શ્વાસ લેવાતો હતો તે ઓછો થયો અને ધીમે ધીમે શ્વાસ લેવાવા લાગ્યો વહાલી મદાલસા ! આમ પુન ઉચ્ચાર કર્યો અરજક કુમારોએ કહ્યુ મિત્ર ઋતુધ્વજ ! શાત થાઓ જે વસ્તુ પોતાની હોય તે જવાનીજ નહિં તમારી મદાલસા હશે તો તે ગમે તેમ કરી તમને મલશેજ મનુષ્યમાત્ર અમુક યત્ન દ્વારા વસ્તુ માનનો યોજક છે પણ ખરેખરી રીતે જોતા અપૂર્વ યોજક, મનુષ્ય નથી પણ કોઈ મહાન સમર્થ આ જગતનો અધિષ્ઠાતા અને પાળક છે તેજ સૌસૌના કર્તવ્ય પ્રમાણે ઇચ્છિત વસ્તુ આપે છે અને આકાક્ષા પાર પાડે છે અપૂર્ણ]

---

## कर्मचाडाल ते चाडाल के जातिचाडाल ते चाडाल ?

ગતાક પત્ર ૧૫ થી

પ્રધાન ક્રૂરબુદ્ધિ, દિર્ઘબાહુના ઉત્તમ સદ્બોધથી સૌમ્ય બુદ્ધી બનીને રાજા પાસે આવ્યો અને ભવ્ય કચેરીમા આવી તેમને પ્રણામ કરી સજલ નેત્રવાન બની ગદ્ગદિત કઠે આ પ્રમાણે બોલ્યો, હે શુદ્ધ અત કરણ વાન પ્રતાપિ મહારાજા ! આપના મુખમાથી કુદરતી જે ઉગ્ગારો નિકલ્યા તેને પરિણામે આપ મારા પ્રથમ અનીયમિત રીતે ઉપદેશક થયા અને આપનુ વચન સ્વિકારી ઉત્તમ તપસ્વિને ખોળવા જતા માસ રાધનારો એક તપસ્વિની જેવી બુદ્ધીવાન ચાડાળણી મારા બીજા ગુરૂ રૂપ બની, પછી ઈશ્વર પરાયણ રહેનાર પણ સ્વકૃત્યથી વિમુખ હોય તેનુ શ્રેય થતુ નથી એમ સિદ્ધ કરી આપનાર વિદ્યુત્પ્રભાને મારા ત્રીજા ઉત્તમ ગુરૂ રૂપ માનુ છુ અને છેવટ આ શહેરમાજ વસનાર દિર્ઘબાહુ ચાડાલને હુ ચોથે નબરે સર્વેથી વિશેષ પુજ્ય તરીકે ગુરૂ માનુ છુ કે જેણે મારી પ્રકૃતિમા ફેરફાર કર્યો નૃપતિવર્ય !

આપના પ્રશ્નનું સમાધાન કરનાર અને પોતાની જાતી ઉપરથી ખાત્રી કરાવનાર તે દિર્ઘ બાહુજ છે. તેમણે એ સિદ્ધ કરી આપ્યું કે જાતિચાંડાળ પણ કર્મ પરાયણ હોય તો તે ઉત્તમ અને ઈશ્વરના સ્વરૂપને ઓળખવામાં ફળીભૂત બને છે અને ઉત્તમ જાતીનો છતાં કર્મ વિમુખ હોય તો તેજ ખરેખરો ચાંડાલથી પણ અધમ પદને લાયક બને છે જેના અંતઃકરણમાં ચાંડાલત્વ હોય છે અર્થાત્ જેનું અંતઃકરણ, પરાયા મનુષ્યનો ઘાત કરવામાં કે તેના અંતઃકરણને સંતાપ પ્રાપ્ત કરવામાં, કોઈનું હૃદય ફફડાવવામાં, કઠોર મેણાં મારી અથાગ કારૂણ્યમય કોઈને બનાવવામાં અથવા કોઈની પાસે ત્રાસજનક શ્રમ કરાવી છેવટ શ્રમનો બદલો પૂરતો આપ્યા વગર અપમાન કરી કાઢી મૂકવામાં અથવા કામનો યશ આપવાને બદલે અપયશ આપવામાં, તેમજ કરેલા ઉપકારની કદર બૂઝયા વિના ઉલટું તેની તરફ જે તેનું ઉચ્છેદના કરવાને મચી તેઓનાં કાળજાં ફફડાવેછે ને કોઈના દુઃખના સમયમાં દિલાસો આપવાને બદલે તેના અપાર દુઃખના વખતમાં તેને નજીવા કાર્યમાં ઉપાલંભને પાત્ર ગણી તેના કલેશમાં વૃદ્ધી કરે છે, જે પુરૂષ પોતાને આશ્રયે રહેલા સ્રી ચાકર પુત્ર વિગેરેને નિશ્કારણ દુઃખ આપેછે, જે નોકર પોતાના ધણીનું શ્રેય કરવાને બદલે તેનું બગાડે છે, જે પ્રધાન પોતાનું કર્તવ્ય છોડી રાજાને ઉંધું સમજાવી રૈયતને અનેક રીતે રીબાવે છે અને અન્યાયથી પોતાનું ઘર ભરવાને કોશેષ કરે છે વિગેરે અન્યાય કર્તવ્ય કરી પોતાના કર્મથી વિમુખ વર્તનારજ ખરેખર ચાંડાલ છે. હે માયાલુ રાજા ! મારો અપરાધ ક્ષમાં કરજો હું ચાંડાલના ઉપદેશથી પૂર્વરૂપ તજી દઈ નમ્ર બન્યો છુ. આપનું ઘણી રીતે અશ્રેય કરેલ છે, આપની નિરપરાધી રૈયતને બહુ રીતે કષ્ટ આપેલ છે, હજારોનાં હૃદયો કાંઇપણ દયા લાવ્યા વિના ફફડાવ્યાં છે, અને છેવઠ જ્યારે આપે આપના મનનું સમાધાન કરવા મને મોંયો ત્યારે હું મારા કર્તવ્યને અગે આપ મારૂં ગુહ્ય નીચપણું જાણી ગયા હશો એમ શંકાવાન બન્યો અને તેને પરિણામે મારા મનમાં જે સ્ફુરણા થયેલી તે કહેવાને મારી જીભ ઉપડતી નથી અરે નીચ દુષ્ટ બુદ્ધીવાન ખરેખરા ચાંડાળ આ તમારા નિમકહરામ પ્રધાને પોતાની કઠોર મનની ઉશ્કેરણીને પરિણામે તમારા જેવા શુદ્ધ હૃદયવાન દયાળુ રાજાનો ઘાત કરવાને માટે પણ વિચાર કરેલ. ઘાત એ શબ્દ બોલતાં પોતાના દુષ્ટ કર્મના પશ્ચાત્તાપની પૂર્ણ અસર થઈ અને અત્યંત નીચ કર્મ કેમ જાણે પોતાથી બનીજ

ગયુ હોય અને તેને પશ્ચાત્તાપ કરતો હોય ! તેવી સ્થિતિમા આવી જતા પ્રધાનનો મગજ અતિ પશ્ચાતાપ જન્ય કલેશને પરિણામે ફરવા લાગ્યો ધીમે ધીમે મગજની શક્તિ ઓછી થનાલાગી, જ્ઞાનતતુમા લોહીનુ વહેવુ ઓછુ થવા લાગ્યુ સતાપથી લોહી ઉકળવા લાગ્યુ અને ઉકળેલા લોહીનો પ્રવાહ મસ્તક તરફ જતા પ્રધાન, નિશ્ચેતન બન્યો ધરણી સિવાય બીજુ કોઈ શરણ્ય ન મળતા તેને આધીન થયો (બેભાન થઈ પૃથ્વી ઉપર પડયો ) મહારાજા સ્તબ્ધ બન્યા સિહાસન ઉપરથી એકદમ હેઠા ઉતરી પોતે જાતે દયાર્દ્ર બની તેમની સારવાર કરવા લાગ્યા, ત્વરાથી પાણી અને પખો લાવવાને આજ્ઞા કરી, પાણી અને પખો હાજર થયા પોતે જાતે માણસોએ કહ્યુ છતા પખો નાખવા લાગ્યા જરા પ્રધાન સાવધાન થયો એટલે “ ફિકર નહિ ” એ શબ્દો બોલી દયાળુ રાજાએ ધારણા આપી અને પાણી આગળ ધર્યું સારી રીતે સાવધાન થતા એકદમ ઉઠયો અને રાજાને પ્રણામ કરી બોલ્યો અરે !! આ શુ ? આપ મારા જેવા નીચને માટે આટલી કાળજી રાખો છો ? ફાસીને લાકડે લટકવાને લાયક કૃતઘ્ની, નીચ ચડાળ આ પ્રધાન, આપની હસ્તની સેવાને પાત્ર નથી પણ તિક્ષ્ણ ધારવાની નવીન મ્યાનમાથી બહાર કાઢેલી ખડ્ગ દેવીની સેવાને પાત્ર છે મહાન રાજા ! દયાળુ મહારાજા !!! અત્યત મોટા ઉચ્ચારથી આમ બોલતા પુન પશ્ચાત્તાપ જન્ય શોકના આવેશમા આવેલ, પ્રધાન શ્વાસોશ્વાસ થઈ મુર્છાગત થયો રાજા આસનાવાસના કરતા બોલ્યા અરે પ્રધાન આ શુ સૂઝયુ મારા તરફથી તમને કશુ કહેવાનુ નથી તમારા પશ્ચાત્તાપને અગે સઘળા પાપ ક્ષય થયા, હવે શાનો શોક ! સાવધ થાઓ સ્વસ્થવત્ રાજાના શબ્દો સાભળી પ્રધાન બોલ્યો ક્રૂર પ્રધાનને શુ આપે કાઈ નથી કહેવાનુ ? સમર્થ રાજા !!! આ દુષ્ટ, પ્રધાન પદને લાયક હતોજ નહિ અને છેજ નહિ માત્ર પોતાનાજ નીચ સ્વાર્થ સારૂ હજારોનો ઘાત કરી ઘોર નરકનો અધિકારી બનેલ આ કર્મ ચાડાળ પ્રધાનની ઉપર દયાદૃષ્ટી શાની કરો છો ? આપની તિક્ષ્ણ ધારયુક્ત ખડ્ગથી તેના ટુકડા કરો હે નાથ ? હવે ધણીના હાથથી મૃત્યુ પામીશતોજ મારૂ કલ્યાણ થશે અન્યથા કલ્યાણ નથી થવાનુ હુ આપનો અત્યત અપરાધી છુ હવે પૂર્ણ પાપિષ્ટ બનેલ આ દેહનુ જીવન વધાર્યા કરતા ધ્વસકરવામાજ શ્રેય છે એમ મારો અતર્ગત્મા સાક્ષી પૂરે છે કદાપી જીવન વધારવા તરફ આપ સમત હોશો તો તેને અગે જણા

વવાનું કે ઈશ્વરેચ્છાથી અને મારા ગુરૂ રૂપ આપ વિગેરે ઉપર જણાવેલ અન્ય ચાંડાળણી વિગેરે ગુરૂઓના શિક્ષણથી અને વિશેષે કરી દિર્ઘ બાહુ જાતિ ચાંડાળના શિક્ષણથી હાલ જે મારા મનમાં દયાર્દ્રતાનો વાસ થયેલો છે તે વાસનો કાલે કરી ક્ષય થતાં, અને મારો સ્વભાવ પૂર્વવત્ બનતાં હે દયાળુ રાજા ! મારી ઉપર આપની દયાને પરિણામે હજારો આપની પ્રજાઓનો પાછો ઘાત થશે ત્યારે હજારોનો ઘાત થતાં એકનોજ ઘાત કરવો એ ડાહાપણ ભરેલું કામ છે તો કૃપા કરી દુષ્ટ બુદ્ધી પ્રધાનનો નાશજ કરો.

પ્રધાનનાં આવાં વચનો સાંભળી રાજાએ કહ્યું હે પ્રધાન ! તારી નમ્રતા અને તને જે અથાગ પશ્ચાત્તાપ થાય છે તેને પરિણામે જેજે તેં અપરાધો કરેલા છે અને જેજે તેં મારી પ્રજા ઉપર ક્રૂરતા વાપરી છે તેને માટે ક્ષમા આપવાનેજ મારૂં મન પ્રેરાય છે. તારૂં પ્રધાનપદ થતાં જો કે કોઇ શાસ્ત્રી કે વિદ્વાન પુરૂષનાં દર્શન મને નથી થયાં પરંતુ તે પહેલાં મારા પિતા રાજ્ય કરતા હતા અને જ્યારે હુ કુમારા વસ્થામાં હતો ત્યારે મારાપિતાએ એક સારો વિદ્વાન રાખી મને કેટલીક રાજ ધર્મનો અભ્યાસ કરાવ્યો હતો તે ઉપરથી ગમે તેવો અપરાધ કરીને પછી શરણે આવેલ હોય તે તરફ રાજાએ કેવી રીતે વર્તવું જોઈએ તે શાસ્ત્ર યુક્તીથી હું જાણું છું. અપૂર્ણ]

---

## अष्टावक्र.

ગતાંક પૃષ્ટ ૧૯૬ થી.

मय्यनंतमहांभोधौ विश्वपोत इतस्ततः ॥
भ्रमतिस्वांतवातेन नममास्त्यसहिष्णुता ॥ १ ॥

અર્થ-હું પરમાત્મરૂપ અનંત મહા સાગરમાં આ જગત્ રૂપ વહાણ, મનરૂપ વાયુથી આમ તેમ ભ્રમણ કરે છે તેમાં મારે કાંઈ પણ અસ હિષ્ણુતા નથી.

मय्यनंतमहांभोधौ जगद्वीचीः स्वभावतः ॥
उदेतुवास्तमायातु नेमेवृद्धिर्नचक्षतिः ॥ २ ॥

હું પરમાત્મા રૂપ અનંત મહાસાગરમાં આ જગત્ રૂપ તરંગો સ્વભાવથીજ ઉદય પામો કે અસ્ત પામો તેમાં મારે વૃદ્ધિ નથી અને ક્ષતિ પણ નથી.

मय्यनन्तमहाम्भोधौ विश्वनाम विकल्पना ॥
अतिशान्तो निराकारो एतदेवाहमास्थित ॥ ३ ॥

હુ પરમાત્મા સ્વરૂપ અનત મહાસાગરમા, આ જગત્ એવી કલ્પના= ભ્રમ માત્ર છે=તત્વ દૃષ્ટિથી જોતા કશુ નથી એટલે હુ અતિ શાત ( પ્રપચની ઉપાધીથી મુક્ત) નિરાકાર છુ, એ જ્ઞાનનોજ આશ્રય કરૂ છુ ને તે જ્ઞાન રૂપજ છુ

नात्माभावेषु नोभावस्तत्रानन्त निरजने ॥
इत्यसक्तोऽस्पृह शांत एतदेवाहमास्थित ॥ ४ ॥

દેહાદિક ભાવો જે આદિ અતવાળા છે તેમા આત્મા અનાદી અનત નથી અને તે અનત અને નિરંજન આત્મામા દેહાદિ ભાવ નથી એથી હુ અસક્ત (સમર્ગ રહિત) અને અસ્પૃહ (ઈચ્છાદિ ધર્મ રહિત) કેવળ શુદ્ધ શાત છુ એ જ્ઞાનનોજ આશ્રય કરૂ છુ ને એ જ્ઞાન રૂપજ હુ છુ

अहोचिन्मात्रएवाहमिंद्रजालोपमजगत् ॥
अतोममकथकुत्र हेयोपादेयकल्पना ॥ ५ ॥

અહો આશ્ચર્ય છે કે હુ તો ચિન્માત્ર ચૈતન્ય સ્વરૂપજ છુ અને આ જગત્ એ ઈદ્રજાળ જેવુ મિથ્યા છે ત્યારે પછી મારી કઇ વસ્તુમા કયે પ્રકારે હેય કે ઉપાદેય ( છોડવાની કે ગ્રહણ કરવાની ) કલ્પાના થઇ શકે અર્થાત્ ત્યાય નજ બને આ અનુભવ પચક એવુ સમજાને છે કે ખરા જ્ઞાનીઓની દુરાચરણમા પ્રવૃત્તિ થતિજ નથી કેમકે તેઓને હેયોપાદેય કશુ હોતુજ નથી

સાતમુ પ્રકરણ સમાપ્ત

## પ્રકરણ આઠમુ

तदावधोयदाचित्त किंचित्वाच्छतिशोचति ॥
किंचिन्मुचति गृह्णाति किंचित्हृष्यतिकुप्यति ॥

જયા સુધી ચિત્ત કાઈ ઈચ્છે છે, કાઈ શોક કરે છે, કાઈ મુકે છે, કાઈ ગ્રહણ કરે છે, કાઈ રાજી થાય છે અને કાઈ કોપ કરે છે ત્યા સુધી બધન છે એમ સમજવુ

तदामुक्तिर्यदाचित्त न वाच्छतिनशोचति ॥
नमुचतिनगृह्णाति न हृष्यति न कुप्यति ॥ २ ॥

જ્યારે ચિત્ત કાઈ પણ ઈચ્છા નથી કરતુ, શોક નથી કરતુ, કાઈ છોડતુ નથી, કાઈ ગ્રહણ કરતુ નથી, કાઈ રાજી નથી થતુ અને કાઈ કોપ નથી કરતુ ત્યારે મોક્ષ થયો છે એમ સમજવુ

तदाबंधोयदाचित्तं सक्तःकास्वपिदृष्टिषु ॥
तदामोक्षोयदाचित्तमसक्तंसर्वदृष्टिषु ॥ ३ ॥

જ્યાં સુધી ચિત્ત, કોઇ પણ અનાત્મ દૃષ્ટિમાં આસક્ત છે ત્યાં સુધી બંધ છે એમ જાણવું ને જ્યારે ચિત્ત સર્વદૃષ્ટિમાં સર્વ વિષયોમાં અનાસક્ત થઈ જાય ત્યારે મોક્ષ થયો જાણવો આ બંધ અને મોક્ષનું ટુંકામાં ટુંકું લક્ષણ છે.

यदानाहंतदामोक्षो यदाहंबंधनंतदा ॥
मत्वेतिहेलया किंचिन्मागृहाचविमुंचमा ॥ ४ ॥

જયાં સુધી અહં એ પ્રકારનો પ્રથમાધ્યાસ જે સર્વ અનર્થનું મૂળ છે તે મટતો નથી ત્યાંસુધી બંધન છે અને જયારે તે અહંકાર નાશ પામે છે ત્યારે પછી મોક્ષ છે એમ જાણીને અનાયાસથી કાંઇ પણ ગૃહણ ન કર અને કશું છોડ નહી. અર્થાત્ છોડવાનું કે ગૃહણ કરવાનું અભિમાન છોડી દે ॥૪॥

ઇતિ બંધમોક્ષવ્યવસ્થા પ્રકરણ સમાપ્ત

## નિર્વેદ પ્રકરણ નવમું

कृताऽकृतेचद्वंद्वानि कदाशांतानि कस्यवा ॥
इतिज्ञात्वेह निर्वेदो भवत्यागपरोव्रती ॥ १ ॥

આ કામ કર્યું અને હજી આ કામ નથી કર્યું તે તથા સુખ દુઃખાદિ દ્વંદ્વો કયારે શાંત થયાં છે ? નથી થયાં. એમ જાણી અહિં વૈરાગ્ય પામી, અભિનિવેશ છોડી ત્યાગ પરાયણ અને નિરાગ્રહી થઈ જા.

कस्यापितातधन्यस्य लोकचेष्टावलोकनात् ॥
जीवितेच्छाबुभुक्षाच बुभुक्षोपशमंगता ॥ २ ॥

હેતાત! કોઈ ધન્ય પુરૂષ મહાત્માને લોક ચેષ્ટા, ઉત્પત્તિ, વિનાશ આદિ જોવાથી જીવવાની, ભોગોને ભોગવવાની, તથા મુક્તિની ઈચ્છા પણ શાંત થઈ ગઈ છે કશી ઈચ્છાજ નથી. જ્ઞાનીને સર્વ ઈચ્છા શાંત થવાનું કારણ કહેછે.

अनित्यंसर्वमेवेदं तापत्रितयदूषितं ॥
असारं निंदितं हेयमितिनिश्चित्यशाम्यति ॥

આ સર્વ દ્રશ્યમાન પ્રપંચ અનિત્ય ( ખોટું ) ત્રણ તાપ ( અધ્યાત્મ અધિભૂત અધિદૈવ )થી દૂષિત, અસાર તુચ્છ, નિંદિત અને હેય ( છોડવા યોગ્ય ) છે એવો નિશ્ચયકરીને શાંતિને પામે છે. કયાંય પણ કશી ઇચ્છા નથી રાખતા.

कोसौकालोवय किंवायत्रद्वद्वानिनोनृणा ॥
तान्युपेक्ष्य यथाप्राप्तवर्ती सिद्धिमवाप्नुयात् ॥

એવો કયો કાળ અથવા કઈ અવસ્થા છે કે જેમા માણસોને સુખદુ ખાદિ દ્વદ્વ આવતા નથી ? કોઈપણ નથી એમ વિચાર કરીને તે સુખદુ ખાદિકનીજ ઉપેક્ષા કરીને જે યથા પ્રાપ્તવર્તી ( જે વખતે જે મળે તેથી વર્તનારો ) પ્રવર ગામી પુરૂષ સિદ્ધિને ( મોક્ષને ) પામે છે

नानामतमहर्षीणा साधुनायोगिनामपि ॥
दृष्ट्वानिर्वेदमापन्न कोनशाम्यतिमानव

મહર્ષિઓના, અને સાધુઓના જુદા જુદા મતોને જોઈને વૈરાગ્ય પામેલો કયો પુરૂષ શાતિને નથી પામતો ? ગૌતમ અને કણાદ એ બન્નેના તર્ક શાસ્ત્ર જુદા છે, જૈમિની અને વ્યાસની મિમાસા બે જુદી છે, તેમ સાખ્ય અને યોગ પણ ભિન્ન ભિન્ન છે, એમ છ શાસ્ત્રના જુદા જુદા મત છે અસ્તુ કર્મનિષ્ઠ પુરૂષોમા પણ કોઈ હોમ પરાયણ તો કોઈ જપ પરાયણ તો કોઇ કૃચ્છ્રચાદ્રાયણ કરનાર, એમ જુદા જુદા મતે ચાલનાર છે, યોગીઓમા પણ કોઇ અષ્ટાગયોગમા, હઠયોગને ઉત્તમ કહે છે તો કોઇ રાજ્યોગને શ્રેષ્ટ ગણે છે એમ સર્વત્ર ભેદભાવના દેખતા વૈરાગ્ય થઇ આવે છે ને પછી પ્રત્યક્ દ્રષ્ટિ સ્ફુરે છે

कृत्वामूर्तिपरिज्ञान चैतन्यस्य नाकिंगुरु ॥
निर्वेद समतायुक्त्या यस्तारयतिसमृते ॥

જે નિર્વેદ, વિષયોમા અનાસક્તિ, યુક્તિ અને શ્રુતિ ને અનુસરતા તર્કથી ચૈતન્યનુ મૂર્ત્તિ પરિજ્ઞાન સ્વરૂપ સાક્ષાત્કાર કરીને આ સસારથી તારે છે તે શુ ગુરૂ મનાતો નથી ? અર્થાત્ તેજ ખરો ગુરૂ છે

पश्यभलविकारास्त्व भूतमात्रायथार्थत ॥
तत्क्षणाद्बधनिर्मुक्त स्वरूपस्थोभविष्यसि ॥

હે શિષ્ય ! તુ પચ મહા ભૂતના વિકારો (દેહને ઈદ્રિયો)ને જો, ને પચ મહા ભૂતની તન્માત્રાને યથાર્થપણાથી જો, તેથી તેજ ક્ષણે બધથી મુક્ત થઈ શરીરાદિથી જુદો તે સર્વનો સાક્ષીરૂપ સ્વરૂપ થઈશ

એમ આત્મ સ્વરૂપ જાણતા પણ તેમા નિષ્ઠા કેમ થાય ? તેનો ઉપાય બતાવે છે

वासनाएवसंसार इतिसर्वाविमुचता: ॥
तत्त्यागोवासनात्यागात् स्थितिरद्ययथातथा ॥

વિષયવાસના એજ સંસાર સમજવો એટલે તે સર્વ વાસનાનેજ છોડીદે, વાસના ત્યાગથી સંસારનો ત્યાગ સ્વતઃ થઈ જશે પછી આજેજ તારી સ્થિતિ જેવી ( પ્રારબ્ધાનુ સાર ) છે તેવીજ થશે. ઇતિ નિર્વેદાષ્ટક સમાપ્ત.

૧૦ ઉપશમાષ્ટક.

विहायवैरिणंकाम मर्थंचानर्थसंकुलं ॥
धर्ममप्येतयोर्हेतुं सर्वत्रानादरंकुरु ॥ १ ॥

જ્ઞાનના શત્રુ રૂપ કામ રૂપી પુરૂષાર્થને છોડીને તથા અનર્થો, ( પંદર પ્રકરના ઉપાર્જન, રક્ષણ અને વ્યયમાં અનેક દુઃખ શોકાદિકથી વ્યાપ્ત ) અર્થ રૂપ પુરૂષાર્થને પણ છોડી તથા તે બન્ને અનર્થ રૂપ પુષાર્થના કારણ રૂપ ધર્મને પણ છોડી સર્વત્ર ત્રિવર્ગ સાધક કર્મોમાં અનાદર ( ઉપેક્ષા ) કર.

स्वप्नेंद्रजालवत्पश्य दिनानित्रीणिपंचवा ॥
मित्रक्षेत्रधनागार दारादायादिसंपदः ॥ २ ॥

હે શિષ્ય ! મિત્રો, ખેતરો, ધન, ઘર, સ્ત્રીયો અને વારસો ઈત્યાદિ સંપત્તિઓને સ્વપ્ન કે ઈંદ્રજાલની પેઠે ત્રણ કે પાંચ દિવસ રેહેનારાં અનિત્ય જાણ અર્થાત્ તેમાં આસક્તિ ન રાખવી.

यत्रयत्रभवेत्तृष्णा संसारंविद्धितत्रवै ॥
प्रौढं वैराग्य माश्रित्यवीततृष्णःसुखीभव ॥

જ્યાં જ્યાં જે જે વિષયોમાં તૃષ્ણા થાય છે તેનેજ સંસાર જાણ. (વિષયોમાં તૃષ્ણાનુંજ કર્મદ્વારા સંસારનું કારણ પણુંહોવાથી ) માટે પ્રૌઢ વૈરાગ્ય પ્રાપ્ત અર્થમાં પણ પ્રીતિના અભાવનો આશ્રય કરી વીતતૃષ્ણ ( તૃષ્ણા રહિત ) અપ્રાપ્ત ભોગમાં ઈચ્છા રહિત થઈ સુખી થા.

---

## वेदनी अधोगतिनुं परिणाम.

ગતાંક પૃષ્ટ ૧૬૭ થી.

હે વ્યાસજી! બ્રાહ્મણોની પંક્તીમાં તમામ બ્રાહ્મણ ઢોંગી અને માત્ર ઉદર રવાને માટેજ સર્વ ક્રિયાઓ કરતા હોય એમ મને ભાસેછે, હે વ્યાસજી ? અ

કાવ ૮૬૭ ભરવાસારૂ ઢોગ બહુ વધી ગયેલછે કોઈ સત્ય એપીપર ચાલનાર નથી રહ્યુ, સ ્ગુણીમા ગણવાલાયક મનુષ્ય પણ તત્વ સમજ્યા વિના માત્ર પોતાના ક્ષુદ્ર સ્વાર્થને પરિણામે પક્ષપાત કરેછે હવે જયા શરૂઆતથીજ જે જે કાર્ય નેતા અહિછે તેમા પણ પક્ષપાતછે અને તેને પરીણામેજ એટલે પક્ષપાતનુ રૂપક પ્રત્યક્ષ કરવાખાતરજ આ યજ્ઞ, મલિન અ્તઃકરણવાન દ્વારા સ્વાર્થ બુદ્ધી થીજ જ્યારે થાયછે ત્યારે અન્ય બ્રાહ્મણોમા નિર્મળપણુ કયા લેવાજવુ ? ભૂતલ કલુષ સર્વં આ સમસ્ત ભૂતળ, મેલુજછે ત્યા કોનો ખેદ કરવો ? વ્યાસજીએ દુર્યોધનના ડાહાપણ ભરેલા વાકયો સાભળ્યા અને બોલ્યા પુત્ર ! તારી ઉક્તી સમજયો, તુ મને પણ મલિન ગણેછે અને સ્વાર્થ બુદ્ધિ પૂર્વક આ યજ્ઞ પાડ વોદ્વારા હુજ કરાવુછુ એમ તને મનમાછે અસ્તુ મારે તત્સમધે આ વખતે કશુ સમાધાન કરવાનુ નથી પણ પછી કરીશ પરતુ હાલ તારા સવાલનો ઉત્તર આપવા ખાતર તારા સ્વભાવની અને યુધિષ્ટિરના સ્વભાવની સરખામણી કરૂ છુ, આમ કહી યુધિષ્ટિરને બોલાવ્યા અને કહ્યુ યુધિષ્ટિર ! હવે આ બ્રાહ્મણોની પક્તીમા તમે નિરીક્ષણ કરો અને પછી મને કહો કે તેમા કેટલા દુષ્ટ સ્વભાવ ના અને કપટથી ભરેલાછે ? મારે તેવા સ્વભાવવાનને પક્તી ભ્રષ્ટ કરી જુદા બેસારવાછે કારણ સૌમ્ય અને અસૌમ્યનુ પૂજન સરખી વિધીથી થતુ નથી અને આ દુર્યોધને તો તમામને કપટયુક્ત ગણેલા છે છતા તમને એ કાર્ય સોપવાનુ તાત્પર્ય એકે ગમે તેવી કપટ યુક્ત બ્રાહ્મણોની પક્તીમાથી પણ સૂક્ષ્મ દૃષ્ટી કરી તમે ગુણવાન મનુષ્યને ખોળી શકશો

જેવી આપની આજ્ઞા કહી પ્રણામ કરી યુધિષ્ટિર રાજા, બ્રાહ્મણોની પક્તિમા ફરવા લાગ્યા અને દરેક બ્રાહ્મણનુ નિરીક્ષણ કરવા લાગ્યા એક બ્રાહ્મણનુ નિરીક્ષણ કરી તેઓની ચેષ્ટાઓ ને તેઓની આકૃતિઓ જોઈને અને તેઓના મુખમાથી નીકળતા વેદ ધ્વનિઓ સાભળીને યુધિષ્ટિરના આખમાથી હર્ષના અશ્રુઓ સ્રવવા લાગ્યા વિનયપૂર્વક તમામ બ્રાહ્મણોને પ્રણામ કરવા લાગ્યા અને એકેક બ્રાહ્મણનુ સ્વરૂપ જોઈને પોતાના મનમા દરેકનુ પ્રથક્ પ્રથક્ પ્રસશા પૂર્વક વર્ણન કરવા લાગ્યા અહા ! ! મારા અહો ભાગ્ય, આજ પર્યંત મહા દુ ખ ભોગવી આજે મારા ભાગ્યનો અભ્યૂદય થયો એમ મને માનવામા હવે કશો શક નથી પૂર્વે કોઈ મહાન પૂણ્ય કરેલ હશે તેના પ્રભાવે આવા સદ્ગુણી મહાશય બ્રાહ્મણોએ મારે ત્યા એકત્ર થઇ મને કૃતકૃત્ય કર્યો

આ મહારાજા કેવા ઉત્તમ પ્રકારના જપ કરે છે, આ બીજા ભૂદેવો કેવા વેદ ધ્વની કરે છે અને મારા કર્ણ દ્વારા આખા અંગને પવિત્ર કરે છે? ખરેખર વેદને જાણનાર, પ્રત્યક્ષ બ્રહ્મા આદિ ત્રિમૂર્તિ સ્વરૂપ ગણવો એમ શાસ્ત્ર લેખ છે જેથી મારે સાષ્ટાંગ તેને પ્રણામ કરવો આમ કહી વેદાભ્યાસી બ્રાહ્મણોને સાંષ્ટાગ પ્રણામ કર્યા. કોઇએ કપાળમાં તિલકો કરેલાં અને કોઈએ મહાન રૂદ્રાક્ષ અને તુળસીની માળા ધારણ કરેલી હતી તેવાને જોઇને પણ અત્યંત પ્રસન્ન થઇ કહેવા લાગ્યા કે રૂદ્રાક્ષ ધારણ કરનાર, પ્રત્યક્ષ રૂદ્ર રૂપજ છે અને તુલસી ધારણ કરનાર, વિષ્ણુ સ્વરૂપ છે વસ્તુત: રૂદ્ર અને વિષ્ણુમાં ઐકયતા હોવાથી તે બન્નેના ભિન્ન ભિન્ન ચિન્હોથી અંકીત આ મહા પુરૂષો પ્રત્યક્ષ જગન્નિયંતાના પ્રતિનિધિ તરીકે ખરેખરા માનનીય છે માટે તેમને પણ સાષ્ટાંગ પ્રણામ કરૂં. આમકહી પુનઃ તેઓના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા અને હર્ષ પૂરિત બની આગળ ચાલ્યા અને આમ તમામ બ્રાહ્મણોનું ભિન્ન ભિન્ન વર્ણન કરતાં અને અતરમાં પ્રસન્ન થતાં થતાં તમામને પ્રણામ કરતા તે, વ્યાસજી સમક્ષ આવ્યા અને તે વ્યાસજીના સ્વરૂપનું આંતરીક નહિં પણ તે સાંભળે તેવી રીતે પ્રત્યક્ષ વર્ણન કરવા લાગ્યા હે દયાળુ ! સર્વ જગતના શ્રેયસ્કર પુણ્યાત્મા વ્યાસજી! આ તમામ બ્રહ્મણોનું વર્ણન મેં માનસીક વૃત્તિથી કર્યું પણ આપના સ્વરૂપનું પ્રત્યક્ષ નર્ણન કરવા મારી ઉત્કંઠા છે જેથી જણાવવાનું કે તમામ બ્રાહ્મણો વિદ્વાન કુશીલ, સ્વધર્મ પરાયણ અને નૈષ્ઠિક ઉત્તમ સ્વકર્તવ્ય પરાયણ છે તે તમામ બ્રાહ્મણોમાં અમુક વિશેષ અને અમુક ગૌણ એવો આભાસ પણ મને થતો નથી ત્યારે અમુક કુટિલ છે એવું તો લક્ષમાં શાનું આવે ? સર્વે બ્રાહ્મણો, પૂજનીય વંદિનીય અને પાપઘ્નછે એઓનાં દર્શનથી અને આંહી પધારવાથી હું અને મારી ભૂમી અત્યંત પવિત્ર થયાં એમ મારાથી મનાયછે હું નોહોતો ધારતો કે મારા ભાગ્ય આટલાં બધાં શ્રેષ્ટ બની આટલા બ્રાહ્મણના દર્શનને હુ પાત્ર થઈશ, કોઇ પૂર્વ પુણ્ય પૂંજને પરિણામે તે સર્વે ઉત્તમ બ્રાહ્મણો, મારે ત્યાં પધાર્યા હે વ્યાસજી ! તે સર્વે બ્રાહ્મણો પણ આપ સમાન શ્રેષ્ટતમ છે. શાસ્ત્રનો લેખછે કે મનુષ્યની ખામી હોય તેને પરિણામે તેનું ખરાબ કહેવાનું હોયતો તે પ્રત્યક્ષ કહેવું અને પ્રસંશા પરોક્ષ કરવી પણ આ નીયમ દેવને માટે લાગુ પડતો નથી પણ દરેક દેવની પ્રસંશા તો કિર્તન, સ્તુતી કે અન્ય વ્યાખ્યાન રૂપે પ્રત્યક્ષજ થાય

છે તો આપ પણ મગમનથી મનુષ્યમા નથી પણ ભૂ ( પૃથ્વી )ના દેવ છો માટે આપને દેવજ ગણી આપની પ્રસગા જે માગ અતરના છે તે આપ સમક્ષજ પ્રગટ કરૂછુ અમારૂ શ્રેયસ્કર આ યજ્ઞનેતા આપ બની અમને પારલૌકિક સુખ સાધક અને અમારા ઉદ્ધારક આપ થયા છો માત્ર અમારાજ કલ્યાણને માટે આપે અવતાર ધરેલો છે એમ નથી પણ ઉત્તમ પુરાણો ઈતિહાસો વિગેરે બનાવી અને તે દ્વારા સકળ જગતને ઉત્તમ બોધ આપી તમામ જગતના કલ્યાણના સાધન રૂપ પણ આપ થયાછો વિશેષ શુ કહેવુ ? આપનો મહિમા જે જાણે છે તે જાણે છે તેને સમજાવવો પડતો નથી અને નથી જાણતા તેને સમજાવ્યા છતા આપના આતરીક સ્વરૂપનુ ભાન થાય તેમછે નહિ તો પછી તેને બોધ આપવો એ શુ કામના ? અસ્તુ ટૂકમા હે દયાળુ! મને આપ અને તમામ દ્વિજ વર્ગમા કોઇ અધમ ભાસતોજ નથી યુધિષ્ટિરનુ વચન સાભળી વ્યાસજીએ દુર્યોધનને કહ્યુ હે દુર્યોધન !

निज दोषा व्रत मनसा मतिसुदर मेव भातिविपरीत
पश्यति पित्तो पहत शशिशुभ्र शख मपिपीतम्

જેની આખમા પિત્ત [ કમળો ] હોય છે તે જેમ ચદ્ર સમાન ઉજ્વલ શખને પણ પીળારગનો દેખેછે તેમ જેનુ મન દૂષિત હોય છે તે સઘળા મનુષ્ય ને એટલે સારાનરસા તમામને દૂષિતજ દેખેછે અને હે દુર્યોધન! દૂષિત અતરવાન ને સારા મનુષ્યો પણ દૂષિત ગણી, તિરસ્કારે છે અને નિર્દોષ મનુષ્યને સારા મનુષ્યો પણ તેની ભલાઈ અને સર્વ ઉપર સમાન મીઠી નજર રાખવાને પરિણામે તેનીપર સ્નેહ ભાવ રાખી ઉત્તમ લાગણી દર્શાવેછે હવે આ પાડવોની સમૃદ્ધી વધારેછે તેનુ પણ તેજ કારણ એટલે તારા કરતા એનામા આવા ઉત્તમ ગુણોને અગે જે જે રાજા આવેલાછે તે તેના ગુણોથી આકર્ષાઈને તેમને વિશેષ સમૃદ્ધી આપવાને ઉત્સુક બને છે અને તારા ક્રૂર ભાવને લીધે તારી તરફ તમામ બેદરકારીથી વર્તે છે તો હે દુર્યોધન ! નિર્મળ અત કરણ વાન મનુષ્ય, સામાને આકર્ષી સિદ્ધી મેળવે છે અને તેજ તેને લીધે સુખભોગવે છે માટે પાંડવોની સમૃદ્ધી વધી છે તેમા નવાઈ નથી તુ પણ અનેક સ ગુણોદ્વારા અન્યનુ અત કરણ આકર્ષીશ તો તને પણ તેવીજ સમૃદ્ધી મળવાની

ઉપરની વાત ઉપરથી એ તાત્પર્ય લેવાનુ કે જેમ, જેવો મુખનો આકાર હોય તેવુજ અરીસામા પ્રતિબિબ પડે છે તેમ મનુષ્ય ગમે તેવો દુર્ગુણી

હોય તોપણ તેને કેવળ સદ્ગુણી મનુષ્ય દુર્ગુણી તરીકે ઓળખી શકતું નથી પણ પોતાની સમાનજ ગણે છે અને તેમાં દોષ પ્રત્યક્ષ દેખે તો પણ તેમાં પોતાના આંતરીક હેતુને અનુસરી તે દોષને સદ્ગુણની ગણાનામાં ગણે છે.

લક્ષ્મી પણ એક યુધિષ્ટિર (ધર્મરાજા)માફક સદ્ગુણીની પંક્તીમાં ગણવા લાયક હતી પોતાનો પતિ જોકે ક્રૂરભાવથી કઠોર હૃદયવાન બની તેનો ઘાત કરવાને માટે આવતો હતો છતાં લક્ષ્મી, એ અંતરમાં પોતાના સૌમ્યપણાને પરિણામે તેના પાછળ આવવામાં પોતે સૌમ્ય ભાવજ કાલ્પ્યો જેથી કહેવ લાગીકે મારી પર અદ્ભુત્ મારા પતિની લાગણી છે કે જેથી મારા પડી જવાનો ભય પોતાને થતાં તે મને સહાયક બનવા માટે મારી પાછળ આવે છે.

લક્ષ્મીના સ્નેહોદ્ગાર બહાર સ્ફુર્યા, પ્રાણેશ! શામાટે આપ શ્રમ લ્યોછો! આવા મીઠા શબ્દો નિર્મલ બુદ્ધી મતી અંગનાના સાંભળી કોના અંતઃકરણમાં પ્રેમાંકુરો સ્ફુર્યા વગર રહે ? સર્વેને સ્ફુરે પરંતુ ભાવ પરત્વે તેમાં ભેદ પડે છે, સારો સત્પાત્ર મનુષ્ય હોય, તેવા વચનનો ગ્રાહક હોય અને તેમાં ઉત્સુક હોય ને સ્વભાવનો ચાંડાળ ( ઘાતી ) ન હોય તેના મનમાંજ પ્રેમાંકુરો સ્ફુરે પરંતુ ચાંડાળ પંડિતમાં તે માંહેલું કશુ હતું નહિ. તેનું હૃદય હાલાહલથી ભરેલું હતું જેથી તેનાં નેત્રો પણ અમૃતમય ન હતાં પરંતુ વિષમય હતાં. આ વખતે તો પોતાની આબરૂ જવાની મોટી ધાસ્તીથી તેની તરફનો પ્રેમ દર્શાવવાને ઉત્સુક ન થતાં તેનો ઘાત કરવા માટે તેનું મન ઉતાવળું બનેલ હતું જેથી પોતાની સ્ત્રીના પ્રશ્નનો કશો ઉતર ન આપતાં તેની પાછળ કુવામાં સાંકડે રસ્તેથી ઉતરવા લાગ્યો. અપૂર્ણ.]

---

## अवलोकन.

વસંત—જાણીતા સાક્ષર સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈના પ્રસિદ્ધ સુદર્શનના સાંપ્રત તંત્રી પ્રોફેસર આનંદશંકર બાપુ ભાઇ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી. ના તરફથી તેમના આંતરીક ઉત્સાહના સાધનભૂત વસત નામનું માસિક ચોપાનીયું અમોને મળ્યું છે તે ઉપકાર સહ સ્વિકારીએ છીએ.

ઉત્તમ કુલોદ્ભવ બાલકની વાણીની પ્રસંશા કરવાની જરૂર હોતી નથી ઉત્તમ આમ્ર વૃક્ષઉપર પાકતા આમ્રફળમા શર્કરા મેળવી કૃત્રિમ મીઠાશ કરવાની અને અમ્લત્વ દૂર કરવાની જરૂર રહેતી નથી અમ્લત્વ હોયજ શાનુ ? સત્કુલોદ્ભવ બાલક, આજન્મ હમેશા કડવી કે અસત્ય વાણી બોલતુ નથી પણ સત્ય અને મીઠી વાણીજ જાતી સસ્કાર અને પરિચય સસ્કારને પરિણામે ઉચ્ચારે છે, તેને મીઠી અને સત્ય વાણી બોલવાનો અભ્યાસ કરવો નથી પડતો પરતુ સહજ સ્વતુ થઇ પડે છે અને દુષ્કુલોદ્ભવ મનુષ્ય, એથી ઊલટુ હોય છે એટલે તેને ક્રૂર અને મિથ્યા બોલવામા શ્રમ લેવો નથી પડતો પરતુ સત્ય વાણી બોલવાની કોઇ સજ્જન સમાગમાને પરિણામે ફરજ પડે તો તેનો તેને અભ્યાસ કરવો પડે છે

પ્રોફેસર રા રા આનદશકર બાપુભાઈ ધ્રુવ એમ એ એલ એલ બી ના તરફથી પ્રગટ થતા વસતની વાણી, સત્કુલોદ્ભવ પુત્રી રૂપાછે જેથી તેના ગુણોના વર્ણનના ટાઈલા કરવાની કઈ જરૂર નથી

गुणा कुर्वंति दूतत्व गुणीपु गुणिना विभो

કોઇ પણ જાતીની પ્રસશા કરવાનુ કામ, મનુષ્યનુ નથી પરતુ જેની પ્રસશા કરવી હોય તેના ગુણોનુ કામછે ગુણો જડ છતા ચૈતન્યવાન છે અને સામાના અતરમા પેસી અને તેને પ્રસશા કરવાને માટે પ્રેરેછે તો તેની પ્રસશા ન કરતા તે પત્ર માટે માત્ર પ્રભુ સમક્ષ પ્રાર્થનાજ કરવાની કે તે વસતવાણી ચિરાયુ ભોગવો અને પોતાના ઉતમ બોધથી સર્વ જનોની સેવા બજાવવાને પાત્ર બનો

विक्रमनी वीशमी सदी તેમના કર્તા રા રા મોતિનાથ ત્રિભુવનદાસ સદાવાળા બી એ એલ એલ બી તરફથી આ પુસ્તક અમોને મળ્યુ

આ પુસ્તક વાચનારને અનેક જાતના બોધ મળશે એમ તો અમે ખાત્રી પૂર્વક કહીશુ, હાલની ઉછરતી પ્રજાઓ, પોતાનો કાળક્ષેપ કેવા કાયમા જોડાઈને કરે છે તેનુ અદ્ભુત અનુકરણ કર્યું છે જેમકે નવલશા, જોડા સાફ રાખવામા અને અન્ય સારા કપડા ને સારા અત્તર લગાવવામાજ પોતાનુ જીવિત સાફલ્ય માનતો હતો નથુ શેઠ, અજ્ઞાની હતો છતા પરસ્ત્રી સગ અને વેશ્યાગાનમા પોતે સમજુ ગણાવા ધારતો હતો અને મોજ શોખમા કરજ કરીને પણ ખૂબ દ્રવ્ય ઉડાવવુ એમાજ પોતાની કૃત કૃત્યતા ગણતો હતો મમતારામ, વેદાંતનો મિથ્યા ડોળ રાખી, કપટ જાળમા અન્યને ફસાવી પોતાનો સ્વાર્થ સાધવો એજ પોતાનું ઐહિકામુષ્મિક કર્તવ્ય સમજતો હતો અનગપાળ, સારુ સારુ ભોજન

છે કે જે દયાલુ ઇશ્વરે લોકના ઉદ્ધારને માટે મત્સ્ય, કૂર્મ ઈત્યાદી પ્રાણીનાં જુદાં જુદાં સાકાર રૂપો ધારણ કર્યા અને એટલાથી પણ સંતોષ ન પામતાં કદાચિત્ એવા વિજાતીય રૂપોને વિષે પણ મનુષ્યનો પ્રેમ સારો બેસે નહિ એમ ધારી પરમાત્મા, મનુષ્યદેહ ધારી થયો અને રામ, કૃષ્ણાદિ રૂપે અવતરીને આપણને સન્માર્ગ બતાવવા લાગ્યો એ આપણા ઉપર તેનો મહદ્ ઉપકાર થયો છે. અવતારનું કામ પુરૂં થયા પછી તે તે વિભૂતિ નિજ ધામમાં જતી રહી ત્યારે તેની છાપ, ચિરકાળ મનમાં રહે તેટલા માટે તેની પાષાણાદિમય, અથવા ધાતુમય મૂર્તિ બનાવીને તે દ્વારે તેની ઉપાસના કરવાને શાસ્ત્રકારોએ આપણને બતાવી આપેલ છે. તે મૂર્તિને વિષે ચિત્ત, એકાગ્ર થવાને માટે ત્રાટકાદિ પ્રયોગ પણ યોગમાં કહેલા છે અને તે પ્રમાણે તેના તરફ ધ્યાન યોગ થતાં થતાં છેવટે રામકૃષ્ણાદિ ઈશ્વર વિભૂતિનું ચિત્ત ( ફોટો ) આપણા અંતકરણમાં બરાબર ઉઠીને ભૃંગકીટક ન્યાયે આપણે ખરા પરમાત્મા સ્વરૂપને જઈને મળીએ છીએ એવી યોજના તેમાં કરેલી છે. ફોટો ઉત્તમ નીકળવાને કેમેરા વગેરે ઉત્તમ સાધન હોવાં જોઈએ તો આપણો ભક્તિરૂપી કેમેરા જેવા પ્રકારનો હશે તેવો પરમાત્મમૂર્તિનો ફોટો, આપણા અંતઃકરણરૂપી કાચ ઉપર ઉઠશે. કહેવાનું તાત્પર્ય એકે વૃત્તિ, કોઈ પણ વિષયમાં જ્યારે અતીષય તન્મય થઈ જાય છે ત્યારે તે પૂર્ણ તદાકાર થઈ જાય છે, અર્થાત્ વૃત્તિ સ્થિર થવાને સામેનો પદાર્થ જેટલો સ્થિર અને સ્પષ્ટ હોય તેટલું સારૂં આ ઉપરથી શાસ્ત્રકારોએ કહેલી પાષાણાદિ પદાર્થની મૂર્તિ, વૃત્તિતન્મય કરવાને કેટલી ઉપયોગી છે તે સહજ સમજી, મૂર્તિપૂજા એ ઈશ્વર પ્રાપ્તિનો પહેલો અને બહુ સહેલો પાઠ છે તે શીખવાને શાસ્ત્રકારોએ જે પ્રકારની મૂર્તિ, ઉપસના યોગ્ય કહેલી હોય તે કબુલ કરીને આપણે શુદ્ધ રીતે ઉપાસના કરવી જોઈએ તે વિષે તર્ક કરવાનું આપણે પ્રયોજન નથી. અમેં, શીવ, વિષ્નું, શાલીગ્રામ વગેરે મૂર્તિ અમને માન્ય નથી અથવા ગમતી નથી એવું જે કહે છે તેમનું કહેવું નહી માનીશું. પુસ્તક વાંચવા શીખવાની જેની મરજી હોય તેમને શિક્ષક જેમ શીખવે તેવા અક્ષરો માન્ય કરવા જોઈએ તેમ પરમેશ્વરની પ્રાપ્તિની જેને ગરજ હોય તેણે પણ શાસ્ત્રકારોએ કહેલી મૂર્તિ માન્ય કરવી જોઇએ.

નવીન શીખનારાઓને આરંભમાં શાસ્ત્રનો મર્મ સમજવો કઠણ છે માટે કેટલાક વખત સુધી ગુરૂની કહેલી વાત માન્ય રાખીનેજ ચાલ્યા કરવું

જોઈએ દાખલા તરીકે —ભૂમિતિ શીખવતી વખતે શિક્ષક, મોઢેથી—" A point is that which has position but no magnitude ' એટલે "બિંદુ તેજ કે જેને સ્થીતિ છે પણ મહત્વ નથી એટલે જેના ભાગ થઈ શકતા નથી" એમ બિંદુની વ્યાખ્યા આપે છે અને પાટીઆ ઉપર એક મોટુ ટપકુ કરે છે વળી ' A line is length without breadth એટલે "જેની લંબાઈ માત્ર છે પણ પહોળાઇ નથી એ લીંટી" એવી લીંટીની વ્યાખ્યા આપે છે, અને પાટીઆ ઉપર એક જાડી લીંટી કાઢે છે એ વખતે વિદ્યાર્થી, એ ગુરૂને પુછે કે, માસ્તર સાહેબ ! તમે તો કહો છો કે બિંદુને મહત્વ નથી, અને તમે પાટીઆ ઉપર કાઢ્યુ તે બિંદુ તો મગ જેવડુ મોટુ દેખાય છે તેમજ લીંટીને પહોળાઈ નથી એમ કહો છો પણ તમે કાઢેની લીટી તો પાટી જેવડી પહોળી છે એ શું ? આ તેના કાઢેના પ્રશ્ન ખોટા નથી પરતુ તે વખતે ગુરૂ ગમે તેટલી માથાફોડ કરીને તે પ્રશ્નોના જવાબ આપવા યત્ન કરે તો પણ શિષ્યોના મનનુ સમાધાન થવાનુ નથી, કારણ કે એ શાસ્ત્રમા તેમને સારી રીતે પ્રવેશ થયા શિવાય એ બાબતનુ તેમને ખરૂ સ્વરૂપ સમજાશે નહિ તેથી તે વિષેનુ ખરૂ જ્ઞાન થતા સુધી તેણે ગુરુના કહેના વચન ઉપરજ વિશ્વાસ રાખવો જોઇએ તેજ પ્રમાણે આપણા પ્રાચીન આચાર્યોએ મૂર્તિપૂજા વગેરે વિષે જે વાતો કહેલી છે, તેજ પ્રથમ આપણે માન્ય કરવી જોઇએ યોગ વાસિષ્ટમા કહ્યુ છે —

> अव्युत्पन्नमना यावद्भवानज्ञाततत्पद ।
> गुरुशास्त्र प्रमाणैस्तु निर्णीत तावदाचर ॥
>
> योगवासिष्ठ

તેટલા માટે બ્રહ્મવિદ્યાનો આરંભ કરનાર વિદ્યાર્થીઓ માટે કહુ છુ કે — In Religious *Geometry*, let it be granted that Shāligráma is a given point and Shivlinga a perpendicular line એટલે ધર્મ વિષયક ભૂમિતિમા શાલીગ્રામ એ એક આપેલુ બિંદુ છે, અને શીવલીંગ એ એક આપેલી ઉભી લીંટી છે એમ ગ્રહણ કરીને તમે આગળ ચાલો

આ પ્રમાણે શાસ્ત્ર દૃષ્ટીથી વિચાર થયો હવે મૂર્તિપૂજાનુ રહસ્ય શુ છે તેનુ દિગ્દર્શન કરવા સારૂ એક વ્યાવહારિક ઉદાહરણ આપુ છુ થોડા વખત ઉપર કાઠીયાવાડમા નામદાર વાઈસરૉય સાહેબની સ્વારી ગજકોટમા આવી

હતી. તે વખતે તેમને માન આપવાને માટે રાજા લોકોનો મોટો દરબાર ભરાવાનો હતો તે પ્રસંગે કોઈથી કંઈ ચૂક ન થાય તે માટે પ્રથમથી સૌને આગલે દિવસે તાલીમ આપી હતી. તેમાં બધા રાજા પોતાની નિયમીત જગોએ બેઠા હતા. અને નામદાર વાઇસરોય સાહેબની ખુરશી ખાલી મૂકેલી હતી. તે ખુરશી પાસે જઇને દરેક રાજાએ અદબથી સલામ કરવી, અને પછી પોતાને સ્થાનકે સભ્યતાસર આવી બેસવું. એમ ફક્ત પ્રયોગને માટે ખાલી ખુરશીને માન પાન આપવામાં આવ્યું હતું, તથાપિ તે કેવળ ખુરશીને નહિ, પણ નામદાર સાહેબના પ્રતિનિધિપણાથી તેને મળ્યું હતું, એ ઉઘાડું છે. તે પ્રમાણે એકાદ દેવતાની મૂર્તિ કરીને તેને ગંધ. ફૂલ, ધૂપ, દીપ, નૈવેદ્ય ઇત્યાદિ ઉપચાર સમર્પણ કરીએ તો કેવળ તે ધાતુમય મૂર્તિને નહિ પણ તે તે દેવતાને ઉદ્દેશીને હોય છે, એ નિર્વિવાદ છે. કોઈ કોઇ ઠેકાણે મૂર્તિને જુદા જુદા ભોગ, શૃંગાર કરવામાં આવે છે, અથવા નૃત્ય ગાયન કરવામાં આવે છે. તે ઘણું નિંદ્ય છે એમ કેટલાએક કહે છે પરંતુ તેમ નથી, નૃત્ય, ગાયન વગેરે વિષય મુખ્ય નહોતા. માત્ર તે દ્વારે લોકોને ભક્તિ માર્ગમાં વાળવાનો ઉદ્દેશ હોય છે.

અપૂર્ણ ]

---

# स्वर्गवासी वैद्यराज प्रभुराम जीवनराम ते उत्तराश्रमना स्वामीश्री कृष्णानंद सरस्वती.



આ મહાન પરલોકવાસી ગ્રહસ્થનું પ્રસિદ્ધ શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહરને હાથે લખાયેલુ એક ટૂંક જીવનચરિત્ર, તેમની છબી સાથે અમે અમારા ગયા માસના અંક સાથે અમારા ગ્રાહકોને મોકલ્યું છે. વૈદ્યરાજ પ્રભુરામના આ સભા તરફ થયેલા અનેક ઉપકારોના બદલામાં અમારાથી વિશેષ કંઈ બની શકતું નથી છતાં આ નાની ભેટ, અમારી તેમની તરફની અંતઃકરણની આભારની લાગણીની કંઈક નિશાની તરિકે તે કબુલ રાખવામાં આવશે એમ અમે માનિયે છીએ.

વૈદ્યરાજ પ્રભુરામ પ્રાઇઝ આ નામનું એક ઈનામ, યુનીવર્સીટીની કોઈ પણ પરીક્ષામાં, સૌથી વધારે માર્ક મેળવનાર વિદ્યાર્થિને દર વર્ષે સ્વર્ગવાસી વૈદ્યરાજ તરફથી આપવામાં આવતું હતું તે ઈનામ તેમના પુત્રો રા. રા. વિશ્વનાથ પ્રભુરામ તથા રા. પોપટ પ્રભુરામે વૈદ્યરાજના નામથી ચાલુ રાખ્યું છે અને આ વર્ષે તે ઈનામ, ચાવંડ નિવાસી રા. શંકરલાલ કુંવરજીને આપ્યું છે.

વૈદ્યરાજ પ્રભુરામ સ્કોલરશીપ વૈદ્યરાજના ઉત્તર કાર્ય વખતે પશ્નોરા જ્ઞાતિના વિદ્યાર્થિઓને ઉત્તેજન અર્થે તેમના પુત્રોએ એક માસિક રૂ૦ ૫ ના સ્કોલરશીપ સ્થાપી છે જે આ વર્ષે ઉપર જણાવેલા ચાવડ વાસી વિદ્યાર્થિ નરહરલાલ કુવરજીને આપવામા આવી છે

વેદધર્મ સભાને મેટ સ્વર્ગવાસી વૈદ્યરાજ તરફથી તેમના ઉત્તર કાર્ય વખતે તેમના પુત્રોએ વેદધર્મમંડળના ધર્માદ ફડમા રૂ ૨૫૦)ની રકમ ભેટ આપી છે તે પૂર્ણ માન સાથે સ્વિકારિયે છીએ અને વેદધર્મસભા તરફથી ઉપરના વારવારના ઉપકારમા થયેલા આ ઉપકાર માટે અમો તેમનો અત કરણથી આભાર માનીયે છીએ

---

## શ્રીમત્ બ્રહ્મચારીજી રામેશ્વરાનદ્જી,

નિરતર ધર્માચરણ અને ધર્મ કાર્યમા નિમગ્ન રહેનાર પ્રસિદ્ધ પૂજ્ય બ્રહ્મચારી શ્રી રામેશ્વરાનદજીએ પોતાના નિરતરના દયાલુ સ્વભાવ પ્રમાણે દુકાળ પીડિત નિરાશ્રિતોને માટે અન્ન દાન આપવુ શરૂ કર્યુ છે જે ગયા માસમા નીચે પ્રમાણે આપવામા આવ્યુ છે

| ૧ બાઈ કાશી | ૨ શામજી પરશોત્તમ | ૩ મગન ખીમચદ |
|---|---|---|
| પાલી ૪ ઘઉ | પાલી ૪ ઘઉ | શેર ૨ આટો |
| ,, ૨ ચોખા | ,, ૨ ચોખા | ,, ાા ચોખા |
| ,, ૧ તુવેર દાળ | ,, ૧ તુવેર દાળ | ,, ાા તુવેર દાળ |
| ,, ૧ મગ | ,, ૧ મગ | |
| **૪ રામકૃષ્ણ આત્મારામ** | **૫ નારાયણ શાસ્ત્રી અટપુત્રે (ગરીબોને આપવા માટે)** | **૬ મુળચદ પાનાચદ** |
| શેર ૧ આટો | કરા ૨ ચોખા | મણ ૧ આટો |
| ,, ૨ તુરની દાળ | પાલી ૨ તુરની દાળ | શેર ૧૦ ચોખા |
| ,, ૧ ઘી | | ,, ૮ દાળ |
| ,, ૧ ગોળ | | ,, ૬ ઘી |
| | | રોકડા ૦-૪-૦ |

---

# आर्युवेद विद्यालय.



મહાન ધર્મ સભાના નેતા બ્રહ્મચારી શ્રી રામેશ્વરાનંદજીએ શેહેનશાહ એડવર્ડની ભયભરેલી માંદગી વખતે પુણ્યાર્થ સ્થાપેલા ધર્મ કાર્યમાં કરેલી ગોઠવણ પ્રમાણે દુકાળ પીડિત રોગી લોકોને રાખવાની સગવડ કરવા ખાતર આયુર્વેદ વિદ્યાલયના રૂગ્ણાલય ( હાસ્પિટલ ) માં ખાટલા, ગોદડાં, તકિયા, ધાબળી, લોટા, વીગેરે રૂ. ૨૫૦ ) નો સામાન અપાવ્યો છે તેને માટે વિદ્યાલયના સત્તાધિકારીઓ તરફથી તેમનો ખાસ ઉપકાર માનવામાં આવે છે.

બ્રહ્મચારીજી રામેશ્વરાનંદજીએ આ સાથે ત્યાં રહેનારા રોગીઓને ખાવાનું પૂરૂં પાડવા માટેની જુદી તજવીજ કરી છે જેને માટે પણ તેમનો ઉપકાર માનવામાં આવે છે. અને વિદ્યાલયના સત્તાધિકારીયો આશા રાખે છે કે બ્રહ્મચારી શ્રી રામેશ્વરનંદજી પોતાની આવી રીતની મદદ વિદ્યાલયને આપવી ચાલુ રાખશે.

आयुर्वेद विद्यालयની છેવટની પરીક્ષાનું પરિણામ ગયા માસમાં જાહેર કરવામાં આવ્યું હતું જેમાં રા. જમનાધર લીલાધર, રામભટ પિતાંબર તથા કેશવલાલ ઝીણારામ, સફળ નિવડેલા જણાવવામાં આવ્યા છે આ ગૃહસ્થોને भिषग्वर तथा एसोशीयेट ओफ आर्यन मेडीकल स्कूल એ પદવી, આવતા સપ્ટેમ્બર માસમાં મળવા સંભવ છે. ગઈ વખતે લેવાયેલી પરીક્ષામાં નીચે પ્રમાણેના સુપ્રસિદ્ધ ડાકટર તથા વૈદ્યો પરીક્ષકો હતા.

નિદાનચિકિત્સાના વિષયમાં ડા. મોરેશ્વર ગોપાળ દેશમુખ બી. એ. એમ. ડી. તથા ડા. પોપટ પ્રભુરામ વૈદ્ય એલ. એમ. એંડ એસ. જે. પી.

શસ્ત્ર વૈદ્યકમાં ડૉ૦ સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર એલ. એમ. તથા વિષ્ણુ કૃષ્ણ પરૂલકર એલ. એમ. એંડ એસ.

છતા એ ... ા ને બાલરોગમાં ડૉ૦ છબિલદાસ ત્રિભુવનદાસ માસ્તર એલ.
કંઈક નિશાની તા... અને ડૉ૦ અનંત નારાયણ સાંબારે એલ. એમ. એંડ એસ.
वैद्यराज प्रभुराम ...
પણ પરીક્ષામાં, સૌથી વધારે ...ગ્ય શાસ્ત્રમાં ડૉ૦ માણિકલાલ મુરલીધર વોડી, એલ.
વૈદ્યરાજ તરફથી આપવામાં કાશિનાથ નારાયણ ગોખલે એલ. એમ. એંડ એસ.
વિશ્વનાથ પ્રભુરામ તથા રા. પીયુર્વેદ મહોપાધ્યાય શંકરદાજી શાસ્ત્રી પદે. તથા
અને આ વર્ષે તે ઈનામ, ચાવંપક હતા.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ ] ભાદ્રપદ સવત્ ૧૯૫૮ [ અક ૧૧ મો

## ॥ यतो धर्मस्ततोजय ॥



### आशाने उपालभ

राग आशा अथवा भैरवी

आशा ! क्या तुरी मनने नचावे  
अघटित घटनामा जनमनने केम वृथा ललचावे टे आ  
खल पुरुषोना कठिनध्वनीने श्रवण सदैव करावे  
हृदयाश्रुने अटकावीने अधम नरोने नमावे- आ  
हास्यजनक बुद्धीवानोने नमन विशेपे करावे  
धनिक तणी मर्यादामाटे अधिक अधिक तु डरावे- आ  
अधमाचरणो युक्तजनोनी श्लाघा वृथा करावे  
त्यम अधमाचरणो ने माटे मनमा भूतभरावे- आ  
स्वार्थपरत्वे अधवनावी अघटित ध्वनी उचरावे  
हृदयकठोर वनावीने त्यम अवरध्वस करावे- आ  
क्षुद्रकार्यमा ललचावीने विपरीत पथधरावे  
दामोदर धर्माचरणोनो पथसुखद विसरावे- आ

अपूर्ण

---

૧ ૮૮ આમાક્ષા પ્રગટ કરાવે (ભૂતભરાવે એ વાગ્ય, કાઠીયાવાડમા ૮૮ આકાક્ષા પ્રગટ કરાવવી એવા હેતુ માટે સહજ પ્રચલિત છે)

# ઈશ્વરોપાસના સમય.

ઉપાસના એ શબ્દનો અર્થ પ્રથમ જાણવાની જરૂર છે. ઉપાસના એટલે સેવા અર્થાત્ કોઈ ઈપ્સિત વસ્તુ પ્રાપ્ત કરવાને માટે તે વસ્તુ, જે દ્વારા પ્રાપ્ત થવાની હોય તેની, કાયીક અને વાચિક તથા માનસીક સેવા કરવી, તેનું નામ ઉપાસના. હવે આમ ઉપાસના કરવામાં જ્યારે મનુષ્ય, એકાગ્રતા પ્રાપ્ત કરે છે એટલે કે બીજી ઉપાધીથી મુક્ત થઇ માત્ર જ્યારે તેજ કાર્યમાં પ્રવર્ત રહે છે અને ઉપાસ્યને સંતુષ્ટ કરે છે ત્યારે તે તેના ઉત્તમ ફળને મેળવી શકે છે. એકાગ્રતાને અંગીકાર કર્યા વિના જેમ નામું લખનાર રૂપૈયા ગણનાર, અથવા અન્ય ગમે તે કામમાં પ્રવર્ત રહેનાર, એકાગ્રતા ન હોવાને પરિણામે લાભને બદલે થાપ ખાઈ બેસે છે તેમ ઉપાસનામાં પણ સમજવું. જો ઉપાસના કરતાં બરાબર એક વૃત્તિ ન રાખે તો તેનો કશો લાભ ન થતાં વૃથા સમય ગુમાવ્યા રૂપ નુકશાનીની થાપ ખાઇ બેસે છે.

ઉપાસના કે અન્ય પરિપૂર્ણ સિદ્ધિપ્રદ કામ કરવા માટે તે કામનો અભ્યાસ કરવા માટે પ્રથમ સ્થળએકાંતતાની અતિ જરૂર છે તેમજ મન એકાંતતા અર્થાત્ શાંત મનોવૃત્તિની મુખ્ય જરૂર છે. પ્રભાતનો સમય, પ્રાચીન શાસ્ત્રકારો મહર્ષિઓએ ઉત્તમ ગણેલો છે તે બહુ ડહાપણ ભરેલી બુદ્ધી પૂર્વક ગણ્યો હશે એમ નિઃસશય સિદ્ધ થાય છે કારણ તે વખતે કુદરતના પરમાણુઓ પણ આપણને સહાયક બને છે. ગયા દીવસ આખામાં જે ઈચ્છા સ્ફુરેલી હોય અને કામ ક્રોધાદિથી જે મન વિકૃત બન્યું હોય તે સર્વ મનોવિકાર, ગઈ રાત્રીની ગાઢ નિદ્રાને પરિણામે શાંત થાય છે અને જાગ્રત થતાં વાર જ્યારે કશો વિકાર પ્રવેશ ન પામ્યો હોય અને જ્યારે કેવળ શાંન્ત મન હોય તે વખતે અપૂર્વ શાંતીને પરીણામે કરેલી ઉપાસના સ્ફુટ બની શકે છે પરંતુ દરેક કાર્યમાં સામી કોટી તો હોયજ છે. જેમ સુખનું સામું દુઃખ, ધનવાનથી ઉલટુ નિર્ધન, વિદ્વાનથી ઉલટું મુર્ખ, દીવસથી ઉલટું રાત્રી, તેજથી ઉલટું અંધકાર અને ઉદ્યોગથી ઉલટું આળસ છે, આમ કાર્ય સાધવામાં સાધન તરીકે મુખ્ય ઉદ્યોગ છે હવે તે ઉદ્યોગનો પ્રતિપક્ષી આળસ, કોઈ પણ ઉદ્યોગ પરાયણ બનનારને પોતાના પક્ષમાં લેવાને આળસ, મથે છે. આ વખતે જો મનુષ્ય, દૃઢ બની પ્રતિપક્ષી આળસને હરાવી, ઉદ્યોગ પરાયણ બને તો જેને માટે ઉદ્યોગ કરે તે સિદ્ધિ

પોતાની પૂર્ણ દૃઢતાને પરિણામે મેળવે છે અન્યથા નથી મેળવતો પ્રતિપક્ષિના પક્ષમા ભળનારો ઉત્તમ પ્રાપ્ય વસ્તુને નથી પામી શકતો

जलबिंदुनिपातेन क्रमश पूर्यतेघट

વડામા પાણીનુ એક એક ટીપુ નખાવા રૂપ ક્રીયા (ઉદ્યોગ) થાય તોજ તે ભરાય છે અને જગાપણ ગતી કરવાથીજ ગમ્ય સ્થળે પોહોચાય છે પરતુ તેમ ન કરતા પ્રતિપક્ષી (આળસ) ને અવલમન કરી બેસવાથી કશુ વળતુ નથી તો ઉપાસનાને માટે પણ પ્રતિપક્ષી (આળસ) ને તિરસ્કારી ઉદ્યોગ પરાયણ બની કાર્ય સાધનાર્થ યત્ન કરવાથી તે વસ્તુ અવશ્ય છતા પ્રાપ્ત થાય છે તો કોઈ સશક્ત, આત્મ શ્રેય કર્તવ્ય કરવાને લાયક મનુષ્ય, પ્રાચીન ઋષિયો અને મુનીઓએ અતિ શ્રેયસ્કર ગણેલો અને વિવેક તથા વિચાર દૃષ્ટીથી જોતા પ્રત્યક્ષ પણ ઉત્તમજ જણાય એવો પ્રાત કાળનો સમય આળસમાને પ્રમાદમા ગુમાવતા ઉપાસના ન કરે તો તે મનુષ્ય પોતાનો જન્મ વૃથા ગુમાવે છે

स्वर्णस्थालेक्षिपतिसरज पादशौचंविधत्ते
पीयूषेणप्रवरकरिण वाहयत्येधभार
चिंतारत्नविकिरति कराद्वायसोड्डायनार्थं
योदुष्प्रापगमयतिमुधा मर्त्यजन्मप्रमत्त ॥

જે મનુષ્ય, સાંસારિક મિથ્યા ઉપાધીમા પ્રમત્ત બની પોતાનો જન્મ વૃથા ગાળે છે તે જે સુવર્ણ થાળી, ઉત્તમ ભોજન વિગેરે સામગ્રી લેવાને લાયક છે તે થાળીમા ધૂળ નાખે છે જેનુ પાન કરવાથી અમર પદની પ્રાપ્તી થાય છે તે ઉત્તમ અમૃત, માત્ર, ક્ષુદ્ર જેવા પાદ ક્ષાલન (પગ ધોવા) ના કાર્ય માટે ઢોળી નાખે છે જે હાથી, સુવર્ણ મય અબાડી વિગેરેથી ભૂષિત કરી નૃપતિ વર્યને બેસારવાને લાયક છે તેની ઉપર લાકડાનો ભારો મૂકીને વહેવરાવે છે અને જે મન ચિંતિત કામના પૂરણકારક ઉત્તમ દેદિપ્યમાન રત્ન છે તેને માત્ર પથ્થરની પેઠે કાગડાને ઉડાડવાની ખાતર ખાડમા ફેકી દે છે અર્થાત્ સુવર્ણ મય થાળી જેમ ઉત્તમ વસ્તુનેજ લાયક છે પરતુ ધૂળને લાયક નથી તેમ આ મનુષ્ય દેહ રૂપી સુવર્ણ થાળી ઉત્તમ ભોજન સામગ્રી રૂપી સન્નિષ્ઠા રૂપ ઉત્તમ કર્તવ્ય તથા કર્તવ્ય કર્મમાથી વખત બચાવીને ઉત્તમ સમય પરત્વે ઈશ્વરોપાસના કરવા લાયક છે તેમ અમૃત જેમ અમરત્વ અને દેહ વ્યાધી

શાંત્યર્થે પાન કરવાને લાયક છે પરંતુ પાદ ક્ષાલન રૂપ અધમ કાર્યમાં ફેંકી દેવાને લાયક નથી અને હાથી જેમ અંબાડી અને રાજાને સ્થાપિત કરવાને લાયક છે પરંતુ કાષ્ટ વહેવા રૂપ અધમ કાર્યને લાયક નથી તેમ અમૃત સ્વરૂપ અથવા હાથી રૂપ આ મનુષ્ય દેહ, પાદક્ષાલનાર્થે ફેંકી દેવા રૂપ અથવા કાષ્ટ વહન કરવા રૂપ વૃથા સાંસારીક ક્ષુદ્ર ઉપાધીમાંજ મચ્યા રહેવાને લાયક નથી પરંતુ ઈશ્વર કથારૂપ અમૃતપાન કરી, પરમાત્મા જગન્નિયંતા પરમેશ્વર રૂપ નૃપતિવર્ય અને વિનય વિવેક સત્ય વાણી અને ન્યાય રૂપ અંબાડીથી અલંકૃત કરવાને લાયક છે.

સમય પરત્વે સ્વાંતસિધ્યર્થે એકાંતાવાસ સંપાદન કરી ઈશ્વરોપાસક અથવા કોઈ ન્યાય પૂર્વક ઉપાસ્ય વસ્તુના ઉપાસકને નીતિ ન્યાય અને વિવેક વિગેરે અલંકારો સંપાદન કરવા માટે નવો શ્રમ (પ્રેક્ટીસ) કરવો પડતો નથી પરંતુ ઉપાસકના અંતઃકરણમાં સ્વતઃ પ્રવેશ કરી ન્યાયાદીક, તેમને સત્કાર્યાર્થે પ્રેરે છે. કાળે કરી સદુપાસક બનાવી અને છેવટ મહાન પુરૂષની ગણનામાં તેમને ગણાવે છે. આ સર્વત્ર એકાંતાવાસમાં ઉપાસનાનું ફળ છે. તો આવાં ઉત્તમ મહાન ફળ મેળવવા ખાતર તેમના પ્રતિપક્ષી આળસને તિરસ્કારી બ્રાહ્મ મુહુર્ત (પાછલી રાત્રી)ના ઉત્તમ ઉપાસના કરવા લાયક એવા નિરૂપાધીમય સમયને વૃથા ન જવા દેતાં તે સમયનો સદુપયોગ કરવો અને દુષ્પ્રાપ્ય મનુષ્ય દેહનું કર્તવ્ય કર્મ કરી ઇહામુષ્મિક સિધ્યધિકારી બનવું જે મનુષ્ય, પોતાનું ચિત્ત, પરમાત્મા સાથે એકત્ર કરવાને આકાંક્ષા રાખતો હોય તેવાએ તો તેણે બ્રાહ્મમુહુર્ત સમયને ઉત્તમ નિશ્ચિંત ગણી તારાઓ ઝાંખા થવા માંડયા પહેલાં પવિત્ર બની ઈશ્વરોપાસનામાં મન યોજવું જે પ્રાચીન સમયમાં મહાત્માની પક્તીમાં ગણાઈ ગયા તેવાઓમાં એક પણ પુરૂષ એવો નથી કે જે બ્રાહ્મમુહુર્તમાં ઈશ્વરો પાસના કરવા વિનાનો હોય, જેણે તેવી રીતે ઈશ્વરોપાસના કરી છે તેજ મહાન ગણાયો છે અને તેનોજ સાંસારિક કૃત્યોમાં પણ જય મળ્યો છે ઉદાહરણ તરિકે પ્રાતઃકાળમાં બ્રાહ્મમુહુર્તે ઉઠી, અભ્યાસ કરનાર વિદ્યાપારંગત બનેલા છે વ્યાપાર કરનાર વ્યાપાર પારંગત બનેલ છે અને અન્ય કોઈ જાતનો ઉદ્યોગ કરનાર પણ તે વખતે ઉઠીને તેની ઉપાસના (મનન) કરનારજ તે તેના પારંગત બનેલ છે.

મહાત્માઓના ઉદાહરણો—જેને આપણે ઈશ્વરાવતાર કહીએ છીએ અને જેણે આખી પૃથ્વી પાડવોના પક્ષમા રહી ધ્રુજાવી છે તથા અનેક અજાયબ જેવા મહાન કર્તવ્યો કરેલા છે તે પરમાત્મા શ્રી કૃષ્ણના આન્હિક કર્તવ્ય તરફ પ્રાચીન ઈતિહાસ ઉપરથી લક્ષ ધરશુ તો માલમ પડશે કે તે પરમાત્માનો પણ ઉપાસના અને કોઈ પણ કાર્યનુ મનન કરવાનો સમય કયો હતો? શ્રીમદ્ ભાગવતના દશમસ્કધના ઉત્તરાર્દ્ધમા તેમના આન્હીકનુ વર્ણન કર્યું છે જેમા પણ તેઓનો ઉપાસના કાળ તરીકે બ્રાહ્મ મુહુર્ત (પાછલી રાત)જ હતો એમ સ્પષ્ટ જણાવે છે અપૂર્ણ]



## राज्यारोहण

શ્રીમાન્ નામવર ઇગ્રેજ સરકારના આશ્રય નીચે આપણો દેશ લગભગ દોઢસો વર્ષથી છે, તેમા મહાન રાજ્યારોહણોત્સવ ક્રિયાને જોવાને આજેજ આપણે ભાગ્યશાળી થયા છીએ આ મહાન રાજ્યારોહણના પ્રસગે આપણા પૂર્વ રાજ્ય કર્તા મહાન રામચદ્રજી પરમાત્માનુ ભાન કરાવ્યુ છે એટલે કે જેમ રામચદ્રજીને રાજ્યગાદીએ બેસવાનો દિવસ હતો તે દીવસે સવારમા મગળ નાદ થતો હતો સુદર વાજાઓ વાગતા હતા, આખા શહેરમા આનદ ઉત્સવ થયો, સ્વર્ગીયલોકો અને મર્ત્યલોકોમાહેના તમામ દેવતાઓ અને રાજાઓએ મહાન ચક્રવર્તી પદ ધારણ કર્તા રામચદ્રજીના રાજ્યારોહણની મોટી ધામધૂમ જોવાને આતુર બની ઉમગપૂર્વક અનેક અલભ્ય વસ્તુઓ ભેટ માટે સાથે લઈ આવ્યા હતા દરેક ઘર પ્રત્યે મગળમય કુભસ્થાપના થઈ હતી તોરણો બધાયા હતા અને કદલીસ્થભ રોપાયા હતા, મહાન રાજમાર્ગ પર જલ છટાયુ હતુ અને વિજયમય વાવટાઓ સ્થલ સ્થળ પ્રત્યે ઉભા કર્યા હતા રાજ મહેલમા કચેરીની અદર મધ્યભાગમા એક મચઉપર સુવર્ણમય અને રત્નજડિત સિહાસન સ્થાપન કર્યું હતુ બે બાજુ તમામ રાજાઓ અને અમાત્ય વર્ગને માટે લાબા મચ ગોઠવવામા આવ્યા હતા એ કચેરીમા મહાન સિહાસનની બાજુમા રહેલા એક બીજા સિહાસન ઉપર બેઠેલા મહાતેજોમય બ્રહ્મર્ષી વસીષ્ઠજી અભિષેકાર્થે તમામ સામગ્રી તૈયાર કરાવતા હતા તમામ રાજ્ય મડળ અને

અમાત્ય મંડળ હાજર થયું હતુ અને રાજ્યારોહણ મુહુર્તનો સમય પણ બરાબર નજીક આવ્યો, માત્ર અરધી ઘડીનો વખત હતો ત્યારપછી પરમાત્મા રામચંદ્રજી, રાજ્યારોહણ કરી મહારાજા બનનારા હતા અને ચક્રવર્તીપદને ધારણ કરનાર હતા પરંતુ.

लिखितमपिललाटे प्रोच्झितुकःसमर्थः

પ્રાચીન મહાન કવિ સૂરદાસજી કહે છે કે—

ટારી નાંહિ ટરે કરમ ગતિ ટારી નાહિ ટરે
કહાં વે રાહુ કહાં વે રવિ શશી આન સંજોગપરે   કર—
દમયંતીને નલરાજાત્યમ વનમે વિપતસહે   કર—
હરિશ્ચંદ્ર જસા દાની રાજા નીચઘર પાની ભરે   કર—
પરમાત્મા શ્રી રામચંદ્રજી બન બન મેં વિચરે   કર—

પ્રારબ્ધની વિચિત્રતા કંઈક અલૌકિક છે. અમુક સમયે શું થવાનું છે તે કશું ચર્મ ચક્ષુથી જણાતું નથી.

मनोरथान् प्रकुर्वंति फलंत्येतेयदृच्छया

મનુષ્યો મનોરથ કરે છે, અમુક કાર્યની સિદ્ધિને માટે મથે છે અને તે કાર્ય સંપૂર્ણ ફળીભૂત થશેજ એમ માની પોતે સંપૂર્ણ આનંદી બને છે પરંતુ અધિદૈવ ઉપાધીને આધીન બનતાં સંપૂર્ણ હર્ષવાન બનેલ મનુષ્યની આનંદ પ્રદ કાર્યાર્થ માનેલી સ્વતત્રતા છિનવાઈ જવાથી તે પરાણે પરાધીન બને છે. તેમ આ વખતે માત્ર અરધી ઘડી પછી જે મહાન ઉત્સવ નિરીક્ષણાર્થે સ્વતંત્ર વૃત્તી કરીને અમાત્ય વર્ગનાં મનુષ્યો રાજાઓ અને અન્ય પ્રજાવર્ગ સ્થિર થઈ બેઠેલાં હતાં તે તમામ અધિદૈવ ઉપાધીને પરિણામે છેતરાયાં, હર્ષને બદલે હર્ષનો પ્રતિપક્ષી ( ખેદ )ને આધીન બન્યાં.

પોતાની પટરાણી કૈકેયીના પૂર્વ કૃત મહાન ઉત્તમ ઉપકારક કૃત્યને પરિણામે તેની સાથે વચન શૃંખલાથી બંધાયેલા દશરથ રાજા ( રામચંદ્રજીના પિતા ) પાસે, નીચમંથરાના સંગથી ભમાયેલી કૈકૈ, મહાન હર્ષમાં પારાવાર હૃદય વેધક શોક પ્રગટકારક શબ્દોથી પૂર્વકૃત ઉપકારને બદલે આપેલા બે વરદાન માગવા લાગી.

વરદાન પહેલું—રામ વનવાસ કરે.
,, બીજું—ભરતને રાજ ગાદી મળે—

પ્રથમનુ વચન દશરથ રાજાને હૃદય વેનક કેમ જાણે જોસથી શૂળ ફેક્યુ હોય અથવા કેમ જાણે ઈન્દ્રે જોસથી નાશકારક વજ્ર ફેક્યુ હોય' તેવુ લાગ્યુ વચન રૂપ મહાન વજ્ર કર્ણદ્વારા હૃદયમા પેસતાવારજ દશરથ રાજા, મૂર્છા ગત થયા મહાન આઘાતથી પીડિત બનેલા ધરણી શરણ થઈ છેલ્લી ( મરણ સમય ) સ્થિતિએ આવ્યા, ચારે બાજુ શોક પ્રદ ખબર ફેલાયા આ મહાન કૈકૈના વચનનો ઘા માત્ર દશરથનેજ લાગ્યો એમ નહિ પણ તમામને એ ઘાએ અસર કરી હર્ષને બદલે સર્વના મુખપર શ્યામતા પ્રસરાઈ, અર્ધી ઘડી પછી સુવર્ણમા રત્ન જડીત મુકુટ ધારણ કરી તથા મહાન રાજ્યાભિ ષેકને દેદીપ્યમાન કરનારા ઉત્તમ આભરણો અને વસ્ત્રો પહેરીને આવેલા જે મહાત્મા રામચદ્રજીનુ શ્રી મુખ જોવાને આતુર થૈ ને કચેરીમા લોકો બેઠેલા હતા તે લોકોએ એ ઉત્તમ રાજ્યારોહણ કરવાને નાયક વસ્ત્રોને બદલે વ'કલ વસ્ત્રો પહેરીને કચેરીમા પધારેલા રામચદ્રજીના દર્શન કર્યા તેના હાથમા રાજ દડને બદલે ખાખરાનો દડ સર્વેએ જોયો કપાળમા કેસરી તિલકને બદલે શ્વેત તિળક જોયુ મસ્તક ઉપર સુવર્ણ મુકુટને બદલે જટાનો મુકુટ જોયો, અગઉપર ચદન લેપને બદલે ભસ્મ લેપન જોયુ આ વખતે તેની સાથે તેમના અગ સેવકો તરીકે સીતાજી તથા લક્ષ્મણજી સાથે હતા આ વિચીત્ર સ્વરૂપ જોઈ તમામ પ્રજાવર્ગ અને રાજાઓના અતરમા મહાન આશ્ચર્ય સાથે અગ્નિ પ્રજવલીત થયો એક નાદે સર્વે બોલી ઉઠયા આ શુ !!! કોમળ પરમાત્મસ્વરૂપ દેદિપ્યમાન શ્રી રામચદ્રજીનુ આવુ સ્વરૂપ જોઈ કોનુ અત કરણ વીંધાયા વીના રહ્યુ હશે ? કોઇનુ નહિ રામચદ્રજીએ દર્શન આપ્યા કે તર્ત તેમા અંત કરણથી ભક્તીભાવ રાખનારા તમામ મનુષ્યોએ એકદમ બેઠા થઈ સાક્ષાત્ સાષ્ટાગ પ્રણામ કર્યા અને અત્યત આર્દ્ર બનીને શોકાશ્રુનો સ્રાવ કરવા લાગ્યા

પ્રાપ્ત થવાની તૈયારીજ હોય એવી વસ્તુનો નાશ થતા તેનો ખેદ નજ પ્રાપ્ત થયેલ વસ્તુ કરતા સો ગણો વધારે થાય છે પુત્ર નજ હોય તેનો જે ખેદ થાયછે તેના કરતા થઈને મરીજનારનો ખેદ અતિ વિશેષ થાય છે નિર્ધનને જે ખેદ થાય તેના કરતા મહાન ધનવાન જ્યારે નિર્ધન બને છે ત્યારે તે અતિ દુ ખી હાલત ભોગવે છે અને તે અતિ રૂદન કરે છે તેમ રાજ્યા રોહણને માટે રામચદ્રજીનો જ્યા સુધી નિશ્ચય નહી થયેલો હતો ત્યારે જે પ્રજા વર્ગને મનમા

ખેદ હતો તેના કરતાં નિશ્ચય થયા બાદ જે આ ભયંકર પરિણામ આવ્યું તેને લીધે અત્યંત ક્લેશ પ્રજાવર્ગમાં વધ્યો. તમામના મંગળમય મુખપર શ્યામતા છવાઈ. જગન્નીયંતા! તારી ગહન ગતી છે દશરથ રાજા મહાન વચન વેધથી પુત્રનો વિયોગજ થયો માની, શ્રવણનાં માતા પિતા માફક પારાવાર ખેદને પરિણામે પ્રાણત્યાગ, આ માંગલીક પ્રસંગે કરશે એમ કોઈના ધારવામાં હતું નહિં તેમજ માતા પિતાની આજ્ઞા પાળક, મહાન ચક્રવર્તી રાજ્યના વૈભવને પણ તિરસ્કારી રામચંદ્રજી, વલ્કલ વસ્ત્ર પહેરી રાજ્યારોહણ કરવાને બદળે પોતાના ભાઈ લક્ષ્મણ અને પોતાની વહાલી સ્ત્રી સીતાને સાથે લઈ જંગલમાં ચાલી નીકલશે એ કોઈની ધારણા ન હતી..

રામલછમન ચલેખનુમેં દૈસીકીરતાર બિગારી હે ?

આહા ! રામ અને લક્ષ્મણ એ બને, મહાસમર્થ રાજ્યને તિરસ્કારી સાથે વનમાં ચાલી નીકળયા ને રાજ્યારોહણનું કામ અટકયું. આહા ! એ પ્રભુ ! શું તારી ચમત્કૃતિ ?

મહાન રાજ્યા રોહણનું કામ અટકવાનો અને તજ્જ્ન્ય પ્રજાવર્ગને ...હાન ખેદ પ્રગટ થવાનો સમય ત્યાર પછી આજેજ આપણા માનવંતા ...ક્રવર્તી પદને પ્રાપ્ત થયેલા સાતમા એડવર્સનો આપણે જોયો.

રામચંદ્રજીને જંગલમાં જવાને આજ્ઞાથવા રૂપ અધિદૈવિક ઉપાધી ...ડી અને મહાન સાતમા એડવર્સને માંદગીરૂપી અધિદૈવિક ઉપાધી, પરી- ...ામે અધ્યાત્મપણાને પામીને નડી અર્થાત્ અધિદૈવિક ઉપાધી રૂપ ...ાચીંતિ માંદગી પ્રગટ થઈ પરંતુ જેમ મહાન સુખની આશામાં દુઃખનો ...નુભવ, થતાં જે અતિ ખેદ થાય છે તે કરતાં મહાન દુઃખને અંતે ...ટલે તે દુઃખથી મુક્ત થયા પછી જે મહાન સુખના ઉત્સવનો સમય આવે ... તે, તે દુઃખથી અધિક સુખમય બને છે. ચોમાસાનાં વાદળાંઓ દૂર ...રસ્યાબાદ ભાદ્રપદ માસનો સૂર્ય પહેલાં તપતો હોય તેથી અધિક તપે છે ...વર્ણ, પ્રથમ દેદીપ્યમાન હોય છે તેથી અગ્નિ સંસ્કાર થયા બાદ અતિ ...જસ્વી બને છે ખાંણમાંથી કાઢેલા હીરાનું જે તેજ હોય તેના કરતાં તેને ...રાણ ઉપર ચડાવી છોલી તેની સાથે સંલગ્ન થયેલ ધૂળ વિગેરે પદાર્થો દૂર ...ર્યા પછી અધિક તેજ વધે છે. તેમ દુઃખ રૂપ વાદળાઓ અથવા ધૂળ દૂર ...રસ્યા બાદ એટલે કે વનવાસ ભોગવી પુનઃ રાવણને મારી જ્યારે રામ-

ચદ્રજી, સ્વરાજ્ય ધાનીમા આવ્યા અને એ વખતે જે રાજ્યાભિહણનો ઉત્સવ થવા લાગ્યો ત્યારે પ્રજાને મુક્તની રહેવા ઉત્સવ કરતા પણ અધિક આનદ પ્રદ થયો, તેમજ આપણા શ્રીમત સાતમા એડવર્ડનો પણ માદગી રૂપ દુખને અગે બધ રહેલો રાજ્યાભિહણનો માગનીક ઉત્સવ, જ્યારે પુન કર્યો ત્યારે જે પ્રજાવર્ગને આનદ હતો તેથી અધિક વ યો કારણ દુખમુક્ત થવા પછી હવે એકદમ ઉપાધી રહિત વયેના રાજા, રાજ્યારોહણ કરી નિર્વિઘ્નપણુ ભોગવશે અને આપણા હિતાર્થે યોજશે આવુ અતરમા પ્રજાવર્ગથી મનાય છે તેમજ દુખમુક્ત થવાનો હર્ષોત્સવ અને રાજ્યાભિહણનો હર્ષોત્સવ આમ બન્ને જાતના ઉત્સવોને પરિણામે પણ પ્રજાવર્ગ, અતિ પ્રસન્ન થઈ, તેને માટે અતીવય હર્ષ પ્રગટ કરે છે અમો પણ અમારી સભા તરફથી નામદાર સાતમા એડવર્ડની રાજ્યારોહણની ખુશાલીમા આન પૂર્વક ભાગ લઈ હર્ષનાદ કરીએ છીએ

રાગ

પ્રગટયો આ આનદ મહોત્સવ દિનશુચિવર આજે
હળી મળી આજે સહુ લોકો ધરિ અતર ઉલ્લાસ
ચાટયા સગે, સઉમગે, અતિરગે, આ પ્રસગે
સહુ તન મન અર્પિ કરે મહોત્સવ બહુ રીતે છાજે અપૂર્ણ]

---

## વ્યવહાર શિક્ષણ

અભ્યાસ શિક્ષણમા પારગત થયો હોય પરતુ વ્યાવહારિક અનુભવ શિક્ષણમા પારગત જે ન થયો હોય તે માન્ય ગણાતો નથી અને તેવો વ્યવહાર શિક્ષણની ખામીવાળો, ઉત્તમ વિદ્વાન છતા સારી પ વી મેળવી શકતો નથી ઉદાહરણ તરીકે વકીલાતનો સારો અભ્યાસ કર્યો હોય, અને કાયદાની પરિક્ષામા પસાર થયો હોય પરતુ વ્યાવહારિક શિક્ષણની ખામીને અગે કુદરતી બુદ્ધી ન ખીલેલી હોય અને બરાબર વક્તા ન બનેલ હોય તો તે, પોતાના

ઉદ્યોગમાં યશ સંપાદન નથી કરી શકતો, તેમ વૈદ્યવિદ્યાનો અભ્યાસ કરી વિદ્વાન બને તે વૈદ્ય કરતાં વૃદ્ધ, અનુભવી અને વ્યવહાર કુશલ વૈદ્યને લોકો વિશેષ માન્ય કરશે; સારો વિદ્વાન માણસ. એક સભામાં બોલશે તેના કરતાં તેનાથી ઓછી વિદ્યાવાન પરંતુ વ્યવહારીક વિદ્યાનો પૂર્ણ અનુભવી મનુષ્ય, કુદરતી દાખલાઓ આપીને જે ભાષણમાં અસર કરાવશે તેટલી અસર પૂર્ણ વિદ્વાન નહિં કરાવી શકે.

વૃદ્ધોને જે માન અપાય છે તે વ્યવહાર શિક્ષણને માટેજ. સાધારણ વ્યવહાર જો કે સર્વેનો સરખો હોય છે પરંતુ કેટલોક વ્યવહાર, જ્ઞાતિપરત્વે ભિન્ન ભિન્ન હોય છે. હવે ઘણીખરી તમામ જ્ઞાતિના વ્યવહાર અને કર્તવ્ય જાણનાર, સર્વ વાતે સમર્થ ગણાય છે અને તેવાની ક્રિયા અને કથન ઉપર સર્વે આકર્શાય છે. સર્વેનો વ્યવહાર ન જાણી શકતાં માત્ર પોતાની સ્વજાતિના વ્યવહારને સપૂર્ણ જાણનાર પણ માનને પાત્ર બને છે. જ્ઞાતિ વ્યવહાર શિવાયના સાધારણ વ્યવહાર શિક્ષણની અતિ જરૂર છે, પોતાને ઘેર આવેલા મેમાન સાથે કેવીરીતે રેહેવું કેમ માન આપવું તેમજ ઘર આગળ મળવા આવેલનો કેવી રીતે આદરસતકાર કરવો ? એ વિગેરેવ્યવહાર શિક્ષણનો બાલ્યાવસ્થાથીજ અભ્યાસ કરવાની જરૂર છે. આવી જાતની કશી કેળવણી, શાળામાં અપાતી નથી. માટે બાલ્યાવસ્થામાં એ સાધારણ વ્યવહાર શિક્ષણ, તેમના પિતા કે કોઈ પણ વાલીએ આપવાની જરૂર છે. હિસાબી કે અન્ય ગણિત કાર્યનું નિશાળમાં વેદિયાં માફક શિક્ષણ આપવું તેના કરતાં વ્યાવહારીક પ્રકૃતિમાં બાળકને અનુભવ દ્વારા જે શિક્ષણ અપાય તે સજ્જડ તેના મનમાં ચોટી બેસે છે. ઉદાહરણ તરીકે નાના બાળક ને મોઢે સવાલ કરશું કે એક કોઢીયાની પાનની ત્રણ પટ્ટી તો પૈની કેટલી ? એ સવાલમાં વખતપર મૂઝાશે પણ પ્રથમ એક પૈસો લઈને ત્રણ પટ્ટી લાવવાનું કહ્યું હોય અને બીજે દીવસે પૈસો આખો આપી, માત્ર એક પટ્ટી લાવવાનું કહ્યું હોય તો તે. બે પૈ પાછી લાવવી નહી ભૂલે, કારણ તર્તજ તેના મગજમાં આવશે કે કાલે તો ત્રણ પટ્ટી લેવાની હતી પણ આજે બે ઓછી છે માટે બે પૈ માગવી જોઇએ આમ વિંચારી બે પૈ માગીને લેશે પણ છેતરાશે નહિ. માટે બુદ્ધી કુશળનું પ્રાબલ્ય, વ્યવહાર કુશળતાને અંગેજ બને છે, આમ વ્યવહાર શિક્ષણ આપવા માટે બાળકને

ભમાવવાની જરૂર છે પરતુ ઘરમા બેસાડી મૂકવાની જરૂર નથી બજારમા દુકાન ઉપર, બદર ઉપર, મેળામા, ખેલમા, ને ઉત્સવમા, વિગેરે દરેક ઠેકાણે બાળકોને સાથે લઈ જતા પોતાને ગ્રાહ્ય વસ્તુને દૃષ્ટી ગોચર કરી પોતાની મેળેજ તેમાથી વ્યવહાર શિક્ષણ ગ્રહણ કરી લેશે કદાપી વિચિત્ર મગજને પરીણામે વિપરીત કર્તવ્ય ગ્રહણ કરે તો તે દૂર કરાવી, સારૂ વ્યવહાર શિક્ષણ મળે તેવા દાખલાઓ દ્રષ્ટી ગોચર કરાવી, વ્યવહાર કુશળ કરવો એ તેના મુરબ્બીનુ કર્તવ્ય છે એટલે કે બાળકને બહાર એકલો હરવા ફરવા દેવાની થોડી છૂટ આપવી પરતુ તેમના મુરબ્બીએ પોતાની સાથે વિશેષ ફેરવવો અને વ્યવહાર શિક્ષણ દૃષ્ટ ઉદાહરણો બતાવી આપવુ એકલા બહાર ફરનાર બાળક, વ્યાવહારિક શિક્ષણગ્રાહ્યપદાર્થોમાથી પોતાની મેળે અવળુ શિક્ષણ પણ ગ્રહણ કરે છે જેમકે મેળામા કોઇને ચોરી કરતા જોવે તો તેણે તે કામ કરતા કઈ યુક્તી વાપરી તે જોઈને પોતે તેવુ શીક્ષણ ગ્રહણ કરે પરતુ તેનુ પરિણામ નઠારૂ આવે છે તેમ ધારણા ન કરે, કોઈ કુલટા સ્ત્રી અથવા પુરૂષ, દુષ્ટ ચેષ્ટાઓ કરે તે ઉપરથી તેવુ શિક્ષણ ગ્રહણ કરે પણ તેવા કામમા દુ ખી થવાય છે તેનો વિચાર ન કરે અને જુગાર રમવામા ઉત્સુકતા વધે પરતુ તેમા લાભ કરતા હાની વધારે છે એમ મનમા ન થાય તેથી મુરબ્બી વર્ગે સાથે રહિ, અવળા કાર્યમા ન ઉતરે તેની સભાળ રાખી દરેક વસ્તુનું ઉત્તમ જ્ઞાન થાય તેવો અનુભવ કરાવી તથા નઠારૂ કાર્યે કરતા હાની થાય છે તેનો ઉદાહરણ સાથે અનુભવ કરાવી વ્યવહાર શિક્ષણ આપવાની જરૂર છે

મુરબ્બી, બાળકને મેળામાં લૈ જાય તો તે મેળામા અનેક પુરૂષોને જોઈ અથવા કાઈ નવીન ક્રીયા કરનારા મનુષ્યને જોઇ, તેના મનમાંથી કેટલુક અભિમાન ઓછુ થશે મુરબ્બી તરફથી દીઠેની વસ્તુથી મગજના બોધ દ્વારા તેના મનમા થશે કે આહા! મનુષ્યો કેવી ચમત્કારિક ક્રીયાઓ કરે છે? પોતાના બુદ્ધી બળથી હાથી અને સિહ જેવા મહાન પ્રાણીને વશ રાખે છે, જેમાં આપણી અક્કલ કામ ન કરે તેવી નવી નવી કારીગિરીવાળી વસ્તુઓ બનાવે છે કેટલાક અગ કસરત અદ્ભુત રીતે કરે છે, આ માહેલુ મારામા તો કશુએ નથી, ખરેખર આવી જાતનુ કાઈક પણ શિક્ષણ મારે સપાદન

ગામના આગેવાન ગ્રહસ્થોની અનેમુંબઈ નિવાસી શાસ્ત્રી વર્ગની માધવબાગમાં મહાન સભા ભરી છવીશ પ્રશ્નોનો ખુલાસો શાસ્ત્રીઓ પાસે માગ્યો, જે છવીશ પ્રશ્નો અમારા ચાલતા પુસ્તકના ત્રીજા અંકમાં રજાુ કરેલાં છે અને તે ધર્મસભાનાં પ્રશ્નો સંબંધી હાલ મહારાજ નિત્યાનંદજી, વ્યાખ્યાનો આપવા લાગ્યા છે. લોકોનો પ્રવાહ કેવી જાતનો છે તે કાંઈ કળી શકાતું નથી. દરેક મનુષ્યોની ભિન્ન ભિન્ન વૃત્તિ હોય છે, વ્યાખ્યાન કરવા વખતે થોડા વખત પેહેલાં અહિ પધારી ગયેલ સ્વામી શ્રી હંસ સ્વરૂપજીના વ્યાખ્યાનમાં પણ જન સમૂહ સારો થતો હતો અને આ સ્વામીજીના વ્યાખ્યાનમાં પણ સારો થાય છે ત્યારે આ બન્ને ધર્મના ભિન્ન ભિન્ન પક્ષને સ્વિકારનાર મહાત્માઓમાં લોકો કોને વધારે માને છે તે કાંઈ અનુમાન થઈ શકતું નથી.

ધર્મને માટેજ લાગણી ધરાવનારા અને તે ધર્મને અંગે ઉત્પન્ન કરેલાં છવીશ પ્રશ્નોનો ખુલાસો મેળવવા માટે હજારો રૂપૈયા ખરચનાર બ્રહ્મચારી શ્રી રામેશ્વરાનંદજીએ, છવીશ પ્રશ્નો ઉપર મહાત્મા નિત્યાનંદજીને પોતાના વિચારો વ્યાખ્યાન દ્વારા જગ સમુહને જાહેરકરવા ધર્મ સભાતરફથી ગોઠવણ કરી છે. અમો સંપૂર્ણ આશારાખીએ છીએ કે મહાત્મા રામેશ્વરાનંદજીના મહાન પ્રયાસનું સંપૂર્ણફળ, જુદા જુદા મહાન વિદ્વાનોના વ્યાખ્યાનો દ્વારા ધીમે ધીમે આર્યધર્મ તત્વનું છેવટ એક સિદ્ધાંત થતાં આર્ય પ્રજાને મળે.

---

## सद्गुण.

### आर्या.

उत्कर्षवान् निजगुणो यथा यथा याति कर्णमन्यस्य
धनुरिव सुवंश जन्मा तथा तथा सज्जनो नमति

સારા "વંશ" વાંસમાંથી બનાવેલા જે ધનુષ્યની ઉંચી કરેલી (ગુણ) દોરી જ્યારે મનુષ્યના કાનપાસે જાય છે ત્યારે તે, ધનુષ્ જેમ નમે છે તેમ સારા "વંશ" કુળથી ઉત્પન્ન થયેલા જે મનુષ્યના ઉચ્ચગતિને પામેલા ગુણો, અન્ય જનના કાનસુધી જાય એટલે અન્ય જનોના સાંભળવામાં આવે છે

ત્યારે તે મનુષ્ય વિશેષ નમ્ર બને છે એટલે કે સારા ગુણનું ગાન કરી લોકો મારી પ્રસશા કરે છે એમ માની મનમા અભિમાન નથી ધરાવતો, પરન્તુ નમ્ર બની, તેવા ગુણો વધારવાને પ્રયત્ન કરે છે

દુનીયામા ખરી વ્યવસ્થા કરનાર એક સદ્ગુણ છે મનુષ્યત્વ અને અમનુષ્યત્વનુ ભાન, સદ્ગુણથી જણાઇ આવે છે સદ્ગુણવાળા મનુષ્યો ગમે તે સમયે પોતાની પ્રમાણિકતાથી, શુદ્ધ વાસનાથી, અને પોતાની અપ્રમેય શક્તિથી અન્યની ઉપર વશીકરણ કરી શકે છે એટલે પોતાના સહજ સદ્ગુણોથી સામાને મોહિત કરી, પોતાને તાબે કરી શકે છે આવા સદ્ગુણવાનના વચનનું ઉલ્લધન પણ કોઇ કરવાને હિમ્મતવાન બનતો નથી અને તેમને અનુકૂળ રહેવાને સહુ આકાક્ષા રાખે છે તેનામા કઇક અદ્ભુત ચમત્કાર જુવે છે જગતમા જે કાંઈ ઉત્તમ ગણાય અને જેને માટે સર્વે લોકો તરફથી સારૂ માન ધટે એવી સઘળી બાબતોનો સમાવેશ માત્ર એક આવા સદ્ગુણવાન પુરૂષમાજ થાય છે —

કદાપી બુદ્ધિ સારી ચલાવી કોઇ અસદ્ગુણવાન છતા સદ્ગુણવાન બનવા કોશીષ કરે તો પણ જે સદ્ગુણવાનને માન અપાય છે એટલામાનને પાત્ર, કદાપી તે બનતો નથી બુદ્ધિ તો માત્ર ભિન્ન ભિન્ન લક્ષણોમા ઉતારી મનુષ્યને થોડો ઘણો ચમત્કાર દર્શાવે છે પરતુ સદ્ગુણ તો સામા માણસને તદન ( દ્રાવક ) ગાળી નાખનાર બને છે અને ખરો પ્રેમ પ્રગટાવે છે અને પ્રેમ પ્રગટ કરવો એનુ નામજ વશીકરણ કર્યું એમ કહેવામા કોઇ ખોટુ નથી કારણ અમુક ઉપર પ્રેમ પ્રગટ થતા તેને આધિન મનુષ્ય બને છે

આવો સદ્ગુણ મેળવવામાં કેટલીક ઇશ્વરી કૃપા પણ જોઇએ છીએ સસારના કેટલાક આવરણો એવા હોય છે કે તેને દૂર કરવાનું સામર્થ્ય, બહુ થોડાને પ્રાપ્ત થાય છે આવુ ઈશ્વરી નિર્માણ છતા કેટલીક મનુષ્યો, પ્રમાણીક બુદ્ધિથી, યોગ્ય આચરણોથી, સુવાસનાથી, અન્યના શુભમાં લાલસા રાખવાથી તેમ પોતાનુ કર્તવ્ય કર્મ શુદ્ધભાવે કરવાથી દુનીયાના આવરણોને દૂર કરી સદ્ગુણ સપાદન કરે છે આવુ સદ્વર્તન રાખવુ એમા કાંઈ મુશ્કેલી કે ચમત્કાર નથી છતાં દ્રવ્યવાન કે ઉત્તમ અધિકારવાન તો ઘણા છે પરન્તુ મુશ્કેલી વગરના ઉપર જણાવેલા સાધનો સપાદન કરી પ્રતીષ્ઠાવાન બની

દિગન્ત કીર્તિ મેળવવી એ કાર્ય તમામના ભાગ્યમાં હોતું નથી. તમામ મનુશ્યનું આચરણ, પોતાના નિત્ય કર્મમાંથીજ જણાય છે સદ્‌ગુણ મેળવવાની ઈચ્છાવાન પુરૂષે પોતાના નિત્યવ્યવહાર કર્મમાં ધંધા રોજગાર આદિકમાં જે (અપ્રતિષ્ઠીત) નિંદિત કામ બનતું હોય તેનો ત્યાગ કરી પ્રતિષ્ઠાવાન કામજ સંપાદન કરવું જોઈએ, આવીજ કાર્ય કર્તવ્ય બુદ્ધિથી પણ મનુષ્ય, સદ્‌ગુણવાન બને છે અને સારૂં સુખ સંપાદન કરી શકે છે. ને સારૂં પદ મેળવે છે. સાધારણ બાબતથીજ મનુષ્યે સદ્‌ગુણવાન બનવાનો યત્ન કરવો જોઇએ કારણ તેવા બનવામાં વ્યવહારિક ગુણો જાણવાની બહુ જરૂર છે. આપણા સત્કર્તવ્યોથી કે દયાર્દ્રાદી ભાવથી કદી આપણે સદ્‌ગુણવાન બનશું તોપણ જો વ્યાવહારિક ગુણોની આપણમાં ખામિ હશે તો અસદ્‌ગુણવાન બનતામાં જરાપણ વાર નહિં લાગે. માટે સદ્‌ગુણોને જાણવામાં તેવાં કર્તવ્યો, બહુ ઉપયોગનાં છે. કેવળ બુદ્ધિનાં પરાક્રમથી ઉન્નત પદવી મેળવી, તેમાંજ સુખ માનનારો મનુષ્ય, માત્ર શારીર સુખજ કદાપિ સંપાદન કરી શકે છે પરન્તુ વ્યાવહારિક સદ્‌ગુણ સંપાદન કરનાર મનુષ્ય જેમ આત્મસુખ અને જગદ્વિજયી કીર્તિ સંપાદન કરે છે તેમ તે બન્ને સંપાદન નથી કરી શકતો. કેવળ આત્મસુખ મેળવનાર જગતમાં નાશવાન્ છે અને તેમાં અન્ય મનુષ્યને વશ કરવાની શક્તિ ન હોવાથી અસહાય બની એકલોજ બેઠો બેઠો વિમાસે છે પરંતુ સદ્‌ગુણવાન નાશવાન છતાં કીર્તિરૂપ શરીરથી આજગતમાં અમર રહે છે અને સર્વ મનુષ્યને વશ કરવાની પોતાની શક્તિ હોવાથી સર્વને વશ કરી, તે સર્વ મનુષ્યોદ્વારા પોતે અનેક સુખો ભોગવે છે તથા અન્યને સુખનાં સાધનો કરી આપે છે માટે સદ્‌ગુણવાન બનવું એ વિશેષ ઉત્તમ છે. અને તેમ બનવામાટે ઉપર જણાવેલાં લક્ષણો અને વ્યાવહારીક ગુણો અને પોતાનું ડહાપણ એજ કારણરૂપ છે માટે માત્ર બુદ્ધિકૌશલ્યતામાં ન અંજાઈ જતાં તેમજ તેમના પરિણામરૂપ કેવળ આત્મ સુખમાંજ લક્ષણ રાખતાં, પોતાના સદ્‌ગુણોથીજ પોતાનું વ્યાવહારિક વ્યાપારાદીક કર્તવ્યમાં પ્રવર્તવું અને એજ સર્વસ્વ સમજી વ્યાવહારિક ગુણોમાં લક્ષ રાખી, સત્કાર્ય સાધ્યે જવાથીજ ઉત્તમ ગુણશાળી થવાય છે એમ માનવું.

કેવળ વિદ્યા અને જ્ઞાનથી સદ્‌ગુણીમાં ગણાવાતું નથી. ઘણા મનુષ્યો, સારો વિદ્યાભ્યાસ કરી, તેમ કરવા ધારે છે પણ તે બનવું બહુ મુશ્કેલ છે

કારણ વિદ્યાદ્વારા બુદ્ધિ કૌશલ્યતા વધારી, અનેક મનુષ્યો, સ્વાર્થ પરાયણ બની પોતાની બુદ્ધિનો અને વિદ્યાનો ખોટી પરશ્નાધા કરવામા વ્યય કરે છે અને તેવાજ ક્ષુદ્ર કાર્યોથી માન પોતાનુ ઉદર પોષણજ કરી જાણે છે ઘણા ષટ્ શાસ્ત્રી સપન્ન, ધર્મશાસ્ત્ર નિપુણ, અથવા બી એ એમ એલ બી સુધીનો અભ્યાસ કરનારા કરતા પ્રમાણિકતામા, સત્ય નિષ્ઠા રાખવામા, અને પોતાના અબાછિત કર્તવ્ય પરાયણતામા, એક ગ્રામ્ય અભણ મનુષ્ય ઉત્તમ હશે શકરાચાર્યે એક સ્થળે જણાવેલ છે કે વિદ્યાનો ડોળ માત્ર ભૂત્યર્થ છે પરન્તુ મુક્ત્યર્થ નથી જો તેમ કદી હોય તો વિદ્વાન છતા રાવણ, સ્ત્રી હરણ કરી અસદ્‌ગુણી કેમ બને? ચારે વેદ રાવણને મુખાગ્ર હતા તેમ બીજી બાબતોમા પણ કુશળ હતો છતા અસદ્‌ગુણી હતો ચાણાક્ય પણ સમર્થ વિદ્વાન હતો પણ પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કેવળ કોઈનો નાશ કરવામાજ કર્યો હતો અને અસદ્‌ગુણી જગતમા બન્યો હતો આ ઉપરથી વિદ્યા અને જ્ઞાનને સદ્‌ગુણી સાથે કાઇ સબધ નથી એમ કહેવામા પણ કશો સશય નથી જેમ વિદ્યા અને કૌશલ્યતા સાથે સદ્‌ગુણને કશો સબધ નથી, તેમ દ્રવ્ય સાથે પણ કશો સબધ હોતો નથી કદાપી વિપરીત સબધવાળુ દ્રવ્ય, થઇ પડે છે એમ કહેશો તો તે મનાશે કેમકે દ્રવ્ય ઘણી વખત સદ્‌ગુણનો નાશ કરાવે છે આમ નાશ કરાવવાનો હેતુ એ કે અનીતિ, વિષયાસક્તિ, ખરાબ વ્યસન, કુટિલતા, મોહાન્ધતા, અભિમાન, અન્યનુ અપમાન વિગેરે વિગેરે ઘણે સ્થળે દ્રવ્યના મિત્રો થઈ રહે છે દ્રવ્યવાન પુરૂષો, પોતાનુ મન નીયમમા રાખી શકતા નથી આમ જોતા સાહસીક વૃત્તિવાન, દ્રવ્યવાન પુરૂષને દ્રવ્ય, ઉલટુ ફસાવનાર થૈ પડે છે હવે આથી વિપરીત ભાવ એટલે નિર્ધન તરફ નજર કરીએ ખરૂ જોશો તો નિર્ધનને સદ્‌ગુણ સાથે સબધ રાખવો વિશેષ પ્રીય હશે ધનવાનને તો ધનના મદમા તેની દરકાર પણ ઘણી વખત નથી હોતી સદ્‌ગુણ રહો કે ન રહો તેની કોણ દરકાર કરે છે? "આપણે આપણુ કામ કર્યા કરો," આવો સિદ્ધાન્ત વિશેષે કરી દ્રવ્યવાન રાખે છે પરન્તુ નિર્ધન મનુષ્ય તો સદ્‌ગુણની બહુજ દરકાર રાખે છે, તેને સપાદન કરવાને બહુજ આકાક્ષા બતાવે છે નિર્ધન માણસ હમેશા દ્રવ્ય મેળવવા ખાતર નિષ્કપટતાથી ઉદ્યોગ કરશે અને સારી પ્રમાણિક વૃત્તી તેનેજ ખાતર રાખશે અને તેજ દ્રવ્ય મેળવવા ખાતર પૈસાનો કરકસર કરી, યોગ્ય સ્થળેજ વ્યય કરશે પરન્તુ અવળે રસ્તે

વ્યય નહિ કરે આવી વૃત્તિ રાખતાં સદ્દ્ગુણ સંપાદન સહજમાં થાય છે એમાં સંશય નથી.

નિર્ધન માણસ સ્વનિર્વાહાર્થે ધન મેળવવાનો યત્ન કરે પરંતુ અત્યંત એકઠું કરવા અંતરીક લાલસા થોડી રાખે છે કારણ બહુ લાલસા રાખતાં અપ્રમાણિક વૃત્તિ થશે તો ઉલટું જે આટલી પ્રતિષ્ઠા જામી છે તે પણ શીથિલ થૈ જશે જેથી ઉદ્યોગ ઉલટો કમી થશે. પોતાના ઉદ્યોગને ક્રમે પૈસા પાત્ર, પ્રતિષ્ઠા જાળવતાં થવાય તો ભલે આમ તે માને છે અને નિર્ધન પુરૂષ, બહુ લોલુપતા રાખતો નાથી. તેઓનો ઈશ્વર પ્રત્યે પ્રેમ ભાવ પણ ઓછો થાતો નથી કારણ તેઓ એમજ સમજે છે કે ઈશ્વરાસ્થા રાખવી એ પણ સદ્દ્ગુણમાં વૃદ્ધિ કરનાર છે.

નિર્ધનને ધનરામ હમારે નિર્ધનને ધનરામ
હિરામાણેક મોતી જવાહિર જરિયન જુઠી બદામ—હમારે

કેશવકૃતિ.

નિર્ધનના અંતરમાં ઘણાખરા આવાજ વિચારો કાયમ રહે છે અને તેથી આસ્તિક બને છે. પરંતુ ઘણા ધનવાનો ઈશ્વરની પણ દરકાર ન રાખતાં તદ્દન નાસ્તિક બની જાય છે નાસ્તિક બનવાના દાખલાઓ નિર્ધનમાં બહુજ થોડા હશે કદાપિ હશેજ નહિં, પરંતુ ધનવાન પુરૂષોમાં ઘણા જોવામાં આવશે. જુવો કે ધર્મ પ્રવર્તકો, જે જે બની ગયા તે સઘળાઓ, નિર્ધનજ હતા પણ કોઈ ધનવાન.ન હતું અને તેઓમાં પણ જે ધનવાન હશે તે પણ નિર્ધન અને નિરાધારી બન્યા છે ત્યારેજ ધર્મ પ્રવર્તક બન્યા છે. ધર્મ પ્રવર્તક થવું તેમાં પણ સદ્દ્ગુણ તો મુખ્ય જોઇએ છીએ તે વિના લોકોના અંતઃકરણમાં તેઓ વિશ્વાસ પાત્ર નથી બનતા. જ્યારે લોકોને વિશ્વાસ ન હોય ત્યારે તેના કહેવને માન કેમ આપે ? નજ આપે. ત્યારે પ્રથમ પોતે સારી વર્તણુંક કરી પ્રતિષ્ઠાવાન બની પછી બીજાને પોતાના સમાન બનાવવા તત્પર રહે છે. જુવો પ્રથમ ધર્મ ચલાવનાર બુદ્ધદેવ તે એક રાજાનો કુંવર હતો પરંતુ જ્યારે તે ધર્મોપદેશક તરીકે પ્રસિદ્ધ થયો ત્યારે તેની પાસે રાજ્યવૈભવો ન હતા. પણ જગલમાં રખડી ફળ ફુળ ખાઈ પોતાનો નિર્વાહ ચલાવી સદ્વર્તણુકથી પોતાની પ્રતિષ્ઠા

જાળવી, ઉત્તમ ગુણવાન બની ધર્મોપદેશ સહુને કરતો હતો તેમજ આર્ય-ધર્મોપદેશક શ્રીમાન શંકરાચાર્યજી તરફ દૃષ્ટી કરશુ તો તેના માતાપિતા અથવા તે પોતે પણ ધનવાન ન હતા, તેમના પિતા, પોતાની બાલ્યાવસ્થામા સ્વર્ગવાસી થયા હતા પોતાની વિધવા માતાના હાથથી તેઉછર્યાં હતા, તો તે કેટલાક ધનવાન હશે? એ સહજ વિચારવુ તથા ક્રિશ્ચિયન ધર્મ પ્રવર્તક મહા સમર્થ લ્યુથર પણ તેવીજ સ્થિતિનો માણસ હતો ઘડીયાલ બનાવી અથવા ખેતી કરી પોતાનો ઉદરનિર્વાહ ચલાવતો હતો ટૂકામા કહેવાનુ કે ધર્મપ્રવર્તકો દોલતની દરકારજ ન રાખતા જો તેમ કરવા ધારે તો લાખો કરોડો ધન મેળવે પરન્તુ તેવી સ્પ્રહાજ ન રાખતા પરતુ કેમન પોતાની વર્તણુક સારી રાખી સદ્‌ગુણ મેળવી લોકોને સદ્‌ગુણવાન બનાવવામા તેઓ સર્વસ્વ માનતા અને સદ્‌ગુણજ ખરૂ ધન ગણતા

પોતે ધારેલા કાર્યમા આસ્તા રાખી તેને અનુસરવામા ઘણી વખત બહુ જય મળે છે, પરન્તુ તે કાર્ય પોતાની શક્તિના પ્રમાણમા હોવુ જોઇએ શક્તિ ઉપરાન્તનુ હોય તો ત સિદ્ધ થતુ નથી ભિખારી માણસ રાજ્યગાદિ ધારેતો તે શક્તિ ઉપરાન્તનુ કામ હોવાથી તેમા તેને ફત્તેહ મનતી નથી પરન્તુ એક રાજાનો કુવર મોટી રાજ્યગા ી મેળાવવાને યત્ન કરે તો તેનુ કાર્ય, સફળ થવા તેના બાહુ બળના પ્રમાણમા સભવ ખરો તેમજ જે કાર્ય કરવા ધાર્યું હોય તે સત્યનિષ્ઠાથી વિરૂદ્ધ ન હોવુ જોઇએ આવુ કાર્ય સ્વિકાર-નાર મનુષ્ય, ખતીલુ ટોય તો તેને પાર પામે છે અને છેવટે કાર્યપાર પડતા તે મહા ઉત્સાહી બને છે આમ કાર્ય સિદ્ધ કરી ઉત્સાહી બનવામા અસત્ય નિષ્ઠા વાપરવી એવો કયા છે લેખનથી પરન્તુ એવોતો ચોકસ શાસ્ત્રનો લેખ છે કે સત્ય નિષ્ઠાવાન બનવુ, આવી નિષ્ઠાનું જે સ્વરૂપ આપણા ધ્યાનમા હોય તે વિશે કાઈક સારાનિયંમ બાધી તેને વશજ રહેવુ નિયમ વિનાનુ મનુષ્ય સુખા ણુ વિનાના નૌકા સમાન છે જે મનુષ્ય, અનિયમીત છે તે કોઈનો બધાયેલો રહેતો નથી, કોઈની પરવાર રાખતો નથી, કાઈ વસ્તુ ઉપર શ્રદ્ધા કે આસ્તા રાખતો નથી આમ અનિયમીત રહી આશ્રયવાન કે નાસ્તીક બનવા કરતા નીયમીત રહી સત્યનીષ્ટ બનવાથીજ સદ્‌ગુણવાન થવાય છે દા૦ કા૦

અપૂર્ણ]

## रस.

રસ એ શબ્દ અનેક અર્થ વાચી છે. રસ એટલે પ્રીતિ, સ્નેહ, ખારો, ખાટો, ગળ્યો વગેરે ષટ્ રસ અને શૃંગાર, વીર, કરૂણા, અદ્ભુત હાસ્ય, ભયાનક, બિભત્સ, રૌદ્ર અને શાંત એ માનસીક વૃત્તિ સ્ફુરાવનાર તે પણ રસ કહે છે. ખારો, ખાટો, ગળ્યો, તીખો, કડવો ને તૂરો એષટ્ રસો દૃષ્ય જડ વસ્તુમાં ગુપ્ત રીતે રહેલા હોય છે અને તે ભક્ષણદ્વારા શરીરને અનેક રીતે વિકારી બનાવે છે અને શૃંગારાદિ ઉપર જણાવેલા નવ રસો, જ્ઞાનેન્દ્રિદ્વારા મનુષ્યની માનસીક વૃત્તિને સવિકારી બનાવે છે.

ઉપર જણાવેલ, ખારા, ખાટા, આદિ રસ માંહેની કોઈ પણ રસની આકાંક્ષા જેને થાય અથવા તેમાં કુદરતી સ્વાદ આવે તે ઉપરથી મનુષ્યની વાત પિત્તાદિ કુદરતી પ્રકૃતિનું અનુમાન થાય છે અને કોઇ પણ રસ ગ્રહણ કરવાને મન આતુર ન બને ત્યારે મનુષ્ય, અનારોગ્ય (રોગીષ્ટ) છે એ સિદ્ધ થાય છે અર્થાત્ જ્યાં સુધી કોઈ પણ ક્ષારાદિ રસ ભક્ષવા તૃષ્ણા નથી થતી ત્યાં સુધી તેમના શરીરના વાત પિતા દોષો વિકૃત છે એમ સિદ્ધ થાય છે. જો તે દોષો, સરખા પોતાના રૂપમાં હોય તો તે અમુક દોષ પોતાના સ્વભાવ પ્રમાણે રસ ભક્ષવાને આતુરતા જણાવે છે પણ જો અમુક દોષ પોતે વિકાર પામેલ દોષ સાથે મળી જાય તો પોતાનું કુદરતી કાર્ય તે કરી શકતો નથી અને બીજો પણ પોતાનું કાર્ય નથી કરી શકતો આને પરિણામે શારીરિક અન્ય વ્યાધીઓ પણ થાય છે. તેવી જાતનો મનુષ્ય કહે છે કે મારૂં મુખ બેસ્વાદ છે હું અમુક વસ્તુ ખાઉં તોય ઠીક ને ન ખાઉં તોય ઠીક મને કશી વસ્તુમાં તૃષ્ણા થતી નથી. ઉદાહરણ તરીકે બાળ યુવાન અને વૃદ્ધ તરફ જોશું તો અનુમાન થશે કે બાલ્યાવસ્થામાં અમુક વસ્તુઓ ખાવાની તૃષ્ણા પ્રગટ વિશેષ થશે કારણ પ્રાયઃ પાંચ વર્ષ પછી અને યુવાવસ્થા પ્રાપ્ત થતાં સુધી કફ અને પિત તથા વાતની સમાન તા હોય છે માટે બરાબર તે રસો તરફ મન આકર્ષાશે ત્યારપછી યુવાવસ્થામાં પિત્ત પ્રાધાન્ય થતાં તેને અનુસરતી-૮ માત્ર વસ્તુઓ તરફ મન આકર્ષાશે—એટલે બાલ્યાવસ્થામાં જેવી તૃષ્ણા અને આતુરતા હોય તેમાં જરા ફેર પડશે અને વૃદ્ધાવસ્થામાં વાત પ્રકોપ વિષેશ થતાં કોઇ વસ્તુ ઉપર તૃષ્ણા

નહિ રહે કારણ ત્યારે વાત પ્રકોપ થઈ રસ પરિજ્ઞાન પ્રાય શુન્ય બનાવે છે તે રોગી અને વૃદ્ધની તદ્વિષયમા સરખી ઉપમા અપાય છે—અને તે બન્ને સ્વાદ પ્રાપ્ત કરવાને માટે આતુરતા બહુ બતાવે છે પણ તે માહેના વૃદ્ધ ને પુન સ્વાદ પ્રાપ્ત પ્રાય થતો નથી માત્ર ઔષધને આધારે સહજ સ્વાદ માલમ પડે છે પરતુ રોગીને રોગ મુક્ત કરવાના ઉપાયોથી સ્વાદ પ્રાપ્તિ થાય છે

દરેક દૃષ્ય અને અદૃષ્ય વસ્તુ લાભ અને ગેરલાભ બન્ને કાર્ય કરે છે

विषसम्य क्मकारेण योजितममृतभवेत्
सुधासम्य क्मकारेण योजिता विपर्तान्भेत्

સાધારણ રીતે જીવન પ્રદ વસ્તુને અમૃત મય ગણેલ છે અને જીવનઘ્ન ( મૃત્યુકારક ) વસ્તુને વિષમય ગણેલ છે મિષ્ટતા આદિ યુક્ત રસવાળા પદાર્થોને અમૃતમયની ગણનામા સાધારણરીતે ગણેલ છે અને પ્રાય કડવા અથવા નિરસ અને જેના અગમા ઝેર ભરેલુ હોય એવા પદાર્થને વિષમયની ગણનામા ગણેલા છે પરતુ માત્રાના પ્રમાણમા સર્વે પદાર્થો અમૃતમય તથા વિષમય છે વિષમય પદાર્થો અફીણ સોમલ વિગેરે કાઈ પણ અતિસાર શ્વાસ આદિ રોગપરત્વે તેના માત્રાના પ્રમાણમા યોજેલ હોય તો શરીર નિરોગી તથા સશક્ત કરી તે અમૃતમય બને છે અને શર્કરા આદિ અમૃતમય પદાર્થો, તેની માત્રાના પ્રમાણથી વિશેષ અપાયતો તેથી અતિસાર વિગેરે વ્યાધી પ્રગટ થઇ શરીરને નાશકરવા રૂપ વિષમય બને છે માટે દરેક રસો તેઓના પ્રમાણમા ગ્રહણ કરવાથી વિષમય કે અમૃતમય બને છે આમ ભૌતીક ષટ્રસ યુક્ત પદાર્થો અને તેના કર્તવ્યનુ વર્ણન કર્યું હવે મનુષ્યના માનસિક ( શૃગારાદિ ) રસનુ વર્ણન કરતા જણાવવાનુ કે એમાનો શૃગારાદિ રસ માહેનો કોઇ પણ રસ ગ્રહણ કરવાનો હોયતો તે પણ તેના પ્રમાણમાજ ગ્રહણ કરવાનુ છે ખરૂ અને તે સાથે એ રસો માહેના કેટલાક રસો સન્માર્ગ અને દુર્માર્ગ આમ બન્ને તરફ દોરનારા છે તો તે તરફથી પણ સાવધાન રહેવાનું છે, એક શુદ્ધ નિર્દોષ દપતિ, ( સત્ય ) શ્રેણીને અનુસરી, મર્યાદામા રહિને, શૃગાર રસનો આસ્વાદ ગ્રહણકરતા હોય તો તેમા કશુ ખોટુ નથી પરતુ કોઈ પુરૂષ અથવા સ્ત્રી, વ્યભિચાર રીતે પરસ્ત્રી અથવા પુરૂષમા આસક્તી રાખી પોતાના વિવાહિતથી વ્યભિચર (જુદુ મન)

રાખી સદોષ શૃંગારને તેની મર્યાદા ઉપરાંત સ્વીકારતાં હોય તો તેથી તેનું પરિણામ વિષમય આવે છે. રાવણ જ્યાં સુધી પોતાની પતિવ્રતા અંગના મનોહરી સાથે શૃંગાર રસનો અનુભવ કરતો હતો ત્યાં સુધી વિષમય પરિણામને પાત્ર નો તો થયો પરંતુ જ્યારે સીતા તરફ કડવી નજર કરી ત્યારે વિષમય પરિણામને અંગે મૃત્યુવશ થયો. દ૦ કા૦

---

## अवलोकन.

ગતાંક પત્ર ૨૩૪ થી.

संसारमां स्वर्ग—એ નામનું પુસ્તક તેમના કર્તા અમૃતલાલ સુંદરજી પઢીયાર ચોરવાડકર એઓના તરફથી અમોને મળ્યું છે જે અમો માનપૂર્વક સ્વિકારીએ છીએ. લેખનીશરૂઆતમાં બાબુમન્મથરાય અને તેની સ્ત્રી ભાનુકીશોરીનું વર્ણન કરેલું છે તે મહાન ડાકટરની પદવી ભોગવી લશકરનો ડાકટર તરીકે જખમી થયેલા સીપાઇઓની સારવાર કરતાં દુષ્મનોની ગોળીથી ઘવાઈ "મારૂં સ્વર્ગ" એવો ઉચ્ચાર કરતાં અકાળ મરણ પામ્યો અને તે ભાનુકીશોરીને સ્વર્ગ ગણતો એમ સૂચવે છે.

ભાનુકીશોરી વિધવા થયા બાદ હવે મારૂં કર્તવ્ય શું! એ ચિંતામાં મગ્ન થઇ, કોઇ સ્વામીને એ સવાલ કર્યો, ત્યારે સ્વામીએ પર કાર્યરત રહેવું, પ્રથમ પતીનીજ સેવા કરવાનું હતું પરંતુ હાલ જગત્ આખાની સેવા કરવાનું તારે માથે છે એમ સૂચવ્યું.

એમ જે જણાવ્યું તેને વિશે સ્થૂળ દૃષ્ટીથી જોનાર અજ્ઞાની મનુષ્ય નુવીનજ તર્ક કરે એ સહજ છે તેમાં વિધવાનાં પ્રશ્નને સદોષ ન ગણે પરંતુ સ્વામીના વાક્યને સદોષ ગણે, આજ કાલ જ્ઞાતા મનુષ્ય કરતાં અજ્ઞાની મનુષ્ય વિશેષ છે તો માત્ર સ્વામીએ નિર્દોષ રૂપજ સર્વના મનમાં થાય એવી જાતનાં સાર્વજનીક સેવા કરવા માટે વચનો કહેવાનાં હતાં.

સ્વામી શ્રી એ પારમાર્થિક કાર્ય કરવા માટે આજ્ઞા ફરમાવ્યા પછી કોઈ પણ મોટા દવાખાનામાં જઇ પીડાતાં દર્દીઓની મફત સારવાર કરવા રૂપ સાર્વજનીક સેવા કરવાનો ભાનુ કીશોરીએ નિશ્ચય કર્યો અને કલકત્તાના

જે મોટા દવાખાનામા તેનો પતિ નીમાવાનો હતો તેજ દવાખાનામા પરિચારિણી તરીકે રહી એમ લેખકે જણાવ્યુ તે તેની પરોપકારી નિર્દોશ બુદ્ધીને અગે ઉત્તમ કાર્ય કરવા ધાર્યુ એમ માનવામા અયોગ્ય કશુ નથી

પોતાના પિતાના ગામથી કનકત્તા તરફ જવા માટે ભાનુકીશોરી એકલી નીકળી ત્યા રસ્તામા શૃગાર રસનુ વર્ણન કરી છેવટ ખડિતા બનાવી સસારમાં કાઈક લુબ્ધ હોય એવુ સૂચવ્યુ છે આમ સહજ લુબ્ધ હોય અને જ્યારે સ્વતત્ર રીતે પ્રવાસ કરે ત્યારે તેની લુબ્ધતા વધતી જાય છે શાસ્ત્ર તરફ દૃષ્ટી કરશુ તો

बाल्येपितृवशेतिष्टे त्पाणिग्राहस्य यौवने
मृतेभर्तरि पुत्रस्य नभजेत्स्त्री स्वतनतां

બાલ્યાવસ્થામા સ્ત્રીએ પિતાને આધિન રહેવુ, યુવાવસ્થામા પતિને આધિન રહેવુ અને વિધવા થયા બાદ પુત્રને આધિન રહેવુ પરતુ સ્વતત્ર કદી પણ ન રહેવુ પરતુ અર્વાચિન પદ્ધતિને અનુસરતા સ્વતત્ર રીતે જન સેવા માટે ભાનુકીશોરી તત્પર થઈ તેને માટે અમારે કશુ કહેવુ નથી પરતુ તેની વૃત્તી તદન વૈરાગ્યમયજ અને પર સેવા રત રાખી હોત તો તે વિશેષ માન્ય થાત્

બીજી તરફ તેના ભાઈની વહુ ભભક કિશોરી તરફ નજર કરીએ ભાનુકીશોરી કરતા તેમણે ઉત્તમ રસ્તો લીધો છે એમ એક વખત કહેવુ તો ખરૂ પણ દરેક તરફ નિહાળીએ છીએ તો ઉત્તમતા સરખીજ ભાસે છે પેનીએ આત્મજ્ઞાન મેળવ્યુ તો ભાનુકીશોરીએ સારવાર કરી હજારોના જીવો બચાવ્યા ત્યારે આ બન્નેમા સ્વર્ગનુ અધિકારી કોણ ? એ મહાન શકા છે આત્મા અર્પણ કરી પરમાર્થ કરનાર પણ સ્વર્ગાધિકારી છે અને આત્મજ્ઞાન સપાદક પણ સ્વર્ગાધિકારી છે

મી૦ અમૃતલાલભાઈએ એ પુસ્તક માટે અથાગ શ્રમ લીધો હોય એમ ભાસે છે અને તેને લીધે તેની સકળના એકદર ઘણી સારી બધાઈ છે રેક મનુષ્યે એ પુસ્તક વાચવા લાયક છે અને તેની અદરથી પ્રસગોપાત ઘણો બોધ લેવા લાયક છે

---

# मायाने उपालंभ.



ગજલ

( દીનાનાથ દયાલ નટવર હાથ૦ એ રાગ )

શું હવે ઉભી રહિ હરિ આમ, તું જન જયોતને;
તારા નિશાની ધૂનમાં, મોહાન્ધ સર્વેને કરીને. શું

શું તુને સૂઝેલ આવું, કામ હામ તજી કર્યાનું;
મુગ્ધ હાલ બની ગઈ તું, જાળ માંહી ફસાવીને. શું

ભાન તેં સઘળુ ભૂલાવ્યું સાન પણ રાખી ન કાંઈ;
રાનમાં રખડાવવાની, શી મતી સૂઝી તુંને શું

આસ્તિકોમાં મુખ્યને, નાસ્તિક પૂર્ણ બનાવવાનું;
છે કલંક લિધેલ તેં સંપૂર્ણ, શું કહેવું તુને. શું

સાધનો સંપત્તિ સાચી ના ગુમાવ્યાં છે ખરાં તે
ઇશ્વરી પદ મેળવ્યાના, ખોતરાવ્યું જ્ઞાનને શું

આમ પૂર્ણ ભમાવીને, ભ્રાંતિ યુક્ત સહુ બનાવ્યાં;
શાન્તિ કર તું સ્નેહથી, તુજ જાળને સંપેટિને શુ

જો સ્વિકારિશ અર્જ મારી, દામોદર દીન જાણી.
ભાન થાશે તો પ્રભુનું ભ્રાન્તિ આ સઘળી હળીને શું

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૦ મુ ]  આશ્વિન સંવત ૧૯૫૫  [ અંક ૧૨ મો

## ॥ यतो धर्मस्ततोजय ॥




### आशाने उपालभ

राग आशा अथवा भैरवी

गया अंक पृष्ठ १४१ थी

आशा क्या सुधी मनने नचावे
पुरुपछता तु निशदिन जनने नारी वेश धरावे,
रुपविचित्र बनावी त्यम शु अगणित नाच नचावे — आ
क्रोधीजनोना आतवप्रहारी पण रे सहन करावे,
मुर्ख धनिकना पूर्ण अनादर जनित तु अश्रु सरावे — आ
भक्ष तृपातु दु स खमावी रण वगडामा भमावे,
टाढ अने तडकाना दु सनु भान सदैव भुलावे — आ
मर्यादा पण श्रेष्ठजनोनी शुभकर नित्य तजावे,
नित्य सदाचरणो विसरावी कुटिलपणाने भजावे — आ
दामोदर प्रभु पदपकजने छेक नफट ! विसरावे,
जो अमने तु तजीश दयाकरी तो अमने श्रीकान्त वचावे — आ

## अष्टावक्र.

तृष्णामात्रात्मकोबंध, स्तन्नाशोमोक्ष उच्यते ॥
भवाऽसंसक्ति मात्रेण, प्राप्ति स्तुष्टि र्मुहुर्मुहुः ॥ ४ ॥

તૃષ્ણા માત્રજ બંધનું સ્વરૂપ છે. અને તે તૃષ્ણાનો નાશ એજ મોક્ષ છે. આનું કારણ એજ કે આ સંસારમાં આસક્તિ નહીં હોવાથી વારંવાર સ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને તેથી સંતોષ ઉપજે છે. ૪

त्वमेकोचेतनः शुद्धो, जडं विश्वमसत्तथा ॥
अविद्यापि न किंचित्सा, कावुभुत्सा तथापिते ॥ ५ ॥

આ જગત્માં મુખ્ય ત્રણ પદાર્થ છે. આત્મા જગત્ અને વિદ્યા. તેમાં આત્મારૂપ શુદ્ધ ચેતન તું એકજ છો. ( એટલે એ મળવાની ઈચ્છા અયોગ્ય છે ) જગત્ અસત્ અને જડ છે એટલે તેની મળવાની ઈચ્છા પણ યુક્ત નથી અને અવિદ્યા ( માયા ) એ સદસદ્વિલક્ષણ અનિર્વચનીય છે એટલે એ મેળવવાની ઇચ્છા પણ યુક્ત નથી. તેમ છતાં તને કાંઇ મેળવવાની ઈચ્છા કેમ રહે છે? તે રહેવી ઘટે નહી. ૫

राज्यसुताः कलत्राणि, शरीराणि सुखानिच
संसक्तस्यापिनष्टानि, तवजन्मनिजन्मनि ॥ ६ ॥

મહાત્મા અષ્ટાવક્ર, જનક રાજા પાસે કહે છે કે તારૂં રાજ્ય, પુત્રો, સ્ત્રીયો, શરીરો અને સુખો એ સર્વમાં તું આસક્ત રહેતાં છતાં પણ તે જન્મો જન્મમાં નાશ પામ્યાં છે= પરંતુ તારી આસક્તિ જોઇને તે અચલ રહ્યાં નહીં તેથી આ જગત્ અનિત્ય છે એવું જણાય છે. ૬

अलमर्थेन कामेन सुकृतेनापिकर्मणा ॥
एभ्यः संसारकांतारे न विश्रांतमभून्मनः ॥ ७ ॥

અર્થ ( પૈસો ) કામ ( ભોગ ) અને સુકૃત કર્મ ( ધર્મ )થી પરીપૂર્ણ= એ ધર્મ અર્થ અને કામ પુરૂષાર્થ કરવાની કશી જરૂર નથી કેમકે આ સંસાર રૂપ ઝાડીના ભયંકર રસ્તામાં ( ભટકતું તારૂં ) મન, એ સાધનોથી કયાંય વિશ્રાંતિ ન પામ્યું=ભટકતું બંધ ન પડયું ત્યારે પછી એ શા કામનાં? ૭

कृतनकतिजन्मानि कायेनमनसागिरा
दु खमायासद कर्म तदद्या प्युपरम्यतां ॥ ८ ॥

હે રાજન દુ ખ અને શ્રમને આપનાર કર્મ, શરીર, વાણી અને મનથી તે કેટલાક જન્મોમા નથી કરેલ માટે હજી પણ તેથી વિરામ પામતો ઠીક ૮

ઉપશમ પ્રકરણ સમાપ્ત

આ ઉપરના પ્રકરણમા જે ઉપશમ કહેલ છે તે વિજ્ઞાન વિના બને નહી માટે હવે આ પ્રકરણમા વિજ્ઞાનાષ્ટક કહે છે

भावाभावविकारश्च, स्वभावादितिनिश्चयी ॥
निर्विकारोगतक्लेश सुखेनैवोपशाम्यति ॥ १ ॥

ભાવ અને અભાવ રૂપ વિકાર, સ્વભાવ (માયા)થીજ થાય છે નિર્વિકાર આત્માથી નથીજ થતા એવા નિશ્ચયવાળો નિર્વિકાર અને કલેશ રહિત પુરૂષ, સુખેથી શાતિને પામે છે ૧

ईश्वर सर्व निर्माता, नेहान्य इतिनिश्चयी
अतर्गलितसर्वाश शात क्वापि न सज्जते ॥ २ ॥

અથવા આ સર્વ જગતનુ નિર્માણ કરનાર એક ઈશ્વરજ છે બીજો કોઈજ નથી એવો જેને નિશ્ચય થઈ ગયો છે અને તેથી સર્વ આશા અતર (પોતામાંજ) ગલિત થયેલ છે એવો શાત પુરૂષ કયાય આસક્તિ રાખતો નથી ૨

જો ઈશ્વર, સર્વને બનાવનાર છે તો કોઈ સુખી, કોઇ દુ ખી, કોઈ નિર્ધન, કોઈ ધનવાન્ એમ કેમ થાય છે? એવુ કરનાર ઇશ્વરમા વિષમ બુદ્ધિ અને નિર્દયતા એ બે દોષ આવે છે માટે કહે છે કે

आपद „सपद' काले दैवा देवेतिनिश्चयी
तृप्त स्वस्थेंद्रियो नित्य न वांछति न शोचति ॥

આપત્તિ અને સપત્તિ એ, તેતે સમયે દૈવ (પોતાના પૂર્વ જન્મના કર્મો)ને લીધેજ આવે છે એવા નિશ્ચયવાળો અને તેથીજ તૃષ્ણા રહિત અને સ્વસ્થ ઈંદ્રિયોવાળો (વિષયોમા ન ખેચાયલો) કાઈ ઇચ્છતો નથી અને કાઈ શોક પણ કરતો નથી (પ્રારબ્ધાનુ સાર વર્તન કરે છે)

"દૈવાધીન" ગણનારા પણ કર્મો કરે છે તેનુ કારણ

सुखदुःखे जन्ममृत्यु दैवादेवेति निश्चयी ॥
साध्यादर्शी निरायासः कुर्वन्नपिनलिप्य ते ॥

સુખ, દુઃખ, જન્મ, મૃત્યુ એ દૈવથીજ થાય છે એવા નિશ્ચયવાળો પુરૂષ, સાધ્યાદર્શી ( મારે આ ફળ આમ સાધવું છે એમ જોનારો ) નથી હોતો અને તેથી નિરાયાસ શ્રમ વગરનો હોય છે. વૃથા માથાકૂટ કરતો નથી પણ પ્રારબ્ધ વશાત્ કર્મ કરતો પણ ક્યાંય લેપાતો નથી.

चिंतयाजायते दुःखं नान्यथेहितिनिश्चयी ॥
तयाहीनः सुखीशांतः सर्वत्र गलितस्पृहः

આ જગત્‌માં ચિંતાથીજ દુખ થાય છે તે શિવાય દુઃખ થતું નથી એવો નિશ્ચય કરનાર પુરૂષ, તે ચિંતાથીજ રહિત થઇ શાંત ( સ્થીર અંતઃકરણ વાળો ) સર્વત્ર સ્પૃહારહિત થતાં પરમ સુખી થાય છે.

नाहंदेहोनमेदेहो, बोधोहमिति निश्चयी ॥
कैवल्यमिवसंप्राप्तो नस्मरत्यकृतंकृत ॥

હુ દેહ નથી તેમ મારો પણ દેહ નથી કિંતુ હુંતો બોધ સ્વરૂપ=સચ્ચીદાનંદ રૂપજ છુ એ નિશ્ચયવાળો ( જ્ઞાનથી દેહાદિમાં અહંમમાભિમાન જેનું નષ્ટ થયું છે તે ) પુરૂષ કેમ જાણે કૈવલ્યને પામ્યો હોય તેમ દેહાદિથી કરેલાં કે ન કરેલાં કર્મોને સ્મરણ પણ કરતો નથી.

आब्रह्मस्तंब पर्यंत महमेवेति निश्चयी ॥
निर्विकल्पः शुचिः शांतः प्राप्ताप्राप्तविनिर्वृतः ॥

બ્રહ્મા હિરણ્યગર્ભથી માંડીને ખડનાં એક તણખલાંસુધી- જે કાંઈ છે અસ્તિ ભાતિ પ્રિય રૂપે ભાસે છે તે હુજ છું એવા પાકા નિશ્ચયવાળો પુરૂષ, નિર્વિકલ્પ, સંકલ્પ વિકલ્પ રહિત, પવિત્ર વિષયોના સૂગરૂપ મેલથી રહીત, શાંત નિશ્ચય અંત કરણવાળો પ્રાપ્ત-અને અપ્રાપ્ત વિષયોથી નિવૃત્તિ પામેલો હોય છે, પોતાના આત્માનંદમાં મસ્ત હોય છે.

नानाश्चर्यमिदं विश्वंनकिंचिदितिनिश्चयी ॥
निर्वासनः स्फूर्तिमात्रोनकिंचिदिवशाम्यति ॥

અધિષ્ઠાન તત્વનો સાક્ષાત્કાર થવાથી અધ્યસ્તનો બાધ થતાં આ નાના પ્રકારનાં આશ્ચર્યવાળું જગત્ કાંઈ નથી પૃથક્ સત્તાથી શૂન્ય છે એવા નિશ્ચય-

વાળો પુરૂષ, નિર્વાસન વાસનારહિત કેવળ ચિન્માત્ર થઈને કાઇજ ન હોય એવી રીતે શાંતિને પામે છે, તત્વજ્ઞાનથી સર્વ વ્યવહારની, સ્વપ્નની પેઠે નિવૃત્તિ થઈ જાય છે, સ્વપ્ન પ્રત્યક્ષ જોવામા આવે છે અને તે કાળે સત્ય જણાય છે છતા જાગ્યા પછી તે ખોટુ અનુભવાય છે તેવીજ રીતે જ્ઞાનીને આ જગત મિથ્યાજ જણાય છે ૮ વિજ્ઞાનાષ્ટક સપૂર્ણ

एवमेवाष्टक

कायकृत्यासह पूर्वं ततोवाग्विस्तरासह ॥
अथर्चितासहस्तस्मा देवमेवाहमास्थित ॥

આ અષ્ટકથી મહાત્મા અષ્ટાવક્ર, પોતાનો અનુભવ બતાવે છે કે– પ્રથમ કાયાના કૃત્યોને સહન ન કરનાર (તેને છોડી દેનાર) પછી વાણીના વિસ્તારને સહન ન કરી શકનાર (તેને છોડી દેનાર) હુ એમજ (વ્યાપાર–ચેષ્ટા વગરનો) રહેલ છુ કાયા વાણી અને મનના વ્યાપારથી ઉપશાંતિ પામ્યો છુ

प्रीत्यभावेनशब्दादे रदृश्यत्वेनचात्मन ॥
विक्षेपैकाग्रहृदय एवमेवाहमास्थित ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ વિષયોમા પ્રીતીના અભાવથી તે સર્વ વિષયોના સુખો ક્ષય પામે છે એટલે તે નિરતિશય પ્રેમાસ્પદ નથી તેથી અને આત્મા જે પર પ્રેમાસ્પદ છે તે અદૃશ્ય છે તેથી વિક્ષેપો (કાયા વાણી અને મનના વિક્ષેપો)થી એકાગ્ર હૃદય થઇને હુ એમજ સ્વરૂપમા રહેલ છુ

समाध्यासादिविक्षिप्तौ व्यवहार समाधये ॥
एव विलोक्यनियम मेवमेवाहमास्थित ॥

કર્તૃત્વ ભોક્તૃત્વાદિ અધ્યાસોથી વિક્ષેપ હોય ત્યા તે મટવા માટે સમાધિ સારૂ વ્યવહાર કરવો ઘટે (જેને કર્તા ભોક્તાપણાનો અધ્યાસજ નથી તેને સમાધીની પણ શી જરૂર અને વ્યવહારની પણ શી જરૂર) આવા નિયમને જોઇને હુ એમજ (સમાધિશૂન્ય) રહેલ છુ

हेयोपादेयविरहा देव हर्षं विषादयो ॥
अभावादद्यहेब्रह्मन्नेवमेवाह मास्थित ॥

હેય (છોડવાની) અને ઉપાદેય (ગ્રહણ કરવાની) વસ્તુના વિરહથી તેને લીધે હર્ષ અને વિષાદના અભાવથી હે બ્રહ્મન્ હુ આજે એમજ રહેલ છુ

आश्रमानाश्रम ध्यानं चित्तस्वीकृतवर्जनं
विकल्पंममवीक्ष्यैतै रेवमेवाह मास्थितः ॥

આશ્રય અને અનાશ્રમનું ધ્યાન, તેની ચિંતા તથા તેથી થયેલ ચિત્તનું સ્વીકારવાપણું અને છોડવાપણુ એ ત્રણથી મારા સંકલ્પ વિકલ્પોને જોઇને હું એમજ એ ત્રણેથી રહિત રહેલ છું બ્રહ્મચારી ગ્રહસ્થ વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમમાં હું અત્યારે કયા આશ્રમમાં છું તેનો વિચાર, તે આશ્રમને યોગ્ય વર્ત્તનને ગૃહણ કરવું અને અયોગ્ય વર્ત્તનને તજી દેવું એ ત્રણ વિચારોથી હમેશાં મનમાં સંકલ્પ વિકલ્પો થયા કરે છે એવું મને જણાયાથી એ ત્રણે વિચારોને છોડીને હું નિર્વિકલ્પ સ્થિતિમાં રહેલ છું.

कर्मानुष्ठान मज्ञाना द्यथैवोपरमस्तथा ॥
बुध्वासम्यगिदं तत्व मेवमेवाहमास्थितः ॥

જેમ કર્મ કરવાં એ અજ્ઞાનથી છે તેમજ તેને છોડવાં એ પણ અજ્ઞાનથીજ છે એ તત્વને સારી રીતે જાણીને હું એમજ કર્મ કરવાં કે છોડવાં તેથી રહિત રહેલ છું.

अचिंत्यं चिंत्यमानोपि चिंत्यरूपंभजत्यसौ ॥
सक्त्वातद्भावनंतस्मा देवमेवाहमास्थितः ॥

જે માણસ, અચિંત્ય જેને મનવાણી પોહોચી શકતાં નથી એવાં બ્રહ્મનું ચિંતન કરે છે તે ચીંત્ય રૂપને ધારણ કરે છે માટે તે ભાવના વિચારને છોડીને હું એમજ ભાવના રહિત ( નિર્વિચાર ) રહેલ છું.

एवमेवकृतंयेन सकृतार्थो भवेदसौ ॥
एवमेवस्वभावोयः सकृतार्थोन संशयः ॥

જે મહાત્માએ "એવમેવ" કરેલું છે તે કૃતાર્થ થાય છે અને જેનો સ્વભાવજ "એવમેવ" છે તે કૃતાર્થ છે એમાં કાંઈ સંશય નથી.

એવમેવાષ્ટક સમાપ્ત.

---

# वेदनी अधोगतिनुं परिणाम

ગતાંક પાન ૨૨૯ થી

કૂવામા જે રસ્તે બન્ને જણા ઉતરતા હતા, તે રસ્તામા એક મોટા પથ્થર હતો એ પથ્થર ઉપરથી ધીમે ધીમે જે બહુ સભાળી ઉતરવા ધારે તેજ ઉતરી શકે એમ હતુ લક્ષ્મી, તે મોટા પથ્થર ઉપર આવી એટલે પાછળ રહેલા ઘાતકી તેના ચડાળ પતિના મનમા હર્ષ પ્રગટ થયો અને હવે ઠીક લાગ આવ્યો છે એમ મનમા બબડવા લાગ્યો જલદી તેની પાછન જઈ મોટા પથ્થર ઉપર ઉભેલી લક્ષ્મીને ઓચિતો ધક્કો મારી કૂવામા ફેકી દઈ, એકદમ કૂવા ઉપર ચડી, નાસી ગયો લક્ષ્મી, ઓ નાથ ! ઓ નાથ ! એવો ઉચ્ચાર કરતી જળમા પડી અને આવલા મારવા લાગી

શુક્રૂરતા અધમતા કરિ દુષ્ટતાથી,
શુ બોલવુ અધમ જાતિ વિશે મુખેથી ?
જેહોય દુષ્ટ ત્યમ અતર ક્રૂર જેનુ,
તેને વિચાર તણુ ભાનજ હોય શાનું ?

જે જાતીથી ચાડાળ હોય તેમ કર્મથી પણ ચાડાળ હોય તેને નિર્દોષ કે સદોષનો વિચારજ શાનો હોય ? પોતાની હલાહલ દુષ્ટતા અને ક્રૂરતાને લગે હુ મારી નિર્દોષ અને મારી ઉપર પરમ ઈશ્વર સમાન ભાવ રાખનારી અગના નો ઘાત શાને કરૂ ? એમ વિચાર તેના મનમા શાનો આવે ? ઉત્તમ મનુષ્ય, અધમ કૃત્ય કરે તો તેને માટે આશ્ચર્ય પામવાનુ અને તેને ઠપકો આપવાનો પરતુ અધમ હોય તે અધર્મકૃત્ય કરે તેમા કશુ આશ્ચર્ય માનવાનુ નથી ગૌમાતા, પોતાના આચળોમાથી વિષ પ્રગટ કરે તો તેમા આશ્ચર્ય પ્રગટ થવા સંભવ છે પરતુ સર્પ, વિષ પ્રગટ કરે તેમા કશુ આશ્ચર્ય માનવાનુ નથી તેમ અફીણ, નાશકારક વિષ પ્રગટ કરે તેમા પણ આશ્ચર્ય માનવાનુ નથી બિચારી નિર્દોષ લક્ષ્મી પણ પોતાના ભાગ્યયોગે પોતાથી અજાણપણે વિષ વલ્લીની સાથે વીંટાયેલી હતી એ વિષ વલ્લી આ વખતે પોતાનો પ્રભાવ પ્રગટ કરે છે જેને પરિણામે અનાથ બની મહા ભયકર કૂવામા આવલા મારવા લાગી અને અત્યત ટળવળવા લાગી

હે નાથ ! ઓ સ્વામી !!! શું અપરાધ ?

હે નાથ ! હાથ ગ્રહિને કયમ છેક છોડી ?
નાખી કુવા મહિં તમે કયમ જાઓ દોડી ?
હોયે થયો કદી પ્રભુ ! અપરાધ મારો,
તો તે કૃપા કરી વિભુ ! મુજને સુધારો.

હે નાથ ! પાણીગ્રહણ કર્યા પછી તમારેજ આધારે રહેલી અને તમારામાંજ સર્વ જગતનું સુખ માનનારી નિરપરાધી આપની વહાલી સ્ત્રીને શામાટે તજો છો ? આપ થકીજ નાથવાળીને અનાથ શામાટે કરીને દોડયા જાઓ છો ? હે નાથ ! આ ભર જંગલમાં ટળવળતી આપની સ્ત્રીનું સહાયક કોણ છે તેતો વિચારો ? આમ નિર્દય થવાનું શું કારણ ? જો કદાપી મેં અપરાધ કર્યો હોય તો તે સુધારવા માટે મને ઉત્તમ બોધ આપવો એ આપની વિદ્વત્તાનું ચિન્હ છે પરંતુ ઘાત કરવો એમાં વિદ્વત્તાની મહત્તા નથી.

પાણીમાં આવલાં મારતી, આંખોમાંથી આંસુ સારતી, ટળવળતી લક્ષ્મી, આવા ઉચ્ચાર કરતી હતી પરંતુ નાથ કોનો અને વાત શી ! પૂર્વ કર્મને આધીન થયેલી લક્ષ્મી ! તારા ઉત્તમ પ્રારબ્ધને ખોઇને તું પૂર્ણ ઠગાયેલી છે અને તેનુંજ આ પ્રથમ ચીન્હ છે.

સત્ય નિષ્ઠાવાળી લક્ષ્મી, અનાથની પેઠે વારંવાર પતિને કાલાવાલા કરતી જળમાં ડૂબતી ડૂબતી, ટળવળવા લાગી. હે નાથ ! હવે કંઈ અપરાધ નહિં કરૂં, હું ભૂલી, આમ નમેરી ન થાઓ.

કનરો.

આમ નમેરી બનો નહિં પ્યારા,
છેક વિચાર કરો ન નઠારા. આમ–
શું અપરાધ કર્યો છે તમારો,
જેથી હણો છો તમે નિજદારા. આમ–
નાથ ! અનાથ બનાવીને મુજને,
નાસી ન જાઓ અરે પિયુ મારા. આમ–

આમ પુકાર કરવા લાગી, બેભાન બની, નાકમાં અને આંખમાં પાણી જતાં, હાથ પગ થાકી જતાં ને મુખ વાટે પાણી પીવાઈ જતાં, ગભરાટ અતિશય વધ્યો. હવે કાંઈપણ બોલવાની શક્તી રહી નહિં. સાવ નિશ્ચેતન થવા

માડી ને જળની અ દર ઉતરના માડી ત્યાં એક મોટી ખડક ઉપર તેમનો પગ અથડાયો એથી તર્તજ તેની ઉપરજ પગ મુકી ઉભી રહી એટલે ગળાસુધી જળ થતા અકળામણ ઓછુ થયુ જરા સાવધ થઇને કાઇક હિમ્મત આની ત્યારે સર્વ જગન્નિયતા ઇશ્વરવિના માઉ રક્ષક કોઇ નથી એમ પોતાના મનમા થતા, છેવટ તેની પ્રાર્થના કરવા લાગી

પીલુ

ઓ હરિ ! આશ્રય એક તમારો
આપ મહા સકટ થકી તારો
ટળનશુ દૂપ મહિ ગિરધારી
પ્રાણ જશે પળમાહા મુરારી
ધાઓ ધાઓ ધરણી ધર ઈશ્વર
હાથ ગ્રહો હરિ ! આવીને મારો ઓ—૧
સત્ય કદી હોય નિષ્ઠા જો મારી
તો તો પ્રભુ મને દેજો ઉગારી
નાથ નમેરી બન્યા ઠેક મારા
આપ નમેરી ન બનિને ઉગારો ઓ—૨

લક્ષ્મી, સત્ય નિષ્ઠાવાળી હતી એ આગળ જણાવેલ છે તો સત્યનિષ્ઠ વાનનો સહાયક અને પોતાના ધર્મને અનુસરનારનો પાનક, નિશ્ચાત્મા જગન્નિયતા ઇશ્વર છે એ સર્વ માન્ય છે

स्वधर्माभिरतान् शश्वत् सत्यनिष्ठायुतान्जनान्
विश्वनाथो जगत्राता रक्षत्येव नसशय

જે મનુષ્યો, પોતાના ધર્મમા આસક્ત હોય અને સત્ય નિષ્ઠાનાન હોય તેવાઓની જગતના પાળક ઈશ્વર અનશ્ય રક્ષા કરે છે તો

ગીતિ

સુણિ કરુણા મય વાણી શ્રી હરિ પૂરણ દયાર્દ્ર બની મનમા
બ્રાહ્મણ રૂપ ધરીને ભક્તાધીન બની આવ્યા વનમા
કરૂણાય પુકાર સાભળી દયાર્દ્ર બનેલા શ્રી હરિ કોઇ બ્રાહ્મણના અતરમા વસી તેને રૂપે તે વનમા લક્ષ્મી પાસે પધાર્યા

અપૂર્ણ ]

# सतिकल्पलता.

## मदालसा.



ગતાંક પત્ર ૨૨૧ થી

માટે તે અપૂર્વ યોજક ઉપર આધાર રાખી તમારે શાન્ત થવાનું છે. શાન્ત નહિ થાઓ તો પણ ફળ મળવાનું હશે તે મલશે અને થશો તોપણ મળવાનું હશે તે મલશે માટે ચિંતા તજો અને રામનો ભરોસો સ્વીકારો. આમ અરજક કુમારો કહેવા લાગ્યા તથાપી ઋતુધ્વજનો શોક ઓછો થયો નહિં એટલે તેની સાથે અરજક કુમારો પણ શોક મગ્ન થઈ ભૂખ તૃષા ખમીને બેઠા. થોડા વખત પછી તે બન્ને કુમારો તેમના પિતા અરજક પાસે ગયા અને પ્રાર્થના કરી કહેવા લાગ્યા કે હે તાત! અમારા મિત્રની પત્નિ મદાલસા ખોવાઈ ગઈ છે જેથી અમારો મિત્ર મહાશોક કરે છે અને થોડા દીવસમાં તે નહિં મળે તો પ્રાણ ત્યાગ કરશે એમ જણાય છે. તે કોઇનું કહ્યું પણ માનતો નથી. હે તાત! એ અમારા મિત્ર સાથેજ અમારા પ્રાણ યોજાયેલ છે. જે સ્થળે તેના પ્રાણ જવાના તેજ સ્થળે અમારા પણ પ્રાણ જવાના. તો અમારા બચાવની ખાતર અને આપના વંશનો ઉચ્છેદ ન થવાની ખાતર આપને યોગ્ય લાગે તે રસ્તો લ્યો, અમે તો બહુ ગભરાયા ત્યારે આપને શરણે આવ્યા છીએ, આપ પરમ કૃપાળુ શંકરના મહાન ભક્ત છો એટલે આપ અમારા ધારવા પ્રમાણે તે દયાળુ શંકરની સહાયતાથી સર્વસ્વ કરવાને સમર્થ છો તો અમારા મિત્ર ઋતુધ્વજને તેની ઈચ્છિત વસ્તુ મદલસા પ્રાપ્ત કરાવવાને આપને વિશેષ ભલામણ કરવાને હવે અમે ધારતા નથી.

અરજકે જવાબ આપ્યો બેટાઓ! આટલી બધી સ્થિતિએ તમારો મિત્ર પહોચ્યા છતાં મને વાત ન કરી એ કેવી મુર્ખાઈ? અસ્તુ જે થયું તે થયું, હવે તમે નિષ્ફિકર રહો, હું તેને માટે ઉપાય કરૂં છું. આમ કહી તે અરજક શિવારાધનાર્થે જંગલમાં ગયા અને તપ કરી શંકરને પ્રસન્ન કર્યા, સાક્ષાત્ દર્શન આપી શંકરે વરદાન માગવાની આજ્ઞા કરી ત્યારે અરજક બોલ્યા, ઋતુધ્વજની સ્ત્રી મદાલસા, તેમને પ્રાપ્ત કરાવો જો તેમ નહિં બને તો હું નિર્વંશ થવાનો માટે મારા અને ઋતુધ્વજના મનોરથ પૂર્ણ કરો.

આ વિનતી સાભળી શ્રી શકર બોલ્યા હે પુન ! તુ મારો અનન્ય ભક્ત છે એટલે તારી વાછના પૂરી પાડવી એ મારૂ કર્તવ્ય છે તો તને તેનો રસ્તો બતાવુ છુ તે તુ સાભળ, આમ કહી શ્રી શકરે એક મત્ર આપ્યો તથા તે મત્રનો ઉપયોગ કરવાને યુક્તી બતાવી અને કહ્યુ કે હે અરજક ! આ મત્રનો ઉપયોગ શ્રી યમુનાજીને તીરે જઇને કરનો એટલે મદાતસાની પ્રાપ્તી થશે આટલુ કહી શ્રી શકર, અતર્ધાન થયા અરજક, શકરના અર્પણ કરેના મનનુ સ્મરણ કરતા કરતા, યમુનાજીને તીરે ગયા અને શ્રી શકરની આજ્ઞાનુ સાર યુક્તીપૂર્વક તેનુ આરાધન કરવા લાગ્યા એટલે તેના પ્રભાવથી યમુનાજીના મધ્યમાથી, ઓ નાથ ! હા નાથ !! ઓ પ્રાણેરા ઋતુધ્વજ !! આપ ક્યાછો ? મારી વાર કેમ નથી કરતા ? આમ છેક ત્યાગ કરશો ? ઈત્યાદી ઉચ્ચાર કરતી અને અતિવિહ્વળ બનેલી મદાલસ, બહાર દેખાણી એટલે તર્તજ અરજક, જળમા પડ્યા અને પોતાના શિરપર મદાલસાને ધારણ કરી, બેન ! નિર્ભય રહે ચિતા તજીદે હુ તારા પતિ સાથે તને મેળવુ છુ ઈત્યાદી ઉચ્ચાર કરતા યમુનાજીને તીરે લયાવ્યા અને સારીરીતે આસના વાસના કરી સાવધ કરી કાઇક શાતી મળતા આખ ઉઘાડી ચારે તરફ જોયુ ત્યા પતિને ન જોતા વિકળ બની અને બોલી નાથ ! શું મારી પરિક્ષા લેવાને છુપાઈ ગયા છો ? શુ હજી મારી કસોટી લ્યો છો ? રામચદ્રજીની પેઠે શુ નિષ્કારણ આજ મને ત્યાગ કરવાને માટે નિષ્કારણ યોજાયા ? કે આપની ભૂનને પરિણામે અજાણતા આપ મારાથી વિખુટા પડયા ? કેમ બોલતા નથી ? હવે ઘણુ થયુ, મશ્કરી કરવી હોય તો થોડો વખત થાય પરતુ લાગો વખત કરોતો મારા જીવીના પ્રાણુની પણ હાની થાય અથવા સ્થળ પરત્વે અને સમય પરત્વે મશ્કરી થાય પરતુ આ સ્થળ પણ મશ્કરીને લાયક નથી તેમ આ મશ્કરી કરવાનો સમય પણ નથી માટે કૃપા કરીને જ્યા છુપાયા હો ત્યાથી મારી પાસે આવો, વિલબ ન કરો એ વચનો સાભળી પાસે બેઠેના અરજક બોલ્યા, બેટા મદાલસા ! તારા પતિ આહી નથી પરતુ તુ મારી સાથે આવ હુ તને તેની સાથે મેળવુ મદાલસા બોની શુ ત્યારે આપ મહાન થૈ ખોટુ બોલ્યા ? મને ખરેખર સ્વપ્ન સમાન યાદ છે કે આપે કહ્યુ કે તારા પતિને હમણા મેળવુછુ ત્યારે તે વાક્ય તો ખોટુ પડયુ, આહીં તો છે નહિ અરજક બોલ્યા બેટા ! હુ ખોટુ નથી બોલ્યો તને તેની સાથે મેળવીશ ખરો પરતુ આ સ્થળેજ છે એમ જે તુ માની બેઠી

છો એટલો તારા સમજવામાં ફેર છે એમ તારે માનવું પરંતુ ધીરજ રાખ, હવે તારા સુખનાજ દીવસો આવ્યા છે એમ તું જાણ. તું સાવધ થા, તારી ભ્રમણા દૂર કર, શોક મુકી દે, સાક્ષાત્ શંકર અને પાર્વતીજી, તારૂં રક્ષણ કરનાર છે ત્યારે તારે ફિકર રાખવાનું શું કારણ છે ?

अरक्षितं तिष्ठतिदैवरक्षितं सुरक्षित दैवहतं विनश्यति
जीवसनाथो विपिने प्यरक्षित कृतप्रयत्नोऽपिग्रहेविनश्यति

જેનું કોઇ મનુષ્ય રક્ષણ કરનાર ન હોય પરંતુ જગન્નિયંતા સહાયક જો હોય તે અનાથની પેઠે જંગલમાં રખડતું હોય છતાં તેને પોષણ મળે છે અને તે જીવે છે પરંતુ જગન્નિયંતા સહાયક ન હોય તો અનેક પ્રયત્નો કર્યા છતાં અને અનેક રીતે સભાળ રાખ્યા છતાં તે નાશ પામે છે. માત્ર પ્રારબ્ધ યોગે જેટલું દુઃખ વેઠવાનું હોય તેટલુ દુઃખ વેઠવાને દૈવ રક્ષિતને પણ ફરજ પડે છે.

येनयत्रैवभोक्तव्यं सुखंवादुःखमेववा
सतत्रबध्वारज्वेन बलाद्दैवेन नीयते

જે મનુષ્યનું જે સ્થળે સુખ અથવા દુઃખ ભોગવવાનું નિર્માણ કરેલ હોય તે સ્થળે તે ભોગવનારને દૈવજ રજ્જુથી બાંધીને લઈ જાય છે. તો તું જો તને જે પાતાળકેતુના કપટને અંગે દુઃખ પડયું એમાં તારા પતિની ભૂલ ગણતીહો અથવા તેનો પ્રમાદ ગણતી હો તો તેમાં તારીજ ભૂલ છે, કારણ તારે દુઃખ વેઠવાનું જે નિર્માણ કરેલ હતુ તેને અંગે તારા દૈવેજ એ યોજના કરી છે. બેટા !

दैवंफलतिसर्वत्रनविद्या नचपौरुषं

હમેશાં સર્વત્ર વિદ્યા અને પુરૂષાર્થ કરતાં દૈવ વિશેષ ફળિત થાય છે અને દૈવની આગળ પુરૂષાર્થ અને વિદ્યા બન્ને ઝાંખા પડે છે પણ દૈવ અનુકૂળતાથી વિદ્યા અને પુરૂષાર્થ અતિ પ્રકાશે છે માટે જે કાંઈ સુખદુઃખ આવે છે તે મનુષ્ય દત્ત ન માનતાં દૈવદત્ત માની કોઈ પણ જાતનો તત્સંબંધે મનુષ્ય ઉપર રાગ રાખવો એ વ્યર્થ છે. હવે તારો દૈવ તને અનુકૂળજ રહેવાનો, માત્ર આટલો વખત તારો દૈવ, વિપરીત હતો. શ્રી શંકરની કૃપાકટાક્ષથી થોડા વખતમાં તમારો શત્રુ પાતાળકેતુ નાશ થશે અને તું ધીરજ રાખીશ તો થોડાજ વખતમાં તારા પતિ સાથે તારો મેલાપ થશે. તું મારાથી ડરીશ નહિં. તું મારી સાથે ચાલ, તારા પતિને હુ મેળવી આપીશ. અપૂર્ણ]

---

# कर्मचाडाल ते चाडाल के जातिचाडाल ते चाडाल ?



અનુસધાન પાને ૨૨૪ થી

क्षतात्किलत्रायतइत्युदग्र क्षत्रस्यशब्दो भुवनेपुरूढ
राज्येपुकिं तद्विपरीतवृत्ते प्राणैरपक्रोपमलीमसैर्वा ॥

શરણે આવેના અથવા શરણ માગનાર મનુષ્યને ક્ષત (ઘાત) થી બચાવવાનુજ અમારૂ મુખ્ય કર્તવ્ય હોવાથી અમારી ક્ષત્રી, એવી સજ્ઞા પડેની છે તો તેથી અમો જો વિરૂદ્ધ વર્તીએ અને શરણે આવેલાનો ઉનટો ઘાત કરીએ તો અમો અમારા ધર્મથી ભ્રષ્ટ થઈએ અને આમ વિપરીત વૃત્તી કરીને મહાન રાજ્ય ભોગવીએ અથવા કલકીત બનેન અમારો પ્રાણ ધારણ કરીએ તેમા અમારે કશુ સનોષ માનવા જેવુ નથી પરતુ નિષ્કલંક રાજ્ય કરવામા અને નિષ્કલકિત રહેવા પ્રાણને ધારણ કરવામાજ અમારે સનોષ માનવા જેવુ છે તો હે પ્રવાન ! તારો ઘાત કરવા કરતા તુ શરણે આવવાથી મારા સ્વધર્મનો અભિવૃદ્ધીને ખાતર તેમજ અપકારી મનુષ્યની પ્રત્યે પણ ઉપકારી થવાના મારા સ્વભાવની ખાતર તારો ઘાત કરવા કરતા તારૂ ઉનટુ કલ્યાણ કરવા મારૂ મન પ્રેરાય છે હુ એમ માનુ છુ કે કેવળ જન્મથી માડીને સદ્ગુણી હોય તેના કરતા પ્રથમ બહુ દુર્ગુણી હોઈ તે દુર્ગુણદ્વારા અત્યત દુ ખ વેઠી પછી તે દુ ખમાથી બચવાને ખાતર દુર્ગુણને તજીને જે સદ્ગુણી થાય છે તેના સદ્ગુણનો ચમત્કાર જુદોજ હોય છે, તેની માન્યતા જુદીજ હોય છે, તેનો ભાવ જુદોજ હોય છે, અને તેની કાયિક, વાચિક અને માનસિક ક્રિયાઓ જુદીજ હોય છે કેવળ સદ્ગુણીમા સદ્ગુણ સહજ થઈ જતા સામા માણસને અસર કરાવવાની લાગણી તરફ તે વિશેષ દરકાર રાખતો નથી પરતુ દુર્ગુણી થઈને પછીથી સદ્ગુણી થયેલો મનુષ્ય, પોતાની દુર્ગુણીની છાપ, અળસાવવાની ખાતર અને સદ્ગુણીની છાપ વધારવા ખાતર વારવાર અતિ કાળજી રાખે છે અને તેને લીધે ક્ષણે ક્ષણે દુર્ગુણનો ડર રાખ્યા કરે છે કોઈ પોતાને ત્યા આવ્યુ હોય તેની તરફ એટલી કાળજી રાખે કે રખેને મારી પૂર્વની દુર્ગુણીની છાપનો કોઈ અનુભવ કરી જાય આવી ધાસ્તીથી કેવળ સદ્ગુણી કરતા તે વધારે સુશ્રુષા કરે છે અને તે શિવાય કાઈ પણ વ્યાવહારિક કામ કરવામા પણ અત્યત ધાસ્તી ભરેલ પગલુ ભરે અને લોકની સારી

લાગણી વધારવાને ચાહે છે, કાંઈ પણ બોલવા જતાં પણ "મારા પૂર્વના સ્વભાવથી કાંઇ ખોટું બોલાતું હશે તો!" અથવા નીતિપૂર્વક કાર્ય કર્યા છતાં પણ મારી ભૂલથી હું લોકોમાં નિંદા પાત્ર થઈશતો! આમ વારંવાર ડર્યા કરે છે.

दृष्टीपूतंन्यसेत्पादं वस्त्रपूतं पिवेज्जलं
सत्यपूतां वदेद्वाणीं मनःपूतं समाचरेत्

મનુસ્મૃતિમાં ઉપર જણાવેલાં જે બોધ વચનો છે તેને અત્યત લાગણીપૂર્વક તે અનુસરે છે. જેમ અત્યંત સદ્ધર્મે ચુસ્ત મનુષ્ય, પાંચ સાત વખતે પાણીને જાડા વસ્ત્રથી ગળે તે પછીજ તેને પવીત્ર ગણી તે સ્વીકારે છે અને જીવજંતુ પોતાના પગથી ન ચગદાઈ જાય તેની ચોકસી કરવા સારૂ નીચી નજર કરી બરાબર તપાસીને જેમ પગ મૂકે છે તેમ સદ્ગુણીમાં ગણાવાને ઉત્સુક દુર્ગુણી મનુષ્ય પણ કાંઈ પણ બોલતાં અસત્યતાનો અતી ડર રાખે છે અને કાઈ પણ કાર્ય કરતાં, લોક વિરૂદ્ધતા, ધર્મ વિરૂદ્ધતા, મર્યાદા વિરૂદ્ધતા, અને આત્મ વિરૂદ્ધતા ન હોવાને માટે મન સાથે અતિવ વિચાર કરી પોતાને એક ખાત્રી થાય કે હવે અમુક કાર્ય કશી રીતે વિરૂદ્ધ નથી પછીજ તે કાર્યનો આરંભ કરે છે અને કેવળ સદ્ગુણી, ઉપર જણાવેલ વિરૂદ્ધ પક્ષોમાં એકાદનો તે કાર્યમાં સમાવેશ થતો હોયં તો તેની દરકાર રાખતો નથી છતાં તેની સદ્ગુણીમાં છાપ પડેલી હોવાથી તેને માટે "હોય માણસથી ભૂલ થઇ જાય" આમ ગણીને અથવા તેણે જે કર્યું હશે તે પોતે ડાહ્યો ને સમજુ હોવાથી વિચારીનેજ કર્યું હશે આમ ગણીને જનસમૂહ પણ તેવી ભૂલને માટે તે સદ્ગુણી તરફ અસદ્ગુણીમાં ગણવાની લાગણી વધારતો નથી પરંતુ એટલું તો ખરૂં કે તેઓ કેવળ સદ્ગુણી, કાંઈ ભૂલ કરતો હશે તે ઈચ્છાપૂર્વક કરે એમ નહિંજ પણ પ્રમાદથીજ થઈ જાય પરંતુ સદ્ગુણીમાં ગણાવાની અભિલાષાવાળો તો તેવો પ્રમાદજ રાખતો નથી આમ સિદ્ધ છે તો હે ક્રૂરબુદ્ધી પ્રધાન! તારી વૃત્તી આજપર્યંત દુર્ગુણી હતી અને હવે જાતી ચાંડાલ વિગેરે પાસેથી ઉત્તમ બોધ સંપાદન કરતાં તારૂં અંતઃકરણ સંપૂર્ણ સદ્ગુણી થવાને આકર્ષાયું છે. જો થોડું ઘણું સ્મશાન વૈરાગ્ય માફક આકર્ષાયું હોય તો, મનમાં શંકા રહે અને તેને અગે તારાથી હું સાવચેત રહું પરંતુ તારૂં મન સંપૂર્ણ આકર્ષાયું છે એમ તારાં આશ્રુસ્રાવો અને તારી પ્રાણ ત્યાગની ઈચ્છાજ કહી આપે છે. જો સહજ આકર્ષણ થયું હોય તો તેવો મનુષ્ય પોતાના અપરાધો

કદી પણ ન કહે પરતુ છુપા રાખે ને તેના હૃદયમા કમ કમાટી ન આવે, તેના રુવાટા ઉભા ન થાય, તેની આખમાથી આસુઓ ન સરે અને તે મૃત્યુને ન વાછે પરતુ સહજ મનમા ધારે કે અમુક મારી ભૂલ થઈ હશે થયુ એમજ ચાલે હવે બનતા સુધી કાઇ ભૂલ ન કરિયે એમ માની તે ભૂલ તરફ અનાદર કરે અને પછી લાબા દીવસો થતા કુસગતી પ્રાપ્ત થયા બાદ પૂર્વવત્ આચરણો કરે છે તે માહેલુ તારામા નથી રહ્યુ, તુને સખત બોધ લાગેલ છે જેને અગે તેં અત કરણથીજ કુટિલતાને તિરસ્કારી છે કર્મચાડાળપણામાથી મુક્ત થવાને તે સપૂર્ણ લાગણી વધારી છે, તારુ જાતી અભિમાતે પ્રગટ કર્યુ છે, તુને મારી ઉપર અને તારા માતાપિતા ઉપર ભક્તીભાવ પ્રગટ થયો છે અને મારી ગરીબડી રૈયતમા, તારી સદ્ગુણી ગણાવવાની પ્રબળ ઈચ્છા વધી છે તો હે પ્રધાન ! તારી એવી ઉત્તમ ઈચ્છાનો તુને મારી નાખીને હુ ભગ કરુ એ મારા જેવા સતકુલીન ભૂપતિને છાજતુ નથી

અપૂર્ણ દા કા

---

# दुख एज उदय साधन

અથવા

# सत्पथ गामीनो अंते जय

ગતાક પાન ૧૫૭ થી

નવા રાખેલા નોકરની ખાનગી તપાસ કરવાને કેટલાક ગ્રહસ્થો, બહુ ઉત્સુક હોય છે તેઓ જાતેજ પોતાનો અનિયમીત આવવાનો ટાઈમ કરીને અમુક માણસ કેવુ કામ કરે છે તેની ઓચીંતિ તપાસ કરે છે અને પછી તેવી તપાસ, પુષ્કળ વખત કરતા જ્યારે પોતાને ખાત્રી થાય ત્યારે તેવા મનુષ્ય ઉપર સારી શ્રદ્ધા બાધે અને તેને નિમકહલાલ ગણી પોતાની આતરીક લાગણી પ્રગટ કરે અને પોતાનો વિશ્વાસ પાત્ર ગણે

રામલાલ ઉપર પણ જો કે માત્ર એક દિવસના કામથીજ પોતાને સારી અસર થયેલી તોપણ પોતાના મનને વિશેષ ખાત્રી કરવાને માટે બીજે દીવસે પોતાને હમેશા જમી અને બાર વાગે આવવાનો નીયમ હતો તોપણ રામલાલને આવવાને વખતે આઠ વાગે હાજર થયો અને ખાનગી રીતે ઉભો

રહી તેની ચેષ્ટાઓ જોવા લાગ્યો. રામલાલ આ વખતે પોતાનું ચોપડા સંભાળવાનું કૃત્ય કરીને કાંઈ કામ ન હોવાથી કાંઈ પુસ્તક વાંચવા બેઠો વાંચવામાં તલ્લીન થયો હતો તેવામાં પાછળથી વિઠલદાસ શેઠ બોલ્યો

કેમ રામલાલ? શું વાંચો છો?

રામલાલ, જરા શરમાયો અને નમ્રતાથી બોલ્યો, કાંઈ નહિ શેઠ! સહજ સદ્‌ગુણ ભૂષણ નામનું પુસ્તક જોતો હતો. આમ કહી, પહોળું કરેલું પુસ્તક બીડવા લાગ્યો ત્યારે શેઠે કહ્યું બીડો છો શામાટે! શું વિષય વાંચો છો? તે કહો તમે વાંચો છો તેમાં કશા અપરાધી નથી ઠરતા કારણ કશું આ વખતે તમારૂં જરૂરનું કામ નથી પડેલું કે જેથી તમારે શરમાવાનું હોય તમે વાંચો છો તેથી ઉલટો લાભજ તમને અને મને પણ થવાનો, તમે તેમાંથી કાંઈ પણ જ્યારે સદ્‌ગુણ ગ્રહણ કરશો ત્યારે મારા કામમાં મારા નોકર હોઈ ઉલટો લાભ કરશો માટે શરમાવાનું કશું નથી અને શું વાચો છો? તે કહો. રામલાલનું અંતઃકરણ શેઠને ઓળખવા માંડયું અને તેને પરિણામે શેઠ હમેશાં સામાનું અંતઃકરણ જોવાને ઉત્સુક છે તે વિચક્ષણ હોવાથી સામાની પરિક્ષા તર્ત કરી લેછે આમ તે રામલાલે માન્યું તેથી ખુલ્લું અંતઃકરણ કરી વિવેક પૂર્વક બોલ્યો.

રામલાલ—કાંઈ નહી માત્ર આ પુસ્તકમાં આપણા હિંદદેશના શ્રેયસ્કર બની હિંદના દાદા એ નામથી ઓળખાતા અને જેના અંગમાં હિંદના દુઃખથીજ વારંવાર લોહી ઉછળ્યા કરે છે તે પ્રખ્યાત દાદાભાઈ નવરોજજીનું એક અત્યંત અસરકારક ભાષણ છે જે હું વાંચતો હતો. તે મનુષ્યે નિજસ્વાર્થ માટે અવતારજ નથી લીધો પરંતુ સાર્વજનિક હિંદ હિતાર્થેજ અવતાર લીધો છે એમ તેનું ભાષણ વાંચ્યાપછી મારા મનમાં તરંગો ઉઠતા હતા અને ત્યાર પછી મને મોટો ખેદ થવા લાગ્યો કે એ મહાન પુરૂષ સો વર્ષથી પણ વિશેષ જીવે એમ સહુ કોઈ ઇચ્છશે પરંતુ સુખનાં સો વર્ષ પણ જતાં વાર નથી લાગતી ત્યારે તેટલાં વર્ષો ગયા પછી એ નરવિનાની આર્યભૂમીની શું દશા થશે? એવો નર ત્યાં સુધીમાં કોઈ પ્રગટ નહિ થાય? આ ઘેલા જેવા વિચારો વચ્ચે મારો મગજ ઘૂમતો હતો તેવામાં આપના ધ્વનીએ મારૂં મન આકર્ષ્યું, આ શબ્દોએ શેઠના મનને બહુ સારી અસર કરી અને વિચક્ષણ વિઠલદાસે મનમાં વિચાર કર્યો કે મનુષ્યમાત્રની પ્રકૃતિ તેમના કુદરતી ઉત્સાહ ઉપરથી

ઓળખાય છે જેને દ્રવ્ય એકઠુ કરવાની પ્રકૃતિ હોય તેને, તેનેમાટેજ યુક્તીઓ ખોળવામા ઉત્સાહ વધે છે જેને પોતાનુ નામ પ્રસિદ્ધ કરવાની પ્રકૃતિ હોય તેને કોઈ પ્રખ્યાત કાર્ય કરવામાજ અને તજ્જન્ય કીર્તિ મેળવવા માટેજ ઉત્સાહ વધે છે અને જેનો સ્વભાવ પરગજુ (પરોપકારી) હોય તેવાને પરોપ કારી કૃત્ય કરવામા અને પરોપકારી પુરૂષના વૃત્તાત સાભળવા અને વાચવાનેજ ઉત્સાહ વધે તેમ રામલાલે પણ આ આખા પુસ્તકમાના અનેક અન્ય વિષયોને છોડી ર્, માન દાદાભાઈ નવરોજજીનુજ ભાષણ વાચવા લાગ્યો તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તે તેના સ્વભાવને મળતો છે રામલાલને સબોધી વિઠલદાસ બોલ્યો—

વિઠલદાસ–રામલાલ ! તારે માટે મારા મનમા આજે જે તે વાચ્યુ તે તેં કહ્યુ તેપરથી તારીપર બહુ સારી અસર થઈ છે તારૂ જેવુ અત કરણ છે એ પ્રમાણે તારૂ ભાગ્ય નથી જો તુ ધનવાન હો તો તારા સ્વભાવ પ્રમાણે હજારો લોકોનો શ્રેયસ્કર બન્યો હત તારી બુદ્ધી હજીતો બાળક છે પરતુ તુ પ્રૌઢ થયા પછી તારો આવોજ સ્વભાવ કાયમ રહેશે તો અને ધનવાન બન્યો હોઇશ તો તુ શુ કરીશ તે હુ કહી શકતો નથી તારા સ્વભાવ પ્રમાણે વર્તણુક રાખવાથીજ તારો જય છે, એ આ વખતે મે અનુમાન કર્યું તારી વર્તણુક માટે ઝાઝો અનુભવ મને નથી છતા ટૂકા અનુભવમા પણ કેટલુક અનુમાન થાય છે તે પ્રમાણે જોકે તારે માટે મારૂ અત કરણ સદ્ભાવ, પ્રગટ કરે છે પરંતુ અમૂક મનુષ્યની આખી જીંગી એકજ જાતના સ્વભાવમા વ્યતીત થતી નથી બાલ્યા વસ્થામા સ્વભાવ જુદો હોય છે કીશોરઅવસ્થામા એથી પણ જુદો, યુવાવસ્થામા તેથી પણ ફેરવાળો અને વૃદ્ધાવસ્થામા વળી એ સર્વ અવસ્થાના સ્વભાવ કરતા જુદાજ સિદ્ધાતવાળો રહે છે દાદાભાઈ માફક એકજ સિદ્ધાતવાળો કોઇકનોજ ઉત્તમ સ્વભાવ, સદ્ભાગ્યને પરિણામે રહે છે કોઇની પ્રથમાવસ્થામા બુદ્ધિ દુર્ગુણી હોય છે પરતુ પુષ્કળ અનુભવ દ્વારા પાછળથી તે સદ્ગુણી ને ધર્માત્મા બને છે અને કોઇ છેની અવસ્થામા સ્વત અથવા દુષ્ટ સગતી દ્વારા અવળે રસ્તે દોરવાય છે તો રામલાલ ! તારે માટે આમ ન થાઓ એવી હુ ઉત્કઠા રાખુ છુ એટલે કે ઈશ્વર કાયમ હાથ જે તારી વર્તણુક છે અને જેવી તારી વૃત્તી છે તેજ વૃત્તી અને વર્તણુક, કાયમને માટે તેવા ને તેવાજ રહો એવી ઈશ્વર પાસે

હું માગણી કરૂં છું. હું માનું છું કે સત્પથ ગામીનો અંતે જય છે. સત્ય નિષ્ઠાવાન, જે ફત્તેહ મેળવે છે તે મહાન હોય છે તેમ પૂર્ણ દુઃખનો અનુભવ કરી અનેક વિટંબણાઓને પરિણામે તે વિટંબણાઓ વચ્ચે દૃઢ રહેનાર નિજ કર્તવ્ય પરાયણ અને નીર્દોષ પથને અનુસરનાર મનુષ્ય પણ અનેક સિદ્ધિઓ મેળવે છે. (દ્રવ્ય મેળવે છે) જેથી તેને અંગે અતુલ સુખ ભોગવે છે અને પોતાના ઉત્તમ સદ્ગુણોને પરિણામે જગત્માં યશ પણ મેળવે છે. જેથી લોકોનું મન આકર્ષી તે દ્વારા વિશેષ સુખ ભાગી બને છે, કેવળ દ્રવ્યવાન મનુષ્ય, પોતાના સદોષવાળા મનને પરિણામે કીર્તિ સંપાદન નથી કરતો અને લોકોનું મન આકર્ષી નથીજ શકતો જેથી તે માત્ર દ્રવ્યથીજ સુખ મેળવે છે પરંતુ જ્યારે તે દ્રવ્ય નાશ પામે છે ત્યારે તેની સહાયતામાં કોઇ રહેતું નથી અને સદ્ગુણવાન મનુષ્યે સંપાદન કરેલું દ્રવ્ય નાશ પામતાં તેના ગુણોથી આકર્ષાએલા તમામ મનુષ્યો, તેની સેવા બજાવી તેને જરાપણ ન્યૂનતા જણાવવા દેતા નથી માટે સદ્ગુણી બની, હું ધારૂં છું કે તું ખરૂં દ્રવ્ય સંપાદન કરી મહાન કીર્તિ મેળવીશ.

વિઠ્ઠલદાસ શેઠનાં આવાં મધુર વચનો સાંભળતાં, તેવાંજ વચનો સાંભળવાને ઉત્સુક રામલાલ, એકી નજરેથી તે વચનો સાંભળતો હતો તે શેઠ બોલતાં અટક્યા એટલે વિનયપૂર્વક બોલ્યો શેઠ ! જે મને આપ જેવા સદ્બોધ પ્રદ શેઠની સાથે યોજના કરી આપે છે તેજ મારો ઈશ્વર તેવીજ રીતે મને અનેક રીતે સહાય કરશે અને મારૂં એકજ જાતનું ચિત્ત રાખશે એમ હું માનું છું. કદાપી મારૂં મન યૌવનાવસ્થામાં સ્ખલિત થાય તો આપ જેવા સુરબ્બી સદ્ગુણનિષ્ઠના સત્સંગથી, તેમ થતાં અટકશે એમ પણ મારી પૂર્ણ માન્યતા છે.

અપૂર્ણ દા. કા.

---

## सद्गुण.

ગતાંક પત્ર ૨૫૯ થી.

સત્ય નિષ્ઠા એટલે વિશ્વાસ પામવાની યોગ્યતા, અર્થાત્ આ સત્ય નિષ્ઠી મનુષ્ય ઉપર અમુક કાર્યનો આધાર રાખતાં કશી અડચણ નહીં આવે એમ મનુષ્યની ખાત્રી થવી, આવી જાતની ખાત્રી થતાં તે આ ભૂમંડળમ

બહુ ઉપયોગી થઈ પડે છે તે મનુષ્ય એમ કહે કે અમુક વાતનો હુ માહિત ગાર છુ તો તે હોવોજ જોઇએ એમ સામાને પ્રતિભા પડે તે મનુષ્ય અમુક કાર્ય કરવાની હોડ ભીડે તો અન્ય મનુષ્યના મનમા એમ ખાત્રી થાય કે તે કરશેજ, પાછો નહિ હઠે અને સામર્થ્યવાન પણ છે આવો તેની ઉપર વિશ્વાસ બેસવાથી સર્વ મનુષ્યોમા માન મેળવી વિના આવરણે આ જગત્‌મા ભ્ગવાનો તેને પાસ ( પરવાનો ) મળે છે સાધારણ વ્યવહારમા તો આ ગુણજ ખરો ઉપયોગી થઈ પડે છે બુદ્ધિવાન કે દ્રવ્યવાનને જે માન નથી મળતુ તે આ માન, આવા સદ્‌ગુણવાળાને મળે છે આ સત્ય નિષ્ઠા રૂપ સદ્‌ગુણ એ ખરેખર જોતા સર્વનુ આબરુ સાચવાનુ સ્થળ છે વેપાર વધારામાં અમુક ગ્રહસ્થના વચન ઉપરજ લાખો રૂપીયાના વેપારો ચાલે છે તે વખતે કાઇ રસીદ કે પાવતી અપાતી નથી માત્ર સામાન્ય કુશળતા અને સાવધાનપણા સાથે સત્ય નિષ્ઠા એજ રસીદ અને પાવતી રૂપ હોય છે જે માણસ આમ સત્ય નિષ્ઠાવાન અને સદ્‌ગુણી નથી તે માણસજ ન સમજવો

સત્ય નિષ્ઠા રાખી પ્રતિષ્ઠીત બનવામા બીજા પણ અનેક સાધનો હોય છે આપણે મોટા રાજા ન હોઇએ, ધનાઢય ન હોઇએ અથવા બુદ્ધિ, વિદ્યા, કે શારીર પરાક્રમથી દુનીયામા વાહ! વાહ! કહેવરાવી જનોના અંત કરણો કદી ન ખેંચી શકીએ કારણ એ તો પ્રારબ્ધ અને યત્નને આધીન છે (પ્રારબ્ધઆપણા તેવા ન હોય અથવા યત્ન કરતા આવરણો નડતા હોયતો તેવા ન થઇ શકીએ) પરન્તુ આન્તરીક વાસના સારી રાખવી અને તેને અનુસરવુ એ તો આપણા હાથમા છે આમ કરવામા કાઈ પણ બાહ્ય સાધનની જરૂર રહેતી નથી બાહ્ય પ્રસગો મનુષ્યોની નિવૃત્તિને કદાપી ચલાયમાન કરે તો ઠેકાણે આવી જવુ એ આત્મ નિષ્ઠીનુ કર્તવ્ય છે આવી રીતે આત્મનિષ્ઠ બનવામા સત્સગ અને સદ્વિચારની આવશ્યકતા છે અન્ત કરણ દૃઢ રાખવુ જોઈએ એવુ નિર્બળ ન રાખવુ કે નજીવી બાબતને પણ વશ થવુ પડે કાઇ એવી ટેવ ન પાડવી કે તે વિના નજ ચાલે સોપારી કે પાન જેવી નજીવી ચીજમા પણ એટલી આધિનતા ન રાખવી કે તેવિના ન ચાલે આવી આધિનતા તે મનની નિર્બળતાનુ કારણ સમજવુ આ નિર્બળતાજ મનુષ્યને આત્મ સ્વરૂપનુ ભાન ભૂલાવે છે, મનને નીયમમા રાખવાનુ જે વ્યસન લાગે તેતો ઈષ્ટ છે પણ તેથી વિરૂદ્ધ જે વ્યસન તે અનિષ્ટજ સમજવા

પરિશ્રમ વિના જગતમાં કોઈ વસ્તુ પ્રાપ્ત થતી નથી તેમ સદ્ગુણ મેળવવામાં પણ પરિશ્રમની બહુ જરૂર છે. આત્મ નિરીક્ષણ, આત્મ શિક્ષણ, અને આત્મ યમન, એ ત્રણ જાતના મુખ્ય પરિશ્રમની ખાસ જરૂર છે. મેં શું કર્યું? કર્યું તે ઠીક કે નહિ? હવે તેવી રીતે બનશે કે નહિં? વિગેરે જે વિચારો પ્રગટ થાય તેનું નામ આત્મ નિરીક્ષણ; અને હવે પછી આવી રીતેજ કરવું. આવો જે દૃઢ નિશ્ચય તેનું નામ આત્મ શિક્ષણ; તથા તેથી વિપરીત ભાવો જે અંતરમાં પ્રગટ થાય તેને હઠાડી, મંદપાડી, નિર્મૂળ કરવા, તેનું નામ આત્મ યમન, આવી ત્રણ વૃત્તી વડે ઘણા લોકો ઉચ્ચ સદ્ગુણ સંપાદન કરી શ્રેષ્ઠ પદવીને પામ્યા છે. આ ઉચ્ચ સદ્ગુણ મેળવવામાં આત્મ શુદ્ધીની પણ મુખ્ય જરૂર છે એ તો સીદ્ધ છે. પોતાનો આત્મા શુદ્ધ હોય તોજ ઉચ્ચ સદ્ગુણ મળે અને આત્મા અશુદ્ધ હોય તો સદ્ગુણ નાશ થાય છે ગીતાજીમાં જણાવ્યું છે કે—

आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मन

સન્માર્ગ પ્રવર્તક શુદ્ધ આત્મા હોય તો તે પોતાનો બધુરૂપ થૈ ઉચ્ચ સદ્ગુણ સંપાદન કરાવી જગદ્વિજયી કરાવે છે અને કુમાર્ગ પ્રવર્તક આત્મા હોય તો તે પોતાનો શત્રુરૂપ થઇને અધોગતી કરાવે છે.

ઉત્તમ સદ્ગુણ મેળાવવાની આકાંક્ષાવાળા લોકો શક્તિ ઉપર આધાર રાખતાં નથી પરન્તુ પોતાનિ નિષ્ઠા જાળવવાઉપર વિશેષ આધાર રાખે છે. "લોકો ગમે તે કરો પણ મારે તો પ્રમાણિક રહેવું તેથી સદ્ગુણી હુ થઈશ" આમ સદ્ગુણની આકાંક્ષાવાળો, મનમાં કલ્પના કરે છે; તેમ માનાપમાનની દરકાર ન રાખતાં એક નિષ્ઠાથી સત્યશીલ બની પોતાનું શુભ કર્તવ્ય માત્ર કર્યા કરે છે.

અમુક કાર્ય કરવું તેમાં ઉત્સાહ પ્રગટ થાય તોજ તે કાર્ય પાર પડે છે; પરન્તુ તેવા ઉત્સાહમાં પણ પ્રમાણિકતા; તથા અઘટિત ઘટનાથી રહિતપણું હોવું જોઈએ. પ્રમાણિકતા વિનાનો ઉત્સાહી મનુષ્ય, ફત્તેહ પામતો નથી. દુર્યોધન, જરાસંધ, અને રાવણ પણ ઉત્સાહી હતા; પરન્તુ તે ત્રણેમાં પ્રમાણિક્તા ન હતી. દુર્યોધને પ્રમાણિકતા છોડી પાંડવોનો દ્વેશ કરવો સ્વિકાર્યો, જરાસંધે કૃષ્ણનો દ્વેશ સ્વિકાર્યો અને રાવણે સીતાને હરી પ્રમાણિકતા છોડી રામચંદ્ર સાથે દ્વેશ કર્યો હતો. આમ અપ્રમાણિક બનવાથી તે

મહા પુરૂષો, ઉત્સાહી છતા નાશ પામ્યા હતા માટે ઉત્સાહ પ્રગટ કરતા પણ પ્રમાણિકતા વાપરી, સદ્દગુણી થવાની જરૂર છે

ઉત્તમ પ્રતિષ્ઠા સપા ન કરનારનુ અનુકરણ કરવાની સર્વેને આકાક્ષા થાય છે પ્રાચીન સમયમા થઈ ગયેલા મહાત્મા પુરુષો જેવા કે શ્રીકૃષ્ણ, રામચદ્રજી, માન્ધાતા, અર્જુન, અને હરીશ્ચન્દ્ર, સાપ્રત કાળમા થયેલા પ્રતાપી પ્રતાપ સિંહ, તથા શુરવીર શિવાજી વિગેરેના જીવન ચરિત્રો વાચવાની સહુને ઉત્કઠા થાય છે તેમજ તેવાઓની સેવાનુ અનુકરણ કરવાની પણ આકાક્ષા સર્વ કોઈ રાખે છે

### स्वभाव

ऐश्वर्यस्यविभूषण सुजनता शौर्यस्यवाक्सयम
ज्ञानस्योपशम कुलस्यविनयो वित्तस्यपात्रेव्यय
अक्रोधस्तपस क्षमाबळवता धर्मस्यनिर्व्याजता
सर्वेषामपिसर्व कारणमिद शीलपरभूषण । १ ।

સૌજન્યતા વાપરવી એ સમૃદ્ધિનુ ભૂષણ છે, વાણી નીયમમા રાખવી એ વીરત્વનું ભૂષણ છે શાન્તવૃત્તિ રાખવી એ જ્ઞાનનુ ભૂષણ છે વિનય રાખવો એ કુળનુ ભૂષણ છે સત્પાત્રને દાન આપવુ એ દ્રવ્યનુ ભૂષણ છે ક્રોધ ન કરવો એ તપનુ ભૂષણ છે, અપરાધ સહન કરવો એ બળવાનનુ ભૂષણ છે નિષ્કપટ ભાવ રાખવો એ ધર્મનુ ભૂષણ છે અને સર્વના કારણ રૂપ ઉત્તમ પદ આપનાર તથા સદ્દગુણ વધારનાર શીલ ( સારો સ્વભાવ ) એજ ખરૂ સર્વનુ ઉત્તમ ભૂષણ છે

જગત્મા મનુષ્ય, પોતાના સદ્દગુણોથી કે યોગ્યતાથી જેટલી પ્રતિષ્ઠા મેળવે છે તેટલીજ પ્રતિષ્ઠા સુસ્વભાવથી મેળવે છે આ વાતમા અન્યને ગમે તેમ લાગે પણ એટલુ તો ખરૂ કે ધૈર્યતા, અપરાધ સહનતા, વિગેરે યુક્ત જેટલે દરજ્જે સુસ્વભાવ હોય તેટલે દરજ્જેજ તેમને સુખની પ્રાપ્તિ થાય છે, અન્યનુ ભલુ ઇચ્છનાર સ્વભાવ હોય તો તે પોતાનુ ભલુ ઇચ્છનાર થઈ પડે છે

કેટલાકનો સ્વભાવ એવો હોય છે કે તે હમેશા સર્વ સારૂજ દેખે છે તેવો માણસ કોઇ દિવસ અસતોષી હોતો નથી તેમ તે જે કાઇ સુખ કે દુ ખ

છે તે સર્વ ( દૈવ જે કરે છે તે સારા માટે ) આવા ભાવથીજ દેખે છે. આવી દૃષ્ટિથી જોનાર મનુષ્ય, આનંદમય દુનિયાં દેખે છે. અન્તઃકરણ નિર્મળ હોવાથી સર્વ મનુષ્ય નિર્મળજ તેને લાગે છે.

પાંડવોએ રાજ સૂય યજ્ઞ કર્યો ત્યારે તમામ નૃપતિઓ આવેલા હતા તેઓ, અનેક ભેટ સામગ્રી સાથે લાવેલ હતા. આ વખતની પાંડવોની સમૃદ્ધિ જોઈ દુર્યોધનને ઇર્ષ્યા ઉત્પન્ન થઇ, ત્યારે વ્યાસજી પાસે આવી તે બોલ્યો કે મારા કરતાં પાંડવોને સહુ વિશેષ માન આપે છે તેમ સમૃદ્ધિ પણ તેને વિશેષ છે તેનું કારણ શું ? તે મને જણાવો એ સાંભળી વ્યાસજી દુર્યોધનને ભોજન કરવાને તૈયાર થૈ બેઠેલી બ્રાહ્મણની મોટી પંક્તી પાસે તેડી લાવ્યા અને કહ્યું દુર્યોધન ! આ બ્રાહ્મણો આટલાબધા છે તેમાં કોઈ સારી નિષ્ઠાવાળો વિવેકી સદ્ગુણી હોય તે મને ખોળીને બતાવ. એ સાંભળી દર્યોધન બ્રાહ્મણોની પંક્તીમાં ફરવા માડયો, તમામ બ્રાહ્મણો તેમને ઢોંગી અને કપટી ભાસ્યા પણ કોઇ સારો ન ભાસ્યો. આ વાત વ્યાસને કહેતાં વ્યાસે યુધિષ્ઠિરને બોલાવી કહ્યું યુધિષ્ટિર ! આ બ્રહ્મણોમાં કોઇ પણ કપટી, ખરાબ નિષ્ઠાવાન હોય તો તે ખોળી મારી પાસે લાવો. યુધિષ્ટિર વ્યાસજીનું વચન સાંભળી બ્રાહ્મણોની પંક્તિમાં ફરવા લાગ્યો એકેકા બ્રાહ્મણનું સ્વરૂપ જોઈ અતિ ખુશી થવા લાગ્યા. અહો ! આજ હું મહદ્ ભાગી કે આટલા બ્રાહ્મણો મારે ત્યાં પધાર્યા છે. દરેક બ્રાહ્મણ, બહુજ નિષ્ઠાવાન છે હું કોઇને કપટવાન દેખતો નથી. આમ કહેતાં કહેતાં, હર્ષનાં અશ્રુ આણતાં, બધી પંક્તીમાં ફરી વ્યાસજી પાસે આવી કહ્યું કે મહારાજ ! મને કોઇ કપટી કે દુષ્ટ મનુષ્ય લાગતું નથી સકલ બ્રાહ્મણ, નિષ્કપટીને, શુદ્ધ હૃદયવાન ભાસે છે હવે આ વખત વ્યાસજીએ દુર્યોધનને કહ્યું કે જો—

निजदोषावृतमनसा मतिसुंदर मेव भातिविपरीतं
पश्यतिपित्तोपहतः शशीशुभ्रशंख मपिपीतम् ॥ १

જે મનુષ્યો પોતે દોશથી વીંટાયેલાં હોય છે તેને અતિ સુંદર વસ્તુ પણ વિપરીત ( દોષવાળી ) લાગે છે જેમકે પિત્તવ્યાધી ( કમળો ), વાળો માણસ ચંદ્ર સમાન ઉજ્વળ શંખ હોય તો પણ પોતાની આંખ પીળી હોવાથી તેને પીળો દેખે છે તાત્પર્ય એ છે કે તું પોતે કુટિલ અને મલીન છે માટે સર્વને તેવાજ દેખે છે અને યુદ્ધિષ્ઠિર પોતે શુદ્ધ અંતરના હોવાથી અન્યને

પણ તેવાજ દેખે છે આવા નિર્મળ મનવાળા હોય તેનેજ સન્માન વિશેષ મળે અને સમૃદ્ધિ પણ તેને વિશેષ પ્રાપ્ત થાય, સમૃદ્ધિ એતો સદ્ગુણની દાસી છે જ્યારે આમ નિર્મળ બની, સર્વ દુનિયા નિર્મળ જોઈ, સદ્ગુણ સંપાદન કરીએ એટલે સમૃદ્ધિ સ્વત આવે છે તેને બોલાવવી પડતી નથી યુધિષ્ઠિરને તમામ રાજાઓને અમુક ભેટો લઇને આવજો એમ કહેવુ નથી પડયુ પરતુ તેની સદ્ગુણ સંપન્નાવૃત્તિ અને સન્નિષ્ઠાથી માન મોહિત બની ઉત્નાસભર સર્વે રાજાઓ ખુશીથી ભેટો લાવ્યા માટે સર્વસ્વ સંપાદન કરવામા સદ્ગુણની મુખ્ય જરૂર છે જો તુ તે સંપાદન કરીશ તો તારે પણ તેવી સમૃદ્ધિ પ્રાપ્ત થશે તથા માન પણ તેવુ મળશે

યુધિષ્ઠિર રાજા સમાન નિર્મળ મનવાળો સદાકાળ પ્રેમાળ, શ્રદ્ધાળુ, વિપત્તિને ભાવી માનનાર હોય છે તથા સદાકાળ સુખ કે દુ ખ બન્ને સ્થિતિને સરખી માની સદાય પ્રસન્નજ રહે છે

પ્રસન્ન પ્રકૃતિ રાખવી એ જોકે મુશ્કેલનુ કામ નથી છતા અજ્ઞાની કાયર અને ભીરૂને મુશ્કેલ થૈ પડે છે, સુખ અને દુ ખ એ જ્ઞાની અને અજ્ઞાની બન્નેને સરખી રીતે પ્રાપ્ત થાય છે પરન્તુ જ્ઞાની ભાવી ઉપર ભાર મુકી મનનુ સમાધાન કરી સદાય પ્રસન્ન રહે છે અને અજ્ઞાની કલ્પાત કરી, સુખનુ રૂપ સુક્ષ્મ કરી દુ ખનુજ રૂપ મોટુ બનાવે છે અને અન્તે મહા કલેશ ભાગી બને છે જોકે તે સુખ અને દુ ખ અન્યથા કરવાને તો જ્ઞાની કે અજ્ઞાની કોઈ સમર્થ નથી પરતુ જે મટાડવાને આપણે અસમર્થ છીએ ત્યારે તે કાર્યનો કલેશ કરી નાહક શરીરના માનસીક કે શારીરિક દુ ખનો વધારો શામાટે કરવો ! કલેશ કરવાથી જે પડેલુ દુ ખ હોય તે તો ઓછુ નથી થતુ પરતુ ક્લેશને લીધે શરીર કૃષ બને, મન ખિન્ન રહેવાથી વીર્ય બળી જાય અગ્નિમાંદ્ય થાય અને શારીરિક રોગની વૃદ્ધિ થઈ ઉલટો દુ ખનો વધારો થાય પરતુ સંતોષવૃત્તિ રાખી હોય તો એ દુ ખનો વધારો ન થાય પરતુ કેટલેક દરજ્જે દુ ખ છે એટલુજ જણાય હવે જ્ઞાની કે અજ્ઞાની બની દુ ખને ઓછુ કે વિશેષ કરવુ એ મનુષ્યના પોતાનાજ હાથમા છે દરેક મનુષ્યે વસ્તુ માત્રની કાળી બાજુ ગ્રહણ ન કરતા શ્વેત બાજુ ગ્રહણ કરવાની ટેવ પાડી હોય તો તે પ્રશસ્ત છે અને તેથી ( પ્રસન્નતા ) આનંદમય વૃત્તિ પ્રાપ્ત થવાનો સભવ રહે

આવી પ્રસન્નતામય વૃત્તિથી મનુષ્યનું જીવિત, પ્રકાશિત, સુંદર બને છે તે દુઃખને તો વાટી નાખે છે. શોકને તે પોતે બાળે છે. બુદ્ધિને વિશેષ ખીલવે છે. તેનું અન્તઃકરણ શાન્ત રહે છે.

પ્રસન્નતા એજ સુખના કારણ રૂપ છે એ તો સિદ્ધ થયું તેમ સદ્દ્ગુણનો આધાર તેના ઉપર પણ છે ખરો, એનાથી ભલાઈ અને સદ્દ્ગુણોનો પ્રાદુર્ભાવ થાય છે, ધૈર્યતા પ્રગટ થાય છે, પ્રસન્નતા ઉત્તમ છે એટલું નહિ પણ મરણ પર્યન્ત ટકી શકે તેવી છે પ્રસન્નતાવાન મનુષ્ય જે કાર્ય કરે તે બનતાં સુધી સુધારી સારૂંજ કરે છે ને જે અપ્રસન્ન હોય તેનો સ્વભાવ ખીજાળ હોવાથી બનતાં સુધી તે ક્રોધાધીન થઇ કાર્ય બગાડેજ અને પરિણામે અસદ્દ્ગુણી તે બને છે. શોધક કે લેખક તથા રાજયતંત્ર ચલાવનારા ઘણાખરા, પ્રસન્ન અને શાન્ત સ્વભાવવાનજ જણાયલા છે અને જેઓ શાન્ત નથી રહ્યા તેઓએ તે કાર્ય સંતોષકારક નહિ કરેલ હોય, તો શારીરિક કે માનસીક ગમે તે મહા વ્યાધી હોય તોપણ સદ્દ્ગુણ મેળવનાર મનુષ્યે પ્રસન્નતાનો ત્યાગ ન કરવો.

પ્રસન્નતાવાલો સ્વભાવ રાખવામાં મુખ્ય સહાય ભૂત, સ્નેહ, આસ્થા, ધીરજ, અને આશા એ ચાર હેતુઓ હોય છે. સ્નેહની અભિવૃદ્ધિ પ્રસન્નતાને સહાય કરે છે, આસ્થા, સહનશીલ બનાવે છે અને ભાવી ઉપર ભાર મુકાવી દુઃખનો પરાજય કરાવી પ્રસન્નતાને સહાય કરે છે. ધીરજ ઉદ્વેગ હઠાડી ધીરે ધીરે ઉદ્યોગ પરાયણ બનાવી મન સંતોષી રખાવી, પ્રસન્નતાને સહાય કરે છે અને આશા દુઃખ પ્રાપ્ત થયા છતાં, "હવે પછી સુખ મળવાનું" એવી લાગણી રખાવી પ્રાપ્ત થયેલા દુઃખનો અસર ન કરાવતાં પ્રસન્નતાને સહાય કરે છે. આવી રીતે ઉપલા ચાર હેતુઓ પ્રસન્નતાના બંધુ રૂપ છે.

'નમ્રતાવાળી પ્રકૃતિ રાખી સમય પરત્વે કોઇ દીન ઉપર જે દયાર્દ્રતા પ્રગટ થાય છે અને તેવી લાગણી દર્શાવતાં સામાના મનમાં જે આભાસ થાય છે તે આભાસ, પ્રત્યક્ષ દાન આપતાં નથી ન થતો એટલે કે પ્રીતિ, પ્રસન્નતા, અને ઉપકાર એ આપવાથી વિષેશ ખીલતાં નથી પરંતુ સ્વભાવની નમ્રતા અને કોમળતાથી વિશેષ ખીલે છે, સામાનું અપમાન પ્રથમ કરી તરછોડ ને લાખો રૂપૈયાનું દાન આપો તો પણ તેથી તે સંતુષ્ટ નહિં થશે પરંતુ આદર પુરઃસર નમ્રતા અને વિવેક વાપરી કાંઈ ન આપતાં માત્ર ધૈર્ય આપશો તો તેથી સામો વિશેષ પ્રસન્ન રહેશે.

---

# જાહેર ખબર

## વેદધર્મસભા

### સ્થાપના સવત ૧૯૨૮

હેતુ —ધર્મશાસ્ત્રોના પ્રાચીન પુસ્તકો અનુસાર જે ધર્મનુ જ્ઞાન આર્યબધુઓમા ફેલાવવા અને દિન પ્રતિદિન વેદધર્મપર વધતી જતી અનાસ્થાનો નાશ કરવા, તથા તેમા કહેવા સનાતન ધર્મમા આર્યબધુઓનુ ધ્યાન ખેચવા વર્તમાન દેશકાળને અનુસરતા વિચાર પૂર્વક સાધનો યોજવા

અધ્યક્ષ —વૈદરાજ પ્રભુરામ જીવનરામ

મત્રી { શેઠ દ્વારકાદાસ ધર્મસિહ
રા રા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બી એ

વ્યવસ્થા —સભાસદોના બે વર્ગ કરવામા આવ્યા છે પહેલા વર્ગના સભાસદો ધર્મ ઉપર શ્રદ્ધા રાખી દર વર્ષે રૂ ૫ અને તે કરતા વધારે રકમ ધર્મના કામમા મદદ તરીકે આપે છે આ સભાસદોને સભા તરફથી નીકળતા માસિક આર્યધર્મપ્રકાશનો લાભ મળે છે

બીજા વર્ગના સભાસદો આ આર્યધર્મરક્ષક સસ્થા ચલાવવામા મદદ તરીકે દર વર્ષે રૂ ૫ થી ઓછી રકમ આપે છે

સસ્થા —૧ પ્રસગોપાત બોધ કરવા માટે સભાની બેઠકો કરવી ૨ આર્યબધુઓનુ વેદધર્મ તરફ ધ્યાન ખેચાય તે માટે ધર્મના સામાન્ય પુસ્તકોનુ સશોધન કરી તે પુસ્તકો છપાવવા ૩ ભવિષ્યમા સદુપદેશક વર્ગ ઉભો કરવા વેદધર્મ સભાની પાઠશાળા ૪ વિદ્વાનોના ધર્મ નીતિ અને વ્યવહાર સબધી લેખોથી બોધ કરવા માસિક આર્યધર્મપ્રકાશ આ ચાર સસ્થા હાલ યથા સભા તરફથી બજાવવામા આવે છે

ફડ —આર્યધર્મરક્ષક ઉદાર ગૃહસ્થોની મદદ મેળવવા માટે નીચેના ફડો સભા નીભાવવા ઉઘાડવામા આવ્યા છે

૧ વેદધર્મ સભાનુ સ્થાયી ફડ—વેદધર્મ સભાને પોતાની કર્તવ્યતા બજાવવામા અડચણને વખતે પણ પગભર રહેવામા સહેલાઈ મળે તેમાટે આ ફડ સ્થાપવામા આવ્યુ છે

૨ શુભાશુભ પ્રસગે વેદધર્મ સભાની ભેટનુ ફડ—મળેલી રકમ સભાના શુભકાર્યમા વાપરતા બાકી રહેલી રકમ આ ખાતે અનામત રાખવામા આવે છે

૩ વેદધર્મ સભાના સભાસદોનુ વાર્ષિક લવાજમ ફડ—સભાનો ખર્ચ જતા બાકી રહેલી રકમ આ ખાતે અનામત રાખવામા આવે છે

૪ વેદધર્મ સભાની પાઠશાળા ફડ—આ ફડમા મળતી રકમમાથી પાઠશાળાનો ખર્ચ જતા બાકીની રકમ અનામત રાખવામા આવે છે

સર્વ ઉદાર ધર્મરક્ષક ગૃહસ્થોને આ સભામા યથાશક્તિ મદદ કરવાને વિનતિ કરવામા આવે છે સભા સબધી વિશેષ માહીતી સભાના મત્રી રા રા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બી એ તરફથી પત્રદ્વારા કિવા રૂબરૂમા મળીને મેળવી શકશો

સ્થળ—અનતવાડી, ભુલેશ્વર

લખાઈ તેથી સર્વને મનન કરવા યોગ્ય છે. આવો ઉત્તમ ગ્રંથ શુદ્ધ, સરળ અને સુંદર છાપથી સારા ઉંચા કાગળ ઉપર સફાઇદાર છપાયો છે આ ગ્રંથની નવમી આવૃતિ ખપી જવાથી દશમી આવૃતિ છપાવવી પડી તેજ તેનું ઉપયોગીપણું પ્રદર્શિત કરેછે

કીમત એક રૂપીઓ ટપાલ ખર્ચ બે આના.

---

જગદ્‌ગુરૂ શ્રીમાન્ શંકરાચાર્યકૃત.

## મોહમુદ્‌ગર.

( સંસ્કૃત તથા શુદ્ધ, સરળ, ગુજરાતી ટીકા સાથે. )

શ્રી મચ્છંકરાચાર્યનું રચેલું આ પુસ્તક અતિ ઉત્તમ બોધ આપે છે. દુઃખને ઉત્પન્ન કરનાર મોહ એ આ પુસ્તકના પાઠ કરનારથી દૂર રહે છે. મુમુક્ષુઓને એ જ્ઞાનનો પરમ માર્ગ બતાવે છે. આમાં વિસ્તારથી દરેક વિષયનું વર્ણન સારૂં કર્યું છે. માટે અવશ્ય દરેક મનુષ્યે એક વખત વાચવા જેવું છે.

કીમત આના નવ ટપાલ ખર્ચ એક આનો.

---

## શ્રીમદ્ ભગવદ્ ગીતા.

મૂલ સસ્કૃત સાથે.

( શુદ્ધ, સરળ, ગુજરાતી ભાષાંતર )

આ પુસ્તક યથાર્થ અને લોકપ્રિય હોવાથી તેની ચોથી આવૃતિની થોડીજ નકલો [illegible]હી છે, નાની આકૃતિ રેશમી પુઠાંવાળી હોવાથી પૂજા પાઠમાં ઉપયોગી છે. વળી શ્લોક [illegible]ચેજ ભાષાંતર હોવાથી પૂજા પાઠમાં અર્થની સુગમતા આપે છે.

ભાષાન્તર કરનાર જુનાગઢ સસ્કૃત શાળાના શિક્ષક શાસ્ત્રી હરિદત્ત કરૂણાશંકર.

કીમત બાર આના ટપાલ ખર્ચ એક આનો.

---

## શ્રીમદ્ ભાગવત ભાષાંતર.

( સસ્કૃત મૂલ શ્લોક અને બાલબોધ અક્ષરમાં ગુજરાતી ગગાજમના ટીકાવાળું )

સાધુ સન્યાસીઓને વિચારવાને તથા વ્યાસ લોકોને કથા વાંચવામા ઉપયોગી થાય [illegible]ા માટે પોથીના આકારમા ચૌદ ચિત્રો સહીત સુંદર આકૃતિ અને સુંદર અક્ષરથી.

કીમત પદર રૂપીઆ ટપાલ ખર્ચ એક રૂપીઓ ચૌદ આના.

## વિદ્વત્કૃત્યવિવેક

(સંસ્કૃત તથા ગુજરાતી સાથે)

રચનાર

સુપ્રસિદ્ધ શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વર મોરબી રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રી

આ ગ્રંથમા વિદ્વાનો તથા શિક્ષકોને ઉપયોગી ઉપદેશ આપ્યા છે

---

## સુશ્રુત

(વૈદક ગ્રંથનું)

## ગુજરાતી ભાષાન્તર મૂળ સાથે

વેદધર્મ સભા તરફથી છપાય છે

આર્ય વૈદકના અતિ જુના અને પ્રમાણભુત ગ્રંથનું મોટા ખર્ચથી અને અતિ પરિશ્રમથી ભાષાંતર કરી ઘણા સારા ટાઇપનું ગુજરાતી ભાષામા અને બાળબોધ લીપીમા આ ગ્રંથ છપાય છે આશરે બે માસમા બહાર પડશે અગાઉથી ગ્રાહક થનારને ટકા ૧૦ કમીશન મળશે કીમત આશરે રૂ ૧૫ થશે

---

## અનસૂયાભ્યુદય

(ગુજરાતી ભાષાન્તર)

સુપ્રસિદ્ધ શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વર મોરબી રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રીએ સંસ્કૃતમા રચેલુ તેનું ગુજરાતી ભાષાંતર શુદ્ધ સરળ ભાષામા સ્પષ્ટ સમજી શકાય એવું છે આ સરસ પુસ્તક સાથે ભાગવતી નામની આર્ય મહીલાની તેવીજ રસિક અને બોધક કથા છે નર્મદા નામની પતિપ્રાણા સતીની કથામા અનસૂયા મહાત્મ્ય સંપૂર્ણ રીતે પ્રદર્શિત કરેલુ છે કુલીન સ્ત્રીઓને તે સુધર્મ બોધક છે આ પુસ્તકની ચોથી આવૃતિ તેની લોકપ્રિયતા દેખાડવા બસ છે

કીમત બે આના ટપાલ ખર્ચ મફત

## શ્રીમદ્ ભાગવતનો

## એકાદશસ્કંધ

(શુદ્ધ, સરળ ગુજરાતી ભાષાંતર)

તેમ શ્રીકૃષ્ણે ઉદ્ધવને જ્ઞાન આપ્યુ છે તેથી જ્ઞાનના જીજ્ઞાસુ પુરૂષોને ખાસ વાચવા લાયક છે શ્રીમદ્ ભાગવતમાથી જુદુ પાડી સ્પષ્ટ ગુજરાતી ભાષાંતર કરી, બીજી આવૃતિમા ઘણા સુધારા વધારા સાથે સુંદર આકૃતિમા સારી બાંધણીમા બાંધવામા આવ્યુ છે

કીમત એક રૂપીઓ ટપાલ ખર્ચ બે આના

---